卐 ॥ नमो तित्थस्स ॥ 卐

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]


પુસ્તક ૧      પોષ

અંક ૫      ૧૯૮૨





માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઈકોર્ટ. મુંબઈ

# વિષયાનુક્રમ



## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કૉન્ફરન્સ (પરિષદ્) સંબંધીના વર્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સંઘસેવાના પરિષદના કાર્યમાં પુષ્ટિ આપશે.

વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર રૂ. બે.

લખો- જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફીસ
૨૦ પાયધુની મુંબઇ નં. ૩.

---



## લેખકો વગેરેને સૂચનાઓ.

૧. આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર રહેશે.

૨. અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ ને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩. લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરબારો પત્રવ્યવહાર કરવો.

૪. કોઈ પણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૪. દરેક લેખ તેમજ મોકલેલ ગ્રંથની સમાલોચના સમય સ્થળ વિચારીને જેમ બને તેમ ત્વરાએ પ્રકટ કરવાની કાળજી લેવાશે.


તવાબિલ્ડિંગ, ત્રીજે માળે લોહારચાલ, મુંબાઇ

મોહનલાલ દલીચંદ દેશાઇ
B. A. LL. B. વકીલ હાઇકોર્ટ,
માનદ તંત્રી


**ગ્રાહકોને સૂચના**—જેઓએ પોતાનાં નામ ગ્રાહક તરીકે હજુ ન લખાવ્યાં હોય તેમને તે પુરા ઠેકાણા સહિત લખી મોકલવા અને સાથે સાથે વાર્ષિક લવાજમના બે રૂપીઆ મનીઑર્ડરથી મોકલી આપવા વિનંતિ છે, કે જેથી વી પી. કરવામાં અનેક મુશ્કેલીઓ અને નાહકનું ખર્ચ થાય તેમાંથી

# જૈન યુગ



The country is crying for food, for clothes, for sanitary houses, for education, for work and wages, and we are fighting over words. The country is getting hopeless and soulless and we are wrangling over formulas. The country is going to the dogs and we are helping the latter in tearing us into pieces. The country is being denuded of all conditions of self-respect, and we are falling out for the prestige of individuals and parties. Hindus are fighting with Hindus, Muslims with Muslims and both with each other. The best among us are behaving like Nero. May I humbly venture to suggest that this is no time for quarrelling and making confusion worse confounded? Northing is immediately within reach. Nothing is immediately realisable. The goal is not in sight, the workers are so few. Let us weigh our words, balance our actions, lest the responsibility of making the situation absolutely irredeemable should fall on our heads. Let us never forget that millions are hanging on our words. They look at us for light and guidance and for eventual deliverance. We cannot expect any mercy or consideration from them if we fail them at this juncture. And fail them we must if we persist in our present vain-glorious attitude in playing upon words, and in wasting time and money over futile and and petty quarrels. I say this is no spirit of sermonising, nor in one of superior wisdom. I am only an humble worker in the ranks, prepared to work with and under anyone whom the country and its people choose to lead and guide. But I say this in all sincerity:

"Close up your ranks and be friends." — Lala Lajpatrai

પુસ્તક ૧ વીરાત્ સં૦ ૨૪૫૨ વિ૦ સં૦ ૧૯૮૨ પોષ અંક ૫

## અમારા મનોરથ

[ રાગ માઢ-ગુણવંતી ગુજરાત, અમારી૦ એ લયમાં ]

ઉપકારી મહાવીર, અમારા ઉપકારી મહાવીર,
વંદન કરીએ વીર! અમારા ઉપકારી મહાવીર.
જ્ઞાનાવરણીય કર્મ કરી ક્ષય, સર્વ જ્ઞાની ભગવાન;
તેમ કરી અમ તુજ બાળકડાં, થઇશું તારી સમાન — અમારા૦
તુજ શુભ નામ હૃદયમાં ધરશું, રાખીશું તુજ નામ;
વિજય વાવટો જગ ફરકાવી, રચીશું વિદ્યા-ધામ — અમારા૦
સ્યાદ્વાદ નય તત્ત્વ પ્રમાણે, તુજ શીલસુરી મહાન;
શીખી પઢાવી સંત જનોનાં, ગાશું મંગળ ગાન — અમારા૦
તુજ મંદિરમાં આળેખીશું. પૂર્ણ સાધુનાં ચિત્ર;
તેને ને તુજ પગલે ચાલી, થાશું અમે પવિત્ર — અમારા૦

# તંત્રીની નોંધ

## ૧. હિન્દુનું સંગઠન

હિન્દુ મહાસભાની બેઠક તા. ૫, ૬, અને ૭મી ડીસેંબરને રોજ મુંબઇમાં પંજાબના નરકેસરી લાલા લજપતરાયના પ્રમુખપણા નીચે મળી હતી અને તેમાં અનેકવિધ વિચારો અને ઠરાવો થયા હતા. પ્રમુખનું ભાષણ મનનીય અને બોધક હતું. તેમણે ઉચ્ચારેલા વિચારો દરેક જાતિએ તપાસવાના છે અને યોગ્ય લાગ્યે અનુસરવાના છે. મુખ્ય તાત્વિક વિચારો એ છે કેઃ—

'સંગઠનનો અર્થજ પ્રભાવ, સત્તા અને પ્રતિષ્ઠા છે. જેઓ સંગઠિત થવામાં બેદરકાર રહે છે તેઓએ સંગઠિત થયેલાને માર્ગ આપવો પડશે—તેમને નમવું પડશે. બ્રિટિશોની સત્તાનું ખરૂં કારણ તેઓની સંગઠન કરવાની શક્તિ છે. તેઓની સંખ્યા અતિશય નાની છે, પણ તેઓની સંગઠન કરવાની શક્તિ મહાન્ છે'

'સમાજ-ધર્મ હમેશ દેશ અને કાલને આધીન રહેલ છે. હિંદુઓએ વખતોવખત તે ધર્મમાં પોતાની બદલાયેલી જરૂરીઆતો અને સંજોગો અનુસાર ફેરફાર કર્યા છે, અને તેથી જ તેઓને સ્થિરતા-દ્રઢતા અને કાયમીપણું પ્રાપ્ત થયેલાં છે. જીવનના અનેક અર્થમાં એક અર્થ દેશકાલાધીનતા—દેશકાલ પ્રમાણે અનુસરણ અને વૃદ્ધિ છે. હિંદુત્વ એક જીવંત સંસ્થા છે અને તે હમેશાં તેમ રહેલ છે. તેની સામાજિક નિયમાવલી દેશકાલની જરૂરીઆતો અનુસાર બદલાતી ગઇ છે, બદલાતી જાય છે અને બદલાતી ચાલુ રહેશે. બેહદ ઝડપી ફેરફાર સુધારા સામે અને વિચિત્ર પલટા સામે જૂના વિચારના હિંદુઓનો વિરોધ વ્યાજબી છે પણ સમયને અનુસરીને પ્રગતિ સામે અને જીવનના પુનરૂદ્ધાર સામે થાય ત્યારે તે ખરાબ અને હાનિકર્તા છે. હું મારા જૂના વિચારના દેશજનોને જે મહા ફેરફારો આપણા જીવનમાં, જેનાપર આપણો કાબુ નથી એવા સંજોગોને લઇને પ્રવેશ પામ્યા છે તે પર ધ્યાન દેવાની અપીલ-વિનંતી કરૂં છું. રેલ્વે, આગબોટ, હવાઇ વિમાનો, ટપાલખાતું, પાણીનાં ખાતાંઓ, વીજળી—આ સર્વે તેમજ બીજી ઘણી અર્વાચીન શોધોએ એક નવુંજ જગત્ ખડું કર્યું છે. આપણે તેની ઉપેક્ષા કરીજ ન શકીએ. આપણે તેનો પૂરો ખપ લઇએ છીએ; ત્યાં સુધી આપણે વખત સાથે બદલાતા જઇએ છીએ, પણ બીજા કેટલાક ફેરફારો કે જે આમાંથી પરિણમે છે તેની સામે વાંધો લઇએ છીએ. આમ કરવામાં આપણને નિષ્ફળતા મળવાની છે. આવી નિષ્ફળતામાં વખત અને ધનનો દુર્વ્યય છે, અને તેને લીધે પ્રગતિની મંદતા થાય છે અને મળેલી તકો ગુમાવીએ છીએ. આટલા માટે બદલાયેલી સ્થિતિ ધ્યાનમાં લઇ તદનુસાર જીવનને સાનુકૂળ બનાવીએ. તેમાં જ સહીસલામતપણું, મુસદીપણું, દીર્ઘદ્દષ્ટિ, ડહાપણ અને દ્રઢતા રહેલાં છે. ચુસ્તપણે રૂઢિને વળગી રહેવું એમાં હ્રાસ અને હાનિ થતાં જ જાય છે અને નાહકના ઝઘડા અને કલેશો વધે છે આપણે ડાહ્યા હોઇએ, તો તેને દૂર કરીએ. નહિ તો સમય પોતાનું વેર લેશે જ."

આ સામાન્ય રીતે સર્વમાન્ય સિદ્ધાંતોને વળગીને કાર્ય દરેક વ્યક્તિ-સંસ્થા-જાતિ-કોમે કરવાનું છે. અને તેમ કરવામાં એક મહાસિદ્ધાંત તો ભૂલવો જોઇતો નથી કે દેશના ઉદ્ધારને કંઇ પણ બાધ આવવો ન જોઇએ.

દેશની સ્થિતિ જોઇએ તો જણાશે કે મુસલમાન ભાઇઓએ પોતે હિંદુની અપેક્ષાએ નાની કોમ તરીકે પોતાની કોમને ખાસ હકો આપવા જોઇએ એવી હીલચાલ ઉપાડી, અને બ્રિટિશોએ પોતાની રાજનીતિને અનુકૂળ રહી તેવો ભેદ રાખવામાં પોતાનું સંરક્ષણ માન્યું છે. અને મુસ્લિમ અને નૉન-મુસ્લિમ એમ બે ભેદો ધારાસભા આદિમાં રાખેલ છે તેથી એક રાજકીય પક્ષ મુસ્લિમોનો ઉપસ્થિત થયો અને બીજો પક્ષ કે જેમાં હિંદુ, પારસીઓ, ખ્રિસ્તીઓ વગેરેનો થયો. આ બીજા પક્ષમાં હજુ ભેદ પાડયા નથી યા સ્વીકાર્યા નથી એટલુંયે સારૂં છે; છતાંય તેમાં પણ દક્ષિણમાં બ્રાહ્મણ અને અબ્રાહ્મણ પક્ષના ભેદને ટેકો મળતો રહ્યો છે. વિશેષમાં હિંદુ કોમ આખી કેવી શારીરિક અને માનસિક સ્થિતિ ધરાવે છે ને તેનાં ખાસ લક્ષણો શું છે તે પણ તપાસવાનું છે. તેનામાં ઘણી અવ્યવસ્થા છે અને અંદર અંદરના કલેશોથી જર્જરીત થતી જાય છે. લાલાજીએ જાહે

—' હાલના હિન્દુઓમાં દૃઢ કાર્ય કરવાની શક્તિ નથી, તેમજ તેમનામાં હિંમત, સાહસ-પરાક્રમ, જીવનના ઉલ્લાસ, ઉત્સાહ, સંગીનતાનો અભાવ છે — એક વખતની મહાન્ મળતા ટુકડાઓ અહીં તહીં વેરાયેલા છે, હાલનું હિંદુ જીવનનું જબરૂં લક્ષણ તેઓની કાર્યશૂન્યતા (passivity) છે. આખું માનસિક વલણજ એવું છે કે 'એમ થવા દો' 'જેમ થાય છે તે સારાને માટે' 'હશે, આપણે શું કરીએ' 'ચાલવા દો' એવા નિરાશાજનક અને ક્રિયાશૂન્ય ઉદ્‌ગારો નીકળી જાય છે. જીવનના સંજોગો બદલાવવા, પોતાની વલણિનો પ્રવાહ ફેરવવા, પોતાના ભાગ્યના સ્વામી થવા અને જે મુશ્કેલીઓ પોતાની પ્રગતિ અને દૃઢતામાં આડે આવનારી છે તેની સામે બાથ ભીડવા માટે ગતિમાન્ પ્રયત્નોની પૂરી જરૂર છે. જે સ્થિતિ છે તે ભોગવી લેવાની તેઓને ટેવ પડી છે.'

આ ભયંકર સ્થિતિ દૂર કરવા માટે મહાભારત પ્રયત્ન, સંગઠન અને પરાક્રમ દાખવવા વગર છૂટકો નથી. તેમ થવા માટે સર્વ જાતિ-કોમ આદિને એકત્રિત કરી એક-સમાનભાવ બતાવી શકાશે ત્યારેજ હિંદુ કોમ સમગ્ર પ્રજાના સંગઠનમાં-સ્વરાજ્યમાં ભાગ લઇ શકશે.

હિંદના રહેવાસી એ હિંદુઓ એ વ્યાખ્યા પહેલાં હતી અને હિન્દ બહાર મિસર અને અમેરિકા આદિમાં હજુ એ વ્યાખ્યા કરવામાં આવે છે. પણ ખુદ હિંદુસ્થાનમાં વસ્તુસ્થિતિ જૂદી છે. હિન્દુ ધર્મ પાળનારી હિન્દુ કોમ હવે કહેવાણી. હિન્દુ ધર્મમાં અનેક સંપ્રદાયો-અનેક માર્ગો-અનેક જાતના સિદ્ધાન્તો છે. બ્રાહ્મણ અને અબ્રાહ્મણ એવા ધર્મના પ્રકાર પાંડીએ તો તે આર્યધર્મની બે શાખા ગણી શકાય. અબ્રાહ્મણ ધર્મમાં જૈન અને બૌદ્ધ ધર્મની ગણત્રી કરી શકાય. બૌદ્ધધર્મ હિન્દમાં પ્રાયઃ અવિદ્યમાન છે, જ્યારે જૈનધર્મ પોતાનું જાળવી ટકી રહ્યો છે. હિન્દુઓ અને જૈનો વચ્ચેનું અનેક જાતનું સામ્ય છે. બન્ને હિન્દુસ્થાનની પેદાશ છે. અને એ રીતે હિન્દના વતની તે હિન્દુ, આર્યસંસ્કૃતિવાળા તે હિંદુ એ વ્યાખ્યા સ્વીકારીએ તો જૈનને હિન્દુમાં ગણી શકાય.

જીવ અને જીવ વચ્ચે તત્ત્વથી કંઇપણ ભેદ નથી, પણ કર્માનુસાર ભેદ પડે છે. મનુષ્ય અને મનુષ્ય વચ્ચે તો ભેદ હોવો ન જોઇએ — દરેક મનુષ્ય કર્મથી મુક્ત થઈ શકે. દરેક સિદ્ધિ મેળવી શકે અને તે મેળવવા શાસ્ત્ર-તત્ત્વચિંતન-પ્રભુ ભજન વગેરે કરવાનો સરખો અધિકાર છે એ સૂત્ર ભૂલવું જોઇતું નથી. હિંદુ મહાસભાએ હિંદુનું સંગઠન કરવા માટે એકત્રિત વિચાર કરવા માટે પરિષદ્ મેળવી તે યોગ્ય કર્યું છે. તેવી રીતે જૈનોએ પોતાની પરિષદ્ (કૉન્ફરન્સ) ઘણી વખત મેળવી પોતાનું સંગઠન કરવા માટે ઊહાપોહ, ઠરાવો, શિક્ષણપ્રચાર, અન્ય યોજના વિસ્તાર આદિ કરેલ છે, અને તેજ પ્રમાણે પણ વિશેષ મક્કમતાથી વિશેષ કાર્યગત યોજનાઓ અને સંગઠનના પ્રયત્નોથી જૈનો પરિષદ્ ભર્યાંજ કરશે તો જ પોતાનું અસ્તિત્વ વધુ વખત ટકાવી શકશે.

આમ કરવામાં ઉદ્દેશો હિંદુ મહાસભાની પેઠે આ તો અવિચળપણે હોવા જોઇએઃ— (૧) બધા વર્ગો વચ્ચે વધુ એકસંપી અને એકત્રતા સ્થાપવી. પડેલા વિભાગોને બને તેટલા વધુ નિકટપણે એકત્રિત કરવા. (૨) પોતાની કોમ અને અન્ય કોમો વચ્ચે શુભેચ્છાની લાગણી ફેલાવવી — દોસ્તી રાખવી કે જેથી હિંદી રાષ્ટ્ર સ્વરાજ ભોગવતું થાય (૩) કહેવાતા ઉતરતા વર્ગો સાથે બધા વર્ગોની હાલત સુધારવી અને (૪) જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે કોમના લાભો સાચવવા ને વધારવા (૫) સામાન્યપણે આખી કોમના ધાર્મિક, નૈતિક, શિક્ષણવિષયક, સામાજિક, આર્થિક અને રાજકીય લાભો આગળ વધારવા માટે જરૂરી પગલાં ભરવાં.

આ ભરાયેલી હિંદુ મહાસભાના ઠરાવ વિચારવા જેવા છે ને તે એ છેઃ (૧) દરેક સ્થળે શાખાઓ સ્થાપવી. (૨) અન્ય ધર્મમાંથી આવવા ઇચ્છનારને પ્રાયશ્ચિત્ત અને શુદ્ધિ આપી લેવા. (૩) શારીરિક સ્થિતિ સુધારવી-વ્યાયામ શાળાઓ તેમજ બીજાં સાધનોનો પ્રચાર કરવો (૪) સ્રીમાં પડદાનો રીવાજ કાઢી નાંખવો અને લગ્નની ઉમર છોકરાની ૨૫ ને છોકરીની ૧૬ રાખવી. (૫) વિધવાને રાહત આપવી. રખડતી વિધવા માટે વિધવાશ્રમ ખોલવું. તે માટે કમીટી નીમાઇ. (૬) ચાર વર્ણના હિન્દુઓએ પોતાના વર્ણની અનેક પેટા-

જ્ઞાતિઓમાં સમભાવ લાવવા બને ત્યાં સુધી એક વર્ણ બનવું વગેરે.

જૈનોએ આ ઉપરથી ચેતવા જેવું છે. પોતાના ક્લેશો દૂર કરી, શારીરિક, માનસિક, ધાર્મિક, અધ્યાત્મિક સ્થિતિ સુધારવા પ્રત્યે જૈનો લક્ષ નહિ રાખે તો તેઓનો મૃત્યુઘંટ બજી રહ્યો છે એ નિરાશાવાદીઓનો મત કદાચ ખરો પડે. પણ હજુ જૈન સમાજમાં વિચારવાનો – સુજ્ઞો અને દીર્ઘદષ્ટિ પુરૂષોનો સાવ દુકાળ પડ્યો નથી. સાધુ સાધ્વીઓ સમયજ્ઞ થઈ પોતાનું સંગઠન કરશે, શ્રાવક શ્રાવિકાઓ સમજુ થઇ સંગઠિત થઇ પોતપોતાની સ્થિતિ સુધારશે એવી આશા અમારા હૃદયમાંથી સાવ દૂર નથી થઇ.

નમો સંઘસ્સ–નમો તિત્થસ્સ

## ૨. જૈન આરોગ્યભવનો

'દુઃખની વાતો દુઃખિયા જાણે, સુખિયા શાને જાણે રે' એ જે કહેવાય છે તે ઘણે દરજ્જે ખરૂં છે. ઘણા ધનવાનો ધનપ્રાપ્તિમાં અને તેને અંગે નાહકના અને શરીરને સુખશીલીયું બનાવનારા વૈભવો-વિલાસોમાં મશગુલ રહે છે, અને ગરીબો કેવા દારિદ્ર્યમાં રહી રોગ, દુર્બળતા, અને છેવટે મૃત્યુને આધીન થાય છે તેનો કિંચિત્ માત્ર વિચાર સરખો પણ કરતા નથી. 'કોને પડી છે?' કયાંથી ખ્યાલ આવે? ગરીબાઇનો અનુભવ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી તેનાથી નિપજતાં અનેક સંકટો, હાડમારીઓ, અને સામાન્ય સુખોનો પણ અભાવ ગરીબોમાં જે બધું કરતા બતાવી રહેલ છે તેના ઉપાયો કરવાનું પણ ક્યાંથી સૂઝે? આખો હિન્દ જો કચડાતો–દબાતો –ગુલામી અવસ્થા ભોગવતો હોય તો તે સ્વરાજ–સ્વશાસન તંત્રની ખામી અને ગરીબાઇ એ બે મુખ્ય કારણોને લઇને છે. કન્યાઓ વેચાતી હોય છે. તેનાં લગ્ન અશક્ત-વૃદ્ધની સાથે થતાં જોવામાં આવે છે તેનું કારણ ગરીબાઇ છે — ધંધાની અને સુખરૂપ આજીવિકાની તંગી છે. પ્રજા નિઃસત્ત્વ અને મુડદાલ જન્મે છે અને અલ્પ આયુષ્ય ભોગવી મરણાધીન થાય છે તો તે ગરીબાઇને લઇને; રોગો વધતા હોય તેની સામે ટકવાની આંતરિક શક્તિ ન હોવ તો તે ગરીબાઇને લીધે, સાધનોને અભાવે. લોકો–ખાસ કરી ધનવાન્ લોકો, યા સામાન્ય સ્થિતિના લોકોનો સહકાર એકત્રિત ફાળો કરી, જોઇતાં સાધનો ગરીબ બંધુઓ માટે પૂરાં ન પાડે, તો ગરીબનાં શિથિલ મૃત્યુ બની વહેલા તેઓ મરણના કોળીઆ બને એમાં નવાઇ નથી. દરેક કોમમાં ગરીબોની સંખ્યા વધુ હોય છે અને તેમને સુખ-સગવડતા કોમ પૂરાં પાડે તો જ તે કોમ ઉજળી અને દીપતી રહી શકે — કોમ કોમ તરીકે ટકી શકે.

જૈનોમાં મરણસંખ્યા વધુ છે ને તેથી તે કોમ દિવસે દિવસે ઘટતી જાય છે એ ફર્યાદ ચાલુ છે, તો ફર્યાદ દૂર કરવા માટે શું શું ઉપાયો યોજવા ઘટે તે માટે એવા પ્રકારની એક કમિટી નવમી કૉન્ફરન્સે નીમી હતી અને તેના રીપોર્ટમાં સુવાવડખાના, સસ્તાં ભાડાંની હવાઉજાસ વાળી ચાલીઓ યા ઘરો, આરોગ્યભુવનો, અને દવાખાનાંઓ ઠેરઠેર ઉઘડાવાં જોઇએ અને શારીરિક સ્થિતિ સુધરે તે માટે ભાષણો, પુસ્તકો દ્વારા આખી કોમમાં આંદોલનો ફેંકવાં ઘટે. વ્યાયામશાળા દરેક બોર્ડિંગ — શિક્ષણશાળામાં એક હોવી જોઇએ.

આરોગ્યભુવન સંબંધમાં તે રીપોર્ટમાં જણાવ્યું છે કે 'હિંદુસ્તાનમાં સારી હવાવાળી જગ્યાઓમાં આરોગ્યભુવનોની જરૂરીઆત છે કે જ્યાં દુઃખથી પીડાતા તમારાં જૈન ભાઇ બહેનોને સ્વચ્છ હવા, આરામ, શાંતિ અને તંદુરસ્તી મળે. અફસોસની વાત છે કે જ્યારે પારસી, ભાટીઆ, કપોળ (વણિક) જેવી કોમોએ આરોગ્યભુવનો ખોલેલાં છે ત્યારે જૈન જેવી કોમ પોતાની કોમના દુઃખથી પીડાતા અને આરોગ્યભવનની જરૂરીઆત વાળા વર્ગ તરફ હજુ સુધી આંખ મીંચી બેસી રહી છે. જ્યારે હજારો અને લાખો રૂપીઆ દેહરાસરો, પાંજરાપોળો અને વરઘોડાઓ પાછળ ખર્ચમાં આવે છે ત્યારે તે દેહરાસરોને પૂજનાર અને પોષણ કરનાર વર્ગ તરફ ખાસ લક્ષ રાખવાની જરૂર છે.'

મુંબઈ જેવા ગીચ વસ્તીવાળાં અને અનેક અગવડતા વાળા — અશક્ત કરનાર હવાપાણી વાળા શહેરમાં ગરીબાઇને અંગે અસુખાકારી મલીન ઘરોમાં વસતા જૈન ભાઇઓમાં રોગ વિશેષ પેસારો કરે તે સ્વાભાવિક છે. રોગ આવતાં ટૂંકા આજીવિકાનાં

સાધનોને લઇને મુંબઈ છોડાતું નથી ને સ્વદેશ-વતનમાં જવાતું નથી, તેથી ગમે તેટલી હાડમારી ખમી — દાક્તરની દવા પી સમય કાઢે છે ને આખરે મરણવશ થાય છે. આવા શહેરમાં શ્રીમંત જૈનો પણ અનેક વસે છે. તેઓ પોતાના ધનનો સદ્વ્યય આવા સ્વધર્મી, ગરીબ ને રોગી ભાઇઓને પરાંઓમાં આરોગ્યભુવન પૂરાં પાડવામાં કરે તો અનેક આશીશો લઇ પોતાનું કલ્યાણ સાધી શકે તેમ છે. આવાં આરોગ્યભુવનો સુરતી શ્રીમંત તરફથી અગાશી, મલાડ થયાં છે અને એક હમણાં નવું વિલેપારલેમાં શ્રી. ઘેલાભાઇ કરમચંદની ઉદાર સખાવતના પરિણામે એક સારા ઉજાસવાળું અને સગવડતાવાળું આરોગ્યભુવન ખુલ્લું મૂકવાનો મેળાવડો આ વર્ષના માગશર માસની શુદ ૧૦ ને દિને પં. શ્રી લલિતવિજયજી મહારાજની સમક્ષ થયો હતો, તે ખરેખરે આવકારદાયક બિના છે.

ક્ષયના દરદીઓને સૂકી હવાની જરૂર છે, તો કાઠિયાવાડમાં તેવી હવા માટે પંકાયેલા વઢવાણમાં, દરિયાની હવા અનુકૂળ અને શક્તિદાયક ઘણાને બને તો તેવાં સ્થળો — દૂમસ, ચોરવાડ, માંગરોળ, વેરાવળ તીથલ, આદિ સારાં સમુદ્રધામોમાં — એમ ઠેર ઠેર જૈન આરોગ્યભુવનો સ્થાપવા શ્રીમંતો પોતાની સખાવતનો ઝરો વહેવડાવશે અને રોગી ભાઇઓની આંતરડી ઠારશે એવું ઇચ્છીશું.

### ૩—હાલના ક્ષુદ્ર કલહો

કોઇપણ કોમ કે જાતિ પોતાના દેહને નાના નાના કલહોથી ભેદી-વીંખી નાંખે તો તે નિરોગ ન રહેતાં તેમાં ક્ષયનો મહારોગ લાગુ પડે છે, અને નિઃસત્વ બની જડમૂળથી લુપ્ત થવા પ્રત્યે — મરણ થવા પ્રત્યે ગમન કર્યા કરે છે. કોમના શરીરને આવા કલેશ – રોગથી મુક્ત રાખી તેને કવાયત અને તાલીમથી સુદૃઢ બનાવવું ઘટે અને તો જ તે કોમ પ્રગતિ કરી બીજી કોમો સાથે સહકાર કરી રાષ્ટ્રના ઉદ્ધારમાં મહાન્ ફાળો લઇ શકે ને આપી શકે. આજના કલહો એવા નજીવા છે કે બીજી કોમના વિચારકો એમ સવાલ પૂછે છે કે, 'શું જૈન કોમને જીવવાનો અધિકાર છે?' 'હાલના સાયન્સ'ના જમાનામાં જ્યાં ડાક્ટરી લાઇનમાં અમુક જીવને મૃત ચીરવામાં આવે તેથી તે લાઇન જ ન લેવી એવી વાત કરનાર અને તેને મોટું રૂપ આપી હોહા કરી મૂકનાર — કોલાહલ કરી મૂકનાર જૈનોમાં પડ્યા છે ત્યાં પ્રગતિ ક્યાંથી જ બની શકે?'—આવું કહેનારા શુભ આશયથી પ્રેરાઇને કહે છે, નહિ કે જૈનકોમ પ્રત્યે દ્વેષ કે તિરસ્કાર રાખીને એટલે તેમના કહેવામાં જો તથ્યાંશ હોય તો તે સ્વીકારવો ઘટે.

હિંસા ગમે તે નિમિત્તે થતી હોય તોયે તે હિંસા હિંસા ટળી જતી નથી. આદર્શ માનવી કોઇ પણ પ્રકારે-કોઇ પણ સમયે અને કોઇ પણ નિમિત્તથી હિંસા થતી હોય તો તે વર્જ્ય ગણી-માની તે આચરે નહિ; એવી આદર્શ કોટિના જ વહેલી મુક્તિ સાધી શકે. દરેક ક્રિયામાં તેમાંના 'પરિણામ' ઉપર કર્મનો બંધ પડે છે; તેથી પરિણામનું તારતમ્ય પણ દરેકમાં જોવું ઘટે. દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ એટલે જમાના અનુસાર, ઘણી બાબતો હિંસાજનિત હોવા છતાં આદરવામાં આવે છે એ આ જમાનાની તાસીર છે. અનેક કીડાને ઉછેરી તેને મારી નાંખી તેના કાઢેલા તાંતણામાંથી વણાતા રેશમી વસ્ત્રોનો ઉપયોગ ધર્મસ્થાનોમાં પણ ખુલ્લે છોગે થતો જોવામાં આવે છે, પરદેશી સાકર-ખાંડને શુદ્ધ બનાવવામાં અમુક પ્રાણીનું લોહી વાપરવામાં આવે છે એમ જણાવવામાં આવે છે છતાં તેનો ઉપયોગ સાધર્મી વચ્છલ કરવામાં— સંઘ જમાડવામાં— દેવનિમિત્ત નૈવેદ્યમાં ધરવામાં આવતા પકવાનમાં કરવામાં આવે છે. મિલના કાપડમાં ચરબી વપરાય છે છતાં તે કાપડ ત્યાગીઓ સુદ્ધાં પહેરે છે; પરદેશી દવાઓમાં 'સ્પિરિટ-આલ્કોહોલ' વગેરે જ્હારૂની જાતના પદાર્થો આવે છે છતાં તેનો ઉપયોગ છૂટથી થાય છે-કૉડલિવર ઑઇલ જેવા માછલીના કાળજામાંથા નીકળતાં તેલો શક્તિ અર્થે વપરાય છે, ફોટોગ્રાફીમાં અમુક હિંસાજનિત પદાર્થ વપરાય છે એવું સાંભળ્યું છે છતાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. મોતી જે રીતે કાઢવામાં આવે છે તેમાં હિંસા જ થાય છે. આ સર્વના ઉપયોગ

અહિંસાને પરમોધર્મ ગણીને આચરનારા આદર્શ જૈનો ન જ કરે—જેટલે અંશે અહિંસાપણું તેટલે અંશે ધર્મ છે એ નિર્વિવાદ વાત છે. જેટલે અંશે હિંસા દૂર કરી શકાય તેટલે અંશે દૂર કરવી ઘટે. આ પરથી આદર્શ જૈન રેશમનો–ખાંડનો–મોતીનો–વિલાયતી સ્પિરિટવાળી તેમજ હિંસાવાળી દવાઓ–મીલનાં કાપડનો વાપર કે વેપાર કરે નહિ.

બીજી બાજુ મહાવ્રતધારી અને અણુવ્રતધારી એ બેની કોટિ જુદી જુદી છે. સંસારનો ત્યાગ કરનાર સંસાર જેનાથી બંધાય તેવા હિંસાદિનો વીસે વસા ત્યાગ કરે, જ્યારે ગૃહસ્થીથી તેટલો ત્યાગ બની શકતો નથી તેથી જેટલો બને તેટલો ત્યાગ કરે. ગૃહસ્થાશ્રમમાં અનેક સાંસારિક, સામાજિક, કાર્ય કરવાનાં હોય છે, તે નિભાવવા માટે આજીવિકાનાં સાધનો વેપાર, નોકરી વગેરે કરવાં પડે છે. તે જેટલા અહિંસાપણે, પ્રામાણિકપણે અને ન્યાયની સાચી નીતિથી કરવામાં આવે તેટલા માર્ગાનુસારી થઇ પ્રગતિના માર્ગે લઇ જાય છે. આવા સાધનમાં જૂદા જૂદા ધંધા છે. તેમાં દાક્ટરનો પણ એક ધંધો છે. મોતીના વેપારી, રેશમના વેપારી, ખાંડના વેપારી, વિલાયતી દવાના વેપારી એક બાજુએ લઇ તેની સાથે દાક્ટરનો ધંધો સરખાવશો તો જણાશે કે દાક્ટર થયા પછી તે ધંધો કેટલો પરોપકારી, અને માનવજીવનને શાંતિ આપનારો છે.

હવે દાક્ટરી લાઇનને બીજી રીતે તપાસીએ. જ્યાં સુધી દાક્તરનું શરણું પળે પળે હાલ દરેક કંઇક સ્વાર્થવાળા માનવ આ જમાનામાં લીધાં કરે છે તે બંધ ન થાય ત્યાં દાક્ટરની જરૂર ઓછી ન થાય, તો દાક્ટરને બંધ કરતા પહેલાં કોઇ પણ સાધુ કે શ્રાવક દાક્ટરની સહાય ન લે એમ કરવું જોઇએ. એમ જો ન બને તો પછી દાક્ટરની જરૂર રહેવાની— પછી તે જૈન હો યા જૈનેતર. જૈનેતર કરતાં જૈન દાક્ટર વિશેષ લાભકારી અને જૈનકોમને મદદરૂપ રહેશે એ સ્વાભાવિક છે. અંગ્રેજી દવા કરતાં દેશી દવા ઘણી રીતે ઉત્તમ, સાત્વિક, સસ્તી અને આપણાં શરીરને બંધ બેસતી છે, પણ દુર્ભાગ્યે દેશી દવા માટે ઉત્તેજનનાં સાધનો–દેશી દવાખાનાંઓ—કુશલ દેશી વૈદ્યોની અછત થતી જ જાય છે, તો તે પ્રત્યે શ્રીમંતો કંઇક કરશે.

શ્રી મહાવીર જૈન વિદ્યાલય એ વ્યાવહારિક શિક્ષણને મદદ કરનારી અને તે ઉપરાંત ધાર્મિક શિક્ષણ આપનારી વ્યાવહારિક સંસ્થા છે. તેના વિદ્યાર્થીઓને વ્યાવહારિક શિક્ષણ તે સંસ્થામાં જ અપાતું નથી, પણ તેઓ બહારની કૉલેજોમાંથી શિક્ષણ લઇ આવે છે ને તેવા વિદ્યાર્થીઓને સુવા જમવા રહેવાની ગોઠવણ કરી આપે તેવું તે વસતિગૃહ છે, એ દીવા જેવી વાત છે. બીજું વિદ્યાર્થીઓને દેડકા મારવાનું ફરજીયાત નથી એ વાત મેડીકલ કમિટીના રીપોર્ટથી સાબીત થઇ છે. સંસ્થાને તોડવા આવી જાતની ચર્ચા ઉપસ્થિત કરવામાં આવે છે એમ કેટલાકો માનવા દોરાય છે અને કેટલાકો ત્યાં સુધી કહે છે કે 'દુઃખે છે પેટ ને કુટે છે માથું' પણ તેવો આશય હોય યા ન હોય, છતાં જે વાત રજુ કરવામાં આવે તેના ગુણદોષ તપાસી યોગ્ય અને હિતકારક વસ્તુ ગ્રહણ કરવી જોઇએ. પણ જે રીતે ચર્ચા થાય છે તે તરફ જોઇશું તો ઘૃણા આવે તેમ છે. હાલના છાપાંઓમાં ગમે તે બીનજવાબદાર વ્યક્તિ ચઢી જઇ યદ્વાતદ્વા લખી નાંખે છે ને સમાજના આવેશમય ભાગના આવેશને નીશો ચઢાવે છે. એથી ભયંકર નુકશાન થાય છે, એ લખનારા તેમજ છાપનારા ભૂલી જાય છે ને પત્રકારનો પવિત્ર ધંધો દૂષિત બને છે.

મહાયુદ્ધ કરનારા શ્રાવકો, પ્રભુના સાક્ષાત્ અનુયાયી રાજાઓના દૃષ્ટાંત લ્યો, સ્યાદ્વાદ — અનેકાંતવાદની શૈલી જૈનદર્શનની પેખો, સમાજના સંગઠન અને બલને એકત્રિત કરી કંઇક સંગીન બનાવવાનો ઉચ્ચાશય સ્વીકારો તો નજીવા કલહ ફેંકી દેવાની વૃત્તિ તુરતજ આવશે. લાલા લજપતરાયે આજકાલ સ્વરાજપક્ષના આગેવાનોમાં વાગ્યુદ્ધ અને શાબ્દિક ઝગડા થતા હતા તે વખતે હમણાં જે અંગ્રેજીમાં ઉદ્ગાર પ્રસિદ્ધ કર્યા છે તે મુખપૃષ્ઠ પર મૂકી તેનો અનુવાદ અત્રે રજુ કરીએ છીએ:—

'દેશ અન્ન માટે, લુગડાં માટે, સુખાકારી ઘરો માટે, શિક્ષણ માટે, કામને પગાર માટે રૂદન કરે છે જ્યારે

આપણે શબ્દો ઉપર લડીએ છીએ. દેશ નિરાશ અને આત્મશૂન્ય થતો જાય છે અને આપણે અમુક શબ્દરૂપો પર મારામારી કરીએ છીએ દેશ કુતરાઓના હવાલામાં જતો જાય છે અને આપણે તે કુતરાઓ આપણને પીંખી કકડા કરી નાંખે એ પ્રમાણે તેને મદદ કરીએ છીએ. આત્મ-ગૌરવના સર્વ સંજોગોથી દેશને વિહીન કરવામાં આવે છે અને આપણે અમુક વ્યક્તિઓ કે પક્ષોની પ્રતિષ્ઠા માટે કલેશ કરીએ છીએ. હિંદુઓ હિંદુઓ સાથે લડે છે, મુસલમાન મુસલમાન સાથે લડે છે અને બંને એકબીજા સાથે લડે છે. આપણામાં સારા આગેવાનો નીરો માફક વર્તન રાખે છે. (રોમ બળતું હતું અને તેનો રાજા નામે નીરો ફીડલ વગાડતો તે જોતો હતો)—હું એમ નમ્રતાથી સૂચવું કે હાલનો સમય કજીયા કરવાનો અને ગોટાળાને વધારે ગુંચવડવાળો કરવાનો નથી. તુરતમાં કંઇક હાથમાં આવી જાય તેમ નથી. હમણાં જ કંઇ પ્રાપ્ત થઇ જાય તેમ નથી. અંતિમ લક્ષ દેખાતું નથી. કામ કરનારાઓ ઘણા થોડા છે. હવે આપણે આપણા શબ્દોને તોળી જોવાના છે, આપણાં કાર્યોને ત્રાજવામાં રાખી તપાસવાનાં છે યા તેનું સરવૈયું કાઢવાનું છે કે જેથી સ્થિતિ કદિપણ ન સુધરે તેવી કરવાની જવાબદારી આપણા માથે આવી જાય. આ કદિપણ ભૂલવાનું નથી કે લાખો આપણા શબ્દોપર અવલંબી રહેલ છે. તેઓ આપણા પાસેથી પ્રકાશ અને માર્ગદર્શકતા, અને છેવટે મુક્તિ માગે છે. આ સમયે જો તેમને તેવું આપી નહિ શકીએ તો પછી તેઓની પાસેથી આપણા પર દયા કે માનની કંઇ પણ આશા રાખી ન શકીએ. જો આપણી હાલની બડાઈની વલણ બતાવ્યાં જ કરશું ને શબ્દોની રમત કરી વખત અને પૈસાનો વ્યય નિરર્થક અને ક્ષુદ્ર કલહોમાં કરશું તો આપણે તેઓને સહાયભૂત થવાના નથી. આ હું કંઇ ઉપદેશક બનીને કે એક ઉંચી જાતના ડહાપણવાળા તરીકે કહેતો નથી. હું બીજા કાર્યકર્તાઓ સાથેનો માત્ર એક નમ્ર કાર્ય કરનાર છું; અને દેશ અને દેશજનો જેને નાયક અને દોરનાર તરીકે ચુંટી કાઢે તેની સાથે અને નીચે કાર્ય કરવા તૈયાર છું. પણ બધા ઉપરથી હું આ કહું છું કે:—"તમારા લશ્કર-પક્ષોને એકત્રિત કરી મિત્રો થાઓ.'

### ૪—શત્રુંજય તીર્થ.

સન ૧૯૨૬ નો એપ્રિલ માસ આવતો જાય છે કે જે સમયે શત્રુંજય તીર્થના રખોપાની મુદત પૂરી થાય છે; બીજી બાજુ અંગ્રેજ સરકાર આપણી અને પાલીતાણા ઠાકોર સાહેબ નીચે મધ્યસ્થ હોવા છતાં મધ્યસ્થ ન રહેતાં જવાબ આપે છે કે જે કંઇ કહેવું હોય તે તમારા પક્ષકારની મારફત લખી મોકલાવો એટલે સાંભળવામાં આવશે; ત્રીજી બાજુ રહી ઠાકોર સાહેબની કે જે પોતાના દીવાન સાહેબથી અલગ રહી શકે તેમ નથી એમ જણાય છે. હકુમત એ મહાન્ પ્રશ્ન છે, છતાં તે હકુમત બ્રીટીશ સરકાર સ્વીકારતી નથી ને ઠાકોર સાહેબને પહેલાં પ્રથમ ભળાવી જ દે છે ને એમ ચોખેચોખું કહી દે છે કે તમારો જે કંઇ વાદવિવાદ ઠાકોર સાહેબ સાથે હોય તેનો નિકાલ ઠાકોર સાહેબ પાસેથી લ્યો. રખોપા સંબંધી ઠાકોર સાહેબે બ્રીટીશ એજંટને લખી નાંખ્યું છે કે મુદત પૂરી થયા પછી તેની રકમ પોતે વધારવા માગે છે કે જે હકીકત જૈનોના—જૈન સંઘના સ્થાપિત થયેલા પ્રતિનિધિરૂપ આણંદજી કલ્યાણજીની પેઢીને જણાવવામાં આવે છે ને તેના જવાબમાં કંઇ પણ જણાવવાનું હોય તો ઠાકોર સાહેબ મારફત જણાવવામાં આવશે તો ધ્યાન પર લેવામાં આવશે એવી વાત કર્ણોપકર્ણ ઉડતી સાંભળવામાં આવી છે. સાચી વાત તો શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી પ્રકટ કરે ત્યારે ખરા. તે પેઢી પોતાથી બનતું અને પોતાના સંજોગોમાં જે બને તેમ છે તે મેમોરિયલ દ્વારા અને પત્રવ્યવહાર દ્વારા કર્યે જાય છે. અને એક દેશ દેશાવરના બધા આગેવાનોની મીટીંગ બોલાવવા માટે એકદમ પ્રબંધ કરવાનું સલાહકારક છે કે જેથી એકત્રિત થઇ દીર્ઘ-દૃષ્ટિથી ઉપસ્થિત થયેલ વાતનો તોડ સહેલાઇથી અને ચોંપથી થઇ શકે—એમ જ્યારે જણાવવામાં આવે છે ત્યારે દુર્ભાગ્યે બીજા એવા સંજોગો હશે ને તેથી તેવી સભા બોલાવવાનું થઇ શકતું નથી. જૂદા જૂદા ગામના સંઘો તરફથી સભાઓ ભરી ઠરાવો કરવામાં આવે તો પછી કઇ કાર્યશ્રેણી (line of action) લેવી એની ખબર પડે એવું પણ પેઢી માનતી જોવામાં આવે છે. એકંદરે શું ધોરણ પર કાર્ય કરવાથી સફળતા પ્રાપ્ત થાય તે વિચારવામાં આવતું નથી અને સમય ભરાતો જાય છે. આ મહાતીર્થ માટેની લાગણી જૈનોમાં અતિશય પ્રમાણમાં તીવ્ર છે, છતાં તે લાગણીને એકત્રિત એક પ્રવાહમાં વહેવડાવી તેનું

જબરૂં બળ-જોસ ઉત્પન્ન કરાવી શકાતું નથી, અને સમાજમાં જૂદા જૂદા નાના નાના કલહો ઉત્પન્ન થઇ તેના બળની છિન્નભિન્નતા ચારે બાજુ થતી જોવાય છે.

પ્રમાદ, બેદરકારી, આળસ, ક્ષુદ્ર કલેશ, કલહ અને ક્રિયાશૂન્યતા હવે તજી દેવાનાં છે. સમાજનું સંગઠન કરી મહા કાર્યો ઉપાડવાનાં છે—કરવાનાં છે. આ મહાતીર્થનો પ્રશ્ન નાનોસૂનો નથી, તેનું નિરાકરણ કરવા માટે સબલ પુરૂષાર્થ, સંગીન અને દૃઢ કાર્યશક્તિ કામે લગાડ્યા વગર છૂટકો નથી. આગેવાનોએ અંદર અંદરના ઝઘડા અને વૈમનસ્ય દૂર તજી બેગા મળી સંયુક્ત વિચારથી આગળ વધવાની જરૂર છે. હજુ કંઇ ગયું નથી, પણ નહિ ચેતીએ તો જવાની અણી ઉપર છે. રાજદરબાર, કોર્ટ, અપીલ, મેમોરિયલ વગેરેમાં હજારો રૂપીઆ લેખે લાગ્યા નથી અને લાગવાનો સંભવ નહિવત્ છે. તો પછી તેને વળગી રહેવાથી આપણા કાર્યની શું સિદ્ધિ થશે એ ડહાપણથી વિચારવાનું છે. મહાત્મા ગાંધીજીએ કોન્વેન્શન વખતે યથાર્થ જ કહેલું કે અરસપરસના ઝઘડા આપણે અરસપરસ યા આપણા પંચ મારફત મીટાવી શકીએ એમ સૌ કોઇ ઇચ્છે. કોઇ કહે છે કે ઠાકોર સાહેબમાં આર્યસંસ્કૃતિના અંશો છે; તે અંશોને અપીલ કરવામાં આપણે ઘણાની મદદ લઇ શકીએ અને તેમ કરી આ મહાતીર્થના પ્રશ્નનું સમાધાનીથી નિરાકરણ કરાવી શકીએ. ધર્માર્થે આવતા જાત્રાળુ ઉપર વિશેષ કર લાદવો અને તેમને હેરાન કરવા એ ધર્મપરાયણ રાજાથી ન બનવું ઘટે. કેટલાય રાજા અને રાજ્યાધિકારીના મોંઢેથી વાત થયેલી સંભળાય છે કે આવું તીર્થ અમારા રાજ્યમાં હોય તો અમે કર કંઇ પણ નાંખ્યા વગર સમસ્ત હિંદના જૈનોમાં માનપ્રતિષ્ઠા મેળવી તેઓ દ્વારા પોતાના સ્ટેટ માટે અનેક લાભો મેળવી શકીએ. આવા વિચાર અમે ઇચ્છીએ કે પાલીતાણાના ઠાકોર સાહેબને પણ એકાંતમાં આવે યા આવતા હશે; પણ તેમના એકાંતના વિચાર અનેકાન્ત થાય ત્યારે બદલાવા ન જોઇએ.

હવે ત્યારે શું કરવું? અનેક ઉપાયો અનેક સ્થલેથી સૂચવાય છે, પણ તે સર્વેનો વિચાર સમગ્ર-દૃષ્ટિથી કરવા માટે એક દેશ દેશાવરના — સમસ્ત હિન્દુસ્થાનના આગેવાનોની અને સાથે શેઠ આણંદજી કલ્યાણજીના પ્રતિનિધિઓની સંયુક્ત સભા અમદાવાદમાં સાનુકૂળ દિવસોમાં તુરત જ બોલાવવી એ પહેલી આવશ્યક ચીજ છે. તેની ઉપેક્ષા જેટલી થાય છે તેટલી અક્ષંતવ્ય છે અને તેને પરિણામે જે કંઇ શોસવું પડશે તેનો અપયશ તેને નહિ બોલાવનાર પેઢી પર રહેશે એમ લોકો માને તો લોકનો દોષ કાઢી નહિ શકાય. આવી સભામાં એક નાની વગદાર આગેવાનોની કમિટી નીમવી કે બીજા ઉપાયો યોજવા — ચળવળ ગામેગામ અમુક પ્રકારની કરવી વગેરે સંબંધી નિર્ણય થઇ શકે તેમ છે. આવી સભા માટે અમે ગત આશ્વિનના જૈન યુગમાં લખી ગયા છીએ. અમોને જણાવતાં આનંદ થાય છે કે આ બધું છપાયા પછી ને પ્રકટ થાય તે પહેલાં તે પેઢીએ તેની સભા તા. ૨ અને ૩ જાનેવારીને દિને બોલાવી છે. બીજા ઉપાયો અમે નીચે સૂચવીએ છીએ તે પર વિચાર પણ આવી સભામાં યોગ્ય લાગે તો થઇ શકશે.

(૧) અકબર બાદશાહના સમયમાં હીરવિજયજી સૂરિ નામના જૈનાચાર્યે દિલ્હી સુધી અનેક સંકટો વેઠી વિહાર કરી બાદશાહને મળી પોતાનો પ્રભાવ બતાવી આ તીર્થને કરથી મુક્ત રાખવાના પરવાના મેળવ્યા હતા. ધર્માચાર્યનું બળ બહુ કાર્ય કરે છે તેથી આપણા ધર્મોપદેશક સાધુ મહારાજાઓનો સહકાર મેળવવો ઘટે યા તો તેમણે સ્વતઃસ્ફુરણાથી આપવો ઘટે. તેઓ એક સાધુમંડળ પાલીતાણામાં ભરી તેમના તરફથી વિદેશી સંસ્કૃતિવાળા બ્રિટિશને જો નહિ, તો દેશી સંસ્કૃતિવાળા રજપૂત રાજવીને પોતાનો પયગામ મોકલી શકે યા સંભળાવી શકે. તેથી જે અસર થશે એ શ્રાવકોના પ્રયત્ન કરતાં વધુ પ્રબળ થશે એમ અમારૂં હૃદય કહે છે.

(૨) તેવા પયગામથી કદાચ ધારો કે ધારી અસર સંપૂર્ણ રીતે ન થઇ શકે તો પછી જૈનોના આગેવાનો પોતાની સાથે સહાનુભૂતિ દર્શાવનાર અન્ય રાજવીઓ — રાજ્યાધિકારીઓને લઇ એક વગદાર ડેપ્યુટેશન પાલીતાણા ઠાકોર સાહેબ પાસે લઇ જવું ને તે દ્વારા સંતોષકારક સમાધાન લેવું.

(૩) તે રીતે પણ કદાચ ધારો કે સંતોષકારક પરિણામ નિપજાવી ન શકાય તો પછી અહિંસાવાદી આપણે અહિંસામય અસહકાર એ રીતે કરી શકીએ કે જ્યાં સુધી સંતોષકારક પરિણામ ન આવે ત્યાં સુધી તે મહાતીર્થની યાત્રા ન કરવી—મોકૂફ રાખવી અને તેમ કરવામાં વર્ષો વીતી જાય છતાંય સકળ જૈનસંઘે મક્કમ રહી ત્યાં તે રાજ્યની છાયામાં ન જવું. પછી પાલીતાણા કે જે જૈનોથી ઉજળું, દીપતું અને આબાદી ભોગવતું રહે છે તે ભલે જૈનો વગર જૈનોના લાભથી — સ્પર્શથી વંચિત રહે. જૈનો તે તે વખતે દૂરથી તે તીર્થરાજનાં દર્શન કરશે – મનથી તેની પૂજા કરશે, બાકી એ તીર્થને મૂકી બાજુમાં બીજા તીર્થનો આશ્રય લેવો એ તો ઠીક અને સુખરૂપ લાગતું નથી.

(૪)આ ત્રીજા ઉપાયને બદલે કેટલાક શૂરવીર બની 'ચમત્કાર વગર નમસ્કાર નથી' એ સૂત્ર જરા આગળ ધરી નમ્રપણે પણ જોસથી એમ જણાવે છે કે અહિંસામય-સવિનય સત્યાગ્રહ કરવો. કોઇને દુઃખ ન આપવું કે ઇજા ન કરવી પણ પોતે જ દુઃખ વહોરી આ પવિત્ર તીર્થસ્થળમાં તે પવિત્ર તીર્થરાજ ખાતર જેલયાત્રા કરવી પડે તો કરવી અને તેમ થયે જ તે ક્ષત્રિય રાજવીના હૃદયમાં રહેલા દયાના અંશોથી કાળે પણ તે હૃદય ભીંજાયા – દ્રવ્યા વગર રહેશે નહિ વળ જ્યાં ગણી જાય તો તેનું તો પૂછવું જ શું? માત્ર ટેક, અડગતા, અને દુઃખ સહન કરવા જેવાં શરીર અને મનો જોઇએ.

આ બધા ઉપાયમાં બ્રીટીશ સરકારનો આશ્રય લેવાની વાત આવતી જ નથી, જ્યારે ઘણાને તે આશ્રયને વળગી રહેવાનું યોગ્ય લાગતું હશે એ અમે સમજી શકીએ છીએ. એ પણ અમે જાણીએ છીએ કે તે સરકાર અંગાક વચમાં પડી હતી અને વચમાં પડી પોતે બંને વચ્ચે અપીલ રૂપ છે એવું કરાર પત્રમાં સહી સીક્કાસહિત સ્પષ્ટ કરવામાં આવ્યું છે— અને એ ધોરણ ન્યાયથી પોતે સ્વીકારે તો તેનો આશ્રય લેવો યોગ્ય ગણાય, પણ હાલ જ્યાં તેમની non-intervention policy—દરમ્યાનગીરી નહિ કરવાની પોલીસી સજ્જડ રીતે સ્વીકારાતી જોવામાં આવે છે અને અહીં તો રાજની રાજપ્રજા એક પક્ષ ન હોવા છતાં પણ તેથી જ પોલીસી પોતે ધારણ કર્યાનાં સ્પષ્ટ ચિહ્ન બતાવે છે ને તે તેનો ત્યાગ નજીકના સમયમાં નહિ કરે એમ ઘણો મોટો ભાગ માને છેઃ જો એ વસ્તુસ્થિતિ હોય તો પછી ઉપરના ચારે ઉપાયો પૈકી કોઇ પણ યોગ્ય લાગે તે રસ્તો લઇ શકાય તેમ છે. કેટલાક એમ માને છે કે મહાત્મા ગાંધીજી પાલીતાણે ગયા હતા ત્યારે તેમની દ્વારા આનો નિકાલ કરાવી શકાતે; અને હજુ પણ કરાવી શકાય. આ ઉપાય પણ સાવ લક્ષ બહાર કાઢી નાંખ્યા જેવો નથી એમ અમારૂં નમ્ર માનવું છે.

જૈનોની લાગણીઓ ઉશ્કેરાયેલી છે તો તેને શાંત કરવા માટેના સર્વ શાંત ઉપાયો લેવાઇ છેવટે શાંતિ સર્વ સ્થળે પથરાઓ અને આ તીર્થના પ્રશ્નનો નિવેડો સંતોષકારક સત્વર લાવવામાં પરમાત્મા પાલીતાણાના નરેશ અને જૈનોને સન્મતિ આપો એટલું હાલ ઇચ્છીશું.

૫. **આનંદઘન બહોતરી** — આનંદઘનજી કરીને મહા આધ્યાત્મી ને યોગી મહાત્મા વિક્રમ સં. ૧૭માના અંતમાં ને ૧૮માની પ્રારંભ સુધીમાં થઇ ગયા. તેમણે ૨૨ જિનનાં બાવીસ સ્તવનો રચ્યાં છે ને છેલ્લા બે જિનનાં બે સ્તવનો બીજાએ રચી પૂરાં કરી — આનંદઘનની ચોવીશી બહાર પડેલ છે; આ ઉપરાંત તેમની આનંદઘન બહોતરી પદોની કહેવાય છે તે પરથી તેમણે ૭૨ પદો રચ્યાં હોય તેમ અનુમાન સહેજે થાય છે, પરંતુ હાલમાં બહોતેરી તરીકે બહાર પડેલાં પદોની સંખ્યા ૧૦૮ લગભગ થવા જાય છે તેથી તેમાં બીજાઓનાં પદો ઘુસી ગયેલાં કોઇને લાગે છે. હમણાં સ્વ. યતિશ્રી નાનચંદજીના ભંડારમાંથી તેમના સંતાન શ્રી મોહનલાલજી પાસેથી છૂટક છૂટક પાનાંઓની પે.થી જોવા મળતાં તેમાંથી શ્રી 'આનંદઘનજી કૃત 'અધ્યાતમ પંચોતરી' મળી આવેલ છે એટલે તેમનાં ૭૫ પદ મળી આવ્યાં છેઃ તે ૭૫ની સંખ્યા ને કહેવાતી બહોતરી

પરથી ૭૨ પદો એ સંખ્યા — બન્ને સંખ્યા લગભગ સરખી છે. તો તે ૭૫ પદોનો અત્ર ઉલ્લેખ કરીએ છીએ તેથી તેમનાં મૂળ પદો એ હોઈ શકે એવો સંભવ છે અને તે સિવાયનાં પદો પર આનંદઘનજીનાં કે અન્યનાં લાગે છે તે સંબંધીની વિવેચના કરવાની રહેશે અને તેથી તે કાર્ય તેટલું સુલભ થશે. પહેલાં જે ક્રમ ઉક્ત પોથીમાં છે તે પ્રમાણે દરેક પદની લીટી આપી છે ને પછી જે ક્રમમાં તે પદો છપાયાં છે તે ક્રમનો નંબર આપ્યો છે.

૧ ક્યા સોવે ઉઠિ જાગિ બાઉ રે ૧
૨ રે ઘરિઆરે બાઉરે ૨
૩ જીયરૂ જાને મેરી સફલ ઘડી ૩
૪ સુહાગનિ જાગિ ૪
૫ માહરો બાલુડો સંન્યાસી ૬
૬ માહરો મોહન કબ મિલસ્યેં મણમેલુ ૨૪
૭ ક્યારે મો મુનેં મિલસેં માહરો સંત સનેહી ૨૫
૮ કુબુદ્ધિ કુબરી કુટિલગતિ–સાખી
ખેલઇ ચતુરંગતિ ચઉપરિ પ્રાની મેરો ૧૨
૯ આતમ અનુભવ રીતિ વરીરી ૧૧
૧૦ ચેતન ચતુર ચોગન લરીરી ૪૬
૧૧ પિયા બિન નિશદિન ઝૂર ખરીરી ૪૭
૧૨ પરમ નરમ મતિ ઓર ન ભાવે ૧૦
૧૩ ઠગોરી ભગોરી લગોરી જગોરી ૪૫
૧૪ તેરીહું તેરીહું તેરીહું એતી કહુરી ૪૪
૧૫ મેરી તુ મેરી તુ મેરી પુમેરી તુ કારે ડરેરી ૪૩
૧૬ જગઆશા જંજીરકી સાખી
તું ક્યા સોવે તન મઠમેં ૭
૧૭ આશા ઓરનકી ક્યા કીજે ૨૮
૧૮ અબધુ રાંમ રાંમ જગ ગાવેં ૨૭
૧૯ અબધુ ક્યા માગું ગુન હીના ૨૬
૨૦ અવધુ નટ નાગરકી બાજી ૫
૨૧ અબધુ અનુભવ કલિકા જાગી ૨૩
૨૨ અબધુ નામ અમારા રાખે ૨૯
૨૩ સાધો ભાઇ સમતા સંગિ રમીજઇ ૩૦
૨૪ આતમ અનુભવ ફૂલકી–સાખી
અનુભવ નાથકું ક્યું ન જગાવે ૮
૨૫ અનુભવ તુંહિ હિતુ હમારો ૧૪
૨૬ અનુભવ હમ તો રાવરી દાસી ૧૩
૨૭ નાથ નિહારો ન આપ મતાસી
૨૮ આતમ અનુભવ રસ કથા
છબીલે લાલન નરમ કહે
૨૯ સુલુણે સાહિબ આવેંગે મેરે
૩૦ વિવેક વીરા સહ્યો ન પરઇ
૩૧ પુછીઇ આલી ખબરિ નઇ
આપ વિવેક વધાઇ
૩૨ ભાદુકી રાતી કાંતી સીવહઇ
૩૩ રાશિ શશિ તારા કલા
પીયા બિન કૌન મિટાવેંરે
૩૪ રીસાની આપ મનાવકરે
૩૫ મિલાપી આનિ મિલાવઉરે
૩૬ નિસાંણી કહા બતાવુંરે
૩૭ વિચારી કહા વિચારઇ
૩૮ દેખો આલિ નટ નાગરકો સંગિ
૩૯ પ્રીતિકી રીતિ નઇ હો પ્રીતમ
૪૦ કેરે જારે જરિ જરિ જારેજા
૪૧ દેખો એક અપૂરવ ખેલા
૪૨ અપના રૂપ જબ દેખા
૪૩ દરશન પ્રાનજીવન મોહિ દીજે
૪૪ પિયા તુમ નિઠુર ભયે ક્યું એસે
૪૫ મેરે માંઝી મઝી વી સુણિ ઇકબાતાં
૪૬ મોરે લોગા લેરૂ કહું તુમ
ભલા હાસા
૪૭ નિશદિન જોઉં તારી વાટડી
૪૮ મન સા નટ નાગરસ્યૂં જોરી હો
૪૯ પીયા બિનું સુધિ બુધિ મુંદી હો
૫૦ પીયા બિનુ સુધી ભૂલી હો
૫૧ અણ જોતાં લખ–સાખી
વારૂ રે નાહની વહૂ
૫૨ વારો રે કોઇ પર ઘર ભમવાનો
ઢાલ–નાહની
૫૩ મોને મિલાવોરે કોઇ કંચન
વરણો નાહ
૫૪ મોનેં માહરા માધવિયાને
મિલવાનો કોડિ
—નાહલિયાને મિલવાનો કોડિ

# પત્રવ્યવહાર

( અનુસંધાન અંક ૪ થી )

## ૨

The Dell, Matheran 27-10-22

રા. ભાઇ મોહનભાઇ

હું શું કામ તમને મળવા માંગતો હતો તે વિષે તમને પત્ર મળ્યો હશે.

એક બીજી વાતમાં મદદ જોઇએ. મારી વાતમાં હેમચંદ્રસુરિ મંજરીને મળે છે. તે વિષેની વિગતમાં સાધુજીવનના નિયમથી વિચિત્ર હું કાંઇ ન લખી દઉં તેથી નીચેની માહીતી જોઇએ છે.

૧ સુરિ સ્રીને મળા શકે (?), ૨ સાધુઓ પીંછી રાખે છે તેનું નામ શું ?

૩ કોઇ સ્રીની છબી મનમાં આવે ને સાધુને મન શુદ્ધ કરવા વ્રત કરવાં પડે તો તે કેવાં ને કયાં કરે (?) તેનાં યોગ્ય જૈન સાહિત્યમાંથી, નામ આપશો.

૪ સાધુ પાટલા પર તો ન બેસે. કેમ ? તો શું ભોંય પર સાફ કરી બેસે (?)

૫ મંજરીને ત્યાં કાંઇ ખાય કે નહી (?) ૫ સૌ૦ સ્રીને કેવા પ્રકારની આશિષ આપે-આવતાં ને જતાં ? ૬ હેમાચાર્યને મોઢે મુમતી-મોઢે કકડો-રાખે તે સંપ્રદાયના હતા કે નહીં એ ચીરાનો સંસ્કૃત શુદ્ધ શબ્દ શો છે ? ૭ વાદવિવાદ કરતાં પહેલાં સાધુ ઓ ખાસ કરીને કાંઇ ઉચ્ચાર કરે ?)

વળતી ટપાલે આનો જવાબ આપશો કારણકે મારૂ પ્રકરણ અટકયું છે. મને કોઇ એવું પુસ્તક સુચવશો કે જેમાં આ લોકના જીવનક્રમની વિગતો મળે એજ

લી.

કનુ મુનશી

### પ્રત્યુત્તર

હાટકેશ્વરપાસે, રાજકોટ. તા. ૩૧-૧૦-૨૨

શ. ભાઇ કનૈયાલાલ

આપના બંને પત્રો મળ્યા. તા. ૨૪ તથા ૨૭-૧૦-૨૨ના.

આપે લીધેલી યોજના મહાભારત છે, અને તેમાં મારાથી યથાશક્તિ અને યથામતિ ફાળો અપાય તેમ પ્રયત્નશીલ રહીશ. હું મુબઈ ૧૩મી નવેંબરે હોઇશ અને પછી મળીશું ત્યારે તે યોજનાના સંબંધમાં વિશેષ ઊહાપોહ કરવાનું બની શકશે. મને ૨૩ના માર્ચ સુધીમાં તે બંને મહાકાર્યો પૂરાં થવાં અશકય લાગે છે, છતાં પ્રયત્નો ભગીરથ હશે તો જ સાધ્ય થવાનો 'ચાન્સ' લાગે છે.

બીજા પત્રના ઉત્તરમાં જણાવવાનું કે જૈનસાધુના જીવનની પ્રણાલિકા સંબંધી હું જેટલું જાણું છે તે પ્રમાણે ખુલાસો કરવા પ્રેરાઉં છું, કેટલાક પ્રશ્નો તો બહુ સામાન્ય છે અને તે તમારા જેવા પાસેથી પૂછાય, ત્યારે તો, તેવી સ્થિતિમાં તમે જૈન સાધુ માટે લખી શકો તેવા યોગ્ય ન જ ગણાઓ.

૧ સૂરિ એટલે આચાર્ય પછી ઉપાધ્યાય ને પછી સાધુ—એમ સાધુના ત્રણ પ્રકાર થયા તે ઉત્તરોત્તર યોગ્યતા પ્રમાણે પડયા છે, છતાં તેમની દિનચર્યા અગર આચાર એક સરખા ગણાયઃ એટલું પ્રારંભમાં જણાવી.

સૂરિ=આચાર્ય સ્ત્રીને મળી શકે ? — ઉ. કોઇ પણ જૈન સાધુ સ્ત્રીનો સ્પર્શ ન કરી શકે, તેમજ એકાન્ત ન સેવે. કોઈપણ સ્ત્રીએ વંદન કરવું હોય તો ઉપાશ્રયે આવી હેટેથી કરી શકે; તેમ સાધુ અન્ન માટે 'ગોચરી' કરવા જાય, તો સ્ત્રી પાસેથી પોતાના 'પાત્ર'માં શાસ્ત્ર પ્રમાણે 'કલ્પ્ય' એવું અન્ન–ભોજન લઇ શકે અને તે ઉપાશ્રયમાં આવી કોઇ સંસારી જોઇ ન શકે, તે રીતે પોતાના સાધુ સમૂહમાં ખાઇ શકે; — બાકી કોઇ શ્રાવકને — શ્રાવિકાને ત્યાં ખાઇ ન શકે. સામાન્ય રીતે સૂરિ–આચાર્યને પોતાનો શિષ્ય સમુદાય બહોળો હોય છે, તેથી અન્નાદિ લઇ આવવાનું શિષ્યવર્ગમાંથી જ કરે. સૂરિ તો પોતાના સ્થાનમાં જ રહે. કદાચ સૂરિ–આચાર્ય કોઇ મહાજન શ્રીમંતને ત્યાં યા રાજસભામાં કોઇ ખાસ ધાર્મિક કાર્ય માટે જાય તો સૂરિ પોતાના શિષ્યો સમેત જાય, પણ એકલા ન જાય. 'ઉપાશ્રય' એટલે હાલ જે સાધુઓ માટે વસવા–રહેવા માટે ખાસ કરેલ મકાન શ્રી હેમચંદ્રના સમયમાં નહોતું. તે વખતે તો અમુક શ્રીમંત શ્રાવકની રહેવાની જગ્યા માગી લેવામાં આવતી ને તેને 'વસતિ' એ વિશિષ્ટ નામ આપવામાં આવતું. તેના ઉદાહરણમાં જણાવવાનું કે તે તે સમયમાં લખાયેલાં પુસ્તકોની પ્રશસ્તિમાં પણ કેટલેક સ્થળે કેટલાક ગ્રંથકારોએ અમુક 'વસતિ'માં રચ્યું એમ જણાવ્યું છે તેમજ લહીઆઓએ અમુકની 'વસતિ'માં લખ્યું એમ સ્પષ્ટ જણાય છે; માટે તે વખતે અમુક 'દેવભદ્રનો અપાસરો' કે અમુકનો અપાસરો એમ કહેવાતું જ નહિ. 'ઉપાશ્રય' અને 'ઉપાશ્રય' તરીકે ઓળખાતાં હાલનાં મકાનો, પાછળથી ઉદ્‌ભવેલ હોય તેમ જણાય છે તે વખતે સાધુ અને શ્રાવકો જ્યાં ધર્મક્રિયા (ઉપદેશાદિ) કરે તેને 'પૌષધશાળા' કહેવામાં આવતું કે જેનો હાલ તો synonym (પર્યાયશબ્દ) ઉપાશ્રય છે.

૨ સાધુઓ પીછી રાખે છે તેનું નામ શું? — ઉત્તરમાં – દિગંબર સાધુઓ કે જે પ્રાયઃ નગ્ન રહેતા તેઓ મોરપીંછી–પીંછી રાખતા, પણ શ્વેતામ્બર સાધુઓમાં તેવી પીંછી રખાતી નહોતી તેમ હાલ રખાતી નથી. તેઓ (શ્વે૦) ઉનનો ગુચ્છો લાકડાના દંડ સાથે જોડેલો રાખતા અને હાલ રાખે છે. તેને પ્રોંચ્છન ને ખાસ નામ '**રજોહરણ**' કહેવામાં આવે છે. તેનાથી ભૂમિ–સ્થલ સાફ કરી તે પર ચાલવામાં—બેસવામાં—સુવામાં આવે છે. રજને દૂર કરનાર માટે 'રજોહરણ.'

૩. કોઇ સ્ત્રીની છબી મનમાં આવે તે સાધુને મન શુદ્ધ કરવા વ્રત કરવાં પડે તો તે કેવાં ને ક્યાં કરે તેના યોગ્ય જૈન સાહિત્યમાંથી નામ આપશો — ઉ૦ કોઇ સ્ત્રીની છબી મનમાં આવે તે એક પ્રકારે બ્રહ્મચર્યનું ખંડન ગણાય — બ્રહ્મચર્ય અચલ–સ્થિર રાખવા માટે '**નવવાડ**' કહી છે તેમાંની એક વાડ ન પલાઇ તેમ ગણાય. બ્રહ્મચર્યવ્રત એ જૈનોમાં ચોથું વ્રત છે. સાધુઓ માટે 'મહાવ્રત' અને શ્રાવકો માટે 'અણુવ્રત' કહેવાય છે. તે વ્રત તેમજ બીજાં વ્રતોના સાધારણ ભંગનું 'આલોચન' — પ્રાયશ્ચિત્ત 'પ્રતિક્રમણ'ની ક્રિયાથી થાય છે. શ્રાવકો માટેનું 'પ્રતિક્રમણ' (જેને લૌકિક ભાષામાં 'પડકમણું' કહેવામાં આવે છે) જૂદૂ હોય છે ને સાધુઓ માટે જૂદૂં હોય છે. તે બન્ને પ્રતિક્રમણ જૂદાં જૂદાં છપાયાં છે તે તમને ઝવેરી જીવણચંદ સાકરચંદ પાસેથી મળશે. નહિ તો હું ત્યાં આવીશ ત્યારે મારી પાસેથી શોધી આપીશ.

સાધારણ ભંગ જેમકે સ્ત્રીનો સ્પર્શ અજાણતાં થઈ ગયો હોય તે 'પ્રતિક્રમણ' ક્રિયાથી નિવારાય, પણ વિશેષ ભાગ તો ખાસ પ્રાયશ્ચિત્ત લેવાથી થાય.

શ્રાવકો સાધુ પાસે જણાવી તેની પાસેથી પ્રાયશ્ચિત્ત લે. તે કહે કે આટલા ઉપવાસ કરજો કે આટલાં 'આયામ્લ' વ્રત (અલૂણું ખાવું — ઘીદૂધાદિ વગરનું લુખું ખાવું) કરજો. સાધુ વર્ગમાં શિષ્ય ગુરૂ પાસેથી તેમ લે. સૂરિ પોતે પોતાના મનથી તે પ્રમાણે લે.

[શું હેમચંદ્ર ને મંજરીનો મેળાપ કરાવી મંજરીની છબી હેમચંદ્રના મનમાં લાવી તેને તેથી થયેલા વ્રતખંડનથી તેની પાસે પ્રાયશ્ચિત્ત લેવરાવી — 'મિચ્છામિ દુક્કડં' કરાવી — તેને તેવા આકારમાં મૂકી તમારી નવલકથા ભૂષિત કરવા માગો છો? — એક રસિક પ્રસંગ પૂરો પાડવા ચાહો છો? મુંજાલને મિનલનો આશક કર્યો ઉદાને પરસ્ત્રી અપહરણ કરનાર ચીતર્યો, આમ્રભટ્ટને મૂર્ખો — પરસ્ત્રી-લુબ્ધ બતાવ્યો, વગેરે વગેરે — આનંદસૂરિના કલ્પિત પાત્રને જબરો political jain monk (રાજદ્વારી જૈન સાધુ) તરીકે represensible (તિરસ્કરણીય) સ્વરૂપમાં સૃજીને મૂક્યો ને હવે હેમચંદ્રને મંજરીમાં મોહ પમાડી પછી પ્રાયશ્ચિત્ત લેવડાવી શુદ્ધ કરવા માગો છો? પદ્મિનીને નગ્ન રાખી તપ કરી સરસ્વતિનું વરદાન લેનાર આ જન્મ બ્રહ્મચારી હેમચંદ્ર આવું સ્વપ્ને પણ કરે કે? સર્વ પર વિચારતાં જૈનપાત્રો અને જૈનત્વ પ્રત્યે આપનો કેવો સ્નેહાલ આદરભાવ છે તે આપ પ્રત્યક્ષ કરતા નથી? આપે 'પાટણની પ્રભુતા' પછી જે ખુલાસો ધાર્યો હતો તે યાદ છે કે? — અલબત નવલકથાકાર પ્રતિક્ષણે ઐતિહાસિક જ રહી ન શકે એ ખરૂં છે — તેને અનેક પાત્રો ઉપજાવવાં પડે છે અને ખરાં પાત્રોમાં અનેક ઉપજાવેલી ઘટનાઓ મૂકવી પડે છે, પણ તે સ્વતંત્રતાને સ્વચ્છંદમાં પરિણમાવવી ન ઘટે. આપના માનીતાં પાત્રો 'સિદ્ધરાજ, ત્રિભુવનપાલ, કાકભટ્ટ' તે તો સર્વગુણસંપન્ન, સિદ્ધરાજ ને રાણકદેવીનો પ્રસંગ કેમ ચીતર્યો નથી? જસમા ઓડણ ને સિદ્ધરાજનો પ્રસંગ ક્યાં લુપ્ત થયો? એતો તમારા રસિક હૃદયને સિદ્ધરાજના રસિક પ્રસંગો લાગતા હશે-ખરૂંને! —આ જરા પ્રાસંગિક ઉદ્ગાર થાય છે તે દરગુજર કરશો.)

૪. સાધુ પાટલાપર તો ન બેસે કેમ? તો શું ભોંય પર સાફ કરી બેસે?

ઉ. પાટલા પર—પાટ પર બેસવામાં વાંધો નહિ. પણ તે રજોહરણથી સાફ કરી બેસે. ભોંય પર બેસે તો પણ વાંધો નહિ પણ તે રજોહરણથી સાફ કરી તે પર ઉન વગેરેનું વસ્ત્ર રાખી બેસે.

૫. મંજરીને ત્યાં ખાય કે નહિ?—ઉ. ના. બિલકુલ નહિ.

૬. સૌ. સ્ત્રીને કેવા પ્રકારની આશિષ આપે —આવતા ને જતાં. ઉ. તેણીને ને સર્વને (કોઇપણ તફાવત વગર) એક જ જાતની આશીષ આપે અને તે એ જ કે 'ધર્મલાભ'—ધર્મની પ્રાપ્તિ થાઓ; એ સિવાય જૈનસાધુ બીજું કહે જ નહિ. ઇચ્છે નહિ.

૭ હેમાચાર્ય જે મોઢે મુમતી મોઢે કકડો રાખે તે સંપ્રદાયના હતા કે નહિ?

ઉ. ના. તે સંપ્રદાય વિક્રમ સોળમી સદીમાં ઉદ્ભવ્યો છે ને તેને હાલમાં સ્થાનકવાસી—ઢુંઢીઆ કહે છે કે જેના અનુયાયીઓ પૈકી રા. વાડીલાલ મોતીલાલ શાહ, પ્રો. ખુશાલ ટી. શાહ વગેરે છે. એ ચીરાનો સંસ્કૃત શબ્દ શો છે?—ઉ. 'મુખવસ્ત્રિકા'. આ જ્યારે ઉપદેશ આપવામાં આવે—કહેવામાં આવે ત્યારે સાધુ હાથમાં રાખી મુખની સામે રાખે છે કે જેથી થુંક ઉડે નહિ વગેરે...કેટલાક 'મુખપટ્ટિકા' કહે છે.

૮ વાદવિવાદ કરતાં પહેલાં સાધુઓ ખાસ કરીને કાંઇ ઉચ્ચાર કરે?

ઉ. ખાસ કાંઇ જાણવામાં નથી. છતાં વિસ્તાર માટે જુઓ 'મુદ્રિત કુમુદચંદ્ર' (યશશ્ચંદ્રકૃત)—તેમાં વિવાદ છે

ટુંકમાં હેમચંદ્ર માટે કલ્પેલો પ્રસંગ જૈનોનાં આત્મને દુભવશે એ હું જણાવી દઉં છું. છતાં હવે તે કલ્પીને લખવો—પ્રકટ કરવો કે નહિ તે તમારી સ્વાયત્તતા પર છે એટલે કે પછી 'ધણીનો કોઇ ધણી નથી'–આ બાબત રૂબરૂ ઇચ્છા હશે તો ચર્ચા કરીશું.

આપનો

**મોહનલાલ દલીચંદ દેશાઇ**

# અનાથી મુનિ

આવા ઘોર! વનમાંહી યુવાન કોણ આ હશે?
તપસ્વી એ મહાભાગ! યોગમાં રમતા રસે! ૧
સૌંદર્ય શું! વનતણું અહીં રમ્ય વ્યાપ્યું
કોકિલ ગાન મધુરે શ્રવ સુખ થાતું;
મીઠો પરાગ અનિલો દશ દિશ વેરે
હૈયા મહીં મદન ભાવ અમાપ પ્રેરે! ૨
સૃષ્ટિ બધી બની રહી રસ રાગ રંગી
કિંતુ યુવાન દિસતો કંઇ અન્ય-સંગી;
મયોભનો વિવિધ ભાવ રહ્યાં બતાવી
શું નૃત્ય! આ મચી રહ્યું! નિજ ભાવ ચારી. ૩
ઈચ્છે મનેથી કરવા નિજ ભાવ-રક્ત
પણ હા! સુધીર દિસતો તેથી વિરક્ત!
સુજ્ઞને દેહશુશ્રૂષા કંઇ ગૂઢ શોધે
પરમાર્થ સત્ય જેનું નિજ આત્મ બોધે. ૪
ત્રિયોગ ઐક્ય સધિને પરબ્રહ્મ લીન
ભાવા તદ્ ભવ પણે મથતું અદીન!
આત્મા મલિન મહી કેમ વિશુદ્ધ થાય?
અધ્યાત્મ ચિંતન નિમગ્ન રહે સદાય. ૫
આ ભાવ ધારી દિનરાત નિઃસંગ સેવે
સંસારસુખ તજીને પ્રવ્રજ્યાને લેવે;
સંતુષ્ટ આત્મ રહીને ફરતા ભૂમંડ
આવી ઉભા છે વનમાં મતમા અખંડ! ૬
મગધાધિપ શ્રેણિક આવ્યો તો મૃગયા મિશે
દેખતાં એક મુનિને ચિંતવે આમ તે વિષે! ૭
વૃત્તાંત એમનો શો છે? ઉત્કંઠા જાણવા થઈ!
પ્રણમી પાદને પૂછે વિનયે સમીપે જઈ. ૮
"શોભે શું! આ તુમ તનુ મુનિ! ચંદ્રની કાંતિ હારી!
તારુણ્ય પણ મળ્યું ન મળ્યું ઘટે! વય લઘુ છે તમારી;
મીઠા સુરભિ મધુપ કુસુમો ભોગનાં સર્વ છોડી!
શું કાજે આ કઠણ મતથી આપણી વૃત્તિ જોડી? ૯
પ્રશ્ન કર્યો રાજન્ ઠીક આપે
દેવો ઘટે ઉત્તર એ જ માટે
'મિત્ર ન સ્નેહિ ન સગું કદાપિ
તેથી ખરેખર! હું છું અનાથી! ૧૦

સુણી એમ મુનિવાણ રાયને હાસ્ય વ્યાપ્યું
ન થાઓ તુમ નિરાશ! કષ્ટ એ જાય કાપ્યું;
થઇ હું તમ નાથ સર્વ મનભાવ પૂરું
ન કદી રહો અનાથ—તો પછી શું અધુરું? ૧૧
તમે જ જ્યાં છો અનાથ પુરા!
સનાથ થાવા ક્યાં થાવ શૂરા!
હોયે ન કોડી જ્યાં નિજ હાથે,
દારિદ્ર બીજા તણું કેમ કાપે? ૧૨
નથી કદી મુનિ એમ આપ કાં આમ ભૂલો!
મગધ અધિપતિને! આપ શું આમ ભૂલો?
હય ગય રથ પાલા કોડો જ્યાં આમ મારે
રહ્યો તદપિ અનાથ! નાથ કહેવાઉં ક્યારે? ૧૩
ઠીક, રાજન્ હશે એમ, પણ પૂરી સુણો કથા
મત બાંધવો પહેલે! વિબુધોની નહિ પ્રથા! ૧૪
કોસંબીના પ્રભુતધનનો (તણો) પુત્ર હું પ્રાણ પ્યારો
આંખો માંહે અતિ દુઃખભર્યો દાહ વાધ્યો અકારો;
વિશ્વાસુ ને નિપુણપણું જે વૈદ્ય ને ઔષધીમાં
મુકાવે ના! જરિય દુઃખથી એમ થાઉં અનાથી! ૧૫
પીતાએ ધનનો વ્યય ખૂબ કીધો
તોયે દુઃખે અંગે દાહ દીધો!
માતા બિચારી શોકાર્ત રહેતી
હો! વિધિ! શું દુઃખ! મુખ એમ કે'તી ૧૬
હે! વત્સ શું તુજ કાજે કરું હું?
તું દુઃખી હોતાં હું પ્રાણો ધરું શું!
પરિતાપમાં બંધુગણ સહુ પડેલો
અનાથ જેવો તોપણ રહેલો! ૧૭
મુજ દર્દ જ્યાં ભગિનિ સહુ નિહાળે,
અનિમેષ નેત્રો થકી અશ્રુ સારે!
પ્રિયા! મને પ્રાણથી પ્રિય માને
તો યે અનાથી રહ્યો હું પરાણે! ૧૮
દરદ જરિ ઘટ્યું ના વેદના તિવ્ર થાતી!
પરિજન અને લક્ષ્મી રાજ્યની જ્યાં તદપિ;
અશરણ શરણ થાવા શક્તિ ના કોઇ ધારે!
શ્રમણ જરૂર થઇશ હું દુઃખથી છુટું ત્યારે. ૧૯

આભિમ્રહ કરી એવા વિરક્ત જ્યારથી થયો
નષ્ટ થયો સહુ રોગ ભાવ ત્યાં મનનો ફળ્યો. ૨૦
ઇતિહાસ એ રીત છે નાથ મારો
અનાથ હું કેમ? હવે એ વિચારો:
મુનિ ઇષ્ટ વ્રત જો તે ન પાળે
અનાથ! તે પણ છે સર્વ કાળે! ૨૧
મહાત્મન્! છે એ સત્ય આજથી સદ્‌વર્તું સહુ
પ્રસાદ આપનો પામ્યો અધિક શું! એથી કહું? ૨૨
મોટા છો નિર્ગ્રંથ આપ જીનના! પામ્યા સનાથીપણું
વય ને રૂપ દહ્યું વળી જીવન જે સાફલ્ય થયલું ગણું;
કરજ્યો માફ: સમાધિ ભંગ તમને અજ્ઞાનથી જે કર્યો,
ભોગવો ભોગ તમે હજુ વય નથી કાં? ઘેરથી નિસર્યા! ૨૩
સીનોર: ૧૯૮૨ કાર્તિક શુદ ૮ રવિ.

— શાહ ગોરધનભાઈ વીરચંદ

કથાપ્રસંગ-અનાથી મુનિની કથા ઉત્તરાધ્યયન નામના સૂત્રમાં 'મહાનિયણ્ઠિજ્જં' નામના ૨૦ મા અધ્યયનમાં છે. આ સૂત્ર ડૉ. હર્મન જેકોબીએ સંશોધન કરી વિસ્તારપૂર્વક પ્રસ્તાવના લખી તેનો અંગ્રેજીમાં અનુવાદ કરી છપાવ્યું છે. કથા ૬૦ શ્લોકોમાં પુરી થાય છે. મેં નાની ઉમરમાં આજથી લગભગ ૧૮-૧૯ વર્ષ ઉપર શ્રીમદ્ રાજચંદ્રની મોક્ષમાળામાં એમની કથા વાંચેલી. તે પછી થોડા વર્ષે તે કથાને કાવ્યમાં ગુંથવાની ઇચ્છા થયેલી અને તે પ્રમાણે તેનો ઘણોખરો ભાગ રચેલો. પણ એ રચનાનાં કાગળો પૈકીનું એક પાનું ખોવાઇ ગયું. તે પછી આટલે વર્ષે તેને સુધારી વધારી વાચકવર્ગ આગળ રજુ કરું છું. મૂળ કથા જેને જોવી હોય તેને અમદાવાદથી ડોક્ટર જીવરાજ ઘેલાભાઇએ પ્રસિદ્ધ કરેલા ઉત્તરાધ્યયન સૂત્ર મૂળ ગુજરાતી અર્થ સાથેના ગ્રંથનું પૃષ્ટ ૨૦૩ આગમોદય સમિતિએ પ્રસિદ્ધ કરેલ શાંતિસૂરિની ટીકાવાળી પ્રતનું પાન ૪૬૬ તથા આત્માનંદ સભાએ પ્રસિદ્ધ કરેલ, ભાવવિજયજીની ટીકાની પ્રતનું પાન ૪૦૫ તથા બાબુ ધનપતસિંહજીએ પ્રસિદ્ધ કરેલ ટીકા અને અર્થવાળા ગ્રંથનું પૃષ્ટ ૬૧૨, જોવું. તેમ ઉપદેશપ્રાસાદ પ્રથમ ભાગ તૃતિય સ્થંભ પૃષ્ટ ८६ થી પણ એ કથા છે. (જૈનધર્મ પ્રસારક સભાએ પ્રસિદ્ધ કરેલ મૂળ ગ્રંથ) દરેકમાં કંઇ ને કંઇ વૈવિધ્ય છે. (કથાની વસ્તુમાં નહિ)

૧: ઘોર-ગાઢ: મહાભાગ — ઉત્તમ ભાગ્યવાળા: યોગ-સમાધિધ્યાન વન-રાજગૃહનો મંડિકુક્ષી નામનો બાગ (ઉપદેશ પ્રાસાદ) (અનુષ્ટુપ્)

૨: શ્રવ-સાંભળવાની ઇંદ્રિ કાન: પરાગ-સુગંધી: મદનભાવ-કામવિકાર: અમાપ-હદ વગરનો:

नाणा दुमलता इण्णं नाणा पक्खिनिसेवियं ।
नाणा कुसुम संछन्नं उज्जाणं नंदणोवमं ॥ ३ ॥

સૃષ્ટિ-મનુષ્ય અને પ્રાણીઓનો સમૂહ, રંગી-રક્ત, સંગી-આસક્ત; પ્રલોભનો-હૃદયને અતિ બળથી ખેંચે એવી મોહક વસ્તુઓ:

૪ રક્ત-તદાકારપણું, સુધીર-ઉત્તમ ધૈર્ય, શારીરિક પરાક્રમ નહિ, પણ આત્મિક બળ; સાત્વિક વૃત્તિવાળો, સુશ્રૂષા-સંસ્કાર, પરમાર્થ સત્ય-છેવટનું સારત્વ.

૫ ત્રિયોગ-મન, વચન, કાયા; પરબ્રહ્મ-પરમાત્મા; અદીન-સમતાપૂર્વક; અધ્યાત્મ-આત્મસ્વરૂપ.

૬ નિઃસંગ-એકાંત; પ્રવ્રજ્યા-ત્યાગીપણું, સાધુ; ભૂમંડ-પૃથ્વી (વસંતતિલકા).

૭ શ્રેણિક-મગધનો રાજા, એમના પિતાનું નામ પ્રસેનજીત અને માતાનું નામ કળાવતી એમનું બીજું નામ ભંભસાર; એઓ બૌદ્ધધર્મમાં પણ પ્રસિદ્ધ છે.

મૃગયા – શિકાર પભૂય રયણો રાયા સેણિઓ મગહાહિવો । विहार जत्तं निज्जाओ मंण्डि कुच्छिंसि चेइए ॥ २ ॥ विहार जत्तं — નો અર્થ, ઘોડા ફેરવવાની ક્રિડાને અર્થે એમ કરી, ભાવાર્થમાં શિકાર કરવાને; એમ ડા૦ જીવરાજ ઘેલાભાઇ દોશીવાળા ગ્રંથમાં ઉલ્લેખ છે. જ્યારે ભાવવિજયજી વાળી ટીકામાં — 'विहारजत्तंति' विहारयात्रया क्रीडार्थमश्ववाहनिकादिरूपया निर्यातो निर्गतो नगरादूतश्च मंण्डितकुक्षिनाम्नि चैत्ये उद्याने ॥ २ ॥ શાંતિસૂરિની ટીકા:— 'विहारजत्त'न्ति सुब्व्यंत्ययाद् विहारयात्रया क्रीडार्थमश्व वाहनिकादिरूपया 'निर्यातः निर्गतो नगरादिति गम्यते,— બાબુએ પ્રસિદ્ધ કરેલ ગ્રંથમાં ટીકા—विहारयात्रया उद्यानक्रीडया निर्गतः—યાત્રાયા: ક્રીડાર્થે નીર્ગતઃ તે અંગ્રેજીમાં ક્રીડા અર્થે નાંખ્યો.

ઉપદેશ પ્રાસાદઃ— राजग्रहोपवन एकदा मगधेशः क्रीडां कुर्वन्नेकं, ગણિ સમય સુંદરે અનાથી મુનિ ઉપર સજ્ઝાય કરી છે તેમાં (શ્રેણિક રયવાડી ચઢયોઃ (રયવાડીનો અર્થ નીચે નોટમાં 'હવા ખાવા' એમ કર્યો છે તથા કનકવિજયે કરેલી સજ્ઝાયમાં — (ખાયક સમકિત વરીયો કે રાજન, રયવાડી સંચરીયો ... વિવિધ પ્રકારની ક્રીડા કરતો, જોતો વનમાં ઠામ, (સજ્ઝાય સંગ્રહ પૃષ્ઠ ૨૯-૩૧ પ્રગટ કર્તા શ્રી જ્ઞાન પ્રસારક મંડલ સં. ૧૯૬૨) આ વિષે વિશેષ હકીકત મેળવવા માટે કથારત્નકોષના ભાગો જોયા પણ તેમાં આ કથા જોવામાં આવી નથી. વખતે દૃષ્ટિદોષ હશે. અમોએ મૃગયા શબ્દ પદ્યાનુકુળતા માટે કાયમ રાખ્યો છે. (૭-૮: અનુષ્ટુપ)

૮ વૃત્તાંત-હકીકત; ઉત્કંઠા-આતુરતાવાળી ઇચ્છા; પાદ-પર્ગ;

૯ તારુણ્ય પણ મળ્યું ન મળ્યું ઘટે!— જુવાનપણું પામેલા છો પણ ન પામ્યા જેવું; પંક્તિ ૩જી; જે ભોગોમાં ફુલની સુગંધ અને સ્વાદિષ્ટ મધુ છે; અર્થાત્ તાદૃશ્ય આનંદજનક છે; કઠણ-શરીરને કષ્ટદાયક; વૃત્તિ-મનેચ્છા મુનિથી કનકવિજયજી પોતાની સજ્ઝાયમાં —'કંચનવરણી કાયા દંડી એ શી કીધ ઘમંડી' એમાં ઘમંડીનો અર્થ મગરૂરી આપ્યો છે; આવો ભાવ મૂળમાં કે ટીકામાં કોઇ સ્થળે નથી. આવા તોછડાઇ ભરેલા શબ્દે ચિત્ર કુત્સિત અંકાયું છે. (મંદાક્રાંતાવૃત્ત)

૧૦ અનાથીઃ— યોગ ક્ષેમ કરનાર કોઇ નાથ (ધણી) નહિ, અનુકંપાએ કરી સુખ આપનાર કોઇ મિત્ર નહિ તેથી. (ઉપજાતિવૃત)

૧૧ ડૉક્ટર જીવરાજના ગ્રંથમાં પહસિઓનો અર્થ હસ્યો એમ કર્યો છે; બીજી ટીકાઓમાં વિસ્મય અર્થ કર્યો છે; હાસ્યઆપ્યું — એ શબ્દ — મુનિનો ઉત્તર મુનિની મુગ્ધ સ્થિતિ સમજાતાં જે મુખાકૃતિ થાય — તે અર્થમાં — વાપર્યો છે વિસ્મય શબ્દ પણ એ જ ભાવના પ્રગટન અર્થે છે. (માલિનિવૃત્ત)

૧૨ મર્મવેધક ઉત્તર— દારિદ્ર-નિર્ધનતા; કાપે-મટાડે; (ઉપજાતિવૃત)

૧૩ મૂલો ગણના; હય-હાથી; ગય-ઘોડા; પાલા—પગે ચાલતું લશ્કર. ડૉક્ટર જીવરાજ ઘેલાભાઇવાળા પુસ્તકમાં:—

अस्साहत्थीमणुस्सा मे पुरं अन्तेउरं च मे ।
भुञ्जाहि माणुसे भोगे आणा इस्सरियं च मे ॥

ગાથા ૧૪નો ભાવાર્થ આ પ્રમાણે આપે છેઃ તેત્રીસ હજાર હાથી, તેત્રીસ હજાર ઘોડા, તેત્રીસ હજાર રથ, તેત્રીસ હજાર પાયક, એક કરોડ ને ઇકોતેર લાખ ગામ નગર મનુષ્યને વિશે......આવો સંખ્યાવાચક અર્થ કોઇપણ ગ્રંથમાં નથી. અમોએ 'ક્રોડો જ્યાં ગ્રામ મારે' એ પંક્તિમાં—લોકવ્યવહાર ભાષાનો આશ્રય લીધો છે. (માલિનીવૃત)

૧૪ આક્ષેપનો પ્રહાર મૃદુ છતાં કેટલો મર્મવેધ છે! તેમ શિષ્ટાચાર પણ ભુલાયો નથી. અને રાજા સ્વમાનને ક્ષતિ પહોંચતી નથી.

કથા-વાત; મત-સિદ્ધાંત; વિબુધો-ડાહ્યા-જ્ઞાવાન્; વેદીયા-વ્યવહારશૂન્ય, ગ્રંથીપંડિતાઇપણું નહિ પ્રથા-ચાલ, રિવાજ. (અનુષ્ટુપવૃત્ત)

૧૫ કોસંબી નામનું નગર ત્યાંના રાજા પ્રભુ ધનસંચય; તેનો પુત્રઃ ઉપદેશપ્રાસાદમાં महिपालाः नृपो मम जनक आसीत् એમ કહ્યું છે (પ્રભુતધનસંચય ઘણા ધનનો સંગ્રહ) દાહ-બળતરાવાળી વેદના વાધ્યો-વધ્યો; અકારો-અતિ ત્રાસદાયક. (મંદાક્રાન્ત વૃત્ત)

૧૬ વ્યય-ખર્ચે; શોકાર્ત-શોકે દુઃખી; વિધિ ભાગ્યવિધાતા. ૧૬-૧૭-૧૮ (ઉપજાતિવૃત્ત)

૧૭-૧૮ પરિતાપ-દુઃખ; અનિમેષ-અસ્ખલિત ગણે-ગણે; પરાણે-અનીચ્છાએ.

૧૯. તિવ્ર-અતિશય, પરિજન-બધી જાતના સંબંધી, શ્રમણ-નિર્ગન્થ, સાધુ. (માલિનિ).

૨૦ અભિગ્રહ-પચ્ચખાણ, વિરક્ત-રાગ, મો રહિત; નષ્ટ-નાશ. ભાવ ત્યાં મનનો ફળ્યો—શે જવાથી આ હું સાધુ-મનના અભિગ્રહ પ્રમાણે થયો છું.

૨૧ ઇતિહાસ બનેલો બનાવ; આ અધ્યયનને ફલીતાર્થ —'મુનિલક્ષ મત ઇ. ઇ.'માં સમાયલો છે

तमंतमेणेव उसे असाले सया दुही विप्परियामुवेति ।
संधावतो नरगं तिरिक्खजोणि विराहेत्तु असाहु रूवे ॥४६

આ અને આવી જાતના શ્લોકો સૂત્રકારે મુનિના મુખે શ્રેણિક રાજા આગળ ૩૮થી ૫૦ સુધી કહેવડાવ્યા છે. ઉપદેશ પ્રાસાદકારેપણ ૩ શ્લોકો મુનિના મૂખમાં મૂક્યા છે. આપણે સર્વ જીવો માટે તોઃ—

अप्पा नदी वेयरणी अप्पा मे कूड सामली।
अप्पा कामदुहाधेणू अप्पा मे नन्दणं वणं ॥३६ ॥

ગીતાકાર પણ — मन एव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः એ જ મુદ્રામાંની છાપ હૃદયમાં બરાબર ઉપડશે તો ઘણું છે.

૨૨ સદ્દહુ મારા આત્મા સાથે નિરધાર કરું છું; પ્રસાદ–અનુગ્રહ — સમ્યગ્–વિતરાગ માર્ગની પ્રાપ્તિઃ धम्माणुरत्तो विमलेण चेयसा ॥ ५८ ॥ મિથ્યાત્વ રૂપ મેલ રહિત થવાથી નિર્મલ ધર્માનુરક્ત થકો … (અહીં શ્રેણિક રાજા શુદ્ધ ધર્મ તજીને જૈન ધર્મ ગ્રહણ કરી સમકિત ધારી થયો. (ડૉ. જીવરાજવાળું પુસ્તક) ' विमलेणत्ति ' विगत मिथ्यात्वमलेन चेतसोपलक्षितः (શ્રીભાવવિજય ટીકા) ' विमलेन ' विगतमिथ्या त्वमलेन । (શાંતિસુરિ ટીકા) धर्मानुरक्तः विमलेन शुद्धेन ચેતસા ધર્મને વિષે રક્ત હુઓ–નિર્મળ શુદ્ધ ચિત્ત હુઓ (બાબુવાળું પુસ્તક) धर्मानुरक्तः (ઉપદેશ પ્રાસાદ), આટલા લાંબા ઉતારા કરવાનું પ્રયોજન એટલું જ છે કે શ્રેણિક રાજાને સમ્યક્ત્વની પ્રાપ્તિ અનાથી મુનિથી થાય છે. અને તેમાં સઘળા એકમત છે.

જ્યારે, રા. રા. નંદલાલભાઇ લલ્લુભાઇએ 'મહાવીર ચરિત્ર' નામનું નવું પુસ્તક લખ્યું છે; તેમાં શ્રેણિક રાજાના સમકિત પ્રાપ્તિ વિશે ઉલ્લેખ કરતાં પ્રસંગોપાત અનાથી મુનિની કથા પણ — ઉપદેશ પ્રાસાદના આધારે આપી છે. તેમાં નીચે પ્રમાણે વાંચીએ છીએઃ

"શ્રેણિક રાજાએ પ્રભુની પાસે સમકિત અંગીકાર કર્યું હતું અને પછી શુદ્ધ શ્રદ્ધા યોગે ક્ષાયક સમકિત પ્રાપ્ત કર્યું હતું, પ્રભુના શાસનમાં થયેલા અનાથી નામના મુનિની સઝાય, જે સઝાયમાલા ભાગ ૧ લાના પૃષ્ટ ૭૪ ઉપર તથા બીજા ગ્રંથોમાં છપાયેલ છે તેના કર્તા ગણિ સમયસુંદર સઝાયની ગાથા આઠમાં નીચે પ્રમાણે જણાવે છેઃ

કરજોડી રાજા ગુણ સ્તવે ધન ધન એહ અણગાર
શ્રેણિક સમક્તિ પામીઓ વાંદી પહોતોરે નગર મઝાર ૮

આ ઉપરથી એવી માન્યતા કેટલાકની થયેલી જણાય છે કે, શ્રેણિક રાજાને અનાથી મુનિના ઉપદેશથી સમકિતની પ્રાપ્તિ થયેલી છે. પણ આ કથનને શાસ્ત્રીય આધાર હોય એમ જણાતું નથી. ઉપદેશ પ્રાસાદ વ્યાખ્યાન ૪૨ માં સમકિતના બીજા સંવેગ નામના વિવેચનના સમર્થનમાં અનાથી મુનિની કથા આપવામાં આવી છે (આ પછી કથા છે)… ……ઇત્યાદી કહી…રાજા 'ધર્મમાં અનુરક્ત થઇ'–પોતાની નગરીમાં આવ્યા…ઉપર પ્રમાણે અનાથી મુનિનો વૃત્તાંત આપવામાં આવ્યો છે. તે ઉપરથી ગણિ સમયસુંદરની બનાવેલી સઝાયમાં જણાવેલા સમકિતના ભાવાર્થને ટેકો મળતો નથી, અને સામાન્ય રીતે ભગવંતથી સમકિત પ્રાપ્ત કર્યું એમ માનવું સયુક્તિક છે! (પૃષ્ટ ૫૫૬–૫૮) ઉદ્દગાર ચિહ્ન અમારૂં મુકેલું છે. ગણિ સમયસુંદર સિવાય, મુનિ કનકવિજયજીની તેમ હમણાં એક નવી સઝાય જુનાં પુસ્તકો તપાસતાં મલી આવી છે. પણ તેમની હકીકત બાજુ પર મુકીએ. અને જે ગ્રંથને આધારે નિર્ણય આપવામાં આવ્યો છે તેનો જ વિચાર કરીએ તો શું સમજાય છે? રાજા ધર્મમાં અનુરક્ત થઇ, તો એ ધર્મ કયો? જૈનશાસ્ત્રકારો સમ્યગ્ વિચાર વગરના ધર્મને ધર્મ કહેશે? અને ત્યાં સુધી આત્મા મિથ્યાત્વથી આવરિત છે ત્યાં સુધી ધર્માનુરક્ત છે, એમ જૈનશાસ્ત્રો વકીલાત કરશે? ઠીક, પણ ઉતરાધ્યનના महानियण्ठिज्जं નામના ૨૦ મા અધ્યયનની ૫૮ મી ગાથા અને તે ઉપરની જુદા જુદા ટીકાકારોની ટીકા અને અર્થકારોના અર્થનું શું? આથી વધારે શાસ્ત્રીય આધારની જરૂર રહેશે? મહાવીર ચરિત્રની બીજી આવૃતિ પ્રગટ કરતી વખતે આ સામી દલીલોનો યોગ્ય વિચાર થશે, એમ રા. નંદલાલભાઇ જેવા આત્માર્થી સત્યપ્રિય ગૃહસ્થ માટે આશા રહે છે.

૨૩ નિર્ગ્રંથ-ગ્રંથી રહિત, જૈનસાધુ માટે પારિભાષિક શબ્દ. સાફલ્ય–સફળ. કરજ્યો માદ–એનો સંબંધ એ પછીની સઘળી પંક્તિઓ સાથે છે. (શાર્દૂલવિક્રીડિત)

# ૨૪ જિનસ્તુતિ

( માલિની છંદ )

### ૧ ઋષભસ્તુતિ

કનક તિલક ભાલે હાર હિઇ નિહાલે
ઋષભ પાય પખાલે પાપના પંક ટાલે
અરચી નવર માલે ફુલરી ફુલ માલે
નરભવ અજૂઆલે રાગ નેં રોસ ટાલે. ૧

### ૨ અજિતસ્તુતિ

અજિત કુંણે ન જીત્યો જેહને માન વીત્યો
અવનિવર વદીત્યો માનીએ માન વીત્યો
લહે તે સુખ ન ચિત્યો પૂજિ રે માંનવીત્યો
જો જન મન ચિંત્યો મૂકીઈ માંન વીત્યો. ૨

### ૩ સંભવસ્તુતિ

સમવસરણેં બઇઠા ચિત્ત મોરે પઇઠા
અસુખ અતિ અરીઠા ઉપડ્યા તે અરીઠા,
સુપરિ કર ગરીઠા સુખ પામ્યા અનીઠા
ભવ ભય મુઝ નીઠા સંભવ સ્વામી દીઠા. ૩

### ૪ અભિનંદનસ્તુતિ

લહકે શિર ખજાનો ગ્યાન કેરો ખજાનો
જિનવર નહિ નાનો સ્વામિ સાચો પ્રજાનો
જગે જસ વરવાનો વિશ્વમાંહે ન છાનો
સુત સમરથ માંનો માત સિદ્ધારથાનો. ૪

### ૫ સુમતિસ્તુતિ

વિષય વિષય વામી કેવલ ગ્યાન પાંમી
દુરગતિ દુખ દામી જે હુઓ સિદ્ધિ ગામી
હૃદય ધરી તે ધામી પૂરવે પુન્યકાંમી
સકલ સુમતિ સ્વામી સેવીઈ શીશ નાંમી. ૫

### ૬ પદ્મપ્રભસ્તુતિ

મકર અરથ માહરો લોભના લોઢ વારો
ભવિક ભવ મહારો પિંડ પાપે મ ભારો
નરમ ગતિ નિવારો ચિત્ત ચિંતા ન ધારો
પદમપ્રભુ જુહારો સાંભલો બોલ સારો. ૬

### ૭ સુપાર્શ્વજિનસ્તુતિ

કિય શિવપુર વાસો સ્વામી લીલાવિલાસો
જયતિ જગ સુપાસો જેહને દેવ દાસો
વલિય કર્મ ખાસો રાગ નાઠો નિરાસો
સુર પ્રણમ્ય વાસો રાગ છે દોષ નાસો. ૭

### ૮ ચંદ્રપ્રભસ્તુતિ

મદ મદન કુમાયા, ક્રોધ જોધા નમાયા,
ભવ ભમર ભમાયા રોગ સોગા ગમાયા
સકલ ગુણ સમાયા લખમણા જાસ માયા
પ્રણમે સુજિન પાયા, ચંદ્ર ચંદ્રા પ્રભાયા. ૮

### ૯ સુવિધિસ્તુતિ

સુવિધ સુવિધ માંડિ પાપનાં પુર છાંડિ
મયણ મદન છાંડિ ચિત્ત ચોખું લગાડિ
કુગતિ મતિ નસાડિ મુક્તિ કન્યા રમાડિ
સુણી ન સુણી નમાડિ દેખવાની રહાડિ. ૯

### ૧૦ શીતલસ્તુતિ

કનકવરણી પીલા જીણે જીત્યા પ્રમીલા
સિર વરીય સુશીલા દુરે કીધા કુશીલા
પ્રગટિત તપ શીલા શીતલ સ્વામિ લીલા
મ કરી સવિ અહિલા જેહનેં લીલ લીલા. ૧૦

### ૧૧ શ્રેયાંસ સ્તુતિ

ભવિક નર ભણી જે સંતનો માર્ગ લીજે
અહનિશ જિન સમરીજેં સેવ શ્રેયાંસ કીજે
વિવિધ સુખ વરીજે પુન્ય પીયૂષ પીજે
તિમ તમ થર ખીજે લચ્છીનો લાહો લીજે. ૧૧

### ૧૨ વાસુપૂજ્યસ્તુતિ

જસ મુખ અરવિંદો ઉગીઓ કે દિણંદો
કર અભિનવ ચંદો પુજ્ય માંનો અમંદો
નયણે અમીય બિંદો જાસ સેવે સુરીંદો
પય નમય નરિંદો વાસપૂજ્ય જિણંદો. ૧૨

### ૧૩ વિમલસ્તુતિ

અસુખ અસુખ હણેવા સાખ્યના લક્ષ લેવા
ભવજલધિ તરેવા પુન્ય પોતુ ભરેવા
સુગલિ વહુ વરેવા દુર્ગતિ દાહ દેવા,
વિમલ વિમલ સેવા ચિત્ત ચિંત કરેવા. ૧૩

### ૧૪ અનંતસ્તુતિ

અકલ નવી કલાયો પાર કિણી ન પાયો
ત્રિભુવન ન સમાયો જેહનો ગ્યાન માયો
જવ જિનવર જાયો રોગનો અંત આયો
હૃદય કમલ ધાયો તે અનંતો સુહાયો. ૧૪

### ૧૫ ધર્મસ્તુતિ
ધરમ ધરમ ભાખે મુક્તિ મારગ દાખે
જગ જિનવર ભાખે પાપ જાયે પખાખે
વરસ દિવસ પાખે જે પ્રભુ ચિત્ત રાખે,
પુરૂષ અણીય યાખે સૌખ્ય તે ચંગ ચાખે ૧૫

### ૧૬ શાંતિસ્તુતિ
મયગલ ધરઆરી નાર શૃંગાર ભારી
નયનકનક સારી કોડિ કેતિ વિચારી
પ્રભુતમ પરિહારી જ્ઞાન ચારિત્ર ધારી
ત્રિભુવન જયકારી **શાંતિ** સેવો જુહારી ૧૬

### ૧૭ કુંથુસ્તુતિ
વર કનક ઘડાયા હાર હીયે જડાયા
મુગટ શિર અડાયા સર તેજે નડાયા
તિવડિ તડતડાયા પાપ પુંઠિ પડાયા
કુસુમ શિર ચડાયા કુંથુ પૂજિત રાયા ૧૭

### ૧૮ અરનાથસ્તુતિ
કરમ મરમ જાલી પુન્યની નીકવાલી
રતિ અરતિ ટાલી કેવલ જ્ઞાન પાલી
અખય સુખ રસાલી સિદ્ધિ પ્રામી સુંહાલી
અર અરચીસું માલી આપિ રે ફૂલ ટાલી. ૧૮

### ૧૯ મલ્લીસ્તુતિ
સુણી ન સણી ન હલી પુન્યની પુર ઘલી
ધર તરૂ અરવલિ પૂત પૂગેહિ ભલી
નિતુ નવ નવલી ભૂરી ભોગેહિ કુલી
પ્રણમય જિન મલ્લી ભસ કલ્યાંણ વલ્લી. ૧૯

### ૨૦ મુનિસુવ્રતસ્તુતિ
વિગતિ કરિ કુલિંગા પામીયા પુન્ય તંગા
નરી લગ વિજંગા દુખ દોપા દુરંગા
જન દુઆ (જિન) જિન સંગા સુવ્રતસ્વામિ ચંગા
કરે તલે તુરંગા આલસ માંહિ ગંગા. ૨૦

### ૨૧ નમીસ્તુતિ
નમી નરય નિવારે માન માયા વિદારે
ભવ જલધિ અપારે હેલ હેલાં ઉતારે
ભગતિ જિન સુધારે લોભ નાંણે લગારે
જિન જુગતિ જુહારે તે સવ્વે કાજ સારે. ૨૧

### ૨૨ નેમસ્તુતિ
કુગતિ કુમતિ છોડિ પાપની પાલ ફોડિ
ટલી સયલ ખોડિ મોહની વેલિ મોડિ
જિન સેવે બહુ લોકિ કો નહિ **નેમ** જોડિ
પ્રણમે સુરનર કોડિ નાથ બે હાથ જોડી. ૨૨

### ૨૩ પાર્શ્વસ્તુતિ
જલ ન જલ વિજોગા નાગ સંગ્રામ સોગા
હરી મયમલ ભોગા વાટ ચોરાસી રોગા
સવિ ભય હર લોગા પામીયા પાસ જોગા
ન રહે કહી વિજોગા પૂજ્ય તાં ભૂરિ ભોગા. ૨૩

### ૨૪ મહાવીરસ્તુતિ
કઠિન કર્મ મેહલી કાઢીઆ તેર ઠેલી,
વિમલ વિનય વહેલી ભાવ ભોલી ગહેલી
નિસુણી હરપ હેલા ભેટ પામે દુહેલી
રવિ ઉદય પહેલી **વીર**વંદો વહેલી. ૨૪

### ૨૫ સર્વજિનસ્તુતિ
દુરગતિ દુરિ દુકાલા પુન્ય પાંણી સુગાલા,
જસ ગુણ વરમાલા રંગેં ગાઇ રસાલા
ભવિક નર ત્રિકાલા ભાવે વંદુ મયાલા
જય જીનવર માલા નામ્ય લચ્છી વિશાલા. ૨૫

### ૨૬ વાણીરસસ્તુતિ
અમીય રસ સમાણી દેવ દેવે વખાણી
વયણ રયણ પાણી પાપવલ્લી કૃપાણી
સુણી સુણીને પ્રાણી પુન્યની પટરાણી
જગેં જિનવર વાણી સેવીએ સાર જાણી. ૨૬

### ૨૭ દેવીસ્તુતિ
રમઝમ ઝમકારા નેઉરી ચા ઉદારા
કટિ તટી ખલકારા મેખલા દા અપારા
કમલિ રમલિ સારા દેહ લાવણ્ય ધારી
સરસતિ જયકારા હુઓ મે જ્ઞાન ધારા. ૨૭

### ૨૮ કલશ
તપગચ્છ દિણયર લછી સાયર સોમદેવ સૂરીશ્વરો
શ્રી સોમજસ ગણધારસેવી સમયરત્ન મુનીસરો
માલિનિ છંદે એમ ભધેં સ્તવ્યા જિન ઉલટ ઘણેં
એમ લહે લાભ અનંત મુનિવર લાવણ્યસમય
સદા ભણે. ૨૮

—(લાવણ્યમય વિક્રમ સોળમું શતક)

# વિમલસૂરિનું પઉમ ચરિયમ્

[ સાક્ષર મુકુટમણિ શ્રીમાન્ કેશવલાલ હર્ષદરાય ધ્રુવની નોંધ પરથા ]

આમાં નીચે પ્રમાણે વૃત્તો છેઃ-

શાર્દૂલ૦ – ૧, ११, ૨૦, ૩૦, ૩૩, ૭૫, ૯૭
માલિની ૨, ૬, ૧૫, ૧૮, ૨૩, ૨૪, ૨૬, ૩૮, ૫૩, ૫૯, ૬૫, ૯૫, ૧૦૯
વસંતતિલકા ૩, ૫, ૧૦, ૧૨, ૧૩, ૧૯, ૨૫, ૩૭, ૩૯, ૪૨, ૪૪, ૪૭, ૫૫, ૬૧, ૬૬, ૬૭, ૬૮, ૭૪, ૭૭, ૮૮, ૯૨, ૯૩, ૯૯, ૧૦૦, ૧૦૧, ૧૦૬, ૧૧૮
ઉપજાતિ ૪, ૯, ૨૭, ૩૨, ૩૪, ૪૦, ૪૧, ૪૩, ૫૭, ૬૯, ૭૧, ૮૧, ૮૬, ૮૯, ૯૦, ૧૦૪
સ્રગ્ધરા ૭, ૭૩, ૮૨, ૧૦૭
દ્રુતવિલંબિત ૮, ૨૮
ઇંદ્રવજા ૧૪, ૨૧, ૩૬, ૬૪, ૮૦, ૮૩, ૮૫, ૯૧
ગીતિ ૧૬, ૯૬ (યમક)
દોધક ૧૭, ૨૨, ૩૫, ૪૬, ૫૮, ૮૭, ૯૪
મંદાક્રાંતા ૨૯, ૪૫, ૫૪, ૫૬
જાગતી ઉપજાતિ ૩૧
સ્કંધક ૪૮, ૭૯, ૧૦૨, ૧૦૩, ૧૦૮, ૧૧૧, ૧૧૨, ૧૧૪, ૧૧૭
ઉપેંદ્રવજા ૪૯, ૬૦, ૬૨, ૬૩, ૧૧૩
ઇંદ્રવંશા ૫૦
તોટક (૫૦)
રૂચિરા ૫૧, ૭૦, ૭૨, ૭૬, ૭૮, ૮૪, ૯૮
ગલિતક (માત્રા ૨૨) ૫૨, (માત્રા ૨૧નો) ૪૭,
વંશસ્થવિલં. ૧૦૫, ૪૮
આર્યાસ્કંધક (૨૭, ૩૨) ૧.૫
ગાહિની ૧૧૬

ત્રીસ અને બત્રીસ માત્રાની ગાહિણી, ત સત્તાવીસ અને બત્રીસ માત્રાની નવી આર્યાની વિકૃ તેમજ પંદર વર્ણનો શરભ (૧૪ લ + ૧ ગ) સૌ અર્વાચીન છંદ જણાય છે. સર્ગાન્તે સ્રગ્ધરા ઉપયોગ પણ જૂનો નથી. નલોદયના સ્કંધક જે ગીતિમાં યમકનો પ્રયોગ પણ તેવોજ છે. વિમ મુદ્રાનો પ્રયોગ પણ ધ્યાનમાં લેવા જેવો છે. પ્રાકૃ અર્વાચીન છે.

एयं वीरजिणेण रामचरियं सिद्धं महत्थं पुरा ।
पच्छा खण्डल भूइणा उ कहियं सीसाण धम्मासयं ॥
भूओ साहुपरंपराइ सयलं लोए ठियं पायडं ।
एताहे विमलेण सुत्तसहियं गाहाणिबद्धं कयं ॥

पञ्चेव य वाससया दुसमाए तीस वरिस संजुत्ता
वीरे सिद्धिमुवगए तओ णिबद्धं इमं चरियं ॥
राहू णामा चरिओ ससमय परसमय गहिय सब्भावो
विजओ अ तस्स सीसो णाइल कुल वंसणंन्दियरो
सीसेण तस्स रइयं राहवचरियं तु सूरि विमलेण
सोऊणं पुव्वगए णारायण सीरि चरियाइं ॥

पुष्पिका–इइ नाइल वंसदिणयर राहु सूरि पसीसे महप्पेण पुव्वहरेण विमलायरिएण विरइयं समत्तं पउ चरियं

(નાઇલ તે નાગેંદ્ર)

नाइल (નાગિલ) ગચ્છની સ્થાપના ક્યારે થઇ એની પટ્ટાવલી મળે છે? એ શ્વેતામ્બર.

મહાવીર પછી રામચરિત રચનાર आखण्डलभूति તે ઇંદ્રભૂતિ. એ ઇંદ્રભૂતિ ક્યારે થયા? એ પૂર્વધ હતા? એ કયા ગચ્છના?

पद्मपुराण કિંવા पद्मचरित—રવિષેણ વીરસંવત ૧૨૦૪ (શક સંવત ૬૦૦) (નાથૂરામપ્રેમી)

કુવલયમાલા દાક્ષિણ્યાંક ઉદ્દ્યોતનસૂરિ શકસં. ૬૯૯ હરિવંશ જિનસેન શકસંવત્ ૭૦૫.

કુ. મા. માં રવિષેણ (શક ૬૦૦) અને વિમલસૂરિ ઉભયનો તેમજ વિમલાંક પઉમચરિઅ અને હરિવંશ ચરિઅનો પણ ઉલ્લેખ છે. હરિવંશપુરાણના કર્તા જિનસેન આચાર્યે પદ્મપુરાણનો ઉલ્લેખ કર્યો છે. જો જિનસેનના (શક ૭૦૫) હરિવંશપુરાણ ઉપરથી વિમલાંક હરિવંસચરિઅ રચાયું હોય તો રવિષેણ પછી વિમલસૂરિના પઉમચરિઅનો સમય, પરંતુ દાક્ષિણ્યાંક ઉદ્દ્યોતનસૂરિની કુવલય માલાના પૂર્વે

[ આ પ્રમાણે ટૂંકાં ટાંચણો કરેલાં, તે પરથી ટૂંકમાં નોંધ ધ્રુવમહાશયે કરી છે તે નીચે આપીએ છીએ. આ એક અભ્યાસના અરસામાં નિર્ણય કરવા માટેની હકીકતો છે; સિદ્ધાંત અને પાકા નિર્ણય પર આવવાનું બાકી છે ને તે જેમ જેમ શોધખોળ થતી જશે તેમ તેમ તેની સમીપે વધુ ને વધુ અવાશે. ]

પઉમ ચરિઅ

उदयोतनसूरि (दाक्षिण्य ङ्क) कृत कुवलयमाला શક ૬૯૯. તેમાં રવિષેણનો, વિમલ સૂરિનો, વિમલાંક પઉમ ચરિઅનો અને વિમલાંક હરિવંશચરિઅનો ઉલ્લેખ છે.

સંસ્કૃત પદ્મપુરાણ કિંવા પદ્મચરિત દિગંબર રવિષેણે વીરસંવત ૧૨૦૪ એટલે શક ૬૦૦ માં રચ્યું હતું.

સંસ્કૃત પદ્મપુરાણ કિંવા પદ્મચરિત અને પ્રાકૃત પઉમચરિતમાં એટલું મળતાપણું છે કે દિગંબર કવિના ગ્રંથનો શ્વેતાંબર કવિએ આધાર લીધો હોય એમ કહેવા મન લલચાય છે.

ઉપરની કલ્પના ખરી હોય, તો પઉમ ચરિઅ કાવ્ય શક ૬૦૦ અને શક ૬૯૯ના ગાળામાં રચાયું કહેવાય એટલે કે ઈ. સ. ૬૭૮ અને ઈ. સ. ૭૭૭ ના ગાળામાં.

છન્દના વપરાટ ઉપર દૃષ્ટિ નાંખતાં પઉમ ચરિઅ ઇસવી આઠમા સૈકાના મધ્યમાં થયું સંભવે છે.

અપારય હરિવંસ ચરિઅનો સમય પણ શક ૬૯૯ એટલે ઇ. સ. ૭૭૭ પૂર્વે. દિગંબર કવિ જિનસેનનું હરિવંશ પુરાણ તે પછી શક ૭૦૫ (ઇ. સ. ૭૮૩) માં રચાયું હતું.

પૂર્વદલ ત્રીસ અને ઉત્તરદલ બત્રીસ માત્રાનું મળી થનારી ગાહિણીનો પ્રયોગ બાજુ ઉપર મૂકતાં પૂર્વદલ સત્તાવીસ અને ઉત્તરદલ બત્રીસ માત્રાનું જોડી રચેલો નવો માત્રામેળ છંદ તો છેક અજાણ્યો છે અને અર્વાચીન જણાય છે.

સર્ગને અંતે સ્રગ્ધરાનો ઉપયોગ પણ જૂનો નથી.

ચૌદ લઘુ અને એક ગુરુનો શરભ પણ અર્વાચીન જણાય છે.

કાવ્યના પ્રત્યેક વિભાગને અંતે કવિએ પોતાની નામમુદ્રાનો ઉપયોગ કર્યો છે તે પ્રાચીનતાની વિરૂદ્ધ જાય છે.

કાવ્યનું પ્રાકૃત જૂનું જણાતું નથી.

[ નાથુરામ પ્રેમીજીએ તા. ૨૨-૫-૨૫નો પત્ર ધ્રુવ મહાશય પર હિંદીમાં લખેલો તેનો અનુવાદ બંનેની આજ્ઞાથી કામ પુરતો અત્રે આપું છું. ]

શ્રીમાન્ પંડિત કેશવલાલજી ધ્રુવની સેવામાં આપનો કૃપાપત્ર મળ્યો. ૬-૭ વર્ષ પહેલાં મેં 'પઉમચરિઅ'નો અભ્યાસ શરૂ કર્યો હતો અને ૧૦-૧૨ સર્ગોને 'પદ્મપુરાણ' સાથે મિલન પણ કર્યું હતું. એક નાનો લેખ પણ આ વિષયે 'જૈન હિતૈષી'માં તે સમયે પ્રકાશિત કર્યો હતો. પરંતુ પછી અસ્વસ્થતા આદિ કારણોએ કંઇ વિશેષ વિચાર કરી શકાયો નથી.

'નાઇલ' નામનો કોઇ ગચ્છ તો હજુ સુધી સાંભળ્યો નથી. દિગમ્બર સાહિત્યમાં હજુ સુધી આનો કંઈ ઉલ્લેખ જોવામાં નથી આવ્યો. શ્વેતામ્બર સમ્પ્રદાયના નાગેન્દ્ર ગચ્છ સાથે પણ તેનો કોઇ સંબંધ માલૂમ નથી. તે ઉપરાંત 'નાઇલ વંશ દિવાકર' યા 'નાઇલ કુલ દિવાકર' પરથી એમ કઇ રીતે કહી શકાય કે આ કોઇ 'ગચ્છ' જ હશે. સંભવ છે કે 'નાઇલ વંશ' કોઇ આ સમયનો પ્રસિદ્ધ વંશ હોય અગર તેમાં ઉક્ત આચાર્યનો જન્મ થયો હોય. ઘણું કરી આચાર્ય પોતાના ગૃહસ્થાવસ્થાના વંશનો પણ ઉલ્લેખ કર્યા કરતા હતા.

આખંડલભૂતિ યા ઇન્દ્રભૂતિ ભગવાન્ મહાવીરના ગણધર ગૌતમનું જ નામાન્તર છે.

'પદ્મપુરાણ' યા 'પદ્મચરિત' નામનો એક સંસ્કૃત ગ્રંથ વીર નિર્વાણ સંવત્ ૧૨૦૪ નો બનેલો છે. તેના કર્તા રવિષેણ નામના આચાર્ય છે કે જે લક્ષ્મણસેનના શિષ્ય છે. આ ગ્રંથ વિમલસૂરિના પ્રાકૃત 'પઉમચરિઅ'નો પ્રાયઃ સમ્પૂર્ણ સંસ્કૃત અનુવાદ છે. કેટલેક સ્થળે તો શબ્દશઃ મળે છે. અધ્યાયોનાં નામ આદિ પણ એક જેવાં છે. આ સમયે પદ્મપુરાણ મારી પાસે મોજુદ નથી, નહી તો હું દશવીશ પદ્યો બંનેનાં આપી બતાવત કે બંનેમાં કેટલી સમાનતા છે. જુઓ.

अह एवं परिकहिए पुणरवि मगहाहिवो पणमीऊणं
पुच्छइ गणहरवसहं मणहरमहुरेहिं वयणेहिं ॥६४॥
वण्णा समुप्पत्ती निण्हं विसुया मए अर्वी (सेसा)
एत्तो कहेह भगवं उप्पत्तीं सुत्तकंठाणं ॥ ६६॥
—पउमचरिअ, चतुर्थ समुद्देश ।

अथैव कथितं तेन गौतमेन महात्मना ।
श्रेणिकः पुनरप्याह वाक्यमेतत्कुतूहली ॥ २६॥
वर्णत्रयस्य भगवन् संभवो मे त्वयोदितः ।
उत्पत्तिः सूत्रकण्ठानांज्ञातुमिच्छामि सांप्रतं ॥ २७॥
—पद्मपुराण, चतुर्थ पर्व.

શબ્દશઃ અનુવાદ કર્યા છતાં પણ રવિષેણે ક્યાંય આ વાતનો ઉલ્લેખ કર્યો નથી કે આ ગ્રંથ વિમલસૂરિના ગ્રંથને જોઇને યા તેના આધાર પર લખ્યો છે. પદ્મપુરાણ મૂલ અત્યાર સુધી ક્યાંય છપાયો નથી. તેનો હિન્દી અનુવાદ કલકત્તામાં છપાયો છે, પરન્તુ મૂલ દુર્લભ નથી. પ્રાયઃ સર્વ જૈન ભંડારોમાં ઉપલબ્ધ છે. પુસ્તક ભંડારકર ઇ૦ માં કેટલીક પ્રતિઓ છે.

રવિષેણ પ્રાચીન આચાર્ય છે. હરિવંશપુરાણ (જિનસેન)—તેણે આ પદ્મપુરાણ અને વરાંગચરિતનો ઉલ્લેખ કર્યો છે, વરાંગચરિત ઉપલબ્ધ નથી.

પહેલાં મારો ખ્યાલ એવો હતો કે વિમલસૂરિ શ્વેતામ્બર સમ્પ્રદાયના હશે. શ્વેતામ્બર ભંડારોમાં પણ 'પઉમચરિય' ઉપલબ્ધ છે, પરન્તુ જરા ધ્યાનથી વાંચવાથી માલૂમ પડયું છે તે શ્વેતામ્બર સમ્પ્રદાયના નથી. આચાર્ય હેમચંદ્રની જૈન રામાયણના કથાનકથી આમાં બહુ અન્તર છે. આ સિવાય.

૧–પઉમચરિય પૃષ્ટ ૫ ગાથા ૨૨માં મહાવીરનાં ત્રિશલા રાણીના ગર્ભમાં આવવાનું લખ્યું છેઃ પરન્તુ શ્વે૦ સં. માં પહેલાં દેવાનન્દા બ્રાહ્મણીના ગર્ભમાં આવવાનું મનાય છે.

૨ શ્વે૦ સં. માં મહાવીરને વિવાહિત અને સન્તાનવાન્ માને છે, પરન્તુ આ ગ્રંથની ૨૯મી ગાથાપરથી માલૂમ પડે છે કે તેમણે કુમારાવસ્થાને છોડીને જ, દીક્ષા લઇ લીધી હતી. પૃષ્ઠ ૯૮ની ગાથા નં. ૫૭ અને ૫૮માં પણ આ બાબતની પુષ્ટિ થાય છે. આમાં મલ્લિ, નેમિ, પાર્શ્વ, મહાવીર અને વાસપૂજ્ય—આ પાંચ તીર્થંકરોને કુમારાવસ્થામાં જ ગૃહત્યાગી બતાવ્યા છે અને આ વાત શ્વેતામ્બર માન્યતાથી વિરૂદ્ધ છે. આ જાતની બીજી પણ અનેક વાતો આના દિગમ્બરત્વને પુષ્ટ કરનારી છે, પરન્તુ આશ્ચર્ય તો એ છે કે દિગમ્બરીઓને આ ગ્રંથની ખબર પણ નથી.

આ ગ્રંથ વીરનિર્વાણ ૫૩૦માં બન્યો છે, એવું આની પ્રશસ્તિ પરથી માલૂમ પડે છે. શું આપ એને એટલો પ્રાચીન સમજો છો? વીરનિર્વાણની આ ગણના પણ કોણે લીધી છે તે જાણમાં નથી. × × ×

ભવદીય—નાથુરામ

[આ પ્રમાણે જેજે હકીકત અમને પ્રાપ્ત થાય છે તે સાદર રજુ કરીએ છીએ. ઉપરના અભિપ્રાયો માત્ર વિચાર રૂપે છે—સિદ્ધાંત રૂપે તો જેમ જેમ ચર્ચા થતી જશે, બન્ને પક્ષોનું સાંભળવામાં આવશે અને શોધખોળ થતી જશે તેમ તેમ છેવટે અમુક આકારે ખરૂં રહસ્ય પામી શકીશું. વિદ્વાન મુનિ-મહારાજાઓને વિનતિ છે કે આ ગ્રંથ પર વિશેષ પ્રકાશ પાડે. જૈન ધર્મપ્રસારકસભા આ ગ્રંથ અમારા પર મોકલી આપશે તો તે તેના જ્ઞાતા—વિદ્વાનને આપી યા અમે વાંચી વંચાવી કંઇ વિશેષ હકીકત મેળવવા-આપવા પ્રયત્નશીલ રહીશું.

તંત્રી]

# શ્રી શત્રુંજયતીર્થનો ઉદ્ધારક

## સમરસિંહ (તિલંગદેશનો સ્વામી)

[ અનુસંધાન અંક ૩, પૃ. ૧૦૮ ]

[લેખક-પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી-વડોદરા]

રાણો મહીપાલ અને સમરશાહ પ્રતિદિવસ જતાં-આવતાં માણસોથી તેના સમાચાર મેળવતા અને શિક્ષા—સૂચના કરતા હતા. થોડા દિવસમાં ફલહી કાઢી, પરંતુ તેને જ્યારે પાણીથી ભીંજાવીને જોઇ, ત્યારે તે મધ્યમાં ફૂટેલી રેખાવાળી જણાઇ. સમરાશાહે પણ તેને દોષિત જણાવી આવેલા માણસો સાથે નવી કરાવવા શિક્ષા મોકલી. ફરીથી કામ આરંભતાં ફૂટેલી તે ફલહીના બે કટકા થઇ ગયા. આથી રાણાનો મંત્રી અને સમરશાહના અધિકારી માણસો ખિન્ન થયા. અને અષ્ટમ તપ કરી ડાભને સંથારે રહ્યા. પ્રબંધકાર કહે છે કે-ત્રીજી રાત્રે સાક્ષાત્ શાસનદેવી અને કપર્દીયક્ષ પ્રત્યક્ષ થઇ મંત્રી પ્રત્યે બોલ્યા કે-'મંત્રીશ્વર ! આપ શ્રાવકોમાં શિરોમણિ અને જૈનધર્મના વિજ્ઞ હોવા છતાં પણ અજ્ઞાની જેમ કેમ થયા ? અમ્હારૂં સ્મરણ કર્યા વિના આરંભ કેમ કર્યો ? તેમ કરવું શું તમને ઉચિત છે ? સમરસિંહના ભાગ્યથી કાર્યસિદ્ધિ થશે. ખાણના અમુક ભાગથી તે બિંબ મેળવો.' શાસનદેવ-દેવીના વચન પ્રમાણે સ્ફટિકરત્નસદૃશ નિર્દોષ શિલા-ફલહી મેળવી.

મંત્રી(પાતા)એ પાટણમાં સમરશાહને સમાચાર પહોંચાડયા. દેસલશાહે વધામણી લાવનારને પુત્ર ( સમરાશાહ )દ્વારા બે પટ્ટસૂત્ર અને સોનાંની જીભ દાંત સાથે અપાવી. આચાર્યો, સાધુઓ, શ્રાવકો વિગેરે સંઘને એકત્ર કરી મહોત્સવ આરંભ્યો. સંઘપૂજા, દાન વિગેરે કર્યા પછી દેસલશાહે સંઘ આગળ બે હાથ જોડી વિજ્ઞાપના કરી કે—'સંઘના આદેશ-પસાયથી મૂલનાયકની મૂર્તિ માટે ફલહી દૂષણરહિત થઇ છે, તો આ ફલહીથી બિંબ કરાવું કે મંત્રિ( વસ્તુપાલ )સંબંધી ફલહીથી ?' સંઘે પૂર્વોક્ત પ્રત્યુત્તર આપ્યો.

તે વખતે સંઘના માણસોએ જણાવ્યું કે-દેવમંદિર વિગેરેના સર્વ પરવ ( ? ) પણ કરાવો. કારણ કે-મ્લેચ્છોએ મુખ્ય પ્રાસાદ વિનાશ પમાડયો[૨૨] છે. તેની ફરતી દેવકુલિકા( દેરી )ઓ પણ પાડી નાખી છે, તો યથાયોગ્ય વહેંચીને સર્વના પુણ્ય માટે કર્મસ્થાય કરવા માટે સંઘ શિક્ષા આપો. ત્યાં કોઇ પુણ્યવાન બોલ્યો કે-'મુખ્ય પ્રાસાદનો ઉદ્ધાર હું કરાવીશ, મ્હને અનુમતિ આપો.' સંઘે કહ્યું કે-જે બિંબ ( મૂલનાયક )ને કરાવે છે, તે જ તે ( મુખ્ય પ્રાસાદ )નો કરાવનાર થાઓ. જેનું ભોજન, તેનું

---

૨૨ સાક્ષર શ્રીયુત જિનવિજયજી શત્રુંજયતીર્થોદ્ધાર પ્રબંધના ઉપોદ્ઘાત ( પૃ. ૨૮ ) માં જણાવે છે કે 'वर्तमानमें जो मुख्य मंदिर है और जिसका चित्र इस पुस्तकके प्रारंभमें लगा हुआ है वह, विश्वस्त प्रमाणोंसे जाना जाता है कि गुर्जर महामात्य बाहड ( संस्कृतमें वाग्भट ) मंत्रीके द्वारा उद्धृत है । પરંતુ પ્રબંધકારના ઉપર્યુક્ત કથન પ્રમાણે બાહડમંત્રી દ્વારા ઉદ્ધૃત મુખ્ય મંદિરનો પણ મ્લેચ્છોએ નાશ કર્યો હતો. જ્યાંથી એનો ભંગ થયો હતો, ત્યાંથી કલશ પર્યંત મુખ્ય મંદિરના શિખરનો ઉદ્ધાર પાછળથી દેશલશાહ અને સમરાશાહે કરાવ્યો હતો, એમ પ્રબંધમાં આગળ જણાવ્યું છે. લેખક.

તાંબૂલ પણ યુક્ત છે. ધર્મકૃત્યની વહેંચણી કરી-કર્તવ્ય સ્વીકારી સૌ પોત પોતાને ઘરે ગયા.

આદેશ મળવાથી દેસલશાહ તથા સમરાશાહને પરમ આનંદ થયો. ફરી પણ માણસો અને ધન મોકલાવ્યું. પાતા મંત્રીએ પણ આ શિલા નીકળતાં સૂત્રધારોને સોનાનાં કંકણો અને વસ્ત્રોના દાનથી પ્રસન્ન કર્યા હતા. મહીપાલ રાણાજી આ સમાચાર સાંભળી વધાવવા ખાણે આવ્યા અને તેમણે ફલહીને પ્રત્યક્ષ જિનસમાન માની કાલેય, ઘનસાર, કપૂર-પુષ્પાદિથી પૂજી હતી. મહાદાન, નૃત્યાદિ પૂર્વક રાણાએ મહોત્સવ કરાવ્યો.

સૂત્રધારોએ ફલહીને પર્વતથી આદરપૂર્વક નીચે ઉતારી. આરાસણમાં પ્રવેશમહોત્સવ કર્યો. આરાસણની સમીપનાં ગામોમાંથી આવી ભાવિકો તે ફલહીની પણ ફૂલ, કપૂર આદિથી પૂજા કરતા હતા ગીત-ગાન, વાદ્ય અને હર્ષનો કોલાહલ થતો હતો. મહીપાલ રાણાજી પોતાના મંત્રી પાતાને સઘળી શિક્ષા આપી પોતાના નગરમાં ગયા.

મંત્રીએ શ્રેષ્ઠ રથમાં સ્થપાવેલી આગળ પાછળ દોરડાએ વળગેલા ઘણા માણસો વડે તેમજ બળવાન બળદો વડે ખેંચાતી આ શિલાને મહા પરિશ્રમથી પર્વતથી ઉતારી. કુમારસેના ગામના સમભૂમિ ઉપવનમાં રથ સ્થાપ્યો, ત્યાં ત્રિસંગમપુર વિગેરે સ્થાનના નિવાસી સંઘે આવીને સ્પર્ધાપૂર્વક ઉત્સવ કર્યો. મંત્રીએ સમરાશાહને સમાચાર આપવા પાટણ માણસ મોકલ્યો કે ફલહી કુમારસેનામાં આવેલ છે.

સમરાશાહે બળવાન્ બળદો માટે શોધ કરાવી. લોકોએ સમરાશાહ અને તેના પિતા દેસલશાહની પ્રશંસા કરવા પૂર્વક દ્રવ્ય ન લેતાં ઘણી ખુશીથી બળદો આપ્યા. તેમાંથી ૨૦ બળદો લીધા. જેના બળદો ન લીધા તેને ખિન્નતા થઇ. સમરાશાહે મધુર વચનોથી તેઓનો સત્કાર કર્યો. બળદો સાથે ૬૯ ગાડું કુમારસેના ગામે મોકલ્યું. માર્ગોપચારકુશલ માણસો સાથે મોકલ્યા. ફલહીના વિશેષ ભારથી લોહમદ ગાડું પણ ચૂર્ણ થઈ ગયું. મંત્રી (પાતા) એ ફરી સમરાશાહ પાસે ગાડું મંગાવ્યું, તે પણ ભાંગી ગયું. આ ખબર મળતાં ચિંતાથી સમરાશાહની નિદ્રા દૂર થઇ હતી. શાસનદેવીથી આશ્વાસન મળતાં ઝંઝા ગામથી દેવતાધિષ્ઠિત ગાડું મળ્યું, ત્યાર પછી ગાડું ચાલતા પદે પદે વંદાતી-પૂજાતી ફલહી ખેરાલુ-પુરમાં આવી. સંઘ તરફથી પ્રવેશોત્સવ થયો.

પ્રબંધમાં જણાવેલ ઉપર્યુક્ત વિસ્તૃત વર્ણન સમરારાસમાં નથી. રાસમાં માત્ર સંક્ષેપમાં જણાવ્યું છે કે-રાણાજી (મહીપાલ) પોતે જાતે ખાણને કાંઠે હાજર રહ્યા હતા. સૂત્રધારો ટાંકણાનો ઉપયોગ કરી ઘન ગાંઠો ભાંગતા હતા. જેમ સમુદ્ર વિલોડન કરી વાસુકિ દ્વારા રત્નો મેળવ્યાં હતાં, તેમ વીર સમરે અતિ જયણાપૂર્વક ફલહી આણી. કૂઆરસે(કુમારસેના ગામે) અને ત્રિસીંગમ(ત્રિસંગમપુર-મહીપાલ રાણાની રાજધાની)નગરમાં ઓચ્છવ થયો. ફલહી દેખીને ધર્મી જનોના મનમાં આનંદ માતો ન હતો. અભય-દાનમાં અગ્રેસર કરુણારસમાં ચિત્તવાળા શાહે ખેરાલૂમાં ફલહી આવતાં કેદીઓ મૂકાવ્યા હતા. ઘણું ધન આપ્યું હતું.

પ્રબંધકાર જણાવે છે કે કેટલેક દિવસે ફલહી ભાંડુ ગામે આવી ત્યારે દર્શનોત્કંઠા થતાં સિદ્ધસૂરિને તથા પાટણના લોકોને લઇ દેસલશાહ ભાંડૂ ગામે ગયા હતા, પૂજા કરી પ્રસન્નતા મેળવી હતી. હજારો ગવૈયાઓ, બંદીઓ ત્યાં એકત્ર થયા હતા. સમરાશાહે પિતાના આદેશથી વસ્ત્રો વિગેરેથી તેઓનો સત્કાર કર્યો હતો. સર્વ લોકોએ ફલહીનું પૂજન કર્યું. દેશલશાહની પ્રશંસા કરી હતી. સાધર્મિવચ્છલ થયું હતું. પારિતોષિક અપાયાં હતાં. ઠેકાણે ઠેકાણે રાસ-ગીતો ગવાતાં હતાં. એ સાંભળતાં દેસલે ફલહીને આગળ ચલાવી પોતે કેટલાક માર્ગ સુધી અનુગમન કર્યું હતું. પછી દેશલશાહ ઘરે આવ્યા. રાસકાર આ સંબંધમાં સંક્ષેપમાં જણાવે છે કે ભાંડૂ ગામમાં ભવ્યજનો ઘણા ભાવથી આવ્યા હતા અને ફલહી પૂજી હતી. જેમ જેમ ફલહીને પૂજવામાં આવતી હતી, તેમ તેમ કલિકાલ ધ્રૂજતો હતો. નવીન પ્રકારથી નાચ—રંગ થતા હતા. ધાર્મિક લોકોનું આચરણ દેખી ચિત્ત ચમત્કાર પામતું હતું.

પાલિતાણા નગરમાં સંઘે ફલહીને વધાવી હતી. બાલચંદ્ર મુનિએ શીઘ્રતાથી શ્રેષ્ઠ કર્મસ્થાય કરાવ્યું

સંઘ-પ્રયાણ. સા. દેસલે શ્રેષ્ઠ સૂરિ, જ્યોતિષી, શ્રાવકો વિગેરેને બોલાવી પ્રતિષ્ઠા-મુહૂર્ત જોવરાવ્યું. નિર્ણય થતાં લગ્નપત્રિકા મુખ્ય જોશીથી લખાવી, તેનો સત્કાર કરી ઉત્સવ કર્યો. પ્રતિષ્ઠાસમય સમીપ આવતાં દેસલે સર્વ દેશોમાં પોતાના કુટુંબનાં માણસો, પુત્ર, પૌત્ર, મંત્રીઓ વિગેરેને મોકલી સંઘને આમંત્રણ કર્યું.

રાસકાર પાંચમી ભાષામાં જણાવે છે કે-સંઘે બહુ ભક્તિથી પાટે સ્થાપેલા ગણધર-આચાર્યે લગ્ન-મુહૂર્ત ગણીને વિચાર્યું. સર્વ શ્વેતાંબર સૂરિ, મુનિઓ હર્ષિત થયા. કેટલાકને ઘરે બેસી મનાવ્યા, કેટલાક ધર્મિષ્ઠ લોકો ધર્મના હર્ષથી દોડી આવ્યા. બહુ દેશોમાં કુંકુમપત્રિકાઓ પાઠવી. સારી રીતે સજ્જ થઇને સંઘ મળ્યો. કલ્પતરુ જેમ અમૃતથી સિંચિત થાય, તેમ શુભગુરુ સિદ્ધસૂરિના વાસથી સંઘપતિ અભિષિક્ત થયા. કુલદેવી સચ્ચિયા ભુજામાં ઉતર્યા. સૌભાગ્યવંતી સ્ત્રીએ શેષ ભરી, તિલક મંગલ કર્યું. પોષ વ. ૭ ને દિવસે સુમુહૂર્તે શુભ-ચિત્તવડે દેવાલયમાં આદિજિનને સ્થાપ્યા. કુંકુમથી પિંજરિત કરેલા કામધેનુપુત્ર ધર્મધોરી બે ધવલ-વૃષભ ધુરાએ જુત્યા. જયરથમાં ચડી ઈંદ્રની જેમ સંચર્યા. સૌભાગ્યવંતી સ્ત્રીના શિર પર રહેલ શાલિનો થાલ નિહાલ્યો, શ્રેષ્ઠ ઘોડાએ હણહણાટ કર્યો, વૃષભે શુભ શબ્દ કર્યો. આ પ્રમાણે મહાસિદ્ધિકારક શુભ શકુન થતાં આગળ મુનિવરનો સંઘ અને શ્રાવકજનો ચાલ્યા. તલ પણ ન ખરે, તેમ ઘણા લોકો એકઠા મલ્યા હતા. મૃદંગ, વાંસલી અને વીણાની ધ્વનિ થતી હતી. ભેરીના ગંભીર અવાજથી આકાશ ગાજતું હતું. નવા પાટણમાં નવો રંગ ઉત્પન્ન થયો હતો. સુખપૂર્વક દેવાલય સંખારે સંચર્યું. ઘરે બેસી કરીને કેટલાકને સમજાવ્યા હતા. સમરના ગુણથી રંજિત થયેલો કોઇ વિરલો જ રહ્યો હતો. જયતો અને કાન્હો બન્ને સંઘપતિ ચાલ્યા. હરિપાલ અને લંડુક એ મહાધર દઢ થયા.

પ્રબંધકાર આ સંબંધમાં જણાવે છે કે દેસલ-શાહે નવું દેવાલય રચસદશ કરાવ્યું, તેને સિદ્ધસૂરિની પોસહશાલામાં લઇ જઇ વાસક્ષેપ નંખાવ્યો. સારે દિવસે દેવાલયનું પ્રસ્થાન વિચાર્યું. શુભ દિવસ આવતાં પ્રસ્થાન સાધવા ઇચ્છતા શાહે પોસહશાલામાં સર્વ સંઘ મેળવ્યો. ભક્તિપૂર્વક સંઘનું બહુમાન કરી દેસલશાહ સિદ્ધસૂરિ આગળ વાસક્ષેપ કરાવવા બેઠા. ગુરુએ (ગોરે) તેના લલાટમાં શુભહેતુ તિલક કર્યું. ગુરુ(સિદ્ધસૂરિ)એ સ્વયં તેના મસ્તક ઉપર વાસચૂર્ણ સ્થાપ્યું, પછી સમરાશાહના મસ્તક ઉપર વાસક્ષેપ નાખી આશિષ્ આપી કે 'સંઘપતિયોમાં તું મુખ્ય થા.'

ત્યાર પછી ગુરુએ કહેલા સમયે (પોષ વ. ૭) વાજતે ગાજતે ગૃહમંદિરમાંની આદિનાથ પ્રભુની પ્રતિમાને દેસલશાહે માંગલિક ક્રિયાપૂર્વક દેવાલયમાં સ્થાપી. કપર્દી યક્ષ અને સત્યદેવી શાસનદેવી સમરા-શાહના શરીરમાં પધાર્યા. રથને બળદ જોડ્યા. સં. દેસળ અને સમરાશાહના મસ્તક પર સુવાસિની સ્ત્રીએ અક્ષત નાખી મંગળ કર્યું. સામંતે દેવાલય ચલાવ્યું. શુભ શકુનો થયાં. પ્રથમ સંઘ ચાલ્યો. માર્ગ સંકીર્ણ થઇ ગયો હતો. દેવાલયની આગળ ચાલતા સંઘથી પરવરેલા અને સુખાસન (પાલખી)માં બેઠેલા દેસલશાહ સંઘનાયક થયા. સમરાશાહ પણ અસ્વાર બની અસ્વારોથી પરિવૃત થઇ ચાલ્યા. વાજિંત્રોની ધ્વનિ થઇ. પગલે પગલે પૂજાતું દેવાલય પહેલે દિવસે શંખારિકાએ પહોંચ્યું.

સમરાશાહ શંખારિકાગામથી સંઘ સાથે પાટણ આવ્યા હતા, તેઓએ પોસહશાલામાં જઇ સર્વ સૂરિઓને યાત્રા માટે ખમાસમણ (વંદન) આપ્યું હતું. સંઘ સાથે ગૌરવપૂર્વક પ્રત્યેક ઘરે જઇ સર્વ શ્રાવકોને આદરપૂર્વક પ્રાર્થના કરી હતી. સમરાશાહના ગુણોથી ખેંચાઇ તેઓ જલ્દી આવ્યા હતા.

મુખ્ય આચાર્યો. અગાધ સર્વ સિદ્ધાંતરૂપી મહાસાગરને તરી જવામાં નૌકાસમાન શ્રીવિનય-સંઘમાં આવેલા ચંદ્રસૂરિ યાત્રા માટે ચાલ્યા હતા. બૃહદ્ગચ્છરૂપી આકાશમાં ચંદ્રસમાન મનોહર ચારિત્રને ધારણ કરનાર

શ્રી રત્નાકરસૂરિ સંઘ સાથે ચાલ્યા હતા. સર્વત્ર ગૌરવયુક્ત અંતઃકરણવાળા શ્રીદેવસૂરિગચ્છના શ્રી. પદ્મચંદ્રસૂરિ, જિનદર્શન કરવામાં ઉલ્લસતી વાંછાવાળા ચંચલતારહિત(ધીર) પં (સં) ઉરગચ્છના શ્રીસુમતિસૂરિ, ભાવડારગચ્છની લક્ષ્મીના મુખને વિભૂષિત કરવામાં તિલક સમાન શ્રીવીરસૂરિ પ્રસન્ન અંતઃકરણે યાત્રામાં ચાલ્યા હતા. થારપદ્રગચ્છના શ્રીસર્વદેવસૂરિ તથા બ્રહ્માણગચ્છના શ્રીજગતસૂરિ ચાલ્યા હતા. શ્રીનિવૃત્તિગચ્છના આમ્રદેવસૂરિ ચાલ્યા હતા, જેઓએ દેસલની યાત્રાનો રાસ[૨૫] કર્યો છે નાણકગણરૂપી આકાશને ભૂષિત કરવામાં સૂર્યસમાન સિદ્ધસેન આચાર્ય દેસલ સાથે ચાલ્યા હતા. બૃહદ્‌ગણના શ્રીધર્મઘોષસૂરિ ઉચ્છળતા આનંદપૂર્વક ચાલ્યા હતા. રાજગુરુ એવા અપરનામને ધારણ કરનારા નાગેન્દ્રગચ્છનાં શ્રીપ્રભાનંદસૂરિ ચાલ્યા હતા. શ્રીહેમસૂરિસંતાનીય શુદ્ધભાવનાવાળા પવિત્ર શ્રીવજ્રસેનસૂરિ પધાર્યા હતા. બીજા પણ ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યો સંઘપતિ દેસલ સાથે ચાલ્યા હતા. ચિત્રકૂટ વાલાક, મરુ, માલવ વિગેરે દેશોમાં રહેલા પદસ્થ પ્રાયઃ સર્વ મુનિઓ મલ્યા હતા. શુભ વાર અને શુભ મુહૂર્તે શ્રીસિદ્ધસૂરિ સર્વ દર્શની અને દેસલની સાથે ચાલ્યા; દેસલે તેમનો પ્રવેશોત્સવ કર્યો હતો.

સંઘપતિ જૈત્ર અને કૃષ્ણ સં. દેસલના સ્નેહગુણથી બંધાઈ ચાલ્યા હતા.

અન્ય સંઘ અને મોતીઓમાં ગુણસંયોગ કરનાર વ્યવસ્થા (પરોવનાર) હરિપાલ, ચતુર સં. દેવપાલ, શ્રીવત્સકુલના સ્થિરદેવના પુત્ર લૂંઢક યાત્રામાં ચાલ્યા. સમરાશાહના સન્માનથી ઉત્સાહિત થઇ સૌની પ્રહ્લાદન, સત્યવચની ઉત્તમ શ્રાવક સોઢાક મલ્યા. ધર્મવીર વીર શ્રાવક, દાનેશ્વરી દેવરાજ વિગેરે સમરાશાહના અનુરાગથી યાત્રામાં સાથે ચાલ્યા હતા. પ્રબંધકાર કહે છે કે તે વખતે ગૂર્જરભૂમિમાં જે કોઇ પણ શ્રાવકો હતા, તેમાંથી કોઇ પાછળ રહ્યું ન હતું. એવી રીતે સકળ દેશોમાંથી સંઘ મલ્યા પછી દેસલે સંઘનું પ્રયાણ આગળ કરાવ્યું. મંડપમાં સ્તંભની જેમ સંઘમાં જૈત્ર, કૃષ્ણ, લૂંઢક અને હરિપાલ એ ચાર મહાધર હતાં.

અલપખાનને અનુજ્ઞાપિત કરવા મોટું ભેટણું લઇ સમરાશાહ રાજમંદિરે ગયા. ખાનની આગળ ભેટણું ધર્યું. ખાને સંતુષ્ટ થઇ ઘોડા સાથે તસરીફ આપી સમરાશાહે રાજા (ખાન) પાસે દુષ્ટ-નિગ્રહ કરી શકે તેવા યમદારકો (જમાદાર) માગ્યા. ખાને પણ વીર ધીર મુખ્ય દસ મહામીરો સંઘરક્ષા માટે આપ્યા. તેઓને અને પાછળ રહેલા સંઘને લઇ સમરાશાહ સંઘનાયક સાથે નિર્દોષ સંઘમાં મલ્યા.

રાસકાર છઠ્ઠી ભાષામાં ચાર કડીથી સંઘ-પ્રયાણનું વર્ણન કરતાં કહે છે કે શંખ વાગ્યા, અસંખ્ય નાદથી કાયરો ખળભળ્યા. ઘોડે ચડીને સેલ્લાર રાજપૂત અસવારો સજ્જ થયા. દેવાલય વેગથી ચાલતાં ઘુઘરીઓના અવાજ થતા હતા. સમ વિષમ કોઇ ગણતું નહિ, કોઇ વાર્યો રહેતો નહિ. વાહિની બહુ વેગથી ચાલતાં ધરણી ધડકતી હતી, ધૂળ ઊડતી હતી, માર્ગ સૂઝતો ન હતો. ઘોડા હણહણતા હતા. ઊંટ અવાજ કરતા હતા, બેલ વેગથી ચાલતા હતા. સાદ કર્યો સંભળાતો ન હતો, તેથી બીજો માણસ બોલ-જવાબ દઇ શકતો નહિ. રાત્રે જેમ તારાગણ ઉગ્યો હોય તેમ દીવીઓ ઝલહલતી હતી. પાયદલનો પાર પામી શકાતો ન હતો. સુખાસન (પાલખી) વેગથી ચાલતું હતું બુદ્ધિવંત બહુ પુણ્યવંત પરિકર્મમાં અતિનિશ્ચલ દેસલશાહ આગેવાન થઇ સંચરતા હતા. પાછેવાન તરીકે સોમસિંહ-સા. સહજાનો પુત્ર સાંગણશાહ-લષિગના પુત્ર સોમજીથી યુક્ત થઇ ચાલતા હતા. સમરાશાહ અસવારમાં પોતાની જોડ કરી ઘોડા પર ચડી ચારે તરફ હીંડતા હતા અને સંઘને જે અસુખકર હોય, તે જોતા હતા-તપાસ કરતા હતા.

---

૨૫ જૂઓ ટિપ્પણી ૧૮ તથા ૨૫મી. એ ઉપરથી સ્પષ્ટ સમજાય તેમ છે કે દેસલની યાત્રાનો રાસ અપરનામ સમરારાસનામનો પ્રસ્તુત રાસ નિવૃત્તિગચ્છના અંબ (આમ્ર) દેવસૂરિએ વિ. સં. ૧૩૯૩ પહેલાં પ્રાયઃ વિ. સં. ૧૩૭૧ માં ચૈત્ર વ ૭ યાત્રા કરી પાટણ પહોંચ્યા પછી તરત રચ્યો હોવો જોઇએ. એથ વિક્રમના ૧૪ મા સૈકાના ઉત્તરાર્ધની પ્રાચન ગૂજરાતી ભાષાની મનોહર કૃતિ તરીકે આ રાસને ઉચ્ચ સ્થાન મળી શકે. —લેખક

પ્રબંધકાર જણાવે છે કે-દેસલશાહ સુખાસનમાં આરૂઢ થઇ દેવાલયના માર્ગદર્શીની જેમ આગળ ચાલતા હતા. સોમસિંહ-સહજપાલનો પુત્ર સંઘની પાછળ રક્ષા કરતા હતા. સમરાશાહ શ્રેષ્ઠ ભોજન આચ્છાદનોથી શ્રાવકોની ન્યૂનતા દૂર કરતા હતા, અને સેલ્લાર અસ્વારોથી ચોતરફથી પરવરેલા, તેઓ છત્રથી વિભૂષિત થઈ, અશ્વરત્ન પર આરૂઢ થઈ સંઘની રક્ષા કરતા હતા. વાજિંત્રોના નાદ સાથે ગમન થતું હતું. માર્ગમાં ગામના ઠાકોરો સમરાશાહને આવેલા જોઇ દહીં, દૂધ વિગેરે ભેટ ધરતા હતા. ગામે ગામના ધાર્મિક સંઘ દેસલ સંઘપતિના ચરણ પૂજતા હતા. 'ભૂખ્યો ભોજન કરે' એવી ઉંચા સ્વરે ઉદ્‌ઘોષણા કરાવવા પૂર્વક સં. દેસલશાહે દાનશાલા ખુલ્લી મૂકી હતી.

રાસકાર જણાવે છે કે-કલિકાલમાં પણ સકલ (સપ્રભાવ) પાર્શ્વપ્રભુને સેરીસામાં પૂજ્યા. સરખેજ થઇને સકલ સંઘ ધોલકામાં આવ્યો. ધોલકા થઇ લોલિયાણા પહોંચ્યો, નેમિજિન-મંદિરમાં ઓચ્છવ કરી પિપલાલી પહોંચ્યો.

**સેરીસાતીર્થની ઉત્પત્તિ.**

પ્રબંધકાર જણાવે છે કે-એવી રીતે અહર્નિશ સંઘ સાથે પ્રયાણ કરતા સં. દેસલ સેરીસા પહોંચ્યા. ત્યાં પાર્શ્વજિન ઊર્ધ્વ પ્રતિમાએ (કાઉસગ્ગધ્યાને) રહેલા છે. ધરણેંદ્રથી પૂજાતા ચરણવાળા જે પ્રભુ આ કલિકાલમાં પણ સકલ (સપ્રભાવ) છે. જે (બિંબ)ને પહેલાં સૂત્રધારે પોતાની આંખે પાટો બાંધી એકજ રાત્રિમાં દેવના આદેશથી ઘડ્યું હતું, મંત્ર-શક્તિથી સકલ ઇચ્છિત પ્રાપ્ત કરનાર શ્રીનાગેન્દ્રગણના અધીશ શ્રીદેવેન્દ્રસૂરિએ જેની પ્રતિષ્ઠા કરી હતી. તે જ દેવેન્દ્રસૂરિએ સમ્મેતગિરિથી વીશ તીર્થંકરો (બિંબો)ને અને કાંતીપુરીમાં રહેલ ત્રણ તીર્થંકર (બિંબો)ને મંત્રશક્તિથી આણ્યા હતા. ત્યારથી આ શ્રેષ્ઠ તીર્થ દેવેન્દ્રસૂરિએ સ્થાપ્યું છે, જે દેવપ્રભાવથી ભવ્ય જનોના વાંછિતને પુરે છે.[२६]

—ચાલુ

२६ संघप्रयाणकेष्वेवं दीयमानेष्वहर्निशम् ।
श्रीसेरीसाह्वयस्थानं प्राप देसलसङ्घपः ॥
श्रीवामेयजिनस्तस्मिन्नूर्ध्वप्रतिमया स्थितः ।
धरणेन्द्राशसंस्यंह्रिः सकले यः कलावपि ॥
यः पुरा सूत्रधारेण पट्टाच्छादितचक्षुषा ।
एकस्यामेव शर्वर्यां देवादेशादघट्यत ॥
श्रीनागेन्द्रगणाधीशैः श्रीमद्देवेन्द्रसूरिभिः ।
प्रतिष्ठितो मन्त्रशक्तिसम्पन्नसकलेहितैः ॥
तैरेव सम्मेतगिरेर्विंशतिस्तीर्थनायकाः ।
आनिन्यिरे मन्त्रशक्त्या त्रयः कान्तीपुरी स्थिताः ॥
तदादीदं स्थापितं सत् तीर्थं देवेन्द्रसूरिभिः ।
देवप्रभावविभविसम्पन्नजनवाञ्छितम् ॥

-નાભિનંદનોદ્ધાર પ્રબંધ (પ્રસ્તાવ ૪ થો, શ્લો. ૬૪૬-૫૧)

---

## કોશ્યાગીત

એણે આંગણે મે પીઉ રમાયો, રસ લેઇ ભમર પર ભમીઓ
આજ એકલડો વીસમાયોરે, ચાંદલીયા ! ૧
ચાંદલીયા ! તું વેગે આવે, જઇ કરીને સમાચાર લ્યાવે,
માહરો રૂઠડો નાહ મનાવેરે, ચાંદલીયા ! ૨
તું તો વાહન વેગો ચલાવે, સ્થૂલભદ્રને વાત જણાવે,
માહરો કામ કરી ઘેર આવેરે, ચાંદલીયા ! ૩
પ્રાઇં પ્રીત કેહસ્યું ન કરીઇ, ધરીઇં તો છેહ ન કરીઇં,
વિણબોલ્યાં કિમ વિછડીઇંરે, ચાંદલીયા. ૪
જેહ વિચે હાર ન માતો, વિરહો પિણ ખિણ ન ખમાતો
તેહ વિણ દિસે કાલ જાતોરે, ચાંદલીયા !
દોઈ માસ ટેઈ ગયો તાલી, પાપિયડે વાચ ન પાલી,
ઇમ જંપે કોશ્યા બાલીરે, ચાંદલીયા.
કવિ સહેજસુંદર ઇમ ભાષે, જે શીયલ ગુણે કરી ચાસે,
તેહની વાટ જોઉં ચોમાસેરે, ચાંદલીયા !

— સહજસુંદર (૧૭ મું વિ. શતક)

૩. પ્રાઇં-પ્રાયઃ-ઘણું કરીને, કેહસ્યું કોઇ સાથે, છેહ- છેદ-ભંગ, વિછડીએ-તજીએ.

# નેમિ બારમાસ

[શીલવતી રાસના કર્તા પ્રસિદ્ધ નેમિવિજયની આ કૃતિ છે]

દૂહા

સમરીઇ શારદ નામ સાચું, એહ વિના જાણીએ સર્વ કાચું,
જ્ઞાનવિજ્ઞાન ને ધ્યાન આપે, મહિરની લહિર અજ્ઞાન કાપે. ૧
ચરણ નમી ગુરૂતણાં માસ ગાઉં, નેમરાજુલ ને ચિત્ત ધ્યાઉં,
જે પ્રભુ સત્ય સંપત્તિ દાતા, એ જિનભૂષણ સહી જગતત્રાતા. ૨
નેનના હેતસ્યું નેહ જણાવે, માસ બારે કહી પ્રીઉ મનાવે,
માસ એ માગસિર મન્નભાવે, રાજલ, વયણસ્યું નેમ સુણાવે. ૩

ઢાલ પ્રણમું રે ગિરજા રે નંદન એ દેશી.

માગસિર છે હિતકારીરે, પ્યારી જોવે છે રે વાટ
સહીસરને મન આવીયો, વાધાયો વિરહ ઉચાટ
હાસ્ય વિનોદ ને દોહરા, ભાવે નહી મુઝ મન્ન,
ચિત્તમાંહે લાગી ચટપટી, અટપટી બોલું વચન્ન. ૪
વનખંડે તે વિરહનાં ગોપી ગાવે રે ગીત,
નિસદિન સમરૂં રે નાહલો, વહાલો મોરે રે ચિત્ત
પીયુ વિના દિન એ સખી નારીને જાવે રે નિત
રાહજ સલુણારે આવિયે, બોલિયે વયણ સુમીઠ. ૫
હાય હાય સખી શું કરૂં, મન્મથ પીડે રે જોર,
લોક માંહે ઘણું લાજીએ, કીજીએ કેહો છકોર,
પ્રાણ પ્રીઉ વિના કિમ રહે, આ મુઝ દિલનીરે પ્રીતિ,
ખણ ન વીસારૂં ખંતિ કરી, કંતે કીધી કુરીતિ. ૬

દૂહો

ફરયાં ખેત્ર ને ખગા આવે, ગોપી વિનોદનાં ગીત ગાવે,
તેહ સુણિ મોહનાં મોહ વ્યાપે, પ્રીઉ વિના વિરહિણી
કિમ ધરતપે (?) ૭

પોસ દિસ્યો ઇણ પોસમેં, દોસ વિના જગ નાહ,
વિણ બોલ્યાં કિમ દીજીએ, વાલ્લભ દિલનો રે દાહ,
અવગુણને ગુણ લેખવે, જે હોય ચતુર સુજાણ,
તપ જપ મુકીને વેગલો, આવોને જીવન પ્રાણ. ૮
એક ઘડીની રે પ્રીતડી કિમ મૂકે ઉત્તમ જેહ,
છયલ છબીલારે રાજવી છિટકી ન દીજે રે છેહ
ઉત્તમ એહ આચારડો, જનમ લગેં વહે નેહ,
ફાટિ પણ ફીટે નહી, જેમ પટોલે રે રેહ. ૯
ફુલ્યો તે મનમથ મોભરો, ઉલ્લસ્યાં તન્ન કઠોર
ચિતડે રે ચાલા માંડિયાં દિલ્લ ધૂમે ઘમઘોર,
ચીર પીતાંબર ચોસરા, ઉર ઠવ્યો મોતીનો હાર,
રખે જાણ પ્રીઉ પહેલડી તો, બોમરે થઇ ભરતાર. ૧૦

દૂહો

તૂં ઉપગારિયો તૂંહિજ ઈશ, કહું એતલું હુઝ નામિ સીસ,
મહિર કરી મોહનાં મંદિર પધારો, નારિનાં નેહનાં નયન ઠારો ૧૧
માહે મનોરથ માહરા મનમાંહે રહ્યો રે ઉજાર,
સુખ દુખ મનના રે વારતાં, કોણ સુણે નિર્ધાર;
જેહને મન છે રે નેહલો, તે ભમે વિકલ શરીર,
કેતકી વિના જિમ ભમરને, ભાને ન ફુલ કરીર. ૧૨
મહુણી ઉતાર્યાં રે ગહબરી, પુરુષ ન રાખું રે પાસ
ભોલ ભોલવે ભામિની, મદન તણી ધરી આસ,
સુજની સેજ તલાઇને, ને હું સેવું દીન ને રે રાત,
પ્રીયુ પરદેસે સિધાવિયા રખે હોવે કિસી ઘાતી. ૧૩
તાહિ રે ગાઢા ફરા ભન્યા આહિ જ સુના આવાસ
થર થર કંપેરે દેહડી મુકયા જેહ નિરાસ,
સુંદર સેજ ગમે નહી સુતાં રે નીંદ ન આય,
તોહી વિના પ્રભુ માહરા, ઇણીપરિ દિન કિમ જાય. ૧૪

દૂહો

ઇમ ન કીજે સુણી પ્રાણનાથ, પાલીઇ પ્રીતડી ગ્રહીય હાથ,
મયણનો વાસ એ માસ ફાગ, સાભી સંભારીએ એહ લાગ ૧૫
ફાગુણના દિન ફુટરા, આકરા (લા)ગેરે મુજ્જ
વિરહે તપે તન કોમલ, મન ભાવે નહી ઘુઝ,
કેઇ ખેલે લાલ ગુલાલસું અબીર અરગજા પ્યાલ,
હું રહી એક દોભાગિણી, આવ્યા ન નાહ મયાલ. ૧૬
સમર સંતાપે સાહેલડી, ભેદી રહ્યો મુઝ દેહ,
આપણપું કિમ રાખસ્યું, પોહતે યૌવન વેહ,
પ્રીઉ નાવિ ના ઇણ મંદિર મનમથ કેરા રે ચોર,
દુઃખ આપે દૂણો દેહડી, ઉઠયા તન ને ફોર. ૧૭
કે જિન પૂજે રે પદમિની, ભામિની આપદ દૂરિ,
કે નૃત્ય નાચે નવનવો, પાપ પખાલે દૂર,
કે પ્રીઉ સંગે રંગે ઢંગે ખેલે બહુ ખ્યાલ,
સરિખા સરિખી જોડી મિલી ખેલે ફાગ ખૂસ્યાલ. ૧૮

દૂહો

પ્રેમદા મનમથ જોર પીલેં, ડસી નાગણી જેમ ડોલે
હવે સહી રાજ ચિત્ત થાપેં, ચિત્રમાં નેમ એ દુઃખ કાપે. ૧૯
ચિહું દિસે તરવર ચાતર્યાં ચૈત્રે સુવાસ,
જાઇ જૂઇ નવ માલતી, મોગરા મરૂઆ જે ખાસ,
દમણો ચંબેલી રે ચંપકે પટ્પદ લાગા રે ચિત્ત
નેમતણી હું વાટણી ઇણી રીતિ જોઉં રે નીતિ. ૨૦

નિઠુર હજી લાજે નહિ, જે કરે વનમેં ગુંજાર,
રમણ વસંત આવી મિલ્યો, ભૂમિ તણો ભરતાર
પરિમલ આવે રે કુસુમના, બીહું હું નિજ નાક,
પ્રીઉ વિના સી સુગંતા, મદને મુકી ઘણું હાક. ૨૧
મંદિર સુને રે મહિલા તણું, મોહન મિમ રહે મન્ન,
કોકિલ કલ કુંજિત કરે, તિમ દહે વિરહિણી તન્ન,
નયને રે નીંદ આવે નહી, અતિ તીખી ચંદની રાત
ઉખી રહી પ્રીઉ પ્રીઉ જીસડી, વાલ્હા વિછોહ્યાંની વાત. ૨૨
વિરહિણી નિરહની સાંકલી, રાતડી ગમીએ રે કેમ

* * * *

કેમ ગમુ ઘડી સાહિબ ખિણ વરસાંસો રે થાય,
પ્રહરની સી વાતડી માસ વરસ કિમ જાય. ૨૩

દૂહા

વિરહની વેદના જગતિ મોટી, પ્રીત વિના નારિ સંસાર ખોટી
ખિણિ ખિણિ નેમની વાટ જોતી, સહીયરો ઉતરી ચિત્ત હુંતી. ૨૪
વૈશાખે રે વન પાકીયાં, ભાવિયા દાડિમી કામ,
રાજાદની રલીયાંમણી, જાંબૂ કદલી સુઠામ,
આવો હિત ધરી ચિતસૂં, પ્રીસ્યું કાતલી લાખ,
અંબ તણી જે પાકી બાકા સાકર દ્રાખ. ૨૫
છાકી મનમથ માનની ફુલી જિમ વનરાય
વિરહી સુણી મુખિ બોલડા ઉન્મત્ત તિમ ઉન્માય,
કહને દાખુ સાહેલડી આ મારા મનનાં રે દૂખ,
મંદર સુનાં એ દેહડી પ્રીઉ પેખ્યાં હોઇ સુખ. ૨૬
નાહ નિઠુર નવિ કીજે રે એમ વિસાસી રે ઘાત,
કોન કરે તિમ તેં કર્યું સઘલે વંચાસ્યે રે ખ્યાત,
વિરહણી તન નવિ ઓલખે, તેસ્યું લખે મનવાસ,
આકુલી પ્રાંણ પ્રીઉ વિના જાયેં છે દિનરાતે ૨૭

દૂહા

મૂર્ખને વેણુ સ્યું સીખ દીજે, પણિ જગિ જાણને સ્યું કહીજે
તો હવે નેહ એ જયેઠે જ આવે, કલા કામિની કેલિ સુહાવે ૨૮
જયેઠ તપે અતિ આકરો સી કરો એવડી ધીજ,
આવો તો ઉષ્ણ નિવરીએં, સીત સંચાર્યું પતીજ,
પંથી-પણિ પંથી આકલા, નારિને મિલ્યુ અનેક,
પાએ પડી પ્રભુ વીનવું, આણોને ચિત્ત વિવેક. ૨૯
અગનિ તણી પરિ પરજલે, ઉત્તમ એહ અવાસ,
ભૂમિ તપે અતિ ભુંડીરે, કિમ રહે તન મેરે સાસ,
પિણ મંદિર ખિણ બાહિર રયણી કેમ વિહાય,
પ્રીતમ વિહૂંણી પ્રેમદા, તલફિ તલફિ ખિણ જાય. ૩૦
પશુઅ પુકારથી ચાલ્યોરે, પાલ્યો ન એકણ બોલ,
કોજિ ને આપણે રાગીયો નિગુણ નિટોલ,

નવ તવ નેહ નિવારીયે, વારીયો નવિ રહ્યો નાહ,
નવયૌવન વય કામિની યામિની લીધો ન નાહ. ૩૧

દૂહા

ભરિ ભરિ જોર નીસાસ મૂકે,
નયણથી આંસુડા ખિણ ન ચુકે,
કાયા કોમલ તેજ સીઝે,
નિરદયી નાહ તોહે ન સીઝે. ૩૨
આકરી રતિ રે આસાઢની, વિરહની વ્યાંપી છે પીર,
વાયે ઘટા ઘન મેઘની, અતિ સ્યામ વરસે રે નીર,
કામ કલા રસ કેલવી, કેકી કરે રે કિંગાર
બાપીયડો પીઉ પીઉ કરે, વીજલીયાં ઝબકાર. ૩૩
યૌવન જાયે સાહેલડી જાણે જલના રે પૂર,
કહેને કહું દુઃખ બહેનડી, પ્રીતમ રહે ઘણું દૂર,
સાલે ખિણ ખિણ સુરદર ( ? સુંદર ) દિવસ ને રજનીના ભોગ
ધિરતા નહી મન માંનિની, દુહલો નાહ વિયોગ. ૩૪
કામી ચિંતે રે કામિની, રામને સીતસ્યું () ર
ચાતુક ને મન મેહલો, પોપટીને મન કીર
ચકોર તણે મન ચંદ જ્યું તરસ્યાં ભાવે રે નીર,
તિમ વિરહી ધરી ઇણિ રતિ જીવ ધરે નહી ધીર ૩૫

દૂહા

મેહ અંધારતો નર છાંટે, દેખતાં વિરહિણી હીય ફાટે
દિન વિયોગના શ્રાવણે નીટ નાખે, વલવલે રાજુલ જગતનાથ પાખે. ૩૬
શ્રાવણ શ્રવણે રે મેં સુણ્યો દુખિયાં દાઝે રે દેહ
સરવડાં વરસી મયણનાં સયનાં દાખે છેહ,
નયણ ધરીને રે નેહલો વેહલો આવે રે નાહ
પ્રીત પરમ સુખ પાવન યૌવન લીજે રે લાહ. ૩૭
તાપે મનમથ મહિલા રે તનકતનક દહે દેહ,
દાદમી દીલ વલે ઘણી, જિમ ઘન ભૂમિનો ત્રેહ,
ગાજે જિમ ઘન ઘોરો રે સોર કર અનંગ,
ભમર વીના સી ભામની કેહો બીજાસ્યું સંગ. ૩૮
પ્રીતિ ભલી પારેવાની વારૂ રાખે રે રીત
હીય હેજે હિત આણી ટાલે વિરહકુ પ્રીતિ,
એક એક વિના હીસે નહી જો હોવે અતિ ઘણે દૂર
હુ મુજ પ્રીણ વાલેસર આવે ન કેમ હજૂર. ૩૯

દૂહા

પ્રીતની રીતિ પારેવ પાલે, પ્રીય સંગથી આપદા સવ ટાલે,
(ભાદ્રવે સહીયરો નેમ પધારે), નાહ વિના નારિને કુણ સંભારે. ૪૦
તાર ચઉતાર (ભાર વડોબર) જોરસ્યુ ધાર વહે નદી પૂર
બજલ સરોવર પૂરિયાં ચૂરિયા દારિદ્ર દૂર

અહુલાં સરયગે ઉપનાં હરખ્યાં જગતનાં જન,
સુભિક્ષ કિરયો ઇહાં પ્રભૂ વિના મોઘાં ઉક ને અન. ૪૧

જિમ જિમ વરસે રે મેહલો તિમ તિમ મયણનાં બાણ
પાપી પ્રેમ હરે મતિ ખાંચે અંતર પ્રાણ,
યૌવન દિન જોગ દોહિલો સોહિલો નહી રે સિમાર
વાહલા વિહૂણી વિરહેણી ધિગ ધિગ તસ અવતાર. ૪૨

પ્રીઉં વિના કિસ્યાં ભોજન પ્રીઉ વિના કિસ્યાં હેજ
પ્રીઉં વિના કિસ્યાં બોલડાં, પ્રીઉ વિના કિસી સેજ
પ્રીઉ વિના કિસ્યાં ભૂષણ પ્રીઉવિના સિ વાત
પ્રીઉ વિના સ્યાં મંદિરપ્રઉ વિના સી રાતિ. ૪૩

દૂહો

પ્રીઉ તણા વિયોગથી મયણ વ્યાપે, ખિણ ખિણ દેહડી તેહ તાપે,
વિરહિણી વિરહનાં બાણ લાગાં, આવતાં આંસોઇ દૂખ ભાગાંમાં ૪૪

આસોઇ આસ હુંતી ઘણી, મન તણી આવસ્યે નેમ,
નવનવ ભૂષણ લેઇ દેઇ ધરસે રે પ્રેમ,
મેં જાંણ્યું પ્રભુ સાંમલો આમલો ટાલસ્યે ઘેર,
પૂરવ કરમને યોગડે બાંધ્યું મોટું રે વેર. ૪૫

મોહન એહ દીવાલીયે બાલી મનમથે કાય,
કાઇ તણી પરિ દોહિલો કિમ તે મુખિ કહિવાય,
ભૂષણ દૂષણ પરિ ગમે નવિ ગમે સહીયર સાથ
વિરહ દાવાનલ દાઝતાં વાલિભ કીજે સનાથ. ૪૬

સાસરે જીવે રે સુંદરી, હરખે પ્રીતમ હેજ
પરણી મહિયલિ પદમિની, નિત્ય રમે નિજ સેજિ,
અવરને ચંદન અરગ જે પરમલ મહકે રે તન્ન,
સુંઘે સું ભરિ બહુ સુંદર દેખતાં કિમ રહે મન્ન. ૪૭

બીરજ જીવ ધરે નહી દેખી પરાયારે લાડ,
સારણ સખી સમાજ()હી ઉપ્યાં દુખનાં રે ઝાડ,
કેહને દાખૂ સાહેલડી મનનાં અંતર ગ્રંથિ,
મંદિર સુને ભમતી રહું કલ ન પડે કાંઈ સુઝ. ૪૮

દૂહો

નાહલે નાવતે આસ ભાંગી, વિરહ દાવાનલે દેહ જાગી,
વાસ મન્મથ યૌવન જીવે, નેન નકવેસર મૃગ કીર દીપે. ૪૯

કાતી માતી રે કામિનિ દામિનીની અનુહારિ
મદમાતી પ્રીઉ સંગથી રાતી અંગ ઉદાર,
અંગના અનંગ ખેલાવતી ખેલતી અંગો અંગ,
રમણું કરે રમણી ગ્રહી કાં હું તજે રસ રંગ. ૫૦

શશિવયણી મૃગ નયણી રે સોવનવાન શરીર
સાકર માંણી દેહડી જિમ મૃગ વાગે રે તીર
જિમ પંખી જન જલ વિના તાપે સુકે રે કંઠ,
તિમ મુઝ વાલિમ તુમ વિના, મયણ સંતાપે ઉલંઠ. ૫

કામણગારી રે કામિની જો હોવે પ્રીતમ સંગ
માચે મનની મોદસું ખેલે અંગ અનંગ
શરીર સુનું સખી સુંદર મંદિર નહી જવ નાથ,
દોહિલાં દિન હું નીગમૂં મોહન નહી મુઝ હાથિ. ૫

માસ ૧૨:

એમ ન કીજે રે નાહલા વાહલાસ્યું કેહો વાદ,
કામ રસે રસે ચાખો રે રાખો દૂરિ વિષાદ,
આવયો શિવને રે મંદિર સુંદર મિલસ્યું રે દોય,
એહવો સંદેસડો નેમનો રાજુલે સુણિયો રે સોય. ૫

દૂહા

વેદના વિરહની સર્વ ટાલી
પ્રીતડી અવિચલ તેણ પાલી
થયાં સંજોગને વિયોગ ભાગાં
પ્રસર તિહાં પુન્યને ગ્રહણ લાગાં. ૫

દીખ દીધી શીખ લીધી રે પામી તે કેવલ જ્ઞાન
પીઉ પહેલી શિવ મંદિર પોહતી નિરમલ ધ્યાન,
રાજીમતીને નેમજી પામ્યાં જે અવિચલ વાસ,
જનમમરણ ભય ટાલિયાં પાલીયાં બોલ ઉલ્લાસ. ૫

જ્ઞાન દિવાયર સાયર નેમી ને રાજુલ દોય,
અંતર જામીનાં નિસિદિન જાપ જપે સુખ હોય,
બાલ બ્રહ્મચારી સદા નેમ તેમ વલી રાજુલ નારિ
કામિત પૂરે મન તણા નેમ વિજયજયકાર. ૫

નેમ રાજુલ મેરે ગાઇયાં પાઈયાં આનંદ અપા()ર
પરમેસર પદ આયતાં જાઈ જે વિરુઆં પાપ,
તપગછ વિબુધ શિરોમણિ તિલકવિજય ગુરૂ જાસ,
દીવબંદિર માંહિ વિરચીઆ નેમીના રે બારે માસ. ૫

દૂહા

વેદ પાંડવોને મન્ન આણો, નય ચંદ સંવત એ વખાણો
ઉદ્યોત અષ્ટમિ માસ માહ, માર્ત્તંડવ.રે પૂરણ ઉમાહ. ૫

...ઇતિ શ્રી રાજીમતી ( ) કૃત નેમીશ્વરદ્વાદશ મા
સંવત ૧૮૦૬ના ચઇત્ર સુદ ૧૦ દીને પં. પ્રમો
કુશલ લપીતંગ મંગલપૂર મધ્યે ઉભે કુશલ વંસી બા
સોના અમુલક તલસીની શ્રી. પઠનારથે શ્રી. રસદ
—એક ચોપડી પૃ. ૩૭ . પંક્તિ ૧૮ ના. ૯

# મહાવીર જૈન વિદ્યાલય

[ તા. ૩-૧૦-૨૫ ને રોજ થયેલી મેળાવડાનો એક આગંતુક પ્રેક્ષકે પોતાના વિચાર અને ટીકા સાથે અહેવાલ લખી મોકલ્યો તે ઉપયોગી ધારી અત્રે પ્રકટ કરીએ છીએ. ]

જૈનોથી ડૉક્ટર થવાય ? ! આ ઉપસ્થિત થયેલી ચર્ચાથી જેના જાણવામાં નહિ આવેલી, તેઓને પણ પોતાનું અસ્તિત્વ જણાવનાર આ સંસ્થાનો તા. ૩-૧૦-૨૫ ના રોજ પોતાનું નવું ભવ્ય મકાન ખુલ્લું મુકવાનો મેળાવડો થયો.

આત્માને જ્યારે મનુષ્યદેહ પ્રાપ્ત થાય છે, ત્યારે તેની આત્મશક્તિઓ વધારે બલવત્તર અને જ્વલંત થાય છે. આસપાસની વસ્તુસ્થિતિનો તેને ખ્યાલ આવે છે. અને તે ઉપર ચિંતવન કરી તેનું રહસ્ય ખોલે છે. એ પ્રમાણે જે રહસ્ય હાથ આવે છે તેનો તે તે પ્રમાણે ઉપયોગ કરવા પ્રેરાય છે. આથી મનુષ્યની દરેક કૃતિમાં વિચારને સ્થાન છે. વિચારથી આદરેલાં દરેક કામો સુંદર, સુઘટિત અને હિતાવહ હોય છે. આ ઉપરથી મનુષ્ય જાતની ખાસીયતને અનિવાર્ય જે જે ક્રિયાઓ છે તે સર્વે વિચારે નીર્મી આપેલા સ્વરૂપ પ્રમાણે થવી જોઇએ એ નિર્વિવાદ છે.

હવે આપણે એટલું જ પુછીશું કે—આટલી વાત નિર્વિવાદ છતાં દરેક મનુષ્ય એ પ્રમાણે કૃતિ કરે છે ? ઉત્તર સખેદ આપણે 'ના'માં જ આપવો પડશે. કારણ એ છે કે ખાસીયતો કેટલી માનવી અને કોને માનવી ? આ, મનુષ્યના સ્વભાવવિચિત્રપણાને લઇને તકરારનો મોટો વિષય છે. શરીર છે એટલે ખાવું પડે છે. ટાઢ તડકાથી તેને રક્ષણ આપવા માટે કપડાં ઘર અને બીજી અનેક ચીજોની તેને જરૂર પડે છે. આ સિવાય મનની સ્વસ્થતા સાચવવા માટે બીજી અનેક પ્રકારની જરૂરીયાતો ઉભી થાય છે. મનની સ્વસ્થતા ઉપર આત્માના હિતાહિતનો આધાર અવલંબેલો છે અને એને છોડીને આત્મા એકલાથી ડગલું પણ ભરી શકાય એમ નથી એ સર્વને અનુભવસિદ્ધ વાત છે;* વળી આત્માની બાબતમાં પણ જોઇએ તો તેને પણ પોતાને પોતાનાપણું પ્રાપ્ત કરવા માટે અન્યની અપેક્ષા રહે છે.†

આમ ખાસિયતપરંપરા ઉભી થાય છે અને આત્મા તેમ મનની જેટલી વિશુદ્ધિ તેટલી ખાસીયતોની અપેક્ષા ઘટે છે. અહીંયાંથી મનુષ્યનો પ્રવાહ બે ભાગમાં વહેંચાઇ જાય છે. એક પોતાની ખાસીયતો સ્વલ્પ પ્રમાણમાં કરી તેના મમત્વમાંથી છુટી જીવનનિર્વાહ કરતો અને બીજો યથારૂચિ ખાસીયતોને વધારતો અને મમત્વ રાખતો. જેઓએ પોતાની ખાસીયતો ઘટાડી છે અને તેમાં મમત્વ રાખ્યું નથી તેને તે મેળવવા માટે ખાસ પ્રયત્ન કરવાની જરૂર હોતી નથી અને તેથી તે તેના ઉત્પાદકકાર્યથી વિરમેલો હોય છે. જ્યારે બીજાની એથી ઉલટી જ પરિસ્થિતિ છે. એને જેટલી જરૂરીયાતો આવશ્યક છે, તેટલી તેને જાતે ઉત્પન્ન કરવી જોઇએ, આથી વહેવાર સમાજવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા વિગેરે ઘટનાઓ ઉપસ્થિત થાય છે. આટલા વિવેચન પછી એટલું તો ચોકસ માનવાની જરૂર પડે છે કે ઉપરોક્ત ઘટનામાંની એકપણ ઘટના સાથેનો સંબંધ મનુષ્યના અમુક ચોકસ વર્ગને તોડવો પાલવે તેમ નથી. જેઓએ એમાંથી પોતાની વૃત્તિ વારી લીધી છે તેઓ પણ પરંપરાયે તેની અસરથી મુક્ત રહી શકે એમ નથી.

હવે આપણે આપણા મુખ્ય મુદ્દા ઉપર આવીશું. પ્રાણીમાત્રનું ખરૂં કલ્યાણ ધર્માચરણ ઉપર આધાર રાખે છે અને એ ધર્માચરણ મનની સ્વસ્થતા વગર બનતું નથી એ સ્વસ્થતા પ્રાપ્ત કરવાના માર્ગો દરેકને માટે એકસરખા હોતા નથી, માંટે જો ઘણા માણસોને કલ્યાણનો માગ સરળ કરી આપવો હોય તો મનને સ્વસ્થતા જેનાથી પ્રાપ્ત થતી હોય તે દરેકનો સ્વીકાર

* આ સિદ્ધાંત છદ્મસ્થ જીવોને માટે છે.

† કોઇ આત્માને જરૂર નહિ હોય પણ અહીંયાં તો આપણે વિશ્વના સર્વ જીવોને લેઇ વાત કરીએ છીએ.

વિવેકપૂર્વક આવશ્યક મનાવો જોઇએ. જૈન પ્રજાને પોતાનું પારલૌકિક કલ્યાણ કરવાનું છે. પણ તે વિશ્વના નિયમથી કાંઈ બહાર નથી. વિશ્વના નિયમને ઓળખવામાં જેટલું અજ્ઞાન વપરાશે, તેના તરફ જેટલી બેદરકારી બતાવાશે, તેટલું પ્રાણીઓના કલ્યાણમાં અંતરાયને સ્થાન મળશે.

જૈન પ્રજા એ માણસ કોટીમાંની જ છે અને જૈનત્વનો સંપૂર્ણ આવિર્ભાવ એ માણસ જાતિમાંથી જ સંભવિત છે. જો માણસ જાતિને જૈનત્વના એક અંશથી માંડીને સંપૂર્ણ જૈનત્વ સુધી પહોંચવાને અવકાશ હોય — અગર તે પ્રમાણે બનવું જોઇએ એની જેની ઇચ્છા હોય તેમને, એ જૈનત્વનો આશ્રય જેને શોધ્યો છે અને હવે પછી બીજાઓને એ આશ્રયાભિમુખ કરવા છે તે દરેકના મનમાં સ્વાસ્થ્યની અનુકૂળતા કરી આપવી પડશે. આ અનુકૂળતાનું ક્ષેત્ર જેમ ટુંકું, તેમ જૈનત્વના વિસ્તાર અને વિકાસનું ક્ષેત્ર પણ ટુંકું:

અહીંઆં આ જાતની ચર્ચા કરવાનું કર્તવ્ય એટલા માટે જ પ્રાપ્ત થયેલું છે કે — સાંસારિક વિદ્યા અને કાર્યો એ જૈનત્વનો ધ્વંસ કરે છે, એમ જે મનાય છે તેનું તાત્વિક સ્વરૂપ શું છે? જૈન ધર્મ એ એમ કાંઇ કહેતો નથી કે તમે વહેપાર ખેડો, ઉદ્યોગ હુન્નર વધારો, પ્રજોત્પત્તિ વધારો, રાજ્યસત્તા જમાવો પણ એટલું સ્વીકારે છે કે આ સ્થિતિ પ્રાણીને તેમાં મુખ્યત્વે મનુષ્ય માત્રને સ્વાભાવિક છે. આ જાતની ક્રિયાઓથી જ એનું જીવન ઓતપ્રોત થયેલું છે. જ્યારે એ કૃતિઓ કરે જ છે ત્યારે એ કૃતિ સંસ્કારી અને સુઘટતાવાળી થાય અને તે દ્વારા તેની સ્વસ્થતા સચવાય અગર જેઓના સ્વાસ્થ્યનો આધાર એમના ઉપર અવલંબેલો છે તેઓનો એ કારણભૂત થાય એવાં નિમિત્તોને આવકાર મળવો જોઇએ.

મહાવીર વિદ્યાલય આજ દૃષ્ટિબિન્દુથી કાર્ય કરે છે કે જેઓ અનેકવિધ ખાસીયતોની સત્તામાં આવેલા છે તેની સાથે તે એક રસ થવાને ઇંતેજારી રાખે છે. તેને તેની તે ઇંતેજારી સંતોષામ અને મનને સ્વાસ્થ્ય મળે કે જેથી કલ્યાણનો માર્ગ નિરાબાધ થાય. હવે આ વિચારોને ગંભીર સ્વરૂપના જ રહેવા દઇએ છીએ. પ્રસંગે એનું આંતર તત્ત્વ ખોલીશું.

× × × ×

રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઈના અનુગ્રહથી મેળાવડામાં ભાગ લેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. જેવો મંગળ પ્રસંગ હતો તેવો જ મંગળ સ્વાંગ પહેરી મંદિર દેવી ઉભી હતી. મંદિર ખુલ્લું મુકવાની ક્રિયા કરવા ભાવનગરથી નામદાર સર પટ્ટણી આવવાના હતા અને તે વખતસર (દિવસના ત્રણ વાગે) કેટલાક માનનીય ગૃહસ્થો સાથે આવ્યા. સભાજનોએ ઉભા થઇ માન આપ્યું અને હર્ષની લાગણી પ્રદર્શિત કરી.

સંગિત થયું અને તેમાં રા. રા. દેશાઈની કૃતિનું મંગળ ગીત ગવાયું. ઑ. સેક્રેટરી રા. રા. મોતીચંદભાઈ કાપડીઆએ નિમંત્રણ પત્રિકા વાંચી. હાજર રહેવા અશક્ત એવા પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સહાનુભૂતિના તારો અને કાગળ મોકલેલા તેમાંથી મુદ્દાના માણસોના સંદેશા મુદ્દાસર કહી બતાવ્યા.

પ્રમુખ માટેની દરખાસ્ત કરતાં રા. રા. શેઠ છોટાલાલ પ્રેમજીએ નામદાર પટ્ટણીના ગુણો વર્ણવી બતાવ્યા. જૈન કોમ ઉપર અનેકવિધ ઉપકારો કરેલા અને સહાનુભૂતિ બતાવેલી તેનું સ્મરણ તાજું કરાવ્યું અને તેમને પ્રમુખની ખુરસીએ બિરાજવા વિનંતી કરી. રા. રા. શેઠ લલ્લુભાઇ દીપચંદે અને રા. રા. શેઠ મોહનલાલ હેમચંદે તેને વિશેષ અનુમોદન આપ્યું અને તેઓની આગેવાની નીચે આજનું કામ ફતેહમંદ રીતે પાર પડશે અને સંસ્થાનું ભવિષ્ય ઉજળું નિવડશે એમ શ્રદ્ધાના અને આશાનાં વચનો કહ્યાં. આમ વક્તવ્ય પુરૂં થયું કે — નામદાર પટ્ટણીએ તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખાસન સ્વીકાર્યું.

માનદ મંત્રી મોતીચંદભાઇએ તે પ્રસંગ માટે તૈયાર કરેલો રિપોર્ટ કે જે સભામાં વ્હેંચવામાં આવ્યો હતો, તેમાંથી કેટલીક મહત્વની હકીકત વાંચી સંભળાવી. એમની વાંચવાની પદ્ધતિ ખાસ આકર્ષક અને ઝડપવાળી હતી. એમના વક્તવ્યમાં સંસ્થાનો ઇતિહાસ, મકાનનો આવિર્ભાવ અને તેની બાંધણીનું વિશાળપણું ને સરતાપણું; અભ્યાસ, ધારા ધોરણો,

# મહાવીર જૈન વિદ્યાલય

[ તા. ૩-૧૦-૨૫ ને રોજ થયેલી મેળાવડાનો એક આગંતુક પ્રેક્ષકે પોતાના વિચાર અને ટીકા સાથે અહેવાલ લખી મોકલ્યો તે ઉપયોગી ધારી અત્રે પ્રકટ કરીએ છીએ. ]

જૈનોથી ડૉક્ટર થવાય ? ! આ ઉપસ્થિત થયેલી ચર્ચાથી જેના જાણવામાં નહિ આવેલી, તેઓને પણ પોતાનું અસ્તિત્વ જણાવનાર આ સંસ્થાનો તા. ૩-૧૦-૨૫ના રોજ પોતાનું નવું ભવ્ય મકાન ખુલ્લું મુકવાનો મેળાવડો થયો.

આત્માને જ્યારે મનુષ્યદેહ પ્રાપ્ત થાય છે, ત્યારે તેની આત્મશક્તિઓ વધારે બલવત્તર અને જ્વલંત થાય છે. આસપાસની વસ્તુસ્થિતિનો તેને ખ્યાલ આવે છે. અને તે ઉપર ચિંતવન કરી તેનું રહસ્ય ખોલે છે. એ પ્રમાણે જે રહસ્ય હાથ આવે છે તેનો તે તે પ્રમાણે ઉપયોગ કરવા પ્રેરાય છે. આથી મનુષ્યની દરેક કૃતિમાં વિચારને સ્થાન છે. વિચારથી આદરેલાં દરેક કામો સુંદર, સુઘટિત અને હિતાવહ હોય છે. આ ઉપરથી મનુષ્ય જાતની ખાસીયતને અનિવાર્ય જે જે ક્રિયાઓ છે તે સર્વે વિચારે નીર્મી આપેલા સ્વરૂપ પ્રમાણે થવી જોઇએ એ નિર્વિવાદ છે.

હવે આપણે એટલું જ પુછીશું કે—આટલી વાત નિર્વિવાદ છતાં દરેક મનુષ્ય એ પ્રમાણે કૃતિ કરે છે ? ઉત્તર સખેદ આપણે 'ના'માં જ આપવો પડશે. કારણ એ છે કે ખાસીયતો કેટલી માનવી અને કોને માનવી ? આ, મનુષ્યના સ્વભાવવિચિત્રપણાને લઇને તકરારનો મોટો વિષય છે. શરીર છે એટલે ખાવું પડે છે. ટાઢ ટડકાથી તેને રક્ષણ આપવા માટે કપડાં ઘર અને બીજી અનેક ચીજોની તેને જરૂર પડે છે. આ સિવાય મનની સ્વસ્થતા સાચવવા માટે બીજી અનેક પ્રકારની જરૂરીયાતો ઉભી થાય છે. મનની સ્વસ્થતા ઉપર આત્માના હિતાહિતનો આધાર અવલંબેલો છે અને એને છોડીને આત્મા એકલાથી ડગલું પણ ભરી શકાય એમ નથી એ સર્વને અનુભવસિદ્ધ વાત છે;* વળી આત્માની બાબતમાં પણ જોઇએ તો તેને પણ પોતાને પોતાનાપણું પ્રાપ્ત કરવા માટે અન્યની અપેક્ષા રહે છે.†

આમ ખાસિયતપરંપરા ઉભી થાય છે અને આત્મા તેમ મનની જેટલી વિશુદ્ધિ તેટલી ખાસીયતોની અપેક્ષા ઘટે છે. અહીંયાંથી મનુષ્યનો પ્રવાહ બે ભાગમાં વહેંચાઇ જાય છે. એક પોતાની ખાસીયતો સ્વલ્પ પ્રમાણમાં કરી તેના મમત્વમાંથી છુટી જીવનનિર્વાહ કરતો અને બીજો યથારૂચિ ખાસીયતોને વધારતો અને મમત્વ રાખતો. જેઓએ પોતાની ખાસીયતો ઘટાડી છે અને તેમાં મમત્વ રાખ્યું નથી તેને તે મેળવવા માટે ખાસ પ્રયત્ન કરવાની જરૂર હોતી નથી અને તેથી તે તેના ઉત્પાદકકાર્યથી વિરમેલો હોય છે. જ્યારે બીજાની એથી ઉલટી જ પરિસ્થિતિ છે. એને જેટલી જરૂરીયાતો આવશ્યક છે, તેટલી તેને જાતે ઉત્પન્ન કરવી જોઇએ. આથી વહેવાર સમાજવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા વિગેરે ઘટનાઓ ઉપસ્થિત થાય છે. આટલા વિવેચન પછી એટલું તો ચોકસ માનવાની જરૂર પડે છે કે ઉપરોક્ત ઘટનામાંની એકપણ ઘટના સાથેનો સંબંધ મનુષ્યના અમુક ચોકસ વર્ગને તોડવો પાલવે તેમ નથી. જેઓએ એમાંથી પોતાની વૃત્તિ વારી લીધી છે તેઓ પણ પરંપરાયે તેની અસરથી મુક્ત રહી શકે એમ નથી.

હવે આપણે આપણા મુખ્ય મુદ્દા ઉપર આવીશું. પ્રાણીમાત્રનું ખરૂં કલ્યાણ ધર્માચરણ ઉપર આધાર રાખે છે અને એ ધર્માચરણ મનની સ્વસ્થતા વગર બનતું નથી એ સ્વસ્થતા પ્રાપ્ત કરવાના માર્ગો દરેકને માટે એકસરખા હોતા નથી, માટે જો ઘણા માણસોને કલ્યાણનો માર્ગ સરળ કરી આપવો હોય તો મનને સ્વસ્થતા જેનાથી પ્રાપ્ત થતી હોય તે દરેકનો સ્વીકાર

* આ સિદ્ધાંત છદ્મસ્થ જીવોને માટે છે.

† કોઇ આત્માને જરૂર નહિ હોય પણ અહીંયાં તો આપણે વિશ્વના સર્વ જીવોને લઇ વાત કરીએ છીએ.

વિવેકપૂર્વક આવશ્યક મનાવો જોઇએ. જૈન પ્રજાને પોતાનું પારલૌકિક કલ્યાણ કરવાનું છે. પણ તે વિશ્વના નિયમથી કાંઈ બહાર નથી. વિશ્વના નિયમને ઓળખવામાં જેટલું અજ્ઞાન વપરાશે, તેના તરફ જેટલી બેદરકારી બતાવાશે, તેટલું પ્રાણીઓના કલ્યાણમાં અંતરાયને સ્થાન મળશે.

જૈન પ્રજા એ માણસ કોટીમાંની જ છે અને જૈનત્વનો સંપૂર્ણ આવિર્ભાવ એ માણસ જાતિમાંથી જ સંભવિત છે. જો માણસ જાતિને જૈનત્વના એક અંશથી માંડીને સંપૂર્ણ જૈનત્વ સુધી પહોંચવાને અવકાશ હોય — અગર તે પ્રમાણે બનવું જોઇએ એવી જેની ઇચ્છા હોય તેમને, એ જૈનત્વનો આશ્રય જેને શોધ્યો છે અને હવે પછી બીજાઓને એ આશ્રયાભિમુખ કરવા છે તે દરેકના મનમાં સ્વાસ્થ્યની અનુકૂળતા કરી આપવી પડશે. આ અનુકૂળતાનું ક્ષેત્ર જેમ ટૂંકું, તેમ જૈનત્વના વિસ્તાર અને વિકાસનું ક્ષેત્ર પણ ટૂંકું:

અહીંઆં આ જાતની ચર્ચા કરવાનું કર્તવ્ય એટલા માટે જ પ્રાપ્ત થયેલું છે કે — સાંસારિક વિદ્યા અને કાર્યો એ જૈનત્વનો ધ્વંશ કરે છે, એમ જે મનાય છે તેનું તાત્વિક સ્વરૂપ શું છે ? જૈન ધર્મ એ એમ કાંઇ કહેતો નથી કે તમે વહેપાર ખેડો, ઉદ્યોગ હુન્નર વધારો, પ્રજોત્પત્તિ વધારો, રાજ્યસત્તા જમાવો પણ એટલું સ્વીકારે છે કે આ સ્થિતિ પ્રાણીને તેમાં મુખ્યત્વે મનુષ્ય માત્રને સ્વાભાવિક છે. આ જાતની ક્રિયાઓથી જ એનું જીવન ઓતપ્રોત થયેલું છે. જ્યારે એ કૃતિઓ કરે જ છે ત્યારે એ કૃતિ સંસ્કારી અને સુઘટતાવાળી થાય અને તે દ્વારા તેની સ્વસ્થતા સચવાય અગર જેઓના સ્વાસ્થ્યનો આધાર એમના ઉપર અવલંબેલો છે તેઓનો એ કારણભૂત થાય એવાં નિમિત્તોને આવકાર મળવો જોઇએ.

મહાવીર વિદ્યાલય આજ દૃષ્ટિબિન્દુથી કાર્ય કરે છે કે જેઓ અનેકવિધ ખાસીયતોની સત્તામાં આવેલા છે તેની સાથે તે એક રસ થવાને ઇંતેજારી રાખે છે. તેને તેની તે ઇંતેજારી સંતોષાય અને મનને સ્વાસ્થ્ય મળે કે જેથી કલ્યાણનો માર્ગ નિરાબાધ થાય. હવે આ વિચારોને ગંભીર સ્વરૂપના જ રહેવા દઇએ છીએ. પ્રસંગે એનું આંતર તત્ત્વ ખોલીશું.

× × × ×

રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇના અનુગ્રહથી મેળાવડામાં ભાગ લેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. જેવો મંગળ પ્રસંગ હતો તેવો જ મંગળ સ્વાંગ પહેરી મંદિર દેવી ઉભી હતી. મંદિર ખુલ્લું મુકવાની ક્રિયા કરવા ભાવનગરથી નામદાર સર પટ્ટણી આવવાના હતા અને તે વખતસર ( દિવસના ત્રણ વાગે ) કેટલાક માનનીય ગૃહસ્થો સાથે આવ્યા. સભાજનોએ ઉભા થઇ માન આપ્યું અને હર્ષની લાગણી પ્રદર્શિત કરી.

સંગિત થયું અને તેમાં રા. રા. દેશાઇની કૃતિનું મંગળ ગીત ગવાયું. ઑ. સેક્રેટરી રા. રા. મોતીચંદભાઈ કાપડીઆએ નિમંત્રણ પત્રિકા વાંચી. હાજર રહેવા અશક્ત એવા પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સહાનુભૂતિના તારો અને કાગળ મોકલેલા તેમાંથી મુદ્દાના માણસોના સંદેશા મુદ્દાસર કહી બતાવ્યા.

પ્રમુખ માટેની દરખાસ્ત કરતાં રા. રા. શેઠ છોટાલાલ પ્રેમજીએ નામદાર પટ્ટણીના ગુણો વર્ણવી બતાવ્યા. જૈન કોમ ઉપર અનેકવિધ ઉપકારો કરેલા અને સહાનુભૂતિ બતાવેલી તેનું સ્મરણ તાજું કરાવ્યુ અને તેમને પ્રમુખની ખુરસીએ બિરાજવા વિનંતી કરી. રા. રા. શેઠ લલ્લુભાઇ દીપચંદે અને રા. રા. શેઠ મોહનલાલ હેમચંદે તેને વિશેષ અનુમોદન આપ્યુ અને તેઓની આગેવાની નીચે આજનું કામ ફતેહમંદ રીતે પાર પડશે અને સંસ્થાનું ભવિષ્ય ઉજળું નિવડશે એમ શ્રદ્ધાના અને આશાનાં વચનો કહ્યાં. આમ વક્તવ્ય પુરૂં થયું કે — નામદાર પટ્ટણીએ તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખાસન સ્વીકાર્યું.

માનદ મંત્રી મોતીચંદભાઇએ તે પ્રસંગ માટે તૈયાર કરેલો રિપોર્ટ કે જે સભામાં વ્હેંચવામાં આવ્યો હતો, તેમાંથી કેટલીક મહત્વની હકીકત વાંચી સંભળાવી. એમની વાંચવાની પદ્ધતિ ખાસ આકર્ષક અને ઝડપવાળી હતી. એમના વકતવ્યમાં સંસ્થાનો ઇતિહાસ, મકાનનો આવિર્ભાવ અને તેની બાંધણીનું વિશાળપણું ને સસ્તાપણું; અભ્યાસ, ધારા ધોરણો,

મેળવેલાં નાણાં અને કરેલો ખર્ચ, ફળપ્રાપ્તિ હાલ શું છે અને કેટકેટલું કરવા ઉમેદ છે, વિગેરે વિષયો સમાયલા હતા. આકાંક્ષાઓ એમણે નિચે પ્રમાણે જણાવી.

(૧) સંસ્થાને બોર્ડિંગોનું કેંદ્ર બનાવવી.

(૨) સ્થળે સ્થળે બોર્ડિંગો બંધાવવાની પ્રેરણા કરવી સહાય કરવી, અને સર્વત્ર બોર્ડિંગો ઉત્પન્ન થાય તેવી ગોઠવણ કરવી.

(૩) આધિપત્ય કે કબજો મેળવવાનો મોહ ન રાખવો પણ સુચન કાર્ય અને અન્ય સહાય જરૂર કરવી.

(૪) સાહિત્ય યુનિવર્સિટિને યોગ્ય તૈયાર કરાવવું.

(૫) તત્ત્વાર્થાધિગમ પર સરળ અને વિદ્વતા ભરેલી નોટ તૈયાર કરાવવી.

(૬) માગધી સાહિત્યનો અભ્યાસ કરાવવો.

(૭) બી. એ. થયેલા ને શોધખોળ ખાતામાં રોકવા.

(૮) છેવટે એક જૈન યુનિવર્સિટી બનાવવા માટે પ્રયત્ન કરવા.

(૯) જૈન વિદ્યાર્થી વર્ગમાં પરિચય વધે તેવા પ્રસંગો ઉપસ્થિત કરવા.

(૧૦) ધર્મ, શ્રદ્ધા, જ્ઞાનના વિશાળ પાયા ઉપર રચાય તેવી ગોઠવણ કરવી.

(૧૧) ગુજરાતી સાહિત્યને વિકસાવવું, પ્રસિદ્ધ કરવું કરાવવું.

કેવી સુંદર મહેચ્છા પણ આમ એકલી મનોરથોની સૃષ્ટિ ઉત્પન્ન કરવાથી શું ? આ યાદી જરા વ્યવહારૂ દૃષ્ટિથી અને શક્યાશક્યના વિચારપૂર્વક પોતાની શક્તિનું માપ કાઢયા પછી રચી હોત તો ઠીક હતું.

નં. ૬ અને ૯ વાળી આકાંક્ષા, આકાંક્ષા માત્ર જ રહેવી ન જોઇએ પણ જેમ બને તેમ જલ્દી તેનો આરંભ કરવો જોઇએ—

રિપોર્ટનું વાંચન પુરૂં થયું કે

રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇ બોલવા ઉભા રહ્યા. એમના કહેવાનો સાર એ હતો કે,

વર્તમાન-ગ્રેજ્યુએટોથી ધર્મના વિસ્તારમાં મોટો વધારો થશે. દેશ પરદેશમાં ધર્મને આગળ લાવવામાં એમની જ સ્હાય કારણભુત થશે. આના સમર્થનમાં એમણે પ્રિન્સિપાલ શ્રી આનંદશંકર ધ્રુવનો એક ફકરો ટાંકી બતાવ્યો અને સંસ્થાના આશ્રયથી આગળ વધેલા વિદ્યાર્થીઓને, તેઓ પોતાનું ઋણ અદા કરવાના કર્તવ્યમાંથી ચ્યુત ન થાય તે માટે દેશભક્ત મહર્ષિ દાદાભાઇ નવરોજજીએ પોતાના વિશે જે ઉદ્‌ગારો કાઢેલા તે જ ઉદ્‌ગારો તેમણે વાંચી સંભળાવ્યા. સંસ્થાની ઉપયોગીતા કેટલી છે, તેની સમજુતી આપી. અંગ્રેજી વિદ્યા અને સંસ્કૃતિ ધર્મશ્રદ્ધાના પાયા ઢીલા કરે છે તે દોષનું ઉન્મૂલન આપી સંસ્થાથી શકય છે તે સાચા ધર્મી પુરૂષો ઉત્પન્ન કરશે અને જરૂર પડે ધર્મસંરક્ષણનો ઝંડો પડો રાખી ફરકાવશે. છતાં પણ તે રાષ્ટ્રહિતને નડતરરૂપ ન થતાં રાષ્ટ્ર મહાલયના ચણતરમાં ઇંટનું સ્થાન લેશે—(અમો ઇચ્છીએ છીએ કે જૈન કોમ ઉન્નત સંસ્કાર મેળવી રાષ્ટ્ર મહાલયના ગુંબજ રૂપ બને)— આમ છેલ્લો ઉદારચિત્ત ઉદ્‌ગાર નિકળ્યો કે શ્રોતાવર્ગમાંથી ભારે તાળીઓનો ગડગડાટ થયો.

હવે શેઠ કુંવરજી આણંદજીએ બોલવાની શરૂઆત કરી. એમના શરીર ઉપર વૃદ્ધત્વનાં ભારે ચિહ્નો દૃષ્ટિગોચર થાય છે. અવાજનું મોટાપણું કૃત્રિમ રૂપે વધારી નામદાર પટ્ટણીના વખાણમાં જ ઘણો વખત ગાળ્યો. તેમના અને પોતાની વચ્ચેના અંગત બનાવો વર્ણવ્યા — પણ આમ કરવામાં કાઠિયાવાડી સંસ્થાનની પ્રજાની રીત અખત્યાર ન કરતાં કાંઇક સભાનું અને પોતાનું ગૌરવ સાચવ્યું હોત તો ઠીક થાત — આમ અપ્રસ્તુતતામાંથી છુટી સર્વ વિરતિ, દેશવિરતિ, સમ્યગ્ દૃષ્ટિ અને સંવેગપક્ષી અર્થાત્ માર્ગાનુસારી આમ ધર્મી જનોના વિભાગ પાડી અત્યારે જે કોલાહલ ઉત્પન્ન થયો છે તેની સામો પ્રતિવાદ કર્યો અને પોતે પોતાની માન્યતા શાસ્ત્રાર્થથી સિદ્ધ કરી આપવા તૈયાર છે એમ વાદનું આવ્હાહન કર્યું. અંગ્રેજી ભણેલાઓના ઘરમાં, એમની કુટુંબ પરંપરાઓની ધાર્મિકતા ઘસાઇ જઇ, કંદમૂળ રાત્રી ભોજન વિગેરે પ્રવેશી ગયાં છે, અને હવે ધાર્મિક સંસ્કાર જાગ્રત કરવા માટે આવી સંસ્થા વિના છુટકો નથી, એમ પુરાણુ

રૂઢ પુરુષોને ઉદ્દેશીને કહ્યું પણ જમાનો નહિ ઓળખો તો ખાસડાં ખાવાં પડશે આવો હલકો વાગ્વ્યાપાર ના પ્રવર્તાવ્યો હોત તો ઠીક હતું. મકાનનું સસ્તાપણું અને એવી બીજી બાબતો ઉપર બાકીનું બોલી પોતાનું કથન પૂરૂં કર્યું.

આ પછી અંગ્રેજી પોશાકમાં રા. રા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી બોલવા ઉભા થયા. ધીમા અને શાંત અવાજે શરૂઆત કરતાં આપણી કોમમાં આવી જાતની જે જે સંસ્થાઓ અત્યાર આગમચ અસ્તિત્વ ધરાવે છે તેની હકીકત કહી અને કેળવણી વધારનાર હજુ પણ વધારે સંસ્થાની જરૂર છે એમ ભારપૂર્વક કહ્યું. એમના ધીમા અવાજને લઇને એમનું કથન પરેપૂરૂં સાંભળવામાં અમને અડચણ ઉભી થઇ પણ એટલું માનવાને કારણ મળે છે કે એઓ મુદ્દાસર અને ઉત્તમ શબ્દોમા બોલ્યા હશે. આ પછી

રા. રા. મકનજીભાઇ જુઠાભાઇ બેરીસ્ટર પણ સંસ્થાની તરફેણમાં બોલ્યા. આટલા ગૃહસ્થો બોલી રહ્યા પછી

જુના વિદ્યાર્થી રા. ઓધવજી ધનજીએ ભાષણ કર્યું અને મોહક શૈલીથી શ્રોતાજનોનાં દિલ એમણે હરી લીધાં. ક્ષણભર એમ થયું કે આવા જો થોડાક વક્તાઓ કોમમાં પાકે તો કોમને ગૌરવરૂપ નિવડે. એમણે પોતે આ સંસ્થામાં રહી કેળવણી લીધી છે અને તેથી મારા ઉપર અને મારા જ સ્થિતિના બીજા જનો ઉપર આ સંસ્થાનું મોટું ઋણ છે. વળી જ્યારે સંસ્થાને અમારી સેવાની જરૂર પડશે અગર તેના જીવનને હાનિ પહોંચશે તેવે પ્રસંગે અમારી સર્વ શક્તિઓને કામે લગાડવામાં જરા પણ પાછી પાની કરીશું નહિ એમ અંતરના જુસ્સાથી જાહેર કર્યું. આમ કૃતજ્ઞતા દર્શાવી આપણા પ્રજાજીવનને બલવત્તર કરવામાં કારણભૂત રાજકીય વિષયમાં પ્રવિણતા મેળવવાનું એકપણ સાધન નથી એ બાબત તરફ સર્વેનું ધ્યાન ખેંચ્યું. રાજકિય લાગવગથી ધર્મને જોર મળે છે, એમ ઇતિહાસ તરફ દૃષ્ટિ કરી જણાવ્યું અને તે બાબતના શ્રી હેમચંદ્રસૂરિએ કુમારપાલરાજા અને શ્રી હીરવિજયસૂરિએ અકબર પાદશાહ ઉપર પ્રભાવ પાડી જે ધાર્મિક અભ્યુદય વધાર્યો હતો તેના દાખલા આપ્યા. ખરેખર ! જો આપણે આપણો પ્રાચીન ઇતિહાસ અવલોકીશું તો આને સમર્થન આપણા ઘણા દાખલાઓ તેમાં પેરાયલા છે. આશા છે કે આ યુવાન જે કાંઈ બોલ્યા હશે તે પોતાના અંતઃકરણને પ્રમાણિક રાખીને બોલ્યા હશે.

નવા વિદ્યાર્થી રા. ભાઇ પ્રસન્નમુખે પણ પોતાનાં તરફથી બે વચનો કહ્યાં. તે શું બોલ્યા તે કાંઇ સમજાયું નહિ કારણ કે મારી બેઠક જરા દુર હતી અને એમનો અવાજ અલ્પવિસ્તારી હતો. પણ એઓ બોલવામાં સારા હતા.

આ પ્રમાણે જુદા જુદા વકતાઓ બોલી રહ્યા પછી પ્રમુખે ભાષણ કર્યું.

આરંભ કરતાં—પોતાનાં યોગ્યતા બહાર વખાણ કર્યાં છે અને તે કેવાં સ્વરૂપનાં છે તે, કચ્છના રાજાના એક દૃષ્ટાંત સાથે તુલના કરી પોતે તેમાં મુઝાશે નહિ એમ સ્પષ્ટતા કરી. હવે બોલવાના વિષય ઉપર આવી, પુરુષો માટે કેળવણીની સવડનો વિચાર થાય પણ સ્ત્રીઓ માટે ઉપેક્ષા રાખવામાં આવે તે ઘણું અઘટતું થાય છે એમ લાગણીપૂર્વક દર્શાવ્યું અને એ પછી એમણે ઘણું વિસ્તારી વિવેચન કર્યું. શાંત અને મોહક શૈલીથી લગભગ અરધો કલાક એ ભાષણ ચાલ્યું હશે. એમનું પણ ભાષણ પુરેપુરૂ સંભળાયું નહિ પણ જેટલું સંભળાયું તેમાં ઉત્તમ બોધ તરતો હતો. એમનું બોલવું પુરૂં થયું કે રા. રા. શેઠ દેવકરણ મુલજીએ નામદાર પટ્ટણીને મકાન ખુલ્લું મુકવા વિનંતિ કરી. એ વિનંતિ પ્રમાણે મકાન ખુલ્લું પોતે મુક્યું અને સર્વત્ર હર્ષ છવાઇ રહ્યો.

બાકીની ક્રિયા શિષ્ટાચાર પ્રમાણે થઈ. પરસ્પર આભારનાં વચનો કહેવાયાં.

મીઠાઇ, ફળો અને ચાહની ગોઠવણ ક્ષુધા મટાડવા માટે રાખી હતી અને રાત્રી ભોજનનું કારણ મટાડ્યું હતું.

શાસન દેવતાને પ્રાર્થીશું કે આ સંસ્થાનો વિજય કરો.

ગોરધનભાઇ વીરચંદ શાહ

# વિવિધ નોંધ

( રા. રા. મકનજી જે. મહેતા બારીસ્ટર ઍટલૉ. )

## ૧ યુનિવર્સીટીઓ અને જૈન પુસ્તકો

આ સંબંધે જુદી જુદી યુનિવર્સીટીઓને પત્રો લખવામાં આવ્યા હતા અને તેઓની લાયબ્રેરીઓ ( પુસ્તકાલયો )માં જૈન સાહિત્ય, તત્ત્વજ્ઞાન વિગેરેને લગતાં શું શું પુસ્તકો છે તેની યાદીઓ મંગાવવામાં આવી છે અને તેઓના ભંડારમાં જે જે પુસ્તકોની ખામી જોવામાં આવે છે અને આવશે તે પૂરાં પાડવા યોગ્ય તજવીજ કરવામાં આવે છે. કયાં કયાં પુસ્તકો કઇ કઇ યુનિવર્સીટીઓમાં મોકલવાં તે નક્કી કરવા એક પેટાકમીટી નીમવામાં આવી છે કે જે બે માસમાં પોતાનો રીપોર્ટ સ્થાનિક સ્ટેન્ડીંગ કમિટી સમક્ષ રજુ કરશે અને ત્યાર બાદ જે જે સ્થળોએ જરૂરીઆતવાળાં પુસ્તકોની ખામી હશે તે તે સ્થળોએ તેવાં પુસ્તકો મોકલવા ઘટતું કરવામાં આવશે.

જૂદી જૂદી યુનિવર્સીટી લાઇબ્રેરીઓમાં જે જે જૈન પુસ્તકો છે તેની યાદી નીચે મુજબ છે.

### મુંબઇ યુનિવર્સીટી લાયબ્રેરીમાં જૈન લીટરેચર અને ફીલોસોફીનાં પુસ્તકો

આગમોદય સમિતિએ પ્રસિદ્ધ કરેલાં

૧ આર્યરક્ષિત-શ્રી અનુયોગાદ્વારાણિ હેમચંદ્રસૂરિની ટીકા સાથે
૨ સુધર્માસ્વામી-રાજપ્રશ્નીયસૂત્રમ્ મલયગિરિની ટીકા સાથે
૩ શ્રીમદ્ગચ્છાચારપ્રકીર્ણકમ્ વણારશીની ટીકા સાથે
૪ દેવવાચકક્ષમાશ્રમણ-નંદીસૂત્રમ્ મલયગિરિની ટીકા સાથે
૫ હરિભદ્રસૂરિ-ધર્મબિંદુપ્રકરણમ્ મુનિચંદ્રની ટીકા સાથે
૬ ભદ્રબાહુ સ્વામિ- ઓઘનિર્યુક્તિ દ્રોણાચાર્યની ટીકા સાથે
૭ જ્ઞાતધર્મકથાનકમ્ અભયદેવસૂરિના વિવરણ સાથે
૮ પ્રજ્ઞાપનોપાંગમ્ મલયગિરિની ટીકાઓ સાથે ૨ ભાગ
૯ સમવાયાંગસૂત્રમ્ અભયદેવની ટીકા સાથે.
૧૦ પ્રશ્નવ્યાકરણાંગં ,, ,, ,,
૧૧ ભગવતિ સૂત્રમ્ ,, ,, ,, ૩ ભાગ
૧૨ અનુત્તરોપપાતિકદશા, અંતકૃતદશા અને વિપાક સૂત્રમ્ અભયદેવની ટીકા સાથે.
૧૩ સ્થાનાંગ અભયદેવની ટીકા સાથે ૨ ભાગ
૧૪ સૂર્યપ્રજ્ઞપ્તિ મલયગિરિની ટીકા સાથે
૧૫ વિશેષાવશ્યક ગાથાનામ્ અકારાદિક્રમ અને વિશેષાવશ્યક વિષયાનુક્રમ

જૈનધર્મ પ્રસારક સભાએ પ્રસિદ્ધ કરેલાં

૧૬ યશોવિજયજી-સટીક દ્વાત્રિંશદ્વાત્રિંશીકા
૧૭ વિનયવિજય-શાંતસુધારસ
૧૮ સિદ્ધસેનદિવાકર-એકવિંશતિદ્વાત્રિંશીકા, ન્યાયાવતાર અને સંમતિસૂત્ર
૧૯ ભાવચંદ્રસુરિ-શાંતિનાથ ચરિત્રમ્
૨૦ ઉમાસ્વાતિ વાચક—પ્રશમરતિ પ્રકરણમ્
૨૧ યશોવિજય-જ્ઞાનસાર ગંભીર વિજયજી ગણીની ટીકા સાથે
૨૨ વિજયચંદ્ર કેવલીનું ચરિત્ર
૨૩ હરિભદ્રસૂરિ પંચાશક ગ્રંથો :-
૨૪ હેમચંદ્ર પરિશિષ્ટ પર્વ
૨૫ હરિભદ્રસૂરિ યોગબિંદુ સટીક. Edited by Luigisuli Ph. D.
૨૬ વર્દ્ધમાનસૂરિ વાસુપુજ્ય ચરિત્રમ્
૨૭ જયશેખરસૂરિ પ્રબોધ ચિંતામણિ
૨૮ ચંદ્રપ્રભુસૂરિ પ્રમેયરત્નકોષ
૨૯ યશોવિજયજી કૃત ગ્રંથમાલા

દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર સીરીઝ

૩૦ પાક્ષિક સૂત્ર યશોદેવની ટીકા સાથે ( નં. ૪ )
૩૧ યશોવિજયજી અધ્યાત્મત પરિક્ષા ગ્રંથકર્તાની ટીકા સાથે ( નં-૫ )
૩૨ હરિભદ્રસૂરિ ષોડશકપ્રકરણમ્ યશોભદ્ર અને યશોવિજયજીની ટીકા સાથે ( નં-૬ )
૩૩ દેવેંદ્રસૂરિ વંદારૂવૃત્ય પારસમણિ શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રવૃત્તિ ( નં-૮ )
૩૪ જિનકીર્તિસૂરિ દાનકલ્પદ્રુપ ( નં-૯ )
૩૫ રત્નમંડન—જલ્પકલ્પલતા ( નં-૧૧ )
૩૬ હરિભદ્રસૂરિ—યોગદષ્ટિસમુચ્ચય ગ્રંથકર્ત્તાની ટીકા સાથે ( નં.-૧૨ )
૩૭ પદ્મસાગરગણિ—ધર્મપરિક્ષાકથા ( નં-૧૫ )

૩૮ હરિભદ્રસૂરિ- શાસ્ત્રવાતસમુચ્ચય યશોવિજયજીની ટીકા સાથે (નં-૧૬)
૩૯ શિવશર્મા—કર્મપ્રકૃતિ મલયગિરિની ટીકા સાથે (નં-૧૭)

## રાયચંદ જૈન શાસ્ત્રમાળા

૪૦ અમૃતચંદ્રાચાર્ય—પુરૂષાર્થસિદ્ધયુપાય હીંદી ટીકા સાથે (નં-૧)
૪૧ ઉમાસ્વાતિ સભાષ્ય તત્વાર્થાધિગમસૂત્ર ઠાકુરપ્રસાદ શર્માની હિંદી ટીકા સાથે. (નં-૨)
૪૨ ભોજકવિ-દ્રવ્યાનુયોગતર્કણા હીંદી ટીકા સાથે (નં. ૧ ૮)
૪૩ કુંદકુંદાચાર્ય-પ્રવચનસાર ત્રણ ટીકા સાથે હીંદિ ટીકા સાથે
૪૪ શુભચંદ્ર જ્ઞાનાર્ણવ હિંદી ટીકા સાથે
૪૫ નેમચંદ્ર ગોમટસાર (કર્મકાણ્ડ) હિંદી ટીકાસાથે સાથે (નં, ૧૦)
૪૭ સ્યાદ્વાદમંજરી (નં. ૧૧-૧૨)

શ્રી જૈનયશોવિજય ગ્રંથ માળા

૪૮ વાદીદેવસૂરિ પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર (નં. ૧)
૪૯ હેમચંદ્ર હિંગાલિંગાનુશાસન (નં. ૨)
૫૦ મુનિસુંદરસૂરિ ગુર્વાવલિ (નં. ૪)
૫૧ વાદિદેવસૂરિ-પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર ૨ પરિચ્છેદ રત્ન પ્રભાચાર્યની ટીન સાથે (નં ૫)
૫૨ હેમચંદ્ર સિદ્ધ હેમસૂત્ર પાઠ (નં. ૬)
૫૩ જૈન સ્તોત્ર સંગ્રહ ૨ ભાગ. (નં ૭ થી ૯)
૫૪ યશશ્ચંદ્ર મુદ્રિત કુમુદ ચંદ્રપ્રકરણમ્ (નં-૮)
૫૫ ગુણરત્નસૂરિ ક્રિયારત્ન સમુચ્ચય (નં-૧૦)
૫૬ સિદ્ધ હેમસૂત્ર પાઠસ્ય અકારાદિ અનુક્રમણિકા (નં-૧૧)
૫૭ હર્ષકુલગણી. કવિકલ્પદ્રુમ (નં-૧૨)
૫૮ સિદ્ધસેન દિવાકર સંમતાખ્ય પ્રકરણમ્ અભયદેવની ટીકા સાથે ભા-૧ લો (નં-૧૩)
૫૯ પદ્મસાગરગણી જગદ્ગુરુકાવ્યમ્ (નં-૧૪)
૬૦ ધર્મ કુમાર શાલિભદ્રચરિત્રમ્ (નં-૧૫)
૬૧ પર્યકયાસંગ્રહ ભા—૧ લો (નં-૧૬)
૬૨ રાજશેખરસૂરિ ષડ્દર્શનસમુચ્ચય (નં-૧૭)
૬૩ ચારિત્રસુંદરગણી શીલદૂતમ (નં ૧૮)
૬૪ સમયચંદ્રસૂરિ નિર્ભયભીમવ્યાયોગ (નં-૧૯)
૬૫ મુનિભદ્રસૂરિ શાંતિનાથ મહાકાવ્યમ્ (નં-૨૦)
૬૬ વાદિદેવસૂરિ પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર પરિચ્છેદ ૩-૮ રત્નપ્રભાચાર્યની ટીકા સાથે (નં-૨૧)
૬૭ ,, ,, ૧, ૨, (નં-૨૨)
૬૮ હેમવિજયગણી વિજયપ્રશસ્તિ મહાકાવ્યમ્ ગુણવિજય ગણીની ટીકા સાથે (નં-૨૩)
૭૦ સોમચરિત્રગણી ગુરુગુણરત્નાકર કાવ્યમ્ (નં-૨૪)
૭૧ હેમચંદ્ર—અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા મલ્લી સેન સુરીકૃત "સ્યાદ્વાદ મંજરી" ટીકા સાથે (નં-૩૦)
૭૨ ભવદેવસુરી—પાર્શ્વનાથ ચરિત્રમ્ (નં-૩૨)
૭૩ ગુણચંદ્રસુરિરચિતાટીક વિમપિતા હાતમવિભ્રળ (નં-૩૦)
૭૪ સાધુસુંદરગણી શબ્દરત્નાકર (નં-૩૬)
૭૫ રત્નવિજય ધર્મમહોદયમ્
૭૬ હેમહંસગણી ન્યાય સંગ્રહ ગ્રંથકર્તાની ટીકા સાથે
૭૭ રત્નમંદિરગણી ઉપદેશ તરંગિણિ
૭૮ કલ્પસૂત્રમ્ વિનયવિજયગણીની ટીકા સાથે (જૈન આત્માનંદ સભાએ પ્રકટ કરેલ)
૭૯ યશોવિજયગણી ન્યાયાલોક
૮૦ જૈન લેખસંગ્રહ ભા. ૧ લો પૂરણચંદ નહાર તરફથી (જૈનવિવિધ સાહિત્ય શાસ્ત્રમાલા નં ૮)
૮૧ ઉત્તરાધ્યયન સૂત્ર. Ed. Jarl. Charpentier Ph D (Archins D'Etudes Orientals. Vol. 18)
૮૨ ઉમાસ્વાતિ તત્વાધિગમસૂત્ર ગ્રંથકર્તાની ટીકા સાથે. (Bibliotheca Indica)
૮૩ ઉપાસકદશાસૂત્રમ્ અભયદેવની ટીકા સાથે Biblio) theca Ind.) એ. એફ. રૂડોલ્ફ હોર્નલી (Hornle· એમણે કરેલા અંગ્રેજી તરજુમા સાથે.
૮૪ આચારંગ સૂત્ર Ed. હર્મન જેકોબી. (પાલીટિકસ્ટ સોસાયટી)
૮૫ સનાતન જૈનગ્રંથમાલા. વૉલ્યુમ ૧-૧૦. (Vol. 1-X)
૮૬ નેમિચંદ્ર—દ્રવ્યસંગ્રહ-બ્રહ્મદેવની ટીકા સાથે. Edited with translation &c. by Saratchandra Ghoshal. (Sacred Books of the Jainas series Vol. 1.)
૮૭ સ્ટીવનસન (J) ધી કલ્પસૂત્ર અને નવતત્વ. માગધી· માંથી તરજુમો (આરીયેન્ટલ ટ્રાન્સલેશન ફંડ)
૮૮ નહાર (પુરનચંદ) અને ઘોશ (કીસચંદ) An Epitome of Jainism.
89 Jaina Sutras translated from Prakrit by Hermon Jacobi. 2 parts. (Sacred book of the East Vol. XXII and XIV.
૯૦ બ્લુમફીલ્ડ [મોરીસ] જૈનતીર્થંકર (savior) પાર્શ્વનાથની જીંદગી અને વાતો·
૯૧ પ્રેમચંદ મીથ્યાખંડન.
૯૨ The Heart of Jainism by mrs. sinclair Stevenson. (Religious quest of India series)

૯૩ આયંગર [ એમ. એસ. રામસ્વામી ] studies in South Indian Jainism and Rao (B. Sheshagiri)
૯૪ ઝવેરી (H. L.) Frsi Prinbiples of the Jain Pustakalay
૯૫ ગાંધી (V. R.) યોગ ફીલોસૉફી
૯૬ કર્મ ફીલૉસૉફી
૯૭ ,, જૈન ફીલોસોફી
૯૮ વિદ્યાવિજયજી સતી સુલશા ( હીંદી )
૯૯ રામમિશ્ર સુજનસંમેલન ( હીંદી ભાષણ )
૧૦૦ વિજયધર્મસુરી જૈનતત્વ દિગ્દર્શન (હીંદીમાં નિબંધ)
૧૦૧ ,, જૈનશિક્ષા દિગ્દર્શન ,,
૧૦૨ ,, ,, ( ગુજરાતી ,, )
૧૦૩ વિદ્યાવિજય વિજયપ્રશસ્તિસાર ( હીંદી )
૧૦૪ જૈનશાસન દીવાળીનો ખાસ અંક વીર સંવત્ ૨૪૩૮
૧૦૫ વિદ્યાવિજયજી પ્રાચીન શ્વેતાંબર અર્વાચીન દીગંબર ( ગુજરાતી )
૧૦૬ વિજય ધર્મસૂરી અહિંસા દિગ્દર્શન ( હીંદી )
૧૦૭ હેમચંદ્રજી શ્રી. હૈમશબ્દાનુશાસનમ્ ( બૃહદ્વૃત્તિ લઘુ ન્યાસ સહીતમ )
૧૦૮ યશોવિજયગણી મહાવીર સ્તવન પ્રકરણમ્
૧૦૯ અષ્ટક પ્રકરણમ્ હરિભદ્રસુરીકૃત
૧૧૦ ઉપદેશરહસ્ય પ્રકરણમ્ યશોવિજય ઉપાધ્યાયકૃત
૧૧૧ પ્રમાલક્ષણમ્
૧૧૨ પ્રમાણમીમાંસા હેમચંદ્રકૃત
૧૧૩ યશોવિજયગણી ભાષારહસ્યં
૧૧૪ હરિભદ્રસૂરિ અને કાંતજયપતાકા
૧૧૫ પ્રાકૃત શબ્દ રૂપાવલિ

મદ્રાસ કલકત્તા વિગેરે યુનિવર્સીટીઓ કે જેના લીસ્ટ અમને મલ્યાં છે અને મલશે તે આવતા અંકમાં છાપીશું.

## ૨ યુનિવર્સીટી અભ્યાસક્રમ અને જૈન પુસ્તકો

મુંબઇ યુનિવર્સીટીના પ્રથમ તથા દ્વિતીય ( F. Y. A & Intermediate Arts ) વર્ષમાં તેમજ બી. એ અને એમ. એ ના અભ્યાસના વર્ષો માટે વિદ્યાર્થીઓ માટે જે અર્ધમાગધી અને જૈન સાહિત્યનો અભ્યાસક્રમ નક્કી કરવામાં આવ્યો છે તેની યાદી ગતાંક પાને ૧૫૭ મે આપવામાં આવી છે. તેમાં દર્શાવેલ પુસ્તકોની અમુક પ્રતો આ સંસ્થાની ઑફીસમાં રાખવામાં આવશે અને તે અભ્યાસ સ્વીકારનાર વિદ્યાર્થીઓ પૈકી કોઇને જરૂરીઆત તેઓને લોન તરીકે ઉક્ત પુસ્તકો વાપરવા આ ગોઠવણ કરવામાં આવી છે. તે મુજબ જેને ( જરૂરીઆત હશે તેને આપવામાં આવશે. આ પુસ્ પૈકી જે પાઠય પુસ્તકોના વિવેચન તથા ટ છપાવવાની જરૂર હશે તેવાં પુસ્તકોના વિવેચન ( ટીકા (annotations) છપાવવા આ સંસ્થા પ્રય કરશે.

## ૩ જૈન સંસ્થાઓ અને તેમાં વસતા વિદ્યાર્થીઓ

તા. ૧૨ ૧૧–૨૫ ની મળેલી આ કૉન્ફરન્સ સ્થાનિક સ્ટેન્ડીંગ કમિટીના ઠરાવ અન્વયે દરેક ( બૉર્ડીંગ યા વિદ્યાલયના કાર્યવાહકોને પત્રો લખવા આવ્યા છે અને આગ્રહપૂર્વક ભલામણ કરવા આવી છે કે તેમની સંસ્થામાં રહેનાર બી. એ. ત એમ. એ. ના દરેક જૈન વિદ્યાર્થીએ જૈન સાહિ લેવું. આશા છે કે આવી જૈન સંસ્થાના કાર્યવાહ આ કાર્યમાં યોગ્ય કરશે જ.

## ૪ સુકૃત ભંડાર ફંડ

આ યોજના સબંધે જૈન સમાજ ઘણી રી વાકેફગાર હોય જ અને તેથી એ સંબંધે વિશેષ નો લેવી આવશ્યક ન ગણાય. આ એકલું જ એવું ખા છે કે જે વડે સમાજના ઉત્કર્ષ માટે અનેક કાર્ય હાથ ધરી શકાય. જ્યાં સુધી જૈન સમાજ આ યોજના પરત્વે ઉદાસીનતા દાખવે ત્યાં સુધી આ સંસ્થા જીવ જેવું કંઇ પણ કાર્ય હાથ ધરી શ નહિં. એ સહજ સમજી શકાય તેવી બાબત છે વર્ષ દીવસે **માત્ર ચાર આના** વ્યક્તિ દીઠ ( વધારે ગણાય નહિં. એવા ચાર આના વર્ષમાં દરે માણસ ઘણી જગ્યાએ ફોગટ ખર્ચી નાંખે. આ ચા આના માટે કોઇ જગાએ પોતાના બજેટમાં કાપ મૂકવા પણ જરૂર પડે તેવું લાગતું નથી અને સહેલથી આપી શકાય તેવું છે. આવી રીતે ઉત્પન્ન થતી રકમ ખર્ચ જતાં અર્ધી આ સંસ્થાના નિભાવ માટે

તથા અડધી કેળવણી આદિ કાર્યોમાં વપરાય છે એટલે તેની ઉપયોગિતા કેટલી છે તે સૌ સમજી શકે તેવું છે. દર અઠવાડીએ માણસદીઠ એક જ પાઇ આપવાની છે. તે કાંઇ ભારે ગણાય કે?

આ ફંડમાં કન્વેન્શન વખતે જે ભાઇઓએ સારી રકમ યથાશક્તિ ભરી આપી છે તેઓ પૈકી જેમના તરફથી ઉક્ત રકમો વસુલ આવી છે તેની પહોંચ આવતા અંકમાં સ્વીકારવામાં આવશે. જે ભાઇઓ તરફથી તે રકમો હજુ સુધી મોકલવામાં આવી નથી તેમને પોતે ભરેલ તે રકમ તુરત ચેક અગર હુંડીથી મોકલી આપવા વિનંતિ કરવામાં આવે છે.

**શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ —**

આ સંસ્થા તરફથી દર વર્ષે લેવામાં આવતી ધાર્મિક પરીક્ષા ચાલુ સાલમાં તા. ૨૭-૧૨-૨૫ પોષ શુદી ૧૩ ને રવિવારના રોજ લેવામાં આવનાર છે. આ વર્ષે સેન્ટરો વધારવા માટે લગભગ જુદા જુદા સ્થળે મળી ૭૫ પત્રો લખવામાં આવ્યા હતા તેમાંથી નીચેના સેંટરો વધારવામાં આવ્યાં છે.

બીકાનેર (મારવાડ) બારામતી (દક્ષિણ) પાલણપુર, રાધનપુર, ઉંઝા, સમી, માણસા, મહુવા. આ નવાં સેન્ટરો સહિત કુલે ૨૫ સેન્ટરોમા આ પરીક્ષા લેવામાં આવનાર છે. અને આશરે ૫૦૦), પાંચસે વિદ્યાર્થીઓ તેમાં બેસનાર છે.

સને ૧૯૮૧ની સાલ આખરીએ આ સંસ્થા તરફથી શ્રી. જૈ. શ્વે. એજ્યુકેશન બોર્ડને રૂ. ૪૪૬૩-૧૦-૮ આપવામાં આવ્યાં છે.

**૬ ઉપદેશકો અને પ્રચાર કાર્ય**

આ સંસ્થાના ઉપદેશકો નીચે દર્શાવેલ સ્થળોએ ગયા હતા અને પ્રચાર કાર્ય કર્યું હતું. અને તે તે ગામોએથી જે ફંડ રકમો સુકૃતભંડાર ફંડમાં વસુલ આવી હતી તે નીચે મુજબ —

**ઉપદેશક વાડીલાલ સાંકલચંદ**—દક્ષિણમાં પાબલ ૯-૦-૦, વાડા ૧૬-૦ ૦, પુના ૪૭-૮-૦, ચાસ ૯-૪-૦, ખેડ ૬-૮-૦, ચાકન ૪-૪-૦, દેહુ ૪-૦-૦

**ઉપદેશક પુંજાલાલ પ્રેમચંદ**—ચાણસોલ ૩૮-૮-૦, વીંડોડા ૧૮-૮-૦, પીલુસા ૨૯-૪-૦, ડાલવાણા ૧૬-૪-૦, થલવાડા ૪-૪-૦, મોટા કોટાસણા ૧૩-૧૨-૦, ભાલુસણા ૧૪-૪-૦, નાંદોત્રા ૯-૦-૦, વેશા ૭-૪-૦, રૂપાળ ૧૦-૮-૦ નાપીસણા ૫-૦-૦, એદરાણા ૩-૦-૦.

**ઉપદેશક ગુલાબચંદ શામજી**—સેજલાઆ ૦-૧૨-૦, લોહસડા ૦-૪-૦ આંકોલાલી ૧-૦ ૦ સતપર ૦-૧૨-૦ જમણવાવ ૦-૧૨-૦ મઢડા ૨-૪-૦ બુઢાણા ૨-૮-૦ રંડોલા ૦-૧૨-૦ મોટી વાવડી ૨-૪-૦ પરવડી ૧-૮-૦ ગારીયાધર ૫-૧૨-૦ ઘેંટી ૨-૧૨-૦

---

# પ્રવૃત્તિનાં સન્માર્ગ

જૈન કૉલેજની ઉપયોગિતા સંબંધે રા. રા. મોતીચંદભાઇના વિચારો મને સર્વથા આવકારદાયક છે. હવે માત્ર તેની સાર્થકતાને અંગે કેવા પ્રકારનાં સાધનો ઉપસ્થિત કરવાં એ વિચારવાનું રહે છે. પરંતુ તેના અંગભૂત 'જૈન યુનિવર્સિટી' સંબંધે તેઓ વિશેષ લખવાના હોઇ ચર્ચા રૂપે કંઇ પણ લખવા હાલ હું મૌન ધારણ કરૂં છું. અને જૈન કોમની પ્રગતિરૂપ પ્રવૃત્તિના અન્ય સન્માર્ગો તરફ જૈન સમાજનું ખાસ ધ્યાન ખેંચું છું.

જૈન કોમની અધોગતિના પ્રશ્નોને સંપૂર્ણ રીતે ઉકેલતા પ્રત્યેક અગ્રગણ્ય વ્યક્તિઓને ફરજનો ખ્યાલ, ધર્મનું જ્ઞાન, પરભવની ભાવના અને શુદ્ધ આદર્શો હોતા નથી એમ કહેવું એ તો એક પાતક કરવા જેવું છે. પરંતુ એ નિર્વિવાદ રીતે સિદ્ધ થયું છે કે આવા મહાનુભાવોના વિચારોનું વહન અન્ય કોમની સરખામણીએ ચોકસ દિશાએ સંગીન રીતે થયું નથી. એ ઉપરાંત વિપૂલ સાધનસામગ્રીનો ઉપયોગ પણ અમુક ચોકસ સ્થળોએ જ થયેલ જોવામાં આવે છે. આનું પરિણામ એ આવ્યું છે કે જૈન કોમ અનેક સાધનસંપત્તિ છતાં છેવટ સુધી ગરીબ રહી જવા પામી છે.

અમારી એ ખાસ માન્યતા છે કે જૈન કોમ પાસે જે સાધનસંપત્તિ છે અને જે રીતે તે પરોપકારના માર્ગમાં આગળ પડતી ગણાય છે તેનું આધિપત્ય હાલ છે તેના કરતાં કંઇ વિશિષ્ટ રીતે જૈન કૉન્ફરન્સને અર્પવું અને તે કેન્દ્ર સ્થળ દ્વારા ખાસ જવાબદારી લેતા જૂદા જૂદા પ્રતિનિધિઓ દ્વારા દરેક નાનાં મોટાં શહેરો અને ગામોના ઉન્નતિના માર્ગો રફતે રફતે હસ્તગત કરવા.' આમ થવાની અનિવાર્ય અગત્ય છે; કારણ કે એ નજરે જોવાયું છે કે અપવાદ સિવાય જૈન કોમના દરેક સ્થળનાં ખાતાં ઘણી જ કઢંગી હાલતમાં છે. મોટાં મોટાં સ્થળોએ જગત્ અંજાઇ જાય એવા બહારનાં સાધનોથી જૈન ધર્મની જાહોજલાલી ગણવાની નથી; એટલે કે ધર્મને નામે અંગત ઝગડાઓને કોઈ પણ ભોગે શમાવી દેવામાં ન આવે ત્યાં સુધી જૈન કોમ આગળ વધતી હોય એવું અમો માનતા નથી.

વળી, જૈન કૉલેજને નામે કેળવણીની આપણી બીજી હીલચાલો કેન્દ્રસ્થ થતાં વર્ષો જાય તેના પહેલાં સારી અને સાધનસંપન્ન વસ્તીવાળાં ગામોમાં જ્યાં સંપ અને સમજણ વગર અસ્તવ્યસ્ત ખાતાંઓ ચલાવવામાં આવે છે ત્યાં સત્વર સુધારો કરવાની જરૂર છે. દરેક નાના મોટા શહેરમાં વસ્તીના પ્રમાણમાં કેળવણીને ઉપયોગી પ્રાઇમરી કે સેકન્ડરી સ્કુલ, આદર્શ ધાર્મિક પાઠશાળા અને સમૃદ્ધ લાયબ્રેરી જ્યાં સુધી નહિ ખોલવામાં આવે ત્યાં સુધી આપણી કોમની ઉન્નતિ આકાશકુસુમવત સમજવી. સમાજને ઉપયોગી દરેક ખાતું, આદર્શ નહિ સમજવાવાળા અને અંકૂશ વગરના જે હસ્તોમાં ચાલે છે ત્યાં આધિપત્ય ભોગવતી કૉન્ફરન્સ દ્વારા રીતસર અંકૂશ મૂકાવો જોઇએ અને વહીવટની તમામ લગામ આબાદ કરવાની રીતે પોતાના હસ્તક રહેવી જોઇએ.

ધર્મને નામે ફરજનો ખ્યાલ આવિર્ભાવ થાય એટલે ગરીબોના નિભાવ માટે બીજાં હુન્નર ઉદ્યોગના ખાતાંઓ સ્વતઃ ખુલી જશે એમ અમો માનીએ છીએ. આ ઉપરાંત દેશની પરિસ્થિતિ પ્રમાણે દરેક મોટું શહેર પોતે જ નીભાવી શકે એ રીતે ગરીબોની સેવાને ખાસ ઉપયોગી બાહોશ વકીલ, મુત્સદીવર્ગ અને દાક્તર ઉત્પન્ન કરે તો વધારે ખુશી થવા જેવું છે.

બાળલગ્ન, વૃદ્ધલગ્ન કે બીજી ન ઇચ્છવા યોગ્ય રૂઢિઓના અમલ નહિ થવામાં પણ પૈસાપાત્ર અને સત્તાધીશ વર્ગ આડે આવે છે, એ ઓછા દુઃખની વાત નથી. પરંતુ મનુષ્યોને પેટની ફિકર ન રહે અને તેમની ધર્મ પ્રત્યેની સાચી ભાવના ઉદય થાય તો આ કાંઇ એટલું બધું મુશ્કેલ નથી.

ઉપર પ્રમાણે પ્રવૃત્તિના સન્માર્ગો તરફ જૈન સમાજનું જેટલા અંશે ધ્યાન ખેંચાશે તેટલા અંશે આ લેખની સાર્થકતા માનીશ.

તા. ૧૪-૧૨-૨૫
રણછોડ લાઇન,
કરાંચી

ચતુર્ભુજ ખીમચંદ કોઠારી

# શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

પાયધુની-મુંબઈ નં. ૩

## શ્રી સુકૃત ભંડાર ફંડ

શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સની ઉપરોક્ત યોજના તેના આશયો અને પરિણામજન્ય અમલી કાર્યની જૈન સમાજ સમક્ષ ટુંકી પણ રૂપરેખા જાહેર ખબરદ્વારા અગર હેંડબીલદ્વારા રજુ કરવી એ તદન બિન જરૂરીઆતવાળું ગણી શકાય. સબબ, આ યોજના જૈન ભાઇઓમાં સર્વમાન્ય અને જગજાહેર જ છે. આ યોજના એ સંસ્થાનું અને સમાજનું જીવન છે. જૈન જનતાના ભવિષ્યની રેખા દોરવા હિંમત ધરનાર જો કોઇપણ યોજના હોય તો તે સુકૃત ભંડાર ફંડ એક જ છે કે જ્યાં ગરીબ અને તવંગર વચ્ચે કોઇ જાતનો અંતર રહેતો નથી અને સમાનતા, બંધુત્વ વિગેરે ભાવનાઓ ખીલવી સમાજને સુશિક્ષિત બનાવી હિતકર કાર્યો કરવા આ સંસ્થાને જોશ અને જીવન અર્પે છે. આ ફંડમાં ભરાતાં નાણાંમાંથી ખર્ચ બાદ બાદ કરી બાકીનો અડધો ભાગ કેલવણીના કાર્યમાં વપરાય છે, અને બાકીના અડધા સંસ્થાના નિભાવફંડમાં લઈ જવામાં આવે છે કે જે વડે સમસ્ત સમાજને શ્રેયસ્કર કાર્યો કરી શકાય. આપણા સમાજમાં અનેક સ્ત્રી પુરૂષો દ્રવ્ય કેળવણીથી વંચિત રહે છે તે બનવા ન પામે અને તેમને કેળવણી લેવામાં અનેક રીતે મદદરૂપ થવા આ સંસ્થા પોતાના પ્રયાસો કરી રહી છે અને તે આ ફંડની વિશાળતા ઉપર જ આધાર રાખે છે. તેથી પ્રત્યેક જૈન બંધુ વરસ દહાડામાં માત્ર ચાર આનાથી સ્વશક્તિ અનુસાર મદદ અર્પી પોતાના અજ્ઞાત બંધુઓનું જીવન કેળવણીદ્વારા સુધારી અગણિત પુણ્ય ઉપાર્જન કરી શકે છે. માટે સર્વે જૈન બંધુઓને આ ફંડમાં સારી રકમ આપવાની વિનંતિ કરવામાં આવે છે. ચાર આના પ્રત્યેક વ્યક્તિએ દરવર્ષે આપવા એ મોટી વાત નથી. અઠવાડીયે એક પાઇ માત્ર આવે છે, પણ જો આખી સમાજ જાગૃત થાય તો તેમાથી મોટી સંસ્થાઓ નભાવી શકાય એની સુંદર યોજના છે. "ટીપે ટીપે સરોવર ભરાય" એ ન્યાયે ફંડને જરૂર આપ અપાવશો અને આપની તરફના પ્રત્યેક નાના મોટા ભાઇઓ, બહેનો એનો લાભ લે, એમાં લાભ આપે એવો પ્રયત્ન કરશો. બીજી કોમો આવી રીતે નાની રકમોમાંથી મોટી સંસ્થાઓ ચલાવે છે તે આપ જાણો છો. તો આપ જરૂર પ્રયત્ન કરશો. આખી કોમની નજરે આપને કૉન્ફરન્સની જરૂરીઆત લાગતી હોય તો આ ખાતાને ફંડથી ભરપૂર કરી દેશો. સુજ્ઞને વિશેષ કહેવાની જરૂર ન જ હોય.

સેવકો,

મકનજી જુઠાભાઈ મહેતા

મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ

ઓ. રે. જ. સેક્રેટરીઓ, શ્રી. જૈ. શ્વે. કૉન્ફરન્સ.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૧ ફાગણ

અંક ૭ ૧૯૮૨



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

ખાસ જરૂરીઆતો લાક્ષણિક જૂદી હોય તેનો અભ્યાસ કરી તેને પહેલાં પહોંચી વળવું જોઇએ, કારણ કે આપણો આધાર આપણી સમાજના પર પ્હેલો છે; અને વળી જે બીજાં મંડળો દેશહિતાદિ કાર્યો કર્યે જાય છે તેમાં આપણી સહાનુભૂતિ પણ હોવી ઘટે. વિરોધ ન થવો ઘટે.

**૨ સદ્ગત નરોત્તમદાસ ભાણજી.**

આ મૂળ ભાવનગરવાસી મુંબઇમાં એક જબ્બર વેપારીએ પોતાની કાર્યકુશલતાથી અનેક વેપારીઓના ઝઘડાઓનું સમાધાન કરી વેપારી આલમમાં ભારે નામ કાઢયું હતું. તેઓ ૫૦ વર્ષની વયે સારી તંદુરસ્તી ભોગવતા હતા ત્યાં થોડા દિવસની બિમારીમાં આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા તેથી તેમના કુટુંબ પર, મિત્રો ઉપર અને જૈન સમાજને કારી ઘા વાગ્યો છે એમાં શક નથી. જૈન સમાજે હમણાં ત્રણ નેતાઓ–સ્વ૦ શેઠ મોતીલાલ મૂળજી, સ્વ૦ શેઠ હીરાલાલ બકોરદાસ અને આ સદ્ગત નરોત્તમદાસ ખોયા છે, તેથી તેના સંગઠનમાં, તેના બળમાં, અને એકતામાં જે ખામી આવી છે તેનો સંપૂર્ણ ખ્યાલ હાલના ચાલતા ક્ષુદ્ર કલહો અને તે અંગે ભવિષ્યમાં આગાહી આપતાં ભયંકર પરિણામો જ કાલાનુક્રમે આપશે.

શેઠ નરોત્તમદાસ એક ભડ, સાહસિક, બહાદુર અને વ્યવહારદક્ષ વણિક હતા. પોતાની સમજાવટની પદ્ધતિથી ગમે તેવો વિકટ પ્રસંગ સહીસલામતીથી ઉકેલી શકતા. રાજા રજવાડામાં લાગવગ ધરાવતા અને તેમની પાસેથી શાંતિથી ધાર્યું કામ લઈ શકતા ને આપી શકતા. વેપારી કુનેહ પુષ્કળ હતી અને વેપાર ખીલવવા માટે વિલાયત જઇ ત્યાંનો અનુભવ પણ કર્યો હતો. વિલાયત અભ્યાસ અર્થે જતા જૈન યુવકોને જરૂર પડયે નાણાંની સારી જોગવાઇ કરી આપતા અને તેને પરિણામે સીવીલીઅન, ઇંડિઅન મેડિકલ સર્વીસ વગેરે ઉંચી પરીક્ષામાં પાસ થનારા જૈનયુવકો આપણને સાંપડયા છે. કેળવણી પ્રત્યે તેમનો અતિ પ્રેમ અને સત્કાર હતો. શિક્ષણ સંસ્થાઓ–જેવી કે પાલીતાણાના સિદ્ધક્ષેત્ર બાળાશ્રમ, મહાવીર જૈન વિદ્યાલય, વગેરેને હમેશાં દ્રવ્યની સહાય તેમજ સલાહ આપ્યે જતા. બાલાશ્રમના તો તેઓ એક ઉત્પાદક અને પોષકજ હતા. તેમના ગૃહમાં આતિથ્ય સત્કાર તો સર્વથી ચઢી જતો.

શ્રીમતી કૉન્ફરન્સ માટેની તેમની સેવા ઓછી નથી. ભાવનગરની પરિષદ્‌માં સ્વયંસેવકના અગ્રણી હતા; મુંબઇમાં છેલ્લી પરિષદ્ થઇ ત્યારે પણ તેમણે તેજ પદ સ્વીકાર્યું હતું. તે પરિષદ્‌માં આવેલા વંટોળિયાને દૂર કરવામાં, અને સને ૧૯૨૫ના એપ્રિલમાં ભરાયેલ કન્વેન્શનમાં શાંતિ સમાધાની લાવવાના કાર્યમાં તેમણે જબરો ભાગ લીધો હતો, અને નૌકાને સહીસલામત તીરે લાવી શકયા હતા. ગયા જાન્યુઆરી માસમાં આણંદજી કલ્યાણજીની પેઢીની મળેલી સભામાં જે ખાસ અને મહત્વનો ઠરાવ સાતની કમિટીદ્વારા શત્રુંજય તીર્થનો ઝઘડાનું કાર્ય લેવાનો થયો, તેમાં પણ તેમનો હાથ ઓછો ન હતો. આવા મહા પ્રસંગોએ પણ તેમની કાર્ય કરવાની પદ્ધતિ ઉઘાડી મોટા દેખાવવાળી અને આંજી નાંખનાર નહિ, પણ અંતરંગના એક અંગ તરીકે અપ્રકટપણે પણ સંગીનતાથી, નવીન અને પ્રાચીન વિચારોને સમન્વય કરીને કાર્યની ગંભીરતા વિકટતા બતાવે ભવિષ્યપર નજર ચલાવરાવી પ્રેમ અને આવેશમય સમજૂતિથી બંને પક્ષને આપ અને લેના ધોરણથી મધ્યમ માર્ગ કાઢી એકતાપર લાવનારી હતી. આવા સફળ વટી ચલાવનારા નેતાઓ મળવા દુર્લભ છે તેમના જવાથી પડેલી ખોટ ભવિષ્યમાં ક્યારે પૂરાશે એ કહી શકાતું નથી. અમે તે સદ્ગતના આત્માને શાંતિ અને સદ્ગતિ ઇચ્છીએ છીએ, ને અમે તેમના કુટુંબપર પડેલ શોકમાં ભાગ લઈએ છીએ છેવટે અમે ઇચ્છીશું કે તેમના કુટુંબીઓ તે સ્વર્ગસ્થના પગલે ચાલી તેઓ જે જે સંસ્થાના સ્થંભરૂપ હતા તે તે સંસ્થાઓને વિશેષ પગભર કરી અને સમાજની વિશેષ સેવા કરશે. આપણે સૌ તેમના જીવનના સદ્ગુણો સ્મરી અંતરમાં ઉતારી આ દેહની નશ્વરતા ચિંતવી ધર્મપરાયણ રહી 'મરણ પગલાં છે હેઠ' એવું સમજી શ્રીમંતો દ્રવ્યદાન સુમાર્ગે આપી, અને વિદ્વાનો તથા બીજા પોતાની પાસે જે

# જૈન યુગ.



धर्मं धर्मेति जल्पन्ति तत्त्वशून्या कुदृष्टयः ।
वस्तुतत्त्वे न बुध्यन्ते तत्परीक्षाऽक्षमा यतः ॥

—તત્ત્વથી શૂન્ય એટલે અનભિજ્ઞ કુદૃષ્ટિ-મિથ્યાદૃષ્ટિ ધર્મધર્મ એમ બક્યા કરે છે. (પરન્તુ) વસ્તુતત્ત્વને જાણતા નથી, તેથી વસ્તુતત્ત્વની પરીક્ષા કરવામાં તેઓ અસમર્થ હોય છે.

અમે તો અત્યાર સુધી એ સમજી લીધું છે કે જીવ માત્ર સાથે મિત્રભાવ રાખવો, ગુણીને જોઈ પ્રસન્ન થવું, દુઃખી જીવો પર દયા કરવી અને જે વિપરીત વૃત્તિવાળાં છે-અર્થાત્ જેના વિચાર અમારાથી વિરૂદ્ધ છે-જે કુમાર્ગગામી છે અને અમારા માર્ગને ઠીક સમજતા નથી, તેમના પ્રત્યે મધ્યસ્થ ભાવ રાખવો, યા ઉદાસીન રહેવું એ જૈન ધર્મનો સર્વશ્રેષ્ઠ અને લોકપૂજ્ય ઉપદેશ છે. તે પોતાનો ધર્મ યા પોતાનો વિચાર કોઈપર જબરદસ્તીથી લાદવાનું કહેતો નથી. તેના અનુયાયી વધુમાં વધુ એ કરી શકે છે કે વિપરીત વૃત્તિવાળાને પ્રેમપૂર્વક સમજાવે, અને કલ્યાણ માર્ગ સૂઝાડે, જ્યારે ધર્મપર સંકટ આવે છે, ત્યારે સાચો જૈન તે સંકટ લાવનારના લોહીનો તરસ્યો હોતો નથી, બલ્કે જરૂર પડયે તેના માટે પોતાનાજ લોહીને વહેરાવે છે અને આ ઉપાયથી તે ધર્મની સાચી રક્ષા કરે છે. એ કહેવું તો તદ્દન જુઠું છે કે ભારતે અત્યાર સુધી ધર્મરક્ષા માટે રક્તની નદીઓ વહેવરાવી છે. ભારતના, વિશેષે કરી જૈનધર્મના ઇતિહાસમાં આ પ્રકારની લોહી વહેવરાવનારી એક પણ ઘટના મળી શકતી નથી.

જૈનજગત, ૧૬-૨-૨૬.

પુસ્તક ૧ વીરાત્ સં. ૨૪૫૨ વિ. સં. ૧૯૮૨ ફાગણ અંક ૭

## તંત્રીની નોંધ

**૧. જૈન સ્વયંસેવક સંમેલન.**

મુંબઇ, અમદાવાદ, સુરત વગેરે સ્થલોમાં જૈન સ્વયંસેવક મંડલો ઉપસ્થિત થયાં છે એ ખુશી થવા જેવું છે. જૈન સમાજના અનેક અંગો યુવકવર્ગની સેવાનાં ક્ષેત્રો છે અને તે દરેક અંગને યુવકોની સેવા મળી રહે તો સમાજ શરીર વધુ દૃઢ, શક્તિવાન્ અને કાર્યકર થાય. આવાં મંડલો જૂદી-જૂદી દિશાએ કાર્ય કરી રહ્યાં છે, અને તેઓ સર્વે મળી એક બીજાની મુશ્કેલીઓ જણાતી તે ઉકેલ-વાના માર્ગો કાઢે, સેવાના નવિન માર્ગો શોધી કાઢે અને તેને વ્યવહારમાં મૂકવાની તાલીમ લે એ જરૂરનું છે.

હમણાં શ્રી ભારતીય જૈન સેવક પરિષદ્ એ મથાળા નીચે મુંબઇની સ્વયંસેવક સંસ્થા તરફથી પ્રશ્નોવલી કાઢવામાં આવી છે તેમાં સોળ પ્રશ્નોના ઉત્તર માંગવામાં આવ્યા છે. કેટલાક જરૂરી અને કેટલાક બીજા પ્રશ્નોમાં અંતર્ગત થનારા પ્રશ્નો છે; કેટલાક સામાન્ય અને કેટલાક ઝીણી વિગતમાં ઉતરનારા છે. અમે તે દરેક લઇ તેને તેના ઉત્તરમાંજ ટુંકમાં મૂકીએ છીએ.

૧. આ પરિષદ્ સ્થાપન કરવાની તથા તેનું અધિવેશન ભરવાની આવશ્યકતા સ્વીકારીએ છીએ,
૨. તેનું કેંદ્ર (મુખ્ય ઑફીસ) મુંબઇ સૌથી યોગ્ય લાગે છે અને સાથેસાથે તેની શાખાઓ જુદા જુદા

ખાસ જરૂરીઆતો લાક્ષણિક જૂદી હોય તેનો અભ્યાસ કરી તેને પહેલાં પહોંચી વળવું જોઇએ, કારણ કે આપણો આધાર આપણી સમાજના પર મહેલો છે; અને વળી જે બીજા મંડળો દેશહિતાદિ કાર્યો કર્યે જાય છે તેમાં આપણી સહાનુભૂતિ પણ હોવી ઘટે. વિરોધ ન થવો ઘટે.

**૨ સદ્‌ગત નરોત્તમદાસ ભાણજી.**

આ મૂળ ભાવનગરવાસી મુંબઇમાં એક જબ્બર વેપારીએ પોતાની કાર્યકુશલતાથી અનેક વેપારીઓના ઝઘડાઓનું સમાધાન કરી વેપારી આલમમાં ભારે નામ કાઢ્યું હતું. તેઓ ૫૦ વર્ષની વયે સારી તંદુરસ્તી ભોગવતા હતા ત્યાં થોડા દિવસની બિમારીમાં આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા તેથી તેમના કુટુંબ પર, મિત્રો ઉપર અને જૈન સમાજને કારી ઘા વાગ્યો છે એમાં શક નથી. જૈન સમાજે હમણાં ત્રણ નેતાઓ—સ્વ૦ શેઠ મોતીલાલ મૂળજી, સ્વ૦ શેઠ હીરાલાલ બકોરદાસ અને આ સદ્‌ગત નરોત્તમદાસ ખોયા છે, તેથી તેના સંગઠનમાં, તેના બળમાં, અને એકતામાં જે ખામી આવી છે તેનો સંપૂર્ણ ખ્યાલ હાલના ચાલતા ક્ષુદ્ર કલહો અને તે અંગે ભવિષ્યમાં આગાહી આપતાં ભયંકર પરિણામો જ કાલાનુક્રમે આપશે.

શેઠ નરોત્તમદાસ એક ભડ, સાહસિક, બહાદુર અને વ્યવહારદક્ષ વણિક હતા. પોતાની સમજાવટની પદ્ધતિથી ગમે તેવો વિકટ પ્રસંગ સહીસલામતીથી ઉકેલી શકતા. રાજા રજવાડામાં લાગવગ ધરાવતા અને તેમની પાસેથી શાંતિથી ધાર્યું કામ લઈ શકતા ને આપી શકતા. વેપારી કુનેહ પુષ્કળ હતી અને વેપાર ખીલવવા માટે વિલાયત જઇ ત્યાંનો અનુભવ પણ કર્યો હતો. વિલાયત અભ્યાસ અર્થે જતા જૈન યુવકોને જરૂર પડ્યે નાણાંની સારી જોગવાઇ કરી આપતા અને તેને પરિણામે સીવીલીઅન, ઇંડિઅન મેડિકલ સર્વીસ વગેરે ઉંચી પરીક્ષામાં પાસ થનારા જૈનયુવકો આપણને સાંપડ્યા છે. કેળવણી પ્રત્યે તેમનો અતિ પ્રેમ અને સત્કાર હતો. શિક્ષણ સંસ્થાઓ—જેવી કે પાલીતાણાના સિદ્ધક્ષેત્ર બાળાશ્રમ, મહાવીર જૈન વિદ્યાલય, વગેરેને હંમેશાં દ્રવ્યની સહાય તેમજ સલાહ આપ્યે જતા. બાલાશ્રમના તો તેઓ એક ઉત્પાદક અને પોષકજ હતા. તેમના ગૃહમાં આતિથ્ય સત્કાર તો સર્વથી ચઢી જતો.

શ્રીમતી કોન્ફરન્સ માટેની તેમની સેવા ઓછી નથી. ભાવનગરની પરિષદ્‌માં સ્વયંસેવકના અગ્રણી હતા; મુંબઇમાં છેલ્લી પરિષદ્ થઇ ત્યારે પણ તેમણે તેજ પદ સ્વીકાર્યું હતું. તે પરિષદ્‌માં આવેલા વટોળિયાને દૂર કરવામાં, અને સને ૧૯૨૫ ના એપ્રિલમાં ભરાયેલ કન્વેન્શનમાં શાંતિ સમાધાની લાવવાના કાર્યમાં તેમણે જબરો ભાગ લીધો હતો, અને નૌકાને સહીસલામત તીરે લાવી શક્યા હતા. ગયા જાન્યુઆરી માસમાં આણંદજી કલ્યાણજીની પેઢીની મળેલી સભામાં જે ખાસ અને મહત્વનો ઠરાવ સાતની કમિટીદ્વારા શત્રુંજય તીર્થના ઝઘડાનું કાર્ય લેવાનો થયો, તેમાં પણ તેમનો હાથ ઓછો ન હતો. આવા મહા પ્રસંગોએ પણ તેમની કાર્ય કરવાની પદ્ધતિ ઉઘાડી મોટાઇ દેખાવવાળી અને આંજી નાંખનારી નહિ, પણ અંતરંગના એક અંગ તરીકે અપ્રકટપણે પણ સંગીનતાથી, નવીન અને પ્રાચીન વિચારોનો સમન્વય કરીને કાર્યની ગંભીરતા વિકટતા બતાવી ભવિષ્યપર નજર પહોંચાડાવી પ્રેમ અને આલેશભ સમજૂતિથી બંને પક્ષને આપ અને લેના ધોરણથી મધ્યમ માર્ગ કાઢી એકતાપર લાવનારી હતી. આવા સફળ વહી ચલાવનારા નેતાઓ મળવા દુર્લભ છે તેમના જવાથી પડેલી ખોટ ભવિષ્યમાં ક્યારે પૂરાશે એ કહી શકાતું નથી. અમે તે સદ્‌ગતના આત્માને શાંતિ અને સદ્‌ગતિ ઇચ્છીએ છીએ, ને અમે તેમના કુટુંબપર પડેલ શોકમાં ભાગ લઈએ છીએ. છેવટે અમે ઇચ્છીશું કે તેમના કુટુંબીઓ તે સ્વર્ગસ્થના પગલે ચાલી તેઓ જે જે સંસ્થાના સ્થંભરૂપ હતા તે તે સંસ્થાઓને વિશેષ પગભર કરી અને સમાજની વિશેષ સેવા કરશે. આપણો સૌ તેમના જીવનના સદ્‌ગુણો સ્મરી અંતરમાં ઉતારી આ દેહની નશ્વરતા ચિંતવી ધર્મપરાયણ રહી 'મરણ પગલાં છે હેઠ' એવું સમજી શ્રીમંતો દ્રવ્યદાન સુમાર્ગે આપી, અને વિદ્વાનો તથા બીજા પોતાની પાસે જે

હોય-તન, મન, આદિની સેવાઓ આપી કાર્ય કર્યે જઈશું તો સમાજ વિશેષ ઉન્નત અને પ્રગતિશીલ બનશે.

૩ જેસલમેર પુસ્તકોદ્ધાર—સં. ૧૪૯૭ માં ખરતર ગચ્છના શ્રી જિનભદ્રસૂરિએ જૈન આગમો તથા અપૂર્વ પુસ્તકોના ભંડાર તાડપત્ર વગેરેપર લખાવી જેસલમેર અને અન્ય સ્થળોએ સ્થાપિત કર્યા હતા, બીજા ભંડારો પાટણઆદિનાં પુસ્તકો મુસલમાની જેસલમેરમા આક્રમણને લઇને લાવવામાં આવ્યાં હતાં કે જેથી તે સુરક્ષિત રહે. ત્યાર પછી દેખરેખ ઓછી હોવાથી જેસલમેરના ભંડારની ઉપેક્ષાને કારણે અનેક પુસ્તકો જીર્ણ-વિશીર્ણ થયાં. ત્યાં સાધુઓનો વિહાર નહિવત્ થવાથી સંઘની વ્યવસ્થા બગડી ગઈ. તેમજ વિહાર કઠિન, પાણી વગેરેનું દુઃખ તેથી સાધુઓ ખાસ કરી તપગચ્છીય સાધુનો વિહાર નહોતો. ખરતર ગચ્છના સાધુઓનો વિહાર કંઇ કંઇ હતો. તપગચ્છમાં સં. ૧૩૩૨માં સૂરિપદ ધરાવનાર સોમપ્રભસૂરિ થયા. તપગચ્છના આનંદ વિમલસૂરિના સબંધમાં પટ્ટાવલિમાં જણાવવામાં આવ્યું છે કે 'પુનઃ જેસલમેરૂ દેશે જલ દુર્લભ જ્ઞાણિ શ્રી સોમપ્રભસૂરિએ વિહાર નિષેધ્યો હતો પણ લુંકામત વ્યાપતો જાણી ઉ૦ શ્રી વિદ્યાસાગરને વિહારની આજ્ઞા દીધી' અને તેથી આનંદવિમલ સૂરિ (ગચ્છનાયકપદ સં. ૧૫૮૦) ના સમયમાં તપગચ્છીય સાધુઓનો ત્યાં વિહાર થયો. સં. ૧૬૧૬ અને ૧૬૧૭માં ખરતરગચ્છનો કુશલલાભ ઉપાધ્યાયે ત્યાંના રાજા માલદેવના પાટવી કુંવર હરરાજને માટે માધવાનળ તેમજ ઢોલામારૂણી ચોપાઈ રચ્યાં હતાં. આમ અનેક હકીકત જેસલમેર અને જૈનોના સંબંધની ઇતિહાસમાં ઉતરતાં મળી આવે તેમ છે.

જેસલમેરમાં ઘણા જૂના ગ્રંથોનો સંગ્રહ છે ત્યાં ડા. બુહલર અને ડા. જેકોબી જેવા જર્મન વિદ્વાનો જઇ આવી તે સંગ્રહ થોડો ઘણો જોઇ આવ્યા છે. આ ગ્રંથોની ટીપ કરવા લગભગ સં. ૧૯૬૧ માં આપણી જૈન કૉન્ફરન્સ તરફથી શ્રાવક હીરાલાલ હંસરાજને મોકલાવ્યા હતા. તેણે કિલાના ભંડારની ટીપ કરી હતી અને તેમાંથી મળતા ગ્રંથોનો ઉલ્લેખ જૈન ગ્રંથાવલીમાં કરવામાં આવ્યો છે. આ પંડિત હીરાલાલની કરેલી ટીપ વડોદરા સેંટ્રલ લાયબ્રેરીમાં કાર્યકર્તા સદ્‌ગત સાક્ષર શ્રી ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલે મંગાવતાં કૉન્ફરન્સ ઑફિસે મોકલી આપી હતી અને તે હાલ વડોદરા સેંટ્રલ લાયબ્રેરીમાં છે.

ઉક્ત દલાલજીએ વડોદરા સરકાર તરફથી જઇ ત્યાં જેસલમેર કેટલોક વખત રહી સંઘ વગેરેનાં મન મેળવી રાજ્યની મદદ લઇ (લગભગ સં. ૧૯૭૬માં) ભંડાર તથા શિલાલેખોની ટીપ તથા ઉતારાવાળી સૂચિ ઘણી મહેનત લઇ કરી હતી અને તે પ્રસિદ્ધ થાય તે પહેલાં તેમનું શોકજનક અવસાન થયું હતું. આ પ્રસિદ્ધ કરવાનું કામ ઘણું અટપટું અને વિષમ હોવા છતાં વડોદરા સેંટ્રલ લાયબ્રેરીવાળા જૈન પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધીએ ઘણી નોટ્સ અને હકીકતો પોતાના તરફથી પ્રસ્તાવનામાં પૂરી પાડી સંશોધન કરી. તે સૂચી ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝમાં નં. ૨૧ માં છપાઇ ગઈ છે. તેમાં લીધેલી અવિરત અને ઉત્સાહપૂર્ણ મહેનત માટે તે પંડિતજીને ધન્યવાદ ઘટે છે.

આથી આ ભંડારમાં શું જખરો અમૂલ્ય વારસો ભરેલો છે તે જણાયું છે. હવે તેનો પુનરૂદ્ધાર કરવાની જરૂર છે. અમને આનંદજનક ખબર મળી છે કે ખરતર ગચ્છના શ્રી જિનકૃપાચંદ્ર સૂરિના ઉપદેશથી ભંડારના જીર્ણોદ્ધાર યાને તાડપત્રનાં પુસ્તકો વગેરે જીર્ણ થઇ જવાથી પુનઃ તે પુસ્તકોના જીર્ણોદ્ધારની જરૂર સમજી તેના પરથી બીજી પ્રતો લખાવવાનું, અધૂરી પ્રતને પૂરી કરવાનું કરવા માટે જેસલમેર 'આગમ ઉદ્ધાર કમિટી' સ્થાપિત કરવામાં આવી છે અને તેમાં સારા વિદ્વાન લહીઆ-લેખકોની જરૂર પડશે, તેથી નિવેદન કરવામાં આવે કે જે કોઇ યતિજી યા કોઈ શ્રાવક વર્ગ યા બ્રાહ્મણ વગેરે ગ્રંથ-લખનારા હોય તેમને જેસલમેરમાં જવું અને તે કાર્યમાં જોડાવું અને તે માટે યોગ્ય બદલો મળશે. આ માટે પહેલાં પત્રવ્યવહાર કરી ભાવ નક્કી કર્યા પછી, આવવાનું ખર્ચ કમિટી

આપશે. પત્ર વ્યવહાર-પ્રાચીન જૈન આગમ ઉદ્ધાર કમિટી-જેસલમેર-એ સાથે કરવો.

## ૪ કેટલાક અનુપલબ્ધ-ઉપલબ્ધ ગ્રંથો.

ગૂજરાત પુરાતત્ત્વમંદિર તરફથી શ્રીમદ્ સિદ્ધસેન દિવાકરનો સંમતિતર્ક નામનો સુપ્રસિદ્ધ ન્યાયનો ગ્રંથ તેની ટીકા સાથે સંપાદિત થાય છે અને તેનો પહેલો ભાગ બહાર પડી ગયો છે. આ સંપાદન કાર્ય સંપૂર્ણ થતાં તેમાં ઘણા હજારો રૂપિયાનો ખર્ચ થશે-તે કાર્ય એટલું બધું સુંદર અને પ્રામાણિક થાય છે કે તેની પ્રશંસા અનેક વિદેશી વિદ્વાન્ ગ્રંથકારોએ કરી છે. આ પરથી જણાય છે કે દેશી વિદ્વાનો પણ કુશલ સંપાદકો થઇ શકે છે-માત્ર તેમની પાસેથી કાર્ય લેતાં આવડવું જોઇએ, તેમ તેમને સર્વ સાધનો-પુસ્તકો વગેર પૂરાં પાડવાં જોઇએ. આના સંપાદકો પંડિત સુખલાલજી અને પંડિત બહેચરદાસજી છે. આ બહેચરદાસજીએ, માર્ગશીર્ષના અંકમાં આગમોનો ઇતિહાસ એ સંબંધી લખતાં જે મુદ્દાઓ ભગવતીજી સંબંધે અમે મૂક્યા હતા તે અમોને પૂરા પાડયા હતા. સુખલાલજી સાથે અમદાવાદમાં આણંદજી કલ્યાણજીની પેઢીની સભામાં ભાગ લેવા જતાં મળવાનું થતાં તેમણે અનેક વાત કરી હતી તે પૈકી અનુપલબ્ધ ગ્રંથો સંબંધની વાત ટુંકમાં અત્ર જણાવીએ છીએ.

સંમતિતર્કના સંપાદન કાર્યમાં ઉંડા ઉતરતાં ઘણું મળે છે. તેના પર શ્વેતાંબરી તેમજ દિગંબરી વિદ્વાનોએ ટીકાઓ કરી છે. દિગંબરી ટીકાકારનું નામ સુમતિ છે કે જેનો ઉલ્લેખ બૌદ્ધાચાર્ય કમલશીલે કરેલ છે. આ ટીકા હાલ તેમને પ્રાપ્ત થઇ નથી. જો કોઇ પણ દિગંબરીય ભંડારમાં કે અન્ય સ્થળે હોય ને તે જો પૂરી પાડવામાં આવે તો તેનું પણ સંપાદન કરી તેનું પ્રકાશન તેઓ પુરાતત્ત્વ મંદિર દ્વારા કરાવી શકે તેમ છે, કે જેથી બીજો ખર્ચ કરવો ન પડે. હવે સુખલાલજીને કેટલાક અનુપલબ્ધ ગ્રંથો શોધ કરતાં પ્રાપ્ત થયા છે તેનો ઉલ્લેખ કરીશું.

૧. સિદ્ધિ વિનિશ્ચય ટીકા—મૂળ કર્તા અકલંકજી ને ટીકાકાર રવિભદ્ર શિષ્ય અનંતવીર્ય છે. આનું મહત્ત્વ એ છે કે જીતકલ્પ ચૂર્ણિ વિગેરે શ્વેતાંબર ગ્રંથોમાં પણ આ ગ્રંથને સંમતિતર્ક જેવો પ્રભાવક અને માન્ય ગ્રંથ ગણ્યો છે. શ્વેતાંબર દિગંબર ગ્રંથને માન્ય ગણે અને શ્વેતાબર ગ્રંથ નામે સંમતિ તર્ક પર દિગંબરીય ટીકા થાય એ પરથી જણાય છે કે શ્વેતામ્બર દિગંબર એ ભેદ દર્શનના ગ્રંથો સંબંધે પહેલાં રાખવામાં ન્હોતા આવતા. દિગંબરમાં અકલંક આચાર્યની જબરી મહત્તા છે. તેઓ એક પ્રખર ન્યાય શાસ્ત્રી થઇ ગયા છે. તેમના ન્યાયના ત્રણ ગ્રંથો છે તે પૈકીનો આ એક ગ્રંથ છે. આ ત્રણેનો ક્રમ એવો છે કે (૧) લઘીયસ્ત્રયી મૂલ માણેકચંદ પાનાચંદ ગ્રંથમાલામાં છપાયેલ છે અને તેની ટીકા નામે ન્યાયકુમુદચંદ્રોદય, પ્રભાચંદ્રસૂરિ (પ્રમેય કમલ માર્તંડના રચનાર ) એ કરી છે પણ તે હજુ સુધી છપાયેલ નથી. તે ન્યાયકુમુદ ચંદ્રોદયનો ક્રમજ શ્રી દેવસૂરિ કૃત સ્યાદ્‌વાદ રત્નાકર અને રત્નપ્રભ કૃત રત્નાવતારિકામાં લીધેલો છે એટલે તે તેનું પ્રતિબિંબ-પલ્લવ છે. (૨) ઉક્ત સિદ્ધિવિનિશ્ચય. (૩) ન્યાયવિનિશ્ચય મૂલ. તેના પર વાદિરાજે અઢારથી વીસ હજાર પ્રમાણ શ્લોકની ટીકા રચી છે. આ અકલંકના ત્રણે ગ્રંથો પરની ટીકાઓનું પ્રમાણ અઢારથી વીસ હજાર શ્લોક છે અને તે ત્રણે ગ્રંથો સુખલાલજીને સંમતિને ઉપયોગી સાહિત્યની શોધ કરતાં મળ્યા છે. સંમિતિના ટીકાકારે આ ત્રણેનો ઉપયોગ કર્યો હોય એવી કંઇક કલ્પના પ્રથમ દર્શને થાય છે. સિદ્ધિવિનિશ્ચય ટીકા કોડાયના ભંડારમાંથી મળેલ છે.

આ ઉપરાંત પાટણના ભંડારમાંથી તાડપત્રપર લખેલ બીજાં બે ઉપયોગી પુસ્તકો મળ્યાં છે તેનાં નામ હેતુબિંદુ અને તત્ત્વોપપ્લવ.

૨. હેતુબિંદુના કર્તા બૌદ્ધ ધર્મકીર્તિ છે કે, જેનો ઉલ્લેખ હરિભદ્રસૂરિએ પોતાના અનેકાંતજયપતાકા નામના ગ્રંથમાં પદે પદે ન્યાયવાદિના નામથી કરેલો છે. આ ન્યાયવાદિ તેજ ધર્મકીર્તિ (આ પરથી શ્રી હરિભદ્રસૂરિનો સમયનિર્ણય પુરાતત્ત્વ મંદિરના આચાર્ય જિનવિજયજીએ કર્યો છે એજ વધારે સંભવિત લાગે છે) હરિભદ્રસૂરિના શાસ્ત્રવાર્તા સમુચ્ચ-

યની રચના, અને આ હેતુબિંદુની રચના કુમારિલ ભટ્ટના શ્લોકવાર્તિકની પદ્ધતિપરજ છે. એ વખતમાં કારિકાના ક્રમે ગ્રંથ રચવાની પદ્ધતિ હતી. આવીજ પદ્ધતિ પર બૌદ્ધ શાંતિરક્ષિતનો તત્ત્વ સંગ્રહ છે (કે જેનો સમગ્રઉપયોગ ટીકાકાર અભયદેવે કરેલો છે.) વિદ્યાનંદીનો શ્લોકવાર્તિક તે તત્ત્વાર્થ પર ટીકા છે ને તે આવીજ શૈલીપર છે.

તત્ત્વોપપ્લવ એ ગ્રંથમાં દરેક દર્શનનાં તત્ત્વોનો ઉપપ્લવ એટલે ખંડન છે. એ ગ્રંથ તાડપત્ર પર છે, અને એનો ઉલ્લેખ દિગંબરાચાર્ય વિદ્યાનંદીની અષ્ટ સહસ્રી (કે જે પર પ્રસિદ્ધ શ્વેતામ્બર ઉપાધ્યાય યશોવિજયે ટિપ્પણ કરેલ છે) માં છે એટલુંજ નહિ પણ અકલંકની અષ્ટશતી કે જેના પર ઉક્ત અષ્ટ સહસ્રી એ ટીકા છે, તેમાં પણ તત્ત્વોપપ્લવનો ઉલ્લેખ છે. અષ્ટસહસ્રીમાં તો ઉલ્લેખ ઉપરાંત તત્ત્વોપપ્લવ માંથી આખા પાઠો વગેરેનાં અવતરણો છે.

કોઇ પણ દિગંબર ભંડારમાં સિદ્ધિવિનિશ્ચયની કોઇ પ્રતિ હોય તો સૂચના આપશે યા તેની પ્રત લખાવવી હોય તો સુખલાલજી પંડિત તેનો પ્રબંધ કરાવી શકશે. આમ એક બીજા એક બીજાની પ્રતોનો સંગ્રહ બંનેનાં એટલે શ્વેતામ્બર દિગમ્બરોમાં થતો તે પરથી બંનેના આચાર્યોની વિદ્યારસિકતા અને ઉદારતા હતી. સિદ્ધાંતમાં અમુક મતભેદ હોવા છતાં એક બીજાનું લેતા અને સંગ્રહતા. આજે મતભેદ કલહનાં કારણ રૂપ થયેલ છે ને આજની દૂપ મંડૂકતા બંનેમાં દેખાય છે. વળી બીજી વાત એ જણાય છે કે ન્યાયનું સાહિત્ય દશમા શતક પહેલાં દિગંબરોનું શ્વેતામ્બર કરતાં વધી જાય છે અને દશમા સૈકા પછી શ્વેતામ્બરનું દિગંબર કરતાં વધી જાય છે. ત્રીજી વાત એ છે કે બંનેમાં જે વાદમહાર્ણવ ગ્રંથનો ઉલ્લેખ થાય છે તે ગ્રંથ સંમતિ તર્કપરની ટીકા છે.

**૫. શ્રી મહાવીર જયંતી અંક.**

હવે, બે ચૈત્ર માસ આવે છે તો બીજા ચૈત્ર શુદ ૧૩ દિને શ્રી મહાવીર પ્રભુનો જન્મ દિવસ છે તે પ્રસંગે આ પત્રનો ખાસ અંક કાઢવાનો અમારો મનોરથ ગત માગશરના અંકમાં અમે જાહેર કર્યો હતો અને તેઓશ્રીના ચરિત્ર અંગે જૂદા જૂદા વિષયો સૂચવી તે પૈકી એકાદ પર પોતાની રૂચિ પ્રમાણેનો વિચારશીલ લેખ મોકલવા લેખક મહાશયોને વિનતિ કરી હતી; હવે તે પ્રસંગ અતિ નિકટ આવતો જાય છે, છતાં હજુ સુધી તે વિનતિનો સ્વીકાર વિશેષપણે થયો નથી, તેટલા માટે જૂદાં વિનંતિ પત્રો લેખકોને મોકલ્યાં છે ને મોકલીશું, છતાં કોઇને ન પહોંચે તો તેમને અમારી આથી વિનતિ છે કે તેઓ લેખ સત્વર મોકલાવી આભારી કરશે. સમય ટુંકો છે એ યાદ લાવીએ છીએ.

**૬ ઇડરનો સંક્ષિપ્ત ઇતિહાસ**—અમે માગશર માસમાં પ્રકટ કર્યો હતો તો તેના સંબંધમાં અસહિષ્ણુ, અવિચારી, અવિવેકી અને અઘટિત હુમલા બેદિગંબરી ભાઇઓએ સુરતના 'દિગંબર જૈન'ના માઘ અને ફાગણના અંકમાં 'ભટ્ટારક વાદિભૂષણપર અસત્ય આક્રમણ,'–'મિથ્યા આક્ષેપ' એ લેખોના મથાળા નીચે કર્યા છે તેનો ટૂંકમાં પણ ઠીક ઉત્તર હવે પછી જરૂર આપીશું.

**૭. પ્રેસમાં ફેરફાર.**

અત્યાર સુધી આ પત્ર 'નવજીવન મુદ્રણાલય' અમદાવાદમાં છપાતું હતું અને આ અંકથી 'ડાયમંડ જ્યુબિલિ પ્રિ. પ્રેસ' અમદાવાદમાં છપાવવાનું થયું છે, આ ફેરફારને અંગે આ અંક મોડો બહાર પડે છે તે માટે વાચકવર્ગ ક્ષમા કરી નિભાવી લેશે એમ અમો ઇચ્છીએ છીએ.

આ પત્રની છાપવા છપાવવાની, મોકલવાની, લવાજમ લેવા વગેરેની સર્વ વ્યવસ્થા જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઇ કરે છે તે સાથે તંત્રીને કોઇ જાતનો સંબંધ નથી, છતાં તે બાબતનો પત્ર વ્યવહાર કેટલાક ભાઇઓ તંત્રીની સાથે કરે છે તે યોગ્ય નથી; તો સર્વ ભાઇઓ આ હકીકત લક્ષમાં રાખશે.

## જૈનજાતિનું અવસર્પણ.

(ઓધવજી સંદેશો કહેજો મારા શ્યામને-એ દેશીમાં)

જૈન કોમ તું જાહોજલાલીથી પડી !
ધન, વૈભવ કયાં જૂતો હાલ જણાય જો !
વ્યાપારે વાંખા ને ધંધો ધૂળનો,
જ્યાં ત્યાં એવાં વચનો બહુ સંભળાય જો;
અંતર કમ્પે દેખી કલેશ કોમનાં ! ૧

ગૌરવવંતી પ્રતિભા તારી તે ગઈ,
જેણે જગવ્યાં જ્યાં ત્યાં જબરાં ગાન જો;
મંત્રીપદથી શોભ્યા સર્વે મોખરે;
એ બુધ્ધિ વૈભવથી હાલ અજાણ જો,—અંતર૦ ૨

ગરીબ બિચારી વિધવા બ્હેનો ટળવળે !
મર્યાદાથી ગોંધી ખૂબ રીબાય જો !
બાળલગ્ન ને વૃધ્ધલગ્નની ઠાઠડી,
તોપણ ઠામોઠામ બધે બંધાય જો !—અંતર૦ ૩

ચીંતાના સાગરમાં ડુબી રડવડે,
શોક ઘસારે ક્ષયથી ખૂબ ઘસાય જો;
આડંબરના તોયે ઉધમાતો હરે,
એ તો દીપક ઓલાતો ભણકાય જો;—અંતર૦ ૪

સરખે સરખું જોડાયું સૌ વાતમાં,
સૌ સ્વાર્થીના પંથે વહેતું જાય જો;
નેતાઓ નચવે નાચે અજ્ઞાનીઓ,
કોમી હિતનો દીર્ઘ વિચાર ન થાય જો—અંતર૦ ૫

શિક્ષણ દેવા સગવડ ઘરમાં ના મળે,
શાનો હોયે જાતીયતાનો ખ્યાલ જો;
મોસામાં મરવાનું મધ્યમ વર્ગને !
વટ વ્યવહારે શા થાતા બેહાલ જો,—અંતર૦ ૬

બૈરી જાણે ડાબા પગનું જાતિયું,
એ ભાવોએ ઘરઘર રોમોકાણજો;
સ્રીનો આદર હાય ! મનાયે ઘેલછા,
ગૃહક્લેશોથી દગ્ધ કુટુંબ મશાણ જો,—અંતર ૭

જ્ઞાતિ સંઘ ને સ્વજનોમાં ના એકતા,
ક્લેશ કજોડાં ઘરઘર જોયાં જાય જો;
ભકિત વિનય મર્યાદા જાણે કયાં ગયાં,
આછાં ઓછાં લાડ વિરૂપ લડાય જો,—અંતર૦ ૮

ઘોર અંધાર ને દુઃખમાં ડુબી હા ગઈ,
નીચ જનોનો આદરી રહી આચાર જો;
પાકે કોઈ નિઃસ્પૃહ સજ્જન વીરલો,
જેહ નિડર થૈ ઉધરે ઉર કૃપાળજો.
અંતર કમ્પે દેખી ક્લેશ કોમનાં ! ૯

અમદાવાદ, રતનપોળ. **સિદ્ધિમુનિ.**

---

## જિનવાણી.

રાગ કાફી.

જિનવાણી વિના કૌ જગ તારે, જિન૦
કુમત કુસંગી બહુ મત જંગી,
એસે હઠીલે કો પાર ઉતારે. ૧ જિ૦
કિરિયાવાદી અસ્તિવિવાદી,
અકિરિયાવાદિ નાસ્તિ પુકારે. ૨ જિ૦
અજ્ઞાની કહે જ્ઞાન હૈ નિષ્ફલ,
વિનયવાદી વિનઇ ગુણ ધારે. ૩ જિ૦
તીનો સૈં ત્રસઠે સબમિલે,
અપની અપની વડાઈ વધારે. ૪ જિ૦
યા સુનિ વિકલ ભએ જગવાસી
તત્વકી વાત કછુ ન નિહારે. ૫ જિ૦
જિન વચનામૃત પાના કએથૈ,
વિકલતા સબ દૂર નિવારે. ૬ જિ૦
એસી જિનબાંની સુન ભેતૈ,
ભાનુચંદ નિજ કાજ સુધારે. ૭ જિ૦

## જિનવાણી.

રાગ મલ્હાર.

અમીયરસ વરસે બાંની, જિન ઘન સિવ સુખદાની,
નવરસે મિલાની નિતુ અગલાનિ,
સબ સમુજાની બહોત સુહાની પેતીસ વચના તિશયે
મહાનંદ નીશાની. અ૦ ૧

દૂએ નય પ્રનાહા ચલે બહુ રાહ નદીયાં અથાહા
મિલિ સયરાહ,
સ્યાદ્વાદ મહાસાગર સમાંની. અ૦ ૨

હર્ષે સહુ હોરા ભવિજન મોરા, કરત જિંગોરાં નાચત જોરાં,
સુની સુનો કૂંની કૂંની ગરજિત મધુરાંની. અ૦ ૩

સુરપ નવગપતિ નિરમલ કાંતિ, દિવિ વિલસંતી કેલકરંતિ,
સમવરસન પરઠોર પરઠોર સુમદાંની. અ૦ ૪

નવ પલ્લવ ધરતી હિરદૈ કરની, ભાઇ મનહરની ફલસર
સરની,
ભાનુચંદ કાં સબદિન આબાદાની. અ૦ ૫

# શ્રી પૂજ્યશ્રી વિજયલક્ષ્મીસૂરિ

વિક્રમનો ૧૯મો સૈકા જે બુજ ગીતાર્થોના જ્ઞાન-તેજથી દેદીપ્યમાન છે, તેમાંના શ્રી વિજયલક્ષ્મીસૂરિ એક છે. ઉપદેશ પ્રાસાદ, જ્ઞાનપંચમી, દેવવંદન, વીશ સ્થાનક પદ પૂજા, એ અને બીજી એમની સંસ્કૃત અને ગુજરાતી, ગદ્ય અને પદ્ય કૃતિઓ જેઓ જૈન સાહિત્ય સાથે પરિચય ધરાવે છે અથવા પૌષધ અને પૂજા મહોત્સવમાં પ્રત્યક્ષ ભાગ લે છે, તેઓ તે દ્વારા તેમના નામને જાણે છે.

જગદ્ગુરૂ હીરવિજયસૂરિના વખતમાં તપ ગચ્છ અને ખરતર ગચ્છને પરસ્પર જબરૂં ઘર્ષણ થયું; એ ઘર્ષણમાં ધર્મસાગર ઉપાધ્યાયે અગ્રેસર ભાગ લીધેલો અને તે પ્રસંગને અનુસરીને પ્રતિપક્ષી ગચ્છો સાથે કડક ભાષામાં ગ્રંથલેખન કર્યું. આવા વખતે શ્રી હીરવિજયજી જેવા મહાપુરૂષ ન હોત તો આ ઉત્પન્ન થયેલો કલહ અગ્નિ કેવું ભયંકર સ્વરૂપ પકડત તે કલ્પવું મુશ્કેલ નથી. હીરવિજયસૂરિએ 'કુમતિ કુદ્દાલ' નામનો ધર્મસાગરજીએ લખેલો ગ્રંથ જળ-શરણ કરાવ્યો. અને પોતાના પક્ષને અંકુશમાં રાખ્યો પણ આ તાત્કાલિન ઉપર ઉપરથી શાંતજેવા લાગતા કલહનો અગ્નિ અંદરથી ધૂંધવાયાં કરતો હતો. હીરવિજયસૂરિ અને તે પછી એમની પાટ ઉપર આવનાર વિજયસેનસૂરિનો દેહ વિલય થયો; અને પાછા એ અગ્નિએ પોતાની જ્વાલાઓ પ્રકાશમાન કરવા માંડી. એનું એક અનિષ્ટ પરિણામ એ આવ્યું કે પોતાના ગચ્છમાં જ ફાંટફુટ થઇ.

વિજયસેનસૂરિ વિ. સં. ૧૬૭૧ જેઠ વદી ૧૧ રવિવારે ખંભાતમાં દેવલોક પામ્યાં, તેમની પાટ ઉપર વિજયતિલકસૂરિ આવ્યા. એમનો જન્મ ૧૬૩૫માં વિશલનગરમાં પોરવાડ જ્ઞાતિય પિતા દેવજી અને માતા જયવંતીને ઘેર થયો હતો. ૧૬૪૪ માં વિજયસેનસૂરિ પાસે દીક્ષા લીધી તે વખતે તેમનું રામવિજય નામ રાખેલું. અમદાવાદમાં સંઘે વૃદ્ધ પોસાલી વાગડીયા વિજયસુંદરસૂરિ પાસે એમને આચાર્ય પદવી અપાવી; આ વખતે એમનું વિજયતિલકસૂરિ એવું નામ રાખવામાં આવ્યું. આ જ પાટ ઉપર એક બીજા આચાર્યની પણ સ્થાપના થઇ—એમનું નામ વિજયદેવસૂરિ. વિજયતિલકસૂરિ સં. ૧૬૭૬ પોસ સુદ ૧૪ શુક્રવારે સિરોહીમાં 'કાલધર્મ' પામ્યા. સિરોહીમાં એ ચોમાસું રહેલા તે દરમ્યાન એમને પોતાનું જીવન પૂરૂં થવા આવ્યું છે એમ જાણેલું, અને હવે પોતાના પાછળના આચાર્યની ગોઠવણ કરવી જોઇએ એમ વિચાર થતાં કમલવિજય ગણીને અમદાવાદથી તેડાવ્યા અને તે આવ્યા એટલે તેમને પ્રથમ ઉપાધ્યાય પદવી આપી અને પછી આચાર્ય પદથી વિભૂષિત કરી પોતાના પટ્ટધર બનાવ્યા. અને નામ પણ બદલી વિજયઆણંદસૂરિ એમ રાખ્યું.

અત્યાર સુધી તપ ગચ્છ જે અવિચ્છિન્ન ધારાએ ચાલ્યો આવતો હતો તેના ધર્મસાગરજી ઉપાધ્યાયની ચળવળના પરિણામે બે ભાગ થયા; દેવસુર અને આણંદસુર. વિજયદેવસૂરિની આજ્ઞા સ્વીકારનાર દેવસુર કહેવાતા અને વિજયઆણંદસૂરિની આજ્ઞા હેઠળ રહેનાર આણંદસૂર (આણસુર) કહેવાતા.

વિજયલક્ષ્મીસૂરિ આણંદસૂર શાખાની ૬૭ મી પાટના પટ્ટધર છે. એમના પૂર્વ આચાર્યો પોતાના કોઇ કાર્યથી બહુ જાણીતા નથી તોપણ એમનો ઇતિહાસ જાણવાની ઉત્કંઠા થઇ આવે છે. આ ઉત્કંઠાને આધીન થઇ એમનો જે ઇતિહાસ મળી આવે છે તે અત્રે નોંધીશું.

+વિજયઆણંદસૂરિ તપ ગચ્છની ૬૧ મી પાટ

+ આ–વિજયઆણંદસૂરિની હકીકત રા. રા. તંત્રીએ પોતાના જૈન ઐતિહાસિક રાસમાળા નામના ગ્રંથમાં આપી છે. જે ભાવવિજયજીની સજ્ઝાયનો આધાર એમણે લીધો છે, તે સજ્ઝાય અને બીજી પટ્ટાવલીઓની હસ્તલિખિત પ્રતો સિનોરનો ભંડાર તપાસતાં મળી આવી; તેના આધારે અમે ઉપરની હકીકત આપી છે. રા. તંત્રીના પુસ્તકની હકીકત તે પછી અમારા જોવામાં આવી.

ઉપર આવ્યા અને એમનો પરિવાર આણંદસુર એવા નામથી ઓળખાયો, એમ આપણે આગળ જણાવી ગયા છીએ. તેઓ ૧૬૪૨ શ્રાવણ સુદ ૮ના રોજ રોહ નગરમાં જન્મ્યા હતા. તેમના પિતા પોરવાડ હોઇ નામ શ્રીવંત હતું; અને માતાનું નામ શણગારદેવી હતું. સંવત ૧૬૫૧ માં હીરવિજયસૂરિ પાસે એમણે દીક્ષા ૯ જણ સાથે લીધેલી માહા સુદ ૬ના દિવસે. જે વખતે ૭૦ જણને પંડિતપદ પણ મળ્યું. ૧૬૭૦ માં એમને પણ પન્યાસ બનાવવામાં આવ્યા અને તે પછી સં. ૧૬૭૬ પોષ સુદ ૧૪ શુક્રવારે 'સૂરિપદ પામી ગચ્છપતિ બન્યા. એમના સૂરિપદ કાળે ૧૦ને વાચકપદ અને ૮૨ને પંડિતપદ આપવામાં આવ્યું. સં. ૧૭૧૧ આષાઢ વદ ૧ દિને સ્તંભતીર્થમાં એ આચાર્યનું નિર્વાણ થયું. એમની માંડુકાની સ્થાપના સિરોહીમાં કરવામાં આવી.

તે પછી વિજયરાજસૂરિ પાટ ઉપર આવ્યા. કડીના ભીમા શાહ અને ગમનાદે એમના પિતા માતા હતાં અને એમનું નામ કુંવરજી હતું. જ્ઞાતે શ્રીમાળી હતા, વિજયઆણંદસૂરિથી પ્રતિબોધ પામી પિતા પુત્રે સં. ૧૬૮૯માં દીક્ષા લીધી. પુત્રને સં. ૧૭૦૩માં સિરોહી નગરમાં સૂરિપદ મળ્યું અને ૧૭૦૫ માં ખંભાતમાં વિમલાદે શ્રાવિકાએ એમનો વાંદણા મહોત્સવ કર્યો*

એ વિજયરાજસૂરિએ પોતાની પાટ ઉપર વિજયમાનસૂરિને બેસાડયા. એમનો બરાનપુરમાં શાહ વાઘજી કે જેની ભાર્યાનું નામ વીમલાદે હતું અને વંશે પોરવાડ હતા તેને ત્યાં જન્મ થયો હતો. સં. ૧૭૦૭માં. સં. ૧૭૧૫માં એમના ભાઇ સાથે દીક્ષા લેઇ ૧૭૩૬માં સિરોહીમાં આચાર્ય થયા. એ જ્યારે અમદાવાદમાં હશે ત્યારે એમના વ્યાખ્યાન વખતે જશવંતશાહ નામના મારવાડમાં આબુ પાસે સ્થાણના વતની કે જે જ્ઞાતે વીશાપોરવાડ હતા તે આવેલા, વ્યાખ્યાનમાંના ઉપદેશથી એમને સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો; અને દીક્ષા લીધી જે વખતે નામ સુરવિજય રાખવામાં આવ્યું. આ રીતે દીક્ષા આપી વિજયમાનસૂરિ સુરવિજય સાથે વિહાર કરવા લાગ્યા. સાણંદમાં જ્યારે વિજયમાનસૂરિ આવ્યા. ત્યારે તેમનો રાજનગરના ગંગાજીશાહે વાંદણા મહોત્સવ કર્યો હતો. વિજયરાજસૂરિની પાટ ઉપર એઓ ૧૭૪૨ના ફાગણ વદ ૪ ના રોજ બેઠા. સં. ૧૭૬૬ માં એ જ્યારે સિરોહી આવ્યા ત્યારે પોતાનું આયુષ્ય પુરૂં થવા આવેલું જાણી નવા આચાર્યની સ્થાપના માટે સૂરિમંત્રના આરાધનપૂર્વક દેવારાધન કર્યું. દેવાજ્ઞા પ્રમાણે એમને સૂરિવિજયને 'વિજયઋદ્ધિસૂરિ' નામ આપી આચાર્ય સ્થાપ્યા. તે પછી ગુજરાતમાં સાણંદ આવ્યા ત્યાં એમનો સં. ૧૭૭૦ મહા સુદ ૧૩ના રોજ સ્વર્ગવાસ થયો, અને તેમણે ગચ્છ વિજયઋદ્ધિસૂરિને ભળાવ્યો.

વિજયઋદ્ધિસૂરિએ અંજન શલાકા અને બીજાં કેટલાંક રૂડાં કામ કર્યા. એ આચાર્યનું સં. ૧૭૯૭ માં અવસાન થયું. તે વખતે એમના ગચ્છમાં સો યતિઓ હતા.

એમની પાટ ઉપર વિજયસૌભાગ્યસૂરિ આવ્યા જે આપણા ચરિત્રનાયકના ગુરૂ થાય. તેમનું જન્મસ્થાન પાટણ હતું અને જ્ઞાતે ઓસવાલ હતા. એમને સં. ૧૭૯૫માં પોસ સુદ ૨ રવિવારના રોજ ગોડવાડમાં સાદડી ગામે આચાર્ય પદવી મળી હતી.* અને વાંદણાં મહોત્સવ અમદાવાદમાં મનીઆ દોસીને ઘેર થયો હતો. એ જ્યારે વિજયઋદ્ધિસૂરિના સ્વર્ગવાસ પછી પટ્ટધર થયા ત્યાર પછી તેઓ ખંભાતના જીવણશાહના આગ્રહથી જિન બિંબની પ્રતિષ્ઠા કરાવવા ખંભાત ગયા. ત્યાંથી અમદાવાદ આવ્યા

* એક કાગળના બે પાનીઆ ઉપર આચાર્યની નામાવલિ નોંધેલી છે. તેમાં કોઇ કોઇ આચાર્યના નામ સાથે, તેમના વિષે ઉલ્લેખ કરેલો છે. આવો ઉલ્લેખ વિજયમાનસૂરિના નામ સાથે કરતાં 'કડીના વાસી શ્રીમાલી ભીમા માતા ગમનાદે પુત્રઃ એમ લખ્યું છે. અને જે પટ્ટાવલીના આધારે આ હકીકત વિજયરાજસૂરિને લાગુ પાડી છે, તેનું લખાણ ઘણું અસ્પષ્ટ છે. આ વિષે વિશેષ ખુલાસો કોઇ આધાર મળી આવતાં પ્રગટ કરીશું. જેઓ પાસે વજનદાર આધાર હોય તેઓ, તે પ્રગટ કરી આભારી કરશે.

* બીજી પટ્ટાવલીમાં સિરોહી ગામ લખ્યું છે.

અને તે પછી સુરતના સંઘના વિશેષ આગ્રહથી સુરત ચાતુર્માસ માટે ગયા.

આ વખતે અમદાવાદમાં, મારવાડમાં આબુ પાસેના પાલડી ગામના રહીશ હેમરાજ નામના પોરવાડ વણિક એક '૭' વરસના છોકરા સાથે યાત્રા નિમિત્તે નીકળેલા આવી ચડ્યા. વિજયસૌભાગ્યસૂરિએ કોઇ યતિને ત્યાં ચોમાસું રાખેલ હશે તેમનું વ્યાખ્યાન સાંભળવા તેઓ ગયા. શિશુને જોઈ સંઘનું મન આકર્ષાયું. આથી તેના પિતા પાસે તેની માગણી કરી. એ પુત્ર એની માતા આણંદના ગર્ભમાં આવ્યા હશે, ત્યારે તેની માતાએ સુવર્ણનો મેરુ જોયેલો. આથી માતા અને પિતાના મનમાં થયેલું કે આ કોઈ ઉત્તમ પુરુષ થશે. હેમરાજે દાક્ષિણ્યવશાત સંઘની માગણી માન્ય રાખી, કે જમાંબાઈ નામની શ્રાવિકાના ખોળામાં એ બાળક બિરાજ્યો. પરિચિત પિતૃ વાત્સલ્ય એક છોડીને પરાયા અજાણ્યા સંબંધમાં આવતાં, અને પુત્રસ્નેહથી ભરેલા હૃદયને તેનો ત્યાગ કરતાં, પરસ્પર કેવા પ્રકારની લાગણીઓ થઇ આવી હશે, એ સ્નેહિ હૃદયોને કલ્પવું મુશ્કેલ નથી.

અમદાવાદના સંઘે એ પુત્રને વિજયસૌભાગ્યસૂરિ પાસે સુરત મોકલ્યો. સૂરિ અને સંઘ એ બાળકને જોઈ આનંદ પામ્યા, અને તેને શિક્ષણ આપવાની સર્વ ગોઠવણ કરી. આવશ્યકથી શરૂ કરેલો અભ્યાસ સર્વ જૈન શાસ્ત્રો અને અલંકાર, કાવ્ય, જ્યોતિષ, પુરાણ, કોષ, ન્યાય, વ્યાકરણ વિગેરે વિદ્યાના જુદાંજુદાં ક્ષેત્રો સુધી ફેલાયો, જેનો પરિપાક આપણે એમના ગ્રંથોમાં સવિશેષપણે જોઇએ છીએ. વિશેષાવશ્યક એમણે ન્યાય શાસ્ત્રની મદદ વડે સારી રીતે ધાર્યું હતું. વિદ્યા પ્રાપ્ત કરવાના પ્રસંગ વિશે બોલતાં રાસકાર કહે છેઃ—

જો દે દેવ જતિપણું તો દેજે વાનાં ચાર,
સુકંઠી ને સ્વરૂપતા પઢવું ને ગુરુ પ્યાર.

વિજય સૌભાગ્યસૂરિ, વિહાર કરતા કરતાં સિણોર આવ્યા, અને સંઘની વિનંતિથી ચાતુર્માસ રહ્યા. આ ગામનો ઉપાશ્રય કુદરતની અસાધારણ રચના વચ્ચે આવેલો છે. પાસેથી નર્મદા વહે છે. તેના પ્રવાહ પાસે આરાઓની લાઇનની લાઇન બાંધેલી છે. સામે દૂર વિંધ્યાની હાર આવેલી છે. તેમાંથી થતો સૂર્યોદય, શુકલ પક્ષમાં ચંદ્રનાં કિરણોનું નદીનાં જળમાંથી થતુ અદ્ભુત પરાવર્તન, પાણીની સપાટી ઉપર ફરતાં સઢવાળાં હોડકાં, વિગેરે સૌંદર્યનું ચમત્કારિ દર્શન, હૃદયને અપૂર્વાનંદમાં સમાવી દે છે. સૂરિને અહીંયાં નવા શિષ્યને દીક્ષા આપવા વિચાર થતાં એ વાત તેમણે શ્રાવકોને જણાવી. શ્રાવકોએ પોતાનો આ કામ માટે હર્ષ પ્રદર્શિત કર્યો. જેથી સં. ૧૮૧૪ માહા સુદ ૫ શુક્રવારે સૂરિએ તેમને દીક્ષા આપી. અને સુવિધિવિજય એવું નામ પાડવામાં આવ્યું; આ પ્રસંગ ઉપર છીના વશનજીએ મહોત્સવ કર્યો હતો; તે વખતે વરઘોડો, પરભાવનો વિગેરે સારી રીતે થયાં હતાં. આચાર્યની ઉમર હવે થવા આવેલી હતી અને તેથી પોતાની પાટ ઉપરે નવા આચાર્યની સ્થાપના કરવાની જરૂર હતી. આ સ્થાન પોતાના નવદીક્ષિત શિષ્યને આપવું યોગ્ય ધાર્યું અને તેજ વર્ષના ચૈત્ર શુદ નવમી ગુરુવારના રોજ સુવિધિવિજયને 'લક્ષ્મી વિજયસૂરિ' એવા નામાભિધાન સાથે આચાર્ય પદ ઉપર નિયુક્ત કરવામાં આવ્યા. વિજય સૌભાગ્યસૂરિએ પોતાનું જીવન પુરું કર્યું. સિનોરમાં જ્યાં એમને અગ્નિદાહ દેવામાં આવ્યો છે, ત્યાં એક સુંદર ઉંચો શિખર અને ઘુમટ સાથેનો સ્તુપ કરવામાં આવ્યો. એમણે ચૌદસના દેવ વંદન અને સુખસાગર શ્રી પાર્શ્વનાથનું સ્તવન રચ્યાં છે.

વિજયલક્ષ્મીસૂરિ સાથે એક બીજા આચાર્યની પણ સ્થાપના થએલી જણાય છે. અને તે પણ વિજય સૌભાગ્યસૂરિની પાટે આવેલા લાગે છે. વિજય સૌભાગ્યસૂરિના સમસ્થાની વિજય પ્રતાપસૂરિનું નામ પણ મળે છે. એ બે મળી એક પાટ ગણાય છે ત્યારે વિજય સૌભાગ્યસૂરિની ૬૫ મી પાટ પછી ૬૬ મી પાટ ઉપર વિજય ઉદયસૂરિને ગણ્યા છે અને તે પછી ૬૭ મી પાટ ઉપર વિજયલક્ષ્મીસૂરિને ગણવામાં આવે છે. વિજય ઉદયસૂરિ માત્ર બે વર્ષ જ આચાર્ય પદ ભોગવી કાળને આધીન થયા છે.

વિજયલક્ષ્મીસૂરિની, આચાર્ય તરિકેની કારકિર્દિ

ઘણી ઝળકતી છે. એઓ જ્યારે સાણંદમાં ચોમાસુ રહ્યા હશે ત્યારે ખંભાતમાં ચાતુર્માસ રહેલા એમના આજ્ઞાવર્તિ પંન્યાસ જીનવિજય અને તેમની સાથેના પંન્યાસ મેઘવિમલ, પંન્યાસ ભુપતવિજય, પંન્યાસ મોહન વિજય, પંન્યાસ જીવવિજય તથા પંન્યાસ ન્યાયવિજય વિગેરે યતિ, અને દોશી મુલચંદ સાંકરચંદ અને બીજા શ્રાવકોએ મળીને એક વિજ્ઞપ્તિ પત્ર લખ્યો છે. જે નવ હાથ લાંબો હોઈ ગુર્જર ભાષામાં પદ્ય બંધ છે તેમાં એમની ગુણ સ્તુતિ કરવા ઉપરાંત, એમનું જન્મસ્થાન પિતા, માતા, ગુરુ, દીક્ષા અને અભ્યાસની હકિકત આપવામાં આવી છે. અભ્યાસ વિષે આગળ એમના રાસકારે જેમ કહ્યું છે તેમ આમાં પણ, છંદ, કાવ્ય, પુરાણ, તર્કશાસ્ત્ર, પોતાના અને પરના અને આગમ, ટીકા, નય, ભંગી ઉત્સર્ગ અપવાદના જાણ જેમાં વિસંવાદીપણું નહિ વગેરે ઉલ્લેખ કર્યો છે. આ પત્ર પન્યાસ જીનવિજયજી કવિએ સં. ૧૮૨૧ ના કાર્તક સુદ ૫ સોમવારના રોજ લખેલો છે. એ પ્રેમ અને ભક્તિથી ઉભરાતા હૃદયે લખેલો હોઇ ખંભાતનાં શ્રાવક શ્રાવિકા એમને કેવા આંતરના ઉમળકાથી ચાહતાં હતાં, તે એમાંથી સારી રીતે જણાઇ આવે છે. આ જીનવિજયજીએ સં. ૧૮૨૮ પોસ સુદી ૧૪ સે પાલીતાણા એ સુરતના સંઘ સાથે ગયેલા, તે વખતનું—શત્રુંજયનું સ્તવવન રચ્યું છે. તે કેટલીક સારી ઐતિહાસિક હકિકત પુરી પાડે છે.

સં. ૧૮૨૩ માં પાછા એ સિનોર પધાર્યા, જે વખતે સારો મહોત્સવ કરવામાં આવ્યો. અને તે પ્રસંગના ઉલ્લાસમાં એમના જીવનની મૂખ્ય બીના દર્શાવતો રાસ પણ કોઇકે રચ્યો; તે અહીં સુધી જ કલસ વિગેરે કરી પુરો કરવામાં આવ્યો છે.

સં. ૧૮૪૪ માં તેઓ આમોદ પધાર્યા અને ત્યાં તે વર્ષના માહા વદ ૧૪ ના રોજ આદીજીનની પ્રતિષ્ટા કરી જે પ્રસંગ ઉપરનું તેમણે વર્ણાત્મક પદ રચ્યું છે. આમોદમાં એક દીવસ એમણે વ્યાખ્યાનમાં સંઘપતિનું વર્ણન વાંચ્યું હશે. આ ઉપરથી ત્યાંના ભાઇદાસ રાઘવજીને સંઘ કાઢવા વિચાર થયો. સંઘ સુરિજી અને જ્ઞાનવિજય વિગેરે સાથે વહાણમાં બેસી ભાવનગર ઉતર્યો, ત્યાંનું ... ... આપી પાલીતાણે ગયા અને ત્યાં પણ રાજાને ... ... ... સિધ્ધગિરી ઉપર ચઢ્યા. સં. ૧૮૫૦ ના માગસર સુદી ૧૦ મી. આ પ્રસંગનું આનંદ દર્શાવનારૂં અને યુગાદિદેવની સ્તવનાવાળું એક પદ જ્ઞાનવિજયજીએ રચ્યું છે.

એમને એમના જીવન દરમ્યાન, પ્રતિષ્ટાઓ (સિનોરના વાસુપૂજ્ય ભગવાનના દહેરાસરમાંના ભોંયરાની પ્રતિમા ઉપરના લેખો પણ વિજયલક્ષ્મી સુરિએ તે પ્રતિષ્ટિત કર્યાનું જણાવે છે, બીજા-તે મંદિરના ઉપરના ભાગની-અને બીજા સુમતિનાથ ભગવાનના દહેરાસરની-પ્રતિમા ઉપરના લેખો-જોવાનું બન્યું નથી) ઢૂંઢીયા વિગેરેને બોધ, અને બીજા શાસનહિતનાં પ્રભાવશાળી કામો કર્યા છે. એઓ મંત્ર તંત્રમાં કુશલ હોઇ એક પ્રભાવિક આચાર્ય તરિકે એમની સારી ખ્યાતિ છે. એમના વિષે કેટલીક દંતકથા સીનોરમાં ચાલે છે. આમાંની એક દંતકથા એમની અંતર વૃત્તિને પ્રગટ કરતી હોવાથી અત્રે જણાવવી યોગ્ય ગણાશે.

કહે છે કેઃ—સિનોરની એમની પાટ ઉપર એઓ વ્યાખ્યાન વાંચતા હતા જે અરસામાં સુરતથી એક માણસ કાગળ લેઇ આવ્યો. આ કાગળ એમના ગુરૂની સુરતની પાટ ઉપર બેસનાર આચાર્યનો હતો (આ આચાર્ય તે કદાચ વિજય ઉદય સુરિ હોય એમ માનવા સંભવ છે) માણસે કાગળ આચાર્યને આપ્યો અને તે તેમણે વાંચવો શરૂ કર્યો; આમ કરતાંની સાથેજ સુરિનું દાંતવાળું જડબું નિકળી પડયું. આ જોઇ એમના મુનિવર્ગનો મિજાજ ગયો. અને આવેશમાંને આવેશમાં કોઇને કોઇ પ્રતિપક્ષીને (પૂરો) કરી નાખવાનું ધાર્યું પણ સુરિજીએ મનની શાંતિ જરા પણ ન ખોતાં ઉકળેલા શિષ્ય વર્ગને શાંત પાડયો. અને યતિના ભૂષણ રૂપ ક્ષમાથી એઓ બોલ્યાઃ—

'શત્રુ અને મિત્ર ઉપર સમાન દૃષ્ટિ રાખનાર યતિએ, બુરૂં કરનારનું દ્વેષથી કે ક્રોધથી જરા પણ અહિત ચિંતવવું નહિ, તેમ દુર્ધ્યાન કરવું નહિ. આત્મકલ્યાણની ઇચ્છાવાળો જો તેમ કરે છે તો

તે તેથી ભ્રષ્ટ થાય છે, અને અશુભ બંધ કરી પોતાની અધોગતિ કરે છે.'

પોતાની ઉપર થઈ આવેલો ઉપદ્રવ, સ્વશક્તિથી દુર કર્યો અને કાગળને મોંયમાં પાઠવી દીધો પણ સાથે વિચાર થયો કે આ ઉન્મત્ત માણસને જરા અકલ મલવી જોઈએ. એથી એમને કાગળ લખનાર માણસને સામો કાગળ લખી આપ્યો જેનું પરિણામ એ આવ્યું કે, વિજયલક્ષ્મીસુરિ ઉપર કાગળ મોકલનાર સૂરિને એ કાગળ મલતાં તે ગાંડો થઈ ગયો.

એમનું પોતાનું લાંબુ જીવન બીજી અનેક ઘટનાઓથી ભરેલું હશે પણ તપાસ કરતાં વિશેષ કાંઇ મળી આવ્યું નથી મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી પાસે એમના રાસની એક પ્રત છે અને તેના આધારે એમણે કેટલાંક વર્ષો ઉપર 'જૈન' પત્રમાં એક ટુંકી નોંધ પ્રગટ કરી હતી એમ અમારા સ્મરણમાં છે. આશા છે કે એઓશ્રી તેને મૂળરૂપમાં પ્રગટ કરી જૈન પ્રજાને આભારિ કરશે.

વિજયલક્ષ્મીસુરિએ જેમ ગચ્છાધિપતિ તરિકે પ્રભાવશાળી જીવન ગાળ્યું છે તેમ એક ગ્રંથકાર અને કવિ તરીકે પણ એમનું સ્થાન ઉંચું છે. બાલ્યવયમાં ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરીને પ્રૌઢ વયે તેઓ લેખન વ્યવસાયમાં ગુંથાયા છે. એ વ્યવસાયના ફળ રૂપે એમની જે કૃતિઓ અત્યારે જાણમાં છે તે નિચે મુજબ છે.

૧ ઉપદેશ પ્રાસાદ વૃત્તિ સહિત, સં. ૧૮૪૩ કારતક સુદ ગુરૂ.

૨ વીશ સ્થાનક પૂજા સં. ૧૮૪૫ વિજ્યાદશમી ખંભાત.

૩ ચોવીશી.

૪ જ્ઞાનપંચમી દેવવંદન.

૫ રોહિણીજી સઝાય.

૬ ૭ અઠ્ઠાઇનું સ્તવન સં. ૧૮૩૪ ચૈત્ર સુદ ૧૫ સિનોર શ્રાવિકાબાઇ કકુના પઠનને અર્થે પ્રત પાનાં ૪,

૭ આમોદ પ્રતિષ્ટાનું સ્તવન-સં. ૧૮૪૪ માઘ સુદ ૧૧ ગાથા ૧૦.

આ એમની દરેક કૃતિમાં એમના હૃદયનું તાદૃશ્ય ચિત્ર પડેલું છે. ઉપદેશ પ્રાસાદ જેવી સંસ્કૃત કૃતિ ( કે જે પ્રેમવિજયને માટે બનાવવામાં આવી છે. એ પ્રેમવિજયને એમની આચાર્ય પદવી વખતે પન્યાસપદ મળેલું છે અને તેમની પાદુકા સિનોરમાં એમની પાદુકા સાથે છે.) એમાં વ્યાપેલો ઉપદેશ અને બહુશ્રુતપણું વીશ સ્થાનક પુજા અને પંચમી દેવવંદનમાં કવિત્વમય તત્ત્વજ્ઞાન અને ચોવીસીમાં, હૃદયના અનેક કોમળ રંગોથી આળેખાયેલાં ભક્તિ ચિત્રો, માન અને ભક્તિથી આપણું મસ્તક એમના પાદમાં નમાવે છે.

એ પોતાની કૃતિ માટે જરા પણ ગર્વ રાખતા નથી પણ એક સાચા ગ્રંથકાર અને ગીતાર્થને શોભે એમ 'શુદ્ધ કરજો શ્રુતધરા પૂણ્ય જાણી' એમ જણાવે છે. કેટલો નમ્રભાવ, અને શ્રુત જ્ઞાનિઓ તરફ પૂજ્ય ભાવ!

એમના સમકાલિન વિદ્વાનોમાં સત્યવિજય પન્યાસની પરંપરાના શ્રી પદ્મવિજય ગણિ અને ખરતર ગચ્છીય શ્રી કુશળચંદ્ર ગણિ થયા છે.

ગચ્છાધિપતિ તરિકેનું સૌભાગ્યશાળી જીવન ગુજારી શ્રી વિજયલક્ષ્મી સૂરિએ સં. ૧૮૫૯ માં પાલી ગામે કાળ કર્યો સિનોરમાં એમના ગુરૂના સ્તુપમાં એમનાં અને શ્રી પ્રેમવિજય વિગેરે યતિનાં પગલાં સ્થાપન કરવામાં આવ્યાં છે. જે ઉપર નીચે મુજબ લેખ છે.

**संवत् १८१५ वर्षे चैत्र सुदी १० वार चंद्र भा. श्री श्री विजय सौभाग्य सुरिभ्यो नमः श्री सिणोर नगरे समस्त संघेन कारापितं ॥ श्री कल्याणमस्तु ॥ शिव मस्तु.**

**संवत १८६८ ना श्रावण वदी १२ बुध श्री शिणोर संघ समस्त कारापित श्री विजय लक्ष्मी सुरि पादुकेभ्यो नमः**

**श्री प्रेमविजय पादुकाभ्यां नमः श्रीहेत विजय वासित...पादुका कारापि.**

( આ લેખો આચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરિ, પ્રતિમા લેખ સંગ્રહમાં પ્રસિદ્ધ થયા છે )

જ્યાં આ લેખોવાળો સ્તુપ છે ત્યાં એક સુંદર

બગિચો છે. એમના સમાધિ મંદિરના વિશાળ ઘૂમટ ઉપર સુખડના વૃક્ષોની ઘટા આવેલી છે, જે શાંતિમાં વૃદ્ધિ કરે છે. સ્તુપ, ધર્મશાળા અને કુવાનો હાલ પાંચ હજારના ખર્ચે જીર્ણોદ્ધાર થયો છે.

વિજયલક્ષ્મીની પાટ ઉપર વિજય દેવેન્દ્ર સુરિ આવ્યા જેઓ સુરતના હતા અને જેમનો વાંદણા મહોત્સવ વડોદરામાં સં. ૧૮૫૭ માં થયો હતો. સંવત ૧૮૬૧ માં અમદાવાદ સ્વર્ગસ્થ થયા. તેમની પાટ ઉપર વિજય મહેંદ્રસુરી થયા જ્ઞાતે ઓસવાળ ભીનમાલના આમોદમાં જેઠા ગાંધીને ઘેર ૧૮૨૭ માં દીક્ષા મહોત્સવ સં. ૧૮૬૧ માં અમદાવાદમાં વાંદણા મહોત્સવ સં. ૧૮૬૩ માં નિર્વાણ પામ્યા. તેઓ જ્યારે સાણંદમાં હતા ત્યારે સિનોરથી પન્યાસ જ્ઞાનવિજયના હીમતવિજયજીએ, સં. ૧૮૬૨ ના ચૈતર સુદ ૫ રવીવારે એક લાંબો પત્ર લખ્યો છે. લખનાર મુનિ રામવિજય છે. વિજય મહેંદ્રસુરિ પછી ૭૦ મી પાટે વિજય સુરિંદ્ર સુરિ આવ્યા. ૐ શાંતિ.

પોસ દશમ. પાર્શ્વનાથ જન્મ.

શાહ ગોરધનભાઇ વીરચંદ
સિનોર.

[ આ વિષય પર લેખક પોતાનાં સાધનો મોકલશે તો તે અમે અમારી પાસેનાં સાધનો પરથી બીજી જાણવા યોગ્ય વિગતો પૂરી પાડવા હવે પછી ઉમેદ છે. તંત્રી. ]

---

## ઉદ્‌બોધન

તમે જાગો મોહન પ્યારે ! ચેતન ! તમે જાગો મોહન પ્યારે !
કોમલ કર સુલલિત વદનથી તુમ પ્રિયા નિંદ ઉડાડે !
ચેતનજી જાગો આ રસને લ્હાણે !

સુખકર શ્રમહર શીત અનિલની, લ્હેરો પ્રમાદ હઠાવે
અંગે અંગ ઉત્સાહ ભરીને જીવન મંત્ર સુણાવે,
ચેતન એ ઝીલો મોહન પ્યારે !

તિમિરની સત્તા ટાળી દિનકર, નભ મંડળ પર આવે,
ઝળહળ જ્યોતિ જગપર ઢોળી નિજ કર્તવ્યો પ્રિછાવે.
ચેતન તમે જાગો મોહન પ્યારે !

સિનોર. ગોરધનભાઈ વીરચંદ શાહ.

---

## ગીત.

### રાગ લલિત.

આજ મેં પ્રભુકો દરિસન પાયો,
વંછિત પૂરણ પાસ શંખેસર, દેખી દુરિત ગમાયો. આજ ૧
મોહન મૂરતિ મહિમાસાગર, કીરતિ સબજગિ છાયો.
ભાનુચંદ પ્રભુ સકલ સંઘકું, આણંદ અધિક ઉપાયો. આજ ૨

—ભાનુચંદ્ર.

---

[ ભાનુચંદ્ર વિક્રમ સત્તરમી સદીના આધારભૂત જૈન પંડિતો—વિદ્વાનો પૈકી એક સમર્થ વિદ્વાન હતા. સમ્રાટ્ અકબર પાસે રહી સૂર્ય સહસ્ર નામ સુણાવનાર, કાદંબરીના પ્રથમ ભાગ પર, વિવેક વિલાસ, સારસ્વત વ્યાકરણ અને શોભન સ્તુતિ પર ટીકા વગેરે રચનાર હતા.

# શ્રી શત્રુંજયતીર્થના ઉદ્ધારક
## સમરસિંહ (તિલંગદેશનો સ્વામી)

[ ગતાંક પૃ. ૧૮૮ થી ચાલુ ]

( પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી-વડોદરા )

સં. દેસલે સેરીસામાં[૨૭]સ્નાત્ર, મહાપૂજા, મહોચ્છવ કરવા પૂર્વક મહાધ્વજા અર્પી આરતી કરી. સમરાશાહે ભોજનાદિ દાન આપ્યું. અષ્ટાહ્નિકા પછી પ્રયાણ કરી સંઘ સાથે દેસલશાહ ક્ષેત્રપુર પહોંચ્યા. ત્યાં પણ અતિભક્તિથી અર્હત્પ્રતિમા પૂજી ધોલકા ગયા. પ્રત્યેક ગામ, નગર વિગેરેમાં ચૈત્યપરિપાટી કરતા, મહાધ્વજા, પૂજા આદિથી પુણ્ય ઉપાર્જન કરતા સં. દેસલ અનુક્રમે પિપ્પલાલીપુરે પહોંચ્યા. ત્યાંથી પુંડરીકગિરિને જોઇ દેસલશાહ અમૃતમગ્ન હોય તેમ પ્રસન્ન થયા. જયંત સમાન સમરને આગળ કરી ચતુર્વિધ સંઘ સાથે મહાકાર્યો સાધતા દેસલશાહે લાપશી કરાવી મહોત્સવ કરી ગિરિરાજને પૂજ્યો. એક દૃષ્ટિથી પુંડરીકને જોઇ દર્શનથી પરમાનંદને વશ થયા. સમરશાહે મહાદાનો આપ્યાં.

**પાલિતાણામાં પ્રવેશ.**

બીજે દિવસે તીર્થનાથનાં દર્શન કરવાની ઉત્કંઠાથી પ્રયાણ કરી શત્રુંજયગિરિ સમીપ પહોંચ્યા. લલિતાદેવી ( વસ્તુપાલની પત્ની)એ કરાવેલા સરોવરના તટ પર સમરશાહે સંઘનાં આવાસ કરાવ્યા.

રાસકાર સાતમી ભાષામાં જણાવે છે કે-સંઘે ત્યાં (પિપલાલીમાં) નગરના પરિસર (પાદર)માં પડાવ નાખ્યો. વિમલગિરિનાં દર્શન થતાં અંગમાં આનંદ માતો ન હતો. પર્વતરાજને પૂજ્યો, બહુ ભક્તિથી પ્રણામ કર્યા. દેસલે માગણ જનોને દાન દીધાં. અજિતજિનેંદ્રને મનરંગે જુહાર કરી, શત્રુંજય શિખરના સ્વામીનું સ્મરણ કરી પ્રણામ કર્યો.

પાલિતાણા નગરમાં સંઘનો પ્રવેશ થયો, લલિત સરોવરના તીર પર સંઘે નિવેશ ( ઉતારો ) કર્યો. કાર્યસહાયક લઘુભાઇ સહજો અને સાહણો જલ્દી આવી મળ્યા, ત્યારે ત્રણે ( સમરાશાહ સાથે ) બંધુ ગંગાપ્રવાહની જેમ શોભતા હતા.

**આગમન.**

પ્રબંધકાર જણાવે છે કે-સં. દેસલ વિમલાચલ પર ચડયા ન હતા, તેવામાં ખંભાતના સંઘનું ભાતથી વધામણી લાવનાર માણસે આવી જણાવ્યું કે-'દેવગિરિ (દોલતાબાદ)થી સહજપાલ અને ખંભાતથી સાહણ સંઘ સાથે આવ્યા છે' તે સમાચાર સાંભળી સંઘપ્રેમ અને ભ્રાતૃપ્રેમથી સમરાશાહ અતિ હર્ષિત થયા. સંઘ સાથે સં. સમર એક યોજન સામે ગયા, બંધુને મળ્યા; ભાઇઓને ગાઢ ભેટી પ્રણામ કર્યો, તેવું મહત્વ અને તેવી ભક્તિ જોઇ લોક

---

૨૭ રત્નમંદિરગણિ સેરીસા સંબંધમાં આ પ્રમાણે જણાવે છે-" तथा सेरीसकतीर्थे देवचन्द्रक्षुल्लकेनाराधितचक्रेश्वरीदत्तसर्वकार्यसिद्धिवरेण त्रिभूमिमय-चतुर्विंशतिगुरुकायोत्सर्गिश्रीपार्श्वादिप्रतिमासुन्दरः प्रासाद एकरात्रिमध्ये कृतः। तत् तीर्थं कलिकालेऽपि निस्तुलप्रभावं दृश्यते।"

—ઉપદેશતરંગિણી ( ય. વિ. ગ્રંથમાલા તરફથી પ્રકાશિત પૃ, ૧ )

અર્થાત્—સેરીસાતીર્થ, દેવચંદ્રક્ષુલ્લકે આરાધેલ ચક્રેશ્વરીએ આપેલ સર્વકાર્યસિદ્ધિવરદાનવડે ચોવીશ, મ્હોટા કાઉસ્સગ્ગીઆ શ્રીપાર્શ્વ વિગેરે પ્રતિમાઓથી સુંદર ત્રણ ભૂમિવાળો પ્રાસાદ એક રાતમાં કર્યો હતો. તે તીર્થ કલિકાલમાં પણ અતુલ પ્રભાવી જોવાય છે. લેખક.

વિસ્મય પામ્યા. તે બન્ને ( સહજપાલ અને સાહણુ) પણુ સમરસિંહને ભેટી હર્ષિત થઇ બોલ્યા કે-'ભાઇ! બીજા સંઘપતિને પાળ'

ખંભાતના સંઘમાં જે ઘણા આચાર્યો હતા, તેમને સમરાશાહે વન્દન કર્યું. પાતાકમંત્રીના ભાઇ મં. સાંગણુ ખંભાતથી તે બન્ને ( સહજ અને સાહણુ ) સાથે આવ્યા હતા, વંશપરંપરાગત સંઘપતિત્વને પ્રાપ્ત કરનાર સં. લાલા, ભાવસાર સં. સિંહભટ ઉત્તમ શ્રાવક, મં. વસ્તુપાલના વંશના મં. વીજલ હર્ષથી સંઘમાં આવ્યાં હતા. તથા મદન, મોલ્હાક, રત્નસિંહ વિગેરે અસંખ્ય શ્રાવકો ઉત્કંઠિત થઇ પ્રતિષ્ઠા પ્રસંગમાં આવ્યા હતા. સમરાશાહે સર્વનો યથોચિત સત્કાર કર્યો હતો. સહજ અને સાહણુ બન્ને ભાઇઓએ સંઘમાં આવી પિતા સં. દેસલનાં ચરણોને ભક્તિપૂર્વક વન્દન કર્યું. દેસલશાહ આનંદિત થયા. વિમલગિરિશિખર પર ચડવા માટે ઉદ્યમી થયા.

રાસકાર કહે છે કે—સરોવરના તીર પર રહેલ પાર્શ્વ અને વીરજિનને વંદન કર્યું. ગિરિરાજ પર સરોવર બહુ પાણીથી ભર્યું હતું. ગમન પક્ષીઓ જલક્રીડા કરતાં હતાં. શત્રુંજય-શિખર પર ચઢી સંઘ સ્વામિ (આદીશ્વર)નાં દર્શન કરવા ઉત્કંઠિત થયો. સુલલિત ગુણગીત ગાતાં દેહ રોમાંચિત થતો હતો. શીતલ વા વાતો હતો, તે સંસારના દાહને ઓલ્હવતો હતો. મરુદેવીમાતાને નમી સંઘ શાંતિભુવન-જિનમંદિરમાં ગયો હતો. જિનબિંબને પૂજી, કપર્દી યક્ષને જુહારી, અનુપમસર તટ પર થઇ સિંહદ્વારે પહોંચ્યા. તોરણતલે ઘણું દાન વરસતાં સંઘ આવી પહોંચતાં આદિ જગનાથને ભેટ્યા. પ્રતિષ્ઠામહોચ્છવ માંડયો.

રાસકાર આઠમી ભાષામાં જણાવે છે કે—મહા શુ. ૧૪ ને દિવસે દૂર દેશાંતરના સંક્ષેપમાં પ્રતિષ્ઠા સંઘ ત્યાં બાધારહિતપણે મળ્યા. વર્ણન. માણેક, મોતીના ચોક પૂર્યા, રત્નમય વેદી બનાવી, સોવન જવારા સ્થાપ્યા, અશોકવૃક્ષ અને આમ્રવૃક્ષનાં પલ્લવપત્રોથી તોરણમાલા રચી, દેવકન્યા મલી ધવલ-મંગલ દેતી હતી, કિંનર જગદ્ગુરુના ગુણોને ગાતા હતા. લગ્નમુહૂર્ત સુરગુરુ સાધતા હતા. સિદ્ધસૂરિગુરુએ પ્રતિષ્ઠા કરી. ભુવનપતિ, વ્યંતર અને જ્યોતિષી દેવો જય જય શબ્દ કરતા હતા, સમરાશાહે ધર્મકંદ (આદિજિનબિંબ)ને દૃઢ રોપ્યો. દેવલોકમાં દુંદુંભિ વાગ્યાં, ત્રિભુવનમાં અમૃતરસ સિંચ્યો.

સંઘપતિ દેસલે મહાધ્વજ થઇ એકોત્તર (૧૦૧) કુલ ઉદ્ધર્યા. ઉલટથી શિખર પર ચઢી વીરે રૂપું, સોનું અને ધન-રત્ન વરસાવ્યું. રૂપ્યમય બે ચામર, મેઘાડંબર અને બીજી બે ચામરજોડી આપી. આદિજિનને કુસુમની જેમ ઝલહલતાં કનકમય આભરણોથી પૂજ્યા. ભાવલભર્તારે આરતી ધરી સ્વર્ગમાં રહેલા પૂર્વ પુરુષોને રંજિત કર્યા. સમરશાહે દાનમંડપમાં રહી યાચક જનોને સોનાના શણગાર આપ્યા. શ્રેષ્ઠ મુનિઓને આહારપાણી આપી દુઃસ્થિતદીનજનોને ઉદ્ધર્યા. સિદ્ધક્ષેત્રમાં સુધર્મે વિત્ત વાવરી, ઇંદ્રોત્સવ કરી ઉતર્યો. ભોલીનંદન-સમર ભલે મહોત્સવે આવાસે આવ્યા. સં. ૧૩૭૧ માં થયેલો આ તીર્થોદ્ધાર જ્યાં સુધી ગગનમાં સૂર્ય-ચંદ્ર છે, ત્યાં સુધી યાવચ્ચન્દ્ર-દિવાકરો નંદો-જયવંત વર્તો.

પ્રબંધકાર પાંચમા પ્રસ્તાવમાં જણાવે છે કે પ્રભાતમાં પાદલિપ્ત ( પાલિતાણા ) શત્રુંજયની યાત્રા. પુરનિવાસી પાર્શ્વજિનને પ્રણામ કરી, તીર પર રહેલ વીરજિનને પૂજી સં. દેસલ પર્વત સમીપ ગયા. ત્યાં નેમનાથ પ્રભુને પૂજી સિદ્ધસૂરિ સાથે ગિરિરાજ પર ચડયા. પર્વત પરનાં વૃક્ષો, પક્ષીઓ, નિઝરણાં વિગેરેની મનોહરતા નિહાળતાં ત્રણે પુત્રો સાથે ચડતાં પ્રથમ પ્રવેશે યુગાદીશ્વરની માતા ( મરુદેવી )નાં દર્શન કરી, પૂજી શ્રી શાંતિનાથના ચૈત્યમાં ગયા. ત્યાં પૂજા કરી સં. દેસલે સંઘ સાથે આદિનાથ વિગેરે જિનોની પૂજા કરી પોતે ઉદ્ધરેલી કપર્દિયક્ષની મૂર્તિનાં દર્શન કર્યાં. ત્યાં રહી સંઘ સાથે સંઘપતિ દેસલ ફરકતી ધ્વજાઓવાળા ચૈત્યને એક દૃષ્ટિથી જ જોતા અનુક્રમે યુગાદિજિનના સિંહદ્વારે ગયા. ત્યાં રહી યુગાદિદેવનાં દર્શન કરી દેસલશાહે હર્ષથી ધન, સોનું, વસ્ત્ર, મોતી, આભૂષણ વિગેરેની વૃષ્ટિ કરી, ત્યાર પછી

મંદિરમાં પ્રવેશ કરી પોતાના કરાવેલ આદિજિનને વંદન કરવામાં ઉત્કંઠિત ચિત્તવાળા સંઘપતિ દેસલશાહ ભૂમિ પર લુંઠન કરતા યુગાદિનાથ સમીપે ગયા–સર્વાંગે ભેટયા. આદીશ્વરને ભક્તિથી પ્રણામ કરી, તે લેપ્યમૂર્તિને પુષ્પોથી પૂજી પ્રદક્ષિણા આપતાં કોટાકોટિ-ચૈત્યમાં રહેલ અર્હતોને પૂજ્યા. સં. દેસલે પાંડવોની પાંચ મૂર્તિને તથા કુંતીને પૂજ્યાં, રાયણ ઝાડ નીચે રહેલ યુગાદિજિનની પાદુકા પૂજી, પોતે કરાવેલી લોકોને આશ્ચર્ય પમાડનારી મયૂરમૂર્તિનાં દર્શન કરી હર્ષિત થતાં મોતી, સોનું, વિભૂષણ વિગેરેની વૃષ્ટિ કરી. 'રાયણ પણ આદીશ્વરના તીર્થમાં જે ઉગેલ હતી, તે તે પ્રમાણે જ છે' એવા વિચારથી દર્શન કરતા દેસલશાહની પરમભક્તિ જોઇ રાયણ અમૃતસમાન દૂધ ઝરતી હતી. મહોત્સવ કરી, યાચકોને વસ્ત્રાદિ દાન આપી, ૨૨ તીર્થંકરોને પૂજી, સર્વ તરફ પ્રદક્ષિણા કરી, આદીશ્વરને પ્રણામ કરી પુત્રો સાથે પોતાના આશ્રમે ગયા, પ્રતિષ્ઠા કરાવવા જલ્દી ઉદ્યમી થયા.

પ્રતિષ્ઠાવિધિ. સં. દેસલશાહે પ્રતિષ્ઠાવિધિ કરાવવા પોતાના પુત્ર સમરને આદેશ કર્યો. પિતાના આદેશને પામી સમરાશાહ અતિહર્ષિત થયા. ૧૮ સ્નાત્ર મયૂર (? પ્રચુર) પિંડ પક્વાન્ન સાથે મૂલશત વિગેરે પ્રતિષ્ઠાવિધિમાં ઉપયોગિ સર્વ વસ્તુ કરાવી મેળવી. પ્રતિષ્ઠાવિધિ જોવા ઉત્કંઠિત થઇ સુરાષ્ટ્રાનવકથી અને વાલાકથી પણ ઉત્તમ, મધ્યમ, જઘન્ય માણસો આવ્યા હતા.

દિક્પાલ, ગ્રહ વિ. પૂજન કુંભસ્થાપન. સમરાશાહે માઘ શુ. ૧૩ ને ગુરુ (? રવિ) વારે યાત્રા કરવાને ચતુર્વિધ સંઘ મેલવ્યો. સિદ્ધસૂરિ વિગેરે શ્રેષ્ઠ સૂરિ અને સંઘ સાથે સં. દેસલશાહ તથા સમરાશાહ પાણી લાવવા કુંડે ગયા. દિક્પાલ, કુંડાધિષ્ઠાયક દેવ વિગેરેની અને ગ્રહો વિ. ની વિધિપૂર્વક પૂજા કરી, સિદ્ધસૂરિએ ઉચ્ચારેલ મંત્રોથી પવિત્ર પાણી વડે સમરાશાહે કુંભો ભર્યા. વાજિંત્રનાદ સાથે કલશોથી શોભતા સૌ આદીશ્વર-મંદિરે આવ્યા. કલશોને યોગ્ય સ્થાને સ્થાપ્યા.

પ્રતિષ્ઠા–વેલડીની મૂલભૂમિ સદૃશ મૂલશતને સારી રીતે પીસાવવાનો આરંભ કરાવ્યો.

શતમૂલ ચૂર્ણ. 'જે સ્ત્રીઓનાં માતા પિતા, સસરો, સાસૂ અને પતિ એ પાંચ જીવતાં હોય, તેવી સુવાસિની સ્ત્રી મૂલશત પીસવામાં યોગ્ય છે' એવી ચારસો સ્ત્રીઓ સમરાશાહને મળી હતી, તેણીઓને ક્રમથી બેસારી, સિદ્ધસૂરિએ અનુક્રમે તે સ્ત્રીઓના મસ્તક પર વાસક્ષેપ નાખ્યો. સ્પર્ધાપૂર્વક અધિક અધિક દ્રવ્યના વ્યયથી પ્રથમશત (? મૂલશત)ને પામી તે સ્ત્રીઓ મંગલગીત–ગાનપૂર્વક હર્ષથી પીસવા લાગી. સમરાશાહે તેણીઓને વિવિધ પટ્ટસૂત્ર આપી પોતાના પુણ્યનિક્ષેપની જેમ એ શતમૂલચૂર્ણ શરાવમાં નાખ્યું.

જિનાલયની ચોતરફ નવાંગ-વેદીઓ સ્થાપી જવારા સ્થાપ્યા. દેવની આગળ

વેદિકા, નંદ્યાવર્ત પટ્ટ, મંડપના વિ. તૈયારી. નંદ્યાવર્ત પટ્ટ રાખવા માટે મંડપના મધ્ય ભાગમાં એક હાથ ઊંચી ચોરસ વેદી સમરાશાહે કરાવી. તે વેદીના ઉપર ચોરસ થાંભલાઓવાળો, સોનાના કલશના શિખરવાળો, તીર્થંકરોના માન પ્રમાણે મંડપ (માંડવો) બનાવ્યો, જેને વિવિધ વસ્ત્રો, ફૂલો વિગેરેથી સુશોભિત કર્યો હતો. તેની પાસે આદીશ્વર પ્રભુના મુખ્ય મંદિરના ધ્વજયુક્ત મહાદંડને પ્રતિષ્ઠા કરવા માટે સજ્જ કરી સૂત્રધારો દ્વારા સ્થપાવ્યો. આદીશ્વર જિનમંદિરની ચોતરફ પ્રતિષ્ઠા કરવા તેણે બીજાઓની પણ વેદિકાઓ મૂલ, ડાભ સાથે સારી વેળુ પાથરેલી તૈયાર કરાવી. દ્વારમાં આંબાનાં મનોહર પાનવડે વંદનમાલિકા (તોરણ) સ્થાપી હતી. ગોરોચન, કુંકુમ, ચંદ્ર (કપૂર), કસ્તૂરી, ચંદન વિગેરે વસ્તુઓના લેપપૂર્વક મહામૂલ્યવાળી વસ્તુથી નંદ્યાવર્તપટ્ટ સિદ્ધસૂરિએ આળેખ્યો.

ત્યાર પછી ઘટીકારે ઘટો વારિપૂર્ણ કુંડમાં નિરંતર ભર્યે છતે વેલા જોઇ અતિશુદ્ધ-

પ્રતિષ્ઠાવિધિનું વિશેષ વર્ણન. શુદ્ધિ સિદ્ધસૂરિ જિનમંદિરે ગયા, તે વખતે બીજા આચાર્યો પણ પ્રતિષ્ઠા કરવા ચૈત્યમાં જઇ પોતપોતાને આસને રહ્યા. દેસલ પુત્રો સાથે સ્નાન કરી પવિત્ર થઇ મનોહર વિશુદ્ધ વસ્ત્ર પહેરી શ્રીખંડમુદ્રા-ચંદન તિલકથી લલાટને અલંકૃત કરી ભક્તિપૂર્વક ચૈત્યમાં આવ્યા, અન્ય શ્રાવકો આવ્યા. સિદ્ધસૂરિ જિનની સામે રહ્યા, દેસલશાહ સાહણ(પુત્ર) સાથે આદીશ્વરની જમણી બાજૂએ અને સમર સાથે સહજ ડાબી બાજૂએ રહી જિનેશ્વરના મજ્જનમાં સજ્જ થયા. સાંગણ બંધુ સાથે સામંત ચામર લઇ જિનની આગળ રહ્યા. ચક્ષુરક્ષા માટે અરિષ્ટ (અરીઠા)ની માલા ઉરઃસ્થલે સ્થાપી. કપૂર, ચંદન, ફલ, અક્ષત, ધૂપ કાલેયક, અગરુ, કસ્તૂરી વગેરે પ્રતિષ્ઠાયોગ્ય વસ્તુઓ તૈયાર કરી, ગુરુએ (? ગોરે) દેસલ વિગેરે શ્રાવકોને કંકણ વિનાના હાથમાં મદનફલ (મીંઢોળ) કૌસુંભસૂત્રે બાંધ્યું.

એવી રીતે પ્રતિષ્ઠા-સામગ્રી કરી સિદ્ધસૂરિએ સ્નાત્રકારો દ્વારા મન્ત્રપૂર્વક સ્નાત્રનો આરંભ કરાવ્યો. જિનનાં સર્વ સ્નાત્ર કરાવ્યાં. સિદ્ધસૂરિએ સ્વયં અન્ય સૂરિયોગ્ય તે જલ્દી મોકલ્યાં. લગ્નઘટી સ્થાપી એકાગ્રચિત્તવાળા સિદ્ધસૂરિએ અધિવાસના મુહૂર્ત સાધ્યું, જિનપ્રતિમાને શ્રેષ્ઠ રાતા વસ્ત્રથી ઢાંકી શ્રીખંડ, વાસ વિગેરેથી પૂજી મન્ત્રોથી સફલ કરી. સમરાશાહ ગુરુની પોસહશાલામાં જઇ નંદ્યાવર્તનો પટ્ટ સુવાસિની સ્ત્રીના મસ્તકપર મૂકાવી જલ્દી આદીશ્વર પ્રભુના મંદિરે ગયા, વાજતે ગાજતે મંડપ-વેદીમાં મૂકાવ્યો. સિદ્ધસૂરિએ પટ્ટની સમીપ આવી વિધિપૂર્વક આલેખાયેલા સુયંત્રને કપૂર સમૂહથી પૂજ્યો. સિદ્ધાચાર્યે નંદ્યાવર્ત મંડલ માંડીને અને માંત્રિક તાંત્રિકોએ કપૂર વિગેરેથી તેને પૂજીને દોષ દૂર કર્યા. સર્વ આચાર્યોએ નંદ્યાવર્તની પૂજા કરી. પછી ફરી સિદ્ધસૂરિ આદીશ્વર પ્રભુ પાસે આવી લગ્ન સાધવા સાવધાન થયા. કૌસુંભ કંકણ બંધાયાં.

લગ્નસમયે એક હાથમાં રૂપાની કચ્ચોળી અને બીજા હાથમાં સોનાની સળી લઇ અંજનશલાકા સિદ્ધસૂરિ સજ્જ થયા. પ્રતિષ્ઠા સંબંધી-સમય સમીપે આવ્યો, ત્યારે પ્રભુ આદીશ્વર આગળ રહેલા લોકો ઉંચા સ્વરે 'સમયો' 'સમયો' પ્રવર્તો એ પ્રમાણે બધી દિશામાં બોલવા લાગ્યા. પ્રતિષ્ઠા સમયે સિદ્ધ[૨૮]સૂરિએ જિનેશ્વરથી વસ્ત્ર દૂર કરી બન્ને નેત્રોને સૌવીર-સિતાયુક્ત ઉન્મીલન કર્યું, ગાજતે વાજતે વિ. સં. ૧૩૭૧ ના તપ (માહ) માસ શુ. ૧૪ સોમવારે યુગાદીશ્વર પ્રભુની પ્રતિષ્ઠા કરી. અહિં પહેલાં શ્રીવજ્રસ્વામીએ અને હાલમાં સિદ્ધસૂરિએ પ્રતિષ્ઠા કરી, તેથી તે બન્નેની સમતા કહી શકાય. તે વખતે મુખ્ય મંદિરના દંડની પ્રતિષ્ઠા સિદ્ધસૂરિની અનુજ્ઞાથી વાચનાચાર્ય નાગેન્દ્રે કરી હતી.

---

૨૮. વિ. સં. ૧૩૭૧ની આ પ્રતિષ્ઠા ઉપકેશગચ્છના શ્રીસિદ્ધસૂરિદ્વારા થઇ હતી, એ ઉપર દર્શાવેલ પ્રામાણિક રાસ-પ્રબંધના ઉલ્લેખથી સુસ્પષ્ટ છે. છતાં વિ. સં. ૧૪૯૪ માં રચાયેલ, ગિરનાર પરના વિમલનાથ પ્રાસાદની પ્રશસ્તિ (બૃહત્પોશાલિક પટ્ટાવલીમાં સૂચિત શ્લોક ૭૨)માં, પં. વિવેકધીર ગણિએ વિ. સં. ૧૫૮૭ માં રચેલ શત્રુંજયતીર્થોદ્ધારપ્રબંધ (આત્માનંદ સભા, ભાવનગરથી પ્રકાશિત ઉલ્લાસ ૧, શ્લોક ૬૩)માં, વિ સં. ૧૬૩૮ માં નયસુંદરગણિએ રચેલ શત્રુંજય રાસમાં અને એને અનુસરતા પાશ્ચાત્ય લેખકોએ રત્નાકરસૂરિને પ્રતિષ્ઠા કરનાર જણાવ્યા છે, તે પૂર્વોક્ત રાસ-પ્રબંધ જોયા વિના જણાવ્યું હોય તેમ જણાય છે. તેમના ઉલ્લેખો આ પ્રમાણે છે-

" आसन् वृद्धतपागणे सुगुरवो रत्नाकराह्वा पुरा
ऽयं रत्नाकरनामभृत् प्रववृते येभ्यो गणो निर्मलः।
तेष्वके समराह्वसाधुरचितोद्धारे प्रतिष्ठा शशि-
द्वीप ज्येकमितेषु १३७१ विक्रमनृपाद्वर्षेष्वतीतेषु चा॥६३॥
प्रशस्त्यन्तरेऽपि—

वर्षे विक्रमतः कु-सप्त-दहनैकस्मिन् १३७१ युगादिप्रभुं
श्रीशत्रुंजयमूलनायकमतिप्रौढप्रतिष्ठोत्सवम्।
साधुः श्रीसमराभिधस्त्रिभुवनीमान्यो वदान्यः क्षितौ
श्रीरत्नाकरसूरिभिर्गणधरैर्यैः स्थापयामासिवान्॥
(ગિરનાર-વિમલનાથ પ્રાસાદની પ્રશસ્તિ.)

પં. વિવેકધીરગણિકૃત શત્રુંજયોદ્ધારપ્રબંધ (સંપાદક મુ. જિનવિજય, પ્રકાશક આત્માનંદ સભા, ભાવનગર

**પૂજનાદિ તથા દંડકલશાદિ સ્થાપન.**

સં. દેસલે બધા પુત્રો સાથે ચન્દન, ઘનસારાદિ વિલેપનથી અને પુષ્પ, નૈવેદ્ય; ફલ વિગેરેથી પૂજા કરી. પ્રથમ જિનના હાથને કંકણબંધસહિત જોઇ ભવ્યોને આનંદ થયો, નૃત્ય-ગીત થયાં, કસ્તુરી વિગેરેથી વિલેપન તથા પુષ્પાદિથી પૂજન કરી લોકો મૂર્તિ કરાવનારના-ચૈત્યોદ્ધાર કરાવનારના પુણ્યની પ્રશંસા કરતા હતા. દેસલશાહ મહોત્સવપૂર્વક દંડ ચડાવવા તત્પર થયા. સિદ્ધસૂરિના હસ્તાશ્રયને પામેલા સં. દેસલ પુત્રો સાથે દંડવડે મંદિરના શિખરપર ચડ્યા. સિદ્ધસૂરિએ મંદિરના કલશ પર વાસક્ષેપ નાખ્યો. સં. દેસલે સૂત્રધારો દ્વારા દંડ સ્થપાવ્યો, ધ્વજા બાંધી. પાંચ પુત્રો સાથે રહેલ દેસલશાહ અપૂર્વ શોભતા હતા. પહેલાં જાવડે વાયુપત્નીની સાથે નાચ કર્યો હતો, તેને કોઇ જાણતું નથી; પરંતુ સં. દેસલ મનોરથસિદ્ધિ થતાં સકલ સંઘ અને પુત્રો સાથે હર્ષથી નાચ્યા હતા. એ પ્રત્યક્ષ જોવાતું હતું. નાચંતાં આમલસારમાં રહ્યા છતાં ચૈત્ય ઉપરથી સોનું, ઘોડા, વસ્ત્ર, વિભૂષણ વિગેરે દાન આપતા હતા. અને કલ્પવૃક્ષની જેમ સુવર્ણ, રત્ન, આભરણ, વસ્ત્રો વરસાવતા હતા. પાંડવસદૃશ સહજપાલ, સાહણ, સમર, સામંત અને સાંગણ એ પાંચે ધનવૃષ્ટિ કરી.

**મહાધ્વજા, છત્ર-ચામરાદિ અર્પણ મેરુ પૂરવો.**

સં. દેસલે શિખરથી ઉતરી પ્રભુ સામે જઇ દેવ શિરોભાગથી માંડી, બલાનક મંડપનો આગળના ભાગથી કાઢી ચૈત્યદંડ સુધી પટ્ટકુલમયી મહાધ્વજાઓ બાંધી. અનેક ચિત્રવાળાં હિમાંશુ, પટ્ટાંશુ, હાટકાંશુ ત્રણ છત્ર અને ઉજ્જવલ બે ચામર આદિનાથને આપ્યા, તથા સોનાના દાંડાવાળા, રૂપાના તાંતણાઓથી બનાવેલાં બીજાં બે ચામરો આપ્યાં, સોનો-રૂપાનો અને પિત્તળના કલશો આપ્યાં. રૂપ્યમય મનોહર આરતી, મંગલદીવો વિગેરે આપ્યું. સઘળાં ચોકીઓ અને મંડપોમાં પટ્ટકુલવાળા મોતીઓના ઝુંમખાવાળા ચંદરવા બાંધ્યા. જિનેશ્વરની આગળ અખંડ અક્ષત, મગ, સોપારી, નાળિયેર અને વિભૂષણો વિગેરેથી સં. દેસલે મેરુ પુર્યો. મેરુ પર થયેલ જિનજન્માભિષેકનું અનુકરણ કર્યું.

**દશ દિવસનો ઓચ્છવ.**

ઉપવાસી મનનિષ્ઠ સં. દેસલે પુત્ર પૌત્ર સાથે બીજા સર્વ જિનોને પુજી દસ દિવસનો ઓચ્છવ કર્યો. ઘનસાર, શ્રીખંડ, પુષ્પ, કપુરથી વિલેપન કર્યું. રાત્રે (?) સાહણપાલે કસ્તૂરીના વિલેપનથી શોભાવ્યું. વિવિધ લાખ ફુલોથી સાહણે વિચિત્ર મહાપુજા કરી. સમરાશાહે જિનેશ્વરની આગળ ઘનસારથી શ્રેષ્ઠ કાલાગરુ ધૂપ પ્રજ્વલિત કર્યો. દેસલે સહજપાલ સાથે મંડપમાં બેસી, અરિહંત પ્રભુ તરફ દૃષ્ટિ સ્થાપી, તીર્થનાથના ગુણોમાં સાવધાન થઇ પ્રેક્ષણક્ષણ કરાવ્યો.

ભાવાર્થ—વૃદ્ધતપાગણમાં પહેલા રત્નાકર સુગુરુ થયા. જેમનાથી આ નિર્મલ રત્નાકર નામનો ગણ [ગચ્છ] પ્રવર્ત્યો; તેઓએ સમરશાહના રચેલા ઉદ્ધારમાં વિ. સં. ૧૩૭૧ માં પ્રતિષ્ઠા કરી. અન્ય પ્રશસ્તિમાં પણ કહ્યું છે કે વિ. સં. ૧૩૭૧ માં ત્રિભુવનમાન્ય, પૃથ્વીમાં વદાન્ય સમરાશાહે અતિપ્રૌઢ પ્રતિષ્ઠા ઉત્સવપૂર્વક શ્રીશત્રુંજયમાં મૂલનાયક યુગાદિપ્રભુને જે રત્નાકરસૂરિદ્વારા સ્થપાવ્યા હતા.

"સંવત તેર એકોતરે, શ્રીઓસવંશ—શણગાર રે;
શાહ સમરો દ્રવ્ય—વ્યય કરે, પંચદશમો ઉદ્ધાર રે, ધન્ય૦
શ્રીરત્નાકરસૂરીશ્વરૂ, વડતપગચ્છ શણગાર રે;

સ્વામી ઋષભજ થાપીયા, સમરેશાહે ઉદ્ધાર રે. ધન્ય૦"

વિ. સં. ૧૬૩૮ માં કવિ નયસુંદરે રચેલ શત્રુંજયરાસ (ઢાલ ૯, કડી ૯૩-૯૬)

કક્કસૂરિએ નાભિનંદનોદ્ધાર પ્રબંધ (પ્રસ્તાવ ૪. શ્લોક ૫૯૧) માં જણાવ્યું છે કે—' બૃહદ્ગચ્છના રત્નાકરસૂરિ સંઘ સાથે ચાલ્યા હતા ' પ્રતિષ્ઠા પ્રસંગમાં અન્ય આચાર્યો સાથે આ આચાર્ય પણ સંમિલિત હતા. આમાં જણાવેલ બૃહદ્ગચ્છના રત્નાકરસૂરિ અને વૃદ્ધતપાગણ (વડતપગચ્છ)માં થયેલ રત્નાકરગચ્છના પ્રવર્તક રત્નાકરસૂરિ એ બન્ને એક હોય તો પણ વિ. સં. ૧૩૭૧માં શત્રુંજયતીર્થના મૂલનાયક આદીશ્વર પ્રભુની પ્રતિષ્ઠા કરનાર ઉપકેશગચ્છના સિદ્ધસૂરિજી મુખ્ય જણાય છે. આ પ્રસંગમાં રત્નાકરસૂરિએ અન્ય પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હોય એમ સંભવી શકે. સત્ય સ્વીકારવું ઘટે.— લેખક.

દાન વિગેરે

સવારે (બીજે દિવસે) દેસલે સિદ્ધસૂરિ ગુરુને પગે લાગી સુવિહિત સર્વ સાધુઓને સંપૂર્ણ તૃપ્તિકારક ભક્તપાનથી પડિલાભી પુત્રો સાથે પારણું કર્યું. ચારણ, ગાયક, ભાટ વિ. સર્વને યથેષ્ઠ ભોજનાદિ આપ્યું. દીન, અનાથ, દરિદ્રો માટે સત્રાગાર (દાનશાળા) ખુલ્લું મૂક્યું.

દશ દિવસ ઓચ્છવ થવા પછી ૧૧ મા દિવસે પ્રભાતે દેસલશાહે સંઘ સાથે સિદ્ધસૂરિ ગુરુના હાથે પ્રભુનો કંકણબંધ-મોક્ષ કરાવ્યો. સં. દેસલે વિશ્વપ્રભુને પોતાનાં કરાવેલાં નવાં આભૂષણો મુકુટ, હાર, ગ્રૈવેયક (કંઠો), અંગદ, કુંડલ વિગેરેથી પૂજ્યા. બીજા ભવ્યોએ પણ અનુક્રમે મનોહર મહાધ્વજો બાંધ્યા, મેરુ ભરાવ્યા, સ્નાત્રો કરાવ્યાં, સંઘમાં આવેલા સંઘ પુરુષોએ પોતપોતાના વારાએ સર્વ મહાપુજા કરી દાનસત્રો કરાવ્યાં.

આરતી, તીર્થમાલ.

સંઘ સાથે સુગુરુની પાસે રહેલા દેસલે આદિજિનની સામે રહી હાથમાં આરતી રાખી આરતી ઉતારી, તે વખતે સાહણ અને સાંગણ બે પુત્રો બે બાજૂએ ચામરધારી બન્યા હતા. સામંત અને સહજપાલ એ બન્ને પુત્રો હાથમાં શ્રેષ્ઠ ભૃંગાર ધરી રહ્યા હતા. ભક્તિમાન્ સમરાશાહે પિતાનાં પગથી આરંભી નવે અંગોને ચંદનનાં તિલકોથી પૂજ્યાં,[૨૯] ચંદનતિલકવાળા લલાટમાં અખંડ અક્ષત ચોડયા, પિતાને પુષ્પમાલા પહેરાવી. બીજા સંઘના પુરુષોએ સાહ (દેસલ)ના પદ અને લલાટમાં તિલક કરી, આરતી પૂજી સંઘપતિના કંઠમાં માલા નાખી હતી, સુવર્ણ વૃષ્ટિ કરી હતી. જિનેંદ્રના ગુણ ગાનાર ગવૈયાઓને સમરાશાહે સોનાનાં કંકણો, ઘોડા અને વસ્ત્રોના દાનથી પ્રસન્ન કર્યા હતા દેસલે આદિદેવની આરતી કરી, પૂજી પ્રણામ કરી મંગલદીવો લીધો. દ્વારભટ્ટ (બારોટ), ભાટ વિગેરે યુગાદીશ્વરની ગુણાવલી ભણતા હતા. બંદીજનો દેસલ અને સમરાશાહની કીર્તિ ઉચ્ચરતા હતા. સમરાશાહે હર્ષથી રૂપું, સોનું, રત્ન, ઘોડા હાથી, વસ્ત્રો વિગેરે દાન બારોટ વિગેરે ભાટોને આપ્યું. વાગતાં વાજિંત્રો સાથે દેસલે કપૂર સળગાવી મંગલદીવો ઉતાર્યો. સંઘ સાથે શક્રસ્તવથી આદિજિનની સ્તુતિ કરી, સિદ્ધસૂરિ પણ શક્રસ્તવ પછી સ્તવન (અમૃતાષ્ટક)થી સ્તુતિ કરી દેસલશાહ સાથે પાછા આવ્યા. પાંચે પુત્રોએ પણ એવી રીતે સંઘ સાથે આરતી ઉતારી.

નૃત્ય, વિજ્ઞપ્તિ, પૂર્ણાહુતિ.

એવી રીતે આદિનાથજિનની પ્રતિષ્ઠા કરી પુત્રો અને સંઘ સાથે દેસલશાહે નાચ કરી વિજ્ઞપ્તિ કરી કે—'પ્રભો! પુનઃ પુનઃ દર્શન દેજો' યુગાદિદેવની એવી રીતે રજા લઇ દેસલ કપર્દિયક્ષના સ્થાને આવ્યા. મોદક, નાલિયેર, લાપશી વિગેરેથી યક્ષને પૂજી, યક્ષના મંદિરે અપૂર્વ પટ્ટમયી મહાધ્વજા બાંધી જિનપૂજા-બદ્ધકક્ષ યક્ષને વિજ્ઞપ્તિ કરી કે-'સર્વ ધર્મકાર્યોમાં સહાયક થજો, વિઘ્ન-વિનાશક થજો'. એવી રીતે યક્ષને પ્રાર્થના કરી સં. દેસલ સિદ્ધસૂરિ સાથે પર્વતથી ઉતર્યા. પુત્રો સાથે દેસલશાહ તીર્થમાં વીશ દિવસ રહી સર્વ અરિહંતોનાં બિંબોને નમી પ્રભાતે પર્વતથી ઉતર્યા. પાંચ પુત્રો અને સંઘ સાથે, સેંકડો ઘોડેસ્વારોથી પરવરેલા સં. દેસલ વાજિંત્રો વાગતાં મહોત્સવ પૂર્વક સંઘના આવાસે આવ્યા.

વાત્સલ્ય

દેસલે મુનિવરોને સ્વયં પ્રાર્થના કરી પકવાન્ન વિગેરેથી સત્કાર કર્યો. પરિવાર, સંઘપૂજા, સાધર્મિક સાથે સકલ સંઘને મધુર વચનોથી ભક્તિપૂર્વક વિવિધ ભોજન કરાવ્યું. ચારણો, ગાયકો, ભાટો, યાચકો વિગેરેને યથેચ્છાએ ભોજન કરાવ્યું. વિદેશથી આવેલ દીન, દુઃસ્થિત, જોગી વિગેરે માટે અવારિત સત્રાગાર કરાવ્યું.

આચાર્ય, વાચનાચાર્ય, ઉપાધ્યાય વિગેરે પદસ્થ પાંચસો સાધુઓ આ મહોત્સવમાં આવેલા હતા. સાહ સહજપાલે મહારાષ્ટ્ર, તિલંગથી જે ચારુ સૂક્ષ્મ વસ્ત્રો આણ્યાં હતાં, તે શ્રેષ્ઠ વસ્ત્રો વડે સં. દેસલે

---

૨૯ ચન્દનસ્ય પિતુઃ પાદાવ રામ્યાથ નવાપ્યસૌ। અક્ષતિ તિલકૈઃ સાધુર્માચમનાર્ચયત્ સ્મરઃ॥ નાભિનંદનોદ્ધાર પ્રબંધ (પ્રસ્તાવ ૫, શ્લો. ૮૧૮)

પદસ્થ પાંચસો સાધુઓને પરમભક્તિથી આનંદપૂર્વક પડિલાભ્યા હતા. બીજા પણ બે હજાર પ્રમાણ સાધુઓને વિવિધ વસ્ત્રો અર્પણ કર્યાં હતાં.

દાન, ફૂલવાડીઓની વ્યવસ્થા.

સમરાશાહે દાનમંડપમાં બેસી સાત સો ચારણો, ત્રણ હજાર બંદી, એક હજારથી વધારે ગવૈયાઓ એ સર્વને ઘોડા, સોનું, વસ્ત્રો વિગેરે દાન આપી સન્માન કર્યું. ભાંગી ગયેલી અરઘટ્ટ (રેંટ) વાળી, કૂવાના અભાવથી ઉખડી ગયેલ ઝાડવાળી, વાડ વગરની ત્યાં જે વાડી હતી, તે સઘળી વાડીઓને પ્રભુની નિત્યપૂજા માટે માળીઓને ધન આપી ફરી નવી બનાવી હતી. જિનેંદ્રની સેવામાં તત્પર સઘળા પૂજારી, ગાયન કરનારા, સૂત્રધાર,[૩૦] ભાટ વિગેરે લોકોને ઇચ્છિત આજીવિકા આપવાથી વાગ્ભટની જેમ સ્થાપ્યા હતા. એવી રીતે સં. દેસલ શત્રુંજય તીર્થમાં પુણ્યવૃક્ષ રોપી ઉજ્જયંતતીર્થ નમવા ચાલ્યા.

ગિરનાર તરફ યાણ શા. મંડલિક અને મહીપાલદેવે કરેલ મહિમા.

રાસકાર નવમી ભાષામાં જણાવે છે કે-વીરે (સં. સમરે) ભલું સંઘવાત્સલ્ય કર્યા પછી સંઘ સોરઠ દેશમાં સંચર્યો. ચઉંડ (?)માં વહાણું વાયું. આદિભક્ત દેસલજાયો સમર અમરેલીએ આવ્યો. સોરઠરાય મંડલિક ઉત્કંઠાથી મલ્યા. ઠામઠામ ઓચ્છવ થયા. જૂનાગઢે પહોંચ્યા, સંઘ પ્રત્યે અનુરક્ત રાઉલ મહીપાલ સામે આવ્યા હતા. મહીપ અને સમર મલ્યા છતા ઇંદ્ર અને ગોવિંદની જેમ શોભતા હતા. તેજથી અગંજિત સંઘ તેજલપુરમાં આનંદપૂર્ણ થયો.

પ્રબંધકાર કહે છે કે-શુભમુહૂર્તે દેવાલય આગળ ચાલ્યું; તેની પાછળ દેસલશાહ સર્વ સંઘ લોકો સાથે ચાલ્યા. અમરાવતી (અમરેલી) વિગેરે નગર-ગામોમાં અદ્ભુત કૃત્યોથી જિનશાસન દીપાવતા ઉજ્જયંતગિરિ ગયા. જૂનાગઢ નગરના સ્વામી મહીપ (મહીપાલ) દેવ, સં. દેસલ-સમરના ગુણોથી આકર્ષિત થઇ સંઘ સાથે આવતા સંઘપતિના સામે આવ્યા હતા. ઇંદ્ર-ઉપેંદ્રની જેમ શોભતા વજ્ર ચક્રયુક્ત હાથવાળા મહીપાલ અને સમરાશાહ પ્રીતિતત્પર બની મલ્યા, પરસ્પર ભેટી આસને બેઠા. ક્ષેમપ્રશ્ન વિગેરે આલાપોથી બન્ને પ્રીતિ-હર્ષયુક્ત થયા. વિવિધ ભેટથી સાહે (સમરે) મહીપાલને પ્રસન્ન કર્યો. મહીપાલે પણ દ્વિગુણ પ્રસાદ આપી સમરને પ્રસન્ન કર્યો. સમરાશાહ સાથે ગમન કરતા મહીપાલદેવે સં. દેસલનો પ્રવેશમહિમા કર્યો. સમરદ્વારા સંઘનો વાસ તેજપાલપુર પાસે કરાવી રાજા સ્વયં સ્વાવાસે ગયો.

ગિરનારગિરિમાં દર્શન-પૂજન.

રાસમાં જણાવ્યું છે કે-વણયલીની ચૈત્યપરિપાટિ કરી, તલહટીગઢમાં થઈ ચતુર્વિધ સંઘ ઉત્કંઠાથી ઉજ્જિલ (ગિરનારગિરિ) ઉપર ચાલ્યો. દામોદર હરિ પાંચમો કાલમેઘ ક્ષેત્રપાલ જોયો,

---

૩૦ રત્નમંદિરગણિ જણાવે છે કે-તે (પ્રતિમોદ્ધાર) ઉત્સવમાં સંઘપૂજામાં ૧૪૦૭ સોનાના નકર વેઢ આપ્યા તે અવસરે વિસ્મૃતિથી વણિક્પુત્રો (વાણોતર-મહેતાઓ) એ પરદેશી મલ્લ નામના ભાટને લાખથી ભરેલો વેઢ આપ્યો. ત્યાર પછી સાધર્મિક વાત્સલ્ય (સંઘજમણ) થતાં ભાટોના ભોજન વખતે ઉના ચોખા-દાલ પીરસાતાં તે ભાટે તે વેઢને હાથથી ઉતારી ભૂમિ ઉપર મૂક્યો, તે સમરાશાહે જોયો. કારણ પૂછ્યું. ભાટે કહ્યું કે-તમ્હારૂં પુણ્ય ઘરે ગયા પછી દેશાંતરમાં તમ્હારા સાધર્મિકોને અનુમોદન કરવા માટે પ્રકટ કરવાનું છે. જો ન ઉતારવામાં આવે તો ગરમ પદાર્થના યોગથી લાખ ઓગળી જાય, પછી ખાલી વેઢ શોભારહિત હલકો દેખાય." ત્યાર પછી સમરશાહે દસ આંગળીઓમાં દસ નવા વેઢ આપ્યા ત્યારપછી ભાટ સર્વ સંઘ સમક્ષ બોલ્યો કે-હે સંઘલોકો ! સાંભળો સાંભળો ! !

अधिकं रेखया मन्ये समरं सगरादपि ।
कलौ म्लेच्छबलाकीर्णे येन तीर्थं समुध्धृतम् ॥

અર્થાત્ "સગરથી પણ સમરશાહને હું રેખાવડે અધિક માનું છું. જેણે મ્લેચ્છોના બલથી વ્યાપ્ત કલિકાલમાં તીર્થને ઉદ્ધર્યું." સમરશાહે તુષ્ટ થઈને તેને યાવજ્જીવ યોગ્ય આપ્યું.

—ઉપદેશતરંગિણી (ય. વિ. ગ્રંથમાળાથી પ્રકાશિત પૃ ૧૩૭)

પં. શુભશીલગણિ વિ. સં. ૧૫૨૯ માં રચેલ પંચશતી પ્રબંધ (કથાકોષ)ના ૨૫૬ મા સંબંધમાં જણાવે છે કે-ઉપર્યુક્ત શ્લોક સંઘપૂજા વખતે રામભટ્ટે કહ્યો હતો.

લેખક.

ત્યાં સુવર્ણરેખા નદી વહેતી હતી, તરુવરોની ઝાડી નજરે પડતી હતી. પાજ ચડતાં પગલે પગલે ધર્મિજનોનાં સુકૃત શોભતાં હતાં. ઊંચે પર્વત-શિખર પર ચઢીને નીચી ગતિ ટાળતા જાદવરાય-નેમિનાથનું ભુવન પામી, ત્રણ પ્રદક્ષિણા દઇ, શિવાદેવીસુત-નેમિજિનને ભેટી ગઢમાં ઉતર્યા. ગજેંદ્રપદ (કુંડ)માં કલશ ભરી નેમિજિનને ન્હવણ કર્યું. પૂજા કરી, મહાધ્વજ આપી, છત્ર, ચામર મેલ્યા.

અંબા, અવલોકન શિખર, સાંબ-પ્રદ્યુમ્નની ટુંક ચઢ્યા. સર્વ વનરાજી વિકસિત થયેલી હોવાથી સહસારામ મનોહર જણાતો હતો. કોયલનો સાદ સોહામણો લાગતો હતો, ભમરાઓનો ઝંકાર સંભળાતો હતો. નેમિકુમારના આ તપોવનમાં-દીક્ષાસ્થાનમાં દુષ્ટ જીવ સ્થાન પામતા નહિં. આવા ત્રિભુવનદુર્લભ તીર્થમાં નિશદિન દાન દેવાતું હતું.

'સમુદ્રવિજય રાજાના કુલમાં તિલકસમાન હે પ્રભો! વીનતડી અવધારો, આરતીના મિષથી ભવિજનો કહે છે કે-ચાર ગતિના ફેરાને વારો. જો જગતમાં માત્ર એક આપનુ જ મુખ જોઇયે, તોય તૃપ્તિ ન પામીયે. હે સામલ ધીર! નેમિજિન! તું સાર કરજે, વળી વળી દર્શન દેજે' ઇત્યાદિ વિનતિ કરી પુરુષપ્રધાન સમર રલિયામણા રૈવતગિરિથી ઉતર્યા. ઘોડો સાંકલે સીકરી રાઉલે બહુ માન દીધું.

પ્રબંધમાં જણાવ્યું છે કે-ઉજ્જયંતગિરિ-શિખરના મૌલિરૂપ નેમિજિનને નમસ્કાર કરવા દેસલ ગુરુ અને સકળ સંઘ સાથે ગિરિપર ચડયા. સં. દેસલશાહે શત્રુંજયતીર્થની જેમ મહાધ્વજ, પૂજા, દાન વિગેરે સર્વ વિધિ ત્યાં કર્યો. પ્રદ્યુમ્ન, શાંબ, ઊંચા અવલોકન શિખરમાં, ત્રણ કલ્યાણક વિગેરે સઘળા મંદિરોમાં યાત્રા કરતા સં. દેસલે મહાપૂજા, મહાધ્વજા આપી પોતાના પૂર્વજોને ઉદ્ધર્યા.

અંબાદર્શન, પુત્રપ્રાપ્તિ-વધામણી.

સંઘપતિ દેસલે જ્યારે પુત્ર-પૌત્ર સાથે અંબાદેવીને પૂજી, તે જ વખતે સમરને પુત્રલાભ આપવા દ્વારા પ્રસન્ન થયેલી દેવીએ સંઘમાં વૃદ્ધિ કરી. 'ખોળામાં રહેલ પુત્રવાળી અંબામાતા પુત્રને આપે એ યુક્ત જ છે-વિશ્વમાં વિખ્યાત છે.' સમરાશાહને ત્યાં પુત્રપ્રાપ્તિથી પ્રસન્ન થયેલ દેસલશાહે અંબાની વિશેષે પૂજા કરી. 'ધર્મ શીઘ્ર ફળે છે' એવું વિચારતાં પુત્રલાભ થવાથી વર્ધાપન કરાવ્યું. ગજેંદ્રપદકુંડના પાણીમાં દેસલશાહે અને સહજ વિગેરે પુત્રોએ પણ સ્નાન કર્યું. આનંદ પામ્યા. દસ દિવસ આ તીર્થમાં રહી સં. દેસલ નેમિનાથ પ્રભુની રજા લઇ ગિરનારથી ઉતર્યા.

મુગ્ધરાજનું આમંત્રણ, મહીપાલ દેવ તરફથી સન્માન.

તે વખતે દેવપત્તનનો અધિપતિ મુગ્ધરાજ સમરસિંહના દર્શનનો ઉત્કંઠિત થયો, દેવપત્તનના રાણા મુગ્ધરાજે પોતાના પ્રધાનો સાથે વિજ્ઞપ્તિવાળો લેખ મોકલી સમરાશાહને જણાવ્યું કે 'સમરાશાહ! પવિત્ર કલાધર (ચંદ્ર) એવા આપે તેવી રીતે કરવું, કે જેથી મ્હારો ચિત્તરૂપી ચકોર પ્રીતિમાન થાય.' લેખનો અર્થ જાણી સમરાશાહ ત્યાં જવામાં ઉત્સુક થયા. ભૂખ્યાને ભોજન સમાન આ નિમંત્રણ થયું હતું. કામદેવસદશ સમરાશાહ ભેટણું હાથમાં લઈ મહીપાલદેવની[૩૧] રજા લેવા ગયા, સંતુષ્ટ થયેલ

૩૧ આ મહિપાલ તે રાખેંગાર પછી ગાદીએ આવેલા રા. મંડળીકના પુત્ર રા. નોઘણનો પુત્ર. રા. મંડળીકના વખતમાં દિલ્હીના બાદશાહ સુલતાન અલાઉદ્દીન ખીલજીએ અલફખાનને ગુજરાત ઉપર સ્વારી કરવા મોકલ્યો હતો. તેણે સોમનાથનું દહેરૂં જે મહમદ ગિઝનીએ તોડયા પછી પાછું સમરાવ્યું હતું તે તોડી પાડયું. અને ઘોઘા તથા માધવપુર વચ્ચેનો દરીઆ કાંઠાનો પ્રદેશ સર કીધો. કહે છે કે આ વખતે રા. માંડળીકે અલફખાનના લશ્કરની ટુકડીને હરાવી હતી, પણ સંભવ એવો જણાય છે કે તેણે અલફખાને મુકેલા હાકેમો પૈકી એકને હરાવ્યો હશે. ગમે તેમ હોય પણ રૈવતીકુંડના ઉપરના લેખમાં મંડલિકને મોગલોનો જીતનાર કહ્યો છે. ગિરનાર ઉપરના એક લેખમાં લખ્યું છે કે તેણે નેમિનાથના દહેરાને સોનાનાં પતરાંથી સુશોભિત કર્યું હતું. રા. મંડલિક પછી તેનો પુત્ર રા નોઘણ ચોથો ગાદીએ બેઠો. ગિરનારના લેખમાં લખ્યું છે કે એ મહા શૂરવીર યોધ્ધો હતો. એ છ વર્ષ સુધી રાજ્ય કરી મરણ પામ્યો. એટલે એનો પુત્ર મહીપાલ ત્રીજો ગાદીએ આવ્યો. રા મહીપાલે સોમનાથનું દેહરૂં સમરાવ્યું ને ઘણા પૈસા ધર્મદાનમાં ખરચ્યા. એણે સત્તર વર્ષ

મહીપાલે સમરાશાહને સ્વયં ત્રિપદ(?) વસ્ત્રથી સંબંધ ઘોડો શ્રીકરી સાથે આપ્યો.

રાસકાર દશમી ભાષામાં જણાવે છે કે સુગંધી પુષ્પના પરિમલને પૂરનાર વસંતઋતુનું આગમન થતાં સમર(સ્મર)ની વિજયપતાકા વાગી. માર્ગમાં આવતાં વિવિધ વૃક્ષો, નવાં નવાં ગામ અને નીઝરણાંની શોભા જોતો સંઘ ચાલ્યો. દેવાલય દેવપટ્ટણમાં આવ્યું, ત્યાં અપૂર્વ એ થયું કે સોમેશ્વરછત્ર મહારાણો મુધરાજ સ્વયં ગૌરવકારણે સામે આવ્યો હતો. [ ચાલુ ]

દેવપાંટણમાં ગમન; મહારાણા મુધરાજનું સામે આવવું.

---

# કેવળ કસોટી—એક સંવાદ

**પાત્રો:**—મેઘરથ કુમાર, પારેવું ને બાજ પક્ષી.
**સમય:**—મધ્યાન્હ કાળ પછીનો.
**સ્થળ:**—રાજ-મહાલનો એક ભાગ [ રાજ-દરબાર ભરાયો છે. મેઘરથ રાજા રત્ન-જડિત સિંહાસન પર બેસી પ્રજા-કલ્યાણનાં કાર્યો પરત્વેની યોજનાઓ વિચારી રહ્યા છે; કચેરીના અન્ય કામકાજમાંથી પરવારી સ્વસ્થ ચિત્તે તે શાંત બેઠા છે—એવામાં ડાબી બાજુની બારીમાંથી અચાનક એક તરફડતું, હાંફતું અને શરણુ શોધતું ભયભીત પારેવું પ્રવેશ કરી કુમારના ખોળામાં જઈ પડે છે. ]

મે:—અરે, આ શું ! મારા અંકમાં આ આધારહીન કબુતર ક્યાંથી ?! અને કઇ રીતે આવ્યું ?! કોઇ પણ જીવ મારા રાજ્યમાં જરાયે દુઃખી ન હોવો જોઇએ; છતાંયે આમ કેમ ? કંઇ સમજાતું નથી. અનુકંપા યાચંતી આંખમાં, અહો-કેવું તેજ તરવરી રહ્યું છે ! ( કુમાર આ સમયે પોતાનો કોમળ હસ્ત એ પંખીપર ફેરવી એને ભયમુક્ત કરે છે. ) દેહના દરેક અવયવ સંકોચતો દેહી-જીવ જે દયા મુંગી ભાષામાં માગી રહ્યો છે ને માળામાં પરોવાયલાં મૌક્તિકની જેમ અખંડ શ્રદ્ધા અનુભવી રહ્યો છે, એ યાચનાનો અસ્વિકાર હું રાજા કરૂં એ સંભવે જ શી રીતે? અત્યારે મને એમ ભાસ થાય છે કે આ શીકારની પછાડી કોઇ શીકારી આવતો હોવો જોઇએ. આ સામેનું દશ્ય પ્રત્યક્ષ પ્રમાણ છે. ( પોતાની પવન-વેગી ગગન-વિહારી પાંખો ફફડાવતો સિંચાણો—બાજ પક્ષી રાજમહલની આરસની અગાસીની આસપાસ ઘુમતો હતો. અતિ થાકી ગયો હતો. તો પણ તેનાં તીવ્ર નયન શિકારની શોધમાં સતત મિંચાયલાં જ દેખાતાં. ચાર ચક્ષુ-કુમારનાં અને બાજનાં-મળ્યાં કંઇક આપ લે થઇ અને બાજ પક્ષી સત્વર અંદર દાખલ થયો. શીકાર જોયો ને શાંતિ થઇ. )

બા:-(સ્વગત):—હા......શ: હવે નિરાંત વળી. પ્રયુક્તિ વડે રાજાજીને આ પારેવું મને સુપ્રત કરવાનું સમજાવી લેવાય તો દેવેંદ્રની કરેલ સ્તુતિ વ્યર્થ જાય અને આ દેવની મહત્તા વધે. કુમાર છેવટ નહીં જ માને તો શયતાનીયત શકિતઓનો ઉપયોગ પણ કરવાનો અને વિજય પ્રાપ્ત કરવા તો આકાશ પાતાળ એક કરવા પડે તોયે શું ? (પ્રગટ):-રાજા સાહેબ, આપના ખોળામાં ગેલ કરતું પંખી એ મારી માલિકીનો શિકાર છે," અને એ મને સોંપાવું જોઇએ, એ અરજ આપ રાજનને છે.

મે:—બાજ પક્ષી, જરા શાંત થા, જરા શાંત થા. હું તારામાં તેમજ આ નાના પંખીમાં વિભુની એકજ વિભૂતિ અનુભવી રહ્યો છું; એટલે કે......
" वसुधैव कुटुंबकम्', 'आत्मवत् सर्वभूतेषु' "
એ સિદ્ધાંત અનુસાર તમો બન્ને મને સરખા પ્રિય છો. હું વચન આપું છું કે તારી વાસનાને સંપૂર્ણ

---

સુધી રાજ્ય કર્યું. એના પછી એનો કુંવર રાખેંગાર ઇ. સ. ૧૩૨૫ માં ગાદીપતિ થયો. તેણે ૧૩૫૧ સુધી રાજ્ય કર્યું. ( કાઠીઆવાડ સર્વ સંગ્રહ પૃ ૪૦૦-૪૦૧ આવૃત્તિ ૧૮૮૬

તૃપ્ત કર્યા પછી જ તને શાંત વિદાયગીરી મળશે. જરા જો આ બાજુ. તેનાં નિર્મળ નયન કેવાં ટગર ટગર જોયાં કરે છે? એનું નમણું મુખ-મ્હોં કેવું સફેદ પુણી જેવું ફીકકુ બની ગયું છે. થરથર ધ્રુજતા ને કંપતા દેહ પર તારે દયા કરવી ઘટે.

બાઃ—મેઘરથ રાજા, જ્ઞાન એમને મુદ્દલ ગમતું નથી., જરા વારમાં આ શીકાર પકડી આવું છું,' એમ ભૂખ્યાં પત્નિ અને બાળકોને કહી ચાલી નીકળ્યો છું. કમભાગ્યે ત્રણ દિવસ પસાર થઈ ગયા. એઓનું હવે શું થયું હશે એ તો કોણ જાણે? જેના પર મારૂં જીવન છે એ મારા ખાદ્ય પદાર્થને કોઇ રીતે છોડી શકું તેમ નથી. દયા! અહિંસા! ને તેની માગણી પણ મારી પાસેથી! જાઓ જાઓ, તમારા ભગવાનનું નામ લ્યો. હિંસા-સ્વાદિષ્ટ હિંસા એ મારો ઉત્તરોત્તર વારસો છે-મારો 'જન્મસિદ્ધ હક્ક' છે.......

(પારેવા પ્રતિ) "બે ઘડીના મ્હેમાન-પંખી! તારા ઇષ્ટ દેવનું સ્મરણ કર ને મરવા તૈયાર થા. તારૂં શરીર મારૂં સુંદર ભોજન થશે." કુમાર, મને વધારે કાંઇ ન જોઈએ, મારૂં જે છે તે મને આપી દ્યો એટલે આશીર્વાદ દેતો હું પંથે પડું.

મેઃ—અન્ય પશુ પંખી કરતાં તારામાં કંઇક વિશેષતા જોવાય છે અને દયાની—અનુકંપાની મહત્તાનો ખ્યાલ આપવા હૃદય પ્રેરાય છે. હરકોઇ વ્યક્તિ કે જે સતત ત્રણ દિવસ સુધી ભૂખ ને તેને અંગે ઉત્પન્ન થતાં અનેક દુઃખોને સહન કરવાનું અજબ સામર્થ્ય ધરાવે છે તે વ્યક્તિને મારો બોધ ન લાગે એમાં મારા આત્માની નરી નબળાઇ જોઉંછું. કર્મમાં શૂરો જીવ ધર્મમાં પણ શૂરોજ બને છે. (**कम्मेसूरा धम्मेसूरा**) પશુ પંખીયો શુદ્ધ શુભ ભાવના વડે મોટા દેવ લોક પ્રાપ્ત કરે છે, એ વાત તારે ભૂલવા જેવી નથી-ભાઇ...ઉપરાંત તું પણ એક પંખીનો રાજા મનાય છે અને એ ન્યાયે પણ આ તારી પ્રજા છે; તો તે નિર્દોષ પંખીને અભયદાન દેવું ઘટે. શરણે આવેલ અશરણ જીવ ગમે તે યોનીનો હો; પરંતુ મારો રાજધર્મ મને સત્ય રાજા બનાવશે એ અચળ શ્રધ્ધા હું અનુભવું છું....... તને જેમ શાતા ઉપજે તેમ કર. (**जहा सुखं देवाणुप्पिया**.

બાઃ—આર્યકુમાર, આપનો શુષ્ક ફિલસુફ-વાદ મને શી રીતે માન્ય હોય? મારો રાજ-ધર્મ મને એમ ઓળખાવે છે કેઃ-જ્યાં પેટમાં ઉંડા ખાડા પડ્યા હોય, અન્નને અભાવે બાળકો રોતાં હોય ત્યાં તમારો બોધ તદ્દન નિરર્થક છે. '**जीवो जीवस्य जीवनम्**,' આ અમારૂં અંતિમ કથન છે.—(એક પગ ઉંચો કરીને) હવે આ દેહની ભૂખ—કડકડતી ભૂખ સહન નથી થતી-રાજકુમાર! ઇચ્છિત વસ્તુ જોઇ મ્હોંમાંથી પાણી છૂટે છે; પણ આશાની દોરી ક્યાં સુધી લંબાશે? હેં...તુટી તો નહીં જાય ને! કૃપા કરી છેવટની 'હા' અગર 'ના' કહો. દુધ ને દહીંમાં પગની જેમ આપનું કથન સમજવું અતિ મુશ્કેલ પડે છે. ના પાડી દ્યો એટલે આપને સલામ ભરી વિદાય થાઉં.

મેઃ—પંખીના સરદાર, આમ ઉતાવળો મા થા તારી દિલની લાગણી સ્હેજ પણ દુભાવી ન જોઇએ. ચાલ મારી સાથે, તને ક્ષુધા અતિશય લાગી છે-ખરૂંને? મારા ખાસ ભોજનગૃહમાં સર્વ ઉન્હી રસોઇ તૈયાર છે. માંસના જેવો જ લગભગ સ્વાદ આવે એવી ઉત્તમ વાનીઓ પીરસાશે; જેમાં તારી વાસના-તૃપ્તિ પણ થશે. આ સિવાય અન્ય જે કંઇ તારે માટે કરી શકું તે સુખેથી જણાવ; બાકી તો તું નથી સમજતો કે શાસ્ત્રમાં દાન સર્વોત્તમ છે. અન્નદાન, વિદ્યાદાન, જ્ઞાનદાન એમ વિવિધ પ્રકારનાં દાન છે; પરંતુ "અભયદાન" શીખરની ટોચ સમ મહત્તા ધરાવે છે.-તાત, હવે તો સમજી જા. તું અભયદાન આ પંખીને નહીં દે તો મારી સ્થિતિ અતિ વિચિત્ર ને પંથ ભૂલેલ પ્રવાસીના જેવી થઇ પડશે.

બાઃ—(સ્વગત):—લાગ હવે ઠીક છે, (પ્રગટ): રાજન્! સુડી વચ્ચે સોપારીના જેમ તમારી દશા છે-ખરી વાતને?

મેઃ—ભાઇ બાજ! એમજ છે. કંઇક નિરાકરણ કર.

બાઃ—શરત એક છે, પણ......

મેઃ—કથી? અને તું કેમ અટક્યો? સંકોચ વગર સ્પષ્ટ કર.

બાઃ—અતિ આકરી છે એ કસોટી, રાજન્!

મેઃ—ભાઇ બાજ, એ મારે જોવાનું છે; કારણ કે એ મારા હાથની બાજી છે. શરત કહી બતાવવી તે તારૂં કામ છે. જો આ રિદ્ધિ-સિદ્ધિ-સમૃદ્ધિ, રાજ-વિભવ રાજ-પાટ-ગાદી ઇત્યાદિ જે જે વસ્તુઓનું સ્વામીત્વ હું ભોગવી રહ્યો છું તે તમામ આજ ક્ષણે ત્યાગવા તૈયાર છું, તદ્દુપરાંત અરધે વસ્ત્રે જંગલમાં ચાલ્યા જવાનો હુકમ હોય તો તેયે શીરમાન્ય છે.

બાઃ—નરપતિ, મને તમારા ખાદ્ય પદાર્થ ન ખપે; રાજ સાહબીનું પણ...તેમજ સમજો. વટ વૃક્ષનાં મૂળની જેમ પાતાળે પહોંચેલી વાસના ઇચ્છિત વસ્તુના યોગ વગર સદૈવ શું અધુરી-અતૃપ્ત રહેશે?

મેઃ—બાજ, આનો અર્થ શો? વચન દઇ ચાલાકી મા અજમાવ.

બાઃ—એ સૂચવવા મન થતું નથી; કારણ કે ઉપાય બતાવવા મારા જીવને હું જોખમમાં જોઉં છું.

મેઃ—જેમ ખોળામાં રમતું આ પંખી નિર્ભય છે તેમ તું પણ તને નિર્ભય સમજ. આ પ્રાણ છે. ત્યાં સુધી તો તું સલામત છે.

બાઃ—(સ્વગત)-જાળ પથરાઇ ગઇ છે. (પ્રગટ) કુમાર, આ તમારી કોમળ કાયા જોઇને મને એમ લાગે છે કે એ કાર્ય આપથી નહીં બને તે...... નહીંજ બને. મને શ્રદ્ધા બેસતી નથી ને મારી નજર આપની કેડે લટકતી તલવાર પર થીજી રહી છે.

મેઃ—(દરબાર બરખાસ્ત કરે છે. સર્વ અલંકાર કપડા ઉતારી એક સાદુ વસ્ત્ર પહેરી બાજની નજીક જઈ તેના વદન પર પોતાનો કોમળ હસ્ત ફેરવી ભયમુક્ત કરે છે.) ભાઇ બાજ, જરાયે અંદેશો આણ્યા વગર હવે બેધડક કહે.

બાઃ—(નિર્ભયતાનો ખોટો દંભ દૂર કરી), મેઘરથ કુમાર, શ્રવણ કરો. હું પણ એક રાજા હોઇ ન્યાયથી જેટલું માંગવું ઘટશે તેટલુંજ માંગીશ. મારો ન્યાય એ છે કે આ પારેવાના શરીરની ભારોભાર માંસ તમારી કાયાના કોઇ પણ ભાગમાંથી કાપી તોળી દો કે એ લઇ હું સંતોષ પામી પધારી જઉં.

(અમાત્યાદિ મંડળ ભયભીત ને આશ્ચર્ય બન્યું. કુમારે સર્વને જવા આજ્ઞા દીધી. ત્યાર પછી એક રત્નજડીત કટાર ને એક ત્રાજવું એમ બે વસ્તુ સભામાં લાવવામાં આવી.)

મેઃ—પંખી રાજા, આમાં તું આટલો ગભરાયો?-કંઇક વિશેષ તો માંગવું હતું. ધાંધલ ખૂબ કરી; પણ અંતે ડુંગર ખોદીને તો માત્ર ઉંદર જ કાઢ્યો. મારો રાજ-ધર્મ બજાવાશે એ વિચારે વિશેષ સંતોષની વાત છે. હવે જો, આ એક પલ્લામાં અનુકંપા યાચતું પારેવું બેસાડ્યું છે ને આ બીજામાંઃ—(એક પછી એક પોતાના દેહના અવયવ કટારથી કાપી બીજા પલ્લામાં મૂકયે જાય છે; પરંતુ પારેવાનું ત્રાજવું રજભર પણ ન ઉંચું આવ્યું.) (સ્વગત) સત્ય ભેદ સમજાયો-નથી આ પારેવું કે નથી આ બાજ; બન્ને દેવો મારી કેવળ કસોટી કરી રહ્યા લાગે છે; હવે તો અભયદાન નિમિત્તે આ દેહ વોસરાવ્યે જ રંગ રહેશે.

(આમ વિચારી બાજને ઇચ્છિત સૂચના દઈ પોતે ત્રાજવામાં.....બેસી જાય છે ને ધ્યાનસ્થ દશા અનુભવે છે. એવામાં સ્વર્ગથી દિવ્ય મધુર ધ્વની સંભળાય છે; અમર પુષ્પોની વૃષ્ટિ થાય છે. આકાશમાં ઇંદ્રાદિ દેવો જય જયકારના ગીતો ગાઇ રહ્યાં છે. અંતિમ દ્રશ્યઃ-એજ સિંહાસન, એજ દરબાર ને એજ મેઘરથ રાજન.)

ભાવી કથાઃ—અનુષ્ટુપ્.

કથા એ દિવ્ય આત્માની, શાંતિનાથ પ્રભુ થશે.
અભયદાને મહા દાને, શાસનસ્થાપક એ થશે.

મગનલાલ દલીચંદ દેશાઈ.

# શત્રુંજયનું ઐતિહાસિક વર્ણન

આસોની સ્વચ્છ ચાંદનીમાં આકાશ પટમાં દુનિયાને દર્શન દેતા તારાગણ નિરખવામાં બહુ આનંદ આવે છે. જનતા એ તારાગણ હોંશથી નિહાળે છે ત્યારે ખગોળવેત્તાઓ એ તારાઓની ચિકિત્સા કરી દુનિયાના ભાવિનો આંક ગણે છે. તેની અનેક વિધ ચર્ચાઓ કરી નિર્ણયો બાંધે છે એવામાં અચાનક આકાશ પટ ઉપર યદિ પૂંછડીયો તારો જુવે ત્યારે જે ખળભળાટ જે મંથન ખગોળજ્ઞોને થાય છે તે અકથ્ય છે. આ ઉપરથી તે દુનિયાના ભાવીનો નિર્ણય કરી જનતા સન્મુખ રજુ કરે છે. આજે તેવોજ અનુરૂપ થોડો ફેરફાર સાથે આપણામાં બનાવ બન્યો છે. જૈન સમાજ રૂપી વિસ્તૃત આકાશ પટમાં અનેક પ્રશ્નોને તારાની જેમ જન સમુહ જોઇ રહ્યો છે તેની ચર્ચા કરી રહ્યો છે. ત્યાં ચાલીસ વર્ષ પછી ઉગતો-ઉગેલો શત્રુંજયના હક્કનો પ્રશ્ન પૂછડીઆ તારાની જેમ જૈન સમાજના નેતાઓના હૃદયમાં અનિર્વચનીય મંથન ખળભળાટ મચાવી રહ્યો છે. આ પ્રશ્ન-શત્રુંજયના હક્કના પ્રશ્નથી જૈન સમાજનું ભાવિ તાત્કાલીક ઘડાવાનું છે. આજે આખી સમાજ એ પ્રશ્ન ઉપર મીટ માંડી જોઇ રહી છે. તેનું પરિણામ શું આવશે તે હજી ભાવિના ગર્ભમાં છે. મોટા મોટા જ્યોતિષીઓ પણ આ પ્રશ્નનો કોયડો ઉકેલવામાં મુંઝાય તેમ છે.

આજે જૈન કોમ સન્મુખ શ્રી શત્રુંજયનો પ્રશ્ન બહુ મહત્વનો છે. શત્રુંજય જૈનોનું પવિત્રમાં પવિત્ર સ્થલ મનાય છે. જેમ હિંદુઓનું કાશી, હરદ્વાર, દ્વારકા ઇ., મુસલમાનોનું મક્કા મદીના, પારસીઓનું ઉદવાડા, સ્વામિનારાયણોનું વડતાલ, ઇસ્રેલ્યોનું જેરુસલામ, બુદ્ધોનું ગયા ઇ. તેમ તેથીએ અધિક તરણતારણ, પૂનિત શ્રી શત્રુંજય મનાય છે. આજે એ પવિત્ર તીર્થના હક્કોનો પ્રશ્ન જૈનો ચિંતાની નજરે નિહાળી રહ્યા છે-છણી રહ્યા છે. પોતાના એ પરમ પૂનિત તીર્થના હક્ક ઉપર ક્યારે કુહાડો પડશે તે કહેવું મુશ્કેલ છે. એ તીર્થ જૈનોને આત્મિક શાંતિ મેળવવાનું કારણ છે. જ્યારે તેમની આત્મિક શાંતિનો ભંગ થાય છે. ત્યારે તેમને પારાવાર દુઃખ થાય તેમાં નવાઇ નથી. આ દુઃખ કાંઇ અપરિચિત કે તદ્દન નવું નથી, વર્ષો પહેલાંનું તેમનું આ તીર્થ જોખમમાં છે. મેજર કીટીંજ કાન્ડી આદિ કા. પો. એ. ના હાથે નાના પ્રકારના અન્યાયો સહેન કરી પોતાના હકકોને જતા કરવામાં જૈનોએ બાકી નથી રાખી. જૈનોના પૂર્વજોએ શ્રી શત્રુંજય ઉપર લાખો ક્રોડો રૂપિયા ખર્ચી, સુંદરમાં સુંદર મંદિરો બંધાવી પોતાના આત્માને પુનિત બનાવ્યો છે. આજે હિંદુસ્તાનમાં તે શું પણ આખી દુનિયામાં એવું એક પણ સ્થલ નથી કે જ્યાં શ્રી શત્રુંજય જેટલાં ને જેવાં મંદિરો વિદ્યમાન હોય. શ્રી શત્રુંજય એટલે દેવનગર, મંદિરનગર કહીએ તો તેમાં કાંઇ પણ અત્યુક્તિ જેવું નથી. છેલ્લામાં છેલ્લો મંદિરોનો સમૂહ, ટુંક શેઠ શાંતિદાસના વંશજોના હાથમાં જ્યાં સુધી વહીવટ હતો ત્યાં સુધી બંધાયેલ છે ને ત્યાર પછી અત્યારના પાલીતાણાના નામદાર ઠાકોર સાહેબના પૂર્વજોના હાથમાં છેલ્લામાં છેલ્લો વહીવટ ગયા પછી એક પણ ટુંક નવી નથી બંધાઇ-સિવાય કે તલાટીનું મંદિર.

આગળના વખતના હિન્દુરાજાઓના સામ્રાજ્યોમાં એ પવિત્ર તીર્થના હક્કનો પ્રશ્ન ન્હોતો ઉઠતો. આગળના એ ચુસ્ત હિન્દુરાજા-પ્રજાપાલકો સમજતા કે અમે તો પ્રજાના સેવક છીએ, વળી પણ તેઓ સમજતા કે પ્રજાની આબાદીમાં રાજ્યની આબાદી છે,

પ્રજાની શાંતિમાં રાજ્યની (પોતાના રાજપદની પણ ખરી) શાંતિ છે, પ્રજાથી સમૃદ્ધિમાં રાજ્યની સમૃદ્ધિ છે. આટલું તેઓ સમજતાજ એમ નહિ પરન્તુ એ પ્રમાણે પ્રજાને અનુકુળતા કરી આપી આચરણમાં ઉતારતા. એટલે કોઇ પણ જાતની ડખલ સિવાય જૈનો પોતાના પવિત્ર સ્થલમાં–તીર્થમાં આત્મિક શાંતિ ભોગવી શકતા ને તે આત્મિક શાંતિ નિશ્ચિંતપણે ત્યારેજ ભોગવી શકાય કે જ્યારે હકકોની મારામારી, કે કોઇ પણ જાતની બીજી કનડગત ન હોય. ત્યાર બાદ બૌદ્ધ સમ્રાટ્ **અશોકના સમયમાં** પણ જૈનોના હકકો ન્હોતા હણાયા. ત્યારબાદ મહારાજા **શિલાદિત્યના સમયમાં** જ્યારે બૌદ્ધોની સાથેના વાદમાં જૈનો પરાજ્ય પામ્યા છે; ત્યારે એ તીર્થ બૌદ્ધોને તાબે ગયું છે, અને જૈનોને પણ પોતાનો દેશ સૌરાષ્ટ્ર છોડવો પડયો છે. પરન્તુ સદ્‌ભાગ્યે આ દુઃખદ સ્થિતિ વધુ સમય ટકી નથી એજ મહારાજા શિલાદિત્યના સમયમાં તેનીજ રાજસભામાં જૈનોના મહાન્ **આચાર્યવર્ય શ્રીમલ્લવાદિસૂરિશ્વરે** બૌધ્ધોને પરાજ્ય પમાડી–છક્કા ખવડાવી પોતાનું ગત તીર્થ પાછું વાળ્યું હતું—શ્રી જૈનસંઘને કબજે કરાવ્યું હતું.

ત્યારબાદ વલ્લભીના મહારાજાઓએ પણ જૈનોના હક્ક ઉપર તરાપ ન્હોતી મારી. તેમની પછી **વનરાજ ચાવડો, મૂળરાજ, ભીમદેવ, કર્ણદેવ, સિધ્ધરાજ જયસિંહ** આ ચાવડાને સોલંકી વંશના રાજાઓએ પણ એ તીર્થ ઉપર ઉદારતાભર્યું વર્તન ચલાવ્યું હતું. સિદ્ધરાજ જયસિંહ તો શ્રી શત્રુંજય ઉપર પ્રેમથી પ્રભુનાં દર્શન કરવા ગયો હતો તેણેતો તેના નિર્વાહ અર્થે અમુક ગામો ભેટ આપ્યાના દાખલા જૈન ગ્રંથોમાં મલી આવે છે. ત્યાર પછી **કુમારપાલના સમયમાં** તો તેની ખુબજ આબાદી થઇ છે–હતી. ઉદયન મંત્રી (ખંભાતનો મોટો સત્તાધીશ ને ગુજરાતનો મહામાત્ય)ના પુત્રોએ તો તેનો પુષ્કળ દ્રવ્ય ખર્ચી ઉદ્ધાર પણ કરાવ્યો છે. (તે પુત્રો પણ તેના મરણ પહેલાં ને પછી પણ સારા સત્તાધીશો ને મંત્રી તરીકે શોભ્યા હતા.) ત્યાર પછી [1]**વસ્તુપાળ તેજપાળ** તો સાડા બાર વાર સંઘ કહાડી શ્રીશત્રુંજય ઉપર ગયા હતા (જૂઓ વસ્તુપાળ ચરિત્ર)–તેમણે તેનું ગૌરવ ખુબજ વધાર્યું હતું. એકજ વ્યક્તિ આટલી બધીવાર સંઘ કહાડે ત્યારે તો–અર્થાત્ સિદ્ધ થાય છે કે તે વખતે કોઇ પણ જાતની ડખલગીરી નહિં હોય તેમ હકની મારામારી પણ નહિંજ હોય; યદિ હોય તો પણ તેવા મહર્દ્ધિક સત્તાશાલી પુરૂષ ટકવા દેજ નહિં. આખો સૌરાષ્ટ્ર તે વખતે ગુર્જરેશ્વરને તાબે હતો. એ બંન્ને ભાઇઓ ગુર્જરેશ્વરના મુખ્ય પ્રધાન હતા.

ત્યાર પછી આવે છે ધીમે ધીમે મુસલમાન બાદશાહોનો સમય. અમુક એકાદ બે બાદશાહોને છોડી બીજા કોઇ પણ બાદશાહે આ તીર્થની વચ્ચે ડખલગીરી નથી કરી. જે એકાદ બે છે તે પણ ખુદ બાદશાહો તો નથીજ, તેના મદાંધ સુબાઓનુંજ તે કામ હતું ને તે પણ જૈનોનો કોઇ મહર્ધિક પુરૂષ ખુદ બાદશાહને વિનંતિ કરી સમજાવતો એટલે ત્યાર પછી તો તે તોડનાર સુબો પણ પશ્ચાત્તાપ કરી તેને સમરાવવામાં મદદ કરતો–તેનાં જીર્ણોદ્ધાર કરાવવામાં બનતી સહાય આપતો. સંવત ૧૩૭૧ માં પંદરમો ઉધ્ધાર કરાવનાર **સમરશાહે** સુબાની મદદથીજ જીર્ણોદ્ધાર કરાવ્યાના દાખલા મલી આવે છે. એટલે મુસલમાન બાદશાહોના સમયમાં પણ જૈનોનાં તીર્થો નિર્ભય રહી શકયાં છે–હતાં. **અલ્લાઉદ્દીન ખુની જેવા ધર્માંધ ને સ્થિતિચુસ્ત પાદશાહને** પણ અમુક કારણથી એ મંદિર તોડયા સિવાય પાછું જવું પડયું હતું ને તે વખતે પણ તીર્થ નિર્ભય રહી શકયું હતું. ત્યારપછી તઘલખ વંશના કે ઘોરી વંશના રાજાઓએ પણ તેના હકમાં દખલ કર્યાના દાખલા મલતા નથી. તેમજ જૈનોના તે વખતના મહર્ધિક પ્રભાવશાલી પુરૂષોએ તેના હકકો નિષ્કંટકપણે જાળવ્યા છે.

હવે આવો મુગલ સમ્રાટોમાં. મહાન મોગલ કુલ તિલક **સમ્રાટ અકબરે તે જગદ્‌ગુરુ શ્રી**

૧ અહીં મેં જે નામોનો ઉલ્લેખ કર્યો છે તે દરેક ઐતિહાસિક વ્યક્તિઓ છે; તેમાંથી કેટલીએક વ્યક્તિઓના પ્રભાવ ને કીર્તિથી તો ગુજરાતનો ઇતિહાસ શોભે છે એટલે બધાની ઓળખાણ આપવાની જરૂર નથી લેતો. લે.

**હીરવિજયસૂરીશ્વર**ના ઉપદેશથી ૭ મહીના અમારી પટહ વગડાવી જૈનોનાં દરેક-પાંચ મહાતિર્થોને તેના લેવાતા કોઇ પણ જાતના કરોમાંથી મુકત કરી તેની પવિત્રતા જાળવવાનાં ફરમાનો બહાર પાડયાં હતાં એ તો જગજાહેર છે. આજે તેની સનંદો પણ મોજુદ છે. નહિં તો ( મોગલરાજ્યોના વખતમાં તો છુભ એ કાયદો ગણાતો ) આજે જે આનંદને મોજમાં હરતો ફરતો હોય તેની કાલે કઇ સ્થિતિ હશે તે કલ્પવું મુશ્કેલ હતું. આવી પરિસ્થિતિમાં પણ જૈનોનાં પવિત્ર તીર્થો નિષ્કંટકપણે નિર્ભય રહી શકયાં હતાં ને આ સુરક્ષિતતા ઠેઠ મોગલ વંશના અંત પર્યંત રહી હતી. **અકબર પછી જહાંગીર**- જહાંગીરે તો જૈનસાધુઓ પાસે અભ્યાસ કર્યાના ઉલ્લેખો પણ મળી આવે છે. જહાંગીરે પોતાના બાપની સનંદો કાયમ રાખી હતી. એવીજ રીતે **શાહજહાં (ખુશરૂ)** એ પણ જૈન તિર્થોની સનંદો કાયમ રાખી હતી; તેના પુત્ર મુરાદે જ્યારે ગુજરાતનો સુબો હતો ત્યારે શત્રુંજયની તલાટીમાં આવેલ પાલીતાણા પણ શત્રુંજયને ભેટ આપ્યું હતું. આ ભેટ ખુદ શાંતિદાસ શેઠને મલી હતી. ઇ.સ. ૧૬૫૭ માં અને પોતે ગાદીએ બેઠા પછી તે સનંદ કાયમ રાખી હતી, કે જે એ સનંદો અત્યારે વિદ્યમાન છે. એટલે તે વખતે **તો શત્રુંજય સહિત પાલીતાણા જૈનોને ઘેર હતું કે જે ઐતિહાસિક દૃષ્ટિએ સિદ્ધ થાય છે** અને જેના પુરાવા આજે બાદશાહના અક્ષરમાં જ મોજુદ ઉભા છે. ત્યાર પછી મરાઠાઓના સમયમાં પણ એ પવિત્ર તીર્થ નિર્ભય હતું અને તે વખતે શેઠ **શાંતિદાસ**ના વંશજો તેનો વહીવટ ચલાવતા. અત્યાર સુધીના ટુંકા ઇતિહાસમાં આપણે જોઇ ગયા કે શ્રી શત્રુંજયને પાલીતાણા જૈનોને તાબેજ હતાં. તેનો વહીવટ પણજૈનો જ કરતા. તેના ઉપર સત્તા ને પ્રભાવ પણ જૈનોજ ચલાવતા. જૈનો કેવી સુંદર રીતે વહીવટ ચલાવતા તે તો એક જ દૃષ્ટાન્તથી સમજાઈ જાય છે "શ્રી શત્રુંજય ગિરિરાજની આજુબાજુ પાલીતાણાને છોડી દરેક ગામો મુસલમાનો અને કાઠીઓનાજ હાથમાં હતાં છતાં એ બધાની વચ્ચે મુગટ રૂપે તદ્દન સ્વતંત્ર પાલીતાણા ને શત્રુંજય શોભતાં હતાં. કોઈ પણ ત્યાં તરાપ મારવા ન્હોતું લલચાતું. દરેક એમજ સમજતા કે એ શત્રુંજયની પવિત્ર છાયામાં આપણે નિર્ભય છીએ. જ્યારે શ્રી શત્રુંજય સહિત પાલીતાણા જૈનોના હાથમાં હતું, તો પછી અત્યારના નામદાર ઠાકોર સાહેબના પૂર્વજના હાથમાં તે કયાંથી આવ્યું? આ પ્રશ્ન સહજ છે. તેનો ઉત્તર અત્યારના પાલીતાણાના ઠાકોર સાહેબના પૂર્વજનાં લખાણો-હસ્ત પત્રોથી ઐતિહાસિક રીતે મલી આવે છે. તેમાં પણ ખુબ ઉંડા ઉતરીએ છીએ ત્યારે મૂળમાં જણાઇ આવે છે કે શત્રુંજય સહિત પાલીતાણા જૈનોના હાથમાં હતું ને ધીમે ધીમે જૈનોની નબળાઇને લીધે 'શૂચિ પ્રવેશે મુશલપ્રવેશ' એ ન્યાયથી અત્યારના ઠાકોર સાહેબના પૂર્વજના હાથમાં પાલીતાણા ગયું ને ખુદ પવિત્ર તીર્થરાજ પણ અમુક ડખલ સિવાય જૈનોના હાથમાં રહ્યું છે.

આ પ્રશ્ન ચર્ચવા પહેલાં અગત્યનો એક પ્રશ્ન
ઉદ્દભવે છે કે પાલીતાણાના ગાદી
જૈનોના હાથમાંથી વારસોનું મુળ શું? આને માટે
પાલીતાણા કેવી આપણે ભૂતકાલીન ઇતિહાસનાં
રીતે ગયું? થોડાં એક પાનાં ઉકેલવાં
પડશે. પાલીતાણાના વંશજો

ચંદ્રવંશી ગોહેલ છે. તેમના મૂળ પુરૂષ સેજકજી હતા કે જેઓ મારવાડમાંથી આવ્યા હતા. તેઓ ઇ. સ. ૧૨૯૦ માં દેવ પામ્યા હતા. તેમના વંશજોએ જુદે જુદે સ્થલે શિહોર, ભાવનગર, લાઠી, વળા, ગાળીયાધાર, અત્યારે ( પાલીતાણા ) ગાદી સ્થાપી. તેમાં ગાળીયાધારમાં ગાદી સ્થાપનાર મૂળ પુરૂષ **શાહાજી હતા.** તેમણે ગાળીયાધાર વસાવી શત્રુંજય ગિરિરાજની પવિત્ર છાયામાં પોતાની પવિત્રતા માની હતી. ત્યારપછી અનુક્રમે સરજણજી, અરજણજી, નોંઘણજી, જસોજી, શવોજી, બનોજી, હદાજી અને કાંધાજી ( પહેલા ) થયા. સને ૧૬૫૧ નો તેમનો એક લેખ મલે છે કે જેમણે પાલીતાણાની ચોકીનો ભાર સ્વીકાર્યો હતો. ત્યાર પછી નોંઘણજી બીજા થયા તેમને તાબે અમુક ગામો હતાં. તેમને એક વખતે ત્યાંના મુસલમાન ખરેડીના

લોમા ખુંમાણ સાથે તકરારં થઇ હતી તેમાં ઠાકોર હારી ગયા અને અન્તે ગાળીયાધાર છોડી નાસી જવું પડયું. ત્યાંથી મૂળ વતનમાં મારવાડમાં ચાલ્યા જવું પડયું ત્યાં પણ સંતોષ ન થવાથી પાછા ગાળીયાધાર તરફ ચાલ્યા. ત્યાં રસ્તામાં અમદાવાદમાં આવ્યા ત્યાં આવી ગાળીયાધારની નજીકમાં પાલીતાણાના વહીવટ કર્તા શેઠ **શાંતિદાસના વંશજોને મલી કાંઈ મદદ માંગી.** ઉદાર દીલના શેઠે પોતાને ત્યાં—પાલીતાણામાં **તેમને શુરવીર જાણી ચોકી** કરવા રાખ્યા ને કહ્યું કે ઠાકોર હમણાં શાંતિથી પાલીતાણામાં રહો ને સમયે ગાળીયાધાર ઉપર છાપો મારશો તો ફાવશો. તે વખતે તમને ધન ને માણસોની મદદ આપીશું. અનુક્રમે સમય આવ્યે ગાળીયાધાર ઉપર છાપો માર્યો, અને ઉદાર દીલના શેઠે કહેવા પ્રમાણે બધી—ખુબ મદદ કરી પોતાનું વચન પાળ્યું. ત્યાર પછી એ ગાળીયાધારના ઠાકોરે પણ કૃતજ્ઞ શેઠના અહેશાનમાં દબાઇ ચોકી કરવાનું કબુલ્યું ને તેના બદલામાં શેઠ કુટુંબ તરફથી અમુક અપાતું. ધીમે ધીમે ચોકી પેટે અમુક આપવાનું ખત પત્ર થયું છે કે જે મોજુદ છે. તેમાં પ્યાદા દીઠ ০ાા જામી (૧ આનો) ૧૦૦ માણસદીઠ ૬૦ જામી. (૭ રૂ. ૮ આ.) આપવાનું ઠરાવ્યું છે આ સિવાય મલણું આદિ કાંઇ પણ લેવાનું નથી. આ ખત પત્રમાં ત્રણ જણની સહી છે તેમાં કાંધાજી અને બે સ્ત્રીઓ પદમાજી ને પારમદેની સહી છે ભેગા બે ભાટોની પણ સાક્ષી છે. તેમાં લખ્યું છે કે " આ લખ્યા **પ્રમાણે અમે પાળીશું ઇશ્વરની શાખે બાપના બોલથી પાળશું. નહિં તો અમદાવાદ જઇ જવાબ દઇશું.**" ઇ. આ શબ્દો સુચવે છે કે જરૂર અત્યારના પાલીતાણા ઠાકોર સાહેબના પૂર્વજો પાલીતાણાના કે શત્રુંજયના રાજા કે ઠાકોર ન્હોતા, ફક્ત જૈનોએ તેમને રક્ષણ આપી પોતાના તીર્થમાં યાત્રુઓના રક્ષણ અર્થે-પાલીતાણાને ચોર લુંટારાના રક્ષણ અર્થે તેમને ચોકી માટે નીમેલા હતા. બહાદુર રજપુતે કહ્યા પ્રમાણે પાળ્યું છે. તેમના દીકરા નોંધણજી બીજા કે જેઓનો ઉલ્લેખ હું ઉપર કરી ગયો તેમણે પણ બાપનું વચન પાળ્યું છે. આ બધો સમય તેમણે જોયેલો. જૈનોની ઉદારતા તેમની મદદ આદી આ નોંધણજી ન્હોતા ભૂલ્યા-તેઓ કૃતજ્ઞ હતા. પરન્તુ કમભાગ્યની વાત છે કે ત્યારપછી તેમની અમુક પેઢીએ થયેલા તેમના જ વંશજો એ લખાણને પુરેપુરા વફાદાર નથી રહી શક્યા. અન્તે જૈનોની નબળાઇને લીધે પાલીતાણા જૈનોના હાથમાંથી ગયું. ત્યારબાદ ઉનડજીના સમયમાં પાછું પાલીતાણા પરગણું જૈનોને ત્યાં ગીરવી રહ્યું. ( જૂઓ પાલીતાણાનો ઇ. **રાજમાં ઘણું કરજ થઈ ગયું. તેથી અમદાવાદના નગર શેઠ વખતચંદ ખુશાલચંદને રાજનાં ગામોનો ઇજારો માંડી આપી-ને નાણાં ઉપાડી કરજ પતાવ્યું.** ) ને તે ઠેઠ ચોથા નોંધણજી સુધી રહ્યું. ઉનડજી પછી કાંધાજી ને નોંઘણજી થયા. કાંધાજીના સમયમાં તકરારનાં બી વવાયાં છે,-કજીયાનું મૂળ રોપાયું છે. કાંધાજી-ના રાજ્યમાં ખુબ અંધેર ચાલેલું-જૂઓ આ રહ્યા આર. બારનવેલના શબ્દોઃ તે ભલા સાહેબ લખે છે કે "**હાલનો ઠાકોર ગાદીએ આવ્યા પછી સંસ્થાનમાં ઘણું અંધેર ચાલ્યું છે.**" ત્યાર પછી ગોહેલકાંધાજીના સમયમાં ૪૫૦૦ નો કરાર ૧૮૨૧માં થયો છે. આમાંથી **અઢીસો રાજગર** ને અને અઢીસો ભાટને દેવાના છે. ત્યાર પછી નોંઘણજી સુધી ઉપર્યુક્ત કરારનામું ચાલ્યું છે. તેમની પછી, ગોહેલ શ્રી **પ્રતાપસિંહજી ને સુરસિંહજી થયા** ( કે જેઓ અત્યારના નામદાર ઠાકોર સાહેબની ત્રીજી પેઢીએ વિદ્યમાન હતા. ઇ. સ. ૧૮૮૬ માં તેઓ સ્વર્ગવાસ પામ્યા. ) તેમણે ગુસદ્દીગીરીથી પોતાના કબજામાં પાલીતાણા લેવા માંડયું ને જૈનોની નબળાઇનો લાભ લઇ બન્યું તેટલું પોતાના કબજામાં કર્યું છે. તેમ કરવામાં બાકી નથી રાખ્યું. ત્યાર પછીનો ક્રમ અધિકાધિક જૈનોના હકકો ડુબતાજ ગયા છે. કનડગતોની સારી. રીતે વૃદ્ધિ થઇ છે. હવે પાલીતાણા કેવી રીતે ગયું તે મૂળ પ્રશ્ન ઉપર આવું. મર્હુમ ઠાકોર સાહેબે સુરસિંહજીના પિતા પ્રતાપસિંહજીના સમય સુધી પાલીતાણા પરગણાનો વહીવટ શેઠ શાંતિદાસના વંશજો કરતા. ( કહે છે કે વચ્ચે અમુક કારણસર

**હીરવિજયસૂરીશ્વર**ના ઉપદેશથી ૭ મહીના અમારી પટહ વગડાવી જૈનોનાં દરેક-પાંચ મહાતિર્થોને તેના લેવાતા કોઇ પણ જાતના કરોમાંથી મુક્ત કરી તેની પવિત્રતા જાળવવાનાં ફરમાનો બહાર પાડયાં હતાં એ તો જગજાહેર છે. આજે તેની સનંદો પણ મોજુદ છે. નહિં તો ( મોગલરાજ્યોના વખતમાં તો જીભ એ કાયદો ગણાતો ) આજે જે આનંદને મોજમાં હરતો ફરતો હોય તેની કાલે કઇ સ્થિતિ હશે તે કલ્પવું મુશ્કેલ હતું. આવી પરિસ્થિતિમાં પણ જૈનોનાં પવિત્ર તીર્થો નિષ્કંટકપણે નિર્ભય રહી શકયાં હતાં ને આ સુરક્ષિતતા ઠેઠ મોગલ વંશના અંત પર્યંત રહી હતી. **અકબર પછી જહાંગીર**-જહાંગીરે તો જૈનસાધુઓ પાસે અભ્યાસ કર્યાના ઉલ્લેખો પણ મળી આવે છે. જહાંગીરે પોતાના બાપની સનંદો કાયમ રાખી હતી. એવીજ રીતે **શાહજહાં (ખુરર)** એ પણ જૈન તિર્થોની સનંદો કાયમ રાખી હતી; તેના પુત્ર મુરાદે જ્યારે ગુજરાતનો સુબો હતો ત્યારે શત્રુંજયની તલાટીમાં આવેલ પાલીતાણા પણ શત્રુંજયને ભેટ આપ્યું હતું. આ ભેટ ખુદ શાંતિદાસ શેઠને મલી હતી. ઇ. સ. ૧૬૫૭ માં અને પોતે ગાદીએ બેઠા પછી તે સનંદ કાયમ રાખી હતી, કે જે બે સનંદો અત્યારે વિદ્યમાન છે. એટલે તે વખતે **તો શત્રુંજય સહિત પાલીતાણા જૈનોને ઘેર હતું કે જે ઐતિહાસિક દૃષ્ટિએ સિદ્ધ થાય** છે અને જેના પુરાવા આજે બાદશાહના અક્ષરમાં જ મોજુદ ઉભા છે. ત્યાર પછી મરાઠાઓના સમયમાં પણ એ પવિત્ર તીર્થ નિર્ભય હતું અને તે વખતે શેઠ શાંતિદાસના વંશજો તેનો વહીવટ ચલાવતા. અત્યાર સુધીના ટુંકા ઇતિહાસમાં આપણે જોઇ ગયા કે શ્રી શત્રુંજયને. પાલીતાણા જૈનોને તાબેજ હતાં. તેનો વહીવટ પણ જૈનો જ કરતા. તેના ઉપર સત્તા ને પ્રભાવ પણ જૈનોજ ચલાવતા. જૈનો કેવી સુંદર રીતે વહીવટ ચલાવતા તે તો એક જ દૃષ્ટાન્તથી સમજાઈ જાય છે "શ્રી શત્રુંજય ગિરિરાજની આજુબાજુ પાલીતાણાને છોડી દરેક ગામો મુસલમાનો અને કાઠીઓનાજ હાથમાં હતાં છતાં એ બધાની વચ્ચે મુગટ રૂપે તદ્દન સ્વતંત્ર પાલીતાણા ને શત્રુંજય શોભતાં હતાં. કોઈ પણ ત્યાં તરાપ મારવા ન્હોતું લલચાતું. દરેક એમજ સમજતા કે એ શત્રુંજયની પવિત્ર છાયામાં આપણે નિર્ભય છીએ. જ્યારે શ્રી શત્રુંજય સહિત પાલીતાણા જૈનોના હાથમાં હતું, તો પછી અત્યારના નામદાર ઠાકોર સાહેબના પૂર્વજના હાથમાં તે કયાંથી આવ્યું? આ પ્રશ્ન સહજ છે. તેનો ઉત્તર અત્યારના પાલીતાણાના ઠાકોર સાહેબના પૂર્વજનાં લખાણો-હસ્ત પત્રોથી ઐતિહાસિક રીતે મલી આવે છે. તેમાં પણ ખુબ ઉંડા ઉતરીએ છીએ ત્યારે મૂળમાં જણાઇ આવે છે કે શત્રુંજય સહિત પાલીતાણા જૈનોના હાથમાં હતું ને ધીમે ધીમે જૈનોની નબળાઇને લીધે 'શૂચિ પ્રવેશે મુશલપ્રવેશ' એ ન્યાયથી અત્યારના ઠાકોર સાહેબના પૂર્વજના હાથમાં પાલીતાણા ગયું ને ખુદ પવિત્ર તીર્થરાજ પણ અમુક ડખલ સિવાય જૈનોના હાથમાં રહ્યું છે.

આ પ્રશ્ન ચર્ચવા પહેલાં અગત્યનો એક પ્રશ્ન
ઉદ્ભવે છે કે પાલીતાણાના ગાદી
જૈનોના હાથમાંથી વારસોનું મુળ શું? આને માટે
પાલીતાણા કેવી આપણે ભૂતકાલીન ઇતિહાસનાં
રીતે ગયું? થોડાં એક પાનાં ઉકેલવાં
પડશે. પાલીતાણાના વંશજો

ચંદ્રવંશી ગોહેલ છે. તેમના મૂળ પુરૂષ સેજકજી હતા કે જેઓ મારવાડમાંથી આવ્યા હતા. તેઓ ઇ. સ. ૧૨૯૦ માં દેવ પામ્યા હતા. તેમના વંશજોએ જુદે જુદે સ્થલે શિહોર, ભાવનગર, લાઠી, વળા, ગાળીયાધાર, અત્યારે ( પાલીતાણા ) ગાદી સ્થાપી. તેમાં ગાળીયાધારમાં ગાદી સ્થાપનાર મુળ **પુરૂષ શાહાજી હતા.** તેમણે ગાળીયાધાર વસાવી શત્રુંજય ગિરિરાજની પવિત્ર છાયામાં પોતાની પવિત્રતા માની હતી. ત્યારપછી અનુક્રમે સરજણજી, અરજણજી, નોંઘણજી, જસોજી, શવોજી, બનોજી, હદાજી અને કાંધાજી ( પહેલા ) થયા. સને ૧૬૫૧ નો તેમનો એક લેખ મલે છે કે જેમણે પાલીતાણાની ચોકીનો ભાર સ્વીકાર્યો હતો. ત્યાર પછી નોંઘણજી બીજા થયા તેમને તાબે અમુક ગામો હતાં. તેમને એક વખતે ત્યાંના મુસલમાન ખરેડીના

લોમા ખુમાણ સાથે તકરાર થઇ હતી તેમાં ઠાકોર હારી ગયા અને અન્તે ગારીયાધાર છોડી નાસી જવું પડયું. ત્યાંથી મૂળ વતનમાં મારવાડમાં ચાલ્યા જવું પડયું ત્યાં પણ સંતોષ ન થવાથી પાછા ગારીયાધાર તરફ ચાલ્યા. ત્યાં રસ્તામાં અમદાવાદમાં આવ્યા ત્યાં આવી ગારીયાધારની નજીકમાં પાલીતાણાના વહીવટ કર્તા શેઠ **શાંતિદાસના વંશજોને મલી કાંઈ મદદ માંગી.** ઉદાર દીલના શેઠે પોતાને ત્યાં—પાલીતાણામાં **તેમને શુરવીર જાણી ચોકી કરવા** રાખ્યા ને કહ્યું કે ઠાકોર હમણાં શાંતિથી પાલીતાણામાં રહો ને સમયે ગારીયાધાર ઉપર છાપો મારશો તો ફાવશો. તે વખતે તમને ધન ને માણસોની મદદ આપીશું. અનુક્રમે સમય આવ્યે ગારીયાધાર ઉપર છાપો માર્યો, અને ઉદાર દીલના શેઠે કહેવા પ્રમાણે બધી—ખુબ મદદ કરી પોતાનું વચન પાળ્યું. ત્યાર પછી એ ગારીયાધારના ઠાકોરે પણ કૃતજ્ઞ શેઠના અહેસાનમાં દબાઇ ચોકી કરવાનું કબુલ્યું ને તેના બદલામાં શેઠ કુટુંબ તરફથી અમુક અપાતું. ધીમે ધીમે ચોકી પેટે અમુક આપવાનું ખત પત્ર થયું છે કે જે મોજુદ છે. તેમાં પ્યાદા દીઠ ૦॥ જામી (૧ આનો) ૧૦૦ માણસદીઠ ૬૦ જામી. (૭ રૂ. ૮ આ.) આપવાનું ઠરાવ્યું છે આ સિવાય મલણું આદિ કાંઇ પણ લેવાનું નથી. આ ખત પત્રમાં ત્રણ જણની સહી છે તેમાં કાંધાજી અને બે ઓઓ **પદમાજી ને પાટમદેની સહી** છે ભેગા બે ભાટોની પણ સાક્ષી છે. તેમાં લખ્યું છે કે " આ લખ્યા **પ્રમાણે અમે પાળીશું ઇશ્વરની શાખે બાપના બોલથી પાળશું. નહિં તો અમદાવાદ જઇ જવાબ દઇશું."** ઇ. આ શબ્દો સુચવે છે કે જરૂર અત્યારના પાલીતાણા ઠાકોર સાહેબના પૂર્વજો પાલીતાણાના કે શત્રુંજયના રાજા કે ઠાકોર ન્હોતા, ફક્ત જૈનોએ તેમને રક્ષણ આપી પોતાના તીર્થમાં યાત્રુઓના રક્ષણ અર્થે—પાલીતાણાને ચોર લુંટારાના રક્ષણ અર્થે તેમને ચોકી માટે નીમેલા હતા. બહાદુર રજપુતે કહ્યા પ્રમાણે પાળ્યું છે. તેમના દીકરા નોંધણજી બીજા કે જેઓનો ઉલ્લેખ હું ઉપર કરી ગયો તેમણે પણ બાપનું વચન પાળ્યું છે. આ બધો સમય તેમણે જોયેલો. જૈનોની ઉદારતા તેમની મદદ આદી આ નોંધણજી ન્હોતા ભૂલ્યા—તેઓ કૃતજ્ઞ હતા. પરન્તુ કમભાગ્યની વાત છે કે ત્યારપછી તેમની અમુક પેઢીએ થયેલા તેમના જ વંશજો એ લખાણને પુરેપુરા વફાદાર નથી રહી શકયા. અન્તે જૈનોની નબળાઇને લીધે પાલીતાણા જૈનોના હાથમાંથી ગયું. સારબાદ ઉનડજીના સમયમાં પાછું પાલીતાણા પરગણું જૈનોને ત્યાં ગીરવી રહ્યું. (જૂઓ પાલીતાણાનો ઇ. **રાજમાં ઘણું કરજ થઈ ગયું. તેથી અમદાવાદના નગર શેઠ વખતચંદ ખુશાલચંદને રાજનાં ગામોનો ઇજારો માંડી આપીને નાણાં ઉપાડી કરજ પતાવ્યું.**) ને તે ઠેઠ ચોથા નોંધણજી સુધી રહ્યું. ઉનડજી પછી કાંધાજી ને નોંઘણજી થયા. કાંધાજીના સમયમાં તકરારનાં બી વવાયાં છે,—કજીયાનું મૂળ રોપાયું છે. કાંધાજીના રાજ્યમાં ખુબ અંધેર ચાલેલું—જૂઓ આ રહ્યા આર. બારનવેલના શબ્દોઃ તે ભલા સાહેબ લખે છે કે " **હાલનો ઠાકોર ગાદીએ આવ્યા પછી સંસ્થાનમાં ઘણું અંધેર ચાલ્યું છે."** ત્યાર પછી ગોહેલકાંધાજીના સમયમાં ૪૫૦૦ નો કરાર ૧૮૨૧માં થયો છે. આમાંથી **અઢીસો રાજગર** ને અને અઢીસો ભાટને દેવાના છે. ત્યાર પછી નોંધણજી સુધી ઉપર્યુક્ત કરારનામું ચાલ્યું છે. તેમની પછી, ગોહેલ શ્રી **પ્રતાપસિંહજી ને સુરસિંહજી થયા** (કે જેઓ અત્યારના નામદાર ઠાકોર સાહેબની ત્રીજી પેઢીએ વિદ્યમાન હતા. ઇ. સ. ૧૮૮૬ માં તેઓ સ્વર્ગવાસ પામ્યા.) તેમણે મુસદ્દીગીરીથી પોતાના કબજામાં પાલીતાણા લેવા માંડયું ને જૈનોની નબળાઇનો લાભ લઇ બન્યું તેટલું પોતાના કબજામાં કર્યું છે. તેમ કરવામાં બાકી નથી રાખ્યું. ત્યાર પછીનો ક્રમ અધિકાધિક જૈનોના હકકો ડુબતાજ ગયા છે. કનડગતોની સારી રીતે વૃદ્ધિ થઇ છે. હવે પાલીતાણા કેવી રીતે ગયું તે મૂળ પ્રશ્ન ઉપર આવું. મર્હુમ ઠાકોર સાહેબે સુરસિંહજીના પિતા પ્રતાપસિંહજીના સમય સુધી પાલીતાણા પરગણાનો વહીવટ શેઠ શાંતિદાસના વંશજો કરતા. (કહે છે કે વચ્ચે અમુક કારણસર

પાલીતાણા જૈનોના હાથમાંથી સરી ગયું હતું ને પાછું ગીરવી આવ્યું હતું આનું શું કારણ હશે તે નથી સમજાતું ) તે વખતના ચોકી તરીકે નીમાયેલ ઠાકોરની એવી સામાન્ય પરિસ્થિતી હતી કે મોતિચંદ (કઠીયા) મોતીશા શેઠના મુનિમ, જેટલું અનાજ—દાણો પાણી આપે તેટલું લેવું પડતું. આ સ્થિતિ જુવાન પ્રતાપસિંહજીને અસહ્ય લાગી ને પોતાના વંશજો ઉપર ઉપકાર કરનારનું ઋણ ભૂલી જઇ અમુક કારણવશાત્ ક્રોધમાં આવી જઇ ત્યાંના શેઠના મુનિમને હાંકી કહાડી પાલીતાણા પોતાના કબજામાં કર્યું. ત્યારથી અત્યાર સુધી અવિચ્છિન્ન ધારાએ પાલીતાણા તેમના વંશજોના કબજામાંજ છે. અને તેઓ ત્યાંના ઠાકોર સાહેબ તરીકે પ્રસિદ્ધિ પામ્યા. અસ્તુ તે સંબંધી વિશેષ વાદ વિવાદમાં કાળક્ષેપ કરવો નિરર્થક સમજું છું. ત્યાર પછી તો એ બહાદુર મુસદ્દીરાજાએ ધીમે ધીમે બધું પોતાને તાબે કર્યું ને જૈનોને કનડગતીનો પાર ન રહ્યો. ત્યાર પછી મર્હુમ ઠાકોર સાહેબ સુરસિંહજી આવ્યા તે વખતે પણ ઉપર્યુક્ત સ્થિતિજ હતી **અનેકવાર રાજકોટની કોર્ટનાં બારણાં જૈનોને અને ઠાકોર સાહેબને જોવા પડયાં હજારો બલ્કે લાખો રૂપિયાનો ધુમાડો થયો જેમ બે બિલાડીઓની લડાઇમાં વાંદરો ફાવી જાય તેમ કોર્ટોમાં લખલુટ પૈસો ખર્ચાયો છતાં યોગ્ય ન્યાયના અભાવે જૈનોને પોતાના લાભમાં નુકશાન સહન કરવું પડેલું** હું પ્રથમ જણાવી ગયો તેમ ૪૫૦૦ જે ચોકી પેટે નક્કી થયા હતા તે પણ પાકી ચોકી પેટેજ હતા. યદિ કાંઇ પણ માલની ચોરી થઇ હોય તો તે ચોકીઆતે ભરી આપવા પડતા અને તે વખતે • એક વખત ચોરી થઇ છે તેમાં માલની બધી કીંમત ભરી આપ્યાનો દાખલો મોજુદ છે. એ પીસ્તાલીસો મટી આ ઠાકોર સાહેબ (સુરસિંહજી) ના સમયમાં રૂ. ૧૦૦૦૦—દશ હજાર નક્કી થયા. ઇ. સ. ૧૮૬૪ થી આ રકમ આપવાનું ઠરાવ્યું હતું. તે પાછું ૧૮૮૬ માં ફર્યું ને તે વખતે અનેકવિધ કનડગતો ને હાડમારીઓને અન્તે કે. સી. એસ. આઇ મર્હુમ ઠાકોર સાહેબ **માનસિંહજીના સમયમાં દશ હજારના** ૧૫૦૦૦ પંદર હજાર ચાલીસ વર્ષ માટે થયા કે જે રકમ ૧૯૨૬ માર્ચની ૩૧ મી સુધી કાયમ રહેશે.

નિષ્કર્ષ—આ ઉપરથી ઐતિહાસિક દૃષ્ટિએ એમ સિદ્ધ થાય છે કે પાલીતાણા ઇ. સ. ૧૬૫૭માં મુરાદે જૈનોને ભેટ આપ્યું હતું. અને પોતે પાદશાહ થયા પછી તે સનંદ કાયમ રાખી હતી. ત્યાર બાદ પાલીતાણા કયારે ને કયા સંયોગોમાં જૈનોના હાથમાંથી ગયું, તેનો ઐતિહાસીક પુરાવો નથી મલતો માટે તેની કલ્પના કરવી મુશ્કેલ છે. તે ઠેઠ ઉનડજી ગોહેલના સમયમાં પાછું પાલીતાણું પરગણું જૈનોને ત્યાં આવ્યું. તે ઠેઠ નોંઘણજી ચોથા સુધી કાયમ રહ્યું. ત્યારબાદ પ્રતાપસિંહજી ગોહેલ ને તેમના પુત્ર સુરસિંહજી ગોહેલે મુસદ્દીગીરીથી પાલીતાણા પોતાના કબજામાં કર્યું કે જે અત્યારે પણ તેમના વંશજોના હાથમાં, છે. ( જો કે મર્હુમ ઠાકોર સાહેબ માનસિંહજીના સમય સુધી ગાદીનું મુખ્ય સ્થલ **ગાળીયાધાર** હતું તેમના અભિષેક ને ગાદીએ બેસવાની ક્રિયા ત્યાં ગાળીયાધારમાં જ થતી પરન્તુ અત્યારના નામદાર ઠાકોર સાહેબ બહાદુરસિંહજીથી તે બદલી પાલીતાણા ગાદીનું મથક કરવામાં આવ્યું છે. તેમના અભિષેકની ક્રિયા પાલીતાણામાંજ થઇ હતી, ) રક્ષણની શરૂઆત ગોહેલ કાંધાજી તથા નોંઘણજીથી થઇ. તે વખતે બહુ થોડું તેમને રક્ષણ પેટે અપાતું; ત્યાંથી ઠેઠ કાંધાજી ચોથાના સમયમાં ૪૫૦૦ રક્ષણ પેટે આપવાનું ઠર્યું. ઇ. સ. ૧૮૨૧માં આ કરાર નક્કી થયો હતો ત્યારપછી સુરસિંહજીના સમયમાં ઇ. સ. ૧૮૬૪ દશ હજાર આપવાનું ઠર્યું ને અન્તે ૧૮૮૬માં પંદર હજાર ચોકી પેટે આપવાના નક્કી થયા. મેં જણાવ્યું તેમ તે કરાર ૧૯૨૬ના માર્ચની ૩૧ મીએ પુરો થાય છે.

હવે પ્રશ્ન એ થાય છે કે જૈનોએ શું કરવું ? આ પ્રશ્ન ઘણો અગત્યનો છે તે હવે પછી ચર્ચીશ.

અમદાવાદ. } મુનિ ન્યાયવિજય.

પાલીતાણા જૈનોના હાથમાંથી સરી ગયું હતું ને પાછું ગીરવી આવ્યું હતું આનું શું કારણ હશે તે નથી સમજાતું ) તે વખતના ચોકી તરીકે નીમાયેલ ઠાકોરની એવી સામાન્ય પરિસ્થિતી હતી કે મોતિચંદ (કઠીયા) મોતીશા શેઠના મુનિમ, જેટલું અનાજ—દાણો પાણી આપે તેટલું લેવું પડતું. આ સ્થિતિ જુવાન પ્રતાપસિંહજીને અસહ્ય લાગી ને પોતાના વંશજો ઉપર ઉપકાર કરનારનું ઋણ ભૂલી જઇ અમુક કારણવશાત્ ક્રોધમાં આવી જઇ ત્યાંના શેઠના મુનિમને હાંકી કહાડી પાલીતાણા પોતાના કબજામાં કર્યું. ત્યારથી અત્યાર સુધી અવિછિન્ન ધારાએ પાલીતાણા તેમના વંશજોના કબજામાંજ છે. અને તેઓ ત્યાંના ઠાકોર સાહેબ તરીકે પ્રસિદ્ધિ પામ્યા. અસ્તુ તે સંબંધી વિશેષ વાદ વિવાદમાં કાળક્ષેપ કરવો નિરર્થક સમજું છું. ત્યાર પછી તો એ બહાદુર મુસદ્દીરાજાએ ધીમે ધીમે બધું પોતાને તાબે કર્યું ને જૈનોને કનડગતીનો પાર ન રહ્યો. ત્યાર પછી મર્હુમ ઠાકોર સાહેબ સુરસિંહજી આવ્યા તે વખતે પણ ઉપર્યુક્ત સ્થિતિજ હતી **અનેકવાર રાજકોટની કોર્ટનાં બારણાં જૈનોને અને ઠાકોર સાહેબને જોવા પડયાં હજારો બલ્કે લાખો રૂપિયાનો ધુમાડો થયો જેમ બે બિલાડીઓની લડાઇમાં વાંદરો ફાવી જાય તેમ કોર્ટોમાં લખલુટ પૈસો ખર્ચાયો .છતાં યોગ્ય ન્યાયના અભાવે જૈનોને પોતાના લાભમાં નુકશાન સહન કરવું પડેલું** હું પ્રથમ જણાવી ગયો તેમ ૪૫૦૦ જે ચોકી પેટે નક્કી થયા હતા તે પણ પાકી ચોકી પેટેજ હતા. યદિ કાંઇ પણ માલની ચોરી થઇ હોય તો તે ચોકીઆતે ભરી આપવા પડતા અને તે વખતે • એક વખત ચોરી થઇ છે તેમાં માલની બધી કીંમત ભરી આપ્યાનો દાખલો મોજુદ છે. એ પીસ્તાલીસો મટી આ ઠાકોર સાહેબ ( સુરસિંહજી ) ના સમયમાં રૂ. ૧૦૦૦૦—દશ હજાર નક્કી થયા. ઇ. સ.૧૮૬૪ થી આ રકમ આપવાનું ઠરાવ્યું હતું. તે પાછું ૧૮૮૬ માં ફર્યું ને તે વખતે અનેકવિધ કનડગતો ને હાડમારીઓને અન્તે કે. સી. એસ. આઇ મર્હુમ ઠાકોર સાહેબ **માનસિંહજીના સમયમાં દશ હજારના** ૧૫૦૦૦ પંદર હજાર ચાલીસ વર્ષ માટે થયા કે જે રકમ ૧૯૨૬ માર્ચની ૩૧ મી સુધી કાયમ રહેશે.

નિષ્કર્ષ—આ ઉપરથી ઐતિહાસિક દૃષ્ટિએ એમ સિદ્ધ થાય છે કે પાલીતાણા ઇ. સ. ૧૬૫૭માં મુરાદે જૈનોને ભેટ આપ્યું હતું. અને પોતે પાદશાહ થયા પછી તે સનંદ કાયમ રાખી હતી. ત્યાર બાદ પાલીતાણા કયારે ને કયા સંયોગોમાં જૈનોના હાથમાંથી ગયું, તેનો ઐતિહાસીક પુરાવો નથી મલતો માટે તેની કલ્પના કરવી મુશ્કેલ છે. તે ઠેઠ ઉનડજી ગોહેલના સમયમાં પાછું પાલીતાણા પરગણું જૈનોને ત્યાં આવ્યું. તે ઠેઠ નોંઘણજી ચોથા સુધી કાયમ રહ્યું. ત્યારબાદ પ્રતાપસિંહજી ગોહેલ ને તેમના પુત્ર સુરસિંહજી ગોહેલે મુસદ્દીગીરીથી પાલીતાણા પોતાના કબજામાં કર્યું કે જે અત્યારે પણ તેમના વંશજોનાં હાથમાં, છે. (જો કે મર્હુમ ઠાકોર સાહેબ માનસિંહજીના સમય સુધી ગાદીનું મુખ્ય સ્થલ **ગાળીયાધાર** હતું તેમના અભિષેક ને ગાદીએ બેસવાની ક્રિયા ત્યાં ગાળીયાધારમાં જ થતી પરન્તુ અત્યારના નામદાર ઠાકોર સાહેબ બહાદુરસિંહજીથી તે બદલી પાલીતાણા ગાદીનું મથક કરવામાં આવ્યું છે. તેમના અભિષેકની ક્રિયા પાલીતાણામાંજ થઇ હતી, ) રક્ષણની શરૂઆત ગોહેલ કાંધાજી તથા નોંઘણજીથી થઇ. તે વખતે બહુ થોડું તેમને રક્ષણ પેટે અપાતું; ત્યાંથી ઠેઠ કાંધાજી ચોથાના સમયમાં ૪૫૦૦ રક્ષણ પેટે આપવાનું ઠર્યું. ઇ. સ. ૧૮૨૧માં આ કરાર નક્કી થયો હતો ત્યારપછી સુરસિંહજીના સમયમાં ઇ. સ. ૧૮૬૪ દશ હજાર આપવાનું ઠર્યું ને અન્તે ૧૮૮૬માં પંદર હજાર ચોકી પેટે આપવાના નક્કી થયા. મેં જણાવ્યું તેમ તે કરાર ૧૯૨૬ના માર્ચની ૩૧ મીએ પુરો થાય છે.

હવે પ્રશ્ન એ થાય છે કે જૈનોએ શું કરવું ? આ પ્રશ્ન ઘણો અગત્યનો છે તે હવે પછી ચર્ચીશ.

**અમદાવાદ. } મુનિ ન્યાયવિજય.**

# વિવિધ નોંધ.

( કૉન્ફરન્સ ઑફીસ તરફથી ).

**૧ શ્રી બનારસ હિંદુ યુનિવર્સિટી અને જૈનચેર.**

બનારસ હિંદુ યુનીવર્સિટીમાં 'જૈનચેર' સ્થાપવા સબંધે જે પેટા સમિતિ આ સંસ્થાની સ્થાનિક સ્ટેન્ડીંગ કમિટીની તા. ૧૨-૧૧-૨૫ ની મળેલ બેઠક વખતે નીમવામાં આવી હતી, અને જેના સબંધે ઉલ્લેખ 'જૈનયુગ'ના માર્ગશીર્ષના અંક પૃષ્ટ ૧૫૫ ઉપર કરવામાં આવ્યો છે. તે પેટા સમિતિએ પોતાનો રીપોર્ટ તૈયાર કરી સ્થાનિક સ્ટેન્ડિગ કમિટીની તા. ૧૦-૨-૨૬ ની મળેલ બેઠક વખતે રજુ કર્યો હતો. ઉક્ત રીપોર્ટ સર્વાનુમતે મંજુર રહેતાં તે રીપોર્ટની નોંધ અત્રે કરવામાં આવે છે.

We the undersigned, appointed by the Standing Committee of the Jain Swetamber Conference in its meeting held on 12th November 25, to report about the question of establishing a Jain Chair in the Benares Hindu University, whether the same should be established or not and if so on what terms beg to suggest in view of the correspondence passed with the Authorities of the Benares Hindu University and all the available information regarding the objects with which the Fund was collected at the Calcutta Session.

1. That a chair of Jain Philosophy and Logic be founded in the Benaras Hindu University.
2. That a sum of Rs. 40,000/ Forty thousand be donated towards the establishment of the said chair which should be kept intact by the said Hindu University.
3. That the amount of ths said Fund (Rs. 40000/) be deposited as "Jain Philosophy Fund", and that only the interest be expended towards maintaining the said "Chair."
4. That a full time Professor should be engaged and the Jain Course be introduced from the First year Classes upto the highest examination in Art and Shastri.
5. That the proper sanction of the General Secretaries of the Jain Swetamber Conference be obtained prior to the appointment of the said Professor and if the said body is not in existence the two Swetember members of the Board be consulted.
6. That the General Secretaries of the Jain Swetamber Conference should be consulted in prescribing the courses.

Sd/- M. J. Mehta  
M. B. Jhaveri  
H. A. Shah

અનુવાદ.

બનારસ હિંદુ યુનિવર્સિટીમાં 'જૈનચેર' સ્થાપવી કે કેમ અને સ્થાપવી તો શી શરતોએ સ્થાપવી તે સબંધે જૈન શ્વેતાંબર કૉન્ફરન્સની સ્થાનિક સ્ટેન્ડીંગ કમિટીની તા. ૧૨-૧૧-૨૫ ની મળેલી બેઠક વખતે નીમાએલ નીચે સહી કરનારાઓ અમે-બનારસ હિંદુ યુનિવર્સિટીના સત્તાધિકારીઓ સાથે ચાલેલ પત્ર વ્યવહાર તેમજ કલકત્તાની બેઠક વખતે જે હેતુઓથી

ઉક્ત ફંડ એકઠું કરવામાં આવ્યું હતું તે સબંધી સઘળી યથોપલબ્ધ હકીકતો ધ્યાનમાં લેતાં—નીચે પ્રમાણે સૂચવવા રજા લઇએ છીએ કે.

૧. બનારસ હિંદુ યુનિવર્સીટીમાં જૈન તત્વજ્ઞાન અને ન્યાય (Jain philosophy & Logic)ની એક 'ચેર' સ્થાપવી.

૨. ઉક્ત 'ચેર' સ્થાપવા માટે રૂા. ૪૦૦૦૦) ચાલીશ હજારની રકમ બનારસ હિંદુ યુનિવર્સીટીને આપવી કે જે રકમ ઉક્ત યુનીવર્સીટી અખંડ રાખે.

૩. ઉક્ત ફંડની રકમ (રૂા. ૪૦૦૦૦,) "જૈન ફીલોસોફી ફંડ" એ નામથી અનામત રાખવી અને ઉક્ત 'ચેર'ના નિભાવ માટે માત્ર વ્યાજ ખર્ચવું.

૪. આખો વખત કામ કરે તેવા એક પ્રોફેસરની નીમણુંક કરવી અને 'આર્ટસ' અને શાસ્ત્રીના પ્રથમ વર્ષના વર્ગોથી માંડી ઉંચામાં ઉંચી પરીક્ષા પર્યંત જૈન અભ્યાસક્રમ (Jain course) દાખલ કરવો.

૫. ઉક્ત પ્રોફેસરની નીમણુંક કર્યા પહેલાં જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના જનરલ સેક્રેટરીઓની યોગ્ય મંજૂરી મેળવવી. અને જો આ સંસ્થા અસ્તિત્વમાં ન હોય તો બનારસ હીંદુ યુનીવર્સીટી કોર્ટના બે શ્વેતાંબર સભ્યોની અનુમતિ મેલવવી.

૬. અભ્યાસક્રમ દાખલ કરતી વેળાએ જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના જનરલ સેક્રેટરીઓની અનુમતિ મેલવવી.

(સહી) એમ. જે. મ્હેતા.
એમ. બી. ઝવેરી.
એચ. એ. શાહ.

## ૨. પાઠ્ય પુસ્તકો અને વિવેચન—

આ માસિકના માર્ગશીર્ષના અંક પૃષ્ઠ ૧૫૬–૫૭ માં જણાવ્યા મુજબ નીમાએલ પેટા કમિટીનો રીપોર્ટ નીચે મુજબ.

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સની તા. ૧૨–૧૧–૨૫ ની મળેલી સ્થાનિક સ્ટેન્ડીંગ કમિટીની બેઠક વેળાએ નીમવામાં આવેલ યુનીવર્સીટીનાં પાઠ્ય પુસ્તકો પર વિવેચન કરવાનું કોને સોંપવું તે સબંધી પેટા કમિટીના નીચે સહી કરનાર સભ્યો જણાવવા રજા લઇએ છીએ કે—

હાલ જે પુસ્તકો Text-books પાઠ્ય પુસ્તકો તરીકે મુંબઇ યુનીવર્સીટીએ જૂદાં જૂદાં વર્ષોના અભ્યાસક્રમ માટે નક્કી કર્યા છે તે પૈકી નીચેનાં પુસ્તકો પર ખાસ વિવેચન કરવાની જરૂર છે અને તે વિવેચન કરવાનું કામ કરવાની વ્યવસ્થા પણ નીચે જણાવવામાં આવે છે.

| પુસ્તકનું નામ | વિવેચન કરનાર. |
|---|---|
| આચારાંગસૂત્ર | રા. મોતીચંદ ગિ. કાપડીઆ. |
| સૂયગડાંગસૂત્ર (સૂત્રકૃતાંગ) | ,, મોહનલાલ બી. ઝવેરી. |
| આવશ્યકસૂત્ર | ,, કેશવલાલ પ્રેમચંદ મોદી. |

**સ્યાદ્વાદ મંજરી**—આ સબંધે પ્રોફેસર આણંદશંકર બાપુભાઇ ધ્રુવને લખી નક્કી કરવું કે તેઓએ માથે લીધેલ કામ ક્યાં સુધી તૈયાર છે અને ક્યારે બહાર પડશે.

આ સિવાય બીજાં પાઠ્ય પુસ્તકો માટે વિવેચનની જરૂર હાલ અમે જોતા નથી.

સહી. Mohanlal B. Jhaveri
,, Motichand. G. Kapadia
,, Manilal Suralmal Javeri

## ૩ ઉપદેશકો અને પ્રચાર કાર્ય

આ સંસ્થાના ઉપદેશકો નીચે દર્શાવેલ સ્થળોએ ગયા હતા અને પ્રચાર કાર્ય કર્યુ હતું અને તે તે ગામોએથી જે ફંડ રકમો સુકૃત ભંડાર ફંડમાં વસુલ આવી હતી તે નીચે મુજબ—

**ઉપદેશક વાડીલાલ સાંકલચંદ મારફત**—તલેગામ ૧૮–૮–૦, લાનોલી અગર લોનાવલા ૧૯–૧૨–૦ કારલા ૫–૦–૦, આંબેગામ ૫–૦–૦, વલવાન ૮–૧૨–૦ ખંડાલા ૨–૮–૦, પુના ૬૩–૮–૦ (તેમાં રૂ. ૫૮ આવ્યા. રૂ. ૫) બાકી) પુના લશ્કર ૪૨–૮–૦, પું. લશ્કર ૧–૦–૦ (પાછલથી) ખડકી રૂ. ૬–૮–૦ મંચર ૧૭–૧૨–૦, આંબેગામ ૧૬–૮–૦, સીનોર ૪–૦–૦

(પોષના અંકમાં પુનાના ૪૭–૮–૦ જણાવ્યા

છે તેમાં ૩૬-૧૦-૦ આવ્યા છે ને ૧૦-૧૪-૦ બાકી છે.)

**ઉપદેશક પુંજાલાલ પ્રેમચંદ મારફત**—(માગશર અંકમાં પાલણપુરના બાકીના ૧૧-૮-૦ જણાવ્યા છે તે ન ગણવા કારણકે આસોમાં જણાવેલ રૂ ૧૯૨-૪-૦ માં તે આવી જાય છે તેમજ મોટા શડાના રૂ. ૨-૦-૦ છે તે રૂ. ૨-૮-૦ ગણવા) કોદરાલ ૧-૦-૦, આશપુર ૩૭-૪-૦, બ્રહ્મણાણા ૧૪-૦-૦, વડોદા ૨૬-૦-૦, કાવજા ૯-૦-૦, માર ૧૦-૮-૦, પુંજપુર ૧૫-૪-૦, સાબલા ૮-૪-૦ ઓઢીગામ છોટા ૫-૪-૦, ઓઢીગામ મોટા ૫-૦-૦, જોગીવાડા ૫-૦-૦, વનકોડા ૭૦-૮-૦, પૂનાલી ૧૨-૦-૦. પેડોલી ૧-૮-૦, કલીયાણા ૨-૪-૦.

**ઉપદેશક ગુલાબચંદ શામજી મારફત**—(માગશરના અંકમાં ઉગામેડીના રૂ ૨-૧૨-૦ છે તે ૧-૧૨-૦ જાણવા) ચોખંડકા ૧-૮-૦, ભંડારીયા ૫-૮-૦, મોરસૂંપણા ૨-૧૨-૦, ચોક ૨-૦-૦, હાથસણી ૪-૪-૦, વરતેજ ૩-૮-૦, કમલેજ ૨-૦-૦, વંડીયા (ભાવનગર તાબાનું) ૧-૦-૦, વઢીયા (પાલીતાણા, તાબાનું) ૦-૮-૦, વાલુકડ ૧-૧૨-૦, હણોલ ૧-૮-૦, નોંઘણુવદર ૩-૮-૦, નવાગામ ૧-૮-૦, બડેલી ૦-૧૨-૦ કુંભણ ૨-૦-૦, ખાખરીયા ૦-૧૨-૦, રાજપલી ૦-૮-૦, થાવડી ૧-૦-૦. ઉંચડી ૧-૪-૦, પીથલપુર ૦-૧૨-૦, ઝીંજનર ૨-૪-૦, પરતાપરૂ ૦-૮-૦, મેથલા ૧-૪-૦ વાલર ૧-૮-૦, તલા ૧-૦-૦, ગાધેસર ૦-૮-૦, ખેરડા ૦-૧૨-૦, જગધાર ૦-૮-૦, લોગઠી ૦-૧૨-૦ દાઠા ૧૧-૪-૦, રાણીવાડા ૦-૧૨-૦, ઓથા ૦-૧૨-૦ નાનાખુંટવડા ૦-૧૨-૦, છાપરી ૧-૪-૦, ભાદરોડ ૧-૪-૦, તલગાજરડા ૧-૧૨-૦, મહુવા ૪૧-૮-૦, કુંભણ ૨-૮-૦, ગોરસ ૧-૦-૦, મોટા ખુંટવડા ૪-૪-૦, બામણીવા ૦-૮-૦, ડુંગર ૦-૧૨-૦, ગાધકડા ૩-૮-૦, કુંડલા ૨૧-૦-૦, ધારગિણિ ૨-૦-૦, જીરારોડ ૧-૧૨-૦, સામરણ ૧-૦-૦, ચરખાઆંપરાજ ૦-૧૨-૦, ચલાળા ૧-૧૨-૦, આંબા ૪-૮-૦, જેસવડી ૧-૧૨-૦, જુનાસાવર ૧-૪-૦, કાંકચ ૨-૪-૦. ઇંગોરાલુ ૧-૦-૦, ધોબા ૧-૦-૦, રૂપાવટી ૨-૧૨-૦, પાવઠી ૦-૪-૦, ભલવદર ૧-૦-૦, લગોદરા ૦-૮-૦, પીયાવાડ ૧૨-૦ વડા ૩-૧૨-૦, ભેકડા ૦-૧૨-૦, પીકાદ ૪-૦-૦, સેલણા ૨-૦-૦, ડવી ૧-૧૨-૦, વીરડી ૦-૪-૦, રાણીગામ ૨-૦-૦, દેપલા ૨-૮-૦, ઉસરડ ૦-૪-૦ દાડચ ૧-૪-૦, ઘાટરવલુ ૦-૪-૦, છાપરી ૧-૦-૦, કુદાણા ૨-૪-૦, રાલગામ ૧-૦-૦, હલીયા ૩-૦-૦, કેડકા ૦-૧૨-૦, રાયલી ૦-૧૨-૦, ચોક ૦-૪-૦, (પાછલથી) રાણીવાડા ૦-૪-૦ (પાછલથી).

**૪ મરહુમ શેઠ નરોત્તમદાસ ભાણજી**—

આ સંસ્થાની સ્થાનીક સ્ટેન્ડીંગ કમિટીના મરહુમ શેઠ નરોતમદાસ ભાણજી એક સભ્ય હતા. તેઓની અમૂલ્ય સેવા આ સંસ્થાને ઘણે પ્રસંગે મલી છે. અને છેવટના પ્રસંગની નોંધ લઇએ તો પણ આ સંસ્થા જે સ્થીતિ અત્યારે ભોગવી રહી છે; તે તેમને આભારી છે. કન્વેન્શન વખતે જે કટોકટીનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો તે તથા બીજી ઘણી મુશ્કેલીઓના પ્રસંગો તેમની સમજાવટ શક્તિ યુક્તિ અને વાણીથી તેઓ હમેશ દૂર કરી શક્યા છે. સદ્ગત શેઠ ઘણી સંસ્થાઓના સહાયક હતા અને વખતો વખત કીમતી સલાહ અને મદદ આપતા હતા-કેલવણીના અડંગ હીમાયતી હતા અને તેમની સહાય વડે સમાજમાં આઈ સી. એસ. અને આઇ. એમ. એસ. રૂપે જલવંત દ્દષ્ટાંત છે. યુવક વર્ગ અટકી પડે તે વખતે તેમના તરફથી બહોળે હાથે મદદ મળતી હતી. કુનેહ વાળા વ્યાપારી હતા. એટલુંજ નહિ પણ જૈન અને જૈનેતરમાં ઘણીજ લાગવગ ધરાવનાર હતા. આવા એક વિરલ પુરૂષનાં અવસાનથી સંસ્થાને તેમજ સમાજને મ્હોટી ખોટ પડી છે. તેઓશ્રીના દેહવિલય નિમિત્તે આ સંસ્થાની સ્ટેન્ડીંગ કમિટીની તા. ૧૦-૨-૨૬ ની મળેલી બેઠક વખતે દીલગીરીનો ઠરાવ પસાર કર્યો હતો. અને તેની નકલ તેમના કુટુંબીઓ પર મોકલવામાં આવી હતી. આ ઠરાવ નીચે પ્રમાણે છે.

ઠરાવ.

"મર્હુમ શેઠ નરોતમદાસ ભાણજી કાપડીઆ જેઓએ કૉન્ફરન્સનાં અને કન્વેન્શનના અધિવેશનો

વખતે ઉત્સાહથી ભાગ લીધો હતો અને જેઓ એક ઉત્સાહી કાર્યવાહક હતા તેઓના અવસાનની નોંધ આજની સ્ટેન્ડીંગ કમિટી અત્યંત દીલગીરી સાથે લે છે. અને તેઓના આત્માને શાંતિ ઇચ્છે છે. "

**૫ ઉપદેશ અને પ્રચાર કાર્યની અસરનો એક નમુનો—**

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ. મુંબઈ–જયજીનેંદ્ર સાથ લખનાર જુન્નેરનો જૈન સંઘ સમસ્ત= આપણી સંસ્થા તરફથી ફરતા ઉપદેશક વાડીલાલ સાંકલચંદ આવતાં તા. ૩૦ ૧/૨૬ થી તા. ૫ ૨/૨૬ સુધી કૉન્ફરન્સના હેતુઓ તેમ હાનિકારક રીવાજ નાબુદ કરવાનાં તેમ ધાર્મિક ભાષણોથી–તેટલા દિવસથી સંતોષ ન થતાં સકળ સંઘે તેમને પૂર્ણ આગ્રહ પૂર્ણ ભાવથી દશ દિવસ બીજા રહેવા જણાવતાં તેમણે ના પાડી. હમેશ પ્રમુખ સ્થાને યતીજી લખમીચંદજી બીરાજતા હતા. તેમના અને સંઘના પૂર્ણ ભાવથી છેવટે વાડીલાલે દરખાસ્ત મુકી કે જો તમને ઉપદેશ લાગ્યો હોય અને અસર થયેલી હોય ને રાખવા અંતઃકરણથી કહેતા હો તો તમામ સંઘે દરરોજ સામાયિક એક કરવી. તે પરથી નાનાં છોકરાં બાદ કરતાં–બાકીના શ્રી પુરૂષો મોટાઓએ સકળ સંઘે બાર મહીના સુધી સામાયિક કરવાની યતીજી પાસે જૈન ઉપાશ્રયમાં સભાઓ થતી હતી ત્યાં બાધાઓ લીધી—ગુરૂ મહારાજે કહ્યું છત્રીશ હજાર સામાયિકનો લાભ આપે તો તમારે રહેવુંજ જોઇએ:–તેથી રોકાવું થયું. તેમજ જો તમે મરેઠી જાણતા હોત તો હિંસકને સારી અસર થાત એમ અમને જણાવ્યું તો બે મહીના સુધી રજા ના આપત આ બદલ વાંચી નીચેના સંઘની તેમ ગુરૂજીની સહીયો છે.

પ. લક્ષ્મીચંદ તરફથી લખવાનું–તેમના રહેવાથી અહીં અંણધાર્યો સામયિક ૩૬૦૦૦ નો અપૂર્વ લાભ થયો સાથે કાલે શિવાજી છત્રપતીના જન્મ સ્થાનીય કિલ્લા પર શત્રુંજય મિત્ર મંડળની સ્થાપના થઈ પોતાની તાત્કાલિક કવિત્વ શક્તિથી અહીંના સર્વ લોકોના મન હરી લીધા અને શત્રુંજય બાબતના ચાર ઠરાવો પણ તેમની રૂબરૂમાં થયા તેથી સંઘ અત્યાગ્રહથી ફા. શુ: ૨ પર્યન્ત અહીં રોકાવું થશે. લી: લક્ષ્મીચંદજી.

ઉપદેશકજી અહીં રોકાવાથી આગે વિશેષ લાભો થયા તે નીચે પ્રમાણે.

૦. રડવા કુટવાનો રીવાજ બંધ. ૨ અન્યદર્શનીય પર્વો કરવા નહિ. ૩ ફટાણા ગીત ગાવા નહિ અને શત્રુંજય મંડળની સ્થાપના. ઉપરના કાર્યો સકળ સંઘની સમક્ષ થયા અને તે કાર્યો સર્વેએ કર્યા છે. **સહીઓ રમણીકલાલ ચુનીલાલ. શા. ગોતમ માણેકચંદ. અને બીજી સહીઓ.**

---

## શ્રી જૈન શ્વેતાંબર ઍજ્યુકેશન બોર્ડ.

### સંવત ૧૯૮૧ ની સાલનો આવક જાવકનો હીસાબ.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૩૩૦૩—૭–૬ | આગલી બાકી | ૭૫—૭–૩ | ડેડ ઉઘરાણીના માંડી વાળ્યા |
| ૪૦૦—૦–૦ | લાઇફ મેમ્બરોના લવાજમના | ૩૦–૧૨–૦ | પોસ્ટ ખર્ચનાં |
| ૧૩૫—૦–૦ | વાર્ષિક સભાસદોનાલવાજમનાં | ૮—૧–૬ | પરચુરણ ખર્ચનાં |
| ૪૮૮–૧૧–૩ | વ્યાજના. | ૨૪૯—૭–૬ | સ્ટેશનરી તથા છપામણી ખરચના રિપોર્ટ; ધાર્મીક પરિક્ષાના સવાલો વિગેરેના મલી. |
| ૪૬૬૩–૧૦–૮ | શ્રી. સુકૃત ભંડાર ફંડના અડધા | | |

| | | | |
|---|---|---|---|
| | ભાગના આવ્યા. કૉન્ફરન્સ માર્ફતે આશો વદી ०)) સુધીના. | ૧૧૧૭-૧૨-० | સ્કોલરશીપના આપ્યા વિદ્યાર્થીઓને |
| | | ૭૩૬—૬-० | પાઠશાળાઓને મદદના આપ્યા |
| રૂા. ૧૮૭૯०—૧૩-૫ | | ૯૨૮—૭-૬ | ધાર્મિક પરીક્ષાના વિદ્યાર્થીઓને ઇનામના તથા પરચુરણ ખર્ચના |
| | | ૩૬०—०-० | પગાર ખરચનાં |
| | | ૩०—૨-० | પેપરોમાં જાહેર ખબર આપી તેના બીલનાં. |
| | | ૩૫૩૬—૭-૯ | |
| | | ૧૫૨૫૪—૫-૮ | બાકી પુરાંત. |
| | | ૧૮૭૯०—૧૩-૫ | |

વાઉચર, રોજમેળ ખાતાવહી તથા બીલોથી આ હીસાબ તપાસ્યો છે અને તે બરાબર છે.

નાનાલાલ હરીચંદ શાહ.
ઓ. ઓડીટર.
તા. ૯-૨-૨૬

હીરચંદ પાનાચંદ શાહ.
ઑ. સેક્રેટરી.
તા. ૧૪-૨-૨૬.

## સંવત ૧૯૮૧ ની સાલનું સરવાયું

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૫૨૫૪-૫-૮ | શ્રી. જૈન શ્વે. એજ્યુકેશન બોર્ડ ખાતે | ૧૪૯૩૮-૯-૧૧ | શ્રી. કૉન્ફરન્સ ખાતે |
| | | | ૭૫००-०-० પ્રોમેશરી નોટો |
| | | | ૫०००-०-० ફીક્સ્ટ ડીપોઝીટ ઇન્ડીયા બેંકમાં |
| | | | ૨૪૪૮-૯-૧૧ રોકડા |
| | | ૨૫०-०-० | શા. ભોગીલાલ તારાચંદ પાસે લેણા |
| ૧૫૨૫૪-૫-૮ | | ૧૫૧૮૮-૯-૧૧ | |
| | | ૬૫-૧૧-૯ | રોકડા શીલીક |
| | | ૧૫૨૫૪-૫-૮ | |

સરવાયું બરાબર છે. કોન્ફરન્સ તરફનો તા. ૧૨-૨-૨૫ જા. નં. ૧૬૮૪ નો પત્ર કોન્ફરન્સ ઓફીસનો સામેલ હતો

તા. ૧૩-૨-૨૫
નાનાલાલ હરીચંદ શાહ.
ઓ. ઓડીટર

વીરચંદ પાનાચંદ શાહ
ઓ. સેક્રેટરી.
તા. ૮૪-૨-૨૫

## ૭ શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડનાં કામકાજની ટુંક હકીકત.

(વીરચંદ પાનાચંદ શાહ. બી. એ.)

### ધાર્મિક પરીક્ષા

અગાઉથી જાહેર કરવામાં આવ્યું હતું તે આધારે તા. ૨૭-૧૨-૨૫ ને રવીવારના રોજે જુદા જુદા ૨૮ સેન્ટરોમાં આ પરીક્ષા લેવામાં આવી હતી. અરજીઓ ૬૦૦ વિદ્યાર્થીઓની આવી હતી. તેમાંથી ૫૦૦ ના આશરે વિદ્યાર્થીઓએ પરીક્ષા આપી હતી. દરેક સેન્ટરોમાંથી પરીક્ષાની બુકો આવી ગઇ છે. આ બુકો પરિક્ષકો ઉપર મોકલવામાં આવી છે તેમાંથી થોડી બુકો આવવી બાકી છે તે બુકો આવ્યા બાદ પરીક્ષાનું રીઝલ્ટ બહાર પાડવામાં આવશે જે પરીક્ષક સાહેબોએ હજુ બુકો ના મોકલી હોય તેઓ હવે જલદીથી મોકલી આપશે તેવી વિનંતિ છે.

### પાઠશાળાઓને મદદ.

જુન માસમાં આવેલ અરજીઓ ઉપરથી જેમની અરજીઓ પાસ કરી મદદ આપવાની નક્કી કરી હતી તેમને જુનથી ડીસેમ્બરનો પહેલો હપ્તો અગાઉ મોકલવામાં આવ્યો હતો. જ્યારે બીજો હપ્તો તા. ૨૩-૧-૨૬ ના રોજે મ. ઓ. થી નીચે મુજબ મોકલવામાં આવ્યો છે. વડવા. (ભાવનગર) શેઠ. ફુલચંદ મીઠાભાઇ રૂા. ૨૪, ભદ્રાવલ શેઠ. લલ્લુભાઇ ગાંડાલાલ રૂા. ૧૮), ઉન. શેઠ. ભોગીલાલ ઉત્તમચંદ રૂા. ૧૨); દાઠા. શેઠ દલીચંદ તારાચંદ રૂા. ૧૮), ધંધુકા શેઠ. નગીનદાસ છગનલાલ ભાવસાર રૂા. ૧૮), તણશા. શેઠ પ્રેમચંદ રામજી રૂા. ૧૮), દીહોર શેઠ માણેકચંદ રામજી રૂા. ૧૨), જોટાણા શેઠ મણીલાલ ગોપાલદાસ રૂા. ૩૦), પરા. વકીલ આલમચંદ મગનચંદ રૂા. ૩૦), ઝીંઝુવાડા શેઠ મોહનલાલ કાળીદાસ રૂા. ૩૦), બોરસદ. શેઠ મોતીલાલ ગિરધરલાલ રૂા. ૨૪), બોટાદ, શેઠ લક્ષ્મીચંદ ભવાન રૂા. ૨૪) પાલીયાદ, શેઠ હરીચંદ ઓધવજી રૂા. ૨૪) ગાધકડા, શેઠ ભુરાભાઈ પાનાચંદ દેશાઇ રૂા. ૧૨) ખડસલીયા શેઠ વર્ધમાન કેશવજી રૂા. ૧૨) દેવગાણા શેઠ. મગનલાલ દયાલભાઇ રૂા. ૧૨) મુદ્રેરા, શેઠ મોહનલાલ મુલચંદ ગાંધી રૂા. ૧૮), બગશરા દોશી પોપટલાલ કેશવલાલ રૂા. ૧૮) કુલ રૂા. ૩૫૪) તા. ક. ગા. મુદ્રેરાનો મ. ઓ. પાછો આવ્યો છે અને ગામ બગશરાના સેક્રેટરી રૂપિયા લઇ ગયા નથી.

### સ્કૉલરશીપ—

જુન માસમાં આવેલ વિદ્યાર્થીઓની અરજીઓમાંથી જેમની અરજી પાસ કરવામાં આવી હતી તેમને જુનથી ડીસેમ્બર સુધીનો પહેલો હપ્તો અગાઉ મોકલવામાં આવ્યો હતો અને બીજો હપ્તો તા. ૨૩-૧-૨૬ ના રોજે નીચે મુજબ મ. ઓ. થી મોકલવામાં આવ્યો છે. શા. રતીલાલ ત્રીકમલાલ અમદાવાદ રૂ. ૨૪) શા. નાનાલાલ ખીમચંદ સુરત રૂા. ૧૮) ભાવનગર શેઠ. સુંદરજી ગીરધર રૂા. ૩૬) શેઠ હીમતલાલ લીલાધર ગાંધી ભાવનગર રૂા. ૨૪) શા. ચંપકલાલ રાયચંદ ભાવનગર રૂા. ૨૪) શા. મણિલાલ મોહનલાલ અમદાવાદ રૂા. ૩૦) પટેલ રામભાઇ છોટાલાલ ભાવનગર રૂા. ૩૦ શા. રતીલાલ અમુલખ વઢવાણ કેમ્પ ૨૪) શા. રતીલાલ ચતુરદાસ ભરૂચ (વેજલપુર) રૂા. ૩૦) શા. જમનાદાસ જેસીંગભાઈ અમદાવાદ રૂા. ૩૦) શા. અમૃતલાલ ચતુરભુજ વઢવાણ કેમ્પ રૂા. ૩૦) શા. રતીલાલ ટોકરશી અમદાવાદ રૂ. ૧૮) શા. માનચંદ જેઠાભાઇ અમદાવાદ રૂા. ૩૦) શા. વાડીલાલ લહેરચંદ અમદાવાદ રૂા. ૧૮) શા નેમચંદ ઉત્તમચંદ અમદાવાદ રૂા. ૩૦) કંદોઇ નારાણદાસ પરષોત્તમદાસ વીશનગર રૂા ૧૨) શા. બબલદાસ કાલીદાસ વીશનગર રૂા. ૧૨) શા. હીંમતલાલ કેશવલાલ અમદાવાદ રૂા. ૨૪) શા. ચુનીલાલ. ઝવેરચંદ કરાંચી રૂા. ૩૦) શા. પ્રેમચંદ ગુલાબચંદ દોશી. ભાવનગર રૂા. ૩૦) ખાબીયા અરજુનલાલ ભનવરલાલ. મુંબઈ. રૂા. ૩૦) કુલ રૂપિયા. ૫૩૪).

લી.
**વીરચંદ પાનાચંદ શાહ.**
ઓ. મંત્રી.
શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૧ · અંક ૯ · વૈશાખ ૧૯૮૨



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.



## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કૉન્ફરન્સ ( પરિષદ્ ) સંબંધીના વત્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સંઘસેવાના પરિષદ્‌નાં કાર્યમાં પુષ્ટિ આપશે.

વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર રૂ. બે:

લખો–જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફીસ
૨૦ પાયધુની મુંબઇ નં. ૩.

---



## લેખકો વગેરેને સૂચનાઓ.

૧. આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર રહેશે.

૨. અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ ને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩. લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરભારો પત્રવ્યવહાર કરવો.

૪. કોઇ પણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫. દરેક લેખ તેમજ મોકલેલ ગ્રંથની સમાલોચના સમય સ્થળ વિચારીને જેમ બને તેમ ત્વરાએ પ્રકટ કરવાની કાળજી લેવાશે.


તવાબિલ્ડિંગ, ત્રીજે માળે, લોહારચાલ, મુંબાઇ.

મોહનલાલ દલીચંદ દેશાઈ
B. A. LL. B. વકીલ હાઇકોર્ટ,
માનદ તંત્રી.


**ગ્રાહકોને સૂચના**—જેઓએ પોતાનાં નામ ગ્રાહક તરીકે હજુ ન લખાવ્યાં હોય તેમને તે પૂરા ઠેકાણા સહિત લખી મોકલવા અને સાથે સાથે વાર્ષિક લવાજમના બે રૂપીઆ મનીઑર્ડરથી મોકલી આપવા વિનંતિ છે, કે જેથી વી. પી. કરવામાં અનેક મુશ્કેલીઓ અને નાહકનું ખર્ચ થાય તેમાંથી કૉન્ફરન્સ ઑફિસને બચાવશે.

# જૈન યુગ.



"વર્તમાનમાંથી જે મનુષ્ય સાર નીચોવી શકતો નથી તે ભાવીમાંથી શું નીચોવી શકવાનો હતો ? ભાવીમાં કરીશ-અથવા પ્રસંગ આવ્યે ત્યાગી શકીશ એ પ્રકારનો 'વાયદો'જ મનુષ્યોને ડૂબાવે છે, અને જ્યારે તે એમ માનતો હોય છે ત્યારે તે વધારે બળહીન બનતો હોય છે. માજી! ભોગની તૃપ્તિ કદી બની શકી છે ? આત્મા એ લાલસાથી કોઈ કોઈ અપૂર્વ ક્ષણેજ નિવૃત્ત થઈ શકે છે, અને એનો લાભ તુરતજ જો તે નથી લેતો તો તે સુવર્ણની તક ગુમાવી દે છે; એટલુંજ નહિ પણ તે સાથે તેવી તકોનું પુનઃ આવવું દુર્ઘટ કરી મુકે છે."

—રા. સુશીલ કૃત સંવાદ-'શાલિભદ્ર અને માતા ભદ્રા.'

પુ૦ ૧ | વીરાત્ ૨૪૫૨. વિ. સં. ૧૯૮૨ | વૈશાખ. અંક ૯

## તંત્રીની નોંધ.

### ૧—શ્રી 'શત્રુંજય કૉન્ફરન્સ'

૧ એ આનન્દની વાત છે કે જૈન કોમનો આખો સમુદાય પોતાના તીર્થાધિરાજ શત્રુંજય સંબંધી હાલમાં ઉપસ્થિત થયેલ સ્થિતિને પૂગી વળવા પ્રબળ પુરૂષાર્થ અને આંદોલન કરી રહ્યો છે. હાલમાં સરકાર પાસે બંને પક્ષો નામે પાલીતાણાના ઠાકોર સાહેબ એક બાજુ અને જૈન કોમના પ્રતિનિધિ તરીકે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી બીજી બાજુ ગયા છે કે જેમાં પ્રથમ શરૂઆત કરનાર મજકુર ઠાકોર સાહેબ છે; તેમણે પહેલાં પ્રથમ એક અરજી સરકારને કરી, આ અરજીની નકલ લેવી હોય તો તે અરજી કરનાર ઠાકોર સાહેબ મારફત અરજી કરવાથી લઈ શકાશે એવું ઠાકોર સાહેબે ઉક્ત પેઢીને જણાવ્યું. આથી ખેદ પામી પેઢીએ તે સામે ફર્યાદ કરી. આખરે સરકારના પ્રતિનિધિએ તે અરજીની નકલ પૂરી પાડી. આ અરજીમાં શું જણાવવામાં આવ્યું છે તે હજુ સુધી જૈન પ્રજાની જાણમાં આવ્યું નથી—અને જાણમાં ન લાવવા માટે ઠાકોર સાહેબે તેમજ આણંદજી કલ્યાણજીની પેઢીએ કે સરકારે મૌનજ સ્વીકાર્યું છે.

આ અરજીનો ઉત્તર આણંદજી કલ્યાણજીએ ૨૫ મી એપ્રિલ સુધીમાં આપવાનું ઠર્યું હતું તે પ્રમાણે આપી દીધો છે એવી ખબર મળી છે. શું જવાબ આપ્યો છે તેની ખબર જૈન આલમને પૂરી પાડવામાં નથી આવી. આમ એક કોર લડાઇનું સ્વરૂપ અદૃશ્ય અંધારામાં રહે છે, છતાં લોકોની લાગણીઓ પોતાની તીવ્રતા મૂકી શકતી નથી, અને આશા-નિરાશામાં ઉગ્ર સ્વરૂપ પકડતી જાય છે, અને મામલાનું સ્વરૂપ પણ આછું આછું ઓળખતી જાય છે.

૨ લોકોની તીવ્ર લાગણીઓને સંયમ અને સુવ્યવસ્થામાં રાખી એક નિશ્ચલ માર્ગમાં લઇ જવી, અને લોકોના સામુદાયિક બળને દોરી સાધ્ય વસ્તુ પ્રાપ્ત કરવી એ વર્તમાનકાળનાં સુજ્ઞ આગેવાનોનું કાર્ય છે. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ ગત જાન્યુઆરીના પ્રથમ અઠવાડીઆમાં બોલાવેલી સભા-

માં જે ઠરાવો થયા તેમાં 'શત્રુંજય મહાતીર્થના સંબંધે તે પેઢીના ચાર સભ્યો ઉપરાંત મહા સંભાવિત અગ્રણીઓ શેઠ અંબાલાલ સારાભાઈ, શેઠ કીકાભાઈ પ્રેમચંદ અને શેઠ શાન્તિલાલ આશકરણ એ ત્રણનો સહકાર કરી સાતની કમિટીએ કાર્ય કરવાનો ઠરાવ થયો હતો, અને ગામેગામના સંઘોએ ઠરાવો કરી પોતાની લાગણી જાહેર કરવા પ્રત્યે પ્રસંગી જાહેર કરી હતી. ઘણાં ગામોના સંઘોએ આવા ઠરાવ કરી 'મેમોરીયલો' સરકાર તરફ મોકલ્યાના ખબર વર્તમાનપત્ર દ્વારા મળ્યા છે.

૩ આવા છૂટા છૂટા પ્રયત્નો ઉપરાંત સર્વ ગામના સંઘો એકત્રિત મળી સમસ્ત હિંદના સમસ્ત જૈન સંઘનો એકત્રિત અવાજ રજુ કરવો, એકત્રિત થઇ ઉપાયો વિચારવા, તે ઉપાયો અમલમાં મૂકવા માટેની યોજનાઓ ઘડવી, અને જે ટુંકમાં સમસ્ત જૈન સંઘના બળનું માપ કેવું છે તે તપાસવું એની ખાસ જરૂર છે અને તે વસ્તુસ્થિતિ જૈન કૉન્ફરન્સની ખાસ બેઠકદ્વારા સિદ્ધ થઇ શકે તેમ હોવાથી તેવી ખાસ બેઠક ભરવાનું-માત્ર શત્રુંજય તીર્થ સંબંધેજ કૉન્ફરન્સ ભરવાનું ઠેરવવામાં આવ્યું.

૪ આ કૉન્ફરન્સ મુંબઈમાંજ ભરવાથી તેનું મહત્વ સધાશે તેથી મુંબઇમાં ભરવા માટે સ્ટેન્ડિંગ કમિટીએ વિચાર કર્યો. હવે મુંબાઇમાં જૈન સંઘની સ્થિતિ કેટલાક નજીવા કલેશોથી થોડી ઘણી છિન્ન ભિન્ન હતી તેથી તે કલેશો દૂર કરવા પહેલાં પ્રયાસ કરવા માટે કેટલાક સભ્યોની એક પેટા-સમિતિ નીમવામાં આવી; તે સમિતિનો પ્રયાસ નિષ્ફળ ગયો એટલે પછી તે કલેશોને એક બાજુ રાખી કૉન્ફરન્સની મુંબઈની બેઠકમાં પાસ કરેલા બંધારણની રૂએ સ્ટેન્ડિંગ કમિટિ કૉન્ફરન્સ બોલાવી શકે છે અને મુંબઇના સંઘ દ્વારા બોલવવાનું પડતું મુકાયું તેથી તે અનુસાર સ્ટેન્ડિંગ કમિટીએ પોતે બોલાવવાનો ઠરાવ કર્યો, આ ઠરાવ સામે 'કૉન્ફરન્સ ભરવાની જરૂર નથી' એવા અને એવી જાતના પ્રતિવાદ શરૂ થયા. બંધારણના સવાલપર બોલી શકાય તેવું ન હતું. આવા પ્રતિવાદને શમાવવા પાછા મુંબઇના સંઘદ્વારા કામ લેવાનું ઠીક ગણાય, અને તેથીજ વિરોધ દૂર થશે તેથી ફરીવાર તે વિરોધ દૂર કરવા અમુક ભાઇઓની સમિતિ જેવું નીમાયું પ્રયત્ન થયા, વળી નિષ્ફળ ગયા, વળી પાછા પ્રયત્ન થયા અને આખરે સંઘદ્વારા સ્વાગત સમિતિ નીમાવવાને તે દ્વારા કૉન્ફરન્સ બોલાવવાના પ્રયત્ન સફલ થાય તેની ભૂમિકા તૈયાર થઇ.

૫ પછી સંઘની સભા બોલાવાઈ-સ્વાગત સમિતિ નીમાઈ, તેના પ્રમુખ ને મંત્રીઓ નીમાયા, અને કાર્ય પાર પાડવાની તૈયારી થઈ. આના પરિણામે હવે 'સર્વને અનુકૂળ દિવસ નિયત કરી કૉન્ફરન્સ ભરવાનો પ્રસંગ વિશેષ પ્રબલ અને સુદૃઢ પાયા પર આવી લાગ્યો. કૉન્ફરન્સ પ્રસંગ લાવવા માટે નિમિત્તભૂત સર્વ ભાઇઓને અમારા અભિનંદન છે. આ ઉપરની સર્વ બાબતોનો ટુંકો ખ્યાલ આ પછી આપેલ 'કૉન્ફરન્સનું ખાસ અધિવેશન' એ લેખ પરથી આવશે.

૬ આ સર્વ થયા છતાં કેટલીક અંદરથી તાર ખેંચનાર ગણી ગાંઠી વ્યક્તિઓ જુદા જુદા વિચારો બહાર લાવી આડખીલી રૂપ થાય છે તો તે આડખીલી થવાનાં અંદરનાં શું રહસ્ય છે તે સમજી શકાતું નથી છતાં તેઓ જે વિચારો બહારથી જણાવે છે તેને પણ આપણે શાંતિથી અને નિર્મળભાવે વિચારી ચર્ચીશું. પ્રતિસ્પર્ધિઓ દરેક પ્રસંગે હોય છે, અને તેને આપણે સાંભળવા ઘટે તેમાંથી તત્ય કે સત્ય હોય તો તે વિચારી સ્વીકારવું ઘટે અને નહિ તો તે વિચારી ત્યાજ્ય લાગે તો તજવા ઘટે. પછી ભલે તે પ્રતિસ્પર્ધીઓ અંદરથી તાર ખેંચનારા હોય યા બહાર આવી ખુલ્લે મોઢે બોલનારા હોય.

૭ એક વિચાર એવો છે કે (ક) શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી સાત આગેવાનોની કમિટી નીમાઇ છે તે જૈનો તરફથી કાર્ય કરે છે તેથી આ કૉન્ફરન્સ મારફત એકત્રિત અવાજ કરવાની જરૂર રહેતી નથી. અને જો તેમ કરીએ તો તે આગેવાનોની કાર્યશક્તિની અવગણના થાય છે. (ખ) વળી આણંદજી કલ્યાણજીની પેઢી કૉન્ફરન્સ ભરવાની જરૂર છે એમ જણાવે નહિ ત્યાં સુધી

કૉન્ફરન્સ ભરવાની જરૂર નથી, (ગ) જુદા જુદા સંઘો તરફથી ઠરાવ થયા છે ને મેમોરિયલો સરકાર પર ગયા છે, માટે હવે કૉન્ફરન્સ ભરી ઠરાવો કરવાની જરૂર રહેતી નથી. આ ત્રણેનો જવાબ આપી દઇશું. આણંદજી કલ્યાણજીની પેઢી એક પક્ષકાર છે, તેથી તેને જ્યાં સુધી ચુકાદો ન આવે ત્યાં સુધી ચુપકીદીજ પકડવી ઘટે, અને તેથી તે પ્રજા સમક્ષ આવી આમ કરવું તેમ કરવું એ કહી ન શકે, તેમજ સક્રિય ભાગ તે પેઢી તરીકે લઇ ન શકે. તે પેઢી ચુકાદો આવ્યા પછી તેમાં કંઇ ફર્યાદ કરવા જેવું હોય તે ત્યાર પછી જણાવી શકે અને તે પછી યોગ્ય લાગે તે ઉપાયો-સમસ્ત હિંદના જૈન સંઘની સભા બોલાવવી, વિશેષ આંદોલન પ્રચાર વગેરે કરી શકે. અત્યારે જે આપણે કરવાનું રહે છે તે પેઢીના કહ્યા વગર તે પેઢીની પ્રેરણા વગર એકત્રિત અવાજ રજુ કરી તેના હાથ મજબૂત કરવાના છે. અને તેની લડત વિશેષ સફલ થાય એમ કરવાનું છે તેમ કરવાથી તેમના તરફથી સાત આગેવાનોની કાર્યશક્તિની કોઇપણ રીતે અવગણના થતી નથી. તેઓ તો આ કૉન્ફરન્સની હીલચાલથી ખુશી થવા જોઇએ, અને આ હીલચાલ લાભકારક છે એવી તેમની સારી સમજ સ્વીકારતીજ હોવી જોઇએ એમ અમારૂં માનવું છે. જુદા જુદા સંઘો જુદી જુદી રીતે છુટક કરે તે ઉપરાંત ભેગા થઇ સમસ્ત હિંદના એકત્રિત સંઘ તરીકે જે અવાજ કરે તે અતિ બલવાન અને અસરકારક થાય છે એમાં કોઇ પણ જાતનો શક નથી.

૮. બીજો વિચાર એવો છે કે જ્યાં સુધી સરકાર તરફથી ચુકાદો ન મળે ત્યાં સુધી આ પ્રશ્ન sub-judice (કોર્ટમાં ગયેલા કેસનો ફેંસલો આવ્યા સુધી અનિર્ણિત કોર્ટના કેસ જેવો) છે, તેથી તે ફેંસલો આવે નહિ ત્યાં સુધી તે પર બહાર ઊહાપોહ કે ચર્ચા કરી શકાય નહિ, અને જો કરવામાં આવે તો તે કોર્ટના તિરસ્કાર સમાન કાયદેસર ગણાય. આવો મત અમુક ધારાશાસ્ત્રીનો છે. આના જવાબમાં અમો મોટા ધારાશાસ્ત્રી ન હોવા છતાં નમ્રભાવે જણાવીએ છીએ અને બીજા ધારાશાસ્ત્રીઓ પણ એમ કહે છે કે આ કંઇ કોર્ટમાં ગયેલો કેસ નથી; તેમ તેના જેવો કેસ પણ નથી. (એટલે કે તે Judicial case નથી). કદાચ તે અર્ધો કે અલ્પ Judicial કેસ હોય—પણ ખરી રીતે આ પ્રશ્ન એક રાજકીય (Political) અને વિશેષમાં તો સંપૂર્ણ રીતે ધાર્મિક (religious) છે. અને તે માટે સતત ચાલુરીતે આંદોલન અને હલચલ કરવાની છે. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ એક જબરા ધારાશાસ્ત્રીનો અભિપ્રાય ઘણા સમય પૂર્વે લીધો હતો અને તેનો કેટલોક ભાગ તેની ગત જાન્યુઆરીમાં તેણે મેળવેલી સભામાં જાહેર થયો હતો, તેમાં પણ કોમીક ચાલુ આંદોલન અને હલચલની તેમજ હિંદના અને હિંદબહારના વર્તમાનપત્રો દ્વારા અને બને તો પાર્લામેંન્ટ દ્વારા પણ આ બાબતનું સતત આંદોલન કરવાનો અભિપ્રાય આપ્યો હતો. આ અભિપ્રાય અનુસાર આ કૉન્ફરન્સ દ્વારા થતી હિલચાલ છે. આ હિલચાલ ઉપરાંત હિંદમાં તેમજ હિંદબહાર બીજી અનેક હિલચાલ કરવાની રહે છે ને રહેશે. અને તે સર્વનો વિચાર આ કૉન્ફરન્સદ્વારા કરી શકાશે.

૯. જૈનોની ધાર્મિક લાગણી આ ધાર્મિક પ્રશ્નને અંગે ઉછળી રહી છે. જૈનોએ કોઇના તરફથી ઠરાવ બહાર પડયા વગર પોતાની મેળેજ ઠરાવ કરી શત્રુંજયની યાત્રાનો ત્યાગ કર્યો છે તેજ બતાવી આપે છે કે જૈનોની લાગણી કેટલું તીવ્ર સ્વરૂપ ધરાવે છે. આ ત્યાગ માટે જૈનોને અભિનંદન ઘટે છે. અનેક જૈનેતર પત્રોએ આ પ્રશ્નને ચર્ચી જૈન સમાજને ઉપકૃત કરી છે અને ખાસ કરી 'સૌરાષ્ટ્ર' પત્રે તો જબરી સેવા બજાવી છે. તેણે પોતાના ખાસ ખબરપત્રી મોકલી તે દ્વારા સર્વ હકીકત આપી છે—તેના ખાસ વધારા કાઢયા છે—જાહેરમાં આગેવાનોના અભિપ્રાયો મંગાવી મૂકયા છે. આ સેવા માટે 'સૌરાષ્ટ્ર'ને અમારા અનેકશઃ ધન્યવાદ છે. આ સર્વ ઉપરથી જોઇ શકાશે કે આ શત્રુંજય તીર્થનો પ્રશ્ન કેટલો બધો અગત્યનો છે, કેટલો બધો લાગણીઓથી ભરેલો ધાર્મિક પ્રશ્ન છે, કેટલો બધો એક રીતે દેશી રાજ્યની સાથે સંબંધ ધરાવતો રાજકીય—પોલિટિકલ પ્રશ્ન છે.

૧૦. ચુકાદાની રાહ જોયા વગર આપણો આખા

જૈન સમાજની લાગણીઓ કેવી છે, તેનું માપ શું છે તે તે ચુકાદો આવ્યા પહેલાંજ બતાવી આપવાની જરૂર છે એમ જૈનોનો મોટો ભાગ અને અમો માનીએ છીએ. સમસ્ત હિંદના જૈનોની લાગણીઓનો નિરાદર કે અવગણના કોઇ પણ શાણી સરકાર કરી શકે નહિ. આ લોકશાસનનો જમાનો છે. તેમાં લોક લાગણી વ્યવસ્થિત રીતે કાયદાપૂર્વક અહિંસાત્મકપણે વચનથી અને કાર્યથી દર્શાવવાથી જ આપણી વ્યાજબી માગણીઓ મળશે—તે માગણીઓ સ્વીકારાશે. મૌન ધારી બેસી રહેવાથી કંઇ ફળ મળવાનું નથી. માટે આ કૉન્ફરન્સમાં સર્વ સુજ્ઞોએ પધારી પોતાના અભિપ્રાયો રજુ કરી સુવ્યવસ્થિત યોજનાઓ-માર્ગો ગ્રહણ કરી આ ખાસ બેઠકને સહુ વિજયી બનાવશે અને તેથી શત્રુંજયના મહા પ્રશ્નનો સંતોષકારક નિવેડો લાવવા સર્વ ભાગ્યશાળી બનશે એટલું કહી હાલતો વિરમીએ છીએ.

**૨. જૈન શિક્ષણ સુધારણા પરિષદ્**—આ પરિષદોનો જમાનો છે. જે જે મહા પ્રશ્નો છે તે તેને ઉકેલવા માટે અગ્રણી તેમજ સામાન્ય આમ વર્ગને બોલાવી તે સર્વ સાથે નિમંત્રણા કરી ઉપાયો વિચારવા અને યોજવા એ પરિષદ્નો હેતુ છે. સ્થાનકવાસી ભાઇઓએ પોતાની કૉન્ફરન્સ ઓફિસ તરફથી જૈન ધાર્મિક શિક્ષણના પ્રચાર માટે શું શું કરવું યોગ્ય છે ને, તે કેમ કરવું તે માટે રાજકોટ મુકામે એપ્રિલમાં એક પરિષદ્ બોલાવી હતી-તેમાં જૈન વાચનમાળા તૈયાર કરવાનો એક મહાપ્રશ્ન હતો કે જે સંબંધે અમોએ સં. ૧૯૭૪ ના જૈન મહિલા સમાજ તરફથી નિકળેલ ખાસ અંકમાં આપેલ લેખ આ અંકમાં જુદો પ્રકટ કર્યો છે. આ પરિષદ્ ભરવા પહેલાં કેટલાક સવાલો કાઢ્યા હતા તેનો ઉત્તર અમો તરફથી તા. ૬-૩-૨૬ ના પત્રથી જે આપવામાં આવ્યા હતા તે અમે ઉતારી લઇએ છીએઃ—

—આ સંબંધી આજે પત્ર મળ્યો તેના ઉત્તરમાં સવિનય નિવેદન કેઃ—

જૈન શિક્ષણ માટેનો પ્રયાસ સ્તુત્ય ને આદરણીય છે. તે માટે મૂળથી ધર્મ અને નીતિના સંસ્કાર જૈન બાળકોમાં દાખલ થાય તેમ કરવાની જરૂર છે. તેવા સંસ્કાર, જૈન વાચનમાળા ઉદાર, ઉદાત્ત, અતિ સરળથી માંડી અતિ કઠિન વિષયો ઉત્તરોઉત્તર ધોરણોમાં સમજી શકાય તેવા સ્વરૂપમાં પાઠો રૂપે મૂકી તૈયાર કરાવી જૈનશાળાઓમાં દાખલ કરાવવાથી, આવી શકશે. વાચનમાળાની આવશ્યકતા ઘણી છે.

જે વિષયો મૂકયા છે, તે સંબંધી ટુંકમાં મારા અભિપ્રાયો જણાવી દઉં છું.

૧. બધી જૈનશાળામાં એક સરખો અભ્યાસક્રમ રાખવામાં આવે તેજ ઇષ્ટ અને વ્યવસ્થાને ઘણી સરળતા આપનાર છે.

૨. તેમ કરવા માટે સારાં પાઠય પુસ્તકો તૈયાર કરાવવાની જરૂર છે. એક માણસ-વિદ્વાન્ કરે તે કરતાં અનેકની સહાયતા લઈ તૈયાર કરવાની જરૂર છે. નવિન પદ્ધતિ-શૈલી સ્વીકારવાની છે અને સાથે જૂના કવિઓની કૃતિઓ તેમજ કથાઓ ભૂલવાની નથી.

૩ આ પાઠયપુસ્તકો તૈયાર થાય, અને બધી જૈન શાળામાં એક સરખો અભ્યાસક્રમ થાય, ત્યારેજ એક ઇન્સ્પેકટર રાખી શકાય ને તે દ્વારા સરલતાથી કામ લઇ શકાય.

૪ ચાલુ સંસ્થાને ઉન્નત કરવા માટે ખાસ બાબતોમાં સારા શિક્ષકો મેળવવાની જરૂર છે. નવીન ઉભી કરવા માટે પણ તેમજ. પણ જબરી મુશ્કેલી એ છે કે સારા શિક્ષકો મળતા નથી. આ માટે ટ્રેઇનીંગ કોલેજ સ્થપાય અને તે જે ઉચ્ચ શિક્ષણ સંપાદિત કરાવી શિક્ષકો તૈયાર કરે તેને નોકરી જરૂર મળી શકે એવો પ્રબંધ થાય તોજ તે સંબંધીની મુશ્કેલી દૂર થઇ શકે તેમ છે.

૫. શિક્ષકો કેળવવાની ધારેલી આ યોજના અતિ કઠિન થશે ને પૂરી વ્યવહારૂ નહિ બની શકે. અધ્યાપક-પરીક્ષા અને સૂચનપત્રો આદિ શિક્ષક કેળવવા માટે કરવું એ ઠીક, પણ એ કરશે કોણ! એવું કરનારા પણ સમર્થ શિક્ષણશાસ્ત્રીઓ અને ધર્મજ્ઞાતા જોઇશે તે કયાંથી કાઢવા?

૬. ધર્મશિક્ષણપરીક્ષા ઇનામી હરીફાઇની કાઢવામાં આવે તે સારૂં છે પણ, તેને વ્યવહારમાં મુકવા માટે દરેક ગામમાં પ્રતિષ્ઠિત-પ્રમાણિક એજંટો નીમવા જોઇશે, કે જેઓ નિયતકાલે પરીક્ષાપત્રોના જવાબ એવી રીતે લેવરાવે કે એક બીજા વિદ્યાર્થીઓ 'કોપી' ન કરે! તે એજન્ટો જૈનશાળાના માસ્તરો ન જોઈએ.

૭ શિક્ષા સમિતિ સ્થા. કોનફરન્સની નીચે કાઢવામાં આવે એ જરૂરનું છે. "જૈન એજ્યુકેશન બોર્ડ" એ નામનું ખાતુ જૈન શ્વેતાંબર કોનફરન્સે કાઢ્યું છે, તેનું બંધારણ જોવા તપાસવાની જરૂર તમારે રહેશે.

૮. સરકારી સ્કુલોમાં ધાર્મિક શિક્ષણ દાખલ કરવા રાજા મહારાજાઓને વિનંતિ કરી તેમ થઇ શકે તો સારૂં. પણ ખાલી વિનંતિ કરવાથી વિશેષ વળવાનું નથી. તેમ કરતાં સાથે રાજા માગશે કે તમે પ્રબંધ કરો-ધાર્મિક શિક્ષક આપો; તેવું ધાર્મિક શિક્ષક જાથુ બની રહે ને ધાર્મિક શિક્ષણ જાથુ મળી શકે તે માટે તેને પગાર આપવા વગેરે જાથુ ફંડ આપો. કારણ કે ધર્મ ઘણા અનેક તેથી સ્ટેટ દરેક ધર્મના માટે જુદા જુદા શિક્ષક રોકી નહિ શકે, તેટલું ધર્મ શિક્ષણ-ખર્ચ તેમને નહિ પાલવે. માટે એ સર્વ માટે તૈયાર રહી, પછી વિનંતિ કરી દાખલ કરાવવું બની શકશે.

અન્ય વિષયો સૂચવવા માગીએ તો ઘણા છે. છતાં ટુંકમાં એ છે કે પહેલાં (૧) શિક્ષણવાચનમાળા કેવી રીતે તૈયાર કરવી, અને તેમાં જે નિયમો રાખવા તે નિયમો નક્કી કરવા ઘટે, અને તે કાર્ય કરવા માટે વિદ્વાનોની સમિતિ નીમવી ઘટે.

(૨) અત્યાર સુધી જેટલી જેટલી વાંચનમાળાના શ્વેતાંબર, દિગંબર વગેરેમાં પ્રયત્નો થઈ બહાર પડેલ હોય તે એકત્રિત કરવા.

(૩) બનારસ હિંદુ કોલેજ માટે તૈયાર થયેલ ધર્મશિક્ષણ પુસ્તકો," પ્રો. આનંદશંકરભાઇકૃત નીતિશિક્ષણ, અને હિંદુ ધર્મપોથી એ વગેરે પુસ્તકો નિરીક્ષણ કરી જવાં ઘટે.

(૪) જે જે સાધુઓ સહકાર આપી શકે, તેનો સહકાર લેવો ઘટે પણ તે સમયજ્ઞ અને ઉદાત્ત વિચારના હોવા ઘટે.

(૫) જે જે પુસ્તકો આવી વાચનમાળા માટે જરૂરનાં હોય તે સર્વ પુરાં પાડવાં ઘટે, ને તેમાં કથાદ્વારા બોધ વિશેષ અંતરમાં ઉતરે છે તે ધ્યાન રાખી કથા ચરિત્ર પુસ્તકો એકઠાં કરી તેની સહાય લેવાની રહે છે.

(૬) ઇન્સ્પેક્ટરની લાયકાત પગાર વગેરે વિચારવાં ઘટે.

(૭) નવતત્વ જીવવિચાર કર્મગ્રંથ તત્ત્વાર્થ વગેરે નવીન શૈલીએ તૈયાર કરાવવા માટેની યોજનાનો પણ વિચાર કરવો વગેરે વગેરે.

આ ટુંકમાં મુદ્દા આપ્યા છે અને શ્વેતાંબર કોન્ફરન્સના જૈન એજ્યુકેશન બોર્ડના લગભગ સાત આઠ વર્ષ સુધીના સેક્રેટરી તરીકે તેમજ શિક્ષણ શાસ્ત્રના અભ્યાસી તરીકે જે કાંઇ અનુભવ છે તે પરથી ઉપરનું સૂચન કર્યું છે. જૈન વાચનમાળા માટે મેં એક ખાસ લેખ લખ્યો હતો તે આ સાથે મોકલ્યો છે તે જરૂર વાંચી વિચારી જવા વિનંતિ છે.

આ પત્ર તથા સાથેનો જૈન વાચનમાળા પરનો લેખ પરિષદ્‌માં વિચારણા માટે મુકશો.—

આ પછી તે પરિષદ્‌માં શું શું ઠરાવો થયા છે તે અત્ર વિસ્તારભયથી આપ્યા નથી. પણ ઉપરની સૂચનાઓને અનુરૂપ થયા છે તેટલું ટુંકમાં જણાવીશું. ગૂજરાતી સાહિત્યપરિષદ્ અને યતિ પરિષદ્ સંબંધતું અમારૂં વ્યક્તવ્ય હવે પછી જણાવીશું.

---

# કૉન્ફરન્સનું ખાસ અધિવેશન.

( કૉન્ફરન્સ ઑફિસ તરફથી )

હાલમાં શ્રી સિદ્ધક્ષેત્ર મહાતીર્થ શત્રુંજય સંબંધી ઉપસ્થિત થએલા વિકટ પ્રસંગ પર સમસ્ત જૈન કામનો એકત્રિત અવાજ જાહેર કરવાની અત્યંત આવશ્યકતા હોવાથી શ્રી-જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું ખાસ અધિવેશન ભરવાનો ઠરાવ શ્રી-જૈન શ્વેતાંબર કોન્ફરન્સની સ્ટેન્ડીંગ કમીટીની તા. ૨૧-૪-૨૬ ને દિને ભરાએલી મીટીંગમાં સર્વાનુમતે કરવામાં આવ્યો. આ અધિવેશનના કાર્યક્રમની રૂપરેખા તથા ઉદ્દેશ તે સંબંધી આમંત્રણપત્રિકામાં દર્શાવવામાં આવ્યા છે. અહિઆં તે ફરી ટાંકવા અસ્થાને નહિ ગણાય.

શ્રી-જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું ખાસ અધિવેશન પાલીતાણાના નામદાર ઠાકાર સાહેબે અખત્યાર કરેલી વલણ સંબંધમાં આપણા વિચારો જાહેર કરવા તથા તેથી ઉભી થયેલી અને ભવિષ્યમાં ઉભી થાય એવી સર્વ પરિસ્થિતિને પહોંચી વળવા યોગ્ય ઉપાયો યોજવા માટે ઘટતી ગોઠવણ કરવા તથા જૈન કોમના જન્મસિદ્ધ ચિરસ્થાપિત હકો પર સખ્ત આક્રમણથી સમસ્ત કોમની દુઃખિત લાગણીને એકત્રિત રીતે જાહેર કરવા અને તે સંબંધી શીઘ્ર સંતોષકારક પરીણામ લાવવાની આવશ્યકતા તરફ બ્રિટીશ સરકારનું ધ્યાન ખેંચવા મુંબઇમાં ૧૯૮૨ ના વૈશાક સુદ ૩-૪ તા. ૧૪-૧૫ મે ૧૯૨૬ શુક્ર તથા શનિવારે ભરવાનું નક્કી કરવામાં આવ્યું અને તેની ખબર ઉક્ત આમંત્રણ પત્રિકા ઉપરાંત જાહેર પત્રોદ્વારા દરેક સ્થળે ધોરણ મુજબ મોકલવામાં આવી હતી. તેમજ આ ખાસ અધિવેશનમાં લાવવા માટે યોગ્ય અને જરૂરી ઠરાવો સંબંધી સૂચનાઓ કરવા પૂજ્ય મુનિ મહારાજાઓ તથા વિદ્વાન જૈન બંધુઓને વિજ્ઞપ્તિ કરવામાં આવી હતી. આશય એજ હતો કે દરેક દરેક ઉત્સાહી બંધુ યથામતિ સૂચનાઓ મોકલી ઠરાવોને જેમ બને તેમ વિશેષ વ્યાપક બનાવે. આ અધિવેશનનું પ્રમુખસ્થાન અઝીમગંજના પ્રસિદ્ધ સુશિક્ષિત જમીનદાર રાય મણીલાલ નહાર બહાદુરે સ્વીકાર્યું.

આ બધું ક્રમસર થયા પછી અને ટૂંકામાં કહીએ તો અધિવેશનની સંપૂર્ણ તૈયારી થઇ ગયા પછી પ્રમુખ મહાશયની ઓચિંતી માંદગીના સમાચાર તાર તેમજ પત્રદ્વારા મળતાં છાપાંઓ મારફતે તેમજ પત્રાદિથી પણ યોગ્યસ્થળે યથાશક્તિ ખબર પહોંચાડી, અને આ ખાસ અધિવેશન તારીખ નક્કી કર્યા સિવાય મુલતવી રાખવામાં આવે છે એમ સમસ્ત જૈન કોમને જાહેર કરવામાં આવ્યું. મોકલાએલાં આમંત્રણોને અંગે ઘણી જગાએથી પ્રતિનિધિઓનાં નામો ચૂંટાઇ આવી ગયાં છે, તેઓને પણ અમોએ ખબર આપી છે. આ અધિવેશન સંબંધે જે પત્રો અને જૂદા જૂદા વિચારો અમને મલ્યા છે તેમાંના થોડાની નોંધ અન્ય સ્થળે કરવામાં આવી છે. જે જે સંઘો-સભા યા મંડળોએ અવકાશ ન મળવાનાં કે લગ્નાદિ પ્રસંગને લઇને સમય અનુકૂળ ન હોવાના કારણે પ્રતિનિધીઓની ચુંટણી ન કરી હોય તેણે બનતી ત્વરાથી પ્રતિનિધીઓની ચુંટણી કરી નામ વીગેરે વિગત કોન્ફરન્સ ઓફીસમાં મોકલી આપવી જેથી અધિવેશનની તારીખ નક્કી થતાં ખબર આપવી અનુકૂળ પડે.

આ અધિવેશન-મેળવવા સંબંધી ઉપર જણાવેલી તારીખે સ્ટેન્ડીંગ કમિટીની બેઠક મળી હતી તેમાં અધિવેશન ભરવાનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. પરંતુ અધિવેશન સ્ટેન્ડીંગ કમિટી મારફતે બોલાવવાની તથા વ્યવસ્થા કરવાનો જે ઠરાવ બહુમતિએ કરવામાં આવ્યો હતો, તે ઠરાવ સામે કંઇક વિરોધ હોય એમ જણાય છે. પરંતુ વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેતાં તેમજ કૉન્ફરન્સનું બંધારણ તપાસતાં સહજ જણાય તેવું છે કે જ્યાં સુધી કોઇ પણ સ્થળનું આમંત્રણ કૉન્ફરન્સને અધિવેશન મેળ-

વવા સંબંધે મળ્યું ન હોય ત્યાં સુધી તે સંબંધી તમામ કાર્ય સ્ટેન્ડીંગ કમિટીપર બંધારણ અનુસાર રહે છે. અને તે અન્વયે આ અધિવેશન મેળવવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો: કોઇ સ્થળેથી આમંત્રણ આપવામાં આવ્યું હોય અને સ્ટેન્ડીંગ કમિટીએ સ્વીકાર્યું હોય ત્યારેજ આમંત્રણ આપનાર સ્થાનિક સંઘને શિર અધિવેશનની સર્વ વ્યવસ્થા રહે છે. એટલે એટલું તો સ્પષ્ટ જ છે કે આમંત્રણ ન આપ્યાં છતાં સ્થાનિક સંઘને તેની ઇચ્છા હોય કે ન હોય તે જાણ્યા સિવાય અધિવેશન મેળવી આપવા અરજ કરવાનું કહેવું અને તે પરથી રજાચીઠ્ઠી કાઢવાના હક્કની માગણી એ કૉન્ફરન્સનું ચાલુ બંધારણ તથા મહત્વ ભૂલી જઇ કરવામાં આવી છે. અને તેવી માગણીના સમર્થનમાં ચાલુ બંધારણ અનુસાર કોઈ પણ દાખલો ટાંકવામાં આવ્યો નથી.

સમગ્ર હિંદની પ્રતિનિધિઓની બનેલી આ મહાસભા કોઇપણ સ્થળની સ્થાનિક સત્તાથી તેમજ સ્થાનિક કલહોથી તદ્દન નિરાળીજ અને મુક્ત હોય અને છે. ગુંચવાડા વાળી સ્થિતિમાં ન પડવા ખાતર દશમી બેઠક વખતે પસાર થએલા ચાલુ બંધારણની મજકુર કલમ અમલમાં મૂકવાનો આ પહેલોજ પ્રસંગ પ્રાપ્ત થએલો હોઈ કોઇ જગાએ ક્ષોભ થાય તો તે બનવા જોગ છે; વળી કોન્ફરન્સના પા સદીના ઇતિહાસમાં આ ખાસ અધિવેશન પ્રથમજ નક્કી થયાં તે પણ ખાસ યાદ રાખવુ જોઇએ છે. બંધારણ પુરઃસર કાર્ય કરવાના જમાનામાં બંધારણ પર પગ મુકવાનો પ્રયાસ કોઇ પણ સુજ્ઞ જૈન ચલાવી નહિ લે. જ્યાં મતભેદ હોય ત્યાં બહુમતિથીજ કામ લેવાય એવો શિષ્ટ સંપ્રદાય હોવા છતાં લઘુમતિ મનાય નહિ ત્યાં સુધી કાર્ય ન કરવા કહેવું તે આપણી કાર્યપદ્ધતિને સૈકાઓ પાછળ હઠાવવા જેવું છે અને તેવા કારણોને લઇનેજ અધિવેશનનું કાર્ય સ્ટેન્ડીંગ કમીટીએ ઉપાડી લીધું હતું પરંતુ ત્યાર પછીથી જે અણધાર્યા સંજોગો ઉપસ્થિત થયા તેથી પરિણામે તા. ૧૨-૫-૨૧ ની રાત્રે મળેલી બેઠક વખતે સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યો કે: "જો કે સ્ટેન્ડીંગ કમીટી એવું માને છે કે ખાસ અધિવેશન હાલમાંજ ભરવાની જરૂર છે તોપણ કેટલાક કારણોને લઇને તારીખ નક્કી કર્યા સિવાય ખાસ અધિવેશન હાલમાં મુલતવી રાખવું."

આ સ્થળે એટલું ભારપૂર્વક કહેવું જરૂરનું છે કે વેસ્ટર્ન ઇન્ડીઆ સ્ટેટસના નામદાર એ. જી. જી. તરફથી ચૂકાદો અપાઇ જાય ત્યાં સુધી કોમની લાગણી શત્રુંજયગિરિ સંબંધી હક્કો વાસ્તે કેવી તીવ્ર છે તે કૉન્ફરન્સ મારફતે જાહેર ન થવા દેવાની કોમના જે જે હિતચિંતકોએ સલાહ આપી પોતાના મત મનાવવાને જે જે જહેમતો ઉઠાવી છે તે તેમનેજ મુબારક છે. હાલના સવાલના જે ઇષ્ટાનિષ્ટ પરિણામ આવે તેની પૂરેપૂરી જોખમદારી તેમને શિર રહે છે. આપણી સંતતિ કદાચ એમ ન કહે કે કોમના કેટલાક અગ્રગણ્ય મનુષ્યો પણ વિવિધ આશયથી તીર્થના સવાલમાં પણ કેવી રીતે પોતાનું ધ્યેય ભૂલ્યા હતા. મેજર બીલનો ચુકાદો પણ આજદિન સુધી કોમના જાણવામાં ન આવવા દઇ જે ભુલ કરવામાં આવી હતી તેના કરતાં અતિ ગંભીર ભૂલ કોમનો અવાજ કૉન્ફરન્સ દ્વારા જાહેર ન થવા દેવામાં થાય છે. ન્હાનામાં ન્હાના સરકારી અમલદારનો હુકમ પ્રાયઃ કોઈ પણ સ્થળેથી ફરતો નથી એ સર્વના અનુભવની વાત છે; વળી શેઠ કસ્તુરભાઇ લાલભાઇ પોતાના ૨-૩જી જાન્યુઆરીના વક્તવ્યમાં કહે છે કે:—અહીં મ્હારે એટલું કહેવું જોઇએ કે જે લડત આપણે ચલાવવાની છે તે કાયદાની કોર્ટમાં ચાલે તેવી સામાન્ય નથી પણ આપણા તીર્થસંરક્ષણની એક રાજદ્વારી લડત છે અને જે પ્રમાણમાં એકત્ર થઇને આપણે આપણું બળ બતાવી શકીએ તેટલાજ પ્રમાણુંમાં આપણાં હક્કો જળવાય" આવું કહેવા છતાંએ તેથી કંઇક ભિન્ન મત હાલમાં દર્શાવવાનાં કારણો તો તે ભિન્ન મત દર્શાવનારાજ જાણે.

રાજદ્વારી તથા ધાર્મિક લડતના અનુભવીઓ તથા વિશિષ્ટ ધારાશાસ્ત્રીઓનો મત એ છે કે આવી બાબતમાં અંગ્રેજી અને ગુજરાતી છાપાઓ દ્વારા અને મીટીંગો દ્વારા પુષ્કળ ઊહાપોહ તથા હિંદુસ્થાનથી માંડી પાર્લામેન્ટ સુધી કોમી ચલવલનીજ ખરેખરી આવશ્યકતા છે.

ધર્મશિક્ષણ માટે પોતપોતાની જુદી શાળા સ્થાપે તો ઠીક છે. આમ કરવાથી, દાદાભાઇ નવરોજી, રાનડે અને બદ્રુદિન એક શાળામાં ભણી શકશે, અને દરેકને પોતપોતાના ધર્મનું પરિશીલન કરવામાં બાધ નહિ આવે. હાલ જુદી જુદી કોમના વિદ્યાર્થીઓને પણ પોતાની ધાર્મિક જરૂરિયાતો હોય છે, અને તે અનિયમિત અને અશિક્ષિતરીતે તેઓ પૂરી પાડી લે છેજઃ એને બદલે નિયમસર પદ્ધતિથી અને અધિક જ્ઞાની ગુરૂદ્વારા, એ પૂરી પાડી શકાય એટલીજ યોજના કરવાની છે. અને એ યોજના સાર્વજનિક શિક્ષણક્રમની બહાર ખાનગી પ્રયત્નદ્વારાજ યોગ્ય રીતે થઈ શકશે એમ અમને લાગે છે; આ રીતે (૧) ધર્મશિક્ષણની જરૂરનો સિદ્ધાન્ત જળવાશે અને (૨) એજ સાથે દેશની પ્રજાના ઐક્યને બાધ નહિ આવે." (પ્રો. આનન્દશંકર.)

હવે વાચનમાળાના સંબંધમાં કહીએ. તે સંબંધી ગૂર્જર વિદ્વાનોએ ઘણી ચર્ચા કરી પોતપોતાના અભિપ્રાયો જણાવ્યા છે અને તે દરેક પર વિચાર કરતાં પ્રોફેસર આનન્દશંકરના વિચારો વિશેષ પરિપક્વ અને મનનીય છે. તેઓશ્રી એક સ્થળે જણાવે છે કે "વાચનમાળાના પાઠો એ બાળકોની બુદ્ધિને માટે માતાના દૂધ સમાન છે, અને એમાં કોઇ પ્રકારનો રોગ, નિર્બળતા, યા અપૂર્ણતા એ આવતા જમાનાનું માનસિક ખમીર દૂષિત કરવામાં કારણભૂત થશે. સામાન્ય રીતે બોલીએ તો વાચનમાળામાં (૧) ધાર્મિક જ્ઞાન (૨) સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિ. (૩) પરાક્રમ ઉત્સાહ આદિ વીર્યવાન સદ્ગુણોના દૃષ્ટાન્તરૂપ જીવન ચરિત્રો (૪) સહૃદયતા કેળવે એવાં કાવ્યો અને કાવ્યલક્ષણના નિયમ અને (૫) યોગ્ય ભાષાશૈલી વગેરે" ખાસ આવશ્યક છે.

(૧) ધાર્મિકજ્ઞાનની જરૂર આજ સર્વ કોઇ સ્વીકારે છે. સામાન્ય વાચનમાળામાં તે સંબંધી પાઠો હોવા જોઇએ તો પછી જે ધાર્મિક વાંચનમાળા હોય ત્યાં તો ખાસ અને ઘણા ભાગે રહેવા જોઇએ એ સહજ કલ્પી શકાય તેમ છે. તેમાં આપણા મુખ્ય ધર્મ ગ્રંથો કેવા કેવા છે, અને એના ધર્મોપદેશકો કોણ કોણ અને ક્યારે ક્યારે થઈગયા, અને એમણે તે તે વખતે શાં શાં ધાર્મિક સત્યો બહાર પાડયાં-જેમ કે શ્રીમાન મહાવીર પ્રભુ, યુગપ્રધાનરૂપ હરિભદ્રસૂરિ, હેમચંદ્રસૂરિ, હીરવિજયસૂરિ, વગેરે. સાથે સાથે ધર્માનુકુલ તત્ત્વદર્શનોનો પણ સરળ આકારમાં સમાવેશ કરવો જોઇએ. આપણાં શાસ્ત્રોમાં દર્શન સૂત્રના ગ્રંથો જેવા કે તત્ત્વાર્થસૂત્ર, શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય, દ્રવ્યાનુયોગ સંબંધી ગ્રંથો કયા કયા છે, અને એના કર્ત્તા કોણ કોણ, એના ટીકાકારો કોણ કોણ અને એમના શા શા સિદ્ધાન્તો, એમાં શી શી બાબતો ચર્ચવામાં આવે છે ઇત્યાદિ પ્રાચીન ધાર્મિક સાહિત્ય સંબંધી જ્ઞાન જરૂરનું છે. નિસ્તેજ પ્રતિભા અને એકની એક શૈલીથી લખાયેલા પાઠોને બદલે સ્થૂલિભદ્ર અને કોશા ગણિકા, રહનેમિ અને રાજુલ, બ્રાહ્મી અને બાહુબલિ, વગેરેના વિવિધ સંવાદો વાચનમાળામાં ઉતારવામાં આવે તો વિદ્યાર્થીઓની બુદ્ધિ કેવી ઉન્નત થાય અને સ્વધર્મ અને સ્વદેશ પ્રત્યેની ભક્તિથી ભરાય એ સહજ કલ્પી શકાશે.

(૨) સ્વધર્મ—સ્વદેશ પ્રત્યે અભિમાન અને ભક્તિ પોષે એવા પાઠો પણ વિશેષ હોવા જોઇએ. ભરત ચક્રવર્તિ, શ્રેણિક, અભયકુમારમંત્રી, ઉદયન વત્સરાજ, ચેટક રાજા, ચંડપ્રદ્યોત રાજા અને શતાનીકપત્નિ મૃગાવતી રાણી, ચંદ્રગુપ્ત, સંપ્રતિ, સિદ્ધરાજ, કુમારપાળ વગેરેનાં રાજકીય અને ખાનગી સદ્ગુણોનાં અસરકારક વર્ણન આપતા પાઠો મૂકવા જોઇએ.

આવા પાઠો વાર્ત્તાદ્વારા કહેવાથી બાળકોના મગજમાં સહેલાઇથી ઉતરી શકે અને તેમાંનો બોધ મજબૂત ઠસી શકે. તેવા પાઠો વાર્ત્તાદ્વારા રચવા એ જેટલું કઠિન કામ છે તેટલીજ સરળતા વિદ્યાર્થિને શિક્ષણ મેળવવામાં થાય છે. વાર્તાની યોજના કરવામાં ચતુરાઇ અને જ્ઞાનની જરૂર છે તેટલીજ તે કહેવામાં પણ છે. વળી વિદ્યાર્થીઓને વાર્ત્તા કહેવા સાથે તેમની પાસે કહેવરાવવી પણ જોઇએ. આમ થવાથી મૂળ વાત યાદદાસ્તમાંથી ખસતી નથી અને તેની અસર તેમનાં કુમળાં અંતઃકરણ ઉપર સચોટ થાય છે. તેમ થયે તેઓ ધાર્મિક, નીતિમાન્ અને સદાચરણી બને છે.

(૩) પરાક્રમ ઉત્સાહ આદિ વીર્યવાન સદ્ગુણોના દૃષ્ટાન્તરૂપ જીવનચરિત્રો-માત્ર—નરમાશ તરફ વાળનારા ગુણો દાખલા તરીકે અતિ ક્ષમા, અતિ વિનય, અતિ આજ્ઞાધારકપણું—કરતાં આકર્ષક અને તેજસ્વી ગુણો—વીર બની ક્ષમા આપવી, સ્વચ્છંદતા વગરની સ્વતંત્રતા, તેજસ્વી રહી આજ્ઞાપાલન, દેશ અને ધર્મ પ્રત્યેના મમત્વ માટે વિશેષ જરૂર વર્તમાન કાલે છે. આમ કરવામાં વાંચનાર બાળકોની ઉમ્મર કેવડી છે અને એ ઉમ્મરને લાયક અમુક ભાવ છે કે નહિ એ પર જોઇએ તેવું લક્ષ આપવું જોઇએ.

જીવનચરિત્રોથી હૃદય રસમય તથા વિમળ થઇને મહાનપણામાં પૂર્ણ થાય છે. વિદ્યા, કર્મ, નીતિ, ભક્તિ વગેરે મેળવવાનું, અને અડચણો દૂર કરવાનું શીખાય છે. વળી 'ઉપદેશ શિક્ષણ દે છે પણ દૃષ્ટાન્ત આકર્ષે છે' આ કહેવત પ્રમાણે જીવનચરિત્રો મૂર્ત્ત ઉપદેશ આપે છે. કલ્પિત વાર્તાઓથી જેટલો લાભ થાય છે તે કરતાં ઘણોજ વધારે લાભ ખરાં ચરિત્રો વાંચવાથી થાય છે. એથી બુદ્ધિના સંસ્કારો જન્મ પામે છે, અને પ્રત્યક્ષ દૃષ્ટાંતો જોવાથી તેનું અનુકરણ કરવાની ઇચ્છા વધારે અને સતેજ થાય છે. નીતિના નિયમોજ વાંચવાથી આવો બોધ થતો નથી. જો કે તેવા નિયમો બોધ આપી વૃત્તિઓને ઉમત કરવામાં સાધનભૂત થાય છે, તોપણ નીતિવચનોનો ઉપદેશ અમૂર્ત્ત હોવાથી જીવન ચરિત્ર જેટલી અસર કરી શકતા નથીઃ માટેજ જીવનચરિત્રો વધારે મહત્વનાં છે. જો કે અનુભવ સહિતની કેળવણી જેટલું તેમનું વજન નથી; છતાં પણ માત્ર શિખામણ કરતાં તો ઘણે દરજ્જે તેઓ ચડી જાય છે."

ચરિત્રો કેવાં પસંદ કરવાં તે માટે થોડાં ઉદાહરણો આપીએ.

દુઃખમાં ધૈર્ય ધરનાર—યુધિષ્ઠિર, નળ.
સત્યના પુંજરૂપ—હરિશ્ચંદ્ર, દશરથ.
પરદુઃખભંજન—વિક્રમ.
પિતૃભક્ત—રામચંદ્ર.
માતૃભક્ત—મહાવીર.
ભક્તિપરાયણ—ગૌતમ, આર્દ્ર કુમાર.
ધર્મપ્રવર્તકો—૨૪ તીર્થંકર
યુગપ્રધાન—હરિભદ્રસૂરિ, હેમાચાર્ય, હીરવિજયસૂરિ.
શાસનપ્રભાવક—સિદ્ધસેન દિવાકર.
વિદ્વાન્ મહાપુરુષો—ભદ્રબાહુ, વજ્રસ્વામી, અભયદેવ.
મહાસતીઓ—તારામતી, સીતા, દમયંતી, મૃગાવતી.
મહાસાધ્વીઓ—ચંદનબાળા.
મંત્રીઓ—વિમલમંત્રી, મુંજાલ, વસ્તુપાળ, તેજપાળ.

(૪) કાવ્યો. સારા ધ્વન્યાત્મક સંગીત કાવ્ય હોય તો ચાલે, પણ 'વહાલાં તે વહાલાં શું કરોરે વહાલાં નથી રહેનાર, વહાલાં તે વનનાં લાકડાં' તે તો સાથે બળનાર રે-એકરે દિવસ એવો આવશે.'

—એવી સંસાર તરફ નિર્વેદ ઉપજાવનારી, જીવનના નિર્દોષ ઉત્સાહમાં વિઘ્ન કરનારી અને જૂદાજ અધિકારીઓ માટે રચાએલી કવિતાઓ વાચનમાળામાં દાખલ કરવી નિષ્પ્રયોજન છે. નાનાં બાળકોને મરણનો ભય કે મરણનું ભાન પણ કરાવવું જોઇતું નથી. મરણનો ભય દેખાડવાથી એને સ્વચ્છંદ આનંદમાં રમતાં અટકાવવાનું થાય છે. બાળકો માટે ટુંકાં કાવ્ય હોવાં જોઇએ, પણ તેમાં વિચાર, ભાવ, અને ભાષાની મનોહરતા અને ઔચિત્ય સારા પ્રમાણમાં રહેવાં જોઇએ, એટલે કે (૧) કવિતા સપ્રયોજન અને રસમય મૂકવી જોઇએ. (૨) માત્ર એક કવિનીજ કે એક રચનારની જ કવિતાઓ ન હોવી જોઇએ. (૩) પ્રાચીન કવિઓ નામે નયસુંદર, સમયસુંદર, ઋષભદાસ, યશોવિજય, મોહનવિજય, દર્શનવિજય, આદિ સત્કવિરત્નોની કવિતા દાખલ થવી જોઇએ. (૪) પ્રાચીન સંસ્કૃત ઉત્તમ કવિઓ-ધનપાલ, અમરસિંહ, મુનિસુન્દર આદિની કાવ્યપ્રસાદી ચખાડી બાળકોને કવિની પ્રસાદી લેવા ઉત્સુક ને શક્તિમાન કરવા જોઇએ. (૫) હાલના કવિઓ—સુશિલ, પિયૂષ, વીરભક્તિનાં કાવ્યોને પણ સ્થાન

આપવાની અગત્ય છે. આ નવા જમાનાના કવિઓનાં કાવ્યો વાચનમાળામાં મૂકવાથી બાળકોનાં હૃદય અને મગજ બંને કેળવાશે અને રસજ્ઞતામાં તેઓ પછાત રહેશે નહિ. રસજ્ઞતા નીતિને પોષે છે અને બને તો સારા સારા સંવાદો ચરિત્ર ગ્રંથોમાંથી લઇ તેને ભાવવાહી કાવ્યમાં મૂકાવરાવી વાચનમાળામાં દાખલ કરવા જોઇએ. (૬) કવિતાના રાગો જુદા જુદા મધુર રીતે ગાઇ શકાય તેવા જોઇએ, તેમજ જાણીતા સારા છંદો વગેરેમાં કાવ્ય મૂકવાં.

(૫) **ભાષાશૈલી**--ગદ્યની શૈલી વિષે પણ સીધી તેમજ આડકતરી રીતે (એટલે કે વિવેચન કરીને તથા દૃષ્ટાન્તરૂપ પાઠ મૂકીને) વાચકને કેટલીક માહિતી આપવી જોઇએ. જૂદા જૂદા ગ્રંથકારોના વાચનમાળાને યોગ્ય લેખો મૂકવાથી જૂદી જૂદી શૈલીઓનું જ્ઞાન થાય છે.

જેમ જેમ બાળકોની વય વધતી જાય તેમ તેમ બુદ્ધિનો વિકાસ ઉત્તરોઉત્તર થતો જાય છે અને તેથી ભાષાની શૈલી ચઢતા ક્રમની અને વિચાર પણ ઉત્તરોત્તર વધારે ઉંચા દાખલ કરવાની જરૂર છે. એક સરખી સપાટીની અને ધાટીની લખાયલી ભાષા બંધ બેસતી થતી નથી; તેમજ વિચાર એવા ઉત્તરોત્તર રહેવા જોઇએ કે વાચનમાળાનો સંપૂર્ણ અભ્યાસ કરનાર વિદ્યાર્થીનું જ્ઞાન નવા ગ્રંથો વાંચી સમજી શકે તેટલું થવું જોઇએ.

હમણાં એમ બને છે કે શાળામાંથી ઉઠી જનાર વિદ્યાર્થીને નવા ગ્રંથો વાંચવા હાથ લે છે પણ તેની ભાષા અને વિચાર સમજી શકતા નથી, આથી આગળ વિકાસ થતો અટકી જાય છે.

**સ્ત્રી વાચનમાળા**--તે સ્ત્રીજાતિને ઉપયોગી વિષયોથી પૂરિત થવી જોઇએ. તેને ઉપરના નિયમો લાગુ પડે છે, પણ ખાસ નિયમો તેમાં એજ હોવા જોઇએ કે સ્ત્રીવર્ગમાં રહેતા કુદરતી ગુણો-લજ્જા, વિનય, આર્દ્રતા, સહૃદયતા, પ્રેમ, સહનશીલતા, મધુરતા, નાજુકતા, ને રસિકતા પોષી ખીલવનારા અને સમૃદ્ધ કરનાર પાઠો તેમાં આવવા જોઇએ.

(૧) ઉત્તમ સ્ત્રીઓ કે જે સદ્‌ગુણના આદર્શરૂપ છે તેનાં ચરિત્રો આપવાં.

(૨) પોતાનાં કુટુમ્બમાં સંપી રહી પોતાનો ગૃહવ્યવહાર ગમે તેવી રંકસ્થિતિમાં શાન્તિથી અને સંતોષથી કરકસર કરી પતિ, તેમજ સાસરવાસના સર્વ સ્વજનોની પ્રીતિ ખેંચી લઇ ચલાવે, પતિવ્રતાપણું, સહનશીલતા, મર્યાદશીલતા, સચવાય અને ટકી રહે, દયા-પ્રેમ-પરોપકાર અને ઇશ્વિરભક્તિ પ્રેરાયાં કરે એવી વાર્તાઓ મૂકવી.

આ વાચનમાળા પુરૂષની વાંચનમાળા કરતાં સહેલી-સરળ ભાષામાં લખાયલી હોવી જોઇએ, કારણ કે પુરૂષવર્ગની ભાષા કરતાં સ્ત્રીવર્ગની ભાષામાં મધુરતા, નાજુકતા ને રસિકતા વિશેષ હોય છે.

હવે જે **ખાસ નિયમો** જૈન વાચનમાળાને માટે ધ્યાનમાં રાખવા જેવા છે તે માટે તેવી વાચનમાળાનું કામ મુનિમંડળ (પ્રવર્તકશ્રી કાન્તિવિજય, આનન્દસાગરાચાર્ય, બુદ્ધિસાગરાચાર્ય, પં. શ્રી હંસ વિજય આદિનું બનેલું) ઉપાડી લેવા તૈયાર છે એવુ ૧૮ મી સપ્ટેંબર ૧૯૧૦ ના જૈન પત્રમાં આવ્યું હતું, ત્યારે જૈન એજ્યુકેશન બૉર્ડ તરફથી ૧૦-૧-૧૧ નો એક પત્ર લખવામાં આવ્યો હતો તે નીચે ઉતારવામાં આવે છે:—

"મુનિમંડળ જૈન ધાર્મિક વાચનમાળાનું કામ ઘણી ખુશીથી ઉપાડી લેવા તૈયાર છે એ બીના વાંચી આ બૉર્ડ બહુ આનંદ પામે છે અને આ પત્રથી સર્વે મુનિરાજોને વિનંતિ કરવાની કે તેમણે આ વાંચનમાળાનું કામ ઉપાડી લેવા શ્રાવકસમુદાય ઉપર ઉપકાર કરવા કૃપા કરવી. આ બૉર્ડ મજકુર વાંચનમાળા મુનિવર્ગને હાથે તૈયાર થાય એ જોવા ખાસ ઉત્સુક છે, તો કૃપા કરી આપ અમને લખી જણાવશો; કે આપ તથા બીજા કયા કયા મુનિરાજો આ કાર્ય સાથે મળીને કરવા ખુશી છે, તથા તે કેટલા સમયમાં આપ સર્વે તૈયાર કરી શકશો. વિશેષ આ કાર્ય બરાબર ફત્તેહમંદ થાય તે માટે શું શું

ઉપાયો યોજવા આપ સુચના કરો છો તે પણ દર્શાવશો.

"હેરેલ્ડમાં ધર્મનીતિની કેળવણીના વિભાગમાં જે લેખો આવેલા છે. તેપર આપનું લક્ષ ખેંચવામાં આવે છે, તથા વિશેષમાં આ બોર્ડ તરફથી આ વાંચનમાળા તૈયાર કરવા માટે નીચેની નમ્ર સૂચનાઓ કરવામાં આવે છે.

**સૂચનાઓઃ**—(૧) આ વાચનમાળાનો હેતુ વિદ્યાર્થીને માત્ર ધર્મના સિદ્ધાન્તોથી વાકેફ કરવાનો નથી, પણ તેમની જીંદગી **નીતિમય ધર્મમય** થાય-તેમનું વર્તન ઘડાય-એ છે. માટે શરૂઆતના અંકોમાં સામાન્ય ધર્મ-નીતિના પાઠો દાખલ કરવાં, તથા વિદ્યાર્થીની બુદ્ધિ ખીલતી જાય તેમ પછવાડેના અંકોમાં ધર્મનાં સિદ્ધાંતોનું સિદ્ધાંતરૂપે શિક્ષણ આપવું

(૨) આ વાચનમાળાનો ઉદ્દેશ વિદ્યાર્થીને એક નમુનેદાર "શ્રાવક કે 'શ્રાવિકા' બનાવવાનો છે માટે એ ઉદ્દેશ સિદ્ધ થાય તેવી વ્યવસ્થા કરવી.

(૩) ક્રિયાકાંડનાં સૂત્રોના પાઠો આ વાચનમાળામાં દાખલ કરવાના નથી તે માટે દરેક ગચ્છવાળાઓએ પોતાને માટે અલાયદી યોજના કરી લેવાનીછે.

(૪) કોઇ પણ ગચ્છ-મતની નિંદા ન થાય, સ્વમતનો દુરાગ્રહ યા મતાંધતા પ્રકટે નહિ, તથા રાષ્ટ્રિય ભાવનાને હાનિ પહોંચે નહિં, તેવી શૈલીએ પાઠોની રચના કરવી.

(૫) જિનધર્મનાં મૂળતત્ત્વો સર્વથી સ્વીકારાય એવાં ઉદારતા ભરેલાં હોઇ વાચનમાળામાં રાષ્ટ્રીય સ્વરૂપ ઉપર વિશેષ ભાર આપવો.

(૬) વસુધૈવ કુટુમ્બકમ્' 'આત્મવત્ સર્વ ભૂતેષુ.' અહિંસા 'પરમો ધર્મઃ' તથા મૈત્રી; પ્રમોદ, કારૂણ્ય તથા માધ્યસ્થ ભાવનાઓ પ્રકટાવવા ભણી ખાસ લક્ષ આપવું.

(૭) લેખક અમુક ગચ્છનો હિમાયતી છે અને તેનો તે યથાશક્તિ પક્ષપાત કરે છે એવી છાપ ભૂલેચૂકે પણ વિદ્યાર્થીના મગજપર ન પડે તે માટે સાવધ રહેવું.

(૮) તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી શાસ્ત્રીયમંડન કે ખંડન કે ચર્ચાને વાંચનમાળામાં દાખલ કરવા નહિ, આ પદ્ધતિના શિક્ષણ માટે વિદ્યાર્થીની સમજશક્તિ તથા વિવેકબુદ્ધિ પરિપક્વ હોવાની જરૂર છે. માટે તેવા પ્રકારનું શિક્ષણ આગળ એટલે કોલેજના સમય માટે મુલતવી રાખવું વધારે ઉચિત છે. શાસ્ત્રીય પર્યેષણા માટે સામાન્ય છોકરાંઓ અધિકારી નથી, માટે વિવાદમાં ઉતરવું નહિ.

(૯) બાળકોને અપરિચિત દોષો સંબંધી વાતો વાચનમાળાના શરૂઆતના અંકોમાં આવવા ન દેવી. પછવાડેના (છેલ્લા) અંકોમાં વિદ્યાર્થીની ઉમ્મર, અનુભવ આદિ ધ્યાનમાં લઇ યોગ્ય સ્વરૂપમાં તે વાતો મૂકવી.

(૧૦) નિષેધક આજ્ઞાઓના પાઠો આપવા કરતાં, હૃદયના સદ્‌ભાવ તથા સતકલ્પનાને પોષનારા, હૃદય તથા કલ્પનાદ્વારા નીતિના નમુનાઓ અને આદર્શો તરફ આપોઆપ પ્રેમ ઉત્પન્ન કરે એવા, સદ્‌ગુણોના ચિત્રપટ પ્રત્યક્ષ કરાવનારા-પાઠો વિશેષ દાખલ કરવા.

(૧૧) ભય ઉત્પન્ન કરવાને બદલે પ્રભુ પ્રત્યે-ધર્મ પ્રત્યે-વિદ્યાર્થીઓનો પ્રેમ વધે તેવી પદ્ધતિએ પાઠો રચવા. કાચી વયનાં બાળકોને સંસારપર અકળાવે, નિર્વેદ ઉપજાવે તથા તેમના નિર્દોષ આનંદનો ભંગ કરી તેમના મનમાં ગ્લાનિ ઉત્પન્ન કરે એવા પાઠો પણ શરૂઆતના અંકોમાં આપવા નહિં.

(૧૨) પાઠો જેમ બને તેમ વિશેષ રસિક બનાવવા, દૃષ્ટાન્તિક કથાઓનો બહોળો ઉપયોગ કરવો. પ્રસંગને અનુસરીને કેટલાક પાઠો સંવાદના રૂપમાં લખવા.

(૧૩) વિદ્યાર્થીની વય તથા શક્તિને અનુકૂળ હોય તેવાં સ્તવન, સજ્ઝાયો અને પદો આ સુચનાઓ કવિતાઓ તરીકે દાખલ કરવાં.

(૧૪) ધર્મ સંબંધી વિશેષ જ્ઞાન ઠાંસવાં કરતાં, વિદ્યાર્થીની ધર્મભાવના વિશેષ પ્રદીપ્ત થાય, તે સદાચરણી તથા કર્ત્તવ્યનિષ્ઠ થાય તેમ કરવું.

(૧૫) જ્ઞાન કરતાં વધારે શીખે, પણ શક્તિ ઉપરાંત નહિ, તેવી રીતે પાઠોની યોજના કરવી; એટલે જેટલું છોકરાંઓને આવડતું હોય તેટલાથી વધારે શીખવવું પણ શક્તિ ઉપરાંતના પાઠ કે વિષય મૂકવા નહિ.

(૧૬) છોકરાંઓને પોતાની મેળે સુઝે એમ કરવું.

(૧૭) ગોખણને ઉત્તેજન નહિ મળે એ વાત લક્ષમાં રાખવી.

(૧૮) પાયરીબંધ-પાઠ રચવા; એટલે પ્રથમ સહેલી ને પછી ધીમે ધીમે કઠણ બાબતો શીખતા જાય તેવી યોજના કરવી; માનસશાસ્ત્ર તથા ગુણ-સ્થાનક ક્રમપર દૃષ્ટિ રાખી સંકલનાપૂર્વક પાઠો રચવા.

(૧૯) જાણીતાપરથી અજાણ્યાપર જવું; સાદી (Simple) વાત પરથી મિશ્ર યા સંયુક્ત (Complex) વાતોપર જવું; એટલે સંયોજન યા એકીકરણની રીતનો ઉપયોગ કરવો.

(૨૦) કોઇવાર ખાસ જરૂર જણાય તો અણજાણ્યું પ્રથમ કહીને તેમાં સમજણ પાડવી એટલે પૃથક્કરણની રીતનો ઉપયોગ કરવો.

(૨૧) વિદ્યાર્થીઓના અનુભવમાં આવી શકે-તેઓ સમજી શકે એવા શબ્દોનો પાઠમાં ઉપયોગ કરવો.

આપણા દેશ, કાળ તથા જરૂરિયાતો લક્ષમાં લઇ શિક્ષણશાસ્ત્રના મૂળતત્ત્વરૂપ ઉપરની સૂચનાઓ દિગ્દર્શનાર્થે કરી છે."

**અત્યાર સુધી થયેલા પ્રયત્નો**—રા. ફતેહચંદ કર્પુરચંદ લાલને ચાર ભાગ બહાર પાડેલ છે, દરમ્યાનમાં જૈન ધર્મ વિદ્યાપ્રચારક વર્ગ તરફથી ધર્મપોથીઓ પ્રકટ થયેલ છે. જાણીતા ઉદારચિત્ત સ્વ૦ અમરચંદ તલકચંદ તરફથી અર્થ સહાય આપી વિદ્વાન બંધુ રા. મનઃસુખલાલ કિરતચંદ મહેતા પાસે આવી વાચનમાળા રચાવવાનું કાર્ય ઉત્સાહપૂર્વક આરંભાયું હતું, પરંતુ તે નિર્ણીત રીતે પ્રકટાકારમાં હજુ સુધી આપણી સમજમાં ન ઉતરે તેમ; બહાર આવ્યું નથી. આને લગભગ દશ વર્ષ થઇ ગયા. ઉક્ત મુનિમંડળની મુરાદને સાત વર્ષ વીતી ગયાં. થયેલા અને પ્રકટ પડેલા પ્રયત્નો સર્વમાન્ય અને સર્વાંગસુંદર બન્યા નથી. અપ્રકટ પ્રયત્ન સંબંધી કંઈ કહેવાનું રહેતું નથી, પણ તે પ્રકટ થાય તેની ખાસ જરૂર છે. રા. મનઃસુખલાલ કિરતચંદ મહેતા હવે અવિલંબે પોતાના પ્રયત્નને પ્રજા સમક્ષ મૂકવાની મહેરબાની બતાવશે. એવો સમય નજદીક આવો કે જ્યારે શ્રાવક, શ્રાવિકાઓ માટે ઘણી યોગ્ય, આકર્ષક અને સર્વ પ્રકારની ધાર્મિક જરૂરિયાત પૂરી પાડે તેવી વાચનમાળા પ્રાપ્ત થાય.

[ દીવાલી-સં. ૧૯૭૪. ]

## *અમારૂં મહાધામ.

( માઢ—ગુણવંતી ગુજરાત—એ ઢબમાં )

શત્રુંજય મહાધામ, અમારૂં, શત્રુંજય મહાધામ
કોણ કહે છે અન્યનું ધામ?, અમારૂં, શત્રુંજય મહાધામ—
કાંકરે કાંકરે સિધ્ધ્યા અનંતા, એવું ગુણિયલ ધામ,
અમારૂં, શત્રુંજય મહાધામ.
આશભર્યા દાદાનાં દર્શન, કરતા દિલ આરામ,
એ આશા અણદીઠ થઈ છે, લૈયે દાદાનું નામ—અમારૂં.
'નિશ્ચય' છૂપા શત્રુ જીતી, 'શત્રુંજય' પદ પામ,
'વ્યવહારે' શત્રુંજય માટે, કર કુરબાન તમામ—અમારૂં.
વિમલગિરિના શિખરે ભેગાં, થયાં વાદળાં શ્યામ,
વિજળીના ચમકાર વિના કદિ, થાશે ન પૂરી હામ—અમારૂં.
સંયમી અમ પૂર્વજોનાં, જે મહાભારત કામ,
ઉઠો જાગીને કરી બતાવો, જો કંઇ તમમાં રામ—અમારૂં૦

* શ્રી શત્રુંજય તીર્થના સંબંધમાં ૧૪ અને ૧૫ મી મે ૧૯૨૬ ને દિને મેળવવા ધારેલી ખાસ કૉન્ફરન્સની બેઠક માટે તૈયાર કરેલી કવિતા. —તંત્રી

# શ્રી શત્રુંજયતીર્થનો ઉદ્ધારક
## સમરસિંહ (તિલંગદેશનો સ્વામી)

[ અનુસંધાન ગતાંક ૭, પૃ. ૨૬૩ થી ચાલુ ]

પાન, ફૂલ, કાપડ બહુ અપાતું હતું, કપૂર લુણ-સમ ગણાતું હતું, જવાધિથી મસ્તકે લેપ કરવામાં આવતો હતો. તાલ-તબલાં મનોહર વાગતાં હતાં. ઠામ ઠામ સ્થિરતા કરવામાં આવતી હતી. પગલે પગલે પાયદલનું પ્રેક્ષણ થતું હતું. માણસો, ઘોડાઓ વિગેરેની અસંત ભીડ હતી. દર્શનીઓ સાથે દેવાલય ચાલ્યું. જિનશાસન જગતમાં રંગે મહાલતું હતું. શિવભુવનની જગતિમાં આવ્યા, સોમેશ્વરદેવનાં દર્શન કરી, કવડીબારે જલનિધિને જોઇ સંઘ પ્રિયમેલકે ઉતર્યો. ચંદ્રપ્રભ પ્રભુને પ્રણામ કરી, કુસુમ-કરંડે પૂજા રચી જિનભુવનમાં ઓચ્છવ કર્યો. પંચરંગી મહાધ્વજા શિવદેવલમાં આપી અપૂર્વ ઉત્સવ કરાવ્યો. જિનવરધર્મની પ્રભાવના કરી જયપતાકા રવિતલમાં બાંધી-ફરકાવી.

પ્રબંધકાર જણાવે છે કે-મુગ્ધરાજ રાજાનો લેખ આવવાથી અધિક હર્ષિત થયેલા દેસલશાહ સકળ સંઘ સાથે દેવપત્તનપુર તરફ ચાલ્યા. શ્રીધામ વામનપુરી (વણથલી) વિગેરે સર્વ સ્થાનોમાં ચૈત્યપરિપાટિ મહોત્સવો કરતા ઉજ્જવલ કીર્તિવાળા સંઘપતિ દેવપત્તન પહોચ્યા. સમરાશાહને સમીપ આવેલા સાંભળી મુગ્ધરાજ રાજા દર્શનાતુર થયો. છત્ર, ચામર વિગેરે વિભૂતિયુક્ત સોમેશ્વર રાજા પરિવારસહિત સંઘ સામે આવ્યો. સમર અને મુગ્ધરાજ બને મલ્યા. મુગ્ધરાજ સમરાશાહને ભેટી હર્ષિત થયો. મુગ્ધરાજથી કુશલ પૂછાયેલો શાહ અમૃતમગ્ન હોય તેવો થયો. પરસ્પર ભેટ આપવા વડે પ્રીતિમાન્ એવા તે બન્નેએ પોતાના સંગમને શુભ ભવિષ્યવાળો માન્યો.

સં. દેસલે સમરાશાહને આગળ કરી ચતુર્વિધ સંઘ અને દેવાલય સાથે, તેની આગળ જૈન શૈવોનું ચાલતા મુખ્ય જટાધર અને સ્વયં સંમેલન. ઉત્સવ કરનાર ગંડા (ગુંડાઓ?)થી ઉત્સાહ વૃદ્ધિ પામતાં દ્વારો પર તોરણવાળા અને પતાકાઓથી શોભતા દેવપત્તનપુરમાં ઇંદ્રની જેમ પ્રવેશ કર્યો.

સજ્જનોથી સન્માન પામતા શાહ મુગ્ધરાજના હર્ષવડે સોમેશ્વર દેવના આગળ એક પહોર સુધી ઉત્સવપૂર્વક રહ્યા. પહેલાં સંપ્રતિ, સાત(શાલિ)વાહન, શિલાદિત્ય, આમરાજ વિગેરે રાજાઓએ અને કૃતયુગમાં ઉત્પન્ન થયેલ ઘણા ધનપતિ જૈનોએ પણ તેમજ ચૌલુક્ય કુમારપાલ રાજાએ જે કર્યું ન હતું, તે હાલ કલિકાલમાં પણ દેસલના ભાગ્યથી થયું. શ્રી જૈનશાસન અને ઇશશાસનનું પરસ્પરનું સ્વાભાવિક વૈર દૂર કરી મિત્રમંડલની જેમ દીપતું કર્યું. સંઘપતિએ સંઘને પ્રિયમેલકમાં સ્થાપ્યો. ભવ્યયુગમાં જે ન થયું, તે સમરાશાહના ભાગ્યથી થયું. તેથી કહ્યું છે કે—"આ ક્ષોણિતલમાં કેટલા સંઘપતિયો નથી થયા?, પરંતુ હે વીર સમરશાહ! તમારા માર્ગને એક પણ અનુસર્યા નથી. શ્રી આદિજિનનો ઉધ્ધાર, પ્રત્યેક પુરમાં તેના સ્વામિનું સામે આવવું, શ્રી સોમેશ્વરપુર (દેવપત્તન)માં પ્રવેશ એવી જે આપની કીર્તિ ફરકે છે, તેવી અન્યની ફરકતી [૩૨]નથી."

---

૩૨ तथा चोक्तम्—
नैतेऽमनु कति नाम सङ्घपतयः क्षोणितले जज्ञिरे
किन्त्वेकोऽपि न साधु वीर समर! त्वन्मार्गमन्वग् ययौ।

**દેવપત્તનથી પ્રયાણ: અજાહરા પાર્શ્વનાથ, કોડીનાર અંબા.**

દેવપત્તનમાં પણ અવારિત દાન આપવા પૂર્વક જિન ચૈત્યોમાં અષ્ટાહ્નિકામહોત્સવ કર્યો અને સોમેશ્વરની પૂજા કરી. અજાહરા મુગ્ધરાજ રાજા પાસેથી શ્રીકરી ઘોડો પામી સમરાશાહ સં. દેસલ સાથે પાર્શ્વપ્રભુને નમવા અજાધર (અજાર) પુર તરફ ચાલ્યા, જે પાર્શ્વનાથ, સમુદ્રમાર્ગે પ્રયાણ કરતા તરીશને આદેશ આપી સમુદ્રમાંથી નીકળ્યા અને તેણે કરાવેલા અસાધારણ ચૈત્યમાં ત્યાં રહેલ છે, ત્યાં મહાધ્વજા આપી મહાપૂજા વિગેરે મહોત્સવ કરી દેસલશાહ સંઘ સાથે કોડીનાર ગયા. જ્યાં બ્રાહ્મણપત્ની અંબા મુનિઓને અન્નદાન આપતાં પતિના રોષથી બે પુત્રો સાથે ઉજ્જયંત (ગિરનાર) આવી નેમિજિનનું સ્મરણ કરતી જિનને નમી આંબાના ઝાડ નીચે ગઇ. ક્ષણમાં ફલોથી પુત્રોને ખુશી કરી આવતા પતિને જોઇ ભયથી વિરક્ત ચિત્તવાળી બની. નેમિનાથનું શરણ લઇ પર્વતના શિખરથી કૂવામાં ઝંપાપાત કર્યો. તે મૃત્યુ પામી એ તીર્થમાં અધિષ્ઠાયક દેવી થઈ. કોડીનારમાં પણ તેના પૂર્વવાસને લીધે તેનું ચૈત્ય થયું. દેસલે તેને અનેક પ્રકારે કપૂર, કુંકુમ વિ. થી પૂજી મહાધ્વજા આપી.

**દીવમાં મૂલરાજ અને હરિપાલે કરેલ સત્કાર.**

અનુક્રમે દ્વીપવેલાકૂલ (દીવબંદર) આવ્યા. સમરસિંહની પ્રીતિથી દીવના સ્વામી મૂલરાજ એક હોડીથી બીજી હોડી જોડી ઉપર કટ (સાદડી) સ્થાપી તે ઉપર દેવાલયને તથા સંઘને મહોત્સવ પૂર્વક સ્થાપી આકાશ માર્ગની જેમ જલ માર્ગે મધ્યમાં *(બેટમાં) લાવ્યા. દીવમાં રહેલા કરોડપતિ વ્યવહારી હરિપાલે સંઘ સાથે દેસલનું વાત્સલ્ય કર્યું હતું. ત્યાં પણ અષ્ટાહ્નિકા કરી યાચકોને અભીષ્ટ દાન આપી સંઘપતિ પુનઃ શત્રુંજયતીર્થે ગયા હતા.

આ સંબંધમાં રાસકાર સંક્ષેપમાં જણાવે છે કે–દીવ ભણી પ્રયાણ કર્યું, કોડીનાર નિવાસિની અંબિકાદેવીને આંબાના આરામમાં નમી સંઘ દીવબંદર આવ્યો. ૧૧ મી ભાષામાં વિશેષ વર્ણન કર્યું છે કે અતિ ગંભીર ગુણથી શોભતો સંઘ રત્નાકરને તીરે આવ્યો. સંઘપતિ શબ્દ સાંભળી દીવનો નરેંદ્ર સામો આવ્યો. હરપાલ ચિત્તમાં હર્ષિત થયો, સંઘ આગળ પહોંચ્યો અને હાથ મેળવી બોલ્યો કે–દીવની નારીઓ સંઘ સાથે સંઘપતિનાં દર્શન કરવાને ઉતાવલી થઇ બોલે છે કે–હે બહેન ! જલ્દી આવ અને બેડલી ચડાવ, તે પુણ્યશાલી પુરુષ કેવો છે, તેને જોઇ નયન સફલ કરીએ, નેત્ર ન્યુંછણાં કરીશું, કપૂરે ઓવારણાં ઉતારીશું.' એક બેડા (હોડી)થી બીજી હોડી જોડી બલવાન્ બંધિયારો કીધો. દેવાલયને લઇ સંઘપતિ સંઘ સાથે તેમાં બેઠા. લહેરો આકાશે પહોંચવા લાગી. પ્રવહણ વિમાનની જેમ જવા લાગ્યું. જલમાર્ગે નવરંગે રાસ દાંડીઆરસે નાટક જોવાતું હતું. નિરુપમ પ્રવેશ થયો. રૂડાં ધવલમંદિર દીસતાં હતાં. ત્યાં રૂડું કુમરવિહાર અને રૂડાં જિનભુવન શોભી રહ્યાં હતાં. ત્યાં સ્વયંભૂ આદિજિનને અને અન્ય તીર્થંકરોને વાંદ્યા. મેદિનીએ ઉર પર ધરેલ વેણિવચ્છરાજ મંદિર દીઠું. અપૂર્વ દશ્યનું પ્રેક્ષણ કરી સંઘ સમુદ્રને પેલે તટે ઊતર્યો.

રાસકાર ૧૨ મી ભાષામાં જણાવે છે કે–અજાહર શ્રેષ્ઠ તીર્થમાં પાર્શ્વજિન પ્રણમ્યા, ત્યાં પૂજા પ્રભાવના કરી પુણ્ય ઉપાર્જી પોતાનો મનોરથ સફલ કર્યો. ગામ, આકર, પુર વટાવી પાછા ફરી શત્રુંજયે પહોંચ્યા. આદિપુરીની પાજે ચડ્યા, મરુદેવીપુત્ર (ઋષભદેવ)ને વાંદ્યા, અગર, કપૂર, ચંદન, મૃગમદ (કસ્તુરી)થી, કાશ્મીરી કુંકુમના રસથી કીચ કરી અંગે વિલેપન કર્યું. જાઇ, બકુલ સેવંત્રી આદિનાં પુષ્પોથી આદીશ્વરને પૂજ્યા. મનુષ્ય જન્મનું ફલ પામ્યા. સુકૃત ભંડાર ભર્યો.

**પ્રબંધકારનું સૂરિપદ.**

પ્રબંધકાર જણાવે છે કે–સંઘપતિ પુનઃ શત્રુંજય તરફ જતાં પહેલાં સિદ્ધસૂરિ કંઠક રોગથી પીડિત થતાં જીર્ણદુર્ગ (જૂનાગઢ)માં રહ્યા હતા. સંઘે અને પરિવારે એકત્ર થઇ એક વખ

---

* श्रीनाभेयजिनेन्द्रतिः प्रतिपुरं तत्स्वामिनोऽभ्यागतिः
श्रीसोमेशपुरप्रवेश इति या कीर्तिर्नवा वल्गति ।
—નાભિનંદનોદ્ધારપ્રબંધ (પ્રસ્તાવ ૫, શ્લોક ૯૦૪)

વિજ્ઞપ્તિ કરી કે-પ્રભો ! આપનું શરીર બાધાયુક્ત છે, જ્ઞાનહીનતા હોવાથી હાલમાં કોઇ આયુષ્ય જાણતું નથી; તો સૂરિમંત્ર કોઇ શિષ્યને આપો. ગુરુ મહારાજે સર્વસમક્ષ પોતાનો અભિપ્રાય કહ્યો કે-મ્હારૂં આયુષ્ય પાંચ વરસ, એક માસ અને નવ દિવસ છે. સત્યાદેવીએ કહેલ શિષ્ય પણ વિદ્યમાન છે, તેને હું સમીપથી મૂકતો નથી; સમયે તેને સૂરિપદ આપીશ.

સર્વ સંઘે પુનઃ વિજ્ઞપ્તિ કરી કે-એમ હોવા છતાં કાંઇક વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે-શ્રીપૂજ્યે જેમ હાલ સ્થાવરતીર્થ સ્થાપ્યું, તેમ અમ્હારા ઉપર પ્રસાદ કરી જંગમતીર્થ પણ સ્થાપો. એ વિજ્ઞપ્તિથી પ્રસન્ન થઈ સિદ્ધસૂરિએ મેરુગિરિ નામના પોતાના શિષ્યને કક્કસૂરિ કર્યા. વિ. સં. ૧૩૭૧ માં ફા. શુ. ૫ મે પદ થયું. (જૂઓ ટિપ્પણી ૧૭) તે વખત ચૈત્રગચ્છીય ભીમદેવ પદસ્થાપનાનો શ્લોક બોલ્યા હતા. જેમાં કક્કસૂરિની પ્રશંસા કરી હતી કે જેના ઉદયમાં સર્વ કલ્યાણસિદ્ધિ થાય છે. સૂરિપદ-મહોત્સવ મં. ધારસિંહે કર્યો હતો. પાંચ દિવસ ત્યાં જ ઉત્સવપૂર્વક રહી દેસલશાહ પુનઃ શત્રુંજયમાં સંઘને મળ્યા હતા. અને પુનઃ યાત્રા કરી હતી.

રાસકાર જણાવે છે કે-ત્યાર પછી સમરાશાહ ગૂજરાતમાં આવ્યા. પિપલાલી અને લોલિયાણાપુરમાં રાજલોકને રંજિત કર્યા હતા. છડે પ્રયાણે સંચરતાં રાણપુર પહોંચ્યા. વઢવાણે વિલંબ કર્યો નહિ. કરીર ગામે જમ્યા. માંડલ થઈ પાડલ (પાટડી) માં જીવત્સ્વામિ નેમિનાથને નમ્યા. ત્યાંથી સંખેસરમાં સફલ કરનાર પાર્શ્વજિનેંદ્રને પૂજ્યા. ત્યાં ફણિમણિવૃંદ દેખતાં સહજોશાહ હર્ષિત થયા.

પાટલાપુર (પાટડી)માં નેમિનાથ, સંખેશ્વરમાં પાર્શ્વનાથ.

પ્રબંધકાર કહે છે કે શત્રુંજયની પુનઃ યાત્રા કર્યા પછી દેસલશાહ ગુરુ સાથે પાટલાપુર ગયા. પૂર્વે જરાસંધ સાથેના યુદ્ધમાં કૃષ્ણનું સકલ સૈન્ય શત્રુઓથી વિહ્વલ બન્યું હતું, તે વખતે નેમિનાથે શંખ પૂરી જ્યાં લાખ રાજાઓને જીત્યા હતા.[૩૩] ત્યાં વિષ્ણુ-કૃષ્ણે નેમિજિનને સ્થાપ્યા હતા; ત્યાં જિનેશ્વરને પૂજી શંખેશ્વરપુર ગયા. શંખેશ્વરપુરના અલંકાર શ્રીમાન્ પાર્શ્વજિનેશ્વર છે; જે પ્રાણત દેવલોકના સ્વામીથી પૂર્વે લાંબા વખત સુધી પૂજાયેલ છે, ૫૪ લાખ વર્ષો સુધી પ્રથમ ગો (કલ્પ) માં તેના સ્વામીથી પૂજાયા. તેટલા લાખ વર્ષો સુધી ચન્દ્રે, સૂર્યેન્દ્રે અને પાતાલમાં તક્ષક નાગપતિએ પણ પૂજ્યા હતા. પ્રતિવાસુદેવ સાથેના યુદ્ધ વખતે મારિના ભયથી સૈન્ય પીડાતાં તેની શાંતિ માટે જે પાર્શ્વનાથ પ્રભુને શ્રી નેમિનાથની આજ્ઞાવડે વાસુદેવે પાતાલથી પ્રકટ કર્યા હતા, અને તેમના સ્નાત્રના પાણીના છાંટાના સંયોગથી સમસ્ત લોકને નીરોગી કર્યા હતા, તે પાર્શ્વનાથ લક્ષ્મી માટે હો.[૩૪] તે તીર્થમાં મહાદાન, મહાપૂજા, મહાધ્વજા વિ. સર્વ વિધિ કરી શ્રીપાર્શ્વનાથને પ્રણામ કરી હારીજ નામના ગામમાં જઇ શ્રી ઋષભજિનને નમી પત્તનપુર તરફ પ્રયાણ કર્યું.

પાટણ તરફ પ્રયાણ.

રાસકારે પાટણ તરફનું પ્રયાણ અને પ્રવેશ સંક્ષેપમાં વર્ણવી રાસ સમાપ્ત કરતાં જણાવ્યું છે કે-ડુંગરે ડર્યા વિના; ક્ષોભથી સ્ખલિત થયા વિના ગિરિવરે ગર્વ (! ધૈર્ય) ન ગાલતાં અપૂર્વ રીતે-સંઘપતિએ સંઘને સુહેલે (સોહલગામે) આણ્યો. ત્યાં સજ્જન સજ્જનો સાથે અંગે અંગથી ભેટી મળ્યા. ઘણા ઉલટથી કંઠમાં માલા પહેરાવતાં મન અત્યંત આનંદ પામતું હતું. મંત્રિપુત્ર મીર અને શ્રેષ્ઠ વેપારીઓ મળ્યા. સંઘપતિ સાથે સંઘને વધાવ્યો. કંઠમાં જયમાલા પહેરાવી. ઘોડાઓની ઘટા તરવરી. સમરાશાહે પ્રવેશ કર્યો. અણહિલપુરમાં વધામણું (ઉત્સવ) થયું. નવીન પુણ્યનો નિવાસ થયો. સં. [૧૩] ૭૧માં ઋષભજિનેંદ્રને સ્થાપ્યા. ચૈત્ર વ. ૭ મે ઘરે પહોંચ્યા. યાવચ્ચંદ્ર-દિવાકરો નંદો.

૩૩ શઙ્ખઃ શ્રીનેમિનાથેન યજ્જરાસિન્ધુવિગ્રહે નૃપलक्षजयोऽपूरि तस्मात् शङ्खेश्वरं पुरम् ।
—નાભિનંદનોદ્ધારપ્રબંધ પ્ર. ૫, શ્લો. ૯૩૪

૩૪ [ पातालात् प्रतिवासुदेवसमरे श्रीवासुदेवेन यः
सैन्यैर्मारिभयार्दितैः विलसति श्रीनेमिनाथाज्ञया ।
तच्छान्त्यै प्रकटीकृतोऽथ सहसा तत्स्नात्रवारिच्छटा-
संयोगेन जनोऽखिलोऽपि विदधे नीरुक् स पार्श्वः श्रिये ॥
—નાભિનંદનોદ્ધારપ્રબંધ પ્ર. ૫, શ્લો. ૯૩૯

નેવિઅ (નિર્વૃતિ) ગચ્છના પાસડસૂરિ ગણુધરના શિષ્ય અંબ (આમ્ર) દેવસૂરિએ આ સમરારાસ રચ્યો છે. આ રાસને જે ભણે, ગણે, નાચતાં જિનમંદિરમાં દે, કાને સાંભળે, તે બેઠાં છતાં પણ તીર્થયાત્રાનું ફળ લેઈ શકે. (જૂઓ ટિ. ૧૫)

પ્રબંધકાર વિસ્તારથી વર્ણન કરતાં કહે છે કે

**સોઇલ ગામમાં સામૈયું.** પત્તનપુર પાસે સોઇલ ગામમાં દેસલશાહે સંઘનો આવાસ કરાવ્યો. સંઘ સાથે દેસલશાહને ક્ષેમકુશલે સમીપ આવેલા સાંભળી પત્તનવાસી જનો સંઘ સામે આવ્યા. સ્પર્ધાપૂર્વક આવેલા લોકોએ તે વખતે સં. દેસલ અને સમરના ચરણને ચંદન તથા સુવર્ણપુષ્પથી પૂજ્યા હતા. તેમના ચરણને પોતાના કરથી સ્પર્શી વિમલાચલતીર્થની યાત્રા કરી એમ માનતાં હર્ષથી પૌરલોકોએ તેમના કંઠમાં પુષ્પમાલા પહેરાવી આણેલાં મોદકયુક્ત ભોજનોથી સ્વાગત કર્યું. નગરમાં પ્રાયે તેવો કોઈ વણિક્, બ્રાહ્મણ, શૂદ્ર કે યવન વિ. મનુષ્ય ન હતો કે જે દેસલ અને સમરના ગુણોથી ખેંચાઇ તેમના સામે આવ્યો ન હતો. સંઘપતિ દેસલે અને સમરશાહે પણ પ્રત્યેકને તાંબૂલ, વસ્ત્ર વિગેરે આપી તેઓનું ગૌરવ સન્માન કર્યું હતું.

**પાટણમાં પ્રવેશ.** શુભ મુહૂર્તે પુરપ્રવેશ કરતાં ઘોડા વિગેરે વાહનપર આરૂઢ થયેલ સમરાશાહ વિગેરે આગળ ચાલતા સંઘ જનોથી શોભતા, ખાનના સુખાસન (પાલખી) માં બેઠેલા સંઘપતિ (દેસલશાહ) પાછળ ચાલ્યા. સિદ્ધસૂરિ પ્રમુખ મુનીશ્વરો અને શ્રાવકોથી દેવાલય શોભતો હતો, ચામરધારિણીઓથી ચામર વીંઝાતા હતા. મૃદંગ, ભેરી, પડહ વિગેરે વાજિંત્રો વાગતાં, તાલાચરોથી નૃત્ત કરાતાં સંઘપતિ દેસલશાહ અને સમરાશાહને પત્તનમાં પ્રવેશ કરતા સાંભળી, લોકો માર્ગમાં ઘર પર ચઢી જોવા આતુર બન્યા હતા. લોકોએ ઘરે ઘરે કુંકુમગહૂંલી, વંદનમાલા (તોરણો), પૂર્ણકલશો, અને ધ્વજા-પતાકાઓથી નગરને સુશોભિત કર્યું હતું, ક્ષમોદકથી શોભતા પાર્શ્વવાળા સુમિત્રાંગજ સહિત સમરાશાહે પ્રવેશ કર્યો. તેની પાછળ સંઘપતિએ દેવાલય અને ગુરુવર્ય સાથે પત્તનપુરમાં પ્રવેશ કર્યો. નારીઓથી ન્યુંછણા (ઓવારણા) કરાતા, સજ્જનોથી કરાતી યાત્રાપ્રશંસા સાંભળતા, મંગલો ગ્રહણ કરતા અનુક્રમે પોતાના આવાસે આવ્યા. સુવાસિની સ્ત્રીઓએ દીવો, દૂર્વા, અક્ષત, ચંદન વિગેરે સ્થાલમાં સ્થાપી સં. દેસલ અને સમરના લલાટમાં અક્ષતયુક્ત તિલક કર્યું. ગીત-મંગલ, બંદિપાઠ થતાં, પંચપરમેષ્ઠિમંત્રનું સ્મરણ કરતાં દેસલશાહે પોતાનું ઘર અલંકૃત કર્યું.

દેસલશાહે દેવાલયમાંથી ઉતારીને આદિજિનને કપર્દિયક્ષ સાથે ઘરદેહરાસરમાં સ્થાપ્યા. પુત્રો સાથે આસન પર બેઠેલા સંઘપતિને નગરલોકોએ ન્યુંછણા કરી આશીર્વાદપૂર્વક વંદન કર્યું. સમરાશાહે પણ તે લોકોને વસ્ત્ર, તાંબૂલ આપવાથી કૃતાર્થ માનતાં સન્માન કર્યું. બન્દી, ગાયકો, બ્રાહ્મણો, યાચકો અને અન્ય આશીર્વાદ આપનાર સર્વને પ્રસન્ન કર્યા. સહજપાલ વિગેરે પુત્રોએ અનુક્રમે વિનય પૂર્વક પિતાના ચરણને દૂધથી પખાલ્યા. શાહે ત્રીજે દિવસે દેવભોજ્ય કરાવ્યું. તેમાં ઇચ્છાએ ભક્ત-પાન વિ. થી સાધુઓને પડિલાભ્યા-સત્કૃત કર્યા. નગરના પાંચ હજાર લોકોને ભક્તિથી જમાડયા. અવારિત સત્રાગારમાં તો લોકોની સંખ્યાજ કરી શકાતી ન હતી. સંઘપતિ દેસલશાહે આ તીર્થોદ્ધારમાં ૨૭૭૦૦૦૦ સત્તાવીશ લાખ, સીત્તેર હજાર દ્રવ્યનો વ્યય કર્યો હતો.[૩૫] પોતાના આત્માને કૃતકૃત્ય માનતા શાહ નિત્ય ધર્મકાર્યમાં તત્પર થઇ ગૃહકાર્યમાં ઉદ્યમી થયા.

રાસકારે માત્ર વિ. સં. ૧૩૭૧ નું શત્રુંજય તીર્થોદ્ધાર-યાત્રા કરી પુનઃ પાટણ પહોંચતાં સુધીનુંજ વર્ણન રાસમાં આપ્યું છે. પ્રબંધકારે ત્યાર પછીનું પણ સમરાશાહના સ્વર્ગવાસ પર્યન્ત અધિક વૃત્તાન્ત આ પ્રમાણે જણાવ્યું છે—

---

૩૫ सप्तविंशतिलक्षाणि सहस्राणि च सप्ततिः ।
तीर्थोद्धारे व्ययति स्म देसलः सङ्घनायकः ॥
—નાભિનંદનોદ્ધારપ્રબંધ પ્ર. ૫, શ્લો૦ ૯૭૦

સમરાશાહ રાજસન્માનથી ઉન્નતિ પામતા પરોપકારસાર દિવસો વીતાવતા હતા.

**દેશલશાહની પુનઃ તીર્થયાત્રા.**

વિ. સં. ૧૩૭૫માં દેશલશાહ ફરીથી પણ સાત સંઘપતિ,ગુરુ અને બેહજાર મનુષ્યો સાથે સર્વ મહાતીર્થોમાં ગયા હતા. પૂર્વની જેમ બે યાત્રા કરી હતી. તે યાત્રામાં દેશલશાહે રૂ. ૧૧૦૦૦૦૦ અગીયાર લાખથી અધિક દ્રવ્યવ્યય કર્યો[૩૬] હતો તે વખતે સોરઠ દેશમાં મ્લેચ્છોથી બંધાયેલ સઘળા જિ(?જ)નને મૂંકાવી સમર મેઘ બન્યો હતો.

**સિદ્ધસૂરિ સાથે દેસલશાહનું દેવલોકગમન.**

સિદ્ધસૂરિ પોતાનું આયુષ્ય ત્રણ માસનું જાણી દેસલશાહ પ્રત્યે બોલ્યા કે તમ્હારૂં આયુષ્ય પણ એક મહિનાનું છે. ઓસિયા જવું, તો ઊકેશપુર (ઓસિયા)માં હું સ્વયં કક્કસૂરિ ( પ્રબંધકાર )ને મુખ્ય ચતુષ્કિકામાં સમાધિએ સ્થાપીશ. આપની પણ ઇચ્છા હોય તો જલ્દી ચાલો, જ્યાં દેવનિર્મિત વીર ઉત્તમ તીર્થ છે.' સમગ્ર સામગ્રી કરી મેળવેલા સંઘ અને દેસલશાહ સાથે સિદ્ધસૂરિ ચાલ્યા. માર્ગમાં દેસલશાહ સ્વર્ગવાસી થયા.

**પટ્ટ સ્થાપન, પદપ્રદાન, પુનઃ પાટણમાં.**

સિદ્ધસૂરિએ માઘપૂર્ણિમાએ કક્કસૂરિને પોતાના હાથે મુખ્ય સ્થાનમાં સ્થાપ્યા. મુનિરત્નને ઉપાધ્યાયપદ અને શ્રીકુમાર તથા સોમેન્દુ એ બંનેને વાચનાચાર્યપદ આપ્યું. દેસલશાહના પુત્ર સહજે અઢાર કુટુંબી જનો સાથે યથાવિધિ વીરનું સ્નાત્ર કરાવ્યું. આચાર્યોને પ્રતિલાભી ( આહારાદિ આપી ) ઉત્સાહથી તેણે સાધર્મિક વાત્સલ્ય કર્યું. ત્યાં આચાર્યે અષ્ટાહ્નિકા કરી, સૂરિ સહજ સાથે ફલવર્ધિકા ( ફલોધી ) ગયા, ત્યાં પાર્શ્વપ્રભુને વાંદ્યા. યાત્રા કરી અવિચ્છિન્ન પ્રયાણોથી પાછા ફરી સિદ્ધસૂરિ સંઘ સાથે પત્તનપુર પધાર્યા.

**સિદ્ધસૂરિનો સ્વર્ગવાસ.**

એક માસનું આયુષ્ય બાકી રહ્યું ત્યારે સિદ્ધસૂરિએ કક્કસૂરિ ( પ્રબંધકાર ) ને તે પ્રમાણે કહી જણાવ્યું કે આઠ દિવસ બાકી રહે ત્યારે સંઘક્ષામણા પૂર્વક મ્હને અનશન આપવું. શું હાલ કલિકાલમાં જ્ઞાન હોય ? એમ વિચારી કક્કસૂરિએ (પ્રબંધકારે) કહેલા દિવસે અણસણ ન આપ્યું. ગુરુએ સ્વયમેવ બે ઉપવાસ કર્યા, ત્યાર પછી સંઘસમક્ષ અનશન આપ્યું. સહજ વિગેરે સર્વ ભક્ત શ્રાવકોએ સ્પર્ધાપૂર્વક મહોત્સવ કર્યો. નગરમાં ચારે વર્ણના જે લોકો રહેતા હતા, તે બાલ, યુવક, વૃદ્ધ સર્વે વન્દન કરવા આવ્યા હતા. પાંચ યોજન સુધીમાં રહેલાં ગામોમાં તેવો કોઇ રહ્યો ન હતો, કે જે નમવા આવ્યો ન હતો. ૭ દિવસે કહેલ સમયે નમસ્કાર ઉચ્ચરતા સૂરિ સમાધિએ સ્વર્ગે સંચર્યા. સૂરિના જ્ઞાનની પ્રશંસા કરતા સંઘે ઉત્સવ કર્યો. મુનિઓથી સારી રીતે પૂજાયેલા સૂરિશરીરને ૭ દિવસોમાં તૈયાર થયેલ એકવીશ મંડપવાળા વિમાન (માંડવી) માં સ્થાપ્યું. સ્થાને સ્થાને થતા સ્ત્રીઓના હલ્લીસક (રાસડા), લકુટરાસ ( દાંડીઆરાસ ), પ્રેક્ષણકો અને આગળ વાગતાં વાજિંત્રો સાથે સૂરિ વિમાનમાં રહેલ પ્રત્યક્ષ દેવની જેમ દેવલોકમાં જવા નગરમાં થઇ નીસર્યા. સ્પર્ધાપૂર્વક સ્કંધ આપતા શ્રાવકો વિમાનને એક કોશ પર લઇ ગયા. માત્ર ચંદન, અગરનાં લાકડાંઓથી અને કપૂરથી પૂજ્ય (સિદ્ધસૂરિ)ના દેહનો દાહ થયો હતો. વિ. સં. ૧૩૭૬ માં ચૈત્ર શુ. ૧૩ ને દિવસે સિદ્ધસૂરિ[૭] સ્વર્ગે [૩૭]પધાર્યા.

સિદ્ધસૂરિના સ્વર્ગવાસ પછી કક્કસૂરિ (પ્રબંધકાર) ગચ્છનું પાલન કરે છે. તે

---

૩૬ પઞ્ચસપ્તતિસદૂ્ষ્યેऽब्दे देसलः पुनरप्यथ ।
सप्तभिः सङ्घपतिभिरन्वितो गुरुभिः सह ॥
महातीर्थेषु सर्वेषु सहस्रद्वितीयेन सः ।
सार्धं याति करोति स्म द्वियात्रामेव पूर्ववत् ॥
व्ययस्तु तत्र यात्रायां लक्षा एकादशाधिकाः ।
द्विचत्वारिंशत्सहस्रद्रम्माः स्वयं देसलसाधुना ॥

—નાભિનંદનોદ્ધારપ્રબંધ પ્ર૦ ૫, શ્લો૦ ૯૭૩-૭૫

૩૭ षट्सप्ततिसंयुतेषु त्रयोदशशतेष्वथ ।
चैत्रशुद्धत्रयोदश्यां सूरयः स्वर्युवं ययुः ॥

—નાભિનંદનોદ્ધારપ્રબંધ પ્ર૦ ૫, શ્લો૦ ૧૦૦૪.

સમરાશાહ.

કુતુબુદીન અને વખતે સાર્વભૌમ કુતબદી (કુતુબુદીન) પાતશાહે સમરાશાહના ગુણો સાંભળી તેના દર્શનની ઉત્સુકતાથી ફરમાન મોકલી સમરાશાહને બોલાવ્યા. સમરાશાહ પણ સામગ્રી કરી દીલ્લી તરફ ચાલ્યા. ત્યાં પહોંચતાં જ મીરત્રાણ (? સુલતાન) રાજાએ ગૌરવ પૂર્વક બોલાવી સમરાશાહનાં દર્શન કર્યાં. રાજા આગળ વિવિધ ભેટણાં મૂકી નમન કરતા સમર તરફ રાજાએ ઉત્કંઠાપૂર્વક જોયું. સંતુષ્ટ થયેલા સુલતાને સમરને સ્વયંપ્રસાદ આપવા પૂર્વક સર્વ દેશના વ્યવહારિયોમાં મુખ્યતા આપી. ત્યાં રહેતાં સ્વામી (પાતશાહ)થી અપાતા નવા નવા પ્રસાદોથી પ્રસન્ન થતા સમરનો કેટલોક સમય ત્યાં વીત્યો. દાનવીર સમરે ગવૈયાને એક વાર ધાવ (કવિત્ત) કહેતાં બક્ષીસમાં હજાર ટંક આપ્યા હતા.

ગ્યાસુદીન અને સમરાશાહ.

કુતુબદીનની રાજ્યલક્ષ્મીના તિલકરૂપ ગ્યાસદીન પાતશાહ થયો. તે સમયે તેણે અતિ પ્રમોદથી સમરાશાહનું ગૌરવ સન્માન કરી ખાનની જેમ એ (સમરાશાહ)ને પુત્ર તરીકે સ્વીકાર્યો. બુદ્ધિશાળી સમરે સુલતાનના બંદી તરીકે બંધાયેલ પાંડુદેશના સ્વામી વીરવલ (બીરબલ) નામના રાજાને બાદશાહ પાસેથી મુક્ત કરાવી પુનઃ તેને પોતાના દેશમાં સ્થપાવી રાજસંસ્થાપનાચાર્યતા ઉપાર્જન કરી હતી.

પાતશાહના ફરમાનથી ધર્મવીર સમરે જિનેશ્વરોની જન્મભૂમિ મથુરા અને હસ્તિનાપુરમાં સંઘપતિ થઇ ઘણા સંઘપુરુષો અને જિનપ્રભ[૩૮] સૂરિ સાથે તીર્થયાત્રા કરી હતી.

સમરાશાહ તિલંગ દેશ આધિપત્ય.

ત્યાર પછી સમરાશાહ તિલંગદેશમાં ગ્યાસદીનના પુત્ર ઉલ્લખાનના આશ્રિત ઉલ્લખાન અને થયા હતા. ખાને પણ સમરને વિશ્વાસપાત્ર પોતાના ભાઇ તરીકે સ્વીકાર્યો હતો અને સમરને તિલંગદેશનો સ્વામી (સૂબો) બનાવ્યો હતો. ત્યાં તુર્કોથી બંદી તરીકે પકડાયેલ ૧૧૦૦૦૦૦ અગીઆર લાખ મનુષ્યોને સમરાશાહે મૂકાવ્યા હતા.[૩૯] તથા અનેક રાજા રાણાઓને અને વ્યવહારિયોને પણ અનેકવાર ઉપકાર કર્યા હતા.

સમરાશાહે સર્વ દેશોમાંથી બોલાવી શ્રાવકોના કુટુંબોને તિલંગદેશમાં સ્થાપી ઉરંગલપુરમાં જિનાલયો કરાવી જૈનશાસનનું સામ્રાજ્ય એકછત્ર કરાવ્યું હતું. તિલંગદેશનું આધિપત્ય પામી પરનારીસહોદર સર્વોપકારસારી સમરાશાહે પોતાના પૂર્વજોને દીપાવ્યા હતા.

જન્મથી માંડી પ્રતિદિવસ ઉદય પામતા ભાગ્યવાળા સમર જિનશાસનમાં ચક્રવર્તી જેવા થયા. વિશ્વપ્રેમ કરનાર સમરે કોના ચિત્તમાં સ્થાન મેળવ્યું ન હતું ? નીતિપૂર્વક તિલંગદેશનું રક્ષણ કરતા સમરે રામચંદ્રનું આચરણ કર્યું હતું, પાત્રોમાં અસાધારણ દાન આપતાં કર્ણનું અને જીવોનું રક્ષણ કરતાં મેઘનું અનુકરણ કર્યું હતું. ભરતેશ્વર-પ્રતિનિધિ સમરાશાહની સ્તુતિ કોણ કરી શકે ?

સમરાશાહનો સ્વર્ગવાસ.

આ પૃથ્વી પર કલિમાં પણ કૃતયુગનો અવતાર કરી સ્વર્ગમાં તેમ કરવાની ઇચ્છાથી સમરાશાહ સ્વર્ગે ગયા. પૂર્વે જે ભરતેશ્વર વિગેરે શત્રુંજયના ઉદ્ધારકો થયા, તે સુષમ-શુભ સમયમાં થયા તેમજ તેઓ રાજરાજેશ્વરો હતા; કિંતુ આ વિષમ કાલમાં વણિક શ્રેષ્ઠ આ સમરાશાહે પણ અદ્દભુત કૃત્યો કર્યા તેથી વર્ણનીય આ શાહ કોની સમાન કહી શકાય ?

---

૩૮ શત્રુંજય, ગિરનાર, ફલોધી વિગેરે તીર્થોને મુસલમાની રાજ્યકાળમાં નિર્ભય બનાવનાર આ સૂરિનું પ્રભાવક વિસ્તૃત ચરિત્ર લખવા ભાવના છે. જિનપ્રભસૂરિના સંક્ષિપ્ત પરિચય માટે જેસલમેર ભાં. સૂચિ પૃ. ૫૮ જુઓ. —લેખક.

૩૯. વિ સં. ૧૬૩૮ માં કવિ નયસુંદરે રચેલા શત્રુંજયતીર્થોદ્ધારરાસમાં આ પ્રમાણે જણાવ્યું છે કે-" નવ લાખ બંધી (દી) બંધ કાપ્યા, નવલાખ હેમટકા તસ આપ્યા; તો દેસલહરીયે અન્ન ચાખ્યું, સમરશાહે નામ રાખ્યું." —ઢાલ ૧૦, કડી ૧૦૧.

પ્રબન્ધરચના પૂર્ણાહુતિ.

વિમલાચલમંડન આદિજિનના ઉદ્ધારકારક આ દેસલશાહનું આ પ્રમાણે કાંઈક ચરિત કુતુકથી નિવેદિત કર્યું છે. શ્રી પુંડરીકગિરિના મુકુટરૂપ તીર્થનાથની સંસ્થાપના વિધિવિધાનના સૂત્રધાર શ્રીસિદ્ધસૂરિ ગુરુચક્રવર્તી થયા, તેમના શિષ્ય ગુરુકક્કસૂરિએ આ ચરિત વિસ્તાર્યું છે. કંજરોટપુરમાં રહીને શ્રીકક્કસૂરિએ [સં. ૧૩] ૯૩મા વર્ષે આ પ્રબંધ રચ્યો છે. (જૂઓ ટિ. ૧૬) આત્મહિતાર્થી મુનિકલશ સાધુએ આ ગ્રંથમાં લખવાનો ઉદ્યમ કરવાથી સતત સહાય કરેલ છે.

ઘણા ખેદનો વિષય છે કે–સમરાશાહે સ્થાપેલ આદીશ્વરના બિંબને પણ કાલક્રમે દુષ્ટ મ્લેચ્છોએ ખંડિત કર્યું હતું; તેથી વિ. સં. ૧૫૮૭ માં કર્માશાહે તીર્થોદ્ધાર કરાવી વિદ્યામંડનસૂરિદ્વારા આદીશ્વર પ્રભુની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી. (એ સંબંધી વિસ્તૃત વૃત્તાન્ત માટે પં. વિવેકધીરગણિ–વિરચિત, શ્રીયુત સાક્ષર જિનવિજયજી સંપાદિત, આત્માનંદ-સભા, ભાવનગરદ્વારા પ્રકાશિત શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ જુઓ.)

## ઐતિહાસિક પ્રમાણો.

દેસલશાહે કરાવેલ ઉદ્ધારનાં અવશિષ્ટ સ્મરણ ચિન્હો તરીકે પ્રામાણિક તત્કાલીન ત્રણ લેખો શત્રુંજયની મોટી ટૂંકમાંથી મળી આવ્યા છે. જે પ્રાચીન ગૂર્જરકાવ્યસંગ્રહ (સદ્‌ગત સાક્ષર ચીમનલાલ દલાલ દ્વારા સંપાદિત અને ગા. ઓ. સિરીઝદ્વારા પ્રકાશિત)ના પરિશિષ્ટમાં પ્રકાશિત થયા છે. તેમાંનો એક કુલદેવી સચ્ચિકાદેવીની મૂર્તિપર, બીજો સપત્નીક સં. આસાધર (સં. દેસલના મોટાભાઇ)ની મૂર્તિપર અને ત્રીજો જૈનોની કૃતજ્ઞતા દર્શાવતો રાણા મહીપાલદેવ (આરાસણખાણના સ્વામી, વિનામૂલ્ય પ્રભુમૂર્તિદલ વિતરણ કરનાર)ની મૂર્તિપર છે. તે આ પ્રમાણે:—

(૧)

॥ संवत् १३७१ वर्षे माहसुदि १४ सोमे श्रीमदूकेशवंशे वेसटगोत्रीयसा० सलषणपुत्र-सा० आजडतनयसा० गोसलभार्यागुणमतीकुक्षिसम्भवेन संघपतिआसाधरानुजेन सा० लूणसीहाग्रजेन संघपतिसाधुश्रीदेसलेनपुत्रसा० सहजपाल सा० साहणपाल सा० सामंत सा० समर सा० सांगणप्रमुखकुटुंबसमुदायोपेतेन निजकुलदेवीश्रीसच्चिकामूर्तिः करिता। यावद् व्योम्नि चन्द्रार्कौ यावन्मेरुर्महीतले। तावत् श्रीसच्चिकामूर्ति..........

(२)

संवत् १३७१ वर्षे माहसुदि १४ सोमे श्रीमदूकेशवंशे वेसटगोत्रे सा० सलषणपुत्र० सा० आजडतनयसा० गोसलभार्यागुणमती-कुक्षिसमुत्पन्नेन संघपतिसा० आसाधरानुजेन सा० लूणसीहाग्रजेन संघपतिसाधुश्रीदेसलेन सा० सहजपाल सा० साहणपाल सा० सामंत सा० समरसीह सा० सांगण सा० सोमप्रभृतिकुटुंबसमुदायोपेतेन वृद्धभ्रातृसंघपतिआसाधरमूर्तिः श्रेष्ठिमाढलपुत्रीसंघ० रत्नश्रीमूर्तिसमन्विता कारिता ॥ आसाधरः कल्पतरु...... युगादिदेवं प्रणमति ॥

(३)

संवत् १३७१ वर्षे माहसुदि १४ सोमे ......राणकश्रीमहीपालदेवमूर्तिः संघपतिश्रीदेसलेन कारिता श्रीयुगादिदेवचैत्ये ॥

આ ત્રણ લેખો સિવાય સમરાશાહના સ્વર્ગવાસ પછી વિ. સં. ૧૪૧૪ માં સમરાશાહની તેમની ધર્મપત્નીની સાથેની એક મૂર્તિ કે જે સાલિગ અને સજ્જનસિંહે[૪૦] (સમરાશાહના પુત્રોએ) કરાવેલી અને

૪૦. સં. ૧૫૧૬ ચૈત્ર શુ. ૮ રવિવારે દેસલશાહના વંશજ શિવશંકર (?)ની પત્ની દેવલદેએ ઉપકેશગચ્છીય કક્કસૂરિના ઉપદેશથી વાચનાચાર્ય વિત્તસારને વ્હોરાવેલી સોનેરી કલ્પસૂત્રની પ્રતિમાં લખાયેલી પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે સમરાશાહને ૭ પુત્રો હતા. આ પ્રશસ્તિના ૬ થી ૧૭ શ્લોકો ઐતિહાસિક રાસ-સંગ્રહ ભાગ ૧, (સંશોધક સદ્‌ગત શ્રી વિજયધર્મસૂરિ, પ્રકાશક યશોવિજય જૈન ગ્રંથમાલા ભાવનગર)ના પૃ. ૨ થી ૪ માં દર્શાવેલ છે. તે શ્લોકો આ પ્રમાણે છે.

કક્કસૂરિ ( વિ. સં. ૧૩૯૩ માં નાભિનંદનોદ્ધાર પ્રબંધકાર ) ના શિષ્ય દેવગુપ્તસૂરિથી પ્રતિષ્ઠિત થયેલી ત્યાં જ જોવામાં આવે છે. જેનો લેખ આ પ્રમાણે છે.

---

तत्पुत्रनायन्द इति प्रसिद्धस्तदङ्गज आजड इत्युदीर्णः।
सुलक्षणो लक्षणयुक् क्रमेण गुणालयौ गोसल-देसलौ च॥
श्रीदेसलाद् देसल एव वंशः ख्याति प्रपन्नो जगतीतलेऽस्मिन् ।
शत्रुंजये तीर्थवरे विभाति यन्नामतस्त्वादिकृतो विहारः॥
तत्सूनवः साधुगुणैरुपेतास्त्रयोऽपि सद्धर्मपरा बभूवुः ।
तेष्वादिमः श्रीसहजो विवेकी कर्पूरधाराबिरुदप्रसिद्धः ॥
तदङ्गभूर्भावविभूषितान्तः सारङ्गसाधुः प्रथितप्रतापः ।
आजन्म यस्याभवद् प्तशोभः सुवर्णधाराबिरुदप्रवाहः॥
श्रीसाहणः साहिनृपाधिपानां सदापि सन्मानपदं बभूव।
देवालयं देवगिरौ जिनानामकारयद् यो गिरिशृङ्गतुङ्गम्॥
बन्धुस्तृतीयो जगतीजनेन सुगीतकीर्तिः समरः सुचेताः।
शत्रुञ्जयोद्धारविधिं विधाय जगाम कीर्तिं भरताधिकां यः
यः पाण्डुदेशाधिपमोचनेन गतः परां ख्यातिमतीवशुद्धाम्।
महम्मदे योगिनिपीठनाथे तत्प्रौढतायाः किमु वर्णनं स्यात् ?
सुरत्नकुक्षिः समरश्रियः सा यदुद्भवाः षट् तनुजा जगत्याम् ।
साहणाभिधः श्रीसहितो हितैस्तेष्वादिमोऽपि प्रथितोऽ द्वितीयः॥
देवालयैर्देव–गुरुप्रयोगाद् द्विबाणसंख्यैर्महिमानमाप ।
सत्याभिधःसिद्धगिरौसुयात्रां विधाय सङ्घापिपतेर्द्वितीयः।
यो योगिनीपीठनृपस्य मान्यःस डुङ्गरस्त्यागघनस्तृतीयः
जीर्णोद्धृतेर्धर्मकरश्चतुर्थः श्रीसालिगः शूरशिरोमणिश्च ॥
श्रीस्वर्णपालः सुयशोविशालश्चतुष्कयुग्मप्रमितैरमोघैः ।
सुरालयैः सोऽपि जगाम तीर्थं शत्रुञ्जयं यात्रिकलोकयुक्तः॥
स सज्जनः सज्जनसिंहसाधुः शत्रुञ्जये तीर्थपदं चकार ।
यो द्व्यद्धिसंख्ये समये जगत्या जीवस्य हेतुः समभूज्जनानाम् ॥१७॥

ઉપર દર્શાવેલ સં. ૧૭૩૧ના શિલાલેખમાં જણાવેલ વંશક્રમથી પ્રશસ્તિના વંશક્રમમાં થોડો ફેરફાર છે. શિલાલેખ ઉપરથી જણાય છે કે–સલખ(ખ)ણના પુત્ર આજડ, તેના પુત્ર ગોસલ, અને તેના

संवत् १४१४ वर्षे वैशाखसुदि १० गुरौ संघपतिदेसलसुतसा० समरासमरश्रीयुग्मं सा०

---

પુત્ર દેસલ હતા. ઉપર્યુક્ત પ્રશસ્તિના ૬ ઠ્ઠા શ્લોક ઉપરથી નાયંદના પુત્ર આજડ, ત્યાર પછી સુલક્ષણ (સલખણ) અને ત્યાર પછી અનુક્રમે ગોસલ અને દેસલ અર્થાત્ ગોસલના પુત્ર દેસલ થયા. ઐ. રાસ. સંગ્રહના સારના પૃ. ૪માં દર્શાવેલ વંશવૃક્ષમાં સુલક્ષણના પુત્ર તરીકે ગોસલ અને દેસલ બન્નેને સૂચવવામાં આવ્યા છે. શિલાલેખનો, રાસ-પ્રબંધનો ઉલ્લેખ અને પ્રશસ્તિના પદ્યનો આશય વિચારતાં ગોસલ અને દેસલ બન્ને ભાઈઓ નહિ, પરંતુ પિતા–પુત્ર જણાય છે. અર્થાત્ ગોસલના પુત્ર દેસલ સમજવા જોઇએ. દેસલથી દેસલવંશ આ જગતમાં ખ્યાતિ પામ્યો. શ્રેષ્ઠ તીર્થ શત્રુંજયમાં જેના નામથી 'આદિ–વિહાર' વિશેષ શોભે છે.

ઉપર્યુક્ત પ્રશસ્તિના ૮ મા પદ્ય ઉપરથી દેસલશાહના પ્રથમપુત્ર સહજ 'કર્પૂરધારા' એવા બિરૂદથી પ્રસિદ્ધ હોવાનું સૂચિત થાય છે. અને ૯ મા પદ્ય ઉપરથી જણાય છે કે તેમના પુત્ર સારંગશાહ ભાવથી વિભૂષિત અંતઃકરણવાળા, પ્રતાપશાલી હતા કે જેમનો 'સુવર્ણધારા' એવા બિરૂદનો પ્રવાહ (પ્રવાદ) જીવનપર્યન્ત શોભતો હતો.

પ્રશસ્તિના દસમા પદ્યમાં જણાવ્યા પ્રમાણે દેસલના બીજા પુત્ર સાહણ સાહિરાજાઓ–પાતશાહોના સદાય સન્માનપાત્ર હતા, જેણે દેવગિરિ (દૌલતાબાદ)માં પર્વતના શિખરસમાન ઉચ્ચ જિનેશ્વરોનું દેવાલય કરાવ્યું હતું. (સમરારાસ પ્રબંધમાં જણાવ્યા પ્રમાણે સહજાશાહે દેવગિરિમાં વાસ કર્યો હતો અને તેણે ત્યાં ચોવીશ જિનેશ્વરોવાળું જિનાલય કરાવ્યું હતું એમ ઉપર અમ્હે આ લેખમાં સૂચવ્યું છે.)

પ્રશસ્તિના ૧૧–૧૨ મા પદ્યમાં પ્રસ્તુત સમરાશાહનો સંક્ષિપ્ત પરિચય કરાવ્યો છે કે–દેસલશાહના ત્રીજા પુત્ર સમર હતા કે જેની કીર્તિ જગતના જનોવડે સારી રીતે ગવાઇ છે, પ્રશસ્ત ચિત્તવાળા જે સમરાશાહે શત્રુંજયના ઉદ્ધારની ક્રિયા કરી ભરત (ચક્રવર્તી)થી પણ અધિક કીર્તિ પ્રાપ્ત કરી હતી.

सालिगसा० सज्जनसिंहाभ्यां कारितं प्रतिष्ठितं श्रीकक्कसूरिशिष्यैः श्रीदेवगुप्तसूरिभिः ॥ शुभं भवतु.

યોગિનીપીઠનાથ-દિલ્લીશ્વર મહમ્મદની સત્તાના સમયમાં પાંડુદેશના અધિપતિને મુક્ત કરાવવાથી જે સમરાશાહે અતિશુદ્ધ ઉત્કૃષ્ટ ખ્યાતિ મેળવી હતી; તેની પ્રૌઢતાનું વર્ણન શું થઇ શકે? આ પદ્ય, 'પ્રબંધના ઉપર્યુક્ત ઉલ્લેખને અનુસરે છે.

પ્રશસ્તિના ૧૩ થી ૧૭ સુધીના પદ્યોમાં સમરાશાહના પુત્રોનો પરિચય કરાવ્યો છે-તે સમરશ્રી સુરત્નકુક્ષિ હતી કે જેથી ઉત્પન્ન થયેલા છ પુત્ર-રત્નો થયા. તેમાં પ્રથમ શ્રી સાલ્હ નામનો થયો કે જેને હિતશોએ અદ્વિતીય તરીકે પ્રખ્યાત કર્યો હતો.

જેણે દેવ-ગુરુના પ્રકૃષ્ટ યોગથી ૨૫ દેવાલયોવડે મહિમા પ્રાપ્ત કર્યો હતો, જે સિદ્ધગિરિમાં સુયાત્રા કરી બીજો સંઘપતિ થયો; તે સત્ય નામનો હતો.

જે યોગિનીપીઠ (દિલ્લી)ના રાજાનો માન્ય હતો, તે ત્યાગધન (દાનશીલ) ડૂંગર ત્રીજો પુત્ર હતો. જીર્ણોદ્ધારથી ધર્મ કરનાર, શૂરશિરોમણિ સાલિગ ચોથો પુત્ર હતો.

[પાંચમો પુત્ર] શુભ વિશાલ યશવાળો સ્વર્ણપાલ હતો, તે પણ ૪૨ સફલ દેવાલયો સાથે યાત્રિકલોકથી યુક્ત થઇ શત્રુંજય તીર્થ ગયો હતો.

[છટ્ઠો પુત્ર] તે સજ્જન સજ્જનસિંહ શાહ થયા, જેણે ૨૪ મે વર્ષે ( વિ. સં. ૧૪૨૪ ? ) શત્રુંજયમાં તીર્થપદ-સ્થાન કર્યું હતું. અને જે જગતના જનોના જીવનનો હેતુ થયો હતો.

આમાંના સાલિગ અને સજ્જનસિંહે વિ. સં. ૧૪૧૪ માં પોતાનાં માત-પિતાની મૂર્તિનું યુગલ શત્રુંજય પર સ્થાપ્યું હતું, જેનો લેખ ઉપર દર્શાવ્યો છે.

ડૂંગરસિંહની ભાર્યા ફૂલહદેવીએ વિ. સં. ૧૪૩૨ માં પ્રતિષ્ઠિત આદિનાથબિંબનો ઉલ્લેખ અમ્હે ઉપર સૂચવ્યો છે.

વિ. સં. ૧૬૮૭માં ડીસામાં તપાગચ્છીય ગુણવિજયકવિએ રચેલ કોચરવ્યવહારિરાસ (સદ્‌ગત વિજયધર્મસૂરિદ્વારા સંશોધિત, ભાવનગર યશોવિજય જૈન ગ્રંથમાલાથી પ્રકાશિત)માં વર્ણવેલ સાજણસીશાહ એ ઉપર્યુક્ત સજ્જનસિંહ જણાય છે. ( લોકભાષામાં પ્રચલિત નામ 'સાજણસી શાહ' સમજાય છે.) છતાં એ સંબંધી ઐતિહાસિક દૃષ્ટિએ કેટલુંક વિચારવાનું છે.

પ્રથમ એ વિચારવું આવશ્યક છે કે ઉપર્યુક્ત કોચરવ્યવહારી ક્યારે થયા? પંદરમા સૈકામાં કે સોળમામાં? ગુણવિજયકવિ એમને તપાગચ્છીય સુમતિ સાધુસૂરિના સમયમાં સૂચિત કરે છે. જેમકે—

તપગચ્છપતિ ગૌતમ-અવતાર,
સુમતિસાધુ શુભમતિ-દાતાર;
વાસન ગુણ-મણિ કેરઉં હાટ,
નૃપતિ નમઇ ચઉપનમઇ પાટિ. પૃ. ૧, ગા. ૬
શ્રી તપગચ્છનઉ રાજિઉ, સુલલિત કરઈ વખાણ રે;
સંઘ સહૂ કો સાંભલઇ, મહિમા મેરુ મસાણ રે.
શ્રી૦ પૃ. ૩, ગા. ૨૭

સુમતિ સાધુસૂરિનો જન્મ સં. ૧૪૯૪માં દીક્ષા ૧૫૧૧માં, ગચ્છનાયકપદ ૧૫૧૮માં, અને સ્વર્ગવાસ ૧૫૫૧માં થયેલ હોવાનું તપાગચ્છની પટ્ટાવલિપરથી ઐ. રાસસંગ્રહ ભા. ૧ના પૃ. ૨૯માં સદ્‌ગત વિજયધર્મસૂરિજીએ સૂચવ્યું છે. તેમ વિ. સં. ૧૫૪૭ પર્યંત તેમણે પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિઓના લેખો પણ જોવામાં આવે છે. એ જોતાં સુમતિસાધુસૂરિના સમકાલીન તરીકે કોચરશાહને માનવામાં આવે તો સોળમા સૈકામાં માનવા જોઇએ; પરંતુ બીજી તરફથી વિચારતાં તે યુક્ત જણાતું નથી.

અણહિલપુર પાટણથી પંદર ગાઉ દૂર સલખણપુરના નિવાસી વીસા પોરવાડ વેદાશાહ અને વીરમદેના પુત્ર જીવદયા-પ્રતિપાલ આ કોચરશાહ, પોતાના નગરથી એક ગાઉ પર બહિચર ગામમાં બહિચરાજી દેવી આગળ થતો જીવવધ જાણી ઘણા ખિન્ન થાય છે અને તે બંધ કરાવવા વિચાર કરતાં એક વખત વ્યાપાર પ્રસંગે ખંભાત જાય છે.

સિદ્ધસૂરિએ વિ. સં. ૧૩૫૬ માં તથા ૧૩૭૩ માં પ્રતિષ્ઠિત કરેલ શાંતિનાથબિંબ અનુક્રમે ખંભાત ખારવાડા સ્તંભનપાર્શ્વજિનાલયમાં અને વડોદરા પીપળાશેરીમાં ચિંતામણિપાર્શ્વનાથ મંદિરમાં વિદ્યમાન છે. (જૂઓ બુદ્ધિસાગર સૂરિસંગૃહીત જૈનપ્રતિમાલેખસંગ્રહ ભા. ૨, લે. ૧૦૪૪, ૧૬૬).

પાખી (પાક્ષિક)ને દિવસ કોચરશાહ ભરી સભામાં સૂરિને વાંદે છે. ખંભાતના સંઘનું વર્ણન કરતાં કવિ જણાવે છે કે—

સમરથ-સુત જે દેસલહરુ, સમકિતધારી ધરમી પરઉ;
કરમી મરમી મહિમામેર,
મિથ્યામતિ સવિ કીધા જેર. પૃ. ૨, કડી ૨૧
સંઘમુખ્ય સાજણસી સાહ,
લિ નિત્ય લખિમીનઉ લાહ;
તિણિ કરિ પુરમાં અધિકઉ વાન,
સબલ વલી માંનઈ સુલતાન. ૨૪
અનુપમ અરડકમલ ઓસવાલ,
અષ્ટમિ-ચંદ સરિસ વર ભાલ;
પગિ પહિરાઈ કનક જેહનઇ,
કુંણ સમવડિ કીજઇ તેહનઇ. ૨૫
જસ ઘર આવઇ કનકરયાલ,
બહુ કાલા પાણીના માલ;
જે નવિ જાણઇ દુષમાસમઇ,
સૂરય કિહાં ઉગઇ આથમઇ. ૨૬

આ વર્ણન ઉપરથી દેસલશાહના વંશજ અને પ્રસ્તુત સમરસિંહના પુત્ર સજ્જનસિંહ (સાજણસી શાહ)નો ખંભાતમાં નિવાસ, તેની ઋદ્ધિ-વિભૂતિ, સુલતાન તરફથી સન્માન એ વિગેરેનો સારો ખ્યાલ થઇ શકે છે.

જીવદયા વિષયનું ગુરુનું વ્યાખ્યાન સમાપ્ત થયા પછી કોચરશાહ, બહિચરાજી આગળ થતો જીવ-સંહાર બંધ થાય તેવો પ્રબંધ કરાવવા ગુરુને વીનવે છે. ગુરુરાજ ઉપર્યુક્ત સાજણસીશાહને બોલાવી દાન આપવા, લક્ષ્મીનો લહાવો લેવા, અધિકાર, કલા, બલ, બુદ્ધિના પ્રયોગથી જીવ-અમારિ પલાવવા ઉપદેશ આપે છે. સદ્‌ગુરુનાં વચન સાંભળી સંઘપતિ (સાજણસીશાહ) ઘણા હર્ષિત થઇ, કોચરશાહને પોતાને મંદિર તેડી જઇ પુજન કરી સાથે ભોજન કરે છે, કોચરશાહની ચતુરાઇથી સજ્જનસિંહ મનમાં ખુશી થયા અને તેને ઉત્તમ શ્રાવક તરીકે પારખી લીધા.

ત્યાર પછી સાજણસીશાહ કોચરને તેડી પાલખીમાં બેસી અધિપતિ પાસે જાય છે. અધિપતિ સાજણસીશાહને ઘણું માન આપે છે અને સ્નેહપૂર્વક આવવાનું કારણ પૂછે છે. તેના પ્રત્યુત્તરમાં સાજણસી કહે છે કે-'સુલખણપુરના હોજદાર (ફોજદાર?) દ્રવ્ય બગાડે છે, શું કરવું? શૂન્યકાર-અંધેર વર્તે છે.' ત્યાર પછી અધિપતિએ જણાવ્યું કે-'શચ્ચાજી! જે તમ્હારા ધ્યાનમાં આવે તે કરો, અમ્હારા મનને રૂચે છે.' તત્કાળ જૂના હાકિમને તેડાવ્યો અને કોચરને સુવિશાલ સરપાવ દેવરાવ્યો, સુલખણપુર વિગેરે બાર ગામનો અધિકાર આપી, સમશેર અપાવી સબલ સત્તાધીશ બનાવ્યો. ત્યાર પછી કોચરશાહ સાથે આવી સજ્જનસિંહે અતિ આનંદથી આડંબરપૂર્વક શ્રી સૂરીન્દ્રને વાંદ્યા. વિસ્તારથી સઘલી વાત કરી, સદ્‌ગુરૂ ઉપદેશ સફલ થવાથી આનંદિત થયા. કોચરને ઉદાર આશિષ આપી કે-'પ્રભુતા અને ધન પામી જીવ અમારિ કરજે'

શ્રીગુરુની શીખામણ શિરપર ધારણ કરી સજ્જનસિંહને પ્રણામ કરી શૂર કોચર પોતાના પુર તરફ ચાલ્યો. ઘણા આડંબરપૂર્વક પુર-પ્રવેશ થયો. માતા, પિતા, પત્ની, નગરજનો વિગેરે સૌ ઘણા હર્ષિત થયાં.

કોચરે, પોતાને અધિકાર પ્રાપ્ત થતાં ૧ સલખણપુર, ૨ હાંસલપુર, ૩ વડ્ડાલવી, ૪ સીતાપુર, ૫ નાવિઆંણી, ૬ બહિચર, ૭ ટૂહડ, ૮ દેલવાડું, ૯ દેનમાલ, ૧૦ ગોઢેરૂં, ૧૧ કાલ્હર, અને ૧૨ ધમીણું (કવિએ પોતાની મતિના અનુમાનથી જણાવેલાં નામ) એ બારે ગામમાં જીવ-અમારિપડહ વગડાવ્યો, એ બારે ગામમાં કોચરશાહની આણ વર્તતાં કોઇ જીવને હણતો નહિ, કોઇ ચોર-ચરટ કરતો નહિ. બહિચરમાં જો કોઇ જીવ મારતો તો તેને કોચરશાહ વારતા હતા. સુલખણપુરમાં એક

ઉપકેશગચ્છના કક્કસૂરિએ વિ. સ. ૧૩૧ (? ૯) ૫માં પ્રતિષ્ઠિત કરેલ સિદ્ધસૂરિની મૂર્તિ પાલણપુર જિનમંદિરમાં વિદ્યમાન છે. (જૂઓ સાક્ષર જિનવિજયજી સંપાદિત પ્રાચીનજૈનલેખસંગ્રહ ભા. ૨, લે. ૫૫૩) એ ઉપર્યુક્ત સિદ્ધસૂરિની હોવાનું અનુમાન છે.

---

વિશાલ તળાવ હતું, તેની આસપાસ પહેલાં બહુ જાલ પડતી હતી, તે કોચરશાહે અટકાવી હતી. સરોવર ઉપર રક્ષકો મૂકયા હતા, તે બરાબર રક્ષા કરતા હતા. બગલાંઓ પણ માછલાં વિગેરેનો વિનાશ ન કરે તે માટે પ્રબંધ કર્યો હતો, કણના ઘણા કુંડ ભરાવવામાં આવતા હતા. ચણ માટે પક્ષીઓ આવતાં હતાં. પાણી ગળી પરબડી ભરી મૂકવામાં આવતી હતી. એમ જીવની જયણા-યતના કરી હતી. સરોવર પર સબલ ગલણી બંધાવવામાં આવતી, ચોપગાં પ્રાણી પણ સુખ પામતાં, કોઇ અણગલ પાણી ન પીવે એમ ઉત્તમ પ્રકાર કર્યો હતો. સ્ત્રીઓ પાણી ભરવા આવે, તેમાં પણ જેની પાસે ગલણાં નહોય, તેને શાહ અપાવતા. એમ કોચરશાહ પુણ્યે મહાલતા હતા, મહીતલમાં તેનો યશોવાદ ચાલતો હતો.

એવા સમયમાં દિલ્લીમાં દીપક સમ ડેસલહરા શાહ સમરા સારિંગ ઉત્તમ વ્યવહારી હતા, જેને સુલતાન ચચ્ચા કહી બોલાવતા અને બહુ માન આપતા હતા. સંઘ ધુરંધર હોવા છતાં અંગમાં અભિમાન ન હતું. જેણે પોતાની બુદ્ધિથી નવ લાખ બાણ મૂકાવ્યાં હતાં. તેના ઘરનો યાચક, જિન શાસનમાં જાણીતો વાચાલ કવિ દેપાલ દિલ્લીથી ગૂર્જરાતમાં આવ્યો, સંખેસરની યાત્રા કરી કોચરનું નામ સાંભળી સલખણપુરમાં આવ્યો. કોચરશાહે બાર ગામમાં પળાવેલી જીવ અમારિ જોઇ જાણી કવિ ઘણો પ્રસન્ન થયો. કોચરશાહને આશીર્વાદ આપી તેનું ગીત રચી ગાયું. કોચરશાહે કવિનો ઘણો સારો સત્કાર કર્યો. પાંચ દિવસ રહી મોજ લહી કવિ ત્ર્યંબાવતી (ખંભાત)માં આવ્યો અને પાંખીને દિવસ ગુરુના વ્યાખ્યાનની પૂર્ણાહુતિમાં સંઘની ભરી સભામાં દોડથી કોચરશાહની ઘણી સારી પ્રશંસા કરી. (જેમાં તપગચ્છમાં સિરતાજ આજ શ્રાવક એ ધોરી વિ. છે.) ત્યાર પછી કવિ દેપાલ વિમલાચલ તરફ ગયો.

આ તરફ સાજણસી કોચરના ગુણ સાંભલી રુષ્ટ થયો અને અધિપતિને સમજાવી કોચરને કેદ કરાવ્યો. બારે ગામના લોકો શોકાકુલ થયા, કોચરશાહને છોડાવવા ઉપાય વિચારવા લાગ્યા. કોઇ સાજણને અને કોઈ કવિ દેપાલને વખોડતા હતા. કવિ દેપાલ વિમલાચલની યાત્રા કરી ખંભાત આવ્યો, ત્યારે લોકમુખથી વૃત્તાંત જાણતાં અને કોચરશાહને કષ્ટ થયેલું સાંભલી મનમાં દુઃખ પામ્યો અને સાજણસીનું ગીત કરી ગાયું કે—

"સંઘપતિ સાજણ! મન દેઇ સુણિ ઓસવાલ ભૂઆલ!
શત્રૂકાર સબલ તઇં માંડયઉ તૂં કરૂણા પ્રતિપાલ;
તૂં કીડી કંથૂ નવિ દુહવઇ દુર્બલ દિ આધાર,
બિરુદ સબલ બોલાવઇ ભૂતલિ મહાજનરાય સધાર.
જલચર જીવ લહઇ બહુ બગલાં સલષણપુર સર-તીર,
ગુંથી જાલ ઘણેરાં નાંખઇ ધીવર ઉડઇ નીરિ;
ભક્ષણ માંસ કરી મયમત્તા એહુ દીઇ આસીસ,
અમ કુલ તારક! તૂં દુખવારક! જીવે કોડિ વરીસ.
વલી બહિચરિ કેરા પૂજારા હરષઇ મનહ મઝારિ,
જીવ હણાઇ ઘણા મહિષાદિક તેહ તણુઉ નહીં પાર;
કોચર સાહમીવચ્છલ કીધઉ તઇં કુલવંત! જિંવારિ,
બારે ગામે અવલી મૂંકિ એહવી પલઈ અમારિ."

—ઐ. રાસસંગ્રહ ભા. ૧, પૃ, ૧૦, કડી ૫-૭ (ય. વિ. ગ્રંથમાળાથી પ્રકાશિત).

એ સાંભળી સાજણસી (સજ્જનસિંહ) ઘણું લાજ્યો, મુખરંગ પલટાણો, મનમાં પશ્ચાત્તાપ થયો. કવિ દેપાલને પોતાને ત્યાં લઇ જઈ ઘણો સારો સત્કાર અને સરપાવ કરી દિલ્લી વળાવ્યો. કોચરશાહને તરત કેદખાનામાંથી કઢાવી બાર ગામ આપ્યાં. પોતાના અપરાધની ક્ષમા માગી. સાજણસી (સજ્જનસિંહ)ની રજા લઇ કોચરશાહ સલખણપુર આવ્યા અને અધિક પ્રકારે જીવ અમારિ પળાવવા લાગ્યો. કવિ અંતમાં કહે છે કે—

ગણિ ગુણવિજય ભણઇ મુદા, જાણીતઉ જગમાહિ;
કોચર ભૂચરમાં ભલઉ, ખેચર જસ ગુણ ગાઇ.

—પૃ. ૧૧, કડી ૧૭.

કક્કસૂરિ.

વિ. સં. ૧૩૯૩ માં ઉપર્યુક્ત નાભિનંદનોદ્ધાર પ્રબંધ રચનાર કક્કસૂરિએ પ્રતિષ્ઠિત કરેલ પ્રતિમાઓ-

વિ. સં. ૧૩૭૮ માં પ્રતિષ્ઠા કરેલ આદિનાથ બિંબ આબુગિરિ પર 'વિમલવસહી' માં વિદ્યમાન છે. (જૂઓ જિનવિ. લે. સં. ભા. ૨, લે. ૨૦૬)

વિ. સં. ૧૩૭૯ માં પ્રતિષ્ઠિત ચતુર્વિંશતિપટ્ટ પાટણમાં કનાસાના પાડામાં શ્રીશાંતિનાથજીના દેરાસરમાં વિદ્યમાન છે. (જૂઓ બુદ્ધિસા૦ લે. સં. ભા. ૧, લે. ૩૧૨)

વિ. સં. ૧૩૮૦ માં પ્રતિષ્ઠિત દેસલશાહના કુટુંબે કરાવેલ ચતુર્વિંશતિપટ્ટ ખંભાત ચિંતામણિ પાર્શ્વનાથ મંદિરમાં વિદ્યમાન છે. (જૂઓ બુદ્ધિ૦ લે. ભા. ૨, લે. ૫૩૧)

---

વિક્રમના ૧૬મા સૈકામાં થયેલ અનેક રાસ-ચોપાઇ વિ. ના કર્તા સુપ્રસિદ્ધ કવિ દેપાલ અને પૂર્વોક્ત ૧૬મા સૈકામાં વિદ્યમાન સુમતિસાધુસૂરિના સમકાલીન તરીકે કોચરશાહને માનવામાં આવે તો તેને બાર ગામનો અધિકાર અપાવનાર સાજણસીને પણ તેના સમકાલીન તરીકે ૧૬મા સૈકામાં માનવા પડે એટલે ઉપર્યુક્ત સં. સમરસિંહના પુત્ર સજ્જનસિંહ (વિ. સં. ૧૪૧૪માં પોતાનાં માતા-પિતાની મૂર્તિ કરાવનાર)થી જૂદા માનવા પડે. પરંતુ ખરતર ગચ્છની એક પટ્ટાવલિમાં જણાવ્યા પ્રમાણે વિ. સં. ૧૪૩૨માં સ્વર્ગસ્થ થયેલા જિનોદયસૂરિએ બાર ગામમાં અમારિ ઘોષણા કરાવી હતી અને સુરતાણુ સનાખત દેસલહરા સારંગનિશ્રાએ શત્રુંજયની યાત્રા કરી હતી. અને તેમનો પ્રવેશોત્સવ સલખણપુરમાં કોચરશાહે કર્યો હતો. (સા. કોચરે સલખણપુરે પેસારો કીધો) એથી કોચરશાહ વિક્રમના ૧૫મા સૈકામાં વિદ્યમાન હોવાનું જણાય છે, એમને બાર ગામનો અધિકાર અપાવનાર સજ્જનસિંહ પ્રસ્તુત સં. સમરસિંહના પુત્ર સંભવે છે. ગુણવિજયકવિએ વર્ણવેલ કવિ દેપાલ અન્ય હશે. કવિએ કોચરશાહને સુમતિસાધુસૂરિના સમકાલીન જણાવ્યા છે, તે કલ્પનાથી જણાવ્યા હશે એમ અનુમાન થાય છે. સત્ય સ્વીકારવું પડે.

વિ. સં. ૧૩૮૦ માં પ્રતિષ્ઠિત શાંતિનાથબિંબ પેથાપુરના બાવનજિનાલયમાં અસ્તિત્વ ધરાવે છે. (જૂઓ બુદ્ધિ૦ ભા. ૨, લે. ૭૧૧-૭૦૬ પુનરાવૃત્તિ છે.)

વિ. સં. ૧૩૮૭ માં પ્રતિષ્ઠિત અજિતનાથબિંબ વડોદરામાં જાનીશેરીના ચંદ્રપ્રભજિનાલયમાં છે. (બુદ્ધિ૦ લે. ભા. ૨, લે. ૧૪૩)

વિ. સં. ૧૪૦૦ માં પ્રતિષ્ઠિત દેસલશાહના પુત્ર સહજપાલની ભાર્યા નયણુદેવીએ કરાવેલ સમવસરણ ખંભાત, ખારવાડામાં સીમંધરસ્વામીજિનાલયમાં છે. (બુદ્ધિ૦ ભા. ૨, લે. ૧૦૭૬)

વિ. સં. ૧૪૦૧ માં પ્રતિષ્ઠિત શાંતિનાથબિંબ બાલોતરા (મારવાડ)માં શીતલનાથ મંદિરમાં છે. (જૂઓ પૂરણચંદજી નાહરનો લેખસંગ્રહ લે. ૭૨૯)

વિ. સં. ૧૪૦૫ માં પ્રતિષ્ઠિત ઋષભજિનબિંબ જયપુરના વેપારી પાસે છે. (પૂ. નાહર લે. ૪૦૦)

દેવગુપ્તસૂરિ.

પ્રસ્તુત કક્કસૂરિના શિષ્ય દેવગુપ્તસૂરિએ વિ. સં. ૧૪૧૪, ૧૪૨૨, ૧૪૩૨, ૧૪૩૯, ૧૪૫૨, ૧૪૬૮ અને ૧૪૭૧ માં પ્રતિષ્ઠિત કરેલી જૈનમૂર્તિયો જાણવા જોવામાં આવી છે; તેમાંથી સં. ૧૪૧૪નો લેખ ઉપર દર્શાવ્યો છે. સં. ૧૪૩૨ માં પ્રતિષ્ઠિત આદિનાથબિંબ પ્રસ્તુત સમરસિંહના પુત્ર ડુંગરસિંહની ભાર્યા ડૂલહદેવીએ સુ. સમરસિંહના શ્રેય માટે કરાવ્યું હતું. (બુદ્ધિ૦ ભા. ૨, લે. ૬૩૫).

વિ. સં. ૧૪૫૨માં પ્રતિષ્ઠિત સંઘે કરાવેલી ઉપર્યુક્ત કક્કસૂરિની પાષાણમયી મૂર્તિ પાટણમાં પંચાસરા પાર્શ્વનાથ મંદિરમાં એક ગવાક્ષમાં છે. (જિનવિ. ભા. ૨, લે. ૫૧૬)

વિ. સં. ૧૪૬૮ માં પ્રતિષ્ઠિત આદિનાથપ્રમુખ ચતુર્વિંશતિ પટ્ટ પ્રસ્તુત સમરસિંહના પુત્ર સાગરે પોતાના માત-પિતાના શ્રેય માટે કરાવ્યો હતો. તે ખંભાતમાં ચિંતામણિ પાર્શ્વનાથમંદિરમાં વિદ્યમાન છે. (જુઓ બુદ્ધિ૦ ભા. ૨, લે. ૫૬૦)

## ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યો.

વિ. સં. ૧૩૭૧માં શત્રુંજય તીર્થોદ્ધારયાત્રા-પ્રતિષ્ઠા પ્રસંગમાં દેસલશાહના સંઘમાં એકત્ર પધારેલા ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યો કે જેમનાં નામો પ્રબંધકાર કક્કસૂરિએ દર્શાવેલાં ઉપર ( પૃ. ૧૮૬-૮૭)માં સૂચવ્યાં છે. તેમાંથી—

### પાસડ ( પાર્શ્વદત્ત ) સૂરિ.

'સમરસિંહરાસ' ના રચનાર નિર્વૃતિગચ્છના અંબ ( આમ્ર ) દેવસૂરિની પ્રતિષ્ઠિત મૂર્તિયો વિગેરેના લેખો હજુ જાણવામાં આવ્યા નથી, પરંતુ તેમના ગુરુ પાસડસૂરિએ વિ. સં. ૧૩૩૦ માં પ્રતિષ્ઠિત આદિનાથબિંબ વીજાપુરમાં પદ્માવતીના દેહરામાં વિદ્યમાન છે. ( વીજાપુર વૃત્તાન્ત તથા બુદ્ધિ૦ ભાગ ૧, લે. ૪૧૬ ).

નિવૃત્તિગચ્છના આ જ પાસડ (સં. પાર્શ્વદત્ત) સૂરિએ વિ. સં. ૧૩૮ (?૪)૯ માં પ્રતિષ્ઠિત પદ્મપ્રભબિંબ વડોદરામાં મનમોહન પાર્શ્વનાથ મંદિરમાં વિદ્યમાન છે. (તેનો ઉલ્લેખ બુદ્ધિ૦ ભાગ૦ ૨, લે. ૮૧ માં પ્રકટ કરવામાં આવેલ છે.)

### વિનયચંદ્રસૂરિ.

વિ. સં. ૧૩૭૩ માં શુભચંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી સૈદ્ધાંતિક શ્રીવિનયચંદ્રસૂરિની મૂર્તિ પાટણમાં વાસુપૂજ્યજિન મંદિરમાં વિદ્યમાન છે ( જિનવિ. ભા. ૨, લે. ૫૨૮ )

### પદ્મચંદ્રસૂરિ.

બૃહદ્ગચ્છના પદ્મચંદ્રસૂરિએ વિ. સં. ૧૩૫૬ માં પ્રતિષ્ઠિત પાર્શ્વનાથબિંબ ખંભાતમાં ચોકસીની પોળમાં ચિંતામણિ પાર્શ્વજિનાલયમાં વિદ્યમાન છે. ( બુદ્ધિ ભા. ૨, લે. ૮૦૩ ) પ્રબંધકારે દેવસૂરિગચ્છના પદ્મચંદ્રસૂરિ જણાવ્યા છે, તે કદાચ આજ આચાર્ય હશે.

### સુમતિસૂરિ.

સંડેરગચ્છના સુમતિસૂરિએ વિ. સં. ૧૩૫૦ માં પ્રતિષ્ઠિત કરેલ અજિતનાથ બિંબ દિલ્હીમાં લાલા હજારીમલજીના ઘરદેહરાસરમાં છે. તથા વિ. સં. ૧૩૭૯ માં પ્રતિષ્ઠિત બિંબ બનારસ રામઘાટ પર આવેલ 'કુશલાજીકા બડા મંદિર' નામથી ઓળખાતા મંદિરમાં વિદ્યમાન છે. ( પૂ. નાહર લે. ૫૧૯, ૪૧૫)

### વીરસૂરિ.

ભાવડારગચ્છના વીરસૂરિએ વિ. સં. ૧૩૬૩ માં પ્રતિષ્ઠિત પાર્શ્વનાથબિંબ વડોદરામાં દાદા પાર્શ્વનાથના દેહરામાં છે. ( બુદ્ધિ. ભા. ૨, લે. ૧૩૨ )

### સર્વદેવસૂરિ.

થારાપદ્રગચ્છના શાંતિસૂરિના શિષ્ય આ સર્વદેવસૂરિએ વિ. સં. ૧૩૫૬ માં પ્રતિષ્ઠિત કરેલ સુપાર્શ્વનાથબિંબ વીરમગામમાં અજિતનાથમંદિરમાં વિદ્યમાન છે. ( બુદ્ધિ૦ ભાગ ૧, લે. ૧૪૯૩ ).

### સિદ્ધસેનસૂરિ.

નાણકીયગચ્છના સિદ્ધસેનસૂરિએ વિ. સં. ૧૩૧ ( ?૭ )૩ માં પ્રતિષ્ઠિત શાંતિનાથબિંબ ઇરાપરા જિનમંદિરમાં છે. ( બુદ્ધિ. ભા. ૨, લે. ૨૫ )

### જજ્જગ(જગત્)સૂરિ.

બ્રહ્માણગચ્છના જજ્જગ (ક) સૂરિએ વિ. સં. ૧૩૩૦ માં પ્રતિષ્ઠિત કરેલ બિંબો સલખણપુર, સંખેશ્વર અને પાટણના જિનમંદિરોમાં છે. ( જિનવિ. ભા. ૨, લે, ૪૭૦, ૪૮૦, ૪૯૦, ૪૯૭, ૫૧૮, ૫૧૯ ) તથા વિ. સં. ૧૩૪૯ માં પ્રતિષ્ઠિત નેમિનાથબિંબ અને પં. રત્નની મૂર્તિ સલખણપુર અને પાટણમાં પંચાસરા પાર્શ્વનાથ મંદિરમાં વિદ્યમાન છે, ( જિનવિ૦ ભા. ૨, લે. ૪૭૩, ૫૦૯ ) વિ. સં. ૧૩૮૨ માં પ્રતિષ્ઠિત શાંતિનાથબિંબ ખંભાતમાં નવપલ્લવ પાર્શ્વજિનાલયમાં છે. ( બુદ્ધિ૦ ભા. ૨, લે. ૧૦૯૩ ) આ જજ્જગસૂરિને પ્રબંધકારે જગત્સૂરિ એવા નામથી ઓળખાવ્યા જણાય છે.

દેસલશાહ અને સમરાશાહના પરિવારમાં થયેલા તેમના વંશજો વિક્રમના સોળમા સૈકાના ઉત્તરાર્ધમાં પણ વિદ્યમાન હતા, એમ મળી આવતા લેખો ઉપરથી સિદ્ધ થાય છે. વિશેષ ગવેષણા કરવાથી અન્ય ઇતિહાસ પણ મળી શકે, પરંતુ અધિક વિસ્તૃત થવાના ભયથી અહિંજ વીરમીશું.

—લાલચંદ ભ. ગાંધી.

# પ્રભુ મહાવીરદેવને મહત્તમ ઉપસર્ગ.

**सुरगिरी समधीरं स्तौमि भक्त्या च वीरं—**

મેરૂ પર્વતના શિખરો ઉપર પુષ્કળ વાવાઝોડાં થાય છે. પુષ્કળ વરસાદની ઝડી વર્ષે છે. તેમ તેના ઉપર ઉનાળામાં ભગવાન્ સવિતાનારાયણનાં પ્રખર કિરણોનો સખ્ત આતાપ પણ લાગે છે. છતાં કોઇ પણ દિવસ એવું નથી સંભળાતું કે તેની અચલતામાં ફેરફાર પડયો કે તેનું એકાદુ મોટું શિખર તૂટી પડયું હોય. કારણ ? તેની નીચેનો પાયો એવો તો મજબુત—નક્કર હોય છે કે તેની ઉપર યદિ પુષ્કળાવર્તનો મેઘ મુશલધાર પડે, પ્રલય કાળનો વાયુ ફુંકાય, છતાં તે અચલ નિશ્ચલ રહે છે. આપણે મહાપુરૂષના જીવનને આની સાથે સરખાવી શકીએ. તેમના જીવન ઉપર સેંકડો હજારો લાખો વર્ષનાં થર બાઝી જાય છે. છતાં મહા પુરૂષની જીવન-ઇમારત વિવિધ બનાવોથી તાજી અને સદાય નવીજ લાગે છે કારણ ? તેમની જીવન ઇમારતનો પાયો ઉચ્ચ **ચારિત્ર અને મહાન્ ત્યાગથી પુરાએલ હોય છે.** કે જે ઉચ્ચ ચારિત્ર અને મહાન્ ત્યાગ સીસાના રેણથી પણ વધુ મજબુત અને નક્કર હોય છે, કે જેના પ્રતાપે સદાય તેમની જીવન-ઇમારત અનંતકાળ સુધી એમની એમજ રહે છે-જ્યારે જુઓ ત્યારે નવીને નવીજ લાગે છે.

પરમાત્મા યુગાધિપતિ રૂષભદેવજીને થઇ ગયે સંખ્યાતીત વર્ષો વીતી ગયાં છે. છતાં તેમનું જીવન આપણે જ્યારે જોઇએ છીએ ત્યારે આપણા હૃદયસરમાં કોઇ અનેરા ભક્તિ ભાવના ફુવારા છુટે છે. અને પ્રેમથી મસ્તક નમી જાય છે. એવીજ રીતે પરમાત્મા મહાવીર દેવને આજે હજારો વર્ષો વિતી ગયાં છે, છતાં હજી પણ તેમની જીવન-વાડી નવવિકસિત સુગંધીદાર મ્હેંકી રહી છે. આનું મુખ્ય કારણ તેમની જીવન-વાડી ઉચ્ચકોટીનો ત્યાગ અને સુંદર **ચારિત્રનાં અમૃત ઝરણાંથી નહિં કિન્તુ પ્રવાહોથી ભરપુર છે,** કે જેના પ્રતાપે તેમની જીવન વાડી સદાય નવિ વિકસિત પુષ્પ કમલ દલની સુગંધીથી સુવાસિત રહેવાનીજ; તેવીજ રીતે તે **પુરૂષસિંહ શ્રી મહાવીર દેવની** જીવન-વાડીમાં શોભતો બનેલો મહત્તમ. સંગમ દેવનો ઉપસર્ગ કોઇ અનેરા પ્રાતઃકાલે ખીલેલા —નવવિકસિત સહસ્ત્ર પત્ર સમો શોભે છે. તેમાં પ્રભુ મહાવીર દેવની **વીરતા ધીરતા ક્ષમા અને કારૂણ્યની ખુશબો બ્હેંકી રહી છે.** મોટા માંધાતાનાં **માન મોડાય** છે તેમ તે ગર્વીષ્ટ દેવ (સંગમક)નું અભિમાન પ્રભુએ માત્ર મૌન ધારણ કરી તોડયું છે. તે ગર્વિષ્ટ દેવે પ્રભુને **સાત સાતવાર ફાંસીને લાકડે લટકાવ્યા, વધસ્થાને પહોંચાડયા** છતાં પ્રભુએ તે બધાની સામે એક અજબ શસ્ત્ર ધારણ કર્યું હતું કે જેમાં સંગમદેવનાં બધાં શસ્ત્રો નિષ્ફળ નીવડયાં: તે અમોઘ શસ્ત્ર તે મૌન.

આ ઉપસર્ગ એટલો બધો પ્રસિદ્ધ છે કે જે સંબંધે કાંઇ પણ લખવું નિરર્થક ગણાય. છતાં આમાં **કલ્પસૂત્ર અને ત્રિપષ્ઠિમાં** આવતી બીના કરતાં કાંઇક વિશિષ્ટતા છે-એવું તે વાંચતાં વાંચકોને જણાઇ આવશે: આટલા ટુંકા ઉપોદ્ઘાતપછી આગળ વધીશું.

**"सक्कोअ देपराया भणइ हरिसिओ वयणं तिण्णयि लोगसमत्था जीणवीरमणं न चालेउं"**

એક વખતે સુધર્મા સભામાં-દેવલોકની સભામાં ઇન્દ્રમહારાજ બેઠા છે તે વખતે ભૂલોકમાં વિચરતા એકલા અટુલા કર્મશત્રુને હંફાવના પુરૂષસિંહ પરમ યોગીશ્વર પરમાત્મા મહાવીર દેવને પોતાના અવધિ જ્ઞાનથી ધ્યાનમગ્ન જોઇ પ્રેમને ભક્તિથી પ્રભુને નમ-

સ્કાર કરી સભા વચ્ચે પ્રગટપણે બોલ્યા કે "પ્રભુ મહાવીરદેવ ત્રણુ જગતને જીતીને સ્થીર નિશ્ચલપણે ઉભા છે. તેમને કોઈ દેવ કે દાનવ જીતવા સમર્થ **નથી.** તો પછી માનવીનું તો પૂછવુંજ શું ? તેમની પ્રતિજ્ઞા એવી અચલ અટલ છે કે તેમને તેમની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ કરવા કોઇ સમર્થ નથી. પછી ભલે પ્રતિજ્ઞા ભ્રષ્ટ કરાવનાર દેવ હો કે દાનવ હો ? એવી મેરૂથીએ વિશેષ નિશ્ચલ પ્રતિજ્ઞા વાળા પ્રભુ છે. આ વખતે ત્યાં સભામાં બેઠેલો ઇન્દ્રમહારાજની જેવી સમૃદ્ધિવાળો **મહર્ધિક સંગમક નામના** અભવી દેવે કહ્યું કે શું આતે ઇંદ્રમહારાજ રાગથી–પક્ષપાતથી–બોલે છે કે એક મનુષ્યકીટ દેવ કે દાનવથી ન ચલાવી શકાય–પ્રતિજ્ઞાભ્રષ્ટ ન કરાવી શકાય ? આ ઘડીએજ હું નીચે જઇ તેને ચલાયમાન કરી આવું. ઇંદ્રમહારાજે તેને ના ન પાડી કારણુ કે તેમને તો ખબર હતી કે પ્રભુ કોઇની નિશ્રાએ રહી તપ કરતાજ નથી. ઇંદ્રના વચનો સત્ય છે કે ખોટાં છે તેની ખાત્રી કરવાની સંગમનેજ બાકી હતી એટલે પ્રભુને ચલાયમાન કરવા તે નીચે આવ્યો.

**ઉપસર્ગોની શરૂઆત**–નીચે આવી તે મહર્ધિક દેવે પ્રથમતો એવી ધુળની વૃષ્ટિ વર્ષાવી કે જેના પ્રતાપે પ્રભુની આંખો, કાન તથા બીજી ઇંદ્રિયોનો રોધ થઇ ગયો–દરેક ઇંદ્રિયનાં રંધ્ર પુરાઇ ગયાં. પ્રભુની સ્થિતિ શ્વાસોશ્વાસ પણુ ન લઇ શકે તેવી થઇ ગઇ પરંતુ તેથી ભગવાન ધ્યાનથી એક તિલ માત્ર પણ ચલિત ન થયા–ન ડગ્યા. જ્યારે તેણે જોયું કે મારી ધુળની વૃષ્ટિ તેમને કાંઇ પણ નથી કરી શકી, અને પોતે પણ ધુળ વર્ષાવી થાક્યો એટલે ધુળની વૃષ્ટિ બંધ કરી પછી વજ્ર તુંડિકા કીટકા વિકુર્વ્યા ( વજ્ર જેવા મોટા મોઢા વાળી કીડીઓ બનાવી કે જેના કરડવાથી માણુસ રાડ પાડી જાય અથવા ધૃતેલીકા ). કીડીઓ પ્રભુને ચારે બાજુથી ચોટી પડી ને કરડવા લાગી. તેમણે કરડી કરડી પ્રભુનું શરીર એવું કરી નાંખ્યું કે પોતે એક બાજુથી પેસે ને સામી બાજુ નીકળે. છેવટે આખું શરીર ચાલણી જેવું કાણાં કાણાં વાળું કરી નાખ્યું છતાં પ્રભુ પોતાના ધ્યાનથી ચલિત ન થયા એટલે તેણે વજ્ર જેવી તિક્ષણુ **સુંઢવાળા ડાંસ** બનાવ્યા તે પણુ પ્રભુને ખુબ જોસથી કરડવા લાગ્યા. તિક્ષણુ સુંઢો ભોંકવા લાગ્યા. ડાંશ પ્રભુના શરીરમાં એવી જોરથી તિક્ષણુ ડાઢો ભોંકતા કે એકજ વખત ડંખ મારવાથી લોહીની ધારા નિકળી પડતી ( પ્રભુને લોહી ન નીકળે તેને બદલે દૂધની ધારા સમજવી) છતાં પ્રભુ ધ્યાનથી ચલિત ન થયા. એટલે તેણે ધૃતેલીકા બનાવી તે પણુ પોતાની તિક્ષ્ણુ દાઢોથી પ્રભુને ખુબ કરડવા લાગી ને પ્રભુને અનેકવિધ ત્રાસો આપ્યા છતાં પ્રભુ તો પોતાના ધ્યાનમાં ખુબ ધ્યાનમગ્ન થતા ગયા એટલે તેણે **વિછીંઓ વિકુર્વ્યા. વિછીંઓ** પ્રભુને પોતાના તિક્ષણુ ડંખ કાંટા એવા જોસથી મારતા કે જેનું વિષ રોમ રોમ શરીરમાં વ્યાપ્ત થઇ જાય અને ડંખથી તો માનવી કાળી ચિસો પાડે પરંતુ પ્રભુતો નિષ્પકંપ હતા. ત્યાર પછી તેણે તિક્ષ્ણ દાંત દાઢવાળા **નકુલ–નોળીઆ** બનાવ્યા. તે નોળીઆઓએ પોતાના દાંતથી કરડી પ્રભુના શરીરમાંથી માંસના લોચા બહાર કાઢયા. પરંતુ એ વીર પુરૂષ તો એક મહારથીની જેમ અડગ ઉભાજ હતા. ત્યારબાદ તે દેવે ખુબ ઝેરી ક્રોધી ને ફુંફાડા મારતા **સર્પો ઉત્પન્ન કર્યા** કે જે કરડયા હોય તો પીવા પાણી પણ ન માગે. એ સર્પો પ્રભુના શરીરમાં જોસથી દાઢ મારી ઝેરની કોથળી ખાલી કરી નાખતા એમ છતાં શ્રી સિદ્ધાર્થપુત્ર શ્રી મહાવીરદેવ અડગજ હતા પછી તે દેવરાજે **મુષકસેના ( ગણેશવાહન ઉંદરો )** વિકુર્વી તે બહાદુર સેના પ્રભુને ચારે બાજુ ચોંટી પડી અને કરડવા લાગી વળી કરડયા પછી ત્યાંને ત્યાંજ લઘુનીતિ કરી અને લીંડીઓ નાખી ( એ કરડેલા ઉપર લઘુનીતિ કરવાથી પુષ્કળ પીડા થાય માટે ત્યાં લઘુનીતિ તથા વડીનીતિ કરી ) છતાં પ્રભુતો અડગજ રહ્યા. તત્પશ્ચાત્ ભયંકર **હાથીનું** રૂપ વિકુર્વ્યું હાથીએ પ્રભુને પોતાની સુંઢથી પકડી ૭–૮ તાલ ઉંચે ઉછાળ્યા પછી પ્રભુને પોતાની તિક્ષણુ દાઢ ઉપર અદ્ધરથી ઝીલી લઇ નીચે પછાડયા ત્યાં પણુ પોતાના તિક્ષણુ દંતુશળથી ખુબ વિંધ્યા, ચુંથ્યા પછી પ્રભુને જેમ કણુક મસળે તેમ પગથી ખુબ ખુંદી **કચર્યા** છતાં એ **નરસિંહ** તો તેમનાં ધ્યાનમાં અડગ હતા એટલે વળી તેણે

હાથણીનું રૂપ બનાવ્યું. તે પણ પ્રભુને સુંઢ વડે મારતી તિક્ષણ દાઢથી ચિરતી અને પછી એ ઘા ઉપર પોતાના નાકમાંથી પાણી કાઢી છાંટતી અથવા મુતર નાખતી અને વળી તોરમાં આવી જઇ પ્રભુને પગથી ખુંદતી કચરતી છતાં એ વીર પુરૂષ તો અડગજ રહ્યા. **દેવ ક્રોધથી સમસમી રહ્યો હતો.** તેનાં એકેએક શસ્ત્રો નિષ્ફલ ગયાં હજુ તો તેના પ્રભુને ધ્યાન ભ્રષ્ટ કરવાના કોડ પુરા નહોતા થયા એટલે તે પાપાત્માએ ભયંકર બિહામણા **પિશાચનું** રૂપ વિકુર્વ્યું. તે પિશાચે દેવની આજ્ઞા પ્રમાણે પ્રભુને ચલિત કરવા અનેક પ્રકારના ત્રાસો આપ્યા અને અનેક પ્રકારનાં રૂપો કરી પ્રભુને બિવડાવવા પ્રયત્ન કર્યો, છતાં પ્રભુ ન તો લગારે બીધા કે ન તો ધ્યાનભ્રષ્ટ થયાં દેવે જાણ્યું કે આ પિશાચ કાંઇ ન કરી શકયો એટલે તેણે ભયંકર તિક્ષણ પંજાવાળા વાઘ બનાવ્યા. તે વાઘોએ પ્રભુને જોરથી થાપા મારી તેના ઉપર લઘુનીતિ કરી આનંદ મેળવ્યો (વાગેલા ઘા ઉપર યદી મુતર છાંટવામાં આવે તો ક્ષારને લીધે તે સ્થળે સખ્ત પીડા થાય છે. તેમ અહીં પ્રભુને થાપા મારી લઘુનિતિ કરવામાં પણ એજ કારણ સમજવાનું છે. આવું જ્યાં હોય ત્યાં મુખ્યતયા આજ કારણ સમજવાનું છે. હું બીજું કારણ પણ કલ્પી શકું છું કે એક માણસ પર જ્યારે કોઈ લઘુનિતિ કે વડીનિતિ કરે તો એને જેમ દુગંચ્છા થાય છે અને લઘુનિતિ કરનાર સામા માણસ ઉપર ક્રોધ ઉત્પન્ન થાય છે, તેવી રીતે પ્રભુનો ક્રોધ ઉત્પન્ન કરી ધ્યાનભ્રષ્ટ કરવાની દેવની ઇચ્છા હોય. અસ્તુ.) દેવની ગમે તે ભાવના હોય પરન્તુ એ ધીર વીર પુરૂષ તો યે અડગજ રહ્યા છે. નથી ઉત્પન્ન થયો ક્રોધ, દુગચ્છા કે તિરસ્કાર, છતાં પ્રભુને અડગ જોઇ પ્રભુને મોહ ને માયામાં પાડવા દેવનું પત્થર હૃદય વધારે નિષ્ઠુર બન્યું અને પ્રભુ મહાવીર સ્વામીના પિતા સિદ્ધાર્થ રાજા અને માતા ત્રિશલા દેવીનું રૂપ વિકુર્વ્યું. --માતા પિતાએ પ્રભુ પાસે જઇ પત્થરને પણ પિગળાવે તેવું કરૂણાજનક આક્રંદ શરૂ કર્યું અને કહ્યું કે હે પુત્ર! તું આવ આવ અમારી પાસે આવ, અમને નોંધારાને છોડી ક્યાંય ચાલ્યો જતો નહિ, હે પુત્ર! અમને તારા ઉપર ખુબ હેત છે અમારાથી તારો વિયોગ નહિં સહન થાય. અમને રડતા છોડી તું અહીં કયાં આવ્યો. હે પિતૃભક્ત વર્ધમાન કુમાર! તારી પિતૃ ભક્તિ, માતૃ પ્રેમ કયાં ગયાં છે. અનેક કરૂણા જનક વિલાપ કર્યા છતાં પ્રભુએ ઉંચી આંખ કરીને ન જોયું. એ તો તેમના ધ્યાનમાં મશગુલ રહ્યા.

ત્યાર પછી તે સુરેન્દ્ર સામાનિક **સંગમે મોટું સૈન્ય ઉભું કર્યું જાણે કોઈ મહારાજાને** જીતી વિજયના નિશામાં ચકચુર બની અનેકસ્થલે પડાવ નાખી પ્રજાને રંજાડતું ખેતરો ઉજ્જડ કરતું ચાલ્યું આવતું હોય તેમ તે સૈન્યે પ્રભુની નજીકમાં પડાવ નાખ્યો. સૈનિકો પોતાના કાર્યમાં મશગુલ બની ગયા હતા. ત્યાં એક રસોઇ કરવાનું મન થતાં ચુલો કરવા પથરા શોધવા નિકળ્યો. શોધતાં પત્થરા ન જડયા **એટલે તેમણે પ્રભુના ચરણને ચુલાના પત્થર તરીકે કલ્પી વચ્ચે ઇંધણ મુકી અગ્નિ સળગાવી પ્રભુના પગરૂપ કલ્પીત ચુલા ઉપર હાંડલી** ચડાવી રસોઈ શરૂ કરી. વચ્ચે ભડ ભડ અગ્નિની જ્વાળા બળવા લાગી છતાં લેશ માત્ર પણ પ્રભુ ન હલ્યા કે ચાલ્યા. એ તો પોતાના ધ્યાનમાં મસ્ત હતા. એટલે તે દેવે **ચાણ્ડાલ** બનાવ્યા. તેમણે પ્રભુના હાથમાં ગળામાં અને કાનમાં જંગલી પક્ષીઓનાં પીંજરાં લટકાવ્યાં. તે જંગલી પક્ષીઓ જાણે કોઇ મિષ્ટ ફળને કરડતા હોય ખાતા હોય અને પછી આનંદમાં આવીને ખુબ હોંશથી લઘુનિતિ અને વડીનિતિ કરે તેમ પ્રભુના શરીરને કરડી ત્યાં ખાડોમાં ચરક નાંખે અને અનેક પ્રકારની ધૃણિત ક્રીયા કરે છતાં પણ પ્રભુ ન ચલાયમાન થયા એટલે તે દેવે **ભયંકર વાયુ વિકુર્વ્યો** જે વાયુના અદ્ભુત પ્રતાપથી મેરૂ પર્વત પણ કંપી જાય છતાં એ નિશ્ચિંત આત્મા ન તો સ્થુલ શરીરથી ચલ્યા કે ન તો ધ્યાનથી ડગ્યા. ત્યાર પછી તે ઉપસર્ગ સુરે--સંગમક દેવે **અંતકાલનો ભયંકર ઝંઝાવાત વાયુ** ઉત્પન્ન કર્યો કે જે વાયુના વાવાથી વૃક્ષો મુળમાંથી ઉખડી જતાં મોટી મોટી મ્હેલાતો જમીન દોસ્ત થઇ જતી, ઝુંપડાંઓ કયાંના કયાં ઉડી જતાં છતાં

ધ્યાનવીર પ્રભુ તો એમને એમ સ્થિરજ રહ્યા. દેવે જોયું કે હાય! પ્રભુ તો ધ્યાનમસ્ત સ્થિર છે અરે મારા આવા આવા **ભયંકર ઉપસર્ગો જેને રંચ માત્ર અસર નથી કરી શકતા—આતે પુરૂષ હૃદય છે કે મગસેલ પત્થર છે?** હું સાચો દૃઢપ્રતિજ્ઞ તો ત્યારેજ કહેવાઉં કે તે ઇંદ્રના પ્રભુને ધ્યાનથી ચ્યુત કરૂં. ઠીક જોઈ લો બંદાના ઝપાટા એમ મનમાં નિશ્ચય કરી પોતાના આત્માને પાપના કર્દમમાં ખુબ લિપ્ત કરી એક ભયંકર કાલચક્ર બનાવી તે આકાશમાં ઉંચે ચડ્યો જેમ વજ્ર (ઇંદ્રનું એક મહાન હથિયાર) મન્દરાચલ પર્વતને ભેદી ટુકડે ટુકડા કરી નાખે તેમ પ્રભુને મારી નાખવાના પ્રબલ જીજ્ઞાસાથી ભયંકર કાલચક્ર પ્રભુ ઉપર ફેંક્યું તેણે એ કાલચક્ર એવા તો જોરથી ફેંક્યું કે ત્રિલોકપતિ **પુરૂષસિંહ મહાવીર** દેવ આજાનુ જમીનમાં ઉંડા ઉતરી ગયા છતાં એ ધ્યાનવીર તેમના ધ્યાનમાંથી ન ડગ્યા. સંગમના મનમાં તો ખાત્રીજ હતી કે જરૂર પ્રભુ! ધ્યાનથી ડગ્યા હશે પરંતુ તેણે જ્યારે જોયું—પોતાના જ્ઞાનથી જોયું ત્યારે માલમ પડ્યું કે એ મૂર્તિ એમના ધ્યાનમાં મગ્ન છે. હવે તેની ધીરજ ખુટવા માંડી ત્યાં તેને એક વિચાર સુઝી આવ્યો કે આ પુરૂષોત્તમને મેં પ્રતિકુલ ઉપસર્ગો કર્યા છતાં ન ચલ્યા માટે તેમને અનુકુળ ઉપસર્ગ આદરૂં. આવા વિચારથી એકદમ **સુંદર સવાર** બનાવ્યું બસ જાણે કુદરતી સવાર થયું છે. મનુષ્યોનો અવર જવર શરૂ થઇ ગયો છે તેમજ મનુષ્યો પણ બનાવ્યા. ત્યાર પછી પ્રભુની નજીક આવી પ્રભુને કહે છે કે અરે યોગી હવે તો આંખ ઉઘાડો, જુઓ સવાર પડી ગયું છે. આ મનુષ્યો, ઢોર, ગાડાં આવ જાવ કરે છે, માટે ઉઠો અને માંડો ચાલવા. પ્રભુએ પોતાના જ્ઞાનથી જોયું કે આતો એ ભાઇ સાહેબે મારે માટે તસ્દી લીધી છે. બધું કલ્પિત માયાની છે. વળી થોડીવાર પછી કોઇ મહર્ધિક દેવ આવ્યો હોય તેમ પ્રભુને કહે છે—હે મહાનુભાવ! હું આપના **અચલિત ધ્યાનથી સંતુષ્ટ થયો છું** કંઇક વરદાન માંગો આપ જે માગશો તે આપને આપીશ. હું બહુ સમર્થ શક્તિસંપન્ન સુરેન્દ્ર છું. માટે જરૂર પ્રચ્છિત માગો, બોલો બોલો હે યોગીવર! હવે તમારૂં આ ધ્યાન મુકી દો; શું તમારે આ નરદેહે સ્વર્ગમાં જવું છે? માટે આકરૂં ધ્યાન આદર્યું છે હું તમને આ નરદેહે સ્વર્ગમાં લઇ જઇ શકું તેમ છું. શું આપને મુક્તિના ધામમાં લઇ જઉં કે ત્રણ જગતનું રાજ્ય તમારા પગમાં હાજર કરૂં? બોલો શું જોઇએ છીએ? પરંતુ એ નિસ્પૃહ પરમયોગીશ્વર પ્રભુ નતો તેની લાલચમાં પડ્યા કે નતો આંખ ઉંચી કરી તેની સામું જોયું આવી રીતે એક રાત્રીમાં વીશ મહા ઉપસર્ગો કરી તેણે વિચાર કર્યો હવે આજે નહિ ચલાયમાન થાય તો કાલે ચલાયમાન થશે, કાળા માથાના પામર માનવીની કેટલી ધીરતા કે વીરતા હોય? અને કદી હોય તોપણ કેટલી ઘડી ટકી શકવાની હતી? આમ વિચાર કરી બીજા ઉપસર્ગો સ્હવારમાં કરવાનો નિશ્ચય ધડ્યો.

બીજે દિવસે સવારમાં પુનરપિ ઉપસર્ગમાલા શરૂ થઇ. બીજે દિવસે સવારમાં પ્રભુ કાઉસગ્ગપાળી વિહાર કરી **વાલુક** ગ્રામમાં ગયા ત્યાં તે દેવાધમે **પાંચસો ચોરો બનાવ્યા.** જ્યારે પ્રભુ ત્યાં આવ્યા કે એ ચોરો જાણે પ્રભુના ભાણીયા થતા હોય અને પૂર્વના પરિચિત હોય તેવો ડોળ કરી મામા મામા કહી ઓહોહો મામા આવો આવો કયારે આવ્યા અહા ઘણા વર્ષે આવ્યા મામા—એમ તાણીને બોલી પ્રભુને ખુબ જોરથી—દાબી દાબીને ભેટયા, ઉંચે ઉપાડ્યા અને પર્વતને ભેદે એવા મજબુત બાહુથી પ્રભુને છાતી સરસા પીસ્યા, છતાં પ્રભુ ન કાંઇ બોલ્યા કે ચાલ્યા—પ્રભુ તો મૌનજ રહ્યા. ત્યાર પછી પ્રભુ ગૌચરિ માટે ગયા. એ દેવાધમે પ્રભુનું સ્ત્રીઓ ઉપર કટાક્ષ ફેંકતું રૂપ વિકુર્વ્યું. (પ્રભુનું મુળ શરીરતો પહેલાંના જેવુંજ હોય પરંતુ તે દેવ ચર્મચક્ષુવાળાને તેથી ઉલટું વિકૃત રૂપ દેખાડે કે જેથી સામાન્ય માણસોને બીજી ભ્રાંતિ થાય.) ગામની સ્ત્રીઓએ પ્રભુને કોઇ નીચ પુરૂષ ધારી મારી હાંકી કાઢ્યા.

ત્યાંથી પ્રભુ **સુભૈમ નગરમાં** ગયા.[૧] ત્યાં પ્રભુ

૧ પ્રભૂ મહાવીરદેવે કરેલા વિહારોમાંનાં આ બધાં ગામોની ભૂગૌલીક દૃષ્ટિએ શોધ થવાની જરૂર છે. આ

ગોચરી માટે ગયા ત્યારે સ્ત્રીઓની પાસે એ દેવે અંજલી જોડી કામભોગની પ્રાર્થના કરતું પ્રભુનું રૂપ વિકુર્વ્યું ત્યાં પણ સ્ત્રીઓએ પ્રભુને અધમ પુરૂષ જાણી મારી હાંકી કાઢ્યા.

ત્યાંથી પ્રભુ **સુક્ષેત્રગ્રામમાં** ગયા. એ ગામમાં પ્રભુ ભિક્ષાને માટે નિકળ્યા ત્યારે ત્યાં પણ પ્રભુનું જારપુરૂષ ( વ્યભિચારિ ) જેવું રૂપ વિકુર્વ્યું. જારપુરૂષની માફક સ્ત્રીઓની મશ્કરી કરે, નેત્ર કટાક્ષ ફેંકે અને બિભત્સ વચનો જેમ આવે તેમ ઉચ્ચારે એટલે તે ગામની સ્ત્રીઓ પ્રભુને હલકા પુરૂષ જાણી ભિક્ષાને બદલે માર મારી હાંકી કાઢતી.

ત્યાંથી પ્રભુ **મલયમાં** ગયા. ત્યાં પ્રભુનું એક ભયંકર પિશાચના જેવું રૂપ વિકુર્વ્યું. નાની છોકરીઓને બીવરાવે તેને પકડી લે છે ત્યારે નોકરો આવી પ્રભુ ઉપર કચરાના ઢગલા નાંખે છે, ઢેખારાથી માર મારે છે. અને પ્રભુ બાલકોને બીવરાવે છે એટલે બાળકો બીને ઘેર જઈ માબાપ પાસે રાવ ખાય છે ત્યારે છોકરાનાં માબાપ પ્રભુને મારી ગામ બહાર હાંકી કાઢે છે. ત્યાંથી પ્રભુ **હસ્તશિર્ષ** ગામમાં ગયા. જ્યારે પ્રભુ ભિક્ષાને માટે બહાર નીકળ્યા એટલે પ્રભુનું શિવ ( ભવ્ય ) રૂપ બનાવ્યું. સ્ત્રીઓની સન્મુખ નગ્ન રૂપે ઉભા રાખી કામદેવનું સ્મરણ કરાવી બિભત્સ વચનો બોલતા હોય તેવું રૂપ કર્યું એટલે ત્યાંથી પણ માર મારી પ્રભુને કાઢી મુક્યા. ગામ બહાર જઇ પ્રભુએ વિચાર કર્યો કે આ દેવ બહુ અપભ્રાજના (હેલના) કરાવે છે. તથા ગોચરી દોષીત બનાવે છે. માટે હવે ગામમાં જવું નહિ. ગામ બહારજ રહેવું. ત્યારથી પ્રભૂ ગામ બહાર રહેવા લાગ્યા. (અહીં અન્યે ઇતિ વદન્તિ) ત્યાં પણ તે દેવે **પ્રભુનું પંચાલદેવ (કામદેવ)નું રૂપ** વિકુર્વ્યું. ગામમાં વધામણી અપાવી કે ગામ બહાર પંચાલદેવ પ્રગટયા છે. એટલે મહિલા યુથ-સ્ત્રીઓનું ટોળું પ્રભુનાં દર્શન કરવા આવે પરંતુ ગામ બહાર આવીને જુવે ત્યારે ખબર પડે કે ઓહો! આતો કોઇ નગ્ન જોગટો ઉભો છે. એટલે તેમની વિવિધ પ્રકારની મશ્કરીઓ અને ચેષ્ટાઓ કરે, આવી રીતે પ્રભુની પુષ્કળ હેલના-તિરસ્કાર થાય છતાં પ્રભુતો સ્થિર મનેજ રહ્યા હોય ત્યાં વળી ઇન્દ્રદેવ આવી પ્રભુને નમી યથાર્થ બીના પ્રગટ કરે એટલે જનસમુહ સમજી જાય કે આતો કોઇ મહર્ષિ છે. દેવોના પણ મહાદેવ છે. એટલે વળી અપભ્રાજના-તિરસ્કાર દૂર થઇ જાય. પ્રભુતો બને ત્યાં સુધી ગામ બહાર એકાન્તમાંજ રહેતા, પરંતુ એ દુષ્ટાત્મા આવી પ્રભુને મશ્કરીમાં કહે કે "કેમ તમે તમારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ નહિ થવાના? ખરૂં કે? યાદ રાખો તમે ગામમાં તો આવો? એટલે પછી તમારી વાત છે. ત્યાં જો જો તો ખરા કે કઇ દશા થાય છે. અહિયાં ભક્તહૃદયી ઇન્દ્રમહારાજ પ્રભુને સંયમયાત્રામાં સુખશાતા પૂછી જાય છે. ( અપૂર્ણ. )

—મુનિ ન્યાયવિજય.

ગામોનાં નામ પણ અત્યારે નકશામાં કે ભૂગોળમાં નથી જણાતાં. ત્યારે શું એ ગામોનાં નામ બદલાઇ ગયાં છે કે ગામોનો નાશ થયો છે. ઇ. શોધ કરવાની જરૂર છે.

# વિવિધ નોંધ.

(કૉન્ફરન્સ ઑફીસ તરફથી)

**૧ ખાસ અધિવેશન—**

હાલમાં શ્રી સિદ્ધક્ષેત્ર મહાતીર્થ શત્રુંજય સંબંધી ઉપસ્થિત થએલા વિકટ પ્રસંગપર સમસ્ત જૈન કોમનો એકત્રિત અવાજ જાહેર કરવાની અત્યંત આવશ્યકતા હોવાથી શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું ખાસ અધિવેશન ભરવાનો ઠરાવ શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમીટીની તા. ૨૧-૪-૨૬ ને દિને ભરાએલી મીટીંગમાં સર્વાનુમતે કરવામાં આવ્યો. આ અધિવેશનના કાર્યક્રમની રૂપરેખા તથા ઉદ્દેશ તે સંબંધી આમંત્રણ પત્રિકામાં દર્શાવવામાં આવ્યા છે. અહિઆં તે ફરી ટાંકવા અસ્થાને નહિ ગણાય. "શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું ખાસ અધિવેશન પાલીતાણાના નામદાર ઠાકોર સાહેબે અખત્યાર કરેલા વલણ સંબંધમાં આપણા વિચારો જાહેર કરવા તથા તેથી ઉભી થયેલી અને ભવિષ્યમાં ઉભી થાય એવી સર્વ પરિસ્થિતીને પહોંચી વળવા યોગ્ય ઉપાયો યોજવા માટે ઘટતી ગોઠવણ કરવા તથા જૈન કોમના જન્મ સિદ્ધ ચિરસ્થાપિત હક્કો પર સખ્ત આઘાતથી સમસ્ત કોમની દુઃખિત લાગણીને એકત્રિત રીતે જાહેર કરવા અને તે સંબંધી શીઘ્ર સંતોષકારક પરીણામ લાવવાની આવશ્યકતા તરફ બ્રિટીશ સરકારનું ધ્યાન ખેંચવા મુંબઇમાં ૧૯૮૨ના વૈશાખ સુદ ૩-૪ તા. ૧૪-૧૫-મે ૧૯૨૬ શુક્ર તથા શનિવારે ભરવાનું નક્કી કરવામાં આવ્યું." અને તેની ખબર ઉક્ત આમંત્રણ પત્રિકા ઉપરાંત જાહેર પત્રોદ્વારા દરેક સ્થળે ધોરણ મુજબ મોકલવામાં આવી હતી. તેમજ આ ખાસ અધિવેશનમાં લાવવા માટે યોગ્ય અને જરૂરી ઠરાવો સંબંધી સૂચનાઓ કરવા પૂજ્ય મુનિમહારાજાઓ તથા વિદ્વાન્ જૈન બંધુઓને વિજ્ઞપ્તિ કરવામાં આવી હતી. આશય એજ હતો કે દરેક ઉત્સાહી બંધુ યથામતિ સૂચનાઓ મોકલી ઠરાવોને જેમ બને તેમ વિશેષ વ્યાપક બનાવે. આ અધિવેશનનું પ્રમુખ સ્થાન અઝીમગંજના પ્રસિદ્ધ સુશિક્ષિત જમીનદાર રાય મણીલાલ નહાર બહાદુરે સ્વીકાર્યું. પરંતુ આ બધું ક્રમસર થયા પછી અને ટુંકામાં કહીએ તો અધિવેશનની સંપૂર્ણ તૈયારી થઇ ગયા પછી પ્રમુખ મહાશયની ઓચિંતી માંદગીના સમાચાર તાર તેમજ પત્રદ્વારા મળતાં છાપાંઓ મારફતે તેમજ પત્રાદિથી પણ યોગ્ય સ્થળે યથાશક્તિ ખબર પહોંચાડી. અને આ ખાસ અધિવેશન તારીખ નક્કી કર્યા સિવાય મુલતવી રાખવામાં આવે છે એમ સમસ્ત જૈન કોમને જાહેર કરવામાં આવ્યું. મોકલાએલાં આમંત્રણોને અંગે ઘણી જગાએથી પ્રતિનિધિઓનાં નામો ચૂંટાઇ આવી ગયાં છે. જેઓને પણ અમોએ ખબર આપી છે. આ અધિવેશન સંબંધે જે પત્રો અને જૂદા જૂદા વિચારો અમને મલ્યા છે તેમાંના થોડાની નોંધ અન્ય સ્થળે કરવામાં આવી છે. જે જે સંઘો-સભાઓ યાં મંડળોએ અવકાશ ન મળવાનાં કે લગ્નાદિ-પ્રસંગને લઇને-સમય અનુકૂળ ન હોવાના કારણે પ્રતિનિધિઓની ચુંટણી ન કરી હોય તેણે બનતી ત્વરાથી પ્રતિનિધીઓની ચુંટણી કરી નામ, વીગેરે વિગત કૉન્ફરન્સ ઑફીસમાં મોકલી આપવી જેથી અધિવેશનની તારીખ નક્કી થતાં ખબર આપવી અનુકૂળ પડે. આ અધિવેશન મેળવવા સંબંધી ઉપર જણાવેલી તારીખે સ્ટેન્ડીંગ કમિટીની બેઠક મળી હતી તેમાં અધિવેશન ભરવાનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો પરંતુ અધિવેશન સ્ટેન્ડીંગ કમિટિ મારફતે બોલાવવાની તથા વ્યવસ્થા કરવાનો જે ઠરાવ બહુમતીએ કરવામાં આવ્યો હતો તે ઠરાવ સામે કંઇક વિરોધ હોય એમ જણાય છે.

પરંતુવ સ્તુસ્થિતિ ધ્યાનમાં લેતાં. તેમજ કૉન્ફરન્સનું બંધારણ તપાસતાં સહજ જણાય તેવું છે કે, જ્યાં સુધી કોઇપણ સ્થળનું આમંત્રણ કૉન્ફરન્સને અધિવેશન મેળવવા સંબંધે મળ્યું ન હોય ત્યાં સુધી તે સંબંધી તમામ કાર્ય સ્ટેન્ડીંગ કમિટીપર બંધારણ અનુસાર રહે છે. અને તે અન્વયે આ આધવેશન મેળવવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. કોઇ સ્થળેથી આમંત્રણ આપવામાં આવ્યું હોય અને સ્ટેન્ડીંગ કમિટિએ સ્વીકાર્યું હોય ત્યારેજ આમંત્રણ આપનાર સ્થાનિક સંઘને શિર અધિવેશનની સર્વ વ્યવસ્થા રહે છે. એટલે એટલું તો સ્પષ્ટજ છે કે આમંત્રણ ન આપ્યા છતાં સ્થાનિક સંઘને તેની ઇચ્છા હોય કે ન હોય તે જાણ્યા સિવાય અધિવેશન મેળવી આપવા અરજ કરવાનું કહેવું અને તેપરથી રજા ચીઠ્ઠી કાઢવાના હક્કની માગણી–એ કોન્ફરન્સ સમગ્ર હિંદની સંસ્થા છે તે તથા કૉન્ફરન્સનું ચાલુ બંધારણ તથા મહત્વ ભૂલી જઇ કરવામાં આવી છે. અને તેવી માગણીના સમર્થનમાં ચાલુ બંધારણ અનુસાર કોઇ પણ દાખલો ટાંકવામાં આવ્યો નથી. સમગ્ર હિંદની પ્રતિનિધીઓની બનેલી આ મહાસભા કોઇ પણ સ્થળની સ્થાનિક સત્તાથી તેમજ સ્થાનિક કલહોથી તદ્દન નિરાળીજ અને મુક્ત હોય અને છે. ગુંચવાડાંવાળી સ્થીતિમાં ન પડવા ખાતર દશમી બેઠક વખતે પસાર થએલાં ચાલુ બંધારણની મજકુર કલમ અમલમાં મૂકવાનો આ પહેલોજ પ્રસંગ પ્રાપ્ત થએલો હોઇ કોઇ જગાએ ક્ષોભ થાય તો તે બનવા જોગ છે. વળી કોન્ફરન્સના પા સદીના ઇતિહાસમાં આ ખાસ અધિવેશન પ્રથમજ નક્કી થયું તે પણ ખાસ યાદ રાખવું જોઇએ છે. બંધારણ પુરઃસર કાર્ય કરવાના જમાનામાં બંધારણ પર પગ મુકવાનો પ્રયાસ કોઈ પણ સુજ્ઞ જૈન ચલાવી નહિ લે. જ્યાં મતભેદ હોય ત્યાં બહુમતિથીજ કામ લેવાય એવો શિષ્ટ સંપ્રદાય હોવા છતાં લઘુમતિ મનાય નહિ ત્યાં સુધી કાર્ય ન કરવા કહેવું તે આપણી કાર્ય પદ્ધતિને સૈકાઓ પાછળ હઠાવવા જેવું છે અને તેવા કારણોને લઇનેજ અધિવેશનનું કાર્ય સ્ટેન્ડીંગ કમીટીએ ઉપાડી લીધું હતું. પરંતુ ત્યાર પછીથી જે અણધાર્યા સંજોગો ઉપસ્થિત થયા તેથી પરિણામે તા. ૧૨–૫–૨૬ ની રાત્રે મળેલી બેઠક વખતે સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યો કે "જો કે સ્ટેન્ડીંગ કમીટી એવું માને છે કે ખાસ અધિવેશન હાલમાંજ ભરવાની જરૂર છે તોપણ કેટલાક કારણોને લઇને તારીખ નક્કી કર્યા સિવાય ખાસ અધિવેશન હાલમાં મુલતવી રાખવું." આ સ્થળે એટલું ભારપૂર્વક કહેવું જરૂરનું છે કે વેસ્ટર્ન ઇન્ડીઆ સ્ટેટસના નામદાર એ. જી. જી. તરફથી ચૂકાદો અપાઈ જાય ત્યાં સુધી કોમની લાગણી શત્રુંજયગિરિ સંબંધી હક્કો વાસ્તે કેવી તીવ્ર છે તે કૉન્ફરન્સ મારફતે જાહેર ન થવા દેવાની કોમના જે જે હિતચિંતકોએ સલાહ આપી પોતાના મત મનાવવાને જે જે જેહમતો ઉઠાવી છે તે તેમનેજ મુબારક છે. હાલના સવાલમાં જે ઇષ્ટાનિષ્ટ પરિણામ આવે તેની પૂરેપૂરી જોખમદારી તેમને શિર રહે છે. આપણી સંતતિ કદાચ એમ ન કહે કે કોમના કેટલાક અગ્રગણ્ય મનુષ્યો પણ વિવિધ આશયથી તીર્થના સવાલમાં પણ કેવી રીતે પોતાનું ધ્યેય ભૂલ્યા હતા. મેજર બીલનો ચુકાદો પણ આજ દિન સુધી કોમના જાણવામાં ન આવવા દઇ જે ભૂલ કરવામાં આવી હતી તેના કરતાં અતિ ગંભીર ભૂલ કોમનો અવાજ કોન્ફરન્સદ્વારા જાહેર ન થવા દેવામાં થાય છે. ન્હાનામાં ન્હાના સરકારી અમલદારનો હુકમ પ્રાયઃ કોઇ પણ સ્થળેથી ફરતો નથી એ સર્વના અનુભવની વાત છે. વળી શેઠ કસ્તુરભાઇ લાલભાઇ પોતાના ૨–૩ જી જાન્યુઆરીના વક્તવ્યમાં કહે છેઃ–"અહીં મ્હારે એટલું કહેવું જોઇએ કે જે લડત આપણે ચલાવવાની છે તે કાયદાની કોર્ટમાં ચાલે તેવી સામાન્ય નથી પણ આપણા તીર્થ સંરક્ષણની એક રાજદ્વારી લડત છે અને જે પ્રમાણમાં એકત્ર થઇને આપણે આપણું બળ બતાવી શકીએ તેટલાજ પ્રમાણમાં આપણા હક્કો જળવાય" આવું કહેવા છતાંએ કંઇક ભિન્નમત હાલમાં દર્શાવવાના કારણો તો શેઠ કસ્તુભાઇજ જાણે.

રાજદ્વારી તથા ધાર્મિક લડતના અનુભવીઓ તથા વિશિષ્ટ ધારાશાસ્ત્રીઓનો મત એ છે કે આવી બાબતમાં અંગ્રેજી અને ગુજરાતી છાપાઓ દ્વારા

અને મીટીંગોદ્વારા પુષ્કળ ઉહાપોહ તથા હિંદુસ્થાનથી માંડી પાર્લામેન્ટ સુધી કોમી ચલવલનીજ ખરે ખરી આવશ્યક્તા છે.

તે વડે અન્ય કોમની સહાનુભૂતી તથા સહકાર મેળવી શકાય. યાત્રા ત્યાગ અને મુંડકાવેરો ન આપવામાં કોમ એકમત છે. પરંતુ શત્રુંજયના આપણા અનાદિસિદ્ધ ધાર્મિક હકકોપર થતા નિત્યના આક્રમણોથી કંટાળેલી કોમ બ્રિટીશ સરકારને કહેવા માગે છે કે જો તુરતમાંજ વચ્ચે પડી સર્વ વાંધાઓનું નિરાકરણ ન કરવામાં આવે તો ઘણી ગંભીર પરિસ્થિતિ ઉભી થશે. કોમ આજે એક અને કાલે બીજો ઝગડો જુદા જુદા હકકોના સંબંધમાં ઉભો રહેલો જોવા માગતી નથી. જ્યારે રખોપાનું નિરાકરણ કરવામાં આવે ત્યારે સાથે સાથેજ રસ્તાના સમારકામ, તથા ઈમારતરીપેર, તથા કુંડોની માલીકી, તથા ગઢ રીપેર, અને મહાદેવના દેરાંની પંચાતોનો ફડચો કેમ કરવામાં ન આવે? વળી ભવિષ્યને માટે પણ આવી કનડગતો ઠાકોર ન કરે તેને માટે તેની પાસે ખાતરી કેમ લેવામાં ન આવે?

એમ કહેવું ન્યાયપુરઃસર નથી કે વિનીત મતજ જાહેર થવો જોઇએ અને ઉદ્દામ નહી. કોમની શત્રુંજયના વિવિધ સવાલોમાં જે ઉત્તેજીત તીવ્ર લાગણી છે તે પૂરેપૂરી બ્રિટીશ સરકારની ધ્યાનપર લાવવાની જરૂર છે. અમે જેટલી ગંભીરતાથી કહી શકીયે તેટલી ગંભીરતાથી કહીએ છીયે કે જૈન કોમના હજારો વીરલા મુંડકુ આપવા કરતાં મુંડજ આપવું બહેતર સમજે છે. સિદ્ધગિરિની યાત્રા મુંડકું આપીને કરવા કરતાં શાશ્વતા તીર્થરાજની છાંયામાં અનશન કરી પ્રાણ પરિત્યાગ કરવા તેઓ એક પગે તૈયાર છે.

છેવટમાં કહેવું જરૂરનું છે કે જૈનકોમ ઇચ્છે છે કે બ્રિટીશ સરકાર જૈનોના પરમ પવિત્ર તીર્થપરના અનાદિ સિદ્ધ ધાર્મિક હકકોનું સંપૂર્ણ સંરક્ષણ કરી મહારાણી વિકટોરીઆના સુપ્રસિદ્ધ ઢંઢેરાને સાર્થક કરી દેખાડશે અને સર્વ પ્રશ્નોનું સંતોષકારક નિરાકરણ કરી પાલીતાણાના ઠાકોરને હંમેશને માટે સચોટ શાસન આપશે કે તે પાલીતાણા પર જે પ્રકારની રાજસત્તા ભોગવે છે તેવી સત્તા શત્રુંજયગિરિપર તેને નથી, શત્રુંજયગિરિપર જૈનોની ધાર્મિક સત્તા સર્વોપરિ છે. અને તેને માન આપીને જ ઠાકોરે ચાલવું જોઇએ.

આ સર્વ સુંદર રીતે એકત્રિત અવાજે અને એકજ સ્થળે કેંદ્રિત થએલી જૈન કોમની બુદ્ધિના પ્રકાશમાં રજુ કરવાને ખાસ અધિવેશન જેમ બને તેમ જલદી થાય તેમ ઇષ્ટ છે.

---

## ૨. અધિવેશન અંગે મળેલા કેટલાક પત્રો અને જવાબ.

તા. ૨૮-૪-૨૬. "It is very wise and opportune step and we all must do our best to help Shatrunjaya causes. This conference should not sit idle and overlook the matter.

I fully sympathize with you and wish to attend the conference.........
Hope to hear from you and wishing every success of the conference."

અનુવાદ—ઘણુંજ ડહાપણ ભરેલું અને તકસરનું પગલું છે અને શત્રુંજય સબંધી બાબતોમાં બનતી મદદ આપણે સૌએ કરવી જોઇએ. આ કોન્ફરન્સે કાંઇ કર્યા વિના (idle) બેસી રહેવું જોઇએ નહિ અને આ બાબતમાં આંખ આડા પણ ન કરવા જોઇએ...............મ્હારી તમારી સાથે સંપૂર્ણ સહાનુભૂતિ છે અને કોન્ફરન્સમાં હાજરી આપવા ઇચ્છું છું.................તમારા તરફથી જવાબની રાહ જોઉં છું અને કોન્ફરન્સની દરેક ફતેહ ઇચ્છું છું.

તા. ૩૦-૪-૨૬. "......I wish all success in this matter......"

અનુવાદ—આ બાબતમાં સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું. એક પત્ર તા. ચૈત્ર વદી ૭, ૧૯૮૨ નો મેળ્યો છે જેમાં જણાવવામાં આવે છે કે,

"આણંદજી કલ્યાણજીને મેં ચાર પત્રો લખ્યા તેની પહોંચ સુદ્ધાં આપવી મુશ્કેલ છે ત્યારે જો તેઓ એમ સમજતા હોય કે બુદ્ધિનો ઇજારો અમેજ લીધો છે અને અમે જે કરીએ તેજ ઉચિત છે તો પછી વિષ્ણુકુમારના અણઘટતાં દૃષ્ટાંતો આપવાની જરૂર શું છે?..........આપણું કર્તવ્ય છે કે સમાધાની ભરેલો તોડ લાવવો....................આ લખવાનું કારણ એ છે કે લોકો લેખો લખી ભાષણો કરી કડવા શબ્દો વાપરી વિષ વધારે છે તેથી લાભ ને બદલે હાની વિશેષ છે. પ્રેમથી, શાંતિથી, સુબોધથી, સદ્વર્તનથી કે પૂરે પૂરો હાથ બતાવવાથી પ્રાણત્યાગ કે જયની આશા રખાય છે."

આ પત્રની પહોંચ સ્વીકારવામાં આવી છે.

તા. ૪-૫-૨૬ નો પત્ર જેમાં જણાવવામાં આવે છે કે,

"સંઘની અંદર અને તેમાં પણ મુંબાઈ જેવાં શહેરના સંઘમાં કુસંપ થતો હોય તો તે દીલગીર થવા જેવું છે. આપણી કૉન્ફરન્સનું કામ સંપની વૃદ્ધિ કરવાનું છે. પણ કલેશ ઉત્પન્ન કરવાનું નથી. વાસ્તે કાર્યવાહકોએ બહુજ દીર્ઘદૃષ્ટિ વાપરીને શ્રી સંઘમાં સંપ રહે અને આપની શ્રી શત્રુંજયની લડતમાં વિજય મેળવીએ તેવો પ્રયાસ કરીનેજ કૉન્ફરન્સ ભરવી-એજ શ્રેયસ્કર છે."

જવાબ—:(૮-૫-૨૬)..........કૉન્ફરન્સના વાસ્તે જેટલું કરો તેટલું ઓછું છે. અને સંઘમાં પણ આપ જેવા આગેવાનો સંપ કરાવવાને પ્રયાસ કરે-એ ઘણું ઇચ્છવા યોગ્ય છે. આપશ્રી કૉન્ફરન્સના ઇતિહાસથી જાણીતા હોવાથી એ કહેવાની જરૂર ન પડે કે કૉન્ફરન્સની આગલી બેઠકો વખતે પણ જાત જાતના મતભેદો હતા તેનું સમાધાન બેઠકમાં જ થયું હતું. તો હાલના મતભેદથી ડરી જઇ અધિવેશન કરવામાં ન આવે તો તેને દૂર કરવાને એક ઐતિહાસિક તક પણ ગુમાવવા જેવું થશે........ આપશ્રી પણ આપનાથી બનતી સહાય અમને આપશોજી એ વીષે અમારો પૂર્ણ વિશ્વાસ છે.

તા. ૩-૫-૨૬ નો એક પત્ર જેમાં જણાવવામાં આવે છે કે,

"અમારા કચ્છી "સંઘમાં" કેટલાક ભાઇઓ એવી વાતો કરતા જણાય છે જે આ કૉન્ફરન્સ તેના કેવાતા કાર્ય વક્તાઓ ખાસ અધિવેશન કરવાનો મુખ્ય હેતુ આણંદજી કલ્યાણજીની પેઢી જે હાલ લડત ચલાવે છે તેની શતા પોતાના હાથમાં લઈ લેવી એવી વીગતો લોકોમાં જાહેર થવાથી હાલમાં વિરોધ કરવાના કારણો જણાય છે. તો તે બાબત ચોખ તરફ થાએ તો સારૂં."

જવાબ-તા. ૭-૫-૨૬. "આ કૉન્ફરન્સના ખાસ અધિવેશનના ઉદ્દેશો, આમંત્રણ પત્રિકા તેમજ જે ઠરાવો મૂકવામાં આવે તે સંબંધી માંગેલ સૂચનાઓ સબંધી જે વિજ્ઞપ્તિ પત્ર બહાર પાડવામાં આવ્યું છે તે પરથી સ્પષ્ટ સમજાય તેવું છે. અને અમે આપનું તે સબંધે ખાસ લક્ષ્ય ખેંચીએ છીએ તે પરથી આ અધિવેશનના આશયો આપ સહજ સમજી શકશો.

વિશેષમાં જણાવવા રજા લઇએ છીએ કે શેઠ આણંદજી કલ્યાણજીની લડતમાં તેમના હાથ મજબુત વધારે બને એજ આ સંસ્થાનો આશય હોઇ શકે અને છે. તેમજ જે જાતની વાતો આપના કચ્છી "સંઘમાં" કેટલાક ભાઇઓ કરતા હોવાનું આપ જણાવો છો તેમાં કંઈપણ વજુદ હોય એમ અમે માનતા નથી. આ સંસ્થાના આ ખાસ અધિવેશનના આશયો જાહેર રીતે પ્રકટ કરવામાં આવ્યા છે અને તેજ સત્ય છે......વળી જણાવવું જરૂરનું છે કે આણંદજી કલ્યાણજીની પેઢીની સત્તા પોતાના હાથમાં લઇ લેવાના કોઇ હેતુથી આ સંસ્થા કામ કરે છે. તે વાત સાચી નથી."

તા. ૫-૫-૨૬ નો પત્ર--

"આણંદજી કલ્યાણજી તરફથી શત્રુંજય સંબંધી દરેક કામકાજ ચાલુ છે તથા ઘણા ખરા સંઘોએ પણ તે માટે ઘટતું કર્યું છે. છતાં તે માટે ખાસ કૉન્ફરન્સ બોલાવવામાં મારા ખ્યાલ મુજબ નીચેના બે હેતુઓ હોવા જોઇએ.

૧. હિંદુસ્તાનના જૂદા જૂદા સંઘોએ યોગ્ય કર્યું છે પણ આણંદજી કલ્યાણજી પક્ષકાર હોવાથી તેઓ ખુલાસો થતાં સુધી કંઇ કરી ન શકે તે માટે આ કૉન્ફરન્સ એટલે હિંદુસ્તાનનો મળેલો સમગ્ર સંઘ જ્યાં સુધી સંતોષકારક ખુલાસો ન થાય ત્યાં સુધી યાત્રા બંધ રાખવા દરેકને આગ્રહ પૂર્વક ભલામણ કરે છે તેવો ઠરાવ કરી શકે.

૨. બીજી કેટલીક બાબતો કેસ ચાલતાં અંગે આણંદજી કલ્યાણજી ન કરી શકે તે કૉન્ફરન્સ કરી શકે.

એ બે કારણો મારા સમજવામાં છે ને તે વ્યાજબી છે છતાં આ કૉન્ફરન્સ મેળવવા સામે મુંબઇમાં વિરોધ કરવામાં આવ્યો છે તે તેઓની પુરતી ગેર સમજને આભારી છે................આવી બાબતો શત્રુંજય સબંધમાં આડે લાવવી ઠીક નથી. ...........પાલીતાણાની પુરતી હકીકતથી હજુ ઘણા લોકો જોઇએ તેવા વાકેફ નથી........... વિગેરે શત્રુંજય સબંધી દરેક બાબતો જાણવાની આજે ઘણા જૈનો આકાંક્ષા રાખતા સંભવ છે........... જોઇતું સાહિત્ય આણંદજી કલ્યાણજી તરફથી બહાર નહિં પડી શકતું હોવાથી કૉન્ફરન્સે તે કામ હાથ ધરવા ખાસ જરૂર છે...........આણંદજી કલ્યાણજી સત્યાગ્રહનો હૂકમ બહાર પાડવા સંભવ નથી તો જરૂર પડે કૉન્ફરન્સ બહાર પાડી શકે તથા તેને લગતી ગોઠવણ કરી શકે..........."

જવાબ તા. ૯-૫-૨૬.

"...વિશેષમાં કહેવું જરૂરનું છે કે આપ...જેટલે દૂર બેઠાં પણ કૉન્ફરન્સ સબંધી જે વિચારો દર્શાવો છો તે ખરેખર આપને ઘટે છે એટલુંજ નહિં પરંતુ આપના વિચારો ઘણાજ પ્રશંસનીય છે. જે કામ કૉન્ફરન્સ કરી શકે તે આણંદજી કલ્યાણજી યાતો નીમાએલ પેટા કમીટી (સાતની) પણ ન કરી શકે અને તેવા આશયોથીજ આ અધિવેશન મેળવવા ધાર્યું હતું અને છે...."

પત્ર, તા. ૧૧-૫-૨૬.

"વિ. કે. સાંભળવા મુજબ મુંબઇનાં કેટલાંક સંજોગોને લઇને હાલ કૉન્ફરન્સ ભરવાનું મુલત્વી રાખ્યું હોય એમ જણાય છે, તો એ શું સત્ય છે!

જો અમુક પક્ષ કૉન્ફરન્સ ભરાય એવું માનતો ન હોય તો તમો પોતે મુંબઇમાં જે જે સાથ, સંઘ, મંડળો, અને સભાઓ હોય તે દરેકનાં પર તમો તે પ્રકારના અભિપ્રાય માંગો કે કૉન્ફરન્સ ભરવાની આવશ્યકતા છે કે કેમ? તે બધા મંડળોને લખો કે મીટીંગો બોલાવીને કૉન્ફરન્સ ભરવાના ઠરાવ કરવા જણાવે ને એ ઉપરથી કૉન્ફરન્સ ભરાવવાની ખાસ જરૂર છે એવું જણાઇ આવશે.

કૉન્ફરન્સ મુલત્વી રાખવાનું કાંઇ કારણ નથી ને એ સંબંધમાં હજુ ફરીને તુર્તજ કૉન્ફરન્સ ભરવાના ઠરાવ પર આવો.

અમારૂં મંડળ કૉન્ફરન્સ તુર્તજ મળે એ બાબતમાં ખાસ જરૂરીઆત ગણે છે. કૉન્ફરન્સ મુલત્વી રાખવાનાં કારણમાં ખાસ વજુદ ભરેલું જણાતું નથી—"

પત્ર મલ્યો, તા. ૧૨-૫-૨૬.

"....कॉन्फ्रेंस की सफलता के लीये मैं प्रार्थना करता हूं।" (६-९-२६)

"....कॉन्फ्रेन्स का एक खास अधिवेशन ता. १४-१५ मइ को बंबइमें करना निश्चित हुआ है आपकी इस कार्यवाही से हम संपूर्ण रीतिसें सहमत हैं....यह बात तो आपसे छिपी हुई नहीं है कि कॉन्फरन्स के इस अधिवेशन के किये जाने के विषयमें बहुत कुच्छमतभेद है पेपरो में इस विषय पर भिन्न २ मत प्रकट हो रहे है कोइ समझता है कि कॉन्फरन्स इस अधिवेशनसे सेठ आनंदजी कल्याणजीकी कारवाइको धक्का पहुंचेगा

और कोइ इससे विपरीत मत रखने वाले हैं कुछही हो हम सेठजी आनंदजी कल्याणजी के फर्म और आपके बीच कोइ अंतर नहिं समझते इसलिए आपकी तरफसें जो कुछ कारवाइ हो वह ऐसी होनी चाहिए के जो सेठ आनंदजी कल्याणजी के फर्मकी तरफसें जो कारवाइ हो रही है उसके विरुद्द न हो ........यह स्मरण रखना चाहिए कि ब्रिटिश गवर्नमेंट पर जब तक भारी दबाव न पडेगा तब तक जैन समाजको कदापि न्याय न मिलेगा और इसके लिए मुसलमानोंके खिलाफत के सवालकी नजीर मौजुद है।

---

* * * * આપની સંસ્થા તરફથી આ સંબંધીનું પ્રચાર કાર્ય ઉપાડી લેવામાં આવશે. કારણકે હાલમાં સીહોર મુકામે ડયુટી ભરતા અમારા મંડલના ભાઇયો લખે છે કે " દૂર દૂરથી કેટલાય અજાણ ભાઇયો જાત્રા કરવા આવે છે અને તેઓને સમજાવી પાછા વાળવા બહુ મુશ્કેલ પડે છે. તો યાત્રા ત્યાગ સંબંધીનું ફરમાન હીંદના દરેક ગામે ગામ પહોંચી જાય તેવી વ્યંવસ્થા કરવાની ખાસ જરૂર અમો માનીયે છીયે."

---

પાલીટાણા સંબંધીનું જે સાહીત્ય આપને ઉપલબ્ધ થયું હોય તેમાંથી આપણી લડત શાંની છે, આપણા હકો શું છે વીગેરે બાબતો જૈન કોમની જાણ માટે પ્રગટ થવાની આવશ્યકતી છે.

× × × હીંદની સમગ્ર જૈન કોમ તરફથી કાયદેસર મંજુર થએલ પ્રતિનિધિ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી શ્રી પવિત્ર શત્રુંજય ડુંગર અર્થે કાયદેસર ગવર્નર જનરલના એજન્ટ, સ્ટેટસ ઑફ વેસ્ટર્ન ઇન્ડીઆ ઉપરે રેપ્રીઝેનટેશન કાયદાના સલાહકાર મારફતે રવાના થએલ છે જેનો ઉત્તર હજુ સુધી ફરી વળેલ નથી વગેરે સંજોગોમાં આ ખાસ અધિવેશન બોલાવીને કંઈ પણ ઉતાવલીઓ નિર્ણય જાહેર કરવા જરૂરી નથી.

× × ×

જવાબ નીચે મુજબ આપવામાં આવ્યો.

× + × શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું ખાસ અધિવેશન કૉન્ફરન્સના બંધારણને અનુસરતુંજ છે એની અમો તમને ખાત્રી આપીએ છીએ અને તે મુદ્દા પર આપે નિશ્ચિંત રહેવું. કદાચ આપનું કહેવું એમ હોય કે રૂઢી વિરૂદ્ધ છે તો તે પણ યોગ્ય નથી કારણ કે મુબઇમાં ભરાએલી દશમી કૉન્ફરન્સમાં પસાર થએલ બંધારણ પ્રમાણે મુંબઇમાં તેનું અધિવેશન આ પહેલી વારજ થાય છે એટલે આપ કહો છો તેવી રૂઢીને અવકાશ રહેતો નથી.

આપે આણંદજી કલ્યાણજીની પેઢી વાસ્તે જે ઇસારો કર્યો તે સંબંધે જણાવવાનું કે તેની લડત કેટલાએ વર્ષો થયાં ચાલુ છે. અને ચાર છ મહિને કે વર્ષ બે વર્ષે પૂરી થાય તેવી નથી; તો લડત પૂરી થાય ત્યાં સુધી કૉન્ફરન્સનું અધિવેશન ન ભરવું એમ કહેવું એ વ્યાજબી નથી. વળી કૉન્ફરન્સના આ અધિવેશનમાં કાંઇ ઉતાવળીઓ નિર્ણય થઇ જાય એવો ડર કોઇપણ કૉન્ફરન્સના ઇતિહાસનો જાણકાર રાખેજ નહિ. કૉન્ફરન્સે ઘણાએ કટોકટિના પ્રસંગે એક મોભાદાર સંસ્થાને છાજે તે પ્રમાણે કામ લીધું છે અને તે પ્રમાણેજ કામ લેવાશે એમ આપે નક્કી માનવું. આ શિવાય હજુ પણ આપને વધારે ખુલાસો જોઇતો હોય તો તે કરવાને અમો તૈયાર છીએ.

**પ્રમુખ મહાશય સાથેનો તારવ્યવહાર.**

Rai Manilal Nahar Bahadur,
Indian Mirror Street, Calcutta.

Many thanks for offering your valuable serrices in sacred cause of Tirtharaja your goodself unanimously elected President special Sessions. Jain Conference.

Resident General Secretaries.

---

Resident General Secretaries Jain
Swetamber Conference,
Pydhuni-Bombay.

Thanks Time Short. Please send Papers and draft speech.

Manilal Nahar five Indian Mirror Street.

---

Resident General Secretaries Jain Swetamber Conference,
Pydhuni Bombay.

Extremely sorry sudden indisposition presents (prevents) accepting Presidentship doctors advise complete rest.

Manilal Nahar.

---

Rai Manilalji Nahar Bahadur,
Five Indian Mirror Street,
Calcutta.

Received your Election as President published all over India Cant change Presideut prepared to postpone sessions to any date you suggest, others also suggsst postponement of sessions at present wire your views pray speedy recovery.

Resident General Secretaries.

---

Resident General Secretaries
Jain Swetamber Conference,
Pydhuni Bombay.

Thanks suggest Conference July hope to be fit by that time.

Manilal.

---

નોટ—આ અધિવેશન માટે સહાનુભૂતિદર્શક બીજા કેટલાક પત્રો કચ્છ કાઠીયાવાડ તથા હિંદુસ્થાનના જૂદા જૂદા ભાગો તરફથી મલ્યા છે. જે અત્રે સ્થળસંકોચને લઇ પ્રસિદ્ધ કરી શકતા નથી.

### શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ. "૧૮" મી ધાર્મીક હરીફાઇની ઇનામી પરીક્ષાનું પરિણામ.

જૂદા જૂદા "૨૬" સેન્ટરોમાંથી કુલ્લે ૪૭૦ વિદ્યાર્થીઓ બેઠા હતા તેમાંથી ૪૦૬ વિદ્યાર્થીઓ પાસ થાય છે અને તેમને રૂા. ૮૦૯ ઇનામના આપવાના ઠરાવેલ છે અને પાસ થનાર દરેક વિદ્યાર્થિને "પ્રમાણપત્ર" આપવામાં આવનાર છે.

વિગત.

| નં. | સેન્ટરનું નામ. | બેઠાં. | પાસ. | રૂા. ઇનામ. |
|---|---|---|---|---|
| ૧ | અમદાવાદ | ૧૦૯ | ૮૬ | ૯૦-૦-૦ |
| ૨ | ભાવનગર | ૨૬ | ૨૪ | ૪૧-૦-૦ |
| ૩ | રાધનપુર | ૬ | ૬ | ૩૫-૦-૦ |
| ૪ | પાલણપુર | ૫૬ | ૫૫ | ૮૯-૦-૦ |
| ૫ | બોટાદ | ૭ | ૭ | ૨૯-૦-૦ |
| ૬ | પાટણ | ૪ | ૪ | ૩૪-૦-૦ |
| ૭ | સમી | ૭ | ૪ | ૧૪-૦-૦ |
| ૮ | બીકાનેર | ૩ | ૩ | ૫૦-૦-૦ |
| ૯ | થરા | ૭ | ૭ | ૬-૦-૦ |
| ૧૦ | સુરત | ૧૨ | ૧૨ | ૭-૦-૦ |
| ૧૧ | પાદરા | ૧૨ | ૪ | ૩૦-૦-૦ |
| ૧૨ | મહુવા | ૧૬ | ૧૬ | ૨૬-૦-૦ |
| ૧૩ | મહેસાણા | ૧૪ | ૧૧ | ૫૬-૦-૦ |
| ૧૪ | પાલીતાણા | ૭ | ૬ | ૯-૦-૦ |
| ૧૫ | માણસા | ૬ | ૪ | ૧૧-૦-૦ |
| ૧૬ | વઢવાણકેમ્પ | ૯ | ૮ | ૪-૦-૦ |
| ૧૭ | ગોધરા | ૧૪ | ૧૪ | ૯-૦-૦ |
| ૧૮ | ઝીંઝુવાડા | ૧૩ | ૯ | ૫૦-૦-૦ |
| ૧૯ | ખંભાત | ૧૦ | ૧૦ | ૩-૦-૦ |
| ૨૦ | જુનાગઢ | ૨૯ | ૧૨ | ૧૦-૦-૦ |
| ૨૧ | ધીણોજ | ૨૨ | ૨૧ | ૮-૦-૦ |
| ૨૨ | જામનગર | ૪ | ૩ | ૨-૦-૦ |
| ૨૩ | કપડવણજ | ૧૧ | ૧૧ | ૮૮-૦-૦ |
| ૨૪ | બારામતી | ૭ | ૭ | ૨૪-૦-૦ |
| ૨૫ | કરાંચી | ૨૮ | ૨૮ | ૩૯-૦-૦ |
| ૨૬ | મુંબઇ | ૩૨ | ૨૪ | ૪૫-૦-૦ |
| | | ૪૭૦ | ૪૦૬ | રૂ.૮૦૯-૦-૦ |

# ખંભાયત ચૈત્ય પરિપાટી.

જૈનોએ અનેક મંદિરો શહેરે શહેર ને ગામેગામ બનાવી તે દ્વારા શિલ્પકળાનો વિકાસ કર્યો છે અને તેવાં મંદિરોની પરિપાટી સ્તવનો કરી તેની હકીકત સાચવી રાખી છે અને તેથી ઐતિહાસિક વિગતો આપણને મળી આવે છે. ડુંગર કરીને એક શ્રાવક કે જે લગભગ વિક્રમ સોળમી સદીમાં થયેલો છે તેણે ખંભાતમાંનાં મંદિરો લત્તાવાર જણાવી આ સ્તવન રચ્યું છે તે અત્ર આપવામાં આવે છે.

સરસતિ સામિણિ કરઉ પસાઉ, મઝ એ કરહાડે,
ખંભનયરિ જિનભવન અછઈ, તિહાં ચૈત્ય પ્રવાડે;
થંભણપુરનઉ પાસ આસ ભવિયણ જિણ પૂરઈ,
સેવક જન સાધાર સાર, સંકટ સવિ ચૂરઇ. ૧
જસ લંછણિ ધરણિંદ ઇંદ, પુમાવઇ સહીઅ,
તિહાં મૂરતિ અનાદિ આદિ તે કુણહિં ન કહીઅ;
ઊદાવસહી ત્રિહું બારિ શ્રી પાસ જિણેસર,
જિમણઇ ગમઇ શ્રી જીરાઉલઉ, પણમી પરમેસર. ૨
ત્રિહુ દેહરે શ્રી આદિનાથ વંદેવા જાઉ,
તે પણમી શ્રી મુનિસુવ્રત વીસમુ આરાહુ;
ધરમ જિણેસર ધરમ કાજિ ધનવંત આરાહઇ,
આદીસર બહૂઆતણુઉ એ ગુરૂઆ ગુણ ગાઈ. ૩
કોલ્હા વસહી પાસનાહ અતિ ઊંચઇ દેહરઈ,
આદિજિણેસર વંદીઇએ થાનકિ ભાવડા હરઇ;
સુહડા સાહનઇ આદિનાથ મનવંછિત દેસિઇ,
થિરાવસઇ શ્રી શાંતિનાથ સંઘ શાંતિ કરેસિઇ. ૪
પ્રથમ તીર્થંકર પૂજીયઇ પીતલમઇ પામી,
સેઠિ તણુઇ પાડઇ અછઇ શ્રી અજિતજી સ્વામી;
ધનઈ સાહિ કરાવીઉ, અતિ થાનક રૂડું,
શ્રી મહાવીર તિહાં વસઇ એ, નવિ બોલઉ કૂડઉં. ૫
અણાપદિ ગઉવીસ જિણ વસીઆ મનિ મોરઈ,
વર્દ્ધમાન જિન પેખીયઇએ, છઇ જિમણુઇ ઓરઇ;
બપ્પભટ્ટિસૂરિ આણીઉએ, વજ્રમઇ નેમિનાહો,
આમરાય પ્રતિબોધીઉએ, મનિ હુઉ ઊચ્છાહો. ૬
વડુ પાસ હિવ પામીયઇએ, મનિ મુગતિ નિહાલઇ,
પ્રથમ તીર્થંકર પૂજીઇએ, પૂનમીઇ દેવાલઇ;
પલ્લીવાલિ ગુરિ થાપીઉએ, આઠમઉ તીર્થંકર,
ખારૂઆવાડઇ પણમીઇ એ તિહાં શ્રી સીમંધર. ૭
મૂંજ સંઘવી દેહરઇએ આદીસર જાણઉં,
રાજહંસ પંડયા તણુઇ એ શ્રી પાસ વખાણું;
મલ્લિનાથ મનિ માહરઇ એ, આણંદ દિવારઇ,
અરિહ નેમિ જિણેસરઇએ, દુત્તર તે તારઇ. ૮
ભુહિંરા માહિં જઇ નમુ એ, ગુરૂઓ આદિનાથો,
વીરજિણેસર વીનવઉં એ, અમ્હિ હૂઆ સનાથો,
નાઇલિ ગચ્છિ શ્રી સુમતિનાથ, અમ્હિ સુમતિજ માગઉં,
વીરોદ્યાનઇ આદિનાથ, તિહાં ચલણે લાગઉં. ૯
સુહુર-વસહીઅ પાસનાહ, પ્રભ પ્રત્યાસારો,
ખરતર-વસહી અજિતનાથ, સેવક સાધારો;
આલિગ વસહી આદિનાથ, સામલ મન મૂરતિ,
સુરતાણપુરિ શ્રી શાંતિનાથ, પ્રભ આશા પૂરઇ. ૧૦
સાલવીવાડઇ પાસનાહ, જિન પૂજા કીજઇ,
પીરોજપુરિ શ્રી સુમતિનાથ, પણમી ફલ લીજઈ;
મહમ્મદપુરિ શ્રી આદિનાથ, અનદિન આરાધઉં,
સુફલેપુરિ શ્રી શાંતિનાથ, મહામંત્રિઇ સાધું. ૧૧
પથમ તીર્થંકર સાલવઇ એ, મનસુદ્ધિ પૂજીજઇ,
ભવીઅણ જિણ સવિ રિદ્ધિ, વૃદ્ધ સુખ સંપદ પૂજાઇ;
એવં કારઇ અછઈ ચૈત્ય, *સાત્રીસ મનોહર,
અવર દેવાલા ગણઉં પાંચ કહીઇં દિગંબર. ૧૨
થાનકિ બઇઠા જે ભણઇ મનિ આણી કાણિ,
પણમ્યાનઉં ફલ પામિસિ એ મનિ નિશ્ચઉ જાણઈ;
મનવંછિત ફલ પૂરિસિએ, થંભણપુર પાસો,
ડુંગર ભણઇ ભવીઅણ તણી તિહાં પુચઇ આસો. ૧૩

---

* રત્નાકર ગચ્છના આચાર્ય શ્રી હેમચંદ્ર (કે જેનો પ્રતિમાલેખ સં. ૧૪૨૯ નો મળે છે)ના શિષ્ય જિનતિલકસૂરિએ બનાવેલ ચૈત્યપરિપાટી સ્તવનમાં જણાવ્યું છે કે
ખંભાયતિ થંભણાધીશ દેવ, જાણૂ નિતુ નિતું હું કરે સેવ,
સખિ ચાલિન ચૈત્ર પ્રવાડિ દેવ, છત્રીસ દેવલાં વાંદિ દેવ. ૧૪

તે સ્તવન સં. ૧૫૦૦ ની પૂર્વે રચાયેલું જણાય છે. (મુનિ જિનવિજયજી સપાદિત. પ્ર. આત્માનંદ પ્રકાશ.) આ સ્તવન સોળમા સૈકામાં રચાયેલું જણાય છે—તેમાં વજીયા રાજીયા એ સં. ૧૬૪૪ માં કરેલ ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરનો તેજ કારણે ઉલ્લેખ નથી.

૧ પસાઉ—પસાય—પ્રસાદ—કૃપા. મઝ...વાડે—? ચૈત્ય પ્રવાડે—ચૈત્ય પરિપાટીએ—અનુક્રમે. ૨. ધરણેંદ્ર અને પદ્માવતી દેવી તે પાર્શ્વનાથના શાસનરક્ષક છે. થંભણપુર પાર્શ્વ પ્રતિમાથી સ્તુતિથી અભયદેવસૂરિનો કોઢ ગયો હતો. તે ઘણી જૂની પ્રતિમા છે. ઊદાવસહિ—ઉદાયન મંત્રીએ બંધાવેલ વસતિ—મંદિરમાં. તેનો સમય સિદ્ધરાજ અને કુમારપાળના રાજ્યકાલનો છે. આ વાસ્તવિકામાં થારાપદ્રીય ગચ્છના વિજયસિંહસૂરિએ ભવિષ્યના ચોવિસ જિનની પ્રતિમા શ્રીદેવીએ કરાવેલી સં. ૧૩૧૫ માં પ્રતિષ્ઠિત કરી. જીરાઉલા પાર્શ્વનાથ ખંભાતમાં આવ્યા વગેરે.

# શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

પાયધુની–મુંબઇ નં. ૩

## શ્રી સુકૃત ભંડાર ફંડ.

શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સની ઉપરોક્ત યોજના તેના આશયો અને પરિણામજન્ય અમલી કાર્યની જૈન સમાજ સમક્ષ ટુંકી પણ રૂપરેખા જાહેર ખબરદ્વારા અગર હેંડબીલદ્વારા રજુ કરવી એ તદ્દન બિન જરૂરીઆતવાળું ગણી શકાય. સબબ આ યોજના જૈન ભાઈઓમાં સર્વમાન્ય અને જગજાહેર જ છે. આ યોજના એ સંસ્થાનું અને સમાજનું જીવન છે. જૈન જનતાના ભવિષ્યની રેખા દોરવા હિંમત ધરનાર જો કોઈપણ યોજના હોય તો તે સુકૃત ભંડાર ફંડ એક જ છે કે જ્યાં ગરીબ અને તવંગર વચ્ચે કોઈ જાતનો અંતર રહેતો નથી અને સમાનતા, બંધુત્વ વિગેરે ભાવનાઓ ખીલવી સમાજને સુશિક્ષિત બનાવી હિતકર કાર્યો કરવા આ સંસ્થાને જોશ અને જીવન અર્પે છે. આ ફંડમાં ભરાતાં નાણાંમાંથી ખર્ચ બાદ કરી બાકીનો અડધો ભાગ કેલવણીના કાર્યમાં વપરાય છે, અને બાકીના અડધા સંસ્થાના નિભાવફંડમાં લઇ જવામાં આવે છે કે જે વડે સમસ્ત સમાજને શ્રેયસ્કર કાર્યો કરી શકાય. આપણા સમાજમાં અનેક સ્ત્રી પુરૂષો ઉચ્ચ કેળવણીથી વંચિત રહે છે તે બનવા ન પામે અને તેમને કેળવણી લેવામાં અનેક રીતે મદદરૂપ થવા આ સંસ્થા પોતાના પ્રયાસો કરી રહી છે અને તે આ ફંડની વિશાળતા ઉપર જ આધાર રાખે છે. તેથી પ્રત્યેક જૈન બંધુ વરસ દહાડામાં માત્ર ચાર આનાથી સ્વશક્તિ અનુસાર મદદ અર્પી પોતાના અજ્ઞાત બંધુઓનું જીવન કેળવણીદ્વારા સુધારી અગણિત પુણ્ય ઉપાર્જન કરી શકે છે. માટે સર્વે જૈન બંધુઓને આ ફંડમાં સારી રકમ આપવાની વિનંતિ કરવામાં આવે છે. ચાર આના પ્રત્યેક વ્યક્તિએ દરવર્ષે આપવા એ મોટી વાત નથી. અઠવાડીયે એક પાઈ માત્ર આવે છે, પણ જો આખી સમાજ જાગૃત થાય તો તેમાંથી મોટી સંસ્થાઓ નભાવી શકાય એવી સુંદર યોજના છે. "ટીપે ટીપે સરોવર ભરાય" એ ન્યાયે ફંડને જરૂર આપ અપનાવશો અને આપની તરફના પ્રત્યેક નાના મોટા ભાઇઓ, બહેનો એનો લાભ લે, એમાં લાભ આપે એવો પ્રયત્ન કરશો. બીજી કોમો આવી રીતે નાની રકમોમાંથી મોટી સંસ્થાઓ ચલાવે છે તે આપ જાણો છો. તો આપ જરૂર પ્રયત્ન કરશો. આખી કોમની નજરે આપને કૉન્ફરન્સની જરૂરીઆત લાગતી હોય તો આ ખાતાને ફંડથી ભરપૂર કરી દેશો. સુજ્ઞને વિશેષ કહેવાની જરૂર ન જ હોય.

સેવકો,

મકનજી જુઠાભાઈ મહેતા

મોહનલાલ ભગવાનદાસ ઝવેરી.

ઓ. રે. જ. સેક્રેટરીઓ, શ્રી. જૈ. શ્વે. કૉન્ફરન્સ.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૧ | | જેઠ
અંક ૧૦ |  | ૧૯૮૨

માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઈકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.



## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચનું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કૉન્ફરન્સ (પરિષદ્) સંબંધીના વર્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સંઘસેવાના પરિષદ્‌ના કાર્યમાં પુષ્ટિ આપશે

વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર રૂ. બે.

લખો—જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફીસ

૨૦ પાયધુની મુંબઇ નં. ૩.

---



## લેખકો વગેરેને સૂચનાઓ:

૧. આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર રહેશે.

૨. અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ ને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩. લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરભારો પત્રવ્યવહાર કરવો.

૪. કોઇ પણ લેખ પૂર્વે જાને કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫. દરેક લેખ તેમજ મોકલેલ ગ્રંથની સમાલોચના સમય સ્થળ વિચારીને જેમ બને તેમ ત્વરાએ પ્રકટ કરવાની કાળજી લેવાશે.


તવાબિલ્ડિંગ, ત્રીજે માળે લોહારચાલ, મુંબાઇ.

મોહનલાલ દલીચંદ દેશાઈ
B. A. LL. B. વકીલ હાઇકોર્ટ,
માનદ તંત્રી.


**ગ્રાહકોને સૂચના**—જેઓએ પોતાનાં નામ ગ્રાહક તરીકે હજુ ન લખાવ્યાં હોય તેમણે તે પુરા ઠેકાણા સહિત લખી મોકલવા અને સાથે સાથે વાર્ષિક લવાજમના બે રૂપીઆ મનીઑર્ડરથી મોકલી આપવા વિનંતિ છે, કે જેથી વી. પી. કરવાનાં અનેક મુશ્કેલીઓ અને નાહકનું ખર્ચ થાય તેમાંથી કોન્ફરન્સ ઑફિસને બચાવશે.

# જૈન યુગ.

卐

'હાલનો જમાનો વિશેષતઃ યન્ત્રોનો, સંસ્થાઓનો છે. અને એ દ્વારા ઘણું કાર્ય થઇ શકે છે એ અમે માનીએ છીએ. પણ અનાજ ઓર્યા વિનાની ઘંટી ઘર્ષણજ કર્યા કરે, એમાંથી લોટ નીકળે નહિ–એટલું ધ્યાનમાં રાખીનેજ ઘંટી ફેરવવા અમારા ભાઇઓને અમારી વિનંતિ છે. કોઇ કહેશે કે.અનાજ પણ ઘંટીમાં આકાશમાંથી ઉતરશે ? અનાજ ઉત્પન્ન કરવા માટે પણ ખેતીની યાન્ત્રિક યોજના જરૂરની છે. આ કહેવું ખરૂં છે, પણ અર્ધુંજ ખરૂં છે. મનષ્ય જીવે છે–સુંદરતાથી જીવે છે–તે માત્ર અનાજ ખાઈનેજ નહિ; પણ સુંદર વૃક્ષો ઉપરથી લચતાં ફળ ખાઇને પણઃ એ ફળ ઘંટીમાં ઓરાતાં નથી–प्रीतिर्मधुरसार्द्रासु मंजरीष्विव जायते । તે સાથે મનુષ્યને અનાજની પણ જરૂર છ ખરી. આ રીતે સાહિત્યસૃષ્ટિના બે ભાગ પડે છેઃ એક અનાજ અને એક ફળઃ એક યાન્ત્રિક યોજનાં યાને સંસ્થાઓ દ્વારા ઉત્પન્ન થતો જ્ઞાનરાશિ. અને બીજો નૈસર્ગિક રીતે કવિ પ્રતિભાનાં કલ્પતરૂ ઉપર ફળરૂપે જામતો રસપ્રવાહ."

—આચાર્ય આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ.

પુસ્તક ૧ — વીરાત્ ૨૪૫૨ વિ. સં. ૧૯૮૨ — જ્યેષ્ઠ અંક ૧૦.

## તંત્રીની નોંધ.

### ૧. જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ.

આ સંબંધમાં શ્રી મારવાડ જૈન સુધારકના તંત્રી ગત ચૈત્ર માસના અંકમાં સહૃદયતાથી હિંદીમાં જણાવે છે તેનો ગુજરાતી સાર નીચે પ્રમાણે છેઃ–

'આનું અધિવેશન એપ્રિલની શરૂઆતમાં કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો, પરંતુ સ્ટેન્ડિંગ કમિટીએ કઠિનાઇઓ દૂર કરવા માટે એક કમીટી નીમી હતી કે જેનો રીપોર્ટ અત્યાર સુધી તૈયાર ન થવાના કારણનું બહાનું લઇ અધિવેશનને વળી મુલતવી રાખી મોટી છુટ્ટીમાં ભરવાનો વિચાર કર્યો છે. હાલમાં કૉન્ફરન્સના સ્થાનિક બંને જનરલ સેક્રેટરીઓ પર ટીકા ટિપ્પણીઓ થઈ રહી છે. આ કારણે તેમનું ચિત્ત વિહ્વલ હશે. આજકાલ કેટલાયે ભાઇઓ કૉન્ફરન્સને સ્વર્ગધામ પહોંચાડવાના તનતોડ પ્રયત્ન કરતા સંભળાય છે, બલ્કે તેના શત્રુઓનો અડ્ડો થોડા રોજમાં મુંબઇમાં જમા થઈ તેને જડથી ઉખેડવાનો પ્રયત્ન કરશે. કૉન્ફરન્સના પિતા આલસ અને પ્રમાદમાં પડી આરામ લઇ રહ્યા છે. શું કૉન્ફરન્સ દેવી મૃત્યુના બિછાનામાં પડી રહી સ્વર્ગધામનો રસ્તો શોધી રહી છે ? શું તેને આની શોચનીય દશાપર કાંઇ થતું નથી ? તેને જીવતદાન દેવા માટે એકદમ જલદીથી ઉપાય લેવા જોઈએ, કારણ કે તેના શત્રુઓ કૉન્ફરન્સ દેવી પર મુક્કા નાખતા રહ્યા છે. અગર પાકો ઉપાય નહિ કરવામાં આવે તો સર્વદાને માટે કૉન્ફરન્સ દેવીથી હાથ ધોઈ નાંખશો.

'કૉન્ફરન્સદેવીના ઉદ્દેશોના પ્રચાર કરવા માટે તેનું મુખપત્ર 'જૈન યુગ' પ્રકટ થાય છે, પરંતુ તેમાં કૉન્ફરન્સને જીવિત રાખવા માટે આજ સુધી કોઈ ઉપાય લીધેલો માલૂમ નથી પડતો, તેમ.તેની આ ખરાબ હાલતને સુધારવાનો ઉપાય લેવામાં નથી આવતો. કૉન્ફરન્સના સંચાલકોને ઉચિત છે કે તે આ પર ધ્યાન દઇ તેના શ્રેયના ઉપાય શિઘ્ર કરશે. જૈન યુગના સંપાદકજીને અમો

ઇસારો કરીએ છીએ કે તે પોતાના પત્રદ્વારા કૉન્ફરન્સનું અસ્તિત્વ કાયમ રાખવાના વિધવિધ પ્રકારથી ઉપાય બતલાવતા રહેશે; તો આશા છે કે કૉન્ફરન્સ પોતાના પગ પર ખડી થઇ શકશે. સંસારમાં કોઇપણ કાર્ય અશક્ય નથી. શક્તિ આગળ સર્વ શક્ય છે તેથી વિઘ્નસંતોષીઓથી ડર કાર્યને છોડી ન દેશો અને વિશેષ બમણા ઉત્સાહથી કામ કરશો."

આ શબ્દો ઘણી તીવ્ર લાગણીથી ઉક્ત પત્રના તંત્રીએ લખ્યા છે તેની અમે કદર કરીએ છીએ, પણ તેઓ મુંબઇથી દૂર રહી જુદા જુદા ખબર જે મળ્યા હોય તે પરથી લખવા દોરાયા હોય એમ જણાય છે. છતાં તેમાં અહીંતહીંથી હૃદય-તત્ત્વ ભર્યું છે ને કેટલીક વાતો કાળજે ઘા કરે તેવી કરી છે તે કાઢી નાંખવા જેવી નથી. અમે ઉત્તરમાં જણાવીશું કે કૉન્ફરન્સ દેવી પોતપોતાનું કાર્ય કરી રહી છે અને કરતી રહેશે. પ્રસિદ્ધ અંગ્રેજ કવિ ટેનિસન એક સ્થલે ઝરાના સંબંધે કહે છે કે 'Men may Come and men may go, but I go on For ever'—એટલે ઝરો કહે છેઃ "માણસો આવે ને જાય, પણ હું તો સદા કાળ વહ્યાં જ કરૂં છું"—આ રીતે કૉન્ફરન્સનું પણ તેમજ છે. આજ તેના અમુક મંત્રીઓ હોય, કાલે બીજા હોય છતાં કૉન્ફરન્સ ચાલુ રહેશે અને રહેવી જોઇએ. તેની ગતિ અસ્ખલિત છે. કદિ મંદ હોઇ શકે, તો કદિ શીઘ્ર પણ બની છે-પણ ગતિ ચાલુ રહેવી ઘટે.

હાલના સ્થાનિક જનરલ સેક્રેટરીઓએ કૉન્ફરન્સના અધિવેશન માટે તનતોડ રાત્રિદિન મહેનત લઇ કાર્ય ઉપાડયું હતું. 'Now or Never'—હમણાં ભરાય તો હંમેશાં ચાલુ રહેશે; એ તેમનું દૃઢ મંતવ્ય હતું ને છે. અત્યાર સુધીનું આલસ્ય ખંખેરી નાખ્યા વગર છૂટકો નથી. उत्तिष्ठ जाग्रत —ઉભો થા-જાગ્રત થા આ સૂત્રનો અમલ થતાંજ વાંછિત વર પ્રાપ્ત થવાનો. વિશેષમાં શ્રી શત્રુંજય તીર્થના મામલાએ આખી જૈન સમાજને ક્ષુબ્ધ કરી નાંખી છે તે સમય તે સમાજને સંગઠિત-એકત્રિત કરવા માટે સોનેરી તક સમાન છે. એ પણ પુખ્ત વિચારના પરિપાક પછી ઘડેલું સત્ર છે. તે ધ્યાનમાં રાખી મંત્રીઓ કટિબદ્ધ થઈ બીજાની સહાય ન હોવા છતાં એકલ હાથે ઉમંગથી કાર્ય કરવા મંડી પડયા હતા.

મુંબઈ તળપદમાં રહેલા કલેશો, સામે ભયંકર સ્વરૂપ ખડું કરી ઉભા હતા, તે વિદારવા માટે પ્રયત્નો સમાધાનીના કરવા માટે એક કમિટી નીમાઈ હતી તે કમિટીએ જો કંઇ પ્રયાસ કર્યો હોય તો તે નિષ્ફળ ગયો હતો. તેને રીપોર્ટ બહાર પાડવાનો હતો જ નહિ. તેમજ તે કારણના બહાના તળે અધિવેશન મુલતવી રખાયું એ પણ માનવું ભૂલ ભરેલું છે.

કોઈપણ કાર્યમાં વિરોધ હોય છે ને હોય છે. સારા કાલમાં પણ સારાં કામોમાં વિઘ્નો આવતાં તેથી કહેવત પડેલી છે કે श्रेयांसि बहुविघ्नानि તો પછી આ પંચમઆરાના પ્રચંડ સમયમાં કલિ-કલેશ, વિરોધ દેખાવ દે તેમાં નવાઈ નથી. વિરોધ કયાં નથી? જ્યાં જુઓ ત્યાં છે. એકલા જૈન સમાજમાં કે એકલી જૈન કૉન્ફરન્સમાં છે એવું નથી. સારા ભારતવર્ષની મહાસભા (કોંગ્રેસ) માં કેટલા બધા પક્ષો પડી ગયા છે?

તે મહાસભાનો ગત કેટલાંક વર્ષોનો ઇતિહાસ જુઓ તોયે જણાશે કે તે વખતે પણ વિરોધ—પ્રતિરોધ ઉભેલો જ હતો. ગાંધીપક્ષ સામે દાસપક્ષ નાગપુરમાં આવી ખડો થયો. તે શમ્યો, પછી સ્વરાજીસ્ટ આદિ અનેક પક્ષો ઉભા થયા, અને હજુ થતા જાય છે. આ બધું થાય તેથી શું નિરાશામય થઈ કાર્ય છોડી દેવું ઘટે? નહિરતો. વિરોધ જ કાર્યના કુંદનને કસોટી પર ચઢાવી કસે છે. માટે કાર્ય કર્યેજ જવું. વિરોધ શમશે અને સંપૂર્ણતયા નહિ શમે તો ઉપશમી તો જરૂર જાય છે.

'કન્વેશન'નું અધિવેશન થયું ત્યારે કયાં ઓછી મુશ્કેલીઓ હતી? તે પણ દૂર થઈ અને અણચિંતવેલી ફત્તેહ તેની થઇ ગઈ. ઘણું જીવો કૉન્ફરન્સ!

## ૨. અધિવેશન માટેના પ્રયાસ.

એક બાજુ વિરોધમય વાતાવરણ, તો બીજી બાજુ સર્વ વિરોધીને ઉપશમાવી દે તેવો શ્રી શત્રુંજય તીર્થનો ઉપસ્થિત થયેલ પ્રશ્ન. જ્વાંય વિરોધ

ઉભો રહે તેટલી કમનસીબી અનુભવાઈ. પછી તે વિરોધમય વાતાવરણને જેમ બને તેમ ઓછા વિસ્તારવાળું બનાવવું ઘટે માટે જે એક મોટા સમુદાયના મુખીઓની ઇચ્છા હતી કે મુંબઈમાં કોન્ફરન્સ ભરવી તો તે તેના સંઘની સભા બોલાવી તે મારફત સ્વાગત સમિતિ નીમાવી તે દ્વારા ભરવી, તે ઇચ્છા પ્રમાણે કાર્ય કર્યું, એટલે તે બાજુનો વિરોધ દૂર થયો અને તે વિરોધે અગાઉ લીધેલી વલણ બદલાઇ ગઇ. ત્યારે બીજો પ્રતિવિરોધ અમુક અંશે એક શાણા વર્ગમાંથી થયો. તે વર્ગની સારી સમજ પર સર્વને ભરોસો હતો અને છે.

પણ છેવટની ઘડીએ અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના અમુક વહીવટદાર પ્રતિનિધિઓએ આવી જણાવ્યું કે અધિવેશન કરવાથી તેમની શત્રુંજય તીર્થની લડતને અડચણ થશે, લડતમાં જોઇતી નિરાવેશતાને ખલેલ પહોંચશે. એ વગેરે દલીલો કરી, અને બીજાં કેટલાંક કારણો છે કે જે બહાર પાડવા જેવાં નથી, માટે મુલતવી રાખો ને ૩૧ મી જુલાઇ સુધીમાં ભરાય તે વખતે પોતાની પેઢી સંપૂર્ણ સહકાર અને ભાગ આપશે એ પ્રમાણે મોઢેથી તેમજ લિખિત વચનો અપાયાં. વિશેષમાં બાબુ રાજકુમાર સિંહે પ્રમુખની હાજરી સંબંધી બીક બતાવી અને પેઢી અને કોન્ફરન્સનો સહકાર ઈષ્ટ માની મુલતવી રાખવા માટેનો કોલાહલ મચાવ્યો. ઉપરોક્ત 'સુજ્ઞ પક્ષ' સ્વાગત સમિતિમાં હાજરી આપતાં અટકી ગયો હતો અને તેને યોગ્ય રીતે સમજાવવાનું કાર્ય બાકી હતું. આ સર્વ પરિસ્થિતિ વચ્ચે તા. ૨ જી જુને ૧૯૨૬ને દિને સ્વાગત સમિતિ અને મંત્રીઓને અધિવેશન મુલતવી રાખવા માટે ના ઇલાજે સંમતિ આપવી પડી. આ લખનારને અતિ જરૂરી કૌટુંબિક કારણે કાઠિયાવાડમાં રહેવાનું થયું હતું તેથી આ સર્વમાં ભાગ લઇ શકેલ નથી પણ આ પોતાને મળેલી ખબર પરથી ઉપરની નોંધ કરે છે, અને ઠરાવેલા અધિવેશનના દિવસે તેમાં હાજરી આપવા માટેજ મુંબઇ આવે છે એટલે જણાય છે કે અધિવેશન મુલતવી રહેલ છે. એક સોનેરી તક ખરેખર ગુમાઇ ગઈ.

આવી રીતે અધિવેશન ભરાવા સામે વિરોધ બતાવનારા સર્વને કોન્ફરન્સના શત્રુ નહી કહી શકીએ. તેમને વિઘ્નસંતોષીઓ પણ કેમ કહેવાય ? જુદા જુદા દૃષ્ટિકોણથી જોનારાને જુદું જુદું પ્રતિભાસે અને એ જુદું જુદું એકત્રિત કરી વિચારવામાં વ્યાવહારિક બુદ્ધિ છે તેથીજ સત્ય શોધન થાય છે. અમને તો એક બાજુ અધિવેશન ન ભરાયું, તેથી એક મહાતક ગુમાવવામાં આવી છે એવું જૈન સમાજનો ભવિષ્યનો ઈતિહાસકાર જરૂર લખશે એમ લાગે છે. બીજી બાજુ આ અધિવેશન નહિ ભરાવામાં કુદરતનો કોઈ ગુપ્ત શુભ સંકેત હશે તો ? એવો પ્રશ્ન હૃદયમાં થાય છે. પ્રભુ સર્વને શુભ બુદ્ધિ આપો.

### ૩. કૉન્ફરન્સના પિતા.

જયપુરના શ્રીમાન્ ગુલાબચંદજી ઢઢ્ઢા એમ. એ. કોન્ફરન્સના પિતા લેખાય છે. તેઓ એક જનરલ સેક્રેટરી છે; તેમને તેમનું હૃદય તેમજ જૈન સમાજ સવાલ પૂછવાનો જરૂર અધિકાર ધરાવે છે ને તે એકે તેઓ કૉન્ફરન્સનું હિત સદા ચિંતવે છે ?— ચિંતવી તે માટે કંઇ પ્રયત્ન કરે છે ?—કરે છે તો શું કરે છે ? કોઇ તેમની ઉદાસીનતા જોઈ તેમનામાં આલસ અને પ્રમાદ આરોપણ કરવા દોરાય તો તેનો જવાબ આપવાને તેમની પાસે શું પ્રમાણ છે ? અમે મૂળથી ઇચ્છી રહ્યા છીએ કે તે એકલા રાજપૂતાનામાં કૉન્ફરન્સનાં આંદોલનો કરી સુકૃત ભંડાર ફંડ એકઠું કરી કરાવી જુદાં જુદાં કાર્ય મંડળો અને કાર્ય કરનારા ઉત્પન્ન કરી કૉન્ફરન્સને એક મોટું ઉપયોગી અંગ પૂરૂં પાડી શકે. તેઓ એક 'સ્ટેટ'ના પગારદાર હોવા છતાં બીજા સ્ટેટનાં રાજ્યના જૈન તીર્થપર થયેલ આક્રમણ માટે જરૂર ઉદ્દગાર ખુલ્લા હૃદયે કાઢી શકે, અને તેનું આંદોલન પણ કરી કરાવી શકે. પણ તેવી ગતિ અને સ્થિતિ ક્યાં છે ? 'સ્ટેટ'ના સાથે જોડાવાથી શું તે સર્વ નષ્ટ થઈ જાય છે અને અમલદારીના એશઆરામમાં જાહેર કાર્ય તદ્દન ભૂલી જવાય છે ? અમે ઇચ્છીએ છીએ કે તેમના સંબંધી આ કરેલા વિચારો તરંગ

—ખાલી તરંગ, નિવડે અને તે વૃદ્ધ ખમણા જુસ્સાથી બહાર પડી કૉન્ફરન્સનાં કાર્યોને હાથ ધરી દીપે અને દીપાવે. તથાસ્તુ.

જૈનયુગ માટે મારવાડ જૈન સુધારકના તંત્રીએ કરેલી સૂચના પર હવે પછી કોઈ વખત કહીશું.

### ૪ શત્રુંજય માટેની લડત.

'શત્રુંજય કૉન્ફરન્સ' ખાસ તે તીર્થના પ્રશ્ન સંબંધે એકત્રિત અવાજ રજુ કરવા મેળવવા ધારેલી અને તે ગત ૫મી અને ૬ ઠી જુને ભરવા માટેના જાહેરનામા નીકળી ગયેલ પણ અહીં બીજી જુને સ્ટૅન્ડિંગ કમિટીની સભા ભરાઈ, શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના બે વહીવટદાર પ્રતિનિધિઓ આવ્યા—જોરસોર મચાવી કૉન્ફરન્સ ભરાશે તો તીર્થના પ્રશ્નને હાનિ પહોંચશે—કારણોમાં કારણ કાંઇ નહિ—હોય તો ખાનગી છે, ગમે તેમ હમણાં તો નજ ભરવી, જુલાઇમાં ભરાય તો વાંધો નથી. અમે પણ ભાગ લઇશું. આમ અનેક જાતની ગુફતેગો કરી જુલાઈ ૩૧ કે તે પહેલાં ભરવાનું ઠરાવી મુલતવી રાખવામાં શેઠ આણંદજી કલ્યાણજી નિમિત્તભૂત થયા.

૧૫ મી જુને વૉટસન સાહેબે આણપર સુનાવણી કરવા તૈયાર છે તો બંને પક્ષમાંથી ઇચ્છા હોય તેણે આવી હકીકત રજુ કરવી આમ હુકમ પાલીતાણાની પેઢીના મુનિમને ઠાકોર સાહેબ દ્વારા મળ્યો. તે તારીખ ૨૧ મી જુન પર લંબાઇ, તેના કારણમાં કહેવાય છે કે પાલીતાણાના દીવાને મુંબઇના બારીસ્ટરને રોકવા માટે એક અઠવાડીઆની મુદત માગી. પ્રસિદ્ધ ધારાશાસ્ત્રી અને હાલના એડવોકેટ જનરલ શ્રીયુત ભુલાભાઇ જીવણજી દેશાઇને ઠાકોર સાહેબ તરફથી રોકવામાં આવ્યા.

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ તા. ૬ જુનનાં આમંત્રણ પત્રો સ્થાનિક પ્રતિનિધિઓ તેમજ થોડા પોતાને યોગ્ય લાગે તે પ્રતિષ્ઠિત આગેવાનો પર આણપર સુનાવણીના દિવસે પધારવા કાઢયા. પછી મુંબઈમાં સભાઓ થઈ. જૈનોના હક્કો સદાકાળ માટે અબાધિત રહે એવું જ્યાં સુધી ન થાય ત્યાં સુધી લડત ચાલુ રાખવા પર વિવેચન અને ઠરાવ થયા. કૉન્ફરન્સની સ્ટેન્ડિંગ કમિટીએ લડતને કેવું સ્વરૂપ આપવું એ સંબંધી ઠરાવ કરી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને પહોંચાડયા. પછી ૧૬ મી જુને વધારાનાં આમંત્રણપત્રો તે પેઢીએ કાઢયા. મુંબઇના આમંત્રિત ગૃહસ્થોમાંથી બે ચાર આણુ પોતાની લાગણી ખાતર ગયા. બાકીના પૈકી કેટલાકે પત્ર લખી ન આવવાનાં કારણ બતાવ્યાં.

૨૧ મી જુને આણપર સુનાવણી થઈ. પેઢી તરફથી સર ચિમનલાલ અને રા. દલપતરામ શુકલ હાજર થયા, ને શ્રીયુત ભુલાભાઇ દેશાઇ પાલીતાણા ઠાકોર સાહેબ તરફથી હાજર થયા. વાદી તરીકે કેસ ઠાકોર સાહેબ તરફથી પહેલાં રજુ થયો પછી તેનો ઉત્તર પેઢી તરફથી અપાયો. આખરે મુંડકાવેરો નહિ, પણ તે માટે રકમમાં ફેરફાર કરવાનો રહે છે, અને તેજ એકજ મુદ્દામ પ્રશ્ન છે. તે બાબતનો નિર્ણય સરકારનાજ હાથમાં છે એટલે એ નક્કી કરે તેજ કબુલ રાખવાનું રહે છે, એમ સ્વીકારાયું.

આ પરથી એટલું જણાય છે કે રખોપાની રકમમાં ફેરફાર કરવાપરજ ચુકાદો લેવાનો છે. હકુમત (જ્યુરિસ્ડિકશન) આદિ જૈનોના હકના મહત્વના પ્રશ્નો પર કાંઇ ચુકાદો માગવાનું રહેતું નથી.

હવે દીવાન ચીમનભાઇને પાલીતાણા ઠાકોર સાહેબ તરફથી પૈસા ખરચી બારીસ્ટર રોકવા પડયા, પોતાને દરબાર તરફથી પક્ષકાર તરીકે આણ સુધી લાંબું થવું પડયું, ત્યાં જઇને પણ રાજ્યકર્તા તરીકેના હક્કોને તિલાંજલી દઇ બ્રિટિશ સરકાર બહાદુરનો વચમાં પડવાનો હક તેમજ રખોપાની રકમ નક્કી કરવાનો હક સ્વીકારવો પડયો. અને મોન્ટેગુ ચોમ્સફર્ડના રીપોર્ટમાં દેશી રાજ્યો માટેના હક્કને અને આ સમસ્ત હિંદના જૈનોના પ્રશ્નને સંબંધ નથી એમ પણ ગર્ભિત રીતે સ્વીકારવું પડયું. હવે ચુકાદો આવે તે ખરો. હકુમતનો સવાલ તો હાલ ઉઠી ગયો જણાય છે, તેની લડત તો હનુમાનના પૂછડા જેવી લાંબીજ રહી. શાન્તિપ્રિય જૈનોને ઘરમાં બેસીને કોલાહલ કરવાનું જો તીર્થને સાચવવું હશે તો પરવડશે નહિ—તેઓને સર્વત્ર—દરેક જાતની ચળવળ—આંદોલન કરવાં જ પડશે ને કૉન્ફરન્સ પણ બોલાવવી જોઇશે.

### ૫ અજૈનોમાં જૈન ધર્મ સંબંધી ઘોર અજ્ઞાન.

જૈનેતરો તરફથી જૈન ધર્મ સંબંધી અનેક વક્તવ્યો બહાર પડે છે તેમાં કેટલેક સ્થળે નર્યો દ્વેષ નજરે પડે છે, કેટલાકમાં તદ્દન ગમે ત્યાંથી ઉતારા લઈ જવાબદારી વગરના લેખો બહાર પાડવાની ધૃષ્ટતા જોવામાં આવે છે અને કોઈ થોડામાં માત્ર અજ્ઞાનવશતાથી યદ્વાં તદ્વા લખી જવાની અસાવધાની માલૂમ પડે છે. આ સર્વેનો ઉપાય અમને તો જૈન ધર્મ સંબંધે સત્ય, પ્રામાણિક, અને શૃંખલાબદ્ધ હકીકતો રજુ કરનારા લેખો તથા પુસ્તકોનું પ્રકાશન દરેક ભાષામાં કરવું અને તે દ્વારા પ્રચાર કાર્ય ધમધોકાર ચલાવવું એજ યોગ્ય લાગે છે.

આ કરવા માટે આપણી સમાજમાં જે થોડા ઘણા વિદ્વાનો અને પંડિતો છે તેમને આ કાર્યમાં લેવા-મેળવવા જોઇએ. વિશેષ વિદ્વાનો અને પંડિતો થાય તે માટે કંઈ યોજના કરવી જોઇએ અને તેવા વિદ્વાનોને ઉત્તેજન તથા સહાય આપી તેમની પાસે લેખો કે ગ્રંથો લખાવી તેને બહાર પડવા માટે હાલની પુસ્તકપ્રકાશિની સંસ્થાઓએ કટિબદ્ધ થવું જોઇએ.

લાલા લજપતરાય જેવા પંજાબકેસરી ગણાતા ખીન જવાબદાર વક્તવ્ય કરી શકે તો પછી બીજાની શતજ શું કહેવી ? તેમણે પોતાના હિન્દી ભાષામાંના ભારતના ઇતિહાસમાં જે હકીકત જૈન ધર્મ સંબંધી લખી છે તે ખોટે માર્ગે દોનારી, અતથ્ય, અને કલ્પના મિશ્રિત છે, તેથી તેનો સમર્પક ઉત્તર સબળ પુરાવા સહિત આપવા માટે જૈન એસોસિએશન ઑફ ઇંડિયા તરફથી જૈન વિદ્વાનોની સમિતિ નીમાઇ હતી જેમાં રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી સોલિસિટરે અનેક પ્રમાણો એકઠાં કરી તેનો ખરડો તૈયાર કર્યો તો તેમાં સુધારા વધારા આ પત્રના તંત્રી તેમજ બીજાની સુચનાથી કરવામાં આવ્યા હતા. શ્રીયુત હીરાલાલ અમૃતલાલે પ્રમાણુઆર્થે ઘણાં પુસ્તકો પૂરાં પાડયાં હતાં. ને છેવટે તે ઉત્તર અંગ્રેજીમાં Facts about Jainismએ મથાળાથી તે જૈન એસોસિએશન ઑફ ઇંડિયા ( પાયધુની, મુંબઈ ) તરફથી બહાર પડેલ છે. આનો ગુજરાતી ભાષાનુવાદ કરી કોઇ અમને મોકલાવશે તો જરૂર આ પત્રમાં બહાર પાડીશું. આ ઉત્તર ઘણો સુંદર, અને જોસવાળી છતાં વિનીત ભાષામાં લખાયા છે.

હમણાં લાહોરના' લાજપતરાય પૃથ્વીરાજ ગ્રંથ કાર્યાલય' તરફથી દેશભક્ત ભાઇ પરમાનંદનું લખેલ 'હિંદુ સંગઠન ઔર આર્ય સમાજ' એ નામનું ઉર્દુ પુસ્તક પ્રકટ થયેલ છે એમ 'વીર' હમણાં ખબર આપે છે. તેમાં જૈન ધર્મ સંબંધે એવા ઉલ્લેખ છે કેઃ—

'આ (બૌદ્ધ ધર્મ )ની પછી જૈન ધર્મના પ્રચારનો પ્રારંભ થયો. આ બંને ધર્મો ઈશ્વરને માનતા નથી. તેમણે પોતાના તીર્થંકરોને પૂજવાનો આરંભ કર્યો. આ સમયના મોટા આદમીઓની પત્થરની મૂર્તિઓ બનાવી રાખવાનો રિવાજ પડયો. પહેલાં જૈનીઓએ મહાવીર પાર્શ્વનાથની મૂર્ત્તિ બનાવી, પછી ૨૪ તીર્થંકર બની ગયા. તેમણે વેદમાર્ગને તોડવા માટે તેના પર જબરા જબરા આક્ષેપ કર્યા જેવાકે વેદમાં ગંદી વાતો છે-હિંસા છે-અનેક દેવતાઓનો વાદ છે-ક્ષત્રી વૈશ્ય જાતિઓની તરફદારી છે. વિશેષમાં તેનાં હજારો પુસ્તકો તેઓએ બાળી નાંખ્યા. "...

'શંકર દિગ્વિજયમાં લખ્યું છે કે શંકરાચાર્યનો સુધન્વા નામના જૈની સાથે શાસ્ત્રાર્થ થયો... રાજા સુધન્વા શાસ્ત્રાર્થમાં હારી ગયો ને તેણે વેદમત સ્વીકાર્યો...બૌદ્ધ ધર્મનું પતન થયું ને તેની જગ્યા જૈન ધર્મે લીધી. જૈન લોક કીડી કુતરા આદિ જાનવરોની હદ કરતાં વધુ રક્ષા કરવાવાળાં હોવાથી મનુષ્ય જીવને માટે અધિક દયાનો ઉપયોગ કરતા નહોતા. બૌદ્ધ અને જૈનમતના ફેલાવાથી આર્યક્ષત્રી લોકોની વીરતાને ઘણી હાની પહોંચી."

આ ઉદ્દગારોમાં કેટલું સત્ય છે એ જૈન ધર્મ જાણનાર સારી રીતે સમજી શકે છે. ખરી રીતે તો આવા ઉદ્દગાર જૈનોનાં દિલ દુભાવવાના પ્રયત્નો છે. આવાં ખોટાં લાંછન અને આળ મૂકવાથી 'હિંદુ સંગઠન' થઇ શકશે નહિ. તેથી તો દ્વેષ પરસ્પર વધે છે. જૈનધર્મથી અર્વાચીન બૌદ્ધ ધર્મ છે એ ખરો ઇતિહાસકાર યા શોધક જાણે છે અને જાણી શકે તેમ છે. જૈન દર્શનમાં પ્રતિપાદન કરેલ અહિંસાનું સત્યસ્વરૂપ બહુ ઉમદા છે, તેનો અનુયાયી

કોઇની અસત્ય નિંદા ન કરે, અને કોઇ ધર્મનાં પુસ્તક બાળે એટલું અઘોર કૃત્ય નજ કરે. કેટલેક સ્થળે એવા ઉલ્લેખ છે કે શંકરાચાર્યાદિએ યા બ્રાહ્મણ સત્તા જોરમાં આવી ત્યારે બૌદ્ધ અને જૈન ધર્મનાં અનેક પુસ્તકો બાળી નાંખ્યાં હતાં. અમે ઇચ્છીએ છીએ કે આ ખરી વસ્તુસ્થિતિ ન હોય.

મરાઠી 'ચિત્રમય જગત્' નામના માસિકના સપ્ટેમ્બર માસના અંકમાં 'ભાગવત ધર્મરહસ્ય પરિચય' એ મથાળાનો લેખ પ્રકટ થયો છે તેમાં અત્યંત ભૂલ ભરેલા અને દ્વેષબુદ્ધિપ્રેરિત હુમલાઓ કરવામાં આવ્યા છે એવું કોઇ પણને જણાયા વગર નથી રહેતું. તેમાંના થોડાક ફકરાનો ગૂજરાતી સાર આ છેઃ—

'જૈન ધર્મના મોજાથી વિહાર પ્રાંત કંપાયમાન થયો હતો. તેના આદ્ય પુરસ્કર્ત્તા અને પ્રવર્ત્તક તીર્થંકર મહાવીર છે.

'વૈદિક ધર્મને બૌદ્ધ અને જૈન એ રાહુ કેતુ વડે ગ્રસ્તાસાવસ્થા પ્રાપ્ત થાયઃ છે કે શું એમ લાગતું હતું.

'એવી રીતે આ બંને ધર્મોનો (જૈન અને બૌદ્ધ) પાશવી હુમલો (લાંડગેતોડ) ચાલુ છતાં પોતાના ધર્મનું પ્રાચીનત્વ સ્થાપન કરવા તરફ ઢળેલા હતા.

'રાજર્ષિ ઋષભ એ પેહેલા તીર્થંકર એવું જૈનો પ્રતિપાદન કરવા માંડ્યા. દાશરથી રામનો અવતાર બૌદ્ધ પૂર્વ કાલિન છે એમ માનવા સુધી જૈનો આગળ વધ્યા એવા મતાંતરોના દારુણ સંગ્રામમાં શ્રીકૃષ્ણ વિશે અનાદર અને તિરસ્કાર પ્રગટ કરવામાં આવવા માંડ્યો. જૈન ધર્મે એ રીતે શ્રી કૃષ્ણ ઉપર અમોઘ શસ્ત્ર ઉચક્યું હતું. એટલુંજ નહીં તો તે ધર્મના પ્રચારકોની હદ ઉદ્રાદિ દેવો વિશે બુદ્ધિ કલુષિત થવા સુધી ગઈ હતી. એ જૈન મત પ્રતિપાદકોનો પોતાના ધર્મનું શ્રેષ્ઠપણું ઠરાવવા માટે અવલંબનીય પ્રકાર કેટલો હાસ્યાસ્પદ અને ગલિચ્છ હતો છે તે આગળની વાતો ઉપરથી સ્પષ્ટ થાય છે. વૈદિક દેવતાઓ જૈન અથવા બુદ્ધ આગળ બદ્ધાંજલી કરી ઉભા રહે છે. એટલુંજ નહીં તો ઘણું શું કહિયે ? તેમના ચરણારવિંદમાં આલોટી પગધૂલી ઝાટકી તેમને પુનીત કરે છે. એવા ભ્રમિષ્ટ વિધાનો વામાં તેમણે કસર કિધી નથી. યજ્ઞ યાગાદિકની આ દુર્મતપ્રવર્તકોના હાથે છુટી શકી નથી.

'હિંસાયુક્ત યાજ્ઞિક કર્મ કરવા લોકોને લાગ્યું એનું કારણ સનાતન ધર્મમાં પણ આ તત્વ યોગ્ય ઉપદેશથી પુરસ્કૃત કરેલું છે. વ્રતાઃ અને તીર્થવિષયક સનાતન ધર્મીઓનો જે પૂજ્ય હતો તેવી વાતોપર પણ આ પાખંડવાદીઓની નજર હતી.

'*એવી રીતે સનાતન ભાગવત ધર્મ ઉપર* રણીય અને પૂજ્ય એવી પુરસ્કર્તી વ્યક્તિઓ આ જૈન અને બુદ્ધમત પ્રવર્તકોએ અખંડ ટી ઉચક્યું હતું.

'બૌદ્ધ વ જૈનનો પ્રચાર એટલો થયો કે પરિણામ ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા ઉપર જણાઇ ર ........બ્રાહ્મણને નાપિક માનો ભેદભાવ નષ્ટ બન્નેને બૌદ્ધ ભિક્ષુની દિક્ષાથી લોકમાન્યતા સરખ પ્રાપ્ત થઇ..........જૈન ને બુદ્ધ ભિક્ષુ તા ચાતુર્વર્ણ્યને ક્યારે પણ ધક્કો બેઠો નથી.

'પરમેશ્વરના અસ્તિત્વનો વિચાર સરખો ન કરવા શ્રેયસ્કર એવો મત એમના આગેવાને પ્રગટ કર્યો. આત્માને અસ્તિત્વજ નથી એ એ મતનો પ્રારંભ હતો.

'નિરીશ્વરવાદ ને નિરાત્મ વિવેચનનો પ્ર કરી એ નિદ્ય પ્રવર્તકોએ સનાતન ધર્મ વિરુદ્ધ ળભળાટ કરી એ નિદ્ય પ્રવર્તકોએ સનાતન વિરુદ્ધ ખળબળ કીધી..."

આ લેખના લેખક મિ. ગણેશ વિષ્ણુ દેવળ કર છે. આમ જૈનેતરોમાં જૈન સંબંધે ઘોર અ છે, તે દૂર કરવા માટે જૈન દર્શન અને ધર્મ, સાહિત્ય, ઇતિહાસ વિગેરે સંબંધી સ્ફુટ, પ્ર પુરઃસર ભાષામાં પુસ્તકો થોકબંધ બહાર પ જોઇએ. હાલ એવું એક પણ પુસ્તક છે ?

**૬ આઠમી ગૂજરાતી સાહિત્ય પરિષદ.**

ગત તા. ૨, ૩, ૪, એપ્રિલ માસમાં મુંબઇ શ્રી મહાવીર જૈન વિદ્યાલયના મકાનમાં આ પ પદ ભરાઇ. તેમાં સ્વાગત સમિતિના પ્રમુખ સા

સાક્ષરશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જૈનોનો પોતાના ભાષણમાં ઉલ્લેખ કરતાં ભૂલ્યા ન હતા. તેમનો સંપર્ક જૈન વિદ્વાનો સાથે-આદિમાં સ્વ. મનઃસુખલાલ રવજીભાઈ સાથે અને પછી ઘણા સાથે છે, અને પોતે એક ન્યાયાસન પર વિરાજેલા છે, તેમ જૈન સાહિત્ય પ્રત્યે પણ ન્યાયતુલા ધરી રાખતા જણાયા છે. તેમના જૈનો સંબંધી નીચેના ઉદ્‌ગાર હતા.

'જૈન બંધુઓની જાગૃતિ-જૈન બંધુઓ પણ જાગૃત થયા છે, અને પોતાના અખૂટ પુસ્તક ભંડારોની કીંમત સમજતા થયા છે. જૈન કોમના નેતાઓને બેવડી મુશ્કેલી વચ્ચે કામ લેવું પડે છે. એક તો એ કોમના મ્હોટા ભાગે કેળવણીનાં ફળ ચાખ્યાં નથી, એટલે તેને સાહિત્યનો રસ લાગ્યો નથી. બીજું એકે એ કોમનો સાક્ષરતા પામેલો વર્ગ, સાધુ, યતિ, મુનિજી વગેરેનો, તે પણ અમુક અપવાદો સિવાય, ભંડારોમાં ભરાઈ રહેલી સામગ્રીને બહાર લાવવાની વિરૂદ્ધ છે. આવી મુશ્કેલીઓ છતાં, અને એ મુશ્કેલીઓ કેટલી ભારે છે તે તો તે દૂર કરનારાજ જાણે છે. ધન્ય છે તેમને કે જેમણે એ ભંડારોમાં અંધકાર સેવતા લાખો ગ્રંથોમાંથી થોડા પણ પ્રસિદ્ધિમાં આણી આપણા જૂના સાહિત્યપર, આપણી જૂની ભાષા રચનાપર, આપણાં જૂનાં કાવ્યોના વસ્તુ પર પ્રકાશ નાંખ્યો છે. સ્વર્ગસ્થ ભાઇ ચીમનલાલ દલાલ કે હાલ એવાજ કાર્યમાં ધૂમી રહેલા ભાઈ મોહનલાલ દેસાઇ, કે જૈન ગુર્જર સાહિત્યોદ્ધારવાળી સંસ્થા તરફથી આનંદકાવ્ય મહોદધિની મૌક્તિકમાળ પરોવનાર ઝવેરીઓનો જેટલો આભાર માનીએ તેટલો થોડો. એવા એવા સાહિત્યવિલાસીઓના પ્રયાસથી આપણે જોઇ શક્યા છીએ કે શું નરસિંહ મહેતાના સમયમાં કે શું તેની પૂર્વે પણ જૈન તથા જૈનેતર લેખકો અને કવિઓની ભાષામાં કે કૃતિમાં માત્ર સાંપ્રદાયિક ભેદ બાદ કરતાં બીજી કોઇ રીતની ભિન્નતા જોવામાં આવતી નથી." (અહીં છેવટે ? આવું પ્રશ્નાર્થક ચિન્હ મૂકવામાં આવેલ છે તે પ્રેસની ભૂલ જણાય છે તેથી અમે મૂક્યું નથી.)

શ્રીમાન્ ઝવેરી સાહેબે ઉપરના વક્તવ્યનું છેલ્લું વિધાન વિશેષ સ્પષ્ટતાથી આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૭ (કે જેમાં કવિઓનો પરિચય વિસ્તારથી અમોએ લખ્યો છે)માં ઉપોદ્‌ઘાત લખતાં દર્શાવ્યું છે. ભાષાના ઉપાસકો જૈન તેમજ-જૈનેતર બ્રાહ્મણો આદિ એક સરખાંજ હતા-એકજ ધાટીની અને તત્તત્ સમયની ભાષા લખતા હતા. સંપ્રદાયો ભિન્ન ભિન્ન હોવાને લીધે સાંપ્રદાયિક પરિભાષિક શબ્દો અહીં તહીં આવે તે ઉપરાંત બંને જાતિના કવિઓ કે લેખકોની ભાષામાં ભેદ ન હોય. છતાં એ વિધાન સાક્ષર નરસિંહરાવને કઠણ કોળીઓ લાગે છે એટલુંજ નહિ પણ એટલો બધો કઠણ કોળીઓ લાગે છે કે તે ગળામાં અધવચજ અટકી રહે. કારણ કે તેમના લેખમાં 'વસન્ત'ના ગત ફાલ્ગુન માસના અંકમાં પૃ. ૪૭. જણાવે છે કે—' આમ રા. કૃષ્ણલાલ કહે છે ત્હારે તો એ સાહિત્ય જેણે વાંચ્યું છે ને વિચાર્યું છે ત્હેને તો એ કઠણ કોળિયો ગળામાં અધવચજ અટકી રહે એમ છે.' અમે તો એ સાહિત્ય વાંચ્યું છે ને વિચાર્યું છે છતાં અમારી બુદ્ધિને (પછી ભલે તે મંદબુદ્ધિ હો) તે વિધાન તેઓ જણાવે છે તેવાં કઠણ કોળીયા જેવું લાગ્યું નથી. બલ્કે સીધો ગપદઇને હોજરીમાં જઈ બેસી પચી જાય તેવાં કોળીઓ જણાય છે. અત્રે આ વાદમાં ઉતરવું અસ્થાને છે.

હવે પરિષદ્‌ના પ્રમુખ પ્રસિદ્ધ રા. બ. રમણભાઇના ભાષણમાંથી જૈન સંબંધેના ઉલ્લેખ ઉતારીશું. તે એટલોજ છે કેઃ—

'ગુજરાતી ભાષા બોલનાર વિવિધ કોમો ગુજરાતી સાહિત્યની ઉન્નતિનાં કાર્યમાં સામીલ થવા ઇંતેજાર છે એ સંતોષજનક છે. જૈન, પારસી, મુસલમાન, સર્વ કોમો સાહિત્ય સેવામાં પોતાનું સાહિત્ય રજુ કરે છે, અને એ સર્વના સંમિલનથી ગુજરાતના વિસ્તાર તથા મહત્વનું દર્શન થાય છે.'

'... હાલની ગુજરાતી ભાષાના આરંભકાળથી જૈન લેખકો ગુજરાતી સાહિત્યની સેવામાં હાજર થયા છે. અને ગુજરાતી ભાષા તે પોતાની ભાષા છે એમ માની લઈ પ્રવૃત્ત થયા છે. તેમની એ સેવા માટે ગુજરાત ઋણી છે; એ સેવા તેઓ ચાલુ રાખશે એમ ગુજરાતી પ્રજા આશા રાખે છે.'

આ છેલ્લા કથનના સંબંધી કહેવાનું કે હાલની તો શું પણ પૂર્વની પ્રાચીન ગૂજરાતીના આરંભકાળથી તેમજ તેની પૂર્વેની અપભ્રંશ, પ્રાકૃત ભાષાના આરંભકાળથી જૈન લેખકો સાહિત્ય સેવા કરી રહ્યા છે. 'ગુજરાતી સાહિત્યના પાયા જૈનોએ નાખ્યા છે' (જુઓ સાબરમતી પુ. ૪ અંક ૫-૩ પૃ. ૨૩૬ લેખક રા. શંકરભાઇ સોમાભાઈ પટેલ) એટલે ગુજરાતી ભાષા પોતાનીજ હતી અને છે એટલે જૈનોને તે ભાષા પોતાની 'માનવાની' જરૂર રહેતી જ નથી. ગૂજરાત પણ તેમનું હતું ને છે-તેમના માટે પણ નર્મદકવિનું વાકય સત્યજ છે:

'પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વદ્યા.
કોઈ રીતની તોપણ ને વળી આર્યધર્મને રાખી રહ્યા.
તેની તેની છે ગુજરાત
પછી હોય ગમે તે જાત
તેની તેની છે ગુજરાત.'

ઉપલાં અવતારેલાં બે કથન વચ્ચે સૂચના રૂપે નીચેનું વકતવ્ય પ્રમુખજીએ કર્યું છે કે:—

'આ બાબતમાં એક સાવચેતી ધ્યાનમાં લેવાની જરૂર છે અને તે એ છે કે જુદી જુદી કોમો વચ્ચેનો ભેદ આગળ કરવો ન જોઇએ, પણ, સર્વ એક ભાષા બોલનાર છે એ કારણથી ઉપજતું ઐકય આગળ કરવું જોઇએ. આ માટે જ્યાં ધર્મનો ભેદ છે ત્યાં જુદી જુદી કોમના ધર્મનું સાહિત્ય બાજુપર રાખી જે સાહિત્યમાં બધી કોમોને રસ પડે તેમ હોવું જોઇએ તેને પ્રધાનપણું આપવું જોઇએ. દરેક કોમના લેખકોએ પોતાની કોમના સાહિત્યમાં ગુજરાતી વાચકને રૂચિ ઉત્પન્ન કરનારા અંશો કયા કયા છે તે પર ધ્યાન ખેંચવું જોઇએ. જે કોમના લેખકોની સાહિત્યસેવા સામાન્ય ગુજરાતી વાચક વર્ગની દષ્ટિ આગળ રજુ કરવા જેવી હોય તે લેખકોની કૃતિઓ પર ધ્યાન ખેંચવું અને તેના ગુણદોષ આગળ પાડવા એ તે કોમના લેખકોની ફરજ છે. એ કાર્યમાં ધર્મની વિશેષતા પર ભાર મુકવો ન જોઈએ, પણ કૃતિની વિશેષતા આગળ કરવી જોઈએ. જૈન તથા મુસલમાન ગુજરાતી લેખકોએ પ્રવર્તમાન ગુજરાતી ભાષા કાયમ રાખી લેખન પ્રવૃત્તિ કરી છે.''

અમે ઇચ્છીએ છીએ કે આ વકતવ્ય જૈન તેમજ જૈનેતર (પારસી, મુસલમાન, તેમજ બ્રાહ્મણો-હિન્દુ આદિ) સર્વને લાગુ પાડી પ્રમુખ સાહેબે જણાવ્યું હોય. અને તેમ હોય તો તે યોગ્યજ છે. નરસિંહ, પ્રેમાનંદાદિનું સાહિત્ય પણ સાંપ્રદાયિકજ હતું અને રહેશે. તે માટે પણ પ્રમુખાદિ જૈનેતરો, પ્રમુખની ઉકત સૂચના લક્ષમાં લેશે. જૈનો પણ પોતાના સાહિત્ય માટે તે સૂચના સ્વીકારશેજ. તે સૂચનાના એક મહદંશને લક્ષમાં રાખી અમોએ જૈન કવિઓ અને તેમની કૃતિઓનો શતકવાર (તેરમાથી ૨૦ મા સુધી) સંગ્રહ કર્યો છે તેનો પ્રથમ ભાગ 'જૈન ગૂર્જર કવિઓ' એ નામથી આ પત્રના પ્રકાશક તરફથી આવતા માસમાં બહાર પડશે તેમાં સત્તરમા સૈકા સુધીનાનો સંગ્રહ આવ્યો છે; વળી તેમાં પ્રસ્તાવનામાં 'જૂની ગૂજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ' ત્રણસો ઉપર પૃષ્ઠોમાં અમોએ લખેલ નિબંધ પ્રકટ થશે; તે સર્વ પરથી જણાશે કે જૈનોએ ગૂજરાતી ભાષાના ઉત્કર્ષની ઉત્કટ અભિલાષા યથાશક્તિ પણ પુષ્કળ પ્રમાણમાં પરિપૂર્ણ કરી છે. તે બહાર પડયા પછી પ્રમુખ સાહેબ પર મોકલાશે અને તે પર પોતાની સમાલોચના મુકતકંઠે અને શુદ્ધ હૃદયથી આપી જૈનસમાજને ઉપકૃત કરશે.

આ પરિષદ્‌માં જૈનોએ સારી રીતે ભાગ લીધો છે. રા. મોતીચંદ ગિરધર કાપડિયા દશમંત્રી પૈકીના એક 'હેમચંદ્રાચાર્યનું પ્રાકૃત વ્યાકરણ' એ નામનો નિબંધ લખી વાંચ્યો હતો. બીજા નિબંધ લેખકોમાં પંડિત બહેચરદાસનો 'ગૂજરાતનું પ્રધાન વ્યાકરણ, એ નામનો તેજ વિષય પર તલસ્પર્શી નિબંધ, રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરીનો 'જૈન રાસાઓની ઉત્પત્તિ અને વિકાસ' (કે જે આ અંકમાં પ્રકટ થયેલ છે.) અને અમારો 'અપભ્રંશ સાહિત્ય' પર ૬૪ છાપેલાં પૃષ્ઠનો નિબંધ-એ સર્વે મળી ચાર સાર રૂપે વંચાયાં હતાં. અમારો આ નિબંધ ઉપરોકત 'જૈનગૂર્જર કવિઓ'ની પ્રસ્તાવના રૂપેના નિબંધના સાત વિભાગ પૈકી બીજો વિભાગ છે. જૈનોએ સારી હાજરી આપી હતી. પરિષદ્ ભરાવાનું સ્થાન પણ જૈન જાહેર સંસ્થા નામે શ્રી મહાવીર જૈન વિદ્યાલયનો હૉલ હતો. ગૂજરાતી સાહિત્ય પરિષદમાં જૈનો હંમેશાં સાથે રહી પોતાના અખૂટ સાહિત્યની પ્રસાદી આપ્યાંજ કરી 'જૂના સાહિત્યપર, જૂની ભાષા રચના પર, જૂનાં કાવ્યોના વસ્તુપર' પ્રકાશ નાંખ્યા જ કરશે અને પોતાના પૂર્વજોની તેમજ પોતાની ભાષા પ્રત્યેની અપૂર્વ સેવા અને અગાધ પ્રીતિ વ્યકત કરશે. આ પરિષદ્ સંબંધી ભરાયેલ પ્રદર્શનમાં જૈનોએ લીધેલા ભાગ સંબંધી હવે પછી કહીશું.

अर्हं

# જૈન રાસાઓની ઉત્પત્તિ અને વિકાસ.*

श्रीमन्तं देवदेवं विषधरयुगलेनार्पिताशेषसेवम् ।
न्यग्रोधे ध्यानधारं कमठकृतमहामेघमालातिनीलम् ॥
कैवल्या लोकिताशं करिहृतकमलच्छायमाश्रित्य सन्तम् ।
सम्पन्नं प्रातिहार्यैः समवसरणगं पार्श्वनाथं नमामि ॥१॥
" त्वां मुक्तामयसर्वभूषणधरां शुक्लांबराडंबराम् ।
गौरीं गौरसुधातरंगधवलामालोक्य हृत्पंकजे ॥
वीणा पुस्तक मौक्तिकाक्षवलय श्वेताब्जवल्गत्कराम् ।
न स्यात्कः स्फुटवृत्त चक्ररचना चातुर्य चिंतामणिः ॥२॥ "

ઇતિહાસજ્ઞની વિશિષ્ટતા.

સાહિત્ય સાગરમાં કાવ્ય રત્નોની શોધ માટે અનેક નરરત્નોએ યત્નો કર્યા છે; તેજ રત્નોને ભિન્ન ભિન્ન પ્રકાર જાતિવાર ગુણવાર વિભક્ત કરી અનેરી રચનાઓ રચવાને તે વિષયમાં નિપુણ વિબુધોએ દક્ષતા દાખવી છે; અને તેનો સમન્વય-સંગ્રથન કરી એકાવલી આદિ સમ વિષમ માલાઓ રચી પ્રદ્ય પુરુષોના કંઠમાં સમારોપણ પણ રસિક વ્યક્તિઓએ વિવિધ છટાથી કર્યું છે. શોધક, વિવેચક, સંગ્રાહક પંડિતો કરતાં કાવ્યરત્નોના ઇતિહાસજ્ઞ પુરુષોની આ સમયમાં વિશેષતા છે. મારા પુરોગામી વિદ્વાનોના ઉદ્યોગથી ઉત્તેજિત થઇ હું પણ પ્રમોદપૂર્વક જૈન રાસાઓની ઉત્પત્તિ અને વિકાસનું સંક્ષેપમાં દિગ્દર્શન કરીશ.

" રાસા. "

" रसात्मकं काव्यम् " એ સૂત્રને લક્ષમાં રાખી જૈન કવિઓએ તેમની કૃતિઓને " રાસા " નામ આપ્યું હોય એમ અનુમાન થાય છે. રાસ સાહિત્યની અભિવૃદ્ધિ થતાં રાસનો અર્થ ગેય કાવ્ય થયો. અને આ અર્થને લઇનેજ રાસાઓના વિષય પણ ગેયકાવ્યને યોગ્ય ચિત્તાકર્ષક વા હૃદયદ્રાવક, લેવાયા. દાન, શિયલ, તપ તથા ભાવના એ ધર્મ મંદિરના ચાર સ્તંભ ઉપર રાસાનું સાહિત્ય રચાયું છે. ગુર્જરદેશ જેમ સહસા ભૂકમ્પથી ભૂમિતલ પર આવ્યો નથી, ગુર્જરભાષા જેમ સહસા દિવ્યવાણીથી શ્રુતિગોચર થઇ નથી, જૈન રાસાઓ પણ તેમજ સહસા કથમપિ ઉત્પન્ન થયલા નથી. ઇતિહાસ જે જે વિષયનો મળે છે તે પરથી અનિવાર્યપણે સાબિત થાય છે કે પૂર્વાપરનો દરેક વિષયમાં સંબંધ અવશ્ય રહેલો હોય છે, અને સૂક્ષ્મ દૃષ્ટિથી ભૂતકાળના ઇતિહાસનું નિરીક્ષણ કરનાર ભાવિ વિકાસ માટે યથાયોગ્ય ઉપચાર કરી શકે છે. તેથી કવિ તથા વિવેચનકાર બન્નેને આવાં નિરીક્ષણની જરૂર રહે છે.

જૈન રાસાઓનું મૂળ જૈનકથા સાહિત્યમાં છે—જે કથા—સાહિત્ય જૈન આગમોના સમયથીજ વિવિધ સ્વરૂપમાં નજરે આવે છે. જૈનોના પવિત્ર ધાર્મિક સિદ્ધાંતોનું આ આગમ સાહિત્ય ચાર વિભાગમાં વિભક્ત છે. તત્ત્વ વિષયક સાહિત્યને દ્રવ્યાનુયોગ, ગણિત વિષયક સાહિત્યને ગણિતાનુયોગ તથા સાધુને શ્રાવકના આચાર વિષયક સાહિત્યને ચરણકરણાનુયોગ કહે છે. ચોથો અનુયોગ તે ધર્મકથાનુયોગ છે. જેમાંથી જૈનોનું કહો કે હિંદુસ્થાનનું

* આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં વાંચેલો નિબંધ.

સરસ સાહિત્ય ઉદ્ભવ્યું છે. આ ધર્મકથાનુયોગમાં અન્ય અનુયોગો પણ તત્ત્વ, આચાર નીતિ આદિનું કથન કરતાં મિશ્રિત થાય છે, પરંતુ તેથી મૂળ કથાના પ્રવાહનો રોધ થતો નથી. ધર્મોપદેશ અર્થે જૈનોએ પ્રારંભકાળથી જ કથાઓ યોજી છે. જૈનકથા સાહિત્યનું ખરૂં સ્થાન તથા મહત્ત્વ દર્શાવવા ડૉ. હર્ટેલના નીચે અંગ્રેજીમાં આપેલા ઉતારા પૂરતા થશે. ડૉ. હર્ટેલ ભારતવર્ષના કથાસાહિત્યમાં પ્રમાણભૂત મનાય છે. તેણે બૌદ્ધ, જૈન તથા હિંદુ કથાસાહિત્યનો ઊંડો અભ્યાસ કર્યો છે, અને કેટલાંક તલસ્પર્શી સિદ્ધાંતો ઉદર્યા છે. **જૈન "પંચાખ્યાન " તથા શુકસિત્તરી " એ તેના વિચારોનું કેન્દ્રસ્થાન છે.** એના "જૈન કથાત્મક સાહિત્ય" ("Narrative Literature of the Jains") નામક સને ૧૯૧૫ ના શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ હેરૅલ્ડના નં. ૭-૮-૯-૧૦ના ઐતિહાસિક અંકમાં આ ઉદ્ગારો કર્યાછે,

"With respect to its narrative part, Jain literature holds a prominent position not only in the Indian literature, but in the literature of mankind" P. 219.

"Every kind of stories is represented in the Jain Sanskrit and Prakrit literature: there are sagas, legends, romances, novels, fairy tales, beast fables, anecdotes, &c. Very often these stories are full of wit and humour. Most of them are intended to give in an attractive form instruction in the most sublime morals of mankind, morals which prescribe chastity, sobriety, honesty, readiness to assist others, even one's enemies, and to forgive offences which others may commit against us, and before all अहिंसा, or, the duty of avoiding not only killing, but all offences whatsoever directed against our fellow-creatures. Or again, these stories give rules for a clever conduct of life. But besides their attractive form and their useful and often very amusing purport these stories have a great scientific value, especially a great value for historical research in the most comprehensive sense of the word." P. 223.

"That almost all the story literature of India proper belongs to the Jains." P. 222.

"Suffice it to say here that most of the different recensions of the सिंहासन द्वात्रिंशिका, or विक्रमचरित्र are equally Jaina works." P. 225.

આ કથાઓ પરથી ઉદ્ભવેલા "સિંહાસન બત્રીશી" નામક સંવત ૧૬૧૬માં સિદ્ધસૂરિએ રચેલા રાસની તથા ધર્મસિંહ, માનસાગર, વિદ્યાચંદ્ર, હીરાનંદ, કર્ણવિજય, ભાણવિજય, લક્ષ્મીવલ્લભ, લાભવર્દ્ધન, પ્રેમસાગર, ઉદયભાનુ આદિએ રચેલા "વિક્રમ" રાસોની નોંધ લેવી અસ્થાને નહિ ગણાય.

જૈન તથા બૌદ્ધ કથા સાહિત્યની સરખામણી કરતાં એજ ડૉ. હર્ટેલ એના ઉપરોક્ત નિબંધમાં કહે છે:–

"No body who knows the literature of the Bauddhas and that of the Jains will deny that that of the latter is infinitely more attractive than that of the former." P. 229.

"The Bauddha narrators, moreover, do not understand the art of varying similar situations, × × × and a very striking feature of their stories are the foolish exaggerations with which their books are teaming. It is clear that the huge mass of the Bauddha stories was written down by monks whose literary culture was small, and for people whose culture was still smaller." P. 226–227.

"Buddhist narrators do not care for psychological probabilities and developments. They take their stories out of the great store-house of Indian popular tales and in most cases sorely mangle them." P. 225.

"Hence it is not at all astonishing that the Jains became, what they continued to be down to very recent times, viz. the best story-tellers of India. A huge mats of folk-tales either in their original form or developed to novels and to romances, is contained in their commentaries, in their Kathakoshas and in their charitas."

જૈનોનાં મૂળ સૂત્રોમાં જ્ઞાતાધર્મકથા ઉત્તરાધ્યયન ઉપાસકદશાંગ આદિમાં ધર્મકથાઓનો સમાવેશ કર્યો છે. સંક્ષિપ્ત સ્વરૂપમાં પ્રચલિત લોકકથાનકો શ્રી આવશ્યક સૂત્રની શ્રી હરિભદ્રસૂરિની ટીકા આદિ ગ્રંથોમાં છે. તેજ વખતે સ્વતંત્ર નવલકથાકાર તરીકે શ્રીમત્ પાદલિપ્તસૂરિ પ્રકાશમાં આવે છે. એમની રચેલી તરંગવતી કથા એ આજસુધી પ્રશસ્ત આદર્શ ભૂત મનાય છે. મૂળ કથા દિલગીર થવા જેવું છે, કે લુપ્ત થઇ ગઈ છે. પરંતુ શ્રી નેમિચંદ્રસૂરિએ તેના પરથી રચેલી સંક્ષિપ્ત કથા "તરંગલોલા" નામે પ્રસિદ્ધ છે. આ કથાની પ્રશંસા પ્રાચીન અર્વાચીન પૌર્વાત્ય તથૈવ પાશ્ચિમાત્ય વિદ્વાનોએ મુક્તકંઠે કરી છે. એકજ ઉતારો આપીશ.

સં. ૧૧૯૯માં "सुपासनाह चरियम्" નામક પ્રાકૃત ચરિત્રના કર્તા શ્રી લુક્ષ્મણગણિ કહે છે કેઃ–

को न जणो हरिसिज्जइ तरंगवइ–वइयरं सुणेऊण ।
इयरे पबंध सिंधूवि पाविया जीए महुरत्तं ॥

(શ્રીમત્ પાદલિપ્તસૂરિ તથા તેમની કૃતિઓ જ માટે જુઓ લેખકની "निर्वाणकलिका" ગ્રંથની ઈંગ્રેજી પ્રસ્તાવના).

ત્યાર પછી ઐતિહાસિક ક્રમમાં સુબંધુની "વાસવદત્તા" આવે છે એ બન્ને ગ્રંથોનો છઠ્ઠા શતકમાં શ્રી જિનભદ્રગણિએ રચેલા શ્રી વિશેષાવશ્યક ભાષ્યમાં ઉલ્લેખ છે. (ગાથા ૧૫૦૮), તરંગવતીની પ્રાચીનતા સૂચવતો ઉલ્લેખ શ્રી આર્યરક્ષિત સૂરિના ધ્રસ્તીસનના પ્રથમ શતકમાં રચાયલા અનુયોગદ્વાર નામક આગમ ગ્રંથમાં નીચે પ્રમાણે છેઃ—

"से किं तं संजूह नामे ?–तरंगवइकारे मलयवइकारे अत्ताणु सट्ठिकारे बिंदुकारे. से तं संजूह नामे"

(અનુયોગદ્વાર પૃ. ૧૪૯ આગમોદય સમિતિની મુદ્રિતપ્રતિ)

આ ઉપરથી તથા શ્રી પાદલિપ્તસૂરિના સમકાલીન તથા પરમ મિત્ર શાલિવાહન નૃપતિની રાણીનું નામ મલયવતી હોવાથી તથા તે કથાની મૂળવાતનો "કથાસરિત્સાગર" તેમજ વાત્સ્યાયન "કામસૂત્ર" માં ઉલ્લેખ હોવાથી એમ અનુમાન થાય છે, કે તરંગવતીની માફક મલયવતી પણ શ્રી પાદલિપ્ત વા **પાલિત્તસૂરિની કૃતિ છે.** "વસુદેવ હિંડી"એ મહત્કલ્પ ભાષ્યકાર સંઘદાસે રચેલ વસુદેવ ચરિત્રાત્મક વિસ્તૃત પ્રાકૃત કથા છે.

શ્રી જીવદેવસૂરિની પણ પ્રાકૃત કથાઓની પ્રશંસાના અનેક ઉલ્લેખ મળી આવે છે. ઐતિહાસિક ક્રમમાં ત્યાર પછી શ્રી હરિભદ્રસૂરિની પ્રસિદ્ધ "સમરાઇચ્ચ કહા" તથા તેમના શિષ્ય દાક્ષિણ્યચિહ્ન ઉદ્યોતન સૂરિની સં. ૮૩૫માં રચાયલી "કુવલયમાળા" આવે છે. બન્ને કથાના સંસ્કૃતમાં ત્યાર પછી અનુવાદો થયા છે અને સમરાઇચ્ચ કહાની મોહકતાથી આકર્ષાઇ શ્રી પદ્મવિજયે સમરાદિત્ય કેવલિનો રાસ પણ રચ્યો છે. અને વર્તમાનકાળમાં પણ તેવીજ લોકપ્રિયતા હોવાથી ગદ્યમાં "સમરાદિત્ય કેવલિ"ને નામે તેજ કથા બહાર આવી છે. આ કથા રાસાઓની ઉત્પત્તિ અને વિકાસનું એક દૃષ્ટાંત પૂરૂં પાડે છે.

સંસ્કૃતમાં બાણભટ્ટની "કાદંબરી" ગદ્યમાં ત્યાર બાદ રચાઇ. ધનપાલની તે પ્રમાણે તિલકમંજરી રચાઇ. એજ અરસામાં શ્રીમન્ મહારાજ ભોજદેવે સંસ્કૃતમાં "શૃંગારવતી" નામની સુરસ કથા રચી; અને શ્રી જિનેશ્વરસૂરિએ "લીલાવતી" નામની મનોહર કથા સં. ૧૦૯૨ માં રચી. એજ નામની બીજી કથા જૈનેતર કવિ ભૂષણભટ્ટતનયે રચી. કવિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે "હેમ કાવ્યાનુશાસન"માં "धीरशान्त नायका गद्येन वा पद्येन सर्वभाषा कथा" એ સૂત્રના ઉદાહરણમાં "काचित् पद्यमयी यथा

લીલાવતી" એમ કહ્યું છે. પરંતુ એમાંથી કઈ "લીલાવતી"નો ઉલ્લેખ કર્યો છે તે કહી શકાતું નથી. "**लीलावतीसार महाकाव्यम्**" જિનરત્નાચાર્યે "**निर्वाण लीलावती**" નામની ઉપરોક્ત શ્રી જિનેશ્વરસૂરિની કૃતિ ઉપરથી રચ્યું છે. સંવત્ ૧૩ મા શતકનો ઉત્તરાર્દ્ધ એ આ "લીલાવતીસાર"નો રચનાકાળ છે. પ્રથમ લીલાવતીના રચનાકાળમાં મહેશ્વરસૂરિ રચિત "પંચમી કહા" રચાઇ. એમ અનુમાન થાય છે કે ધનપાલકૃત "**भविस्सयत्तकहा**" (**पंचमीकहा**) ઉક્ત "પંચમીકહા"ના પ્રાન્તભાગના પ્રપંચરૂપે રચાઈ છે. અપભ્રંશ સાહિત્યના સંપૂર્ણ ઉદય પછી પણ કેટલાંય શતકો સુધી પ્રાકૃત કથાઓ રચાઇ તેના થોડાં ઉદાહરણ તરીકે (સં. ૧૧૩૯) "**महावीर चरियम्**" (**सं. ११८७) नर्मदासुंदरी कथा (सं. १२०६) अंजणासुंदरी चरियम्**"નો નામ નિર્દેશ પૂરતો છે.

## અપભ્રંશ સાહિત્ય.

ઉપર વર્ણવેલ પ્રાકૃત સાહિત્ય અને પ્રાચીન ગુજરાતી વચ્ચે અપભ્રંશ સાહિત્ય ખેડાયું. પ્રાકૃતની સરખામણીમાં તે અલ્પ છે. જૈનોમાં શ્વેતાંબરોની જેમ દિગંબરોએ પણ અપભ્રંશ સાહિત્ય ખીલવવામાં ફાળો આપ્યો છે. અપભ્રંશ સાહિત્યનો પ્રારંભ ૮ મા શતકથીજ થાય છે, અને અનુમાન થાય છે કે સાક્ષરોની ભાષા થઈ તે પૂર્વે ઘણાં કાળ સુધી લોક ભાષા તરીકે પ્રચલિત હશે. ઇતિહાસ એજ સિદ્ધ કરે છે કે દરેક કાળમાં લોક ભાષા તથા વિદ્વદ્‌ભાષા જુદીજ રહી છે. અપભ્રંશના ઉપયોગનું પ્રાચીન ઉદાહરણ કવિકુલ ગુરુ કાલિદાસની કૃતિ "વિક્રમોર્વશીય" નાટકનો ચતુર્થ અંક છે. કેટલોક વખત પહેલાં અપભ્રંશ સાહિત્યમાં આ સિવાય "કાલકાચાર્ય કહા" "દ્વારાવતીનાશ કહા" નામની જૈનકથાઓ તથા હૈમ વ્યાકરણ, હેમચંદ્રાચાર્ય કૃત દ્વાશ્રય કાવ્ય તથા વેતાલપંચ વિંશતિકા સિંહાસન દ્વાત્રિંશિકા તથા પ્રબંધ ચિંતામણિમાંની પ્રકીર્ણ ગાથાઓ તથૈવ સરસ્વતી કંઠાભરણ દશરૂપ તથા ધ્વન્યાલોક ટીકામાંના ઉદાહરણો ૩૫ ગાથાઓ એટલુંજ છે એમ મનાતું. પરંતુ ત્યાર પછી શોધખોળ થતાં ઘણું વિસ્તીર્ણ સાહિત્ય મળી આવ્યું છે. આ પ્રકીર્ણ અપભ્રંશ ગાથાઓ "કુવલયમાળા" નામની સં. ૮૩૫ માં રચાયલી કથામાં પણ મળે છે. ધનપાલ કૃત વિ. સંવત્‌ના દશમા શતકમાં રચાયલી ભવિસયત્ત કહા તથા સં. ૧૧૨૩ માં રચાયલી સાધારણાંક સિદ્ધસેન સૂરિકૃત વિલાસવઇ કહામાં આ અપભ્રંશ સાહિત્ય પૂર ઠાઠમાં દર્શન દે છે. દશમા શતકમાં થયલા દિગંબર કવિ ધવલે ૧૮૦૦૦ શ્લોક પ્રમાણ શ્રી મહાવીર અને શ્રી નેમિનાથના ચરિત્રાત્મક હરિવંશ પુરાણની અપભ્રંશમાં રચના કરી. આ ગ્રંથની કંઇક પૂર્વે સ્વયંભૂ તથા ત્રિભુવન-પિતા પુત્રે પણ તેજ નામનું "હરિવંશપુરાણ" રચ્યું છે. તેજ પ્રમાણે "પઉમચરિયમ્" પણ તે પિતા પુત્રે રચ્યું છે. અગીયારમા શતકમાં શ્વેતામ્બરાચાર્ય મહેશ્વરસૂરિએ "સંજમમંજરી" નામક ૩૫ દોહાનું લઘુ કાવ્ય રચ્યું. "કાલકાચાર્ય કથાનક" પણ એ અરસામાં રચાયું. મહાકવિ પુષ્પદંતે ૧૩૦૦૦ શ્લોક પ્રમાણ મહાપુરાણ "તિસટ્ઠિ મહાપુરિસ ગુણાલંકાર"ની રચના કરી. તેજ કવિએ "યશોધર ચરિત્ર" તથા "નાગકુમાર ચરિત્ર" રચ્યાં છે. શ્રી ચંદ્રમુનિનો "કથા કોષ" પણ આજ સમયમાં રચાયો છે. સાગરદત્તનું "જંબુસ્વામિ ચરિત્ર, પદ્મકીર્તિનું પાર્શ્વપુરાણ, તથા નયનન્દિનું "સુદર્શન ચરિત" એ આ શતકના બીજા મહત્ત્વના ગ્રંથો છે. ૧૨મા શતકમાં રચાયલી "વિલાસવઇકહા"નો ઉલ્લેખ થઈ ચૂક્યો છે. અભયદેવસૂરિકૃત "જયતિહુઅણસ્તોત્ર, દેવચંદ્રકૃત ૧૭ કડવકનું "સુલસાખ્યાન", તથા "સંદેશરાસક" એ અગત્યની રચનાઓ છે જિનદત્તસૂરિએ "ચર્ચરી" નામક સ્તુતિ, "ઉપદેશ રસાયન રાસ" અને "કાલસ્વરૂપ કુલક" રચ્યાં છે. વાદિદેવસૂરિએ "મુનિચંદ્ર સ્તવન" રચ્યું છે. લક્ષ્મણ ગણિના સુપાસનાહ ચરિઅં નામક પ્રાકૃત ગ્રંથમાં પણ પ્રકીર્ણ અપભ્રંશ ગાથાઓ મળે છે. એક ગાથા "રાસક" સાથે સંબંધ રાખતી હોવાથી અત્રે ઉતારીશ.

केवि मलय वज्जंति कमद्दुरं अवरि गायंति सुहकंठरव सुंदरं,
केवि उत्तालतालाउलं रासयं, कुणहिं करनचियं अवरि
वरहासयं २५९.

દિગંબર યોગચંદ્ર મુનિકૃત "યોગસાર" તથા "પરમાત્મ પ્રકાશ" દેવસેનકૃત "શ્રાવકાચાર", હરિભદ્રસૂરિકૃત "નેમિનાહ ચરિય", વરદત્તનું "વૈરસામિ ચરિત્ર" અમરકીર્તિ કૃત "છક્કમ્મુવએસો" જિનપ્રભ સૂરિકૃત "મદનરેખા સંધિ" "ચતુર્વિધભાવના કુલક", "નેમિનાથ રાસ", "વયરસ્વામિ ચરિત્ર", "મલ્લિ-ચરિત્ર" "જંબુચરિત્ર" આદિ કૃતિઓ અપભ્રંશમાં ૧૩મા શતકમાં રચાઈ. ચૌદમા શતકના મહત્ત્વના ગ્રંથો જિનપ્રભ શિષ્યકૃત "નર્મદાસુંદરી સંધિ" તથા "ગૌતમસ્વામિ ચરિત્ર" અને જિનસૂરિકૃત "અંતરંગ રાસ", ૧૩ કડવાનું "ચતુર્વિંશતિજિન કલ્યાણક" ૨ કડવાનું સ્થૂલિભદ્ર ચરિત્ર, તથા ૧૧ કડવાની અવંતિ સુકુમાર સંધિ છે.

પંદરમા તથા સોળમા શતકોમાં મહત્ત્વના ગ્રંથો "ચંદપ્પહચરિય" છે. સિંહસેન કૃત "મહેસર ચરિઅ" "શ્રીપાલચરિત્ર", જયમિત્રહલ્લકૃત "સિરિવડ્ઢમાણ કવ્વ" અંતર્ગત "સેણિયચરિય" છે.

પ્રાચીન ગુજરાતીનો પ્રારંભ થયા પછી અપભ્રંશ ગૌણતાને પામે છે અને સોળમા શતક પછી જવલ્લેજ નજર પડે છે. (આ અપભ્રંશ સાહિત્ય સંબંધી હકીકત રા. મોહનલાલ દલીચંદ દેશાઇનો તે પરનો નિબંધ કે જે આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ માટે તૈયાર કર્યો હતો. તેમાંથી લીધેલી છે.)

હવે રાસાઓનો ઉલ્લેખ કરીશ. રાસાઓનું સાહિત્ય એટલું બધું વિશાળ છે કે તેની સમાલોચના તો શું પણ સંપૂર્ણ નામનિર્દેશ પણ કરવો એ મુશ્કેલીનું કામ છે. પ્રાકૃત અને અપભ્રંશ કથા ચરિત્ર સાહિત્યનો જેમ વિગતે ઉલ્લેખ કર્યો છે તેમ આ રાસાઓનો ઉલ્લેખ ન કરતાં જે જે રાસાઓને સંસ્કૃત-પ્રાકૃત-કે અપભ્રંશ કથા-ચરિત્રો સાથે જોડી શકાય છે તેનોજ ઉલ્લેખ કરીશ.

આપણે જોઇ ગયા તેમ "સમરાઇચ્ચ કહા"ની પ્રસિદ્ધ આચાર્ય શ્રી હરિભદ્રની કૃતિ પ્રાકૃતમાં, સંસ્કૃતમાં તેમજ રાસારૂપે દર્શન દેછે. વળી "વિલાસવઇકહા" નામક અપભ્રંશ કથા પણ આ ઉપરથીજ રચાઇ છે. આ "કહા" આપણને "રાસા"નો ઠેઠ સુધીનો સંબંધ દેખાડે છે. વળી તે એટલી તો લોકપ્રિય છે કે "પદ્મવિજય"ના રાસથીજ ન અટકતાં આધુનિક ગદ્યમય નવલકથાના રૂપમાં પણ દર્શન દેછે.

"શ્રીપાળચરિત્ર" તથા "જંબુસ્વામિચરિત્ર" એ રાસાઓની ઉત્પત્તિ તથા વિકાસનું બીજું ઉદાહરણ પુરું પાડે છે. એ બેઉ કથાના અનેક કવિઓએ રાસા રચ્યા છે. "સુરસુંદરી ચરિયમ્" એ ત્રીજું ઉદાહરણ પૂરૂ પાડે છે. નીચેની કૃતિએ સંસ્કૃત-પ્રાકૃત-વા અપભ્રંશમાં તેમજ ગુજરાતી રાસાઓમાં મળી આવે છે.

ગુણસુંદરીચરિત્ર, જયાનંદચરિત્ર, ધમ્મિલ ચરિત્ર, પદ્મચરિત્ર અર્થાત્ રામાયણ, નલાખ્યાન, પાંડવચરિત્ર, પૃથ્વીચંદ્રચરિત્ર, પ્રત્યેક બુદ્ધચરિત્ર, ભવિષ્ય દત્તાખ્યાન, ભુવનસુંદરીચરિત્ર, મલયસુંદરી ચરિત્ર, રોહિણી ચરિત્ર, શાલિચરિત્ર, શ્રીચંદ્રકેવલિ ચરિત્ર, ષટ્ પુરુષચરિત્ર, સુદર્શનાચરિત્ર, નેમિનાથ ચરિત્ર, ઉત્તમકુમાર કથા, હંસરાજ વત્સરાજ ચરિત્ર, નર્મદાસુંદરી કથા, પૃથ્વીચંદ્ર કથા, વિક્રમચરિત્ર, સિંહાસન દ્વાત્રિંશિકા, શીલવતી કથા ઇત્યાદિ. આ પ્રમાણે ભાષા તથા વસ્તુ પદ્ધતિ તથા શૈલીની અપેક્ષાએ રાસાઓનો વિકાસ થયેલો માલમ પડે છે. રાસોનો પ્રારંભ જુની ગુજરાતીમાં રત્નસિંહસૂરિ શિષ્ય વિનયચંદ્રકૃત "નેમિનાથ ચતુષ્પદિકા" નામક રાજેમતી બારમાસા, તથા સંવત્ ૧૩૨૭ માં રચાયલા સપ્તક્ષેત્રી રાસથી થાય છે.

રાસાઓની ઉત્પત્તિ પ્રાકૃતાદિમાંથી થઇ છે તેનું નિશ્ચાયક પ્રમાણ સં. ૧૧૭૪ માં રચાયલા યશોદેવ ઉપાધ્યાયના નવ તત્ત્વભાષ્ય વિવરણમાંથી મળે છે.

"अनयोश्च विशेषाविधि मुकुट सप्तमी सन्धिबद्ध
माणिक्य प्रस्तारिका प्रतिबद्ध रासकाभ्यामवसेयः"

આ માણિક્ય પ્રસ્તારિકા રાસ સંધિ-પ્રકરણ બદ્ધ અપભ્રંશમાં છે. સં. ૧૧૯૯ માં રચાયલા **સુપાસનાહ ચરિયમ્** "માંથી "રાસક"નો લક્ષ્યાર્થ તાલ સહિત અભિનયયુકત પ્રમોદક સંગીત એવો નિકળે છે. વળી "સંદેશ રાસક" એ નામનું કાવ્ય પણ ૧૨ માં શતકમાં અપભ્રંશમાં રચાયું છે.

બીજી વાત એ છે કે જૈન રાસાઓનું વસ્તુ તો પ્રાયઃ સંસ્કૃત તથા પ્રાકૃત-અપભ્રંશ કથાનકોમાંથી આવ્યું છે. કેટલેક ઠેકાણે મૂળ ગ્રંથની પદ્ધતિ શૈલિ વગેરે પણ તેનાં તેજ રહ્યા છે. વળી કેટલાક રાસો તો મૂળ કથા ચરિત્રોના અનુવાદોજ છે. મોટા રાસો જ નહિ પરંતુ લઘુ કાવ્યો પણ સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશની છાયા લઈ રચાયા છે. શતકો, સિત્તરી, પંચાશિકા, કુલકો વગેરે પણ સંસ્કૃત-પ્રાકૃત પ્રમાણેજ ગુજરાતીમાં રચાયા છે. વૃત્તો પ્રાકૃત માત્રામેળના વૃત્તોનાં અનુકરણમાં ગુજરાતીમાં દેશી, ઢાળ રૂપે રચાયા છે. ગાથા-દોહા સોરઠા ચોપઇ છપ્પય યુગ્મ ચતુષ્ક પટ્ક-એ પ્રાચીન અને અર્વાચીન સાહિત્યનો ગાઢ સંબંધ સૂચવે છે.

સ્તુતિ-સ્તવનો, સ્વાધ્યાય-સજ્ઝાયો, સુભાષિત હરિયાળીઓ પણ એજ દર્શાવે છે. કડવાઓની ઉત્પત્તિ પણ અપભ્રંશ સાહિત્યમાંથી થઇ છે, તેનાં ઉદાહરણ ભૂત દેવચંદ્રજી કૃત "સુલસાખ્યાન" તથા વરદત્ત કૃત "વૈરસામિ ચરિત્ર" આદિ અનેક અપભ્રંશ કાવ્યો છે. દેવસેન કૃત દશમા શતકમાં રચાયલો "શ્રાવકાચાર" દોહાનો અપભ્રંશ સાહિત્યમાં થયલો ઉપયોગ સિદ્ધ કરે છે. ત્યાર પછી યોગચંદ્ર કૃત "યોગસાર"માં સોરઠા તથા ચોપઇ અને પરમાત્મ પ્રકાશમાં દોહાનો પ્રયોગ માલમ પડે છે. "સંદેશ રાસક"નામક પ્રાકૃત-અપભ્રંશમાં ૧૨ મા શતકમાં રચાયલા રાસમાં દોહા, ગાથા, રડ્ડા, પદ્ધડિકા. ચંદ્રાયણ, અર્ધ વગેરે છંદો મળે છે.

રાસાઓને સગવડ ખાતર ચાર વિભાગમાં વિભક્ત કરીશું:-ઐતિહાસિક, તાત્વિક-ઔપદેશિક, કાલ્પનિક અને મિશ્ર. પહેલી અને ચોથી કોટિમાં ઘણા રાસાઓ પ્રવેશ કરે છે.

**ઐતિહાસિક ચરિત્ર-પ્રબંધ રાસાઓ**-અપભ્રંશ સાહિત્ય સાથે સાથેજ આ પ્રકારના ઐતિહાસિક ગ્રંથોનો પ્રાદુર્ભાવ થયો છે. સં. ૯૨૫ માં શીલાંક "મહાપુરિસ ચરિયમ્" રચ્યું. વળી ભદ્રેશ્વર કૃત કથાવલિ, શ્રી હેમચંદ્રાચાર્ય કૃત ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર આદિ પણ રચાયા. તેજ વખતે ક્રમે કરી શ્રી પ્રભાવકચરિત્ર, પ્રબંધામૃતદીધિકા, પ્રબંધ ચિંતામણિ આદિ પ્રબંધો રચાયા. જૈન રાસમાળા ભાગ ૧ લામાં "શ્રી શાંતિદાસ શેઠજીનો રાસ," "શ્રી વિજયદેવ સૂરિ નિર્વાણ સ્વાધ્યાય", "શ્રી સત્યવિજય નિર્વાણરાસ", કર્પૂરવિજય ગણિ નિર્વાણરાસ, "શ્રી ક્ષમાવિજય નિર્વાણરાસ," "શ્રી જિનવિજયજી નિર્વાણ રાસ" "શ્રી ઉત્તમવિજય નિર્વાણરાસ," "શ્રી પદ્મવિજય નિર્વાણરાસ," "શ્રી લક્ષ્મીસાગર સૂરિ નિર્વાણ રાસ," શ્રી કલ્યાણવિજય ગણિનોરાસ,' "શ્રી નેમિસાગર નિર્વાણ રાસ" તથા "વિજયાનંદસૂરિ સજ્ઝાય" તથા "કુમારપાળ પ્રબંધ", "વસ્તુપાળ ચરિત્ર" "શ્રી હીરવિજય સૂરિ રાસ," તથા નહિ છપાયલા "વીર નિર્વાણરાસ" તથા "શ્રી રૂપવિજયજીરાસ ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યના છે. આ રાસાઓમાં નાયક ઉચ્ચ કોટિનો તથા અદ્ભુત ચરિત્રવાળો હોય છે ત્યારે રાસો પ્રથમ શ્રેણિમાં આવી શકે છે નહિ તો સાધારણ કોટિમાંજ રહે છે. વિવિધ ચરિત્રો પણ જેટલે અંશે ઐતિહાસિક છે તેટલે અંશે આજ વિભાગમાં આવે છે. ગૌતમરાસ, જંબુસ્વામિરાસ, શ્રીપાળરાસ, ચંદકેવળિરાસ, પ્રત્યેક બુદ્ધરાસ, હીરવિજય સૂરિરાસ, નળાખ્યાન, રામાયણ, સમરાદિત્ય કેવલિરાસ આદિ ઘણાં પ્રથમ પંક્તિના રાસો આ વિભાગમાં આવે છે.

**તત્ત્વોપદેશાત્મક રાસ.**

"સપ્તક્ષેત્રી રાસ," "હિતશિક્ષાનો રાસ," ધર્મ પરીક્ષાનો રાસ વગેરે પ્રધાનપણે તત્ત્વનો વા નીતિનો પ્રધાનપણે નિર્દેશ કરે છે, અને તેથી કંઇક આખા કાવ્યની અપેક્ષાએ નીરસ લાગે છે. તત્ત્વ તથા નીતિનું જ્યાં ગૌણપણે વિવેકપૂર્વક પ્રમાણસર વર્ણન આવે છે અને જ્યાં કથાના પ્રવાહનો રોધ થતો નથી તે રાસો સારા નીવડે છે. શ્રીપાળરાસ તથા સુરસુંદરીરાસ કથામાં સરળતાથી વિવેક પૂર્વક ધર્મ તથા નીતિ વર્ણવે છે અને તેથી લોકપ્રિય થયા છે. જ્યારે તેજ વિષયનું પ્રધાનપણે પ્રતિપાદન કરનારા "નવકાર રાસ", 'શીલપ્રકાશરાસ" "શીલરક્ષા પ્રકાશ રાસ" આકર્ષક થયા નથી.

'શ્રીપાળરાસ" તથા "ગંદરાજનો રાસ"' એથી

સૌથી વિશેષ લોકપ્રિય છે. આ શ્રીપાળ રાસમાં જૈન તત્ત્વના પ્રધાનભૂત પંચપરમેષ્ઠિ મંત્રનો પ્રભાવ તથા સિદ્ધચક્ર મહાત્મ્ય વર્ણવ્યા છે. શ્રીમાન્ વિનયવિજયજી તથા યશોવિજયજી રૂપ યુગલ મહાત્માની એ કૃતિ છે. શ્રીમાન્ યશોવિજયજી મહા સમર્થ વાદી, નૈયાયિક તથા અનેક ભાષાના ઉચ્ચ કોટિના કવિ હતા અને જૈન ધર્મના કીર્તિસ્તંભ રૂપે સદાકાળ વિરાજશે. આવા ઉત્કૃષ્ટ પુરુષ પણ જ્યારે "દ્રવ્યગુણ પર્યાય રાસ" રચે છે ત્યારે તેને કાવ્ય તરીકે પ્રથમ શ્રેણિમાં લાવી શકતા નથી. એ તાત્ત્વિક વિષયને પ્રધાનપણે કાવ્યમાં વર્ણવવાની ભૂલ ભરેલી પદ્ધતિને આભારી છે. દાર્શનિક ગ્રંથ તરીકે આ રાસ ઉચ્ચ કોટિનો છે.

આથી સિદ્ધ થાય છે કે રાસોમાં રસિક વસ્તુ એ રસાળભૂમિની ગરજ સારે છે અને કથાબીજને પોષી નવપલ્લવિત કરે છે. આવું વસ્તુ પ્રાચીન કથાઓમાં સ્વભાવસિદ્ધ માલમ પડે છે, અને તેથી પ્રાચીન લોકપ્રિય કથાઓ પરથી ઉદ્‌ભવેલા રાસોએ પણ લોકોના હૃદયમાં ઉચ્ચસ્થાન પ્રાપ્ત કર્યું છે.

કાલ્પનિક રાસો.

જો કે શ્રીમત્ પાદલિપ્તસૂરિએ "તરંગવતી" કથા રચી ચિરકાળ માટે કથાકારોને વાસ્તે ઉત્તમ આદર્શ પૂરો પાડયો છે, પરંતુ તેનો જોઈએ તેટલો ઉપયોગ થયો નથી. "માનતુંગ માનવતી" "મંગળકળશ" "ચંદનમલયાગિરિ" આદિ લઘુ રાસો આ કાલ્પનિક રાસોની સુંદરતાનાં ઉદાહરણો છે. આ વર્ગમાં જો નહિ પરંતુ સારા રાસ સાહિત્યમાં ઉચ્ચ પદ રૂપચંદ કુંવરના રાસને મળે છે કારણકે તેના સુંદર કાવ્યમય સુવર્ણ શરીરમાં કલ્પનાની સુગંધી મ્હેકે છે.

મિશ્ર રાસો.

આ વિભાગમાં અનેક રાસો આવે છે. પરંતુ ઐતિહાસિક વસ્તુ લઈ ઉચ્ચ કોટિની કલ્પનાથી રચાયેલા બેજ રાસોના દૃષ્ટાંત આપીશ. આ શ્રી વીરવિજયજી કૃત "ધમ્મિલ રાસ" તથા "ચંદ્રશેખર રાસ" છે. એ કાવ્યો રાસ નામને સાર્થક કરે છે. મનુષ્ય વિદ્યાધર તથા દેવોને એક ભૂમિકાપર લાવી સુંદર ગુંથણી, પદલાલિત્ય, શબ્દાલંકાર તથા અર્થાલંકાર વડે સુસજ્જ ગૌરવયુક્ત પ્રૌઢ કલ્પના ચિત્રથી આ કવિ વાંચકનું ચિત્ત હરી લે છે. પાત્રો ઉચ્ચ કોટિના સર્વગુણસંપન્ન નાયક હોવાથી રસની ક્ષતિ થતી નથી. ધાર્મિક તથા નૈતિક તત્ત્વ પણ પ્રમાણસર રખાયું છે. સુભાષિત તથા હરિયાળીઓ યત્ર તત્ર દૃષ્ટિગોચર થાય છે અને વચ્ચે વચ્ચે સુંદર ગેય કાવ્યો રસને પોષે છે. વીરવિજયજીએ અનેક સ્તુતિ સ્તવનો પૂજાઓને સુંદર નૂતન દેશીઓમાં રચી જૈન હૃદયમાં સંગીતાત્મક કાવ્યોથી ચિરકાલીન છાપ પાડી છે. આ ઉપરથી સહજ વિચાર ઉદ્‌ભવે છે કે જો જૈનેતર સુજ્ઞ પુરુષો આ કવિની કૃતિઓનો યથાર્થ અભ્યાસ કરે તો શ્રીમદ્ વીરવિજયજીનું સ્થાન કવિ શ્રી દયારામ કરતાં સંગીત કાવ્યોમાં ઉચ્ચતર છે એનો તુરત સ્વીકાર કરે.

અત્રે દર્શાવેલો સંબંધ સત્ય હોય તો ગુજરાતી ઉપરાંત સંસ્કૃત-પ્રાકૃતજ્ઞ વિદ્વાનોજ સારા રાસકાર થવા જોઈએ. છે પણ એમજ. સમયસુંદર, લાવણ્ય સમય, વિનયવિજય, યશોવિજય, જ્ઞાનવિમળ, નેમવિજય, મોહનવિજય, પદ્મવિજય વીરવિજય, આદિ સંસ્કૃત-પ્રાકૃત તથા-ભાષાના વિદ્વાનોએજ સુંદર રાસો રચ્યા છે. જ્ઞાનવિમળસૂરિના "ચંદકેવલિરાસ" તથા વીરવિજયના "ધમ્મિલ ચરિત્ર" એ કથનના દૃષ્ટાંતરૂપ છે.

અહિંયાં એ દર્શાવવું જરૂરનું છે કે ૮મી સદીથી સંસ્કૃત કરતાં પ્રાકૃત રચનાઓમાં વિશેષ મધુરતા આવે છે એવો કવિઓનો સાર્વજનીન મત માલમ પડે છે. શામળ વગેરે કવિઓને હિંદી સાહિત્યનો આશ્રય લેવો પડ્યો એનું કારણ પણ આજ છે. એથી સાબિત થાય છે કે બાહ્ય તત્ત્વને મિશ્રિત કરવા કરતાં પ્રાકૃત-અપભ્રંશરૂપી મૂળ વડેજ જો કાવ્યલતામાં રસનું સંમલિસરણ થાય તો નૈસર્ગિક શોભાથી તે મનોહર થાય. આધુ યુગમાં ગદ્યની વિપુલતા તથા સંસ્કૃતની પ્રચુરતા થવાથી ગુજરાતી સાહિત્ય પર એવી છાયા પડે છે કે કાવ્યમાંથી ભા-

તે બાબતની નોંધ લેવી જોઇએ એમ કહી નીચેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ ૨**—શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રેસીડેન્ટ સરદાર શેઠ લાલભાઇ દલપતભાઈ સાહેબ તારીખ ૫ જુન સને ૧૯૧૨ ના રોજ દેવલોક પામ્યા છે. તેઓ સાહેબે સને ૧૯૦૧ ની સાલથી સદરહુ પેઢીના વહીવટ કરનાર મેમ્બર તથા અધ્યક્ષ તરીકે જે બાહોશી ઉમંગ, પ્રમાણીકપણું અને ચાલાકીથી સદરહુ પેઢીનું કામ શારીરીક અને વખતનો ભોગ આપી કરેલ છે તે બાબતની હીન્દુસ્થાનનો એકંદો થયેલો આ સકળ સંઘ નોંધ લે છે અને ઠરાવ કરે છે કે તેમણે બજાવેલી જૈન સંઘની અતિ ઉત્તમ સેવા માટે આભારની લાગણી દર્શાવી સંઘને એવા બાહોશ ગૃહસ્થની કદી નહીં પુરાય તેવી ખોટ પડી છે તે માટે પોતાની સંપૂર્ણ દીલગીરી જાહેર કરે છે અને આ હકીકત તેમના વૃદ્ધ માતુશ્રી તથા કુટુંબને નીવેદન કરવા આ ઠરાવની એક નકલ શેઠ મણીભાઇ દલપતભાઇ તરફ મોકલવી.

સદરહુ દરખાસ્તને રા. રા. વકીલ હરીલાલ મંછારામે ટેકો આપતાં જણાવ્યું કે સરદાર શેઠ લાલભાઇ દલપતભાઇએ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ તરીકે જે ઉત્તમ સેવા બજાવી છે તે હું મારા જાત અનુભવથી સારી રીતે જાણું છું. તેવા મહાન નરની ખોટ કદી ન પુરાય તેવી છે અને તે માટે આ સભાએ દીલગીરીનો સદરહુ ઠરાવ પસાર કરવો જોઇએ તેથી તે ઠરાવને હું અનુમોદન આપું છું અને તે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

પછી રા. રા. વકીલ હરીલાલ મંછારામે દરખાસ્ત કરી કે નગરશેઠ ચીમનભાઇ લાલભાઇ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના અધ્યક્ષ તરીકે કામ કરી તા. ૨૧ ઓગષ્ટ સને ૧૯૨૨ ના રોજ કવખતે નાની વયમાં દેવલોક પામ્યા છે. તેઓ સાહેબ વધારે વખત જીવ્યા હોત તો તેમના શાંત સ્વભાવ, સુશીલતા વીગેરે સદ્‌ગુણોથી આ પેઢીના કામને વધારે લાભ થાત. તેમના દેવલોક થવાથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને એક વધારે ખોટ પડી છે માટે તે બાબતની નોંધ લઇ તેમના કુટુંબ તથા પત્નિ તરફ દીલગીરીનો નીચે મુજબનો ઠરાવ આ સભાએ મોકલવો.

**ઠરાવ ૩**—અત્રેના નગરશેઠ ચીમનભાઇ લાલભાઇ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના અધ્યક્ષ તરીકે કામ કરી તારીખ ૨૧ ઓગષ્ટ સને ૧૯૧૨ ના રોજ દેવલોક પામ્યા છે. તેઓ સાહેબ સદરહુ પેઢીના અધ્યક્ષ તરીકે લાંબી મુદત રહ્યા હોત તો તેમનો શાન્ત સ્વભાવ, સુજનતા વીગેરે ગુણોથી આ પેઢીના કામને ઘણો લાભ થાત. પરંતુ ઘણીજ ટુંક મુદતમાં અને ઘણી નાની વયે કવખતના તેમના દેવલોક માટે આ હીન્દુસ્તાનનો સકળ સંઘ પોતાની દીલગીરી જાહેર કરે છે અને આ દીલગીરીની લાગણી તેમના કુટુંબ અને પત્નિ બાઇ મહાલક્ષ્મીને આ સકળ સંઘ તરફથી નીવેદન કરવાને આ ઠરાવની એક નકલ નગરશેઠ કસ્તુરભાઈ મણીભાઇ તરફ મોકલવી.

સદરહુ દરખાસ્તને શેઠ દલપતભાઈ મગનભાઇએ ટેકો આપતાં તે ઠરાવ સર્વાનુમતિ પસાર કરવામાં આવ્યો.

સને ૧૮૮૦ ની સાલમાં પ્રોસીડીંગ થયા બાદ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનો વહીવટ મજકુર પેઢીના વખતોવખત થયેલા મેનેજીંગ રેપ્રીઝેન્ટેટીવોએ કરેલો છે. અને તે વખતે તે પેઢીની મીલકત શી હતી અને સંવત ૧૯૬૭ ની સાલ આખર મજકુર પેઢીની મીલકત શી છે અને તે કયાં છે તે બાબતનાં સરવૈયાં રા. રા. વકીલ હરીલાલ મંછારામે વાંચવા શરૂ કર્યા. સંવત ૧૯૩૬ ની સાલનું સરવૈયું વંચાયા બાદ સભાના મેમ્બરો તરફથી કહેવામાં આવ્યું કે આ પ્રમાણે બધાં સરવૈયાં વંચાતાં ઘણો વખત જાય તેમ છે માટે તે બધાં નહીં વાંચતાં છેલી બે સાલનાંજ સરવૈયાં વાંચવાં. તે ઉપરથી સંવત ૧૯૬૬-૬૭ ની સાલનાં સરવૈયાં વાંચી સંભળાવવામાં આવ્યાં. અને તે ઉપરથી બતાવી આપવામાં આવ્યું કે તે વખતે એટલે જ્યારે કમીટી બંધાઇ તે વખતે સદરહુ પેઢીની મીલકત એકંદર રૂ. ૧૦૯૨૦૦૦) ને આશરે હતી અને હાલ એટલે સંવત ૧૯૬૭ ની આખર સુધીની સદરહુ પેઢીની મીલકત રૂ. ૩૩૭૨૦૦૦) રૂપીઆની રકમ સુદ્ધાંતની છે અને બીજા તિર્થો, દેરાસરો વીગેરેની રકમ ઉમેરતાં રૂ. ૩૬૦૦૦૦૦) છત્રીસ લાખને આસરે થાય છે.

બાદ તારીખ ૧૨ માર્ચ સને ૧૯૧૨ ના રોજ સ્થાનીક પ્રતિનીધિઓની મળેલી મીટીંગમાં થયેલ

ઠરાવને અનુસરીને સને ૧૮૮૦ ની સાલના પ્રોસીડીંગની નકલ હીન્દુસ્થાનના જુદા જુદા સ્થળના શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘોને મોકલી તેમાં સુધારો વધારો કરવા વિશેના તેઓના અભિપ્રાયો માગવામાં આવેલા અને તે ઉપરથી તે અભિપ્રાયો આવેલા છે તે તેમજ આજની સભાને સંપૂર્ણ ફત્તેહ ઇચ્છવા બાબતના બહારગામથી આવેલા તારો વાંચી સંભળાવવામાં આવ્યા. "

ત્યારબાદ ભાવનગરવાળા શેઠ કુંવરજી આણંદજીએ જણાવ્યું કે અમદાવાદના ગૃહસ્થોએ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનો બત્રીસ વર્ષ સુધી વહીવટ ઘણીજ સંતોષકારક રીતે કરેલો છે અને તેટલી મુદતમાં સદરહુ પેઢીમાં રૂપીઆ ચોવીસ પચીસ લાખ જેટલી મોટી રકમનો વધારો કર્યો છે. વહીવટ કરનાર પ્રતિનીધિઓએ દર વરસે પોતાની સો સો જેટલી મીટીંગો ભરી પોતાના શરીર અને વખતનો ભોગ આપી શેઠ આણંદજી કલ્યાણજીના હકો હીંદુસ્થાનના બીજા સંઘોની પ્રસંગોપાત જરૂરી સહાયતા મેળવી જાળવી રાખ્યા છે તો આ પ્રમાણે ઉત્સાહ અને સંપથી પેઢીનો વહીવટ ઘણીજ સંતોષકારક રીતે તેમણે કરેલો છે તેથી હું નીચેનો ઠરાવ રજુ કરૂં છું.

**ઠરાવ ૪**—શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનાં સરવૈયાં વીગેરે હીસાબ આપણી સમક્ષ હાલ જે વાંચી બતાવવામાં આવ્યાં તે જોતાં સદરહુ પેઢીનો વહીવટ વીગેરે કામકાજ સદરહુ પેઢીના વખતો વખતના અમદાવાદના વહીવટ કરનાર પ્રતિનીધિઓએ સંપૂર્ણ કાળજીથી પોતાના શરીર અને વખતનો ભોગ આપી પૂર્ણ સંતોષકારકરીતે બજાવેલ છે તે માટે હીન્દુસ્થાનનો આ સકળ સંઘ તેમને ધન્યવાદ આપે છે અને ઇચ્છે છે કે તેવીજ કાળજી અને બાહોશીથી સદરહુ પેઢીનો વહીવટ અમદાવાદના ગૃહસ્થો હવે પછી પણ ચલાવશે અને ઠરાવે છે કે સદરહુ શેઠ આણંદજી કલ્યાણજીની મુખ્ય પેઢી ( હેડ ઓફીસ ) જે અત્યાર સુધી અમદાવાદમાં છે ત્યાંજ રાખવી.

સદરહુ દરખાસ્તને મુંબાઈવાળા ઝવેરી કલ્યાણચંદ શોભાગચંદે તથા રતલામવાળા શેઠ વરધીચંદજી ગાંધીએ તથા એવલાવાળા શા.દામોદરદાસ બાપુભાઇએ ટેકો આપતાં તે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

ત્યારબાદ પેઢીના બંધારણ સંબંધે વિચાર કરવાને અત્રે મળેલા શ્રી સકળ સંઘમાંથી મેમ્બરો મુકરર કરી એક કમીટી નીમવી એમ વોરા અમરચંદ જસરાજે દરખાસ્ત કરી તેને પ્રભાસપાટણવાળા શેઠ પ્રેમજી રામચંદે ટેકો આપતાં તે સર્વાનુમતે મંજુર કરવામાં આવી અને સદરહુ કમીટીની મીટીંગ મળવાનો ટાઇમ આજ રાત્રે સ્ટાન્ડર્ડ સાડાસાતનો મુકરર કરવામાં આવ્યો. સદરહુ કમીટીના મેમ્બરોના નામનું લીસ્ટ આ સાથે નીશાની ૧ થી સામેલ છે.

ઉપર પ્રમાણે કામકાજ થયા બાદ આજરોજ વખત થઇ જવાથી સભા આવતી કાલ ઉપર મુલતવી રાખવામાં આવી.

કસ્તુરભાઈ મણિભાઇ

હીન્દુસ્થાનના શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોના

શ્રી સકળ સંઘના પ્રમુખ.

તારીખ ૨૬ ડીસેમ્બર સને ૧૯૧૨.

આજરોજ દીવસના બાર ઉપર એક વાગતા ગઇ કાલની મુલતવી રહેલી સભા મળતાં તેમાં કામકાજ શરૂ થયું નીચે પ્રમાણે.

મીટીંગનું કામકાજ શરૂ થતાં મે. અધ્યક્ષ સાહેબ તરફ સુરતથી મી. માણેકલાલ ઘેલાભાઇની વતી તેમના વકીલ મી. ચુનીલાલ માણેકલાલ ગાંધી તરફથી મી. માણેકલાલ આ મીટીંગમાં નહી આવતાં તેને બદલે પોતાના પ્રતિનીધિ (રેપ્રીઝેન્ટેટીવ) તરીકે મી. પ્રાણશંકર શ્રીપુરાશંકર નામના ગૃહસ્થને આ સભામાં દાખલ કરવા અને સભાના પ્રોસીડીંગની નોટ લેવા રજા આપવા મતલબનો કાગળ આવેલ તે અસલ ઇંગ્રેજી તથા તેનો ગુજરાતી તરજુમો અધ્યક્ષ સાહેબના ફરમાનથી રા. રા. વકીલ હરીલાલ મંછારામે વાંચી સંભળાવ્યા અને તે ઉપરથી મી. માણેકલાલની માગણી પ્રમાણે કરવું કે કેમ તે બાબત સકળ સંઘના મત લેવામાં આવ્યા જે ઉપરથી આખી સભામાંથી સુરતવાળા શાહ રતનચંદ ખીમચંદ તથા ડાહ્યાભાઇ મોતીચંદ નામના ફક્ત બે ગૃહસ્થોએ મી. માણેકલાલ તરફથી આવેલ ગૃહસ્થને દાખલ

સદરહુ ત્રણ ઠરાવોને મંજુર કરવાને મુંબાઇવાળા વકીલ રા. મોહનલાલ દલીચંદ દેશાઇએ પ્રથમ અનુમોદન આપ્યું પરંતુ પાછળથી તે પૈકીનો ત્રીજો ઠરાવ ગઇ રાત્રે કમીટીમાં મુકી તે ઉપર વિચાર કરવામાં આવ્યો નથી એમ જણાવવાથી રજુ કરનાર ગૃહસ્થે ત્રીજો ઠરાવ પાછો ખેંચી લીધો અને બાકીના બે ઠરાવો ઉપર લખેલા અનુમોદનથી સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા.

પછી મુંબઇવાળા શેઠ મોહનલાલ હેમચંદે દરખાસ્ત કરી કે,

**ઠરાવ ૮**—ઉપરના ઠરાવોમાં જણાવેલાં તિર્થો, દેરાસરો તથા ધાર્મિક સંસ્થાઓ વીગેરે સંબંધી સર્વ કામકાજ કરવાને તથા નાણાં આપવા લેવાને તથા લહેણું વસુલ કરવાને તથા દેવું આપવાને તથા સદરહુ પૈકી જે સંસ્થાનું હીત કે સંબંધ હોય તેને માટે અને તેના તરફથી સર્વ પ્રકારનો ખર્ચ કરવાને તથા હરેક પ્રકારના દસ્તાવેજ કે પાવતીઓ લખાવી લેવાને અગર લખી આપી તેના ઉપર સહી કરવાને તથા એવી દરેક સંસ્થાનો ભંડાર, નાણું, સીલક, દાગીના, કપડાં વીગેરે જે જંગમ યા સ્થાવર મીલકત હોય તે પોતાના અખત્યારમાં રાખવાને તથા તેની દરેક સંસ્થાના હીતને ખાતર તેમાં સુધારો વધારો કે ફેરફાર કરવાને તથા સરવે સરકારી કોર્ટો કે કચેરીઓમાં અરજી કે કેસોમાં શેઠ આણંદજી કલ્યાણજીના અગર તે સંસ્થાને લગતું જે નામ ચાલતું હોય તે નામથી સહી કરવાને તથા કેસો ચલાવવાને તથા વકીલ બેરીસ્ટર એટર્ની કે મુખત્યાર નીમવાને અને સાધારણ રીતે ઉપરની સંસ્થાઓનો વહીવટ કરવાના સંબંધમાં તેમજ જાત્રાળુઓના હીત અગર સગવડના કારણસર યોગ્ય લાગે તે ખર્ચ કરવા તથા બીજું જે જે કામ કરવાને તેમને જરૂર લાગે તે સર્વ કરવાને આખા હીન્દુસ્થાનનો સદરહુ સકળ સંઘ અગર જે તે સ્થળનો સંઘ પોતાને કાયદેસર જે જે કામ કરવાનો અખત્યાર છે અને હોય તે સર્વ કામ કરવાને શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વખતે વખત જે જે વહીવટ કરનાર પ્રતિનીધિઓ હોય તેમને સર્વેને કે તેમની મીટીંગ મળીને ઠરાવે તે એક અગર એકથી વધારે વહીવટ કરનાર પ્રતિનીધિને કુલ અખત્યાર આપવામાં આવે છે.

તે દરખાસ્તને મુંબઈવાળા વકીલ રા. ત્રીભોવનદાસ ઓધવજી શાહે ટેકો આપતાં તે સર્વાનુમતે પસાર કરવામાં આવી.

પ્રભાસપાટણવાળા શાહ પ્રેમજી રાયચંદે નીચેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ ૯**—પોતાના વહીવટમાંની કોઇપણ સંસ્થાનાં નાણાં પોતાના વહીવટમાં ન હોય એવા કોઇપણ તિર્થ અગર દેરાસર હીન્દુસ્થાનમાં ગમે તે ઠેકાણે હોય તેના સંરક્ષણ કે લાભને અર્થે ખરચ કરવાનું વહીવટ કરનાર પ્રતિનીધિઓને યોગ્ય જણાય તો રૂ. ૧૫૦૦૦) પંદર હજાર રૂપીઆ સુધીની રકમ ખર્ચ ખાતે લખીને કે નામે લખીને આપવાનો અગર ખર્ચ કરવાનો શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વખતે વખત જે જે વહીવટ કરનાર પ્રતિનીધિઓ હોય તેમને અધિકાર આપવામાં આવે છે પરંતુ તે ઉપરાંત રકમ આપવાની કે ખર્ચવાની જરૂર જણાય તો તે બાબત સ્થાનીક પ્રતિનીધિઓની મીટીંગની મેજોરીટીની સંમતિ મેળવી ખર્ચવા અગર આપવાનો અધિકાર છે.

ઉપરના ઠરાવને સુરતવાળા શા. રતનચંદ ખીમચંદે ટેકો આપતાં તે સર્વાનુમતે મંજુર કરવામાં આવ્યો.

ત્યારબાદ મુંબઇના શેઠ હરીચંદ થોભણભાઇએ નીચેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ+**પોતાના વહીવટમાંની કોઇ પણ સંસ્થાનાં નાણાં પોતાના વહીવટમાંની બીજી કોઈ સંસ્થાને તે સંસ્થાના સંરક્ષણ કે લાભને અર્થે તેમજ જાત્રાળુઓના હીત અગર સગવડના કારણસર ખર્ચ ખાતે લખીને કે નામે લખીને આપવાનો શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વખતે વખત જે જે વહીવટ કરનાર પ્રતિનીધિઓ હોય તેમને અધિકાર આપવામાં આવે છે.

સદરહુ ઠરાવને ભાવનગરવાળા વોરા જગજીવન અમરચંદે ટેકો આપ્યો પરંતુ પાટણવાળા વકીલ લેરભાઈ ડાયાભાઇએ તથા મુંબઇવાળા શાહ હીરાલાલ વર્ધમાને સુચના કરી કે સદરહુ ઠરાવમાં ખર્ચ કરવાની રકમની કાંઇ હદ બાંધવી જોઇએ. તે ઉપરથી ભાવનગરવાળા શેઠ કુંવરજી આણંદજીએ સદરહુ ઠરાવને અનુમોદન આપતાં તેમાં સુધારો મુકયો કે,

રૂ. ૨૦૦૦૦) વીસ હજાર રૂપીઆ સુધીની રકમ વહીવટ કરનાર પ્રતિનીધિઓ ઠરાવમાં લખ્યા મુજબ વાપરી શકે અને તે ઉપરાંત વધારે રકમની જરૂર હોય તો સ્થાનીક પ્રતિનીધિઓની મીટીંગની મેજોરીટીની સંમતિ મેળવી વાપરી શકે.

આ સુધારો દરખાસ્ત કરનાર મુંબાઇવાળા શેઠ હરીચંદ શોભણભાઇએ પોતાના ઠરાવમાં સામેલ કરવા સંમતિ આપી અને તેને વડોદરાવાળા ઘડીઆળી સાંકળચંદ માણેકચંદે અનુમોદન આપતાં સર્વાનુમતે નીચે પ્રમાણે ઠરાવ થયો.

**ઠરાવ ૧૦**—પોતાના વહીવટમાંની કોઇપણ સંસ્થાનાં નાણાં પોતાના વહીવટમાંની બીજી કોઈ સંસ્થાને તે સંસ્થાના સંરક્ષણ કે લાભને અર્થે તેમજ જાત્રાળુઓના હીત અગર સગવડના કારણસર ખર્ચ ખાતે લખીને કે નામે લખીને રૂા. ૨૦૦૦૦) રૂપીઆ વીસ હજાર સુધી આપવાનો શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વખતે વખત જે જે વહીવટ કરનાર પ્રતિનીધિઓ હોય તેમને અધિકાર આપવામાં આવે છે. પરંતુ તે ઉપરાંત વધારે રકમની જરૂર હોય તો સ્થાનીક પ્રતિનીધિઓની મીટીંગની મેજોરીટીની સંમતિ મેળવી આપવા અધિકાર છે.

શેઠ બાલાભાઇ દલસુખરામ કપડવંજવાળાએ નીચેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ ૧૧**—તારીખ ૧૨ માર્ચ સને ૧૯૧૨ સંવત ૧૯૬૮ ના ફાગણ વદ ૯ મંગળવારના રોજ સ્થાનીક પ્રતિનીધિઓની મળેલી મીટીંગમાં શ્રી સમેતશીખરજી બાબતમાં નીચે પ્રમાણે ઠરાવ થયો છે.

"રાય સાહેબ બદ્રીદાસજી બહાદુર કલકતેથી અત્રે પધારેલા છે અને તેમણે મોહા પ્રયત્ને શીખરજીના તિર્થ માટે પ્રયાસ કર્યો તે હકીકત શેઠ વલભજીભાઇ હીરજીભાઇએ રાય સાહેબની વતી અત્રે નીચે પ્રમાણે જાહેર કરી કે પાલગંજના રાજાના શીખરજી ઉપરના તમામ હકનું કાયમનું લીસ લેવા માટે રૂા. ૨૪૨૦૦૦) બે લાખ બેતાલીસ હજાર એકવાર રોકડા આપવા તથા દર વર્ષે રૂા. ૪૦૦૦) ચાર હજાર આપવા એવી ગોઠવણ થઈ છે. અને તેમાં જે રૂા. ૧૫૦૦) પંદરસેં શ્રી શીખરજીના કારખાના તરફથી મળે છે તે લેવાના તથા પાલગંજના રાજાના હક તરીકે ડુંગરની જે ઉપજ આવશે તે પણ આપણે લેવાની એમ જાહેર કર્યું અને આ સંબંધે ગવરમેન્ટમાં મંજુરી માટે માગણી કરી છે તે માંગણી મંજુર થયેલી ઉપરની રકમ તથા તે શીવાય વકીલ વીગેરે બીજા ખર્ચ માટે જરૂર પડતાં રૂા. ૧૫૦૦૦) પંદર હજાર સુધી જરૂર પડે તેમ છે એમ જાહેર કર્યું. આ હકીકત ઉપરથી મી. માણેકલાલ ઘેલાભાઇએ દરખાસ્ત કરી તથા મી. અંબાલાલ બાપુભાઇએ ટેકો આપ્યો કે આ કામ ઘણુંજ સારૂં છે અને ઉપર જે રકમ જણાવી છે તે રકમ શેઠ આણંદજી કલ્યાણજીએ સમેતશીખરજીના તિર્થ ખાતે લખીને આપવી અને તે બાબત જે જે જરૂર અને યોગ્ય કામ લાગે તે સર્વે કરવા વહીવટ કરનાર પ્રતિનીધિઓને સત્તા આપવી અને આ કામ બદલ રાય બદ્રીદાસજી બહાદુરને ધન્યવાદ આપવો.

ઉપર પ્રમાણે સ્થાનીક પ્રતિનીધિઓની મીટીંગમાં ઠરાવ થયેલ છે તે મંજુર કરવામાં આવે છે અને ઠરાવવામાં આવે છે. કે તે ઠરાવમાં જણાવેલી સરતોમાં અથવા રકમમાં કોઈ ઓછું વધતું કરવાનું અગર ફેરફાર કરવાનું વહીવટ કરનાર પ્રતિનીધિઓને યોગ્ય લાગે તો તેમ પણ કરવાની તેમને સંપૂર્ણ સત્તા આપવામાં આવે છે.

સદરહુ ઠરાવને વીજાપુરવાળા શાહ મગનલાલ કંકુચંદે ટેકો આપતાં તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

વડોદરાવાળા શેઠ લાલભાઇ કલ્યાણભાઇએ નીચેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ ૧૨**—શ્રી પાલીતાણે દર સાલ જાત્રાળુઓ તરફથી જે વાર્ષીક ઉપજ આવે છે તેમાંથી ભંડાર ખાતે જે ચોખી ઉપજ રહે તેમાંથી આઠઆની સુધીની રકમ વહીવટ કરનાર પ્રતિનીધિઓની કમીટીને યોગ્ય લાગે તેવાં બીજાં તિર્થો તથા બીજાં સ્થળોનાં દેરાસરોના જીર્ણોદ્ધાર ખાતે વાપરવાને સદરહુ પેઢીના વખતે વખતના વહીવટ કરનાર પ્રતિનીધિઓને અધિકાર આપવામાં આવે છે, પરંતુ તે કરતાં વધારે રકમ ખર્ચવા જરૂર જણાય તો સ્થાનીક પ્રતિનીધિઓની મીટીંગની મેજોરીટીની સંમતિ મેળવી ખર્ચવા અધિકાર છે.

સદરહુ ઠરાવને મીયાંગામવાળા શેઠ નેમચંદભાઇ પીતામ્બરે ટેકો આપતાં, તે સર્વાનુમતે મંજુર કરવામાં આવ્યો.

પુનાવાળા શેઠ વીરચંદ કૃષ્ણાજીએ નીચેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ ૧૩**—પોતાના વહીવટમાંની કોઈપણ સંસ્થાનાં નાણાં જે તે વખતે અમલમાં હોય તે ઈન્ડીયન ટ્રસ્ટ એક્ટમાં લખ્યા પ્રમાણેની સીક્યુરીટીમાં તથા પ્રેસીડન્સી બેન્ક અથવા બેન્કોમાં અથવા તેની શાખાઓમાં રોકવાં. તે શીવાય બીજી કોઇ જગ્યાએ રોકવાં કે ધીરવાં નહી અને વહીવટ કરનાર પ્રતિનીધિઓમાંથી ત્રણ અગર વધારેને નામે રાખવાં.

સદરહુ ઠરાવને મુંબાઇવાળા ઝવેરી મોહનભાઇ મગનભાઇએ અનુમોદન આપતાં સર્વાનુમતે મંજુર થયો.

ત્યારબાદ કપડવંજવાળા શેઠ જેસંગભાઈ પ્રેમચંદે નીચેનો ઠરાવ રજુ કર્યો:

**ઠરાવ ૧૪**—દર સાલ હીસાબ તપાસવા સારૂ બે અથવા વધારે ઓડીટરો સ્થાનીક પ્રતિનીધિઓની મીટીંગ વખતે મુકરર કરવા અને દર સાલ ઓડીટરોએ તપાસેલો હીસાબ સ્થાનીક પ્રતિનીધિઓની મીટીંગમાં વહીવટ કરનારે પ્રતિનીધિઓએ રજુ કરવો તથા વહીવટ કરનાર પ્રતિનીધિઓએ તે સાલમાં કરેલાં મહત્વનાં કામોનો વાર્ષીક રીપોર્ટ રજુ કરવો.

સદરહુ ઠરાવને મુંબઇવાળા મારવાડી સંઘવાળા શેઠ વજીંગજી હીરજીએ ટેકો આપતાં તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

ત્યારબાદ સાયલાવાળા રા. રા. નરશીદાસ નથુભાઇએ નીચેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ ૧૫**—કોઇપણ માણસ કોઇપણ જૈન તિર્થ અગર દેરાસરનો અગર કોઇ જૈન ધાર્મિક સંસ્થાના વહીવટનો હીસાબ ન આપતો હોય અથવા તેના કબજાની તેવા પ્રકારની મીલક્ત ન સોંપતો હોય તે કારણથી તેને જે તે સ્થળના સંઘે સંઘમાંથી દુર કર્યો હોય અને તે સંઘવાળા આ પેઢી ઉપર લખી મોકલે અને આ પેઢી તેને હીસાબ આપવાને તથા મીલક્ત સોંપવાને કહે તે છતાં તે પ્રમાણે તે ન વર્તે અગર તેનો વાસ્તવીક ખુલાસો ન આપે તો વહીવટ કરનાર પ્રતિનીધિઓ સ્થાનીક પ્રતિનીધિઓની મીટીંગની મેજોરીટીના મત પ્રમાણે તેને હીંદુસ્થાનના સકળ શ્વેતાંમ્બર મૂર્તિપૂજક જૈન સંઘ બહાર મુકી શકે અને તે ઉપરથી તે માણસ હીંદુસ્થાનના સકળ સંઘની બહાર છે એમ ગણવું અને આવી રીતે હીંદુસ્થાનના સકળ સંઘ બહાર મુકાયેલો શક્ષ વહીવટ કરનાર કે સ્થાનીક પ્રતિનીધિ થઈ શકશે નહીં અને હશે તો તે કમી થયો છે એમ ગણવામાં આવશે.

ઉપલા ઠરાવને ખંભાતવાળા શેઠ દીપચંદ પુલચંદે અનુમોદન આપતાં તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

બાદ ભાવનગરવાળા શેઠ નરોતમદાસ ભાણજીએ નીચેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ ૧૬**—વહીવટ કરનાર પ્રતિનીધિઓને ઉપરના ઠરાવો પ્રમાણે વહીવટ કરવાના દરમ્યાન કાંઇ અડચણ પડે તો અગર જરૂર જણાય તો તે હકીકત સ્થાનીક પ્રતિનીધિઓને જાહેર કરી તેમની મીટીંગના બહુમત પ્રમાણે જે ઠરાવ થાય તે પ્રમાણે વર્તવું. અને તે ઠરાવ આખા હીન્દુસ્થાનના સકળ સંઘે કરેલો છે એમ ગણાશે.

સદરહુ ઠરાવને વીજાપુરવાળા શેઠ ભીખાભાઇ લલુભાઇએ ટેકો આપતાં તે સર્વાનુમતે મંજુર થયો:

અમદાવાદવાળા વકીલ રા. કેશવલાલ અમથાલાલે ત્યાર પછી નીચેનો ઠરાવ રજુ કર્યો:

**ઠરાવ ૧૭**—સદરહુ પેઢીના વહીવટ કરનાર અથવા સ્થાનીક પ્રતિનીધિઓ જે જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક હશે તેજ થઈ શકશે, પરંતુ નીચે લખેલા શક્ષો સદરહુ પેઢીના વહીવટ કરનાર કે સ્થાનીક પ્રતિનીધિઓ થઈ શકશે નહી.

૧ જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજકપણાની શ્રદ્ધા ન હોય તે.
૨ નામદાર બ્રીટીશ સરકારનો રાજદ્રોહી ઠરી શીક્ષા થઈ હોય તે
૩ જે કોઇને ચોરી, વિશ્વાસઘાત અગર બીજા ભયંકર ગુનહા બદલ કેદની સજા થઈ હોય તે.
૪ દીવાનો.
૫ સગીર.
૬ સ્ત્રી.

જે વહીવટ કરનાર અથવા સ્થાનીક પ્રતિનીધિને તે નીમાયા પછી ઉપર લખેલી પેટા કલમો ૧-૨-૩-૪ પૈકી કોઇ કલમ લાગુ પડશે તો તે તેજ વખતથી વહીવટ કરનાર અથવા સ્થાનીક પ્રતિનીધિ તરીકે બંધ પડયો છે એમ ગણવું.

ઉપરના ઠરાવને અમદાવાદવાળા શા. ચંદુલાલ હીરાચંદે ટેકો આપતાં તે સર્વાનુમતે પસાર થયો.

પછી રતલામવાળા વરધીચંદજી હકમીચંદજી ગાંધીએ આજની સભાનું કામ સંતોષકારક રીતે પસાર થયું તે માટે ધન્યવાદના શબ્દોની એક કવિતા ગાઇ સંભળાવી.

ત્યારબાદ રા. રા. વકીલ હરીલાલ મંછારામે જાહેર કર્યું કે આજનું કામ ખલાસ થયું છે અને આવતી કાલ માટે કમીટીના મેમ્બરોએ આજ રાત્રે સાડાસાત વાગે ગઇ કાલની માફક આવવું.

ઉપર પ્રમાણે કામકાજ થયા બાદ સભા આવતી કાલ ઉપર મુલતવી રાખવામાં આવી.

કસ્તુરભાઇ મણિભાઇ
હીન્દુસ્થાનના શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોના
શ્રી સકળ સંઘના પ્રમુખ.

તારીખ ૩૦ ડીસેમ્બર સને ૧૯૧૨

આજરોજ દીવસના બાર ઉપર એક વાગતાં ગઇ કાલની મુલતવી રહેલી સભા મળતાં તેમાં કામકાજ થયું તે નીચે પ્રમાણે.

ભાવનગરવાળા શેઠ કુંવરજી આણંદજીએ નીચેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ ૧૮**—શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને લગતાં તથા શ્રાવક સમુદાય તરફનાં સરવે કામકાજ તથા કોઇપણ રીતે તેની સાથે લાગતાં વળગતાં શ્રાવક સમુદાય તરફનાં સરવે કામ નીચે લખેલા અમદાવાદના નવ ગ્રહસ્થો જેમને સમુદાય મજકુરના વહીવટ કરનાર પ્રતિનીધિઓ કહેવામાં આવશે તેમની બનેલી એક કમીટીએ આજથી કરવાં.

**નામ.** નગરશેઠ કસ્તુરભાઈ મણીભાઈ, શેઠ અંબાલાલ સારાભાઇ, શેઠ મનસુખભાઈ ભગુભાઈ, શેઠ મણીભાઇ દલપતભાઈ, શેઠ દલપતભાઈ મગનભાઇ, શેઠ લાલભાઇ ત્રીકમલાલ, ઝવેરી વાડીલાલ વખતચંદ, રા. વકીલ સાંકળચંદ રતનચંદ, રા. વકીલ હરીલાલ મંછારામ.

વખતે વખત જે જે વહીવટ કરનાર પ્રતિનીધિઓ હશે તે તેમના હુદ્દાની રૂએ સ્થાનીક પ્રતિનીધિઓ પણ ગણાશે.

સદરહુ ઠરાવને પુનાવાળા શાહ વીરચંદ કૃષ્ણાજીએ ટેકો આપતાં તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

ત્યારબાદ ભાવનગરવાળા વોરા અમરચંદ જસરાજે નીચેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ ૧૯**—ઉપર લખેલા ઠરાવોથી તારીખ ૧૯ સપ્ટેમ્બર સને ૧૮૮૦ ની સાલની સ્કીમમાં જે ફેરફાર કરવામાં આવ્યા છે તે શીવાય બીજી બધી બાબતોમાં મજકુર તારીખ ૧૯ સપ્ટેમ્બર સને ૧૮૮૦ ની સાલની સ્કીમ કાયમ છે એમ સમજવું.

ઉપરના ઠરાવને અનુમોદન આપતાં તેમાં એવલાવાળા શાહ દામોદરદાસ બાપુભાઇએ નીચેનો સુધારો મુક્યો.

તિર્થના હક્કો જાળવવાને અંગે તેમજ ચાલુ વહીવટનાં અંગે વહીવટ કરનાર પ્રતિનીધિઓને આપેલી સત્તા શીવાયના કામને સંબંધે તેમજ આપેલી સત્તામાં રૂલ વિરૂદ્ધ કાર્ય થતું હોય તો તે સંબંધે સ્થાનીક તથા વહીવટ કરનાર પ્રતિનીધિઓનું મંડળ એકત્ર મળે ત્યારે બહુ મતે યા સર્વાનુમતે જે ઠરાવ કરે તેનો વહીવટ કરનાર પ્રતિનીધિઓએ અમલ કરવો

સદરહુ સુધારાને માલેગામવાળા શાહ બાલચંદ હીરાચંદે અનુમોદન આપતાં વોરા અમરચંદ જસરાજે પોતાના ઠરાવમાં તે સુધારો સ્વીકાર્યો અને ભાવનગરવાળા શેઠ કુંવરજી આણંદજીએ સદરહુ ઠરાવને ઉપરના સુધારા સાથે ટેકો આપતાં સદરહુ ઠરાવ સુધારા સાથે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

લખતરવાળા સંઘવી નેણશી ફુલચંદે જણાવ્યું કે બોટાદમાં આપણા ધર્મના વરઘોડા બાબત જે વિરૂદ્ધ ચુકાદો આપવામાં આવેલ છે તે બાબત નામદાર ભાવનગર દરબાર સાહેબ તરફ એક વિનંતિ પત્ર મોકલવું.

તેને કપડવંજવાળા શાહ બાલાભાઇ દલસુખરામે ટેકો આપ્યો અને ભાવનગરવાળા શેઠ કુંવરજી આણંદજીએ જાહેર કર્યું કે જો કે આ બાબત સ્કીમને લગતી નથી તોપણ આખા હિન્દુસ્થાનનો સકળ સંઘ એકઠો થવાનો આવો પ્રસંગ ફરી ફરીને આવતો નથી તેથી વિનંતિ કરૂં છું કે આ ઠરાવ સર્વાનુમતે પસાર કરવો અને તે ઉપરથી તાળીઓના અવાજ થતાંની સાથે મુંબઇવાળા ઝવેરી મણીલાલ સવચંદ વીગેરેએ જણાવ્યું કે આ સભા આ બાબત મળી નથી જે ઉપરથી મતભેદ થવાથી ગડબડ થઇ તેથી સભાનું બીજું કાર્ય આગળ ચલાવવામાં આવ્યું.

રા. રા. વકીલ હરીલાલ મંછારામે હિન્દુસ્થાનના સકળ સંઘે અમદાવાદમાં પોતાના વખતનો ભોગ આપી પધારવાને તસ્દી લીધી છે તે માટે તેમનો ઉપકાર માન્યો.

પછી ભાવનગરવાળા શેઠ કુંવરજી આણંદજીએ જાહેર કર્યું કે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનું કામકાજ અમદાવાદનો સંઘ વખત તથા ખર્ચના ભોગે હમેશાં જે બજાવતો આવ્યો છે અને બજાવે છે તેના પ્રમાણમાં બાહાર ગામોથી પધારેલા સંઘોએ કાંઇ વિશેષ કર્યું નથી અને તેથી આપણે બાહાર ગામોથી આવેલા સંઘોએ અમદાવાદના સંઘનો ઉપકાર માનવાની હું દરખાસ્ત કરૂં છું.

સદરહુ દરખાસ્તને વડોદરાવાળા ઝવેરી લાલભાઇ કલ્યાણભાઇએ ટેકો આપતાં તે સર્વાનુમતે પસાર થઇ.

બાદ અમદાવાદવાળા રા. રા. વકીલ છોટાલાલ કાળીદાસે શેઠ આણંદજી કલ્યાણજી તરફથી શ્રી પવિત્ર શત્રુંજય તિર્થની રખોપાની ટીપ કરવામાં આવે છે તે સંબંધમાં તારીખ ૧૩ જુન સને ૧૯૧૨ ના હીન્દી જૈન પેપરમાં જે ખોટી હકીકત છપાઇ આવેલ તે જણાવી તેની ખોટી હકીકતથી નહીં દોરવાઈ જવા સકળ સંઘને વિનંતિ કરી. ત્યારબાદ શાહ સાંકળચંદ પીતામ્બરે આપણું કાર્ય પૂર્ણ સંતોષકારક રીતે પાર પાડેલું છે તે બાબતની કવિતા ગાઇ બતાવ્યા બાદ મુંબઈવાળા શેઠ કલ્યાણચંદ શોભાગચંદે દરખાસ્ત કરી કે આપણા પ્રમુખ સાહેબે આ સભાનું કામ ઘણી સંતોષકારક રીતે બજાવ્યું છે. અને તેઓ ગાદીને માટે પુરેપુરા લાયક છે માટે તે બદલ તેઓ સાહેબનો આ સભાએ ઉપકાર માનવો.

સદરહુ દરખાસ્તને કપડવંજવાળા શાહ બાલાભાઇ દલસુખરામે ટેકો આપ્યો અને તે સર્વાનુમતે પસાર કરવામાં આવી.

ત્યારબાદ પ્રમુખ સાહેબે અત્રેના તેમજ બહાર ગામથી પધારેલા સકળ સંઘનો તેમજ આ સકળ સંઘ એકઠો થતાં તેની સુવ્યવસ્થા વીગેરે કાર્ય કરવામાં અત્રેના શેઠ જમનાદાસ, સવચંદ, મોહોલાલભાઇ મગનલાલભાઇ વીગેરે ગૃહસ્થોએ પૂર્ણ ઉત્સાહથી પોતાના વખતનો ભોગ આપીને મદદ કરી છે તે વીગેરેનો શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વહીવટ કરનાર પ્રતિનીધિઓ તરફથી આભાર માન્યો.

બાદ શેઠ કલ્યાણચંદ શોભાગચંદે પ્રમુખ સાહેબને હાર તોરા આપ્યા બાદ પ્રમુખ સાહેબે સભા વિસર્જન થયેલી જાહેર કરી અને તે પ્રમાણે સભા વિસર્જન થઇ.

આ સભામાં હિન્દુસ્થાનના શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોના જુદા જુદા સ્થળના સંઘોના જે જે ગૃહસ્થો પધાર્યા હતા તેમના નામનું બની શકયું તેટલું લીસ્ટ બનાવી નીશાની અ. બ. ક. થી આ સાથે સામેલ રાખ્યું છે.

કસ્તુરભાઈ મણીભાઈ.
હીન્દુસ્થાનના શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોના
શ્રી સકળ સંઘના પ્રમુખ.

---

[ અમદાવાદમાં રાવબહાદુર નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઇના મકાનમાં તા. ૧૯ સપ્ટેમ્બર સને ૧૮૮૦ ના રોજ દીવસના કલાક ૧૧ વાગતાં શ્રાવક સમુદાયના તમામ મેમ્બરોની એક સભા ભરાઇ તેનું પ્રોસીડીંગ. ]

આ સભામાં ઘણાં માણસો ભરાયાં હતાં તેમાંના જે માણસોના નામની લીષ્ટ બની આવી તે આ સાથે સામેલ છે.

જયારે આ સભાનું કામ શરૂ થયું ત્યારે શેઠ મનસુખભાઇ ભગુભાઇએ દરખાસ્ત કરી અને તેને શેઠ ઉમાભાઈ હઠીસંગે ટેકો આપ્યો કે શેઠ પ્રેમાભાઇ હીમાભાઇએ સભાપતીની ખુરશી લેવી. આ દરખાસ્ત એકમતથી પાસ થઇ ને શેઠ પ્રેમાભાઇ હીમાભાઇએ એ પ્રમાણે સભાપતીની ખુરશી લીધી.

પછી ચેરમેન સાહેબે સભા એકઠી કરવાનું કારણ કહી સમજાવ્યું ને તેમના હુકમથી શા. મગનલાલ દલપતરામે સભા ભરવા બાબતની છપાવેલી નોટીસ વાંચી સંભળાવી.

જાહેર ખબરમાં લખેલી બાબતોને વીશે ઠરાવો કરવાને સારૂ અમદાવાદ સીવાય બીજી કેઇ કેઇ જગાઓએ શ્રાવકોની સભાઓ ભરવામાં આવી હતી તે ગામો તથા શહેરોના નામો ચેરમેન સાહેબે કહી બતાવ્યાં હતાં ને તે ગામો સુમારે ૧૦૩ હતાં તેના લીષ્ટની યાદી આ સાથે રાખવામાં આવી.

આ બધી એકસોને ત્રણ જગાઓએ જુદી જુદી મીટીંગો ભરાઇ તેની હકીકત પત્રો અમદાવાદમાં શેઠ આણંદજી કલ્યાણજી તથા શેઠ. પ્રેમાભાઇ હીમાભાઇના સરનામાથી વખતસર અહીં આવેલાં છે. ને તેમાં એમ નીકળે છે કે એ બધી જગાઓએ શ્રાવકોએ ઠરાવો કર્યો છે તેમાં બીજી બાબતોની સાથે એમ ઠરાવ્યું છે કે આ સભા ભરવાની જાહેર ખબર નીચે સહીઓ કરનાર આઠ ગૃહસ્થોને આખા શ્રાવક સમુદાયના પ્રતીનીધીઓ નીમવાને તેમને શેતરૂંજા ડુંગર તથા તેના દેરાસરોની બાબતમાં કામ કરવાનો કુલ અખતીઆર આપવો.

જાહેર ખબરમાં લખેલુ સભાનું કામ શરૂ કરતું.

૧. સંઘવી ફુલચંદ કમળસી થાન લખતર દરબારના કારભારીએ દરખાસ્ત કરી કે,

પાલીતાણાના ઠાકોર સાહેબ તરફથી શેતરૂંજા ડુંગરના તથા તેને લગતા કામોમાં થતી હરકતો દુર થવા બાબત શ્રાવક સમુદાય તરફથી શેઠ. આણંદજી કલ્યાણજીના નામથી જે જે કામકાજ હાલસુધી થએલાં છે તથા તેને લગતાં બીજાં સરવ કામો કાયમ રાખવા.

તેને શેઠ મદનજી સુંદરજી પોરબંદરના રેહેવાશીએ ટેકો આપ્યો ને સભાના એકમતથી આ ઠરાવ બાહાલ રાખ્યો.

૨. બીજી દરખાસ્ત શેઠ. છોટાભાઇ મોતીચંદ અમદાવાદનાએ કરી કે,

શેતરૂંજા ડુંગર તથા દેરાસરોને લગતા શ્રાવક સમુદાય તરફના કામકાજો તથા કોઇપણ રીતે તેની સાથે લાગતા વળગતા શ્રાવક સમુદાય તરફના સરવે કામ જે આજ સુધી શેઠ. આણંદજી કલ્યાણજીના નામથી ચલાવવામાં આવ્યા છે તેનો વહીવટ નીચે લખેલા આઠ સખસો જેમને સમુદાય મજકુરના પ્રતિનીધિઓ કહેવા તે સખસોની બનેલી એક કમીટીએ કરવો તેમનાં નામ.

૧ શેઠ પ્રેમાભાઇ હીમાભાઈ.
૧ શેઠ ઉમાભાઈ હઠીસંઘ.
૧ શેઠ જેસંગભાઇ હઠીસંઘ.
૧ શેઠ મગનભાઇ કરમચંદ તરફથી ત્રીકમદાસ નથુભાઈ
૧ શેઠ દલપતભાઈ ભગુભાઈ.
૧ શેઠ મનસુખભાઈ ભગુભાઈ.
૧ શેઠ મંછારામ ગોકળદાસ.
૧ શેઠ પરસોતમદાસ પુંજાસા.

ઉપરની દરખાસ્તને સંઘવી કીરચંદ સુંદરજી મોરબીવાળાએ ટેકો આપ્યો અને સરવેના એકમતથી આ દરખાસ્ત બહાલ રહી.

૩. શેઠ તલકચંદ માણેકચંદ મુંબાઇવાળાએ દરખાસ્ત કરી કે,

ઉપર લખેલા આઠ વહીવટ કરનાર પ્રતિનીધિઓને નીચે લખેલા સ્થાનીક પ્રતિનીધિઓની અહરહુ કામકાજમાં જો મદત લેવાની ખાચરા જણાય તો મદદ આપે ને જ્યારે જ્યારે આની અંદર આગળ બતાવ્યા પ્રમાણે જરૂર પડે ત્યારે તેઓએ સ્થાનીક પ્રતિનીધિઓના વીચાર ઉપર ધ્યાન આપે તેઓનાં નામ.

| | |
|---|---|
| રાય બહાદુર લક્ષ્મીપતસીંઘજી પરતાપસીંઘજી<br>રાય બહાદુર ધનપતસીંઘજી પરતાપસીંઘજી | મુરસીદાબાદ તથા તેના આસપાસના ગામો તરફથી. |
| રાય બહાદુર બદ્રીદાસ કાળકાદાસ | કલકત્તા તથા તેની આસપાસ. |
| શેઠ ખીમચંદભાઈ મોતીચંદ તરફથી દયાચંદ મલુકચંદ<br>શેઠ કેશવજીભાઈ નાયક<br>શા. તલકચંદ માણેકચંદ<br>શા. મોતીચંદ હરખચંદ | મુંબાઈ તથા તેના આસપાસના ગામો તરફથી. |
| શા. નેમચંદ મેલાપચંદ<br>શા. રૂપચંદ કલ્યાણજી<br>શા. ફીકાભાઈ પરભુદાસ | સુરત તથા તેની આસપાસના ગામો તરફથી. |
| શા. અમરચંદ જસરાજ<br>શા. નારણભાઇ ભાણાભાઈ | ભાવનગર તથા તેની આસપાસના ગામો તરફથી. |
| ઝવેરી પનાલાલ પુનમચંદ<br>શા. ઉત્તમચંદ માણેકચંદ | પાટણ તથા તેની આસપાસના ગામો તરફથી |
| શા. મંગળજીભાઈ ઈશ્વરભાઈ | પાલણપુર તથા તેની આસપાસ |

| | | | |
|---|---|---|---|
| શા. પાનાચંદ આશકરણ | કછમાંડવી | ,, | ,, |
| શા. મગનભાઈ કપુરચંદ | પુના | ,, | ,, |
| શા. કરમચંદ લવજી | ઘોઘા | ,, | ,, |
| શા. અનોપચંદ મલુકચંદ | ભરૂચ | ,, | ,, |
| શા. પ્રેમજી કપુરચંદ | માંગરોલ | ,, | ,, |
| શા. કૃષ્ણાજી રંગજી | મારવાડ | ,, | ,, |
| શેઠ. લલુભાઇ અનોપશી | ખેડા | ,, | ,, |
| શા. ત્રીકમજી શામજી | જામનગર | ,, | ,, |
| સંઘવી ફુલચંદ કમળશી | થાના લખતર | ,, | ,, |
| શા. ફતેભાઈ અમીચંદ ઝવેરી | વરોદરા | ,, | ,, |
| શા. ખોડીદાસ મોરારજી | ધોરાજી | ,, | ,, |
| શા. શીરચંદભાઇ સાંકળચંદ | રાધનપુર | ,, | ,, |
| શા. મુળચંદ વેલશી | ધોરેજા | ,, | ,, |
| શા. લખમીચંદ કેશવજી | રાજકોટ | ,, | ,, |
| શા. મદનજી સુંદરજી | પોરબંદર | ,, | ,, |

| | |
|---|---|
| શા. ચુનીલાલ કેસરીસંઘ<br>શા. વકીલ કસ્તુરભાઇ પ્રેમચંદ | અમદાવાદના. |

ઉપરની દરખાસ્તને વકીલ ઉમેદભાઇ હીરાચંદે ટેકો આપ્યો અને સરવેના એક મતથી આ દરખાસ્ત બાહાલ રહી.

૪. શેઠ ગલાબચંદ રાયચંદે દરખાસ્ત કરી કે;

શ્રાવક સમુદાયના તથા શેઠ આણંદજી કલ્યાણજી મજકુરના નામથી તથા તેમની તરફથી ગમે ત્યાં આવેલી બધી જગાઓએ સરવે દસ્તાવેજો ઉપર સહી કરવાને તથા

સરવે કામકાજ કરવાને તથા સદરહુ ડુંગર તથા દેરાસરોની તથા સદરહુ કામકાજની બાબત સમુદાય મજકુરના નાણાંની પાવતીઓ આપવાને તથા તે નાણાં મંગાવવાને તથા વસુલ કરવાને તથા ખરચવાને તથા તે નાણાં હરકોઈ અવેજ ઉપર અથવા અંગરેજ સરકારની બાંયધરી ઉપર (આ સભામાં ઠરેલા વહીવટદાર તથા સ્થાનીક સરવે પ્રતિનીધિઓ અથવા તેમના ઘરના માણસો શીવાયના) માણસોને ધીરવાનો તથા જાતરાળુઓની બાબતમાં અથવા સદરહુ ડુંગર તથા દેરાસરો સંબંધીના તથા શેઠ આણંદજી કલ્યાણજીના નામે તથા તેમની તરફથી જે જે કારખાનાં ચલાવવામાં આવે છે તે સંબંધી ખરચ કરવાનો તથા આ કામમાં સમુદાય મજકુર તરફથી સરવ રીતે પ્રતિનીધિપણે કામ કરવાને ઉપર નામ આપેલા આઠ વહીવટ કરનાર પ્રતિનીધિઓને કુલ અખ્તીયાર આપ્યો છે તથા સદરહુ કામકાજ ખાતાનો સમુદાય મજકુરનો ભંડાર તથા મીલકત તેમના અખતીઆરમાં રાખવા અને સરવે કામકાજને માટે અટરની વકીલ મુખ્તીઆર નીમવાને સત્તા આપી છે.

શેઠ. પ્રેમાભાઈ હીમાભાઈ જેમને મરહુમ શેઠ સાંતીદાસના વારસ તરીકે સદરહુ ડુંગર તથા દેરાસરો સમુદાય મજકુર તરફથી તથા તેમની વતી ટ્રસ્ટમાં સોંપાએલા છે તે તથા શેઠ સાંતીદાસ મજકુરના કુટુંબનો જે વખતે જે વારસ હોય તેઓ વહીવટ કરનાર પ્રતિનીધિઓની ઉપર લખેલી કમીટીના વંશપરંપરા સભાપતી તથા ઓદ્ધાની રૂઇએ સભાસદ થાય તેઓને આથી મુકરર કરવામાં આવ્યા છે.

વહીવટ કરનાર પ્રતિનીધિઓમાં વચ્ચે વાંધો પડે તો બંધાના બહુ મતે તેનો નીરણય કરવો અને જો સરખા મત પડે તો શેઠ પ્રેમાભાઈ હીમાભાઈ અથવા વહીવટ કરનાર પ્રતિનીધિ મજકુરના જે વખતે જે સભાસદ હોય તે પ્રમુખનો મત આપે.

વહીવટ કરનાર પ્રતિનીધિઓ મજકુરને તેમની આગળ મુકવાના કામનો વિચાર કરવાને તથા તેનો નીકાલ કરવાને સારૂ તથા તેમની તરફથી દસ્તાવેજો ઉપર સહીઓ કરવાને સારૂ તેમણે કેટલા સખસોનું કોરમ કરવું તે મુકરર કરવાનો અખ્તીયાર છે તથા સદરહુ ભંડાર કોના કબજામાં રાખવો તથા તેનો વહીવટ કોણે ચલાવવો તે પણ તેમણે મુકરર કરવું.

વહીવટ કરનાર પ્રતિનીધિઓ મજકુરને વળી તેમની મીટીંગો ક્યાં ભરવી તથા એ સમુદાયના દફતરો ક્યાં રાખવાં તે જગા ઠરાવવાનો તથા તેમના કામકાજને સારૂ ધારા બાંધવાનો સરવ રીતે કુલ અખતીયાર છે.

જો જરૂર પડે અથવા એ સમુદાયના કામકાજ ચલાવવામાં અડચણો આવે તો વહીવટ કરનાર પ્રતિનીધિઓ મજકુર ઉપર લખેલા સ્થાનીક પ્રતિનીધિઓને પુછે અને આવા પ્રસંગે તેમણે સ્થાનીક પ્રતિનીધિઓ મજકુરના બહુ મતે ચાલવું.

જ્યારે અને જેટલી વખત વહીવટ કરનાર પ્રતિનીધિઓ મજકુરની સંખ્યામાં કોઇ જગા ખાલી પડે તો તેની જગ્યાએ બાકીના વહીવટ કરનાર પ્રતિનીધિઓ અમદાવાદના રહેનાર બીજા ગૃહસ્થને મુકરર કરવો પણ સ્થાનીક પ્રતિનીધિઓ મજકુરની તેને મુકરર કરવાને મંજુરી મેળવવી અને સ્થાનીક પ્રતિનીધિઓ મજકુરની સંખ્યામાં બહુ મતે તેને મંજુર રાખવામાં આવે તો તેને યોગ્ય રીતે નીમવો નહીતો ઉપર લખ્યા પ્રમાણે બીજો પ્રતિનીધિ મુકરર કરવો અને સ્થાનીક પ્રતિનીધિઓની એવીજ રીતની મંજુરી મંગાવવી અને જો તેને મંજુર કરવામાં આવે તો તેને યોગ્ય રીતે નીમવો.

વહીવટ કરનાર પ્રતિનીધિઓની સદરહુ કમેટીમાં કોઈ જગા ખાલી પડે તે છતાં તે જગા પુરાય તે દરમીઆન અથવા ત્યાંસુધી બાકીના પ્રતિનીધિઓને જાણે જગ્યો ખાલી પડી નથી તેવી રીતે કામ કરવાને કુલ અખતીયાર છે.

**એ દરખાસ્તને શેઠ નથુભાઇ લલુભાઇએ ટેકો આપ્યો અને સરવેના મતથી બાહાલ રાખવામાં આવી.**

૫. દાકતર ત્રીભોવનદાસ મોતીચંદે દરખાસ્ત કરી કે;

ઉપર લખેલા સ્થાનીક પ્રતિનીધિઓ જે જગ્યાઓ અથવા જીલ્લાની તરફથી તે પ્રત્યેક વહીવટ કરનાર પ્રતિનીધિ મજકુર જે તકરાર તેમની આગળ મુકે તેનો વીચાર કરવાને સારૂ તથા તે ઉપર તેમનો મત આપવાને સારૂ તથા વહીવટ કરનાર પ્રતિનીધિને સદરહુ કમીટીમાં ખાલી પરેલી જગ્યાઓ પુરવાને ઉપર લખ્યા પ્રમાણે જે સખસો નીમવામાં આવે તે સખસોને મંજુર કરવાને સારૂ તથા જો જરૂર પડે તો વહીવટ કરનાર પ્રતિનીધિઓ મજકુરને જે જગ્યા અથવા જીલ્લો જેની તરફથી તે પ્રત્યેક ઉપર લખ્યા પ્રમાણે કામ કરતા હોય ત્યાં રહેનાર શ્રાવકોએ જે ઠરાવો પસંદ કર્યા હોય અથવા મત બતાવવામાં આવ્યા હોય તે લખી મોકલવાને સારૂ તે જગ્યાઓ અથવા જીલ્લાઓમાં શ્રાવક સમુદાયના જે જે લોકો રહેતા હોય તેમની પ્રત્યેકની તરફથી પ્રતિનીધિઓ છે.

વહીવટ કરનાર પ્રતિનીધિઓ મજકુરના કૃત્યો તથા કામો આ મુનાસબ અથવા ગેરકાયદેસર હોવાને લીધે તે વીશે વહીવટ કરનાર પ્રતિનીધિઓને મત આપવાને કોઈ

પણ વખતે તેમને બહુમતે દુરસ્ત જણાય તો તે પ્રમાણે કરવાને સદરહુ સ્થાનીક પ્રતિનીધિઓને છુટ છે અને જો આવા કૃત્યો અથવા કામોને લીધે તેમના તથા વહીવટ કરનાર પ્રતિનીધિઓની વચ્ચે તકરાર પડે તો સ્થાનીક પ્રતિનીધિઓની ભેગી સભા ભરવાને વહીવટ કરનાર પ્રતિનીધિઓને દરખાસ્ત કરવા તેઓ મુખ્તીઆર છે. અને તે દરખાસ્ત ઉપરથી આ સભા અમદાવાદમાં ભરવી અને આ સભામાં એ તકરારી બાબતોનો બહુમતે નીરણય કરવો. વહીવટ કરનાર પ્રતિનીધિઓ મજકુરના પ્રમુખને આ સભામાં સભાપતી કરવા અને સરખા મત પડે તો તે પ્રમુખનો મત આપે.

સ્થાનીક પ્રતિનીધિઓ મજકુરે જે બાબતોની તકરાર કરી હોય તેને બહુમતે ઠરાવ કરવો અને જો સરખા મત પડે તો તે સવાલ વહીવટ કરનાર પ્રતિનીધિઓના પ્રમુખ આગળ મુકવો અને તે તેનો ઠરાવ કરે.

આ દરખાસ્તને શેઠ મગનભાઇ હઠીસંઘે ટેકો આપ્યો અને સરવેના એકમતથી આ દરખાસ્ત બાહાલ રાખી.

૬. શા. ગોકળદાસ જેએચંદે દરખાસ્ત કરી કે;

સ્થાનીક પ્રતિનીધિઓ મજકુરમાં કોઈ જગ્યા ખાલી પડે તો જે જગ્યા અથવા જીલ્લામાં જગ્યા ખાલી પડી હોય તે જગ્યા અથવા જીલ્લામાં રહેનાર શ્રાવક સમુદાયના લોકોની યોગ્ય રીતે ભરેલી સભામાં એ ખાલી પડેલી જગ્યા પુરવાને સારૂ બાકીના સ્થાનીક તથા વહીવટ કરનાર બંને જાતના પ્રતિનીધિઓની સંયુક્ત સભાની મંજુરીથી બહુ મતેનવો પ્રતિનીધિ નીમવાને અખતીઆર આપવો.

આ દરખાસ્તને સોદાગર ફુલાભાઈ હીમચંદે ટેકો આપ્યો અને સરવેના એકમતથી આ દરખાસ્ત બાહાલ રહી.

૭. વકીલ. કસ્તુરચંદ પ્રેમચંદે દરખાસ્ત કરી કે;

આ સભામાં જે ઠરાવ થયા છે તે દેશાવરનાં લોકોને જાણવાને સારૂ છપાવીને અથવા ચોપાનીઆં કાઢીને પ્રસીદ્ધ કરવા જોઇએ.

તેને શા. મનસુખલાલ મગનલાલે ટેકો આપ્યો ને તે સરવેના એકમતથી આ દરખાસ્ત બાહાલ રાખી.

૮ શા. કીકાભાઇ પ્રભુદાસ ગુજરાતમીત્રના અધીપતીએ દરખાસ્ત કરી કે;

રાવબાહાદુર નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઈ તથા બીજા પ્રતિનીધિઓએ હાલ સુધી આણંદજી કલ્યાણજીની તરફનું કામ સારી રીતે મહેનત લઇને કરતા આવેલા છે તે બદલ તેમનો તેમજ રાવબહાદુર શેઠ પ્રેમાભાઈ હીમાભાઈ સાહેબે આ સભાના ચેરમેનનું કામ સારી રીતે તસદી લઇને બજાવ્યું તેનો આ સભાએ ઉપકાર માનવો.

આ વાતને શા. મગનલાલ દલપતરામે ટેકો આપ્યો અને સરવેના એકમતે બાહાલ રાખ્યું.

આ સભાનુ કામ પુરૂ થયું.

પ્રેમાભાઇ હીમાભાઈ.
ચેરમેન.

# વડોદરાનો શરદુત્સવ.

**મે. રા. રા. 'જૈનયુગ'ના માનદ તંત્રી મહાશયની સેવામાં, મુંબઇ.**

નીચેના સમાચારને આપના પત્રમાં સ્થાન મળશે એવી આશા છે.

વડોદરાની સાહિત્યસભા તરફથી ગત તા. ૨૬-૨૭-૨૮ સપ્ટેંબર ૧૯૨૫ ના રોજ શરદુત્સવ પ્રસંગે સાહિત્ય પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. 'સાહિત્ય'ના અક્ટોબરના અંકમાં પ્રેમાનંદ જયંતી અને 'શરદુત્સવ' સંબંધી હેવાલ આપતાં ટુંકમાં આ પ્રદર્શનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, પરંતુ તે પ્રદર્શનમાં કયા કયા ગ્રંથો અથવા વિદેહી અને વિદ્યમાન વિદ્વાન્ મહાશયોના હસ્તાક્ષરો વગેરે મૂકવામાં આવ્યા હતા? કયા કયા મહાશયો અથવા સંસ્થાઓ તરફથી તે મૂકાયા હતા? કોની તેમાં ખાસ સહાયતા હતી? એ વિગેરેનું વિસ્તૃત વર્ણન ગમે તે કારણે હજુ સુધી પ્રકાશમાં મૂકાયું જણાતું નથી. 'સાહિત્ય'ના ઉપર્યુક્ત ઉલ્લેખમાં બીજા કેટલાક મહાશયોનું સ્મરણ કરવામાં આવ્યું છે, પરંતુ પ્રદર્શન-ઉદ્ઘાટનથી વિસર્જન પર્યન્ત સેવા સમર્પનાર સાહિત્યપ્રેમી એક જૈન બંધુ પં. લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીને ભૂલી જવામાં આવ્યા છે; તેમાં કંઇ ધર્મભેદ તો કારણ નહિ હોય? કારણ કે—સાહિત્યસભાના મંત્રી (ભરતરામ મ્હેતા)ની અને તેમના પિતાશ્રી (ભાનુસુખરામ મ્હેતા)ની ખાસ પ્રેરણાથી જૈન વિભાગની નીચે જણાવેલી પ્રતિયોની પસંદગી કરી મેળવી આપવામાં, તેને વ્યવસ્થિત ક્રમમાં ગોઠવી આપવામાં અને પ્રદર્શનોદ્ઘાટન કરનાર શ્રીમતી ધનવંતાગૌરી (ના. દિવાન સાહેબનાં પત્ની)-તથા અન્ય પ્રેક્ષકો (રમણભાઇ મ. નીલકંઠ વિ.)ને તે તે ગ્રંથ-પ્રતિયોનો પરિચય કરાવવામાં તેમણે સમયભોગ આપી ઉત્સાહથી અમૂલ્ય સહાયતા અવશ્ય કરી હતી. જેમાંથી વિ. સં. ૧૨૪૧ માં પ્રાચીન ગૂજરાતીમાં રચાયેલ શાલિભદ્રસૂરિનો ભરત-બાહુબલિરાસનો પરિચય કરાવતાં રા. મટુભાઇ કાંટાવાળાએ તેને 'સાહિત્ય' પત્રમાં પ્રકટ કરવા પોતાની ઇચ્છા પણ દર્શાવી હતી. અસ્તુ.

પ્રદર્શનમાં ૧૩ મા સૈકાથી ૧૯ મા સૈકા સુધીની ગૂજરાતી ભાષાની જૈનગ્રંથપ્રતિયો નીચે પ્રમાણે જોવામાં આવતી હતી.

## વડોદરા ગત શરદુત્સવ પ્રસંગે ભરાયેલ સાહિત્ય-પ્રદર્શનમાં મૂકાયેલી જૈન પ્રતિયો.*

### (સેન્ટ્રલ લાયબ્રેરીની)

| રચના સંવત | લેખન સંવત | ગ્રંથનામ | ગ્રંથકાર | વિશેષ સૂચન |
|---|---|---|---|---|
| ૧૨૪૧ | | ભરત-બાહુબલિરાસ | શાલિભદ્રસૂરિ | ફોટો ખેંચાયેલી પ્રતિ |
| ૧૨૬૬ | | જંબૂસ્વામિ રાસ | ધર્મ | પ્રા. ગૂ. કા. સંગ્રહ (ગા. ઑ. સિરીઝ)માં પ્રકાશિત |
| ૧૩૨૭ | | સપ્તક્ષેત્રરાસ | જયવંત | ,, |
| | ૧૩૫૮ | શાલિભદ્રકાક / ધર્મ માતૃકા | પદ્મ | ,, |
| | ,, | નેમિનાથ ચતુષ્પદિકા | વિનયચંદ્રસૂરિ | ,, |

* 'સયાજી વિજય' પત્રના ઉપસંપાદક શ્રીયુત હરિરાય બુચે પ્રદર્શનમાં મૂકાયેલ પ્રતિયો વિગેરેનું લિસ્ટ 'સયાજી વિજયમાં' પ્રકટ કરવા ઇચ્છા દર્શાવેલી, પરંતુ 'સાહિત્યસભા'ના મંત્રી સવિસ્તર રિપોર્ટ પ્રકટ કરશે એવી ધારણાથી તેમ બની શકયું નહિ હોય.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩૬૩ | | કછૂલીરાસ | | ( ર. કોરિંટાવડ ) ,, |
| ૧૪૭૮ | ૧૫૬૫ | પૃથ્વીચંદ્રચરિત્ર (ગદ્ય) (વાગ્વિલાસ) | મણિક્યસુંદરસૂરિ | ,, |
| ૧૪૧૨ | ૧૫૭૪ | ગૌતમરાસ | વિજયભદ્ર | એકજ પ્રતિ |
| ૧૫૪૩ | ,, | શાંતિનાથસ્તવ | નનસૂરિ | |
| ૧૫૪૪ | ,, | વિચારચઉસઠ્ઠી | ,, | |
| ૧૫૫૩ | ,, | દશ શ્રાવકબત્રીશી | ,, | |
| ૧૫૫૪ | ,, | અર્બુદચૈત્યપ્રવાડિ | ,, | |
| ૧૫૫૮ | ,, | ગજસુકુમાલભાસ | ,, | |
| ૧૫૫૯ | ,, | મિચ્છા દુક્કડ સઝાય | ,, | |
| ૧૫૬૦ | ,, | મહાવીર સ્તવન | ,, | |
| | ,, | બુદ્ધિરાસ | શાલિભદ્રસૂરિ | |
| | ,, | દશાર્ણભદ્રરાસ | હીરાણંદસૂરિ | |
| | ,, | ઇલાપુત્રચરિત્ર | મતિશેખર વાચક | |
| | ,, | થૂલિભદ્ર એકવીસઉ (અન્ય નાની કૃતિયો) | લાવણ્યસમય | |
| ૧૫૨૨ | | જંબૂસ્વામિ ચઉપઇ | (દેપાલ) | |
| ૧૫૩૪ | ૧૫૮૧ | સમકિત બારવતકુલક | (દેપાલ) | |
| ૧૫૫૦ | ૧૬૧૩ | મુનિપતિરાસ | | |
| | ૧૫૬૪ | મન સ્થિરીકરણ સ્વાધ્યાય | | |
| | ૧૫૯૯ | ઉત્તરાધ્યયન છત્તીસભાસ | બ્રહ્મર્ષિ | |
| | ૧૬૧૭ | મણિ (મુનિ) પતિચરિત્ર [ગદ્ય] | | |
| | ,, | સીમંધરસ્તોત્ર | સકલચંદ્ર | |
| ૧૬૧૭ | ૧૬૭૯ | માધવાનલ-કામકંદલારાસ | કુશલલાભ | |
| ૧૬૨૧ | | શ્રેણિકરાસ (પ્રથમખંડ) | ભીમ(ભાવસાર) | રચના વટપદ્ર (વડોદરામાં) |
| ૧૬૩૨ | | ,, (દ્વિતીયખંડ) | ,, (ભીમજી) | ,, |
| | ૧૬૭૫ | સભાશૃંગાર | | |
| ૧૬૭૩ | ૧૬૮૧ | નલ-દમયંતી ચઉપઈ | સમયસુંદર | |
| ૧૬૦૪ | ૧૬૯૩ | સુબાહુઋષિસંધિ | પુણ્યસાગર | |
| | | કમલ બાંધાદિ ચિત્રકાવ્ય (સં.) | ગુણવિજય | ફોટા એંચાવેલ પટ |
| ૧૬૭૬ | ૧૬૮૫ | યશોધર ચરિત્ર | મનોહરદાસ | |
| ૧૬૮૫ | ,, | અગડદત્તરાસ | | સ્થાનસાગર કર્તાનાં હાથથી લખાયેલી પ્રતિ. |
| ૧૬૯૩ | ૧૭૧૮ | દ્રૂપદી ચતુષ્પદી | કનકકીર્તિ | |
| ૧૬૯૯ | ૧૬૯૯ | રૂપચંદમંડની રાસ | તીકમમુનિ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૭૦૦ | ૧૭૦૫ | દ્રૂપદીસતી સંબંધ (ચઉપઇ.) | સમયસુંદર | |
| ૧૭૦૨ | ૧૭૧૫ | શ્રીપાલરાસ (સચિત્ર) | માનવિજય | |
| | | ધર્મસંગ્રહ (શ્રીમદ્ **યશોવિજયજી**ના હસ્તાક્ષરનો ફેરો) | | |
| ૧૭૧૯ | ૧૭૪૮ | ઇલાચીકુમાર ચોપાઈ | જ્ઞાનસાગર | |
| ૧૭૨૪ | ૧૭૨૬ | આષાઢભૂતિ ચતુષ્પદી | ,, | |
| ૧૭૩૭ | ૧૭૬૬ | સનત્કુમારરાસ | ,, | |
| ૧૭૫૫ | ૧૭૭૪ | નવકારરાસ | ગોડીદાસ | રચના વટપદ્ર (વડોદરા)માં. |
| ૧૭૬૦ | ૧૭૮૨ | માનતુંગ-માનવતીરાસ | મોહનવિજય | |
| ૧૭૬૪ | ૧૭૭૫ | વિક્રમચરિત્ર-કનકાવતીરાસ | કાંતિવિમલ | |
| ૧૭૮૦ | ૧૭૮૨ | માનતુંગ-માનવતીરાસ | પુણ્યવિલાસ | |
| ૧૮૮૪ | ૧૮૮૫ | નવ્વાણુપ્રકારી પૂજા | પં. વીરવિજય | |

આશરે ૧૯૭૧ સદ્ગત સાક્ષર **ચીમનલાલ** ડાહ્યાભાઈ દલાલના હસ્તાક્ષરે લખાયેલ શ્રુતમાણિક્ય શિષ્યની પ્રભાત સ્તુતિ, મુનિસુંદરસૂરિ શિષ્યકૃત પાર્શ્વનાથ વિનતિ વિ.

---

સીનોરથી મુનિરાજ શ્રી અમરવિજયજી મહારાજના સાક્ષર શિષ્ય ચતુરવિજયજી મહારાજે પં. લા. ભ. ગાંધીની પ્રેરણાથી મોકલાવેલી પ્રતિઓઃ—

| લેખન સંવત | ગ્રંથ | લેખક | | |
|---|---|---|---|---|
| ૧૫૧૩ | સ્યાદ્દિશબ્દ સમુચ્ચય | તિલકકલશગણિના હસ્તાક્ષરે લખાયેલ. | | |
| ૧૫૪૯ | અજિતશાંતિસ્તવ | સુંદરધર્મગણિના | ,, | ,, |
| [ આ. ૧૬ મો સૈકો ] | ચત્તારિ અટ્ઠદસ દોઅ. સ્તવન | સત્યમંડનના | ,, | ,, |
| ૧૬૬૧ | નવતત્ત્વવૃત્તિ | ખ. માનસિંહર્ષિના | ,, | ,, |
| ૧૬૮૭ | યંત્રાધિરાજ (જ્યોતિષ) | વિનયવિજયના | ,, | ,, |

---

પં. લાલચન્દ્ર ભગવાનદાસ ગાંધી તરફથી.

| રચના સંવત | લે. સં. | ગ્રંથ | ગ્રંથકાર | |
|---|---|---|---|---|
| ૧૬૬૯ | ૧૬૬૯ | શત્રુંજયમંડનઆદિ જિન સ્તવન | સમયસુંદર | કર્તાના હસ્તાક્ષરે લખાયેલ. |

આ સિવાય છાણી જૈન જ્ઞાનમંદિરની તાડપત્ર, કાગળ વિ. પ્રતિઓ ( છાણીવાળા શેઠ નાથાભાઇ તરફથી ) સદ્ગત સાક્ષર બુદ્ધિસાગરસૂરિના હસ્તાક્ષરે લખાયેલ મહાવીરચરિત્ર ( રા. પાદરાકર તરફથી ) તથા રા. બ. કાંટાવાળાના સંગ્રહમાંની પણ કેટલીક જૈન પ્રતિઓ જોવામાં આવતી હતી.

—પ્રેક્ષક.

---

# સુધનહર્ષકૃત હરિઆલીઓ.

પુરૂષિં એક નપુંસક જાયો, તાણી આગલિ ધીધોરે;
જાવ જીવ તે ઊભો રહવઇ, જગમાં તેહ પ્રસિદ્ધોરે. ૧ પુ.
તેહનું મંદિર છઇ અતિ ઊંચું, મવતાં પાર ન આવઇરે;
સહુઈ માણુસ તેહના ઘરથી, જે જોઇ તે પાવઇરે. ૨ પુ.
જેહનઇ આપલિ તે હુઇ ઊભો, તેહનઇ તે નહિ દેખઇરે;
પ્રાહિં મોટા કારણુ પાખઇ, તેહનઇ કો ન ઉવેખેરે. ૩ પુ.
ચાંદ સૂરય પાસિં તસ વાસો, નિરમલ નરસ્યું રાચઇરે;
મસ્તકિ મેરૂ તણુઇ તે રહવઈ, એ મઇ બોલ્યું સાચઇરે. ૪
અંબરતાઇ તે છઇ ઊંચો, કો નવિ ઢાંકઇ તેહનઇરે;
ધનહર્ષ પંડિત ઇણિપરિ બોલઇ, એથી રૂડું સહુનઇરે. ૫

૨

(હવેથી જોડણી વર્તમાન રૂપમાં મૂકવામાં આવી છે.)
બેઉ નપુંસક એકઠારે, કરિયા એકજ ઠામિ;
માંહોમાંહે મેળવ્યા, તે ત્રીજે નર નામિરે;
પંડિત સાંભલો.
અરથ કહે મુઝ એહરે, પંડિત સાંભલો—આંચલી.
તે ત્રણે નારીસ્યું મિલ્યા, પુત્રી હુઇ તામ;
ડગલું એક ન ચાતરે, જો હોયે શત કામરે. ૨ પં.
ચોખા મુક્તાફલ તણો, જેણે પહેર્યો હાર;
માણિક ઠવિઉ હારમાં, જે છે ગુણુને ભંડારરે. ૩ પં.
રંગ ધરે સહુ તેહસ્યું, તે પણુ રંગ ધરંતિ;
બે રંગીલાં જો મિલે, તોં પૂગે મન ખંતિરે. ૪ પં.
તે સહુ મુખ આગલ રહે, ન હોય કેહને દુઃખ;
દીઠું સહુને વલ્લહી, જે દીઠે હોય સુખરે. ૫ પં.
ગુણુ મોટા છે જેહમાં, કરે તો મંગલમાલ;
ધનહર્ષ પંડિત એહનો, જાણે અરથ વિશાલરે. ૬ પં.

૩

રાગ આસાવરી.

કાન છે પણુ સુણે ન કાંઇ, દાંત નહીં પણુ ચાવેરે;
તેહને આભડછેટ ન હોવે, સહુનું પીરસ્યું ખાવેરે. ૧ કા.
પૂરવ પશ્ચિમ દક્ષિણુ ઉત્તર, કામ હોય તો હીંડેરે;
હીંડતાં જે હડિએ આવે, તેહતણું ફલ ફેડેરે. ૨ કા.
તેહના પેટથકી જે જાયો, તે નાન્હડિઓ વારૂરે;
પર ઉપગારી તેહ ભણિજે, પ્રાણુતણો આધારૂરે. ૩ કા.
અર્દ્ધ તેહનું ભૂમિં દીસે, અર્દ્ધ તે ગિરિને શૃંગેરે;
કાનમાંહિં જો કામિનિ પેસે, તો તો આવે રંગેરે. ૪ કા.
મેં જોયા પણુ પાય ન દીસે, કર દીસે વલિ તેહનેરે;
પાંવ (પગ) તણું તે કહ્યું કરેવે, તો હોય ઊધી ગતિ તેહનેરે. ૫
માસ બે ચાર વિમાસી જોજો, તે શું નર કે નારીરે;
ધનહર્ષ પંડિત ઇણિપરિ પૂછે, કહેજ્યો અરથ વિચારીરે. ૬

૪

ડુંગરડે રલિયામણે, એક નારી ચાલે;
સાથે એક પુરૂષ ભલો, વલિ પાછી વાલે. ૧ ડું.
એકલડી બહુસ્યું ભડે, પણુ તોંહે ન હારે;
જે નર એસ્યું બલ કરે, તસ મૂલથી વારે. ૨ ડું.
વદન ચરણુ તેહને નહીં, નવિ કાંઇ ખાવે;
દાંતિ છાર પ્રસવતી, તસ તૃપ્તિ ન આવે. ૩ ડું.
તે નારી ઘરિ ઘરિ અછે, પણુ સાધુ ન રાખે;
ધનહર્ષ પંડિત ઇમ કહે, જિનવર ઈમ ભાખે. ૪ ડું.

૫

સાત નારી શિર ઉપરે, એક નર ઉપાડે;
આપ ગુણે કરી લોકને, ઘણો હરખ પમાડે. ૧ સા.
જે નર બહુ છાર જણે, બે નર સંયોગે;
તે છાર સઘલાં ભલાં, આવે સહુને ભોગે. ૨ સા.
સાત કાન તેહને છે, ચાંપંતાં રોવે;
સભામાંહિં નાગો રહે, તેહને સહુ જોવે. ૩ સા.
એક ઉદર છે તેહને, મલ મૂત્ર ન રાખે;
અરઘો કેડ કદોરડો, પંડિત ઇમ ભાખે. ૪ સા.
ધનહર્ષ પંડિત ઈમ ભણે, જો તુમ્હ સમર્થ;
ગરથ ન કાંઇ માગિયે, કહો એહનો અર્થ. ૫ સા.

૬

એક નગર ઉચું અછે, પોલિ નીચી જોએ;
એક વર્ણ તેહમાં અછે, નવિ બીજો કોએ. ૧ એક.
સાહમા પાંચ જણા ગયા, તસ આવંત જાણી;
તેણે આદર બહુલો કરી, ઘરિ આણ્યો તાણી. ૨ એક.
પાછો જઇ તે નવિ શકે, તિણિ નગર પ્રધાને;
બીજો તિહાં આવી રહે, તેહને અભિધાને. ૩ એક.
આણ્યો તેણે પ્રાહુણે, બહુ વાધ્યો નેહ;
સર્વ કુટુંબ ખુશી થયું, ભલે આણ્યો એહ. ૪ એક.
ધનહર્ષ પંડિત ઇમ ભણે, તે કવણુ કહીજે;
જસ સેવા મહિમા થકી, બહુ બુદ્ધિ લહીજે. ૫ એક.

૭

ધવલ શેઠ નિજ નગરથી જસ મંદિર આવે;
તે તેહને રહેવા ભણી, ઘર એક કરાવે. ૧ ધવલ.
ચતુર તે ચાર દિશિ થકી, આવે ઘરમાંહિં;
શ્રવણે ઘૂઘર ઘમકતા, સાંભલતાં પ્રાહિં. ૨ ધવલ.
તેહને અહીં આવ્યા પછી, બહુ સંતતિ હોવે.
તે તિહાં હતો એકલો, પણુ કુણુ જઇ જોવે. ૩ ધવલ.

નિજ વર્ણ દૂરે કર્યો, તસ ચોથો પરિઓ;
કહો પંડિત તે સ્યાલણી, જે બલનો દરિયો. ૪ ધવલ.
ચોથે પરિએં તેહને, ઘણું વાધ્યું મૂલ;
જે સેવંતાં સર્વને, બલ હોય અતૂલ. ૫ ધવલ.
ધનહર્ષ પંડિત ઈમ ભણે, કહો તેહનું નામ;
પ્રાહિં સર્વ મનુષ્યને, જે સાથે કામ. ૬ ધવલ.

૮

રાગ આસાવરી.

બોલાવી એક બોલ ન બોલે, કોઈક કામિની કાલીરે;
મોટી થઈ પણ લાજ ન આણે, નવિ તે પહેરે ફાલીરે. ૧
અગ્નિ ન ચોલે નીર ન બોલે, નવિ તે વાયે હાલેરે;
હું કરે તે નિજ માતાનું, માતને પાસેં ચાલેરે. ૨ બો.
અન્ન ન ખાવે નીર ન પીવે, ભૂત ન ગ્રહવે તાસરે;]
પંડિત અરથ વિચારી જુઓ, તુમ્હ પાસે તસ વાસરે. ૩
નવિ તે રાતી નવિ તે માતી, નવિ કહેં તે માંડીરે;
પ્રાયુતણે પણ પાસે રહેવે, ન સકે કો તસ છાંડીરે. ૪ બો.
એ તો કુણ થકી નવિ બીએ, વિષમ ઠામે પણ પેસેરે;
તે છોકરડી માને બોળે, બેસારી નવિ બેસેરે. ૫ બો.
હાથ પગ માથું તસ દીસે, ચાંપી દુઃખ ન પાવેરે;
મા બેઠીને નેહ નહીં પણ, માને પાસે થાવેરે. ૬ બો.
કામ ન લાગે શસ્ત્ર ન વાગે, ભાર ન લાગે કાયરે;
સુધનહર્ષ કહે અરથ કહેજો, એહતણો જે હોયરે. ૭ બો.

૯

રાગ આસાવરી.

મંગલકારી અંત્યાક્ષરવિણ, સહુયે જગ જસ કહવેરે;
નિશાલે આવિ ના (ને) પ્રથમાક્ષર, હર્ષ ધરી ધરી ગ્રહવેરે. ૧
મધ્યાક્ષર વિણ તે ઉત્તમને, હોય ન કહીં એ પ્યારીરે;
અક્ષર ત્રણ કરી તે પૂરણ, રાજકુલે ઘણી સારીરે. ૨ મં.
પહેલા અક્ષરને છે કાનો, બીજો કેવલ જાણોરે;
ત્રીજે અક્ષરેં જિમ નિરખી, વહેલો અર્થ પિછાણોરે. ૩ મં.
આવે એક ન કાંઇ કામે, બે તો કામે આવેરે;
ધનહર્ષ પંડિત ઇણપરિ પૂછે, તે શ્યું નામ કહાવેરે. ૪ મં.

૧૦

ડાળે દીઠી સૂડલી, તસ પાંખ ન આવે;
ચુણ કરવાને કારણે, તોહે ન પણ જાવે. ૧ ડાળે.
દેહ વર્ણ નીલો નહીં, તસ ચાંચજ નીલી;
ચાંચે ઇડાં મુંક્તી, સાગરમાં ઝીલી. ૨ ડાળે.
તે ઇડાં ચાંપ્યાં ઘણાં, તોહે (પે) નવિ ફુટે;
ઇડાની ભગતિ કરે ઘણી, તસ પાતક ખૂટે. ૩ ડાળે.
ધનહર્ષ પંડિત ઇમ ભણે; કહો તે કુણ સૂડી;
અરથ વિચારી જે કહે, તેહની મતિ રૂડી. ૪ ડાળે.

૧૧

કામિની કોઇ કોપે ચડી, નિજ નાથને મારે;
મારંતાં દેખે ઘણા પણ કોઈ ન વારે. ૧ કા.
નાઠો નાથ જાણી કરી, પૂઠે ઊજાણી;
માથે મારી આણિઓ, ઘરમાહિં તાણી. ૨ કા.
પરપુરૂષ હાથે ગ્રહી, તવ માને સુખ;
ઉંધમુખી ઘણી આગળે, હિયે નાથને દુઃખ. ૩ કા.
ધનહર્ષ પંડિત ઇમ કહે, સુણજો ગુણવંત;
નામ કહો તે નારીનું, જો હો બુદ્ધિવંત. ૪ કા.

—ઇતિ હરિઆલી ૧૧ સંવત્ ૧૭૨૫ વર્ષે આસો શુદિ ૧૩ દિને લિખિતં સા. રતન પઠનાર્થે. શ્રી શાંતિનાથાય નમઃ એક ચોપડી ના. ભં. (યતિ નાનચંદજીના શિષ્ય મોહનલાલ પાસેથી.)

---

સુધનહર્ષ એ તપગચ્છ પ્રસિદ્ધ હીરવિજય સૂરિના શિષ્ય ધર્મવિજયના શિષ્ય હતા. તેમણે સં. ૧૬૭૭ માં જંબૂદ્વીપ વિચાર સ્તવન તથા બીજી કૃતિઓ નામે દેવ કુરક્ષેત્ર સ્તવન અને મંદોદરી રાવણ સંવાદ રચેલ છે. હરિયાળી એટલે સમસ્યા. કોઇ શબ્દ કે અર્થ ગૂઢ રાખી તે પછી તે ગૂઢ શબ્દ કે અર્થ શોધી કાઢવાનો. આ હરિઆલી શબ્દ રૂઢ જણાય છે ને તેનું મૂલ સંસ્કૃત શું તે કોઇ જણાવશે તો ઉપકાર થશે. આ શબ્દ નીચે સ્થલે વપરાયો છે:—

'ગુણાવલી કહે "પ્રભુ! અવધારી, એક હરિઆલી કહો સુવિચારી"
"મોટાં પાંચ ધ્યેયનાં નામ, આરાધઇ સવિ સીઝઇ કામ;
ત્રણ અક્ષર માંહિ તે જાણિ, ઈહ પરભવિ સુખીઆ મન આંણિ" ૮૮

---

"મુજ હરીઆલી કવણ વિચાર, તે કહેજો પ્રભું અરથ ઉદાર. ૯૩
પ્રેમલાલચ્છી આ. કા. મ. મૌ. ૧. પૃ. ૪૪૩
કાવ્ય સિલોક અનઇ હરીઆલીરે, ગાહા પ્રહેલી કહે રસાલીરે. પૃ. ૪૦૬.

સુધનહર્ષની અગિયાર હરિયાલીઓ આપી છે તેના અર્થ કોઇ લખી જણાવશે તો અમે સુખેથી પ્રકટ કરીશું.

તંત્રી.

# થોડાં સૂત્રો.

(૧) સાધનના અભાવે જ્ઞાનથી વંચિત રહેતા બાળકોને જ્ઞાનવાન બનાવવા વરસે દહાડે ૧ પાવલી સુકૃત ભંડાર ફંડમાં આપો!!

(૨) આપો! જરૂર આપો!!
વરસે દહાડે ચાર આના અથવા એથી જે કાંઇ વધુ આપી શકતા હો તે સુકૃત ભંડાર ફંડમાં જરૂર આપો!!

(૩) નજ કરો! નિરાશ નજ કરો!
કોમ અને ધર્મને માટે આંગણે આવેલા સુકૃત ભંડારના ભિક્ષુકોને નિરાશ ન જ કરો!

(૪) મારી કોમ! મારો ધર્મ!
એ જેના હૃદયમાં વસ્યું હોય તે સુકૃત ભંડાર ફંડમાં ૧ પાવલી જરૂર આપો!

(૫) બહેનો તમે પણ આપો! ભાઇઓ તમે પણ આપો!! બાળકો તમે પણ આપો!!! વરસે દહાડે સુકૃત ભંડાર ફંડને વધુ નહિં તો એક પાવલી જરૂર આપો!!

(૬) ફુલ નહિં તો ફુલની પાંખડી!!
સો પચાસ નહિ! પાંચ દશ. એક રૂપિયો ઉવરે એક પાવલી સુકૃત ભંડારમાં આપો.

(૭) દુઃખી સાધર્મીઓનાં દુઃખ નિવારણાર્થે સુકૃત ભંડારને યથાશક્તિ મદદ આપો.

(૮) બહેનો તમારી અજ્ઞાન બહેનોને સુશિક્ષિત બનાવવા વરસે દહાડે ચાર આના સુકૃત ભંડાર ફંડમાં આપો!

(૯) બાળકો! તમારા સહધર્મી મિત્રોને વિદ્યાથી વિભૂષિત કરવા વરસે દહાડે ચાર આના જરૂર આપો!!

(૧૦) તારણહાર તીર્થોના ઉદ્ધાર માટે, જીર્ણ મંદિરોના ઉદ્ધાર માટે સુકૃત ભંડાર ફંડને દ્રવ્યથી વિભૂષિત કરો.

(૧૧) દાન કરો, દાન કરો, જીર્ણ પુસ્તકોના ઉદ્ધાર માટે સુકૃત ભંડાર ફંડમાં યથાશક્તિ દાન કરો.

(૧૨) દુઃખી સહધર્મીના દુખ નિવારણાર્થે સુકૃત ભંડાર ફંડમાં યથાશક્તિ આપો.

(૧૩) શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સની સુકૃત ભંડાર ફંડની યોજનાને વિચારો અને યથાશક્તિ આપો.

(૧૪) શું? સુશિક્ષિત સજ્જનો અને સન્નારીઓની જરૂર, તમારી કોમ માટે તમે ઇચ્છો છો? હા. તો, સુકૃત ભંડાર ફંડને નાણું એકઠું કરી આપો.

(૧૫) શું! તમારા અહિંસામય ધર્મનો ફેલાવો જગતભરમાં થવા પામે તેમ તમે ઇચ્છો છો? હા. તો સુકૃત ભંડાર ફંડને દ્રવ્યથી નવાજેશ કરો!!

(૧૬) સુકૃત ભંડાર ફંડનું ખર્ચ જતાં અડધું નાણું કોમના બાળકોને કેળવણી આપવા પાછળ ખરચાય છે-જ્યારે બાકીનું અડધું નાણું નિરાશ્રીતોને આશ્રય આપવા, જીર્ણ મંદીરોના ઉદ્ધાર માટે, અહિંસા ધર્મના ફેલાવા માટે રાખેલ કોન્ફરન્સ ઓફીસને નિભાવવા માટે ખરચાય છે.

(૧૭) સુકૃત ભંડાર ફંડ ઉઘરાવવાને તમારે આંગણે કોન્ફરન્સ ઓફીસના પ્રમાણ પત્રો લઇને શ્રી જૈનયુવક સેવા સમાજના સ્વયંસેવકો આવશે. તેને છાપેલી પાવતીઓ લઇને યોગ્ય દ્રવ્યની મદદ આપશો.

(૧૮) સુકૃત ભંડાર ફંડ એટલે=જૈન જનતાના ભવિષ્યની રૂપ રેખા.

(૧૯) સુકૃત ભંડાર ફંડ એટલે-બંધુત્વ અને સમાનતાનાં તત્વોને ખીલવનારી સુંદર યોજના.

(૨૦) સુકૃત ભંડાર ફંડ એટલે-જ્ઞાનનો અપૂર્વ પ્રકાશ ફેંકનારી સર્ચલાઇટ.

(૨૧) સુકૃત ભંડાર ફંડ એટલે-કોમના કલ્યાણનો સુંદર ધ્વનિ.

(૨૨) સુકૃત ભંડાર ફંડ એટલે-ખરેખરૂં સાધર્મી વાત્સલ્ય.

(૨૧)A ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય.

(૨૨)A દાતા ! દાતા મર ગયે, રહે ગયે મખ્ખી ચુસ, લેને દેને કા નામ નહિ, ઔર લડનેમે મજબુત.

(૨૩) સુકૃતની કમાણીથી સુકૃત ભંડારને નવાજો.

(૨૪) દાન એ ત્યાગનું પહેલું પગથીઉં.

(૨૫) દાન ધર્મ એ ધર્મના ચાર પાયામાં પ્રથમ પાયો.

(૨૬) શું ? તમારે કોમની સેવા કરવી છે ? હા. તો સ્વાર્થને ત્યાગો. મતમતાંતરોને ભુલી જાઓ અને અહંપદની ખોટી લડાઇની આહુતિ આપો ! એ સંઘની સેવાના નામ ઉપર !!

(૨૭) જોઇએ છે
કોન્ફરન્સે શું કર્યું એ પૂછનારા પરીક્ષકો કરતાં કોન્ફરન્સ માટે કંઇક કરી બતાવનારા કર્મવીરો !

(૨૮) જોઇએ છે
દિશા ભૂલેલા મુસાફરીના જીવન સુકાનને યોગ્ય દિશામાં લઇ જનારા સુકાનીઓ !

(૨૯) તીર્થ રક્ષણના પ્રશ્નો સામે ઉભા છે. તેવા અણીના વખતે આ માંહો માંહેના તોફાન ન શોભે !!

(૩૦) શત્રુંજયની સ્વતંત્રતા ભયમાં છે, તેવે વખતે આ કુસંપ, આ કલેષ, આ અદેખાઈ અને ઝેરનું વાતાવરણ ન શોભે, શાણાઓને ન શોભે !!!

(૩૧) આખી કોમનો અવાજ એકજ હોવો જોઇએ તે વખતે આ બેસુરા અવાજ ના પરવડે.

(૩૨) હું ધારતો નથી કે આપણી સમાજમાં વરસે દહાડે સુકૃત ભંડાર ફંડ માટે એક પાવલી આપવાને કોઈ પણ વ્યક્તિ અશક્ત હોય.

(૩૩) મને વિશ્વાસ છે કે પોતાના સહધર્મી બંધુઓના શ્રેયાર્થે કોઇ પણ જૈન ૧ પાવલી આપવાને કદાપિ ના પાડેજ નહિં.

(૩૪) જ્યારે પ્રત્યેક જૈન સુકૃત ભંડારના ફંડમાં ઉદાર હાથે મદદ આપવાના ધર્મને યથાર્થ રીતે સમજશે ત્યારે કોમમાંથી અજ્ઞાનતાનો નાશ થશે અને નિરાશ્રીત શબ્દને સ્થાન મળશે નહિં.

(૩૫) જૈન કોમના કલ્યાણ માટે કેળવણીના કાર્યને આગળ ધપાવવાની જરૂર જણાતી હોય તો સુકૃત ભંડાર ફંડમાં યથાશક્તિ દ્રવ્યની મદદ પ્રત્યેક વ્યક્તી છૂટા હાથે આપ્યે જાઓ.

(૩૬) કોમના હિતાર્થે કેળવણીની જરૂર સ્વીકારતા હો તો સુકૃત ભંડાર ફંડમાં યથાશક્તિ દાન આપો.

(૩૭) સાધનહીન ગરીબ બાળકોના શ્રેયાર્થે સુકૃત ભંડારને દ્રવ્યથી દૃઢ કરો !!

(૩૮) સુકૃત ભંડાર ફંડ એ વડે કોમનું હિત સમજાતું હોય તો તેને યથાશક્તિ મદદ આપો ! "અપાવો" !! ધીરે ધીરે તેના ઉંડાણમાં રહેલું સત્ય સમજાશે !!!

(૩૯) જોઇએ છે
અદેખાઇ, ઈર્ષા અને ક્રોધની સામે ક્ષમા આપનાર. સુકૃત ભંડાર ફંડ ઉઘરાવનારા સાચા સ્વયં સેવકો !!

(૪૦) ઉભા રહો ? સુકૃત ભંડાર ફંડની યોજનાને ભુલીને કોમનું શ્રેય સાધવા ક્યાં આગળ વધો છો !

(૪૧) શું ? તમને સ્વતંત્રતા જોઇએ છે ? હા. તો પ્રજાને કેળવણીથી વિભૂષિત કરો !! સુકૃત ભંડારના ૫૦ ટકા કેળવણીમાં જાય છે. તેને ઉદાર હાથે મદદ આપો !!

(૪૨) જે દયાળુ છે તે અજ્ઞાનતા સહન કરી શકે નહિં. અજ્ઞાનતા ટાળવા માટે સુકૃત ભંડાર એ સર્વોત્તમ યોજના છે !!

(૪૩) કોન્ફરન્સ ઓફીસનો એક ઠરાવ તમારે આંગણે આવીને ઉભો છે.

તમારી કોમનાં બાળકો ને બાળીકાઓને સુશિક્ષિત કરવા માટે સુકૃત ભંડાર ફંડની યોજના બરોબર વિચારો !

(૪૪) કોન્ફરન્સ વડે કોમનું હિત સાધી શકાશે. એ વાતમાં જેને વિશ્વાસ હોય તે પ્રત્યેક જૈન કોન્ફરન્સ માટે દીવસમાં ાા કલાક પણ વિચારવું અને કંઇક કરવું જોઇએ.

(૪૫) આત્માની અનંત શકિતમાં જો વિશ્વાસ હોય તો કોમ અને ધર્મના શ્રેયથી આગળ આવો વિજય તમારી પાછળ આવે છે !

(૪૬) કામ પડતું મુકનારાઓનું કામ ઉપાડી લ્યો એટલે કામ કરવાને ના પાડનારાઓની સંખ્યા ઘટતી જશે.

(૪૭) થોડાએક અણુસમજુ નીંદકોથી ડરીને સતકાર્યને પડતું મુકો નહિ.

(૪૮) જરૂર છે !! ખોટા ટીકાકારો કરતાં કર્તવ્ય ભૂમિમાં ઝુકાવનાર કર્મવીરો

(૪૯) બહાર આવો !! સાંકડા ખાડાઓમાંથી ! ગંધાતી ગલીઓમાંથી, નીંદાખોરની ચાડીઆ પારોથી બહાર આવો ! અને નજર કરો !! દુનિયાની પ્રજાઓ કેવી વીજળીક ગતિએ કુચ કરી રહી છે !!

(૫૦) ઉભા રહો ! દાનવીર !! ઉભા રહો ! હજારો અજ્ઞાન બાળકો અને બાળીકાઓને મુકીને દાન કરવા કયાં સિધાવો છો !!

( લખનાર મૂળચંદ આશારામ ઝવેરી )
ઉત્તર વિભાગ ઑફીસ ગુજરાત પ્રાંત.

---

## કોશ્યાની ચંદ્ર પ્રત્યે વિનતિ.

કોશા કામિનિ કહે ચંદાને, ચંદા ! તું પરઉપગારીરે
મુજ પીયુ પાસે જાયજો, ચંદા ! વીનતડી સુણજો મારીરે. ૧
ગોદ બિછાઈ પાયપડું, ચંદા ! એતલિ કરજો સારરે,
વચન કહું તે જઈ કહેજો, ચંદા ! પ્રીછવજો પ્રાણઆધારરે. ૨
ચાર ઘડી મુનિ કહિ ગયો ચંદા ! થુલભદ્ર વહાલો હમારોરે.
ચિત ચોરીને ચાલીયો ચંદા ! થુલભદ્ર પ્રાણ આધારોરે. ૩
બાર વરસની પ્રીતડી ચંદા, ક્ષણમાં કીધિ વિસરાલોરે,
એકલડી મેલી ગયો ચંદા, બલતી ન કીધિ સંભાલોરે. ૪
સંજમ નારિયે ભોલવ્યો ચંદા, હું ચિત્તથી ઉતારીરે,
એક સંદેસો ન મોકલ્યો ચંદા પૂરવ પ્રીત વિસારીરે. ૫
સુણો દેખાડને આપણો ચંદા કાલજ કો ઊમેલીરે,
પીઉ વિના તે કુણ ઓલવે, ચંદા કસું કરે સાહેલીરે. ૬
સુના મિંદ્ર (મંદિર) માલીયાં ચંદા સુની ચિત્રસાલીરે,
પીઉ વિણ સુના ઓરડા ચંદા સુની સેજ સુહાલીરે. ૭
કંચન ચોટી કસી કરૂં ચંદા ઝાલિ તે ગાલ ન ગમેરે,
હાર તે ભાર કરે ઘણો ચંદા ઝાંઝરિઓ મને દમેરે. ૮
ખિટલડી ખટકે ઘણું ચંદા ચાક તે ચાક ચઢાવેરે,
કટમેલા મેખલા થઈ, ચંદા વીછિયડા વિંછી થાવેરે. ૯
ભૂખ તરસ ગઇ વીસરી, ચંદા ભોજન અન્ન ન ભાવેરે,
સાકર કાકર સમ થઇ, ચંદા એક પિઉ દરસન ભાવેરે. ૧૦
મણી માણક મોતી ઘણાં, ચંદા સોવનરૂપ ભંડારોરે,
પીઉ વિના તે સું કીજીએ ચંદા સુનો એ સંસારોરે. ૧૧
જે દેખી મન ઉલસેં ચંદા નયણે નેહ જણાવેરે,
સો સજ્જન વહી ગયા, ચંદા અવર ન કો ચિત આવેરે. ૧૨
દિવસ દોહિલે નીગમું, ચંદા વેરણ રાતિ ન જાવેરે,
વિરહ દાવાનલ પ્રજલ્યો ચંદા, કંતજી મેહ ન આવેરે. ૧૩
કામણગારો નાહલો, ચંદા કામણુંહું મુને કીધુંરે,
પંરીત ઉતાપો કરિ ઘણો, ચંદા ચંદન ન ગમે દીઠુંરે. ૧૪
ખડકીએ વાટ જોઉં ઘણી, ચંદા પંથીને પુછું સંદેસોરે.
પંખ હોય તો આવી મલું ચંદા એ નિશ ધરતી અંદેશોરે. ૧૫
એ સવી મારી વીનતી, ચંદા થુલભદ્રને જાઈ ભાખોરે,
વાલંભ વહેલા આવજો ચંદા જો મુઝને જીવતી રાખોરે. ૧૬
સદગુરને આદેસડે ચંદા થુલભદ્ર ચોમાસું આવેરે.
કોશા હરખી હિયડલે, ચંદા મોતીડે થાલ વધાવેરે. ૧૭
રહિ ચોમાસુ બુઝવી ચંદા કોસાને સમકીત દીધોરે,
મયણ મહાભડે કરી ચંદા સુરનરમાં જસ લીધોરે. ૧૮
નામ રહાવ્યું આપણું ચંદા ચોરાસી ચોવીસીરે,
નય(ણ)સુંદર પંડિત કહે ચંદા ગુણગાવે નિશદીસોરે. ૧૯

નયસુંદર ( વિ. સતરમું શતક પૂર્વાર્દ્ધ. )

# વિવિધ નોંધ

## ૧. સ્ટેન્ડીંગ કમિટીની બેઠકો.

(૧) તા. ૨૭-૫-૨૬ ના રોજે મળેલી સભામાં સુકૃત ભંડાર ફંડ સંબંધી આંકડાઓ રજુ કરવામાં આવ્યા હતા. અને ઉપદેશકો મારફતે તેમજ કન્વેન્શન વખતે ભરાએલી રકમો વસુલ આવી તે વિગેરે બાબતો બેઠકમાં રજુ થતાં સર્વાનુમતે નીચે મુજબ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો જે સર્વેની જાણ માટે અત્રે ટાંકવામાં આવ્યો છે.

આજની કમિટિની બેઠક શ્રી સુકૃત ભંડાર ફંડ જેઓ તરફથી ભરવામાં આવ્યું ન હોય તેઓને વિનંતિ કરે છે કે કોમના ઉત્કર્ષની આ એકજ યોજનામાં દરેક બંધુએ પોતાનો ફાળો વેળાસર આપવો તેમજ ગત કન્વેન્શન વખતે જે ભાઇઓએ સુકૃત ભંડાર ફંડમાં ઉદારતાથી રકમો ભરી છે પરંતુ હજુ સુધી મોકલી નથી તેમણે પણ વેલાસર તે રકમો મોકલી આપવા આ સભા પ્રેરણા કરે છે." આ ઠરાવની નકલ જેઓ તરફથી ફંડમાં વસુલાત હજુ સુધી આપવામાં આવી નથી તેમને મોકલવામાં આવી છે. હજુ પણ ઘણી ઉઘરાણી બાકી છે.

(૨) તા. ૧૩-૬-૨૬ રવિવારના રોજની બેઠકમાં સર્વાનુમતે નીચેના ઠરાવો પસાર થયા હતા.

ઠરાવ. (૧) સ્ટેન્ડીંગ કમીટીની આજની મળેલી સભા ઠરાવ કરે છે કે શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ તથા સ્ટેન્ડીંગ કમીટીને શેઠ આણંદજી કલ્યાણજી તરફથી નામદાર એ. જી. જી. પાસે થનારી સુનાવણી વખતે હાજર રહેવા માટે આમંત્રણ આપવામાં આવ્યું નથી તે દીલગીરી ભરેલું છે અને તે કારણે ઑલ ઇન્ડીઆ સ્ટેન્ડીંગ કમિટીની સભા તે પ્રસંગે ભરવા જરૂર નથી.

ઠરાવ (૨) "શ્રી શત્રુંજય તીર્થના સંબંધમાં જૈન કોમ અને પાલીતાણાના નામદાર ઠાકોર સાહેબ વચ્ચે ઉભા થયેલા ઝગડાને અંગે નામદાર એ. જી. જી. પાસે જે સુનાવણી થવાની છે તેના સંબંધમાં શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટીની આજ રોજ મળેલી સભા નીચે પ્રમાણે ઠરાવ કરે છે, અને તે ઠરાવની નકલ રેસિડન્ટ જનરલ સેક્રેટરીઓએ શ્રીમાન્ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને તથા તેની નીમાએલી કમીટીના સાત સભાસદોને તથા તેના વહીવટદાર તથા સ્થાનીક પ્રતિનિધિઓને તથા સુનાવણી વખતે જનાર સદ્ગૃહસ્થોને મોકલી આપવી.

૧. પાલીતાણા દરબારને અરજી આદિ કરવા બહાને તેની કોઈ પણ પ્રકારની હકુમત કબુલ કરવી નહિ.

૨. શ્રી શત્રુંજય સંબંધી જૈન કોમના કુલ હક્કોનો નિર્ણય થાય તોજ સમાધાની થઈ શકે. જરૂર લાગે તો તે હક્કો નક્કી કરવા કમિશનની માંગણી કરવી.

૩. તે નિર્ણય હંમેશનો હોવો જોઇએ. તેમજ રખોપા સંબંધી રકમ નક્કી થાય તે પણ હંમેશ માટે નક્કી થવી જોઇએ પરંતુ તે રખોપા તરીકેજ, જાત્રા વેરા તરીકે નહિ.

૪. પાલિતાણા ઠાકોર સાહેબ તરફથી ફરીફરી દખલગીરી ન થાય તેની ખાતરી મળવી જોઇએઃ— દાખલા તરીકે આગળ એજન્સી ઓરીસર નીમા એલો હતો તેમ એજન્સીનું થાણું નીમવું કે જે દ્વારા જૈન કોમ અને પાલીતાણાના નામદાર ઠાકોર સાહેબ વચ્ચે ભવિષ્યમાં કાંઇપણ વાંધો ઉભો થાય તો તપાસ થવી જોઈએ. અર્થાત્ તે થાણાને પહેલા દરજાની કોર્ટ તરીકે તપાસ કરવાની સત્તા હોવી જોઈએ. તે ઉપરાંત પોલીટીકલ એજન્ટને ફર્યાદ કે અપીલ કરવાની પણ છુટ હોવી જોઇએ.

૫. ભવિષ્યમાં કોઈપણ તકરાર પાલીતાણાના દરબાર અને જૈનો વચ્ચે ઉભી થાય તો બ્રિટીશ સરકાર વચ્ચે પડી તોડ લાવશે એવી ખુલ્લા શબ્દોમાં ખાત્રી મળવી જોઇએ.

૬. મુંડકાવેરો કોઇપણ શરતે ન આપવો.

૭. સમાધાનીની કોઇપણ શરતો રજુ કરવામાં

આવેતો જૈન કોમના સકળ સંઘની સભામાં રજુ કર્યા સિવાય કબુલ કરવી નહિ તથા કોઇની પણ લવાદી પર જવું નહિ.

દરખાસ્ત મુકનાર-શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઇ.
ટેકો આપનાર-શ્રીયુત ભોગીલાલ હાલાભાઇ.

**૨. કૉન્ફરન્સનું ખાસ અધિવેશન—**

ગતાંકમાં આ મથાળા હેઠળ હકીકતો પ્રકટ થયા બાદ આવું અધિવેશન મળવા માટે કેટલીક મુશ્કેલીઓ મનાતી હતી તે દૂર કરવા માટે અમારા તરફથી સતત પ્રયાસો લઇ બનતું કરવામાં આવ્યું. કેટલાક ભાઇઓની એવી ઇચ્છા સ્વાભાવિક રીતેજ હતી કે મુંબઇનો સંઘ આ કાર્યમાં સહમત હોય એ ઘણી રીતે ઇષ્ટ છે. તેથી કેટલીક વાટાઘાટને પરિણામે તા. ૫-૫-૨૬ ના રોજ મુંબઇના સંઘે પોતાની મેળવેલી સભામાં કરેલો ઠરાવ તા. ૧૯-૫-૨૬ ની સભામાં ફેરવી આ કાર્યમાં પોતાનો સહકાર યોજ્યો અને આવા અધિવેશનની તુર્તમાંજ જરૂરીઆત સ્વીકારી. તારીખો નક્કી કરવા વિગેરેનું કાર્ય રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓને સોંપ્યું અને તેજ વખતે સંપૂર્ણ પ્રતિનિધિ તત્ત્વવાળી રિસેપ્શન કમિટિ નીમાઇ, તે વખતે એટલે કે તા. ૧૯ મી મેની સંઘની સભામાં જે ઠરાવો સર્વાનુમતે પસાર થયા તે અન્યત્ર પ્રકટ થયા છતાં અત્રે તેનો ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય ઠરાવ ૧. મી. ચાંપસી કુંવરજીએ આ ઠરાવ રજુ કર્યો હતો.

આજે મળેલી શ્રી સકળ જૈન સંઘની જાહેર સભા શ્રી શત્રુંજય મહાતીરથ પરના આપણા ધારમિક હકોની રક્ષા માટે સમસ્ત હીંદની જઇન કોમનો એકત્રીત અવાજ હાલમાંજ જાહેર કરવાની જરૂર સ્વીકારે છે અને તે માટે શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના ખાસ અધિવેશન જેમ બને તેમ નજદીકની તારીખે ભરવા રેસીડેંટ સેક્રેટરીઓને સુચના કરે છે.

ટેકો આપનાર-મી. સારાભાઇ મગનલાલ મોદી.

તે પછી કેટલીક ચરચા અને ખુલાસા પછી ઠરાવમાં 'સુચના કરે છે' શબ્દોને બદલે 'જણાવે છે' શબ્દ મુકાયા હતા.

ઠરાવ—૨. શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના ખાસ અધિવેશનમાં મુંબઇનો સંઘ સહાય આપે એ ઇચ્છવા જોગ હોવાથી ખાસ અધિવેશન માટે આમંત્રણ આપે છે અને તે માટે નીચેના ગ્રહસ્થોની રીસેપ્શન કમીટી નેમવામાં આવે છે જે કમીટીએ ખાસ અધિવેશનને અંગે થયલાં કાર્યને અનુમતી આપી બાકી રહેતું સઘળુ કાર્ય ઉપાડી લેવું. મજકુર કમીટીના ચીફ સેક્રેટરીઓને નવા સભ્યો ઉમેરવાની સત્તા આપવામાં આવે છે.

ઠરાવ રજુ કરનાર-મી. હીરાલાલ વસનજી.
ટેકો આપનાર-મી. હીરાલાલ મંછાચંદ સોલીસીટર.

ઠરાવ—૩. રીસેપ્શન કમીટીએ પોતાના ઉપપ્રમુખોની ચુંટણી કરી લેવી, તેના પ્રમુખ તરીકે શેઠ રવજીભાઇ સોજપાલ તથા તેના ચીફ સેક્રેટરીઓ તરીકે શ્રીયુત મકનજી જે. મહેતા, તથા મોહનલાલ ભગવાનદાસ ઝવેરીની તથા શેઠ કુંવરજી કેશવજી અને ખાલુભાઇ મોતીચંદની નીમણુંક કરવામાં આવે છે.

ઠરાવ રજુ કરનાર-મી. સાકરચંદ માણેકચંદ ધડીયાલી. ટેકો આપનાર-મી. ખીમચંદ ભાવસાર અને મી. ભોગીલાલ હાલાભાઇ પટણી.

ઠરાવ—૪. રીસેપ્શન કમીટીના સભાસદની ફી ઓછામાં ઓછી રૂ. ૧૦) અને પુરૂષ તથા સ્ત્રી પ્રેક્ષકો માટે ફી અનુક્રમે રૂ. ૨ તથા રૂ. ૧ રાખવી.

ઠરાવ રજુ કરનાર-મી. લ્હેરૂભાઇ ચુનીલાલ કોટવાલ. ટેકો આપનાર-મી. લાલજી હીરજી શાહ.

આ સભાએ ઉપર મુજબના ઠરાવો સર્વાનુમતે પસાર કર્યા બાદ અધિવેશન માટે ચુંટાએલા પ્રમુખ રાય મણિલાલ નહાર બહાદૂરને તેજ તા. ૧૯-૫-૨૬ ની રાત્રે જે તાર કરવામાં આવ્યો હતો અને તેનો જે જવાબ તેમના તરફથી આવ્યો હતો તે નીચે મુજબ છેઃ—

Rai Manilal Nahar Bahadur,
5 Indian Mirror Street,
Calcuttas.

Bombay sangh passed unanimously resolutions immediately hold special

sessions fixing third fourth fifth June wire reply.

Chief Secretaries Receiption Committee.

જવાબ તા. ૨૧-૫-૨૬.

Chief Secretaries Jain Conference
Pydhuni Bombay.

Extremely sorry unable to preside going Darjeeling for Health.

MANILAL NAHAR.

આટલી હકીકત જણાવ્યા બાદ એ પણ સ્પષ્ટ થાય છે કે અધિવેશનની બીજી તૈયારીઓ સાથે બીજા પ્રમુખ માટે પણ તજવીજ કરવાનીજ રહી. જે કૉન્ફરન્સના એક જનરલ સેક્રેટરી રાય કુમારસિંહજી તથા તેમના બંધુ બાબુ સાહેબ રાજકુમારસિંહજીના સતત પ્રયાસને પરિણામે તે ગોઠવણ પણ થઇ અને તા. ૨૯-૫-૨૬ ના રોજ મળેલી રિસેપ્શન કમિટીની બેઠકમાં કલકત્તાના અગ્રગણ્ય વ્યાપારી પ્રમુખ મહાશય બાબુ બહાદૂરસિંહજી સિંધીનું નામ જાહેર કરવામાં આવ્યું અને બેઠકોની તારીખો પણ તેજ મીટીંગમાં જુન ૫-૬ શનિ તથા રવિવાર નક્કી કરવામાં આવી હતી. ત્યાર બાદ અધિવેશનનું સ્થળ નક્કી કરવામાં આવ્યું. મંડપનો કંટ્રાક્ટ પણ અપાયો. વિવિધ પ્રકારના પાસ ટીકીટો વિગેરેની વ્યવસ્થા થઇ. ટૂંકામાં થોડા સમયમાં સંપૂર્ણ તૈયારીઓ થઇ. દરમીયાન તા. ૨૯ મીએ અને પછીથી બાબુસાહેબ રાજકુમારસિંહજી તથા શેઠ આણંદજી કલ્યાણજી વચ્ચે તાર અને પત્રવ્યવહાર થયો. છેક છેલ્લી ઘડીએ અમદાવાદથી શેઠ આણંદજી કલ્યાણજી પેઢીના બે વહીવટદાર પ્રતિનિધિઓ પૈકી રા. શેઠ સારાભાઇ ડાહ્યાભાઇ તથા રા. શેઠ પ્રતાપસિંહ મોહોલાલભાઇ મુંબઇ આવ્યા અને બાબુ સાહેબને ત્યાં રિસેપ્શન કમિટીના પ્રમુખ તથા સેક્રેટરીઓ અને બીજા કેટલાકને મળ્યા અને પેઢી તરફથી નીચે પ્રમાણે કૉન્ફરન્સપર પત્ર લખાયો અને આ અધિવેશન મુલતવી રાખવું કે કેમ એ રિસેપ્શન કમિટીમાં મૂકવાનું નક્કી થયું.

શેઠ આણંદજી કલ્યાણજી તરફથી આવેલો પત્ર.

મુંબઇ, તા૦ ૧ લી જુન ૧૯૨૬, શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સની રીસેપ્શન કમીટીના પ્રમુખ તથા સેક્રેટરીઓ જોગ...મુંબઇ.

વિશેષ તમારો તા. ૧ લી જુન સને ૧૯૨૬ નો પત્ર હમોને મળ્યો છે. આપે કૉન્ફરંસની બેઠકની નક્કી કરેલી તારીખ ૫ મી તથા ૬ ઠ્ઠીના દિવસોમાં હાજર રહેવા હમોને હાલના સંજોગોમાં અનુકૂળતાવાળી નથી તો હાલ તુરત આપના તરફથી કોન્ફરન્સનું હાલનું અધિવેશન મુલતવી રાખવામાં આવે તો તે વધારે ઇચ્છવા જોગ છે. માટે હાલ તુરત આ અધિવેશન જુલાઇની આખર તારીખ સુધી મુલતવી રાખશોજી. આ અધિવેશન જો તારીખ ૩૧ મી જુલાઇ સુધી મુલતવી રાખવામાં આવશે તો તે હમોને વધારે અનુકૂળતા થઇ પડશે અને હમો પણ ઘણી સારી રીતે ભાગ લઇશુંજી. હાલ એજ.

લી૦

પ્રતાપસિંહ મોહોલાલભાઈ.
સારાભાઇ ડાહ્યાભાઇ.
વીહીવટદાર પ્રતિનિધિઓ.

આ મુલાકાતં દરમીઆન કેટલીક વાટાઘાટ થઈ હતી પરંતુ હિંદુસ્થાનના જૈનોની બે મોટામાં મોટી સંસ્થાઓ વચ્ચે એક સપી રહે તે સિવાય અધિવેશન મુલતવી રાખવા કોઇ સબળ કારણ ચોક્કસ સ્વરૂપમાં રજુ કરવામાં આવ્યું નહિં હતું. તાઃ ૧-૬-૨૬ ના રોજ તાકીદનું સરક્યુલર કાઢી સેક્રેટરીઓએ રિસેપ્શન કમિટીની બેઠક વળતે જ દીવસે તા. ૨-૬-૨૬ ના રોજ બોલાવી. આ મીટીંગ વખતે અધિવેશન ભરવાની તરફેણમાં મત ઘણોજ મજબુત હતો પરંતુ બાબુ સાહેબ રાજકુમાર સિંહજી તેમજ હાજર રહેલાઓ પૈકી બીજા કેટલાક તરફથી સમજાવટ થતાં આખરે જે ઠરાવો પસાર થયા તે નીચે આપવામાં આવ્યા છે.

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના ખાસ અધિવેશનની રિસેપ્શન કમિટીના ઠરાવો.

ઠરાવ. ૧. શ્રી શત્રુંજય મહાતીર્થ ઉપરના—આપણા ચિરસ્થાપિત હકો જળવાઇ રહે તે માટે

જૈન કોમનો એકત્રિત અવાજ જાહેર કરવા તથા તે સંબંધી સઘળી પરિસ્થિતિને પહોંચી વળવા ખાસ અધિવેશન ભરવાની સઘળી તૈયારીઓ કરી ખાસ અધિવેશન માધવબાગમાં તા. ૫ મી તથા ૬ ઠી જુન સને ૧૯૨૬ ને દીને રાખવામાં આવ્યું હતું પરંતુ શેઠ આણંદજી કલ્યાણજીનો તા ૧ લી જુન સને ૧૯૨૬નો ખાસ અધિવેશન મુલતવી રાખવા સંબંધી પત્ર મળવાથી તથા તેમના ખાસ મોકલાવેલા પ્રતિનિધિઓના આગ્રહથી ખાસ અધિવેશન હાલ તુરત મુલતવી રાખવામાં આવે છે.

દરખાસ્ત—શેઠ જીવરાજ નરશી મૈશ્રી.
ટેકો શેઠ—ચાંપશી કુંવરજી.

ઠરાવ ૨. શ્રી શત્રુંજય તીર્થના અંગે રખોપા અથવા મુંડકાવેરો તેમજ હકુમતને લગતા પ્રશ્નનો કોઇ પણ જાતનો નીવેડો અથવા સમાધાની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનીધીઓ અથવા સાત જણની નીમાએલી કમિટી સમસ્ત જૈન કોમના પ્રતિનીધીઓની રીતસરની મીટીંગમાં સલાહ લીધા વિના લાવવો નહી એવી સૂચના આજની રીસેપ્શન કમિટીની મીટીંગ આગ્રહ પૂર્વક કરે છે. આ ઠરાવની એક નકલ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી ઉપર મોકલી આપવી.

દરખાસ્ત મુકનાર—રા. ઓધવજી ધનજી શાહ.
ટેકો-રા. મણીલાલ મોહકમચંદ.
વધુ ટેકો-રા. રમણીકલાલ કેશવલાલ ઝવેરી.
સોલીસીટર્સ.

ઠરાવ ૩. શ્રી શત્રુંજય સંબંધી કેસનો ચુકાદો આવે કે ન આવે તોપણ તથા કોઈ પણ સંજોગોમાં તા. ૩૧ મી જુલાઈ, ૧ લી તથા બીજી ઓગસ્ટ સને ૧૯૨૬ ના દીને સામાન્ય અધિવેશન ભરવા ઠરાવ કરે છે. જરૂર પડે તો હાલની રીસેપ્શન કમિટી તે પહેલાં ખાસ અધિવેશન મુંબઈમાં ભરવા પ્રમુખ તથા ચીફ સેક્રેટરીઓને સત્તા આપે છે અને ખાસ અધિવેશનને અંગે થયેલાં સર્વકાર્યને બહાલી આપી હાલની રિસેપ્શન કમિટી ચાલુ રાખવી એવો ઠરાવ કરે છે.

દરખાસ્ત મૂકનાર—બાબુ સાહેબ રાજકુમારસિંહજી.

ટેકો—શેઠ ચુનીલાલ વીરચંદ.
વધુ ટેકો—શેઠ કુંવરજી જેઠાલાલ.

આ ઠરાવોના પરિણામે જરૂર જણાઈ તેટલે સ્થળે તાર મારફતે તેવી ખબર પહોંચાડવામાં આવી હતી.

આટલી હકીકત અધિવેશન સંબંધી જણાવ્યા બાદ જણાવવું જરૂરનું છે કે આબુ મુકામે નામદાર એ. જી. જી. રૂબરૂ સુનાવણી થઇ ગઇ છે. મહાન્ તીર્થ પ્રત્યે સૌની શુભેચ્છાઓ અને અંતરની લાગણી અને પ્રયાસોનું એકત્રિત બળ થતાં પરિણામ શુભજ આવે અને આવશે એમ ઇચ્છીએ છીએ. પરંતુ સબળ કારણ સિવાય ખાસ અધિવેશન મુલતવી રાખવાનો આગ્રહ થયો હતો તેને અંગે કોમના પ્રયાસમાં એક અક્ષમ્ય ત્રુટીજ થયલી ઇતિહાસકાર નોંધશે.

---

## ૩. શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ.

### જનરલ મીટીંગ.

તા. ૧૬-૬-૨૬ ને ગુરૂવારના રોજ રાત્રીના મું. ટા. ૭-૩૦ કલાકે શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઑફીસમાં સંસ્થાની જનરલ મીટીંગ મળી હતી.

પ્રમુખસ્થાન—રા. રા. શેભાગ્યચંદ. પી. દેસાઇને આપવામાં આવ્યા બાદ. ઓ. સેક્રેટરીએ આગલી મીનીટ વાંચી હતી. મીનીટ ઉપર પ્રમુખશ્રીએ સહી કરી હતી. ત્યાર બાદ નીચેના ત્રણ ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

ઠરાવ. ૧—આજની જનરલ મીટીંગ ઠરાવ કરે છે કે બોર્ડની મેનેજીંગ કમિટીની ચુંટણી કરવા તા. ૩ જી જૂલાઇ સને ૧૯૨૬ ના રોજે બોર્ડની જનરલ મીટીંગ બોલાવવી. મીટીંગ બોલાવવાની સત્તાઓ સેક્રેટરીને આપવામાં આવે છે.

ઠરાવ. ૨—કૉન્ફરન્સ અને સ્વયંસેવક પરિષદના પ્રતિનિધિઓની ચુંટણી તેમની તારીખો નક્કી થયેથી કરવી.

ઠરાવ. ૩—આજની જનરલ મીટીંગ "શ્રી જૈન શ્વેતાંબર શિક્ષણ પરિષદ અનુકૂળ સમયે ભરવાનો ઠરાવ કરે છે.

બાદ ધાર્મિક અભ્યાસક્રમમાં ફેરફાર કરવાનું કાર્ય આવતી મીટીંગ ઉપર મુલતવી રાખી પ્રમુખશ્રીનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

### ૪. સુકૃત ભંડાર ફન્ડ.

**૧. ઉપદેશક—વાડીલાલ સાંકળચંદ.**

તા. ૩૧-૧-૨૬ થી ૨૬-૬-૨૬ સુધીમાં આવ્યા.

ઘોડા ૧૦। મેઢ પ॥। જુન્નેર ૪૧॥। મંચર ૧) જુનર ૦। અંતુર ૧૨॥ કરજત ૮॥। વાસદ ૧૬॥। આસોદર ૩॥। આંકલાવ ૯॥। અંબાલી ૪॥ આખરોડ ૧॥ આસરંબા ૦॥ ઉમેટા ૨૫) ચમારા ૯) ગામણગામ ૭॥ ગંભીરા ૧૮॥। મુજપુર ૮॥। એકલબારા ૩। ડભાસા ૪॥ દરાપરા ૧૦। ખાનપુર ૧૭। લીઓડા ૩॥ સામેત્રી ૮। રખીયાળ ૫) જાલીયાનો મઠ ૧૨॥ ધારીસણા ૧૯) વડવાસા ૧૩॥। ધડકણ ૨૪। પરાંતીયા ૨૦) સલકી ૧૩॥। વરધાનું સુવાડુ ૭) સાનોદ ૬॥।.

**૨. ઉપદેશક—મી. પુંજાલાલ પ્રેમચંદ.**

તા. ૩૧-૧-૨૬ થી તા. ૨૬-૬-૨૬ સુધીમાં આવ્યા.

डुंगरपुर ६२॥ टींबाचुडी ३६। मगरवाडा १२। भांगरोडीआ ५) वावलचुडी ८॥। वडगाम ३७। वगदा १०) कुंभलमेर ४। परखडी १३। गोळा २८॥। छनीआणा ५। वणसोल १५) घोडीयाल १४॥। वरणावाडा ७) धोतासकलाणा २२॥ पालणपुर ०॥। जलसोणी १७। मेमदपुर ३४) वडवाडीया २॥ जगाणा २५। वासणा ९॥ काणोदर १३) चांगा २९॥। भरकावाडा १॥ मजादर १८) कोटडो ११॥। तेजावाडा २२। सांपा १५) मेता ४०॥। बसु ३६॥ शाशम २०) शल्ला १२) मडाणा २५) वेडचा १७) सलीमपर ८) वडा ५) सागरोसणा ८॥ गादलवाडा ५। टाकरवाडा २३॥ पटोसण १३॥.

**૩. ઉપદેશક—ગુલાબચંદ શામજી.** તા. ૮-૨-૨૬ થી ૬-૬-૨૬ સુધીમાં. માટીરાલા ૧) લુવારીઆ ૧) જાત્રોડા ૧) માલળીયા ૦॥। વરસડા ૦॥। અમરેલી ૮॥। કાઝવદર ૦॥। દેવગાણા ૪॥। અગીઆલી ૩॥ તરસમીયા ૦॥ અકવાડા ૦॥ શેકુભાર ૧) પીપરીયા ૦॥। મોટા દેવળીઆ ૧) ચીતળ ૪॥ દેરડી ૦॥ દેવગામ ૧॥। લાખાપાદર ૨) જેતપુર ૮। ખીરસરા ૧) ગુંદાલા ૦॥ વાવડી સ્ટેશન ૦। પાણાદેવળી ૦॥। બાટવાદેવળી ૦। ભુખળી સાણથલી ૧) તોરી ૦॥। માવજીંજવા ૧) બગસરા ૪) ભાડર ૦॥। ઉજલા ૦॥। નીલવડી ૦॥ બાબરા ૨॥ ગોંડળ ૯॥ સાંઢ ખાખરા ૦॥। દીંબા ૦। મોટા ચારેડીયા ૦। ભોરાગડી. ૦॥ સમઢીયાળું ૧) સુરનગર ૦॥। ખીજડીયું ૦॥। પાઢીયાણા ૦॥। ધોલરામા. ૧। સરવડી ૦। રેવા ૦। માલપરા ૦। કેરીયું ૦॥ ટીંબી ૦। હડમતાલુ ૦। ચભાડીયા ૨॥ સમઢીઆલુ ૧) કનાડ ૦॥ ખારી ૦॥ જસપરા. ૯) ખદરપર ૧॥ ખડસલીઆ. ૨। ભંડારીયા ૧। નાગલપર ૧) રાજપરા ૦॥। ભીમડાદ ૦॥ મેથવડીઆ. ૦॥। ગોરકડા ૧॥ ટાટમ ૨॥ જનડા ૧) ભાંભણ ૧। ધંધુકા ૧૦) ખરડ ૧॥। છત્રા ૧। ઢવાણા ૨॥ સાબકડા ૧॥ કોઢ ૬॥। સાયલા. ૧૨। સુદામણા ૬) ચોકડી ૨) કોદડા ૨।.

---

અર્ધ-માગધી ભાષાના અભ્યાસીઓને સગવડ—



માત્ર રૂપીઆ ત્રણમાં

# એક ઘડીઆળ

જરા પણ અચકાશો નહિ
આજે જ ઑર્ડર મોકલો કારણ કે અમારૂં

## ટીક—ટેક

## TIC-TAK Regd. Wall clock

ઘડીઆળ નિયમિત ટાઈમ આપે છે.

**—સર્વેની પસંદગી પામેલું છે—**

અને તેમ છતાં ઘરનાં સુન્દર શણગાર રૂપ પણ છે.

**—ઃફક્ત રૂપિયા ત્રણઃ—**

**PETER WATCH Co., P. B. 27, MADRAS.**

---

**આ ઑફર મફત!!**







**આ ઑફર મફત!!**

અમારા અઢાર કેરેક રોલ્ડગોલ્ડ તારા લીવર "રજીસ્ટર્ડ" ખીસા ઘડીઆળના ખરીદનારાઓને, અમારૂં "C" સી રજીસ્ટર્ડ ટાઇમપીસ મફત આપીએ છીએ. આ ઑફર માત્ર થોડા વખતની છે. હમણાં જ લખો. ખીસા ઘડીઆળ માટે તના ડાયલ પર બનાવનારાઓની પાંચ વર્ષની ગેરંટીની સ્ટેમ્પ આપવામાં આવેલ છે.

(કિંમત રૂ. ૫)

લખોઃ— **કેપ્ટન વૉચ કું.** પોસ્ટ બોક્ષ ૨૬૫ મદ્રાસ.

**CAPTAIN WATCH COY.**

**P. B. 265, MADRAS.**

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કોન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૧ — અષાઢ

અંક ૧૧ — ૧૯૮૨



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબાઈ

"દર સાલ રૂપિયા પંદર હજાર ( રૂા. ૧૫૦૦૦ )ની મુકરર રકમ લેવાનો પાલીતાણા ઠાકોર સાહેબ કબૂલ કરે છે અને તે આપવાને જૈન કોમ કબૂલ કરે છે. આ વાર્ષિક ભરણાને ધ્યાનમાં લઇ પાલીતાણા દરબાર યાત્રાળુ વેરા નિમિત્ત જૈન કોમ પાસેથી બીજો કોઈ પણ વેરો નહિ લેવા કબૂલાત આપે છે. આ રૂા. ૧૫૦૦૦) ની રકમ દર સાલ એપ્રિલ માસની ૧ લી તારીખે પાકશે અને એમાં પોલિસનું રક્ષણ, માલનું રક્ષણ વગેરે આવી જાય છે.

"૨. આ કરારનામાનો અમલ ૧૮૮૬ ના એપ્રિલ માસની ૧ લી તારીખથી ૪૦ વરસ સુધી રહેશે એ જૈન કોમ કબૂલ કરે છે અને ઠાકોર સાહેબ એ બાબતને પોતાની સંમતિ આપે છે.

"૩. આ ૪૦ વર્ષની મુદત પૂરી થાય એટલે કોઇ પણ પક્ષકારને કરારનામાના પહેલા ફકરામાં જણાવેલી મુકરર રકમમાં ફેરફાર કરવાની માંગણી કરવાની છુટ રહેશે. બન્ને પક્ષની દલીલો સાંભળીને અને તે પર વિચાર કરીને આવો ફેરફાર કરવો કે નહિ તે બ્રિટિશ સરકાર નક્કી કરશે."

૨. કરારનામાની ૩ જી કલમ મુજબ પાલીતાણા દરબારે બ્રિટિશ સરકારના પ્રતિનિધિ તરીકે મને લેખિત અરજી કરી છે કે એ ફકરામાં જણાવેલા વાર્ષિક મુકરર રકમમાં નીચે પ્રમાણે ફેરફાર કરવો; બન્ને પક્ષો વચ્ચે થયેલા કરારનામા પહેલા જે મુડકાવેરો નાંખવામાં આવતો હતો તે મુડકાવેરો ફરીથી નાંખવાની તેમને છુટ આપવી અને આ વેરો એજન્સીના નહિ પણ પોતાના જ અધિકારીઓદ્વારા ઉઘરાવવાની તેમને પરવાનગી આપવી. એમની લેખિત અરજીમાં દરબાર આથી પણ આગળ વધ્યા છે અને જણાવ્યું છે કે આ કરારનામું એમના પિતા પાસે પરાણે કરાવવામાં આવ્યું છે અને એથી તે પોતાને બંધનકારક નથી. તેમણે એવી પણ માગણી કરી છે કે યાત્રાળુ ઉપર વ્યાજબી લેખાય તેવો વેરો નાંખવાની તેમને અનિયંત્રિત છુટ આપવી જોઇએ અને જ્યાં સુધી એ વેરો જુલમી ગણાય નહિ અથવા તો દુર્વ્યવસ્થા ઉત્પન્ન કરે છે તેવો મનાય નહિ ત્યાં સુધી બ્રિટિશ સરકારે વચ્ચે પડવું નહિ જોઇએ. પણ આ વિશેષ માગણીઓ મારી સમક્ષ કેસ ચાલ્યો ત્યારે પડતી મૂકવામાં આવી છે. કરારનામાની શરતો મુજબ આ કેસમાં વચ્ચે પડવાનો બ્રિટિશ સરકારનો હક છે એ સ્વીકારવામ આવ્યું છે અને પરાણે કરારનામા પર સહી લેવાની વાતને એવી રીતે સુધારવામાં આવી છે કે ૪૦ વરસ જેટલી લાંબી મુદત માટે કરારનામું કરાવવામાં બ્રિટિશ સરકારે પોતાના શુભ ઉદ્દેશો છતાં દરબારને અજાણતાં ખૂબ નુકસાનમાં ઉતાર્યા છે. અવરજવરનાં સાધનોના વિકાસ સાથે યાત્રાળુઓની સંખ્યા પણ વધશે એ બાબત બ્રિટિશ સરકાર ભૂલી ગઈ લાગે છે. આ ૪૦ વરસની મુદત પૂરી થતાં પહેલાં ઘણાયે વખતથી યાત્રાળુઓની સંખ્યા ખૂબ વધી છે. યાત્રાળુ વેરો નાંખવાની બાબતમાં સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવવાની માગણી દરબારે છોડી દીધી છે અને એવી માગણી કરી છે કે કર્નલ કીટીંજે ૬૦ વરસ ઉપર નક્કી કરેલા દર પ્રમાણે વેરો ઉઘરાવવાની તેમને છુટ આપવી.

બીજે પક્ષે જૈન કોમ એવો દાવો કરે છે કે ૧૮૮૬ નું કરારનામું યાવત્ચંદ્ર દિવાકરૌ બન્ને પક્ષને બંધનકારક છે; માત્ર યાત્રાળુ વેરો નાંખવાને બદલે જે વાર્ષિક ભરણું ભરવાનું છે તેમાં ફેરફાર થઇ શકે. તેઓ જણાવે છે કે વધારે રકમ આપવાને માટે કોઈ કેસ પુરવાર થયો નથી અને અવરજવરનાં સાધનોના સુધારાને લીધે અને બ્રિટિશ હિંદુસ્તાનનાં તમામ મુલકોમાં સુલેહશાંતિના વધતા જતા ફેલાવાને લીધે યાત્રાળુઓના જાનમાલનું રક્ષણ કરવાની દરબારની જવાબદારી યાત્રાળુઓની સંખ્યા વધ્યા છતાંયે ઓછી થઈ છે. તેઓ માને છે કે રકમ નક્કી કરતી વખતે યાત્રાળુઓની સંખ્યા પર ધ્યાન અપાવું નહિ જોઇએ પણ યાત્રાળુઓનું રક્ષણ કરવાના કાર્ય પાછળ દરબાર કેટલું પોલિસ ખર્ચ કરે છે તે પર જ મદાર રહેવો જોઇએ. તેઓ છેવટમાં જણાવે છે કે જો ૧૮૮૬ નું કરારનામું હવે બંધનકારક ગણવામાં ન આવતું હોય તો મુંબઇ સરકારે પહેલાં મંજુર કરેલી વ્યવસ્થા પ્રમાણે ચાલવાની દરબારને છુટ નહિ આપવી જોઇએ પણ દરબારના હક અધિકારોનો આખોયે પ્રશ્ન ફરીથી ઉકેલવો જોઇએ અને એમને પુરવાર કરવાની તક આપવી જોઇએ કે તેઓ જે ભરણું ભરે છે તે

# જૈન યુગ

卐

Things done well,
And with a care, exempt themselves from fear.
— *Shakespeare.*

પુસ્તક ૧ વીરાત્ ૨૪૫૨ વિ. સં. ૧૯૮૨ આષાઢ અંક ૧૧

## નામદાર મિ. વૉટ્સનનો ચુકાદો.

[ જૈનો અને પાલીતાણા દરબાર વચ્ચેની શ્રી શત્રુંજય તીર્થના સંબંધી રખોપાની તકરારના આ ચુકાદાનું અંગ્રેજીમાંથી ગુજરાતી ભાષાંતર શેઠ આણંદજી કલ્યાણજીએ પૂરૂં પાડયું છે તે અક્ષરશઃ પ્રેસદોષ સુધારી અત્ર મૂકીએ છીએ: કારણ કે તેના અંગે આખા જૈન સમાજમાં વ્યાજબી રીતે મહા ખળભળાટ થયો છે. તંત્રી. ]

**નં. પી. ૫૯, ૧૯૨૬. રાજકોટ, તા. ૧૨ જુલાઈ, ૧૯૨૬.**

પાલીતાણા દરબારની તા. ૧૪ સપ્ટેમ્બર, ૧૯૨૫ની નં. ૬૩૭ની અરજી વાંચીઃ—૧૮૮૬ ના કરારનામાની ૩ જી કલમ મુજબ બ્રિટિશ સરકારના પ્રતિનિધિ નામદાર એજન્ટ ટુ ધ ગવર્નર-જનરલને અરજ કરી છે કે દર સાલ અપાતી વાર્ષિક રકમને બદલે કરારનામું થયું તે પહેલાં મુંડકાવેરો નાંખવામાં આવતો હતો તે મુંડકાવેરો નાંખવાની તેમને સત્તા આપવામાં આવે અને આ મુંડકાવેરો એજન્સીના અધિકારીઓ નહિ પણ દરબારના જ માણસો ઉઘરાવે, વગેરે.

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિઓ વહીવટદારોનો તા. ૨૩ એપ્રીલ, ૧૯૨૬ નો જવાબ વાંચ્યો.

બન્ને પક્ષના વકીલોની દલીલો સાંભળી અને આ કેસને લગતાં કાગળીઆં વાંચ્યાં.

ફેંસલોઃ—૧૮૮૬ ની સાલના પાલીતાણાના ઠાકોર સાહેબે મુંબઇ સરકારની એના સ્થાનિક પ્રતિનિધિદ્વારા અપાયેલી સલાહને અનુસરી જૈન કોમના પ્રતિનિધિ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી સાથે શેત્રુંજાનાં દેરાઓની યાત્રા અર્થે પાલીતાણા આવતા યાત્રાળુઓને માથે રાજનો વેરો નાખવાનો હક જતો કરી વાર્ષિક રૂા. ૧૫૦૦૦ ) ની મુકરર રકમ ૪૦ વરસ સુધી લેવાનો કરાર કર્યો. ૧૮૮૬ પહેલાં ચાર વર્ષ સુધી પાલીતાણા આવતા યાત્રાળુઓ પાસેથી માથા દીઠ બે રૂપિયા અને પાલીતાણામાં જ વસતા શ્રાવકો પાસેથી માથા દીઠ પાંચ રૂપિયા એમ યાત્રાળુ વેરો કાઠીઆવાડના પોલિટિકલ એજન્ટની મારફત ઉઘરાવવામાં આવ્યો હતો. કાઠીઆવાડના પોલિટિકલ એજન્ટ કર્નલ કીટીંજે સને ૧૮૬૩ ની સાલમાં યાત્રાળુઓ ઉપર કર નાંખવાના દરબારના હકની બાબતમાં અને એ કર કેટલો હોવો જોઇએ તે બાબતમાં સંપૂર્ણ તપાસ કરી હતી અને એ તપાસને અંતે તેમને આ રકમો વ્યાજબી અને યુક્ત લાગી હતી. આ ૧૮૮૬ નું કરારનામું ૧૯૨૬ ના એપ્રિલ માસની ૧ લી તારીખે પૂરૂં થાય છે અને એથી આ હાલનો કેસ ઉભો થયો છે. કરારનામાની શરતો નીચે મુજબ છેઃ—

"દર સાલ રૂપિયા પંદર હજાર ( રૂા. ૧૫૦૦૦ )ની મુકરર રકમ લેવાનો પાલીતાણા ઠાકોર સાહેબ કબૂલ કરે છે અને તે આપવાને જૈન કોમ કબૂલ કરે છે. આ વાર્ષિક ભરણાને ધ્યાનમાં લઇ પાલીતાણા દરબાર યાત્રાળુ વેરા નિમિત્ત જૈન કોમ પાસેથી બીજો કોઈ પણ વેરો નહિ લેવા કબૂલાત આપે છે. આ રૂા. ૧૫૦૦૦) ની રકમ દર સાલ એપ્રિલ માસની ૧ લી તારીખે પાકશે અને એમાં પોલિસનું રક્ષણ, માલનું રક્ષણ વગેરે આવી જાય છે.

"૨. આ કરારનામાનો અમલ ૧૮૮૯ ના એપ્રિલ માસની ૧ લી તારીખથી ૪૦ વરસ સુધી રહેશે એ જૈન કોમ કબૂલ કરે છે અને ઠાકોર સાહેબ એ બાબતને પોતાની સંમતિ આપે છે.

"૩. આ ૪૦ વર્ષની મુદત પૂરી થાય એટલે કોઇ પણ પક્ષકારને કરારનામાના પહેલા ફકરામાં જણાવેલી મુકરર રકમમાં ફેરફાર કરવાની માંગણી કરવાની છુટ રહેશે. બન્ને પક્ષની દલીલો સાંભળીને અને તે પર વિચાર કરીને આવો ફેરફાર કરવો કે નહિ તે બ્રિટિશ સરકાર નક્કી કરશે."

૨. કરારનામાની ૩ જી કલમ મુજબ પાલીતાણા દરબારે બ્રિટિશ સરકારના પ્રતિનિધિ તરીકે મને લેખિત અરજી કરી છે કે એ ફકરામાં જણાવેલા વાર્ષિક મુકરર રકમમાં નીચે પ્રમાણે ફેરફાર કરવો; બન્ને પક્ષો વચ્ચે થયેલા કરારનામા પહેલા જે મુડકાવેરો નાંખવામાં આવતો હતો તે મુડકાવેરો ફરીથી નાંખવાની તેમને છુટ આપવી અને આ વેરો એજન્સીના નહિ પણ પોતાના જ અધિકારીઓદ્વારા ઉઘરાવવાની તેમને પરવાનગી આપવી. એમની લેખિત અરજીમાં દરબાર આથી પણ આગળ વધ્યા છે અને જણાવ્યું છે કે આ કરારનામું એમના પિતા પાસે પરાણે કરાવવામાં આવ્યું છે અને એથી તે પોતાને બંધનકારક નથી. તેમણે એવી પણ માગણી કરી છે કે યાત્રાળુ ઉપર વ્યાજબી લેખાય તેવો વેરો નાંખવાની તેમને અનિયંત્રિત છુટ આપવી જોઇએ અને જ્યાં સુધી એ વેરો જુલમી ગણાય નહિ અથવા તો દુર્વ્યવસ્થા ઉત્પન્ન કરે છે તેવો મનાય નહિ ત્યાં સુધી બ્રિટિશ સરકારે વચ્ચે પડવું નહિ જોઇએ. પણ આ વિશેષ માગણીઓ મારી સમક્ષ કેસ ચાલ્યો ત્યારે પડતી મૂકવામાં આવી છે. કરારનામાની શરતો મુજબ આ કેસમાં વચ્ચે પડવાનો બ્રિટિશ સરકારનો હક છે એ સ્વીકારવામાં આવ્યું છે અને પરાણે કરારનામા પર સહી લેવાની વાતને એવી રીતે સુધારવામાં આવી છે કે ૪૦ વરસ જેટલી લાંબી મુદત માટે કરારનામું કરાવવામાં બ્રિટિશ સરકારે પોતાના શુભ ઉદ્દેશો છતાં દરબારને અજાણતાં ખૂબ નુકસાનમાં ઉતાર્યા છે. અવરજવરનાં સાધનોના વિકાસ સાથે યાત્રાળુઓની સંખ્યા પણ વધશે એ બાબત બ્રિટિશ સરકાર ભૂલી ગઈ લાગે છે. આ ૪૦ વરસની મુદ્દત પૂરી થતાં પહેલાં ઘણાયે વખતથી યાત્રાળુઓની સંખ્યા ખૂબ વધી છે. યાત્રાળુ વેરો નાંખવાની બાબતમાં સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવવાની માગણી દરબારે છોડી દીધી છે અને એવી માગણી કરી છે કે કર્નલ કીટીંજે ૬૦ વરસ ઉપર નક્કી કરેલા દર પ્રમાણે વેરો ઉઘરાવવાની તેમને છુટ આપવી.

બીજે પક્ષે જૈન કોમ એવો દાવો કરે છે કે ૧૮૮૬ નું કરારનામું યાવતચંદ્ર દિવાકરૌ બન્ને પક્ષને બંધનકારક છે; માત્ર યાત્રાળુ વેરો નાંખવાને બદલે જે વાર્ષિક ભરણું ભરવાનું છે તેમાં ફેરફાર થઇ શકે. તેઓ જણાવે છે કે વધારે રકમ આપવાને માટે કોઈ કેસ પુરવાર થયો નથી અને અવરજવરનાં સાધનોના સુધારાને લીધે અને બ્રિટિશ હિંદુસ્તાનનાં તમામ મુલકોમાં સુલેહશાંતિના વધતા જતા ફેલાવાને લીધે યાત્રાળુઓના જાનમાલનું રક્ષણ કરવાની દરબારની જવાબદારી યાત્રાળુઓની સંખ્યા વધ્યા છતાંયે ઓછી થઇ છે. તેઓ માને છે કે રકમ નક્કી કરતી વખતે યાત્રાળુઓની સંખ્યા પર ધ્યાન અપાવું નહિ જોઇએ પણ યાત્રાળુઓનું રક્ષણ કરવાના કાર્ય પાછળ દરબાર કેટલું પોલિસ ખર્ચ કરે છે તે પર જ મદાર રહેવો જોઇએ. તેઓ છેવટમાં જણાવે છે કે જો ૧૮૮૬ નું કરારનામું હવે બંધનકારક ગણવામાં ન આવતું હોય તો મુંબઇ સરકારે પહેલાં મંજુર કરેલી વ્યવસ્થા પ્રમાણે ચાલવાની દરબારને છુટ નહિ આપવી જોઇએ પણ દરબારના હક અધિકારોનો આખોયે પ્રશ્ન ફરીથી ઉકેલવો જોઇએ અને એમને પૂરવાર કરવાની તક આપવી જોઇએ કે તેઓ જે ભરણું ભરે છે તે

અરસપરસની કબૂલાતથી પોલિસ રક્ષણ માટે અપાય છે, નહિ કે દરબારના પ્રધાન અધિકાર તરીકેના કર તરીકે અપાય છે.

૩. બન્ને પક્ષોની દલીલોપર પૂરો વિચાર કરતાં મને લાગે છે કે આ કેસમાં મારો નિર્ણય ૧૮૮૬ના કરારનામાને આધારે જ થવો જોઇએ. એ કરારનામાનો ભાષા પ્રબંધ એવો ઢીલો છે કે ન્યાયની અદાલતમાં એ ટકી શકે કે કેમ? એ શક પડતું છે. પણ આ તો રાજકીય અદાલત છે જ્યાં કાયદાની બારીકીઓ અને ઝીણવટો ધ્યાનમાં લેવામાં આવતો નથી; અને આ કરારનામું એક રાજા અને બ્રિટિશ હિંદુસ્તાનની બહોળી અને લાગવગ ધરાવનારી એક કોમના પ્રતિનિધિઓ વચ્ચે થયેલું છે અને બન્ને પક્ષોએ ચાળીસ વર્ષ પર્યંત તેનું નિષ્ઠાપુર્વક પાલન કરેલું છે, એટલે બની શકે ત્યાં સુધી આ કરારનામાનો જ અમલ થવો જોઇએ.

માટે હવે એનો શો અર્થ કરવો એજ પ્રશ્ન રહે છે, અને એ માટે હું બેમાંથી એકે પક્ષના એકતરફી વિચારોને સ્વીકારી શકું તેમ નથી, પાલીતાણા દરબાર એવો દાવો કરે છે કે "કરારનામાના છેલ્લા ફકરામાં જણાવેલી વાર્ષિક મુકરર રકમમાં ફેરફાર થઇ શકે" એ વાક્યમાં વાર્ષિક મુકરર રકમને છોડી દઇ મુંડકાવેરો ઉઘરાવવાની સીધી રીત ફરીથી અખ્તિયાર કરી શકાય એ વાત આવી જાય છે. આ દાવો ૩ જી કલમ જોતાં વ્યાજબી જણાતો નથી, ભાષાનો સામાન્ય અર્થ જોતાં અને સર્વ સામાન્ય બુદ્ધિએ વિચાર કરતાં જે જણાય છે એ મુકરર રકમને બદલે બીજી મુકરર રકમ નક્કી થાય એટલો જ તેનો અર્થ છે. હું જૈનોના દાવા સાથે પણ સંમત થતો નથી કે ૧૮૮૬ નું કરારનામું રકમના ફેરફાર સિવાય યાવદ્ ચંદ્રદિવાકરૌ ચાલે એવો કરાર ઘડનારનો ઉદ્દેશ હતો. આવો ઉદ્દેશ હોય તો તે બહુજ મહત્ત્વનો ગણાવો જોઇએ. પોતાના અને પોતાના વંશજોના હિતનો ખ્યાલ હોય તેવો કોઇ પણ રાજા આવી માગણી કબૂલ રાખે નહિ. પાલીતાણા ઠાકોરે કોઇ પણ શબ્દોમાં આ વાતને જણાવી નથી અને જો કોઇ રાજકીય અદાલતે તે વાતનો નિર્ણય કરવાનો હોય તો તે સ્પષ્ટ હોવી જોઇએ. કરારનામામાં ૪૦ વર્ષ પછી કેટલાં વરસનો કરાર કરવો તે જણાવ્યું નથી એટલે ૪૦ વર્ષ પછી રકમમાં જે ફેરફાર થાય તે યાવદ્ ચંદ્રદિવાકરૌ રહે એવી જૈનોની દલીલ આ બાબત ધ્યાનમાં રાખતાં લૂલી પડી જાય છે. સન ૧૮૨૧ માં આ બેઉ પક્ષ વચ્ચે થયેલા કરાર પર સન ૧૮૬૩ માં નિર્ણય કરતાં કર્નલ કીટીંજે ઠરાવ્યું હતું કે યાવદ્ ચંદ્રદિવાકરૌ નો જણાતો ઉદ્દેશ દિવાની કેસમાં કદાચ સાચો ઠરે છતાં રાજદ્વારી કેસમાં એક રાજાના હિતનો વિરોધી ઉદ્દેશ ટકી શકે નહિ. ૧૮૮૬ માં બંને પક્ષો કર્નલ કીટીંજનો આ નિર્ણય બરાબર જાણતા હોવા જોઇએ અને જો તેમનો આ કરારનામું યાવદ્ ચંદ્રદિવાકરૌ ચાલે એવો ઉદ્દેશ હોય તો હું નથી માનતો કે તેઓ તે વાતનો સ્પષ્ટ રીતે ઉલ્લેખ કર્યા વિના રહ્યા હોત.

આથી હું ધારૂં છું કે રૂ. ૧૫૦૦૦) ને બદલે પાલીતાણા દરબારને જૈનોએ શી રકમ ભરવી તે માટે નક્કી કરવું જોઇએ અને આ નવી મુકરર થયેલી રકમ કેટલાં વરસ સુધી ભરે તેની મુદત ધ્યાનમાં લઇને વ્યાજબી લાગે તે પ્રમાણે મારે નક્કી કરવાની છે; અને એ મુદત પુરી થયે શું કરવું? તે સૂચવવાની મને છુટ છે.

૪. આ મુદ્દાઓનો નિર્ણય કરતાં પહેલાં આ ભરણાની રકમ શી તરેહની છે તે વિષે અને આ બાબતમાં પાલીતાણા દરબારના પ્રધાન અધિકાર વિષે જે દલીલો પેશ કરવામાં આવી છે તે વિષે થોડી નુકતેચીની કરવાની જરૂર છે. હિંદુસ્થાનમાં ખુણે ખૂણે પથરાયેલી વિશાળ જૈન કોમને લીધે આ કેસે લોકોમાં ભારે રસ ઉત્પન્ન કર્યો છે. જે લક્ષ્મી વડે આ જૈન કોમ મશહુર છેએ લક્ષ્મીનો મને લાગે છે કે પ્રસાદ પામી કેટલાંયે પત્રોએ જૈન કોમના લાભમાં જબરજસ્ત પ્રોપેગેન્ડા ચલાવ્યો છે અને બ્રિટિશ સરકાર જે આ કેસનો નિર્ણય કરવાની છે તેના પર વાતોને ગોટે ચઢાવી, દબાણ લાવવાનો પ્રયત્ન થયો છે. જો આ દીવાની કેસ હોત અને આ દિવાની અદાલતમાં ચાલતો હોત. તો એમાનાં કેટલાંયે પેપરો અદાલતનાં તિરસ્કારના ગુન્હા માટે તકસીરવાર ઠર્યાં હોત. આ ઝુંબે-

શમાં કેટલાંયે અસત્યો; અને અર્ધ સત્યો અને પૂર્વાપર સંબંધ જાળવ્યા વિના ફાવે તેમ ઉઠાવી લીધેલાં અવતરણોનો છુટથી ઉપયોગ થયો છે; અને એથી અનિવાર્ય રીતે ખોટાં અનુમાનો દોરાયાં છે. આમાંનાં કેટલાંક તો મારી સમક્ષ કેસ ચાલતી વેળા રજુ થયાં છે એટલે તેનો બની શકે ત્યાં ત્યાં રદીયો આપવો જરૂરી છે.

૫. પ્રથમ તો એમ દલીલ કરવામાં આવી છે કે આ ભરણું એ કર નથી પણ બે પક્ષકારો વચ્ચે પરસ્પર સમજુતથી એક પક્ષ બીજા પક્ષની સેવા (રખોપું) કરે છે તે બદલ નક્કી કરેલી રકમ છે. આ દલીલના સમર્થનમાં મોગલ બાદશાહોની સનંદો અને કેટલાંક જૈનો અને પાલીતાણા ઠાકોર વચ્ચે સન ૧૬૬૧ માં થયેલ કરારનામું રજુ કરવામાં આવ્યાં છે. આ બધી રજુઆતની સંબંધમાં એટલુંજ કહેવાનું રહે છે કે ૧૮૬૩ માં કર્નલ કીટીંજે જયારે આ બાબતની તપાસ કરી ત્યારે આ બધાં કાગળીઆં અને દ્રષ્ટિબિન્દુઓ તેમની આગળ રજુ થયાં હતાં અને તેમણે તે નિરર્થક ગણ્યાં હતાં. તેમને લાગ્યું હતું કે દરબાર આ કર નાંખવાનો હક કર્નલ વોકરનું સેટલમેન્ટ ઘડાયું તે પહેલાંના વખતથી ભોગવતા હતા, અને તેમણે એ કર નાંખ્યો પણ હતો. કર્નલ વોકરનું સેટલમેન્ટ કાઠીઆવાડના રાજદ્વારી રસમરિવાજો અને હકકોનો શ્રી ગણેશાયનમઃ છે. તેમણે નિર્ણય કર્યો કે "યાત્રાળુઓ ઉપર કર નાંખવાના હકનો સર્વ કાળમાં દેશી રાજાઓએ દાવો કર્યો છે; આ યાત્રાળુઓના જાન માલનું રક્ષણ કરવાની જોખમદારી તેમની સંખ્યા વધે તેમ વધે છે અને જો કર નાંખવાનો હક સ્વીકારવામાં આવે તો એ પણ ન્યાય સંગત છે કે એ કરનો દર દેવસ્થાનની યાત્રા કરવા આવનાર યાત્રાળુઓની સંખ્યાના પ્રમાણમાં નક્કી થવો જોઇએ."

આથી એમણે ઠરાવ્યું કે યાત્રાળુ દર યાત્રા વખતે બે રૂપિયા વેરો આપે અને પાલીતાણામાં રહેનાર દર યાત્રાદીઠ બે રૂપિયાને બદલે વરસે પાંચ રૂપિયા વેરો આપે એ હિસાબે પ્રારંભમાં વાર્ષિક રૂા. ૧૦૦૦૦) નું ભરણું તેમણે નક્કી કર્યું. કર્નલ કીટીંજનો આ નિર્ણયને મુંબાઇ સરકારે બહાલી આપી અને અનેક વાર તેણે આ સીમાચિન્હમાં ફેરફાર કરવા ના પાડી છે. ૧૮૮૧ ના માર્ચ માસની ૭મી તારીખના તેના ઠરાવ નં. ૧૦૫૬ માં તેણે આ વાત જણાવી છે અને ૧૮૮૧ ના અકટોબર માસની ૧૭મી તારીખના ઠરાવ નં. ૫૦૩૪ માં તેણે એજ વાતની પુનરૂક્તિ કરી છે. આ છેલ્લા ઠરાવથી તેણે દેવસ્થાનમાં દર્શનાર્થે આવતા યાત્રાળુઓની સંખ્યાની પાકી ગણતરી કરવાનું કામ કેટલું મુશ્કેલ છે એ ધ્યાનમાં લઇને કર્નલ કીટીંજે ઠરાવેલા વ્યાજબી દર પ્રમાણે મુડકા વેરો નાંખવાની પાલીતાણાના ઠાકોર સાહેબને પરવાનગી આપી છે. આથી દરબારના પ્રધાન અધિકારને અસર ન પહોંચે તે માટે અને કજીયાનો પ્રસંગ જેમ બને તેમ ઓછો ઉભો થાય તે માટે મુંબઇ સરકારે એજન્સી નીચે અને દરબાર પગાર આપે એવા અધિકારીઓ દ્વારા કર ઉઘરાવવા પાલીતાણા ઠાકોરને સલાહ આપી. આથી 'રખોપું' એ કર વેરો નથી પણ પોલીસની સેવા બદલની રકમ છે એવો જૈનોનો દાવો ફોગટ છે, કારણ કે કર્નલ કીટીંજનો નિર્ણય થયો ત્યારથી તમામ ફેંસલા તેમની વિરૂદ્ધ જાય છે.

૬. બીજી દલીલ એ છે કે આ વેરો એ ધર્મ પર જુલમી, જજીઆ વેરો છે અને તે મહારાણી વિકટોરિયાના ઢંઢેરામાં જણાવેલી ધર્મમાં હસ્તક્ષેપ નહિ કરવાની શરતનો ભંગ કરે છે. આતો સાવ પોકળ દલીલ છે. કર્નલ કીટીંજે જણાવ્યું છે તેમ યાત્રાળુઓ ઉપર કર નાંખવાનો હક કેટલાંયે દેશી રાજ્યો પ્રતિપાદન કરે છે અને ભોગવે છે. મોટી સંખ્યામાં યાત્રાળુઓ એકઠાં થાય તેથી સ્થાનિક સંસ્થાઓને જે ખરચમાં ઉતરવું પડે તે ખરચ ભરપાઇ કરવા યાત્રાળુ દીઠ કર લેવાની પ્રથા બ્રિટિશ રાજ્યમાં પણ જોવામાં આવે છે. અલ્લાહબાદ, બનારસ અને અજમેરના મેળાઓ વખતે યાત્રાળુના માથાનો કર રેલ્વે ટીકીટ પર ચડાવીને વસુલ કરવામાં આવે છે તે આ પ્રથાનાં ઉદાહરણો છે. પ્રારંભમાં આવા કર જાન માલના રક્ષણ માટેજ

નાંખવામાં આવતા પણ વખતના વહન સાથે અને સાંપ્રતકાળની નવી રાજ્યવ્યવસ્થાની પ્રણાલિકાને લીધે આ કર માત્ર પોલિસ રક્ષણ માટેજ નહિ પણ સુધરાઇ તરફથી મળતી પાણી, બજાર વગેરે આરોગ્ય વિષયક સગવડો અને અનુકૂળતાઓ માટે પણ નાંખવામાં આવે છે. આવા કર નવતર નથી એ એટલીજ વાતથી પુરવાર થાય છે કે આજ જૈન કોમના યાત્રાળુઓ માઉન્ટ આબુપરના દેલવાડા અને અચળગઢનાં પવિત્ર સ્થાનોની યાત્રા કરવા આવે છે ત્યારે શિરોહી દરબારને કેટલાંયે વરસોથી કર ભરતા આવ્યા છે. બીજું ઉદાહરણ દાંતા રાજ્યના અંબાજી માતાનું છે જ્યાં યાત્રાળુ પાસે એની ધન સંપતિ પ્રમાણે કર ઉઘરાવાય છે. દ્વારકાનું પણ એવુંજ ઉદાહરણ છે. ત્યાં ગાયકવાડ સરકાર દરેક યાત્રાળુ પાસેથી એ બધી યાત્રા પૂરી કરે તે પહેલાં રૂ. ૫-૨-૦ ની રકમ નીચોવે છે. આ બધાં ઉદાહરણો જોતાં એવી દલીલ કરવી કે, આ પાલીતાણાનો કર જુલમી છે કે નવતર છે. તે કોઇ પણ રીતે બાજબીગણાય નહિ.

૭. આ કરની બાબતમાં દરબારનો જે પ્રધાન અધિકાર છે તે વિશે પણ અવળો અર્થ થયો છે. ગયાં સો વરસોમાં જૈન કોમ સાથે કરારનામું કરવામાં ઠાકોરને મદદ કરવા બ્રિટિશ સરકાર ત્રણ વાર વચ્ચે પડી છે, એથી ઠાકોરથી આવો કર નાંખવાની સંપૂર્ણ કુલ મુખત્યાર સત્તા મર્યાદિત થઇ છે એવી દલીલ પણ પેશ થઇ છે. આમાં તો સાચી વસ્તુસ્થિતિની ગેરસમજ છે. કોઈ રાજ્યમાં જુલમ અને અંધેર ચાલે ત્યારે એ રાજાને સલાહ આપવા વચ્ચે પડવાનો હક બ્રિટિશ સરકાર સાર્વભૌમ સત્તા તરીકે પરા પૂર્વથી ભોગવતી આવી છે. શાને જુલમ કે અંધેર ગણવો એ તો રાજ્યની બ્રિટિશ સરકારની રાજ્યનીતિપર આધાર રાખે છે. પહેલાંનો ઇતિહાસ તપાસીએ તો કાઠીઆવાડમાં મુંબઇ સરકાર અને તેના અમલદારો રાજાની ઇજ્જત આબરૂ કે જવાબદારી તરફ જોવા કરતાં મજલૂમ વ્યક્તિ તરફ ઢળી પડયા છે. નિર્બળ પ્રત્યેની સ્વાભાવિક સહાનુભૂતિને અંગે ઉભી થતી આ વલણની ટીકા કરવી અનાવશ્યક છે. એ પણ શંકાસ્પદ છે કે આમ ઉઘાડી રીતે વચ્ચે પડવાથી એ વ્યક્તિ કે વર્ગને લાભ થાય છે અથવા તો રાજ્યમાં સુધારો થાય છે. જે પક્ષની વહારે ચઢવામાં આવે છે તે ન્યાયને માટે પછી દરબાર તરફ નજર માંડતો નથી પણ ધૃષ્ટ બને છે અને પોતાને બ્રિટિશ સરકારને અપીલ કરવાનો જે હક હોય છે તે પર ખૂબ મંડાણું માંડી બેસે છે અને દરબાર પણ જાણતા હોય છે કે એમનો નિર્ણય ઉપલી અદાલતમાં ફેરવાઇ જાય, આથી તેઓ જવાબદારીની અસ્મિતા ગુમાવી પોતાનું પલ્લું નમતું તોલે છે, જેથી ઉપલી અદાલત કાંઈ કાપ કૂપ કરે તો પણ પોતાને ભાગે તો નફોજ રહે. હું એમ નથી કહેતો કે આજે પણ આવીજ સ્થિતિ છે, પણ કાઠીઆવાડની રાજ્યકીય અદાલતોમાં જે લાંબા અને કડવાશ ભર્યા ઝઘડા ચાલે છે તે આવાંજ કારણોને લઇને ચાલે છે એ વિષે મારા દિલમાં તલભાર પણ શંકા નથી. અડધા ખાનગી, અડધા જાહેર એવા વર્ણશંકર કજીયાઓમાં વચ્ચે પડી, દરબારની સત્તાને ઉલ્લંઘી એ કજીઆનો અંત લાવવામાં આપણે નાહક એ પક્ષો વચ્ચેનાં વેર વધાર્યાં છે. કારણ કે આપણે વચ્ચે ન પડયા હોત તો એ કજીયાં કાળે કરીને આપોઆપ શમી જાત.

પાલીતાણાનાં જૈનોનો આ દાખલો આવીજ જાતનો છે. જો આ ઝઘડાનો નિકાલ મૂળથીજ એ બે પક્ષકારોને માથે નાંખ્યો હોત તો જેમ બીજાં રાજ્યોમાં રૈયત કર ભરી દે છે તેમ પાલીતાણાના જૈનોએ પણ નિર્વિરોધ કર ભરી દીધો હોત. વર્તમાનપત્રોમાં જે ચળવળ ચાલી રહી છે તેમાં એમ કહેવામાં આવ્યું છે કે હરહમેશ દરબારેજ રૈયત પર આક્રમણ કર્યું છે, દરબારેજ સુલેહપસંદ અને દીન જૈનોનાં સ્થિર થયેલા હક અધિકારોપર નાની નાની પજવણી અને ઘોંચ પરોણાની નીતિથી આક્રમણ કર્યું છે, પણ આ વાત ઐતિહાસિક સત્યથી સાવ વિરૂદ્ધ છે. મિ. કેન્ડીના રીપોર્ટ પર હુકમ બહાર પાડતી વેળા સન ૧૮૭૭ ના માર્ચ માસની ૧૬ મી તારીખના નં. ૧૬૪૧ માં મુંબઇ સરકાર પાલીતાણા ઠાકોર અને શ્રાવકો વચ્ચેના કડવાશ ભર્યા સંબંધના કારણોનું નીચે પ્રમાણે દિગ્દર્શન કર્યું છે:-

"શ્રાવકો અને ઠાકોર વચ્ચે જે ખાસ સ્થિતિ ઉત્પન્ન થઇ છે તે અને તેનાં કારણો વિષે અહીંઆ બે બોલ કહેવા જોઇએ, કારણકે એ બન્ને વચ્ચે સુલેહસંપ ભર્યું કાંઇ પણ સમાધાન થવું કેટલું અશક્ય છે એનો એથી ખ્યાલ આવશે.

"સને ૧૮૦૯ માં તે વખતના ઠાકોર કાંડજી પોતાનું રાજ્ય સંભાળી શક્યા નહિ અને એથી એમણે એમનો આખો ગિરાસ અમદાવાદના એક આગેવાન જૈન વેપારી વખતચંદને ત્યાં ગીરો મુક્યો. આ વખતચંદ તે મુંબઇની ધારાસભાના જે પહેલાં સભ્ય હતા તે શેઠ પ્રેમાભાઇ હિમાભાઈની પેઢીવાળા. આ ગીરો સન ૧૮૪૩ ની સાલ સુધી રહ્યું અને તે સાલમાં હાલના ઠાકોરના બાપ નવઘણજી ગાદીએ આવ્યા. આ ગિરાસની ઉપજ ભોગવવા બદલ વખતચંદ દરબારને રૂા. ૪૭૦૦૦ દર વર્ષે આપતા. વખતચંદે ગીરો ખતના લખાણથી મુજ ગરાસીયાના હક પણ મેળવી લીધા અને એ રીતે આખા રાજ્યમાં કર્તા કારવતા થઇ પડયા. હવે જ્યારે એ ગિરાસ ગીરોમાંથી છુટયો અને ઠાકોરે પોતેજ બધો વહીવટ પોતાના હાથમાં લઈ લીધો ત્યારે વખતચંદની પેઢીને એવડો બધો નફો જતો કરતાં ગળે પ્રાણ આવ્યા. આ વખતચંદ જૈનોમાં આગેવાન હતા. આથી ઠાકોરસાહેબની સામે ઇર્ષ્યાગ્નિ ભભૂકી ઉઠયો અને ખાસ કરીને હાલના ઠાકોર જેમણે પોતાની બુદ્ધિથી અને ચોકસાઇ ભર્યા વહીવટથી રાજની આવક ત્રણ લાખની કરી નાંખી તેમની સામે તો તે ખુબજ પ્રજ્વલિત થયો. આથી શ્રાવકો જ્યારે એમને થયેલા નુકસાનનું ધ્યાન ધરે છે ત્યારે ઠાકોર આ શ્રાવકોને એમનો ગરાસ ખાઇ ખાઇને તાજા થયેલા અને મોટી મોટી રકમો હોઇયાં કરીને મગરમસ્ત બનેલા ધારીને તેમની ખાલી પડી ગયેલી તિજોરીપર આંખ ઠારે છે."

આ સ્થિતિનાં પરિણામો આજે પણ મોજુદ છે. શત્રુંજય સુદ્ધાંના તેમના તમામ રાજના પાલીતાણા દરબાર કુલ માલિક છે એવા હિંદી વજીર સેક્રેટરી ઓફ સ્ટેટના સ્પષ્ટ હુકમોનો સ્વીકાર કરવા જૈનો ઇન્કાર કરે છે એજ બે પક્ષકાર વચ્ચેના નાના નાના ભેદો અને ઝઘડાઓનું મૂળ છે. જ્યાં સુધી જૈનો આ હુકમોને માથે ચડાવતા નથી અને હિંદી સરકાર અને વજીરને એ હુકમોને ફેરવવા અરજીયો-પર અરજીયો કર્યે જાય છે ત્યાં સુધી દરબાર મુંબઇ સરકાર અને હિંદી વજીરે મંજુર કરેલી પોતાની કુલ માલિકીનો સિક્કો જમાવવા રાજદરબારી હકને જરાયે મોળો કે ઢીલો પાડે તેવા જૈનોના નજીવા કૃત્યની પણ સામે થશે એ નિર્વિવાદ છે. ૧૮૮૧ ના અક્ટોબર માસની ૧૭ મી તારીખના નં. ૫૦૩૪ માં ઠરાવમાં જણાવ્યું છે કે : "૧૮૭૭ ના માર્ચ માસની ૧૬ મી તારીખના ઠરાવ નં. ૧૬૪૧ માં સંપૂર્ણ તપાસ પછી એમ ઠરાવવામાં આવ્યું છે કે ઠાકોરની શત્રુંજયપરની સત્તા મર્યાદિત છે, તેઓ પોતાના રાજના બીજા પ્રદેશમાં જેવી રીતે વચ્ચે માથું મારી શકે તેવી રીતે આ શત્રુંજયની બાબતમાં ન મારી શકે એ વાતનું દરબારને પુનઃ સ્મરણ આપવાની સરકારને જરૂર લાગે છે." આ હકીકતને બહુ જ મોટું રૂપ આપવામાં આવ્યું છે.

પૂરો ઠરાવ વાંચતાં તુરતજ જણાય છે કે આ શત્રુંજયનો વહીવટ કરતી શ્રાવકોની કમિટીમાં પોતાનાં માણસો નીમવાની ઠાકોરની દરખાસ્ત સંબંધમાં આ વાકય લખેલું છે, કારણ કે મુંબઈ સરકારને લાગ્યું, અને વ્યાજબી રીતે લાગ્યું કે. મિ. કેન્ડીના નિર્ણય પ્રમાણે જૈનોને શત્રુંજયનાં દેવળોની વ્યવસ્થા અને માલિકી હકની બાબતમાં જે અધિકાર આપવામાં આવ્યો છે એની સાથે આ સંગત નથી. મિ. કેન્ડીએ ગઢની બહાર જે નવાં મકાનો થાય તેમના માલિકો પાસેથી નજરાણું લેવાનો ઠાકોરનો હક તથા શત્રુંજય પરની ઠાકોરની સત્તા કબુલ રાખી હતી તે પ્રધાન અધિકારને અને આને કાંઈ સંબંધ નહોતો. ૧૮૮૧ ના અકટોબર માસની ૧૭ મી તારીખના આજ ઠરાવના ૭ મા ફકરામાં યાત્રાળુ પર મુડકા વેરો નાંખવાનો જે અધિકાર ઠાકોરને આપવામાં આવ્યો હતો તેને અને આને તો એથી યે ઓછો સંબંધ છે. તા. ૧૬ મે, ૧૯૨૪ ના રાજકીય વિભાગના ડીસપાચ નં. ૩ માં હિંદી વજીરને લખતાં મુંબઈ સરકારે જણાવ્યું કે:—

"૧૮૭૭ ના માર્ચ માસની ૧૬ મી તારીખના મુંબઈ સરકારના ઠરાવ નં. ૧૬૪૧ માં (પરિશિષ્ટ च) જણાવ્યા પ્રમાણે અમે પણ એવા દૃઢ મતના છીએ કે:

(अ) આખી (શત્રુંજય) ટેકરી પરનો પ્રધાન અધિકાર ઠાકોર સાહેબનો છે.

(ઘ) દિવાની અને ફોજદારી હકુમત ઠાકોર સાહેબની છે;

(ક) સુધરાઈ અને બીજી બાબતોમાં દેખરેખ રાખવાની સત્તા ઠાકોર સાહેબની છે.

જૈનોને તો માત્ર ગઢની અંદરનાં દેવસ્થાનો અને કુંડ જ આપ્યાં હતાં. આ સિવાય એમને બીજું કાંઇ આપ્યું હોય એ અમે માની શકતા નથી. સાચું છે કે આવી બાબતોમાં દરબાર પોતેજ પોતાનો ન્યાયાધીશ બને છે, પણ આ તો દેશી રાજ્યોમાં હરહમેશ થતું આવ્યું છે અને એને લીધે કાંઇ એમની હકુમત છીનવી લેવાય નહિ. પાલીતાણા રાજ્યને સંપૂર્ણ દિવાની અને ફોજદારી હકુમત છે અને આ ઝગડાઓ રાજ્યના આંતરિક વહીવટમાં આવી જાય છે, પ્રથમ પહેલાં તો પાલીતાણા રાજ્યની કચેરીઓએ જૈનોના હક વિષે ફેંસલો કરવો જોઇએ અને ૧૮૭૭ ના મુંબઈ સરકારના ઠરાવોનો અર્થ કરવો જોઇએ. જો આ કચેરીઓ ન્યાય ન આપે અથવા તો મુંબઇ સરકારના ઠરાવોનો અવળો અર્થ કરે તો જૈનો પણ બીજા દાદ માગનારાઓની માફક એજન્સીને વચમાં પડવા અરજ કરી શકે તો કાઠીઆવાડ પોલિટિકલ એજન્સી વચમાં પડે અને દરબારને સલાહ આપે.''

૧૯૨૪ ના સપ્ટેમ્બર માસની ૧૮ મી તારીખના રાજકીય વિભાગના ડીસપાચ નં. ૨ માં હિંદી વજીરે આ વિચારોનું સમર્થન કર્યું; જો કે આ વિચારો શત્રુંજયને લગતા ઝગડાઓને જ ઉદ્દેશીને છે છતાં તે કર્નલ કીટીંજના પહેલાંના નિર્ણય મુજબ યાત્રાળુ ઉપર કર નાંખવાના દરબારના પ્રધાન અધિકારને પણ લાગુ પડે છે. કારણ કર્નલ કીટીંજે યાત્રાળુ ઉપરના કર બાબત નિર્ણય આપેલો હોવાથી મિ. કેન્ડીએ તે ઉપર ફરી રીપોર્ટ કર્યો ન હતો. જૈનોને ખાતર મુંબઈ સરકાર કેમ વચ્ચે પડી તેનો યથાસ્થિત ખુલાસો તા. ૨૧ મે, ૧૯૨૪ ના મુંબઇ સરકારના હિંદી વજીરને મોકલેલા ડીસપાચ નં. ૨ માં મળે છે. એ ડીસપાચનો ત્રીજો ફકરો હું નીચે ઉતારૂં છું:—

"૩. આ અરજીપત્રનો વિચાર કરતી વેળા એક બાબત ખાસ લક્ષમાં રાખવાની છે કે શત્રુંજયના કેટલાક ભાગો કે દેવસ્થાનોની માલિકી વિષે ગમે તેવા હુકમો બહાર પાડવામાં આવ્યા હશે તો પણ શત્રુંજયની આખી ટેકરી પરની પાલીતાણા ઠાકોરના પ્રધાન અધિકાર વિષે કદિ પણ સવાલ ઉઠ્યો નથી કે શંકા ઉદ્ભવી નથી. આખી ટેકરી પરની હકુમત દરબારની છે. જેમનું રાજ બીજા વર્ગનું છે અને જેઓ કુલ દિવાની અને ફોજદારી હકુમત ધરાવે છે. અરજી કરનારાઓને રાજ્યની હકુમતમાંથી છુટા થવાનો બીજી કોઈ વ્યક્તિ કે સમૂહ કરતાં વિશેષ હક નથી. જો તેમને ન્યાય ન મળે તો બ્રિટિશ સરકાર દેશી રાજ્યો પર પોતાને જે રાજકીય દેખરેખ રાખવાની છે એની રૂઇએ વચમાં પડી શકે અને ઠાકોર સાહેબને સલાહ આપી શકે. પણ આમ બને નહિ ત્યાં સુધી સરકારને વચ્ચે પડવાનું કારણ નથી. ઝઘડાઓની વધી ગયેલી કડવાશને લીધે ૧૮૭૭ માં બ્રિટિશ સરકારને વચ્ચે પડવું પડયું એથી આજે ૫૦ વરસ પછી પણ એણે ફરીથી વચ્ચે પડવું એને માટે કાંઇ કારણ નથી. આજ તો સ્થિતિ તદ્દન બદલાઇ ગઈ છે અને આવી બાબતમાં બ્રિટિશ સરકારની રાજનીતિ પહેલાંના કરતાં સ્પષ્ટ અને સુરેખ બની છે. આથી અમારો એવો અભિપ્રાય છે કે અરજી કાઢી નાંખવી.''

આ ડીસપાચમાં જણાવેલા વિચારો સાથે હિંદી વજીરે સંમતિ દર્શાવી હતી. એથી સ્પષ્ટ રીતે પૂરવાર થાય છે કે પહેલાં આપણે વચ્ચે પડયા એથી આજે કે ભવિષ્યમાં બદલાયલી પરિસ્થિતિમાં પણ આપણે વચ્ચે પડવું એવી માગણી કરવાનો જૈનોને હક પ્રાપ્ત થતો નથી. અંધેર કે જુલમ થાય ત્યારે સાર્વભૌમ સત્તાને વચ્ચે પડવા કહેવું એ બ્રિટિશ રૈયતનો હક છે, પણ એ દરેક બાબતનો એના ગુણદોષ તપાસીને નિર્ણય થવો જોઇએ. પહેલાં એવી બાબતમાં પણ જુદી પરિસ્થિતિમાં સરકાર વચ્ચે પડી હતી એથી આજે પણ એણે વચ્ચે પડવું જોઇએ એવી માગણી થઇ શકે નહિ. કાઠીઆવાડમાં રાજકીય તપાસ ચાલતી હોય ત્યારે પણ સામાન્ય દાવાની માફક તેના ફેંસલા અને નિર્ણય સાર્વભૌમ સત્તાને યોગ્ય ન લાગે અને પોતાને વચ્ચે પડવું જરૂરી લાગે તો તે રાજાને એ નિર્ણયમાં ઘટતો ફેરફાર કરવા સલાહ આપે. જો કે સાર્વભૌમ સત્તાની સલાહને અનુસરીને

રાજા નિર્ણય બદલે છે છતાં એ નિર્ણય તો રાજાનો જ ગણાય. રાજના આંતરિક વહીવટની બાબતમાં સાર્વભૌમ સત્તા કાંઇ સલાહ આપે એથી રાજાના અધિકારને બદલે સાર્વભૌમ સત્તાનો અધિકાર થયો એમ ન ગણાય. આ યાત્રાળુ પરના વેરાની બાબતમાં પાલીતાણા દરબારનો અધિકાર પ્રધાન અને સંપૂર્ણ છે અને મુંબઇ સરકારની સલાહથી ભૂતકાળમાં જૈનોની સાથે જે કાંઇ કરારનામાં થયાં હોય એથી એને કાંઇ પણ બાધ આવતો નથી એ વાત દીવા જેવી સ્પષ્ટ છે. પણ આ વિષય પરત્વે જાહેરમાં જે ઉલટો અર્થ કરવામાં આવ્યો છે તે જોતાં આ વાતનો ઉલ્લેખ કરવો જરૂરી છે.

૮. છતાં આ બાબતનો મારી આગળ જે કેસ ચાલ્યો છે તેની સાથે કાંઇ સંબંધ નથી; કારણ કે આ કેસનો મદાર મેં આગળ કહ્યું તેમ, ૧૮૮૬ ના કરારનામા પર છે. આથી એ જ વિચારવાનું રહે છે કેઃ—

(૧) આજે વર્ષે રૂ. ૧૫૦૦૦) ની જે રકમ અપાય છે તેને બદલે દરબારને કયી રકમ આપવી.

(૨) એ રકમ કેટલાં વરસ સુધી આપવી; અને

(૩) એ વરસો પુરાં થાય ત્યારબાદ શું કરવું?

(૧) કર્નલ કીટીંજે જે રકમો ઠરાવી હતી તેની સાથે આ રકમને કાંઇ સંબંધ હોવો જોઇએ એવો મારો અભિપ્રાય છે. ૧૮૬૩ માં યાત્રાળુ દીઠ બે રૂપિયાની રકમ વ્યાજબી ધારવામાં આવી હતી, અને મુંબઈ સરકારે પણ તેને વ્યાજબી ગણી હતી, તો આજે જ્યારે રૂપિયાની કિંમત અરધી થઇ ગઇ છે ત્યારે તો તે વિશેષ વ્યાજબી ગણાવી જોઇએ. છતાં, યાત્રાળુ દીઠ બરાબર બે રૂપિયા ગણી, શત્રુંજયની જાત્રાએ આવતા યાત્રાળુઓની સરેરાશ સંખ્યાથી બમણી રકમ હું દરબારને આપવા હુકમ કરતો નથી. યાત્રાળુઓની સંખ્યા ખુબ વધે તેથી દરબારનો ખર્ચ પણ તેટલો જ ખુબ વધી જતો નથી એ જૈનોની દલીલમાં વજુદ છે. ૧૮૮૬ ની પહેલાંનાં ચાર વર્ષોમાં માથાદીઠ બે રૂપિયાના હિસાબે જે આવક થઇ તેની સરેરાશ વાર્ષિક આવકથી કાંઇક ઓછી રૂ. ૧૫૦૦૦) ની રકમ ૧૮૮૬ માં મુકરર કરવામાં આવી હતી આ ઓછી રકમ ઠરાવવામાં જૈનો કરારનામાને જલદી સંમતિ આપે એ હેતુ હતો અને દરબારને પણ મુંડકા વેરો ઉઘરાવવાને બદલે રૂ. ૧૫૦૦૦) ની રોકડ રકમ દર વર્ષે મળ્યે જાય એ વધારે સગવડ ભર્યું હતું. આથી યાત્રાળુઓને ઓછી તકલીફ થાય છે અને દરબારને પોતાનું અંદાજપત્ર ઘડતી વેળા યાત્રાળુ વેરાની કેટલી ચોક્કસ રકમ ઉપજશે તે જાણી શકે છે. આ દેરાસરના યાત્રાળુઓની સંખ્યા જાણવા સારૂ મારે ભાવનગર-પાલીતાણા રેલ્વેના મુસાફરોની સંખ્યાપરજ આધાર રાખવો જોઇએ. આ સંખ્યા નીચે પ્રમાણે હતીઃ—

| | પાલીતાણા આવનાર. | પાલીતાણાથી જનાર. |
|---|---|---|
| ૧૯૨૨-૨૩ | ૧,૦૬,૨૬૪ | ૧,૦૭,૯૪૦ |
| ૧૯૨૩-૨૪ | ૧,૦૪,૮૭૫ | ૧,૦૯,૭૭૪ |
| ૧૯૨૪-૨૫ | ૧,૦૪,૭૭૪ | ૧,૦૯,૭૩૦ |

બ્રિટિશ સરકારે નીમેલી એક કમિટીએ તેના ૧૯૧૬ ની સાલના મુંબઇની યાત્રાળુની કમિટીના રીપોર્ટના પાના ૮૭-૮૯ પર પાલીતાણા આવતા યાત્રાળુઓની સંખ્યા અડસટ્ટે ૮૦,૦૦૦ ની આંકી છે. પાલીતાણા રાજની કુલ વસ્તી ૬૦,૦૦૦ ની છે એટલે ૧૯૨૨ ને ૧૯૨૫ ની સાલની વચ્ચે યાત્રાળુઓની સંખ્યા ૮૦,૦૦૦ ની મૂકીએ તો તે વ્યાજબી લેખાય. અને કોઇ પણ સાલમાં ૫૦,૦૦૦ થી તો ઓછા યાત્રાળુઓ આવ્યા નથીજ એ ચોક્કસ છે. એટલે આ કરની રકમ નક્કી કરતી વેળા હું આ ઓછામાં ઓછી સંખ્યા ધ્યાનમાં લઉં છું અને માથા દીઠ બે રૂપિયા લેખે રૂપિયા **એક લાખની રકમ,** યાત્રાળુઓપર કર નાંખવાનો હક કાઢી નાંખવા બદલ, દરબારને આપવા ઠરાવું છું. ૮૦૦૦૦ ની સરેરાસ સંખ્યા અને ૫૦૦૦૦ ની ઓછામાં ઓછી સંખ્યા વચ્ચે જે તફાવત છે એમાં અમુક સંખ્યાથી યાત્રાળુઓની સંખ્યા વધે એથી યાત્રાળુ દીઠ દરબારનો ખર્ચ વધતો નથી પણ ઓછો

[ અનુસંધાન પૃ. ૫૦૩ ]

# જૂનું નવું ને જાણવા જેવું.

સંગ્રાહક-તંત્રી.

## ૧ જૈનસાહિત્યમાં જીવનનો ઉલ્લાસ (Romanticism)

તા૦ ૩૦-૬-૨૬ ને રોજ આચાર્ય સાક્ષરશ્રી રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે 'સંસ્કારી સંયમ અને જીવનનો ઉલ્લાસ' એ નામનું મુંબઇમાં ભાષણ આપ્યું હતું. રા. મુનશીએ 'અર્વાચીન સાહિત્યનો પ્રધાન સ્વરઃ જીવનનો ઉલ્લાસ' એ નામનું ભાષણ આપી પ્રાચીન સાહિત્યમાંથી ફકરા ટાંકી તેમાં જીવનનો ઉલ્લાસ પ્રધાનપણે નથી જણાતો એવું વિધાન સાબીત કરતા પ્રયત્ન કર્યો હતો. તેથી 'સાહિત્યકો'માં ખળભળાટ થયો હતો. આના ઉત્તર રૂપે ધ્રુવમહાશય જરૂર બોલશે એવું સહજ ખ્યાલમાં આવતાં કેટલાય તે સાંભળવા માટે ખાસ જવા લલચાયા હતા પણ તે ભાષણ સાંભળી તે 'સહજ' ખ્યાલ ઉડી ગયો, અને ધ્રુવસાહેબનું ભાષણ અંગ્રેજીમાં જેને બે પ્રકારની સાહિત્ય કોટીઓને Classism (સંસ્કારી સંયમ) અને Romanticism (જીવનનો ઉલ્લાસ) કહેવામાં આવે છે તેનાજ પરનું નીકળ્યું. આ ભાષણ અતિ દીર્ઘ ચિંતનના પરિપાકે તૈયાર કરેલું ને મધુર ભાષામાં જડેલું છે તે સર્વ સાહિત્યરસિકોએ વાંચી વિચારવા જેવું છે. ( જુઓ ગુજરાતી તા. ૪-૭-૨૬ નું અને જ્યેષ્ઠ માસનું વસન્ત ) અત્રે તો જૈનકથાઓ સંબંધી જે કંઇ ટુંકમાં ઉલ્લેખ કર્યો છે તેનું અવતરણ આ માસિક માટે આપીએ છીએઃ—

" આપણા સાહિત્યમાં રોમેન્ટિસિઝમનો મુખ્ય ભંડાર બૌદ્ધ જાતક અને જૈનકથાઓ; અને પ્રાકૃત અને અપભ્રંશ ભાષાના અસંખ્ય ગ્રંથો ( જે લુપ્ત થયાનું પ્રામાણિક અનુમાન થઇ શકે છે) છે. ગુણાઢ્યની બૃહત્કથાનો નાશ થવામાં આપણું ઘણું રોમેન્ટિક સાહિત્ય નાશ પામ્યું છે."

પ્રાકૃત અને અપભ્રંશ ભાષામાં આવું સાહિત્ય રચનાર અનેક જૈન ગ્રંથકારો થયા છે અને તેમના કથા ગ્રંથો શોધ કરતાં ઘણા મળી આવ્યા છે, છતાં ઘણાએ લુપ્ત પણ રહ્યા છે. દાખલા તરીકે પાદલિપ્તાચાર્યની તરંગવતી કથા, મલયવતી કથા, વગેરે. આ સર્વ જૈન ગ્રંથકારોથી રચાયેલું પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્ય હાલના સાહિત્યકોથી આદર પામ્યે જશે એવું ઇચ્છીશું. શ્રી આનંદશંકરભાઇની રસવૃત્તિ જૈન સાહિત્યને યોગ્યાદર હમેશાં આપતી રહી છે તે માટે તેમના કૃતજ્ઞ છીએ.

× × ×

## ૨ સાહિત્યમાં જીવનનો ઉલ્લાસ.

રા. કનૈયાલાલ મુનશી જૈન સમાજમાં ઘણા જાણીતા થઇ ગયા છે. તેનાં કારણોમાં અત્ર ઉતર્યા વગર તેમણે 'અર્વાચીન સાહિત્યનો પ્રધાન સ્વરઃ જીવનનો ઉલ્લાસ' એ નામના ભાષણમાં નીચે પ્રમાણે જણાવ્યું છે તેની નોંધ લઇશું:—

" આ ચારસો વર્ષના મધ્યકાલમાં બધા કૈં મહાત્માઓ નહોતા. તે ખાતા, પીતા, કોઇક ચોરી કરતા, થોડાક મોજ કરતા. પણ પુરાણમાંથી પ્રેરણા મેળવનાર પ્રેમાનંદના પૂજ્ય અપવાદ શીવાય જીવનના પ્રતિનિધિઓ સરખા સાહિત્યકોની દૃષ્ટિ તો મૃત્યુ પર લાડથી ચોંટી હતી; અને જો ત્યાંથી ખસતી તો તેની પેલી તરફ આવેલા લાખ ચોરાસીના ફેરાના દુઃખ પર બેસી રહેતી. જો જીવન જરા પણ ઉછાળા મારતું તો તેને કૃષ્ણ ભક્તિનાં પંદરાથી જરાક સરકવા દેતાં; પણ તેમાં કશો પણ સાર, ઉલ્લાસ, પ્રફુલ્લતા કે મોજ તે જોઇ શકતા નહીં, એટલુંજ નહીં પણ રખેને કોઈ જીંદગીમાં સુખ માણી લે એવે ભયે મૃત્યુનો ભયાનક બાઉ તે સાથેજ રાખતા. **જૈન ને સ્વામીનારાયણ જેવા વૈરાગ્ય પ્રધાન સંપ્રદાયના કવિઓ ધર્મ ને પ્રતિજ્ઞાએ આ ધોરણને સાચવવાને બંધાએલાજ હતા એટલે તેની પાસે તો બીજી આશા રખાયજ નહીં.** પણ કલ્પના સાહિત્યના શોખી શામળભટ પણ એમાંથી બચ્યા નહીં.

"આ બધા સાહિત્યસ્વામીઓની દૃષ્ટિ આ પ્રમાણે મૃત્યુ પર-જીવનના અભાવ પર-ક્ષણિક મનાતા આનંદોના વિધ્વંસ પર ચોંટી હતી. જીવનને જીવતું દોઝખ ગણી,

ધ્યાન અને રા. નરસિંહરાવની કવિતા'માં રા. મુનશીના વિધાનને તોડવા પ્રયત્ન કર્યો છે. તેમ કરતાં તેમણે જૈનકવિ લાવણ્યસમયનો ને જૈનસાહિત્યનો ઉલ્લેખ કરવામાં સર્વપક્ષતા વાપરી છે. જેવી રીતે કે

'રા. મુનશીએ કેટલાક અધિકારી સાહિત્યકારોનો તો ઉલ્લેખ સરખો પણ કર્યો નથી. ઉદાહરણ તરીકે નરસિંહયુગના 'કાન્હડદે પ્રબંધ'ના જેસલેર વીરરસને ગજાવનાર, માંહિં શૃંગારની આછી, વિરલ છાંટ નાંખી પ્રધાન રસને સચોટ કરનાર અને ઉલ્લાસેના સાચા કવિ પદ્મનાભને તેઓ બિલકુલ ભુલી ગયા છે. વિમળ પ્રબન્ધમાં ઉત્સાહપૂર્વક મુક્તકંઠે નારી પ્રશંસા કરનાર લાવણ્યસમયની નોંધ માત્ર પણ લીધી નથી. દેવોની પણ નિન્દા કરવામાં રસ લેનાર પ્રાચીનકાળના અનન્ય નાસ્તિક જેવા અડબંગ વછ્ઠભનું સ્મરણ કર્યું નથી, અને સામળની વાર્તાઓ સાથે સ્પર્ધા કરનારા રાસાઓના જૈનસાહિત્યની તો કેવળ ઉપેક્ષાજ કરી છે. વગેરે વગેરે.

× × ×

### ૩. પ્રાચીન જૈનસાહિત્યમાં જીવનનો ઉલ્લાસ.

જૈન વિદ્વાનો તો કાંઇપણ સળવળ્યા વગર મૌન ભજી રહ્યા છે. તેઓ પોતાના સાહિત્યને ઉખેળી જુએ તો ઘણુંયે મેળવી બહાર પાડી શકે, પણ તેટલી ગતિ કે પરિશ્રમ લેવાની બુદ્ધિ જ ન હોય ત્યાં શું કહેવું? હાલમાં ગ્રેજ્યુએટો જૈનોમાં નિકળતાં જાય છે, છતાં તેમાંના કોઇપણ વિશેષે કરી સમાજ, ધર્મ, સાહિત્યમાં આગેવાની લેનાર કાર્યકર્તા થતા નથી એ તેમને શરમાવનારૂં છે.

પ્રાચીન જૈનસાહિત્યમાં કવિ લાવણ્યસમયે નારી પ્રશંસા મુક્તકંઠે કરી છે તેનો ઉલ્લેખ ઉપરોક્ત લેખક રા. ભટ્ટે કર્યો છે એટલું જ નહિ પરંતુ તે સંબંધીની કવિતા ફુટનોટમાં તેના અર્થ સહિત ટાંકી છે. (વિમલ પ્રબંધ પૃ. ૩૭૨-૬) વિશેષમાં પ્રેમાનંદના પુરોગામી વિ. સં. ૧૭ મા સૈકાના કવિવર નયસુંદરે પણ નારીપ્રશંસા સુંદર રીતે કરી છે તે અમે અત્ર ઉતારીશું.

મંદિર ભૂષણ જાણો નાર, નારિ વિના શનો સંસાર,
નારિ વિના નહિ શોભે સુયોભ, નારિ વિના નહિ ઘરનો થોભ.
નારિ વધારે ગુણ નિર્મળા, નારિ ચડાવે ઘરની કળા;
ઘરણીથી વાધે ઘરવાન, ઘરણીતણા ગુણ મેરૂ સમાન.
જિમ ચેતનાએ જીવ શોભિયે, સેનાએ રાજા થોભિયે,
અશ્વ પ્રતિષ્ઠા જિમ હુએ ગતિ, કવિતા મહિમા વાધે મતિ;
ઘંટાએ શોભા ગજ તણી, ચાખ તે ચાલે જીવા ભણી,
પતાકાએ પ્રાસાદજ જોય, વૃક્ષ ભલું છાંહે કરી હોય;
સોહે ચંદ્રકળાએ સાર, દયાવંત દીપે અણગાર,
નયણ થકી મુખ શોભા ખરી, તિમ ઘર શોભે ઘરણી કરી.
ઘરણી વિના કિમ હુએ સંતાન, ઘરણી વિના કો ન લહે માન;
આવે સગાં પરણ્યા સહી, સ્ત્રીવિણ તે સચવાયે નહીં.
નર સહો બે પક્ષે કરી, ત્રિહું પક્ષે નિર્મળ સુંદરી;
અધિકો એક પક્ષ સ્ત્રીતણો, કાં પંડિત નારી અવગણો,
સંસારી સુખ છે જગ બહુ, સ્ત્રી સુખ હેઠાં જાણો સહુ;
જેહને સુખ નહીં નારી તણું, તેહનું શું કહિયે ગૃહિપણું.
ગૃહિને પણ લેતાં સંસાર, સાર સહી જાણજો સુનાર;
રામા રત્ન ખાણ જેહ તણી, જુઓ માત તીર્થંકર તણી.
–રૂપચંદ કુમાર રાસ (આ. કા. મ. મૌક્તિક ૬ પૃ. ૧૬-૧૭.)

કવિ કથાના પ્રવાહમાં જે જે પાત્રો સારાંનરતાં આવે તેનું વર્ણન–તેના સ્વભાવ, ગુણ દોષ વગેરેનું આલેખન કરે છે અને તેમ કરતાં ક્યાંય સ્ત્રીચરિત્ર દાખવી સ્ત્રીની બીજી બાજુ ચીતરે તો તેથી તે કવિમાં કે તેના કાવ્યમાં જીવનનો ઉલ્લાસ નથી એ કહેવું યોગ્ય નથી. ઉપરોક્ત કવિ નયસુંદર તેજ રૂપચંદરાસમાં અમુક સ્ત્રીની વાત આવતાં જણાવે છે કે:

નારી ચરિત્ર તણો નહીં પાર,
સુરનર જિણે ભોળવ્યા અપાર,
હરિહર બ્રહ્મ સરીખા દેવ,
તે પણ સ્ત્રીએ કરાવી સેવ.
સ્ત્રી રૂઠી તસ લિયે જીવડો,
સ્ત્રીને અંગે પરાક્રમ વડો
સ્ત્રીએ જોડાવ્યા સહુકો હાથ,
સાચું માન અવંતીનાથ!
ક્ષિણ રોવે ક્ષિણમાંહિ હસે,

ભોળા પુરૂષ તણાં મન કસે
બોલે જુઉં (જુદું) અનેરું કરે,
સ્ત્રીની જોડ નથી જગશિરે.
જે શરા જે પંડિત ભણ્યા,
જે તપિયા મોટા ઋષિ સુણ્યા.
તે પિણ મહિલાને વશ પડ્યા,
રાવણ રામ સરીખા નડ્યા.
સુણી નારીનો વચન વિલાસ,
સુરપતિ નરપતિ થાયે દાસ,
સ્ત્રી નચવે તિમ નાચે સહી,
ભૂંડુ ભલું વિચારે નહિ.
પહિલું તાણી લોચન બાણ,
કાઢી પુરૂષ તણા લિયે પ્રાણ,
રૂચિ પાખેં જો નર બોલંત,
તો તસ નરગમાંહિ બોળંત.
સ્ત્રી આગળ નરનું શું જોર,
વશ આપણે કરે જિમ ઢોર
મોહતણે વચને સાંકળે,
નારી જિમ વાળે તેમ વળે.
પાડી પુરૂષતણું મન મૂળિ,
પછી કરી નાખે જેમ ધૂળિ,
સાહમી તેહને ઠગવા મિલે,
તે મૂરખ પ્રાણે માંહિ ભળે.
લાલચ પુરૂષ કરે અમ તણી,
દૂર રહે તો થાય રેવડી,
મન-વિઘટ્યું તો ન મિળે સંચ,
જો નર કોડિ કરે પ્રપંચ.
હિયે બુદ્ધિ આવે તતકાળ,
સૂધો ઉત્તર દે સમકાળ,
આગે એક આહિરી તણી,
રાજન ! વાત નથી તમે સુણી.

એજ-પૃ. ૪૨-૪૩.

આ પછી એક આહિરની સ્ત્રીનાં ચરિત્ર કવિ વર્ણવે છે. તેમાં તેણીના પ્રરાક્રમ, સાહસ, અને હિંમત જોવામાં આવે છે. સાહસ અને પરાક્રમની મહત્તા પ્રાચીન કવિઓએ અવશ્ય ગાઈ છે. લાવણ્યસમય પોતાના વચ્છરાજ દેવરાજ રાસમાં કહે છે કે

સાહસીઓં લચ્છી હુવે, નહુ કાયર પુરૂષાંહ
કાને કુંડલ રયણમય, કાજલ લહે નયણાંહ.
સિંહ ન જોવે ચંદ્રબલ, નવિ જોવે ધણ ઋદ્ધિ,
એકલડો બહુયાં ભિડે, જિહાં સાહસ તિહાં સિદ્ધિ.

આ. કા. મ. મૌ. ૩ પૃ, ૨૩૩.

આમ અનેક ઉદાહરણો માનવતાનાં અને સ્ત્રી પ્રશંસાના પણ ખોજ કરતાં પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાંથી મળી આવશે. રા. મુનશીએ લગાવેલી ચીમટી આવી ખોજ કરવા 'સાહિત્યકોને' પ્રેરશે તો તે મંથનમાંથી રત્નો પણ મળશેજ.

× × ×

### ૪ સમાજમાં નારીનું સ્થાન.

રા. મુનશી કહે છે કે—'મધ્યકાલીન સાહિત્યકોએ આ બંને વૃત્તિ (માનવતાની પોતાપણું સિદ્ધ કરવાની વૃત્તિ અને સ્ત્રીની પરજાતિ તરફ આકર્ષાવાની વૃત્તિ)ને વાસ્તવિક દુનીઆમાંથી નીતારી કાઢી. સંસારી સુખને મિથ્યા કરી માનતા, જગત તેઓને ઉંઘમાં અટપટા ભોગ ભાસતું. કાચના કુપ્પા સમી કાયા જોઇ ગભરાટમાં પડતા...વગેરે તો આ સર્વ જો દોષ હોય તો તે દોષ કાંઇ મધ્યકાલીન સાહિત્યકોએ દાખવ્યા છે એમ નથી; તે તો ઠેઠ શંકરાચાર્ય અને તેથી અગાઉના શાસ્ત્રકારોમાં જોવામાં આવે છે. **ब्रह्म सत्यं जगन्मिथ्या** એ તો ઘણું પુરાણું સૂત્ર છે. **अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यं** એ પોકારનાર શંકરાચાર્યજી છે. સ્ત્રી માટેની ભાવના આર્યોમાં વાસ કરેલી ઘણી પુરાણી છેઃ—એટલે, **न स्त्री स्वातंत्र्यमर्हति** એ પણ જોવામાં આવે છે અને **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः** એ પણ જોવામાં આવે છે 'પાટીદાર'ના આષાઢ માસના અંકમાં તેના વિદ્વાન્ તંત્રી રા. નરસિંહભાઇ પટેલ 'હિંદુ સમાજમાં નારીનું સ્થાન' એ લેખમાં જે તેમણે જણાવ્યું છે તે નીચે ઉતારીએ છીએ.

'એક બાજુએ પુરૂષે નારીને ભોગ્ય વસ્તુ માની તે દૃષ્ટિએ એનું રક્ષણ કરવું શરૂ કર્યું, અને તે દૃષ્ટિએ એના તરફ કંઇક માનવૃત્તિ પણ પ્રકટી, બીજી બાજુએથી એ અબળા હોવાથી એને દબાવી

દીધી ને દાસીનેપદે મૂકી એ પણ જોયું. હવે એ બન્ને દૃષ્ટિ હિંદુ સમાજમાં કેવે પ્રકારે વિકાસ પામી તે જોઇએઃ"—

"હિંદુસ્થાનમાં આર્ય અને વેદ સાથે જ આવ્યા દેખાય છે. વેદકાળમાં નારીજાતિ પ્રત્યે કંઇક સદ્ભાવ દેખાય છે. પણ આત્માની તલાસ કરતાં ઉપનિષદ્કાળમાં એ સદ્ભાવ સારી રીતે કેળવાયો છે. ચાર આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ સૌનો આધારભૂત મનાયો અને ગૃહિણી વિના ગૃહ નહિ એ ભાવનાથી ગૃહિણીનું સ્થાન ચઢેલું જણાય છે. પતિ અને પત્ની બન્ને ઘરનાં સરખાં માલેક અને જવાબદાર ગણાયાં અને તેથી **दम्पती** તથા **पितरौ** એ શબ્દ બન્નેને માટે દ્વીવચનમાં અને વળી નરજાતિમાં યોજાયા. **पति** અને **पत्नी** બન્ને તથા **पितृ** શબ્દ **पा**=રક્ષણ કરવું એ ધાતુ ઉપરથી નિકળ્યા છે, પત્ની એ પતિનો માત્ર નારીજાતિવાચક શબ્દ છે, બન્નેના અર્થમાં ઘર ઉપર સમાન અધિકાર છે, કોઇ કોઇથી ઉંચુંનીચું નથી. યજ્ઞ વગેરે કોઇ પણ ધાર્મિક ક્રિયા બન્ને હોય તોજ થઈ શકે, પતિ વિના પત્નીથી કે પત્ની વિના પતિથી ના થઇ શકે એમ પણ મનાયું. પણ ત્યારે એ જ જુગમાં રાજા હરિશ્ચંદ્રે પોતાની સ્ત્રીની ભરબજારમાં જાહેર હરરાજી કરી હતી, ને પછીના જુગમાં રાજા યુધિષ્ઠિરે પોતાની સ્ત્રીને જુગટામાં મૂકી હતી.

"બૌદ્ધ અને જૈન-જુગમાં પણ નારીનું સ્થાન વધારે ઉંચે ચઢતું ગયું છે. ખુદ બુદ્ધભગવાને ગોતમીને દીક્ષા આપીને ભિક્ખુણીસંઘમાં-સાધ્વીસંઘમાં-સ્વીકારી છે; મહાવીર સ્વામીએ પણ માતા દેવાનંદા તથા પુત્રી પ્રિયદર્શનાને દીક્ષા આપી હતી અને એમના જૈનસંપ્રદાયે પણ નારીને સાધ્વીસંઘમાં સ્વીકારીને એને ઉંચું આસન આપ્યું છે. બૌદ્ધસંપ્રદાયે નારીજાતિને માતૃજાતિ કહી છે ને એમ કરીને જગતની જનેતાની પૂજા કરી છે. જૈનોના શ્વેતામ્બર સંપ્રદાયે તો એક નારીને-મલ્લીને-પોતાના ૧૯મા તીર્થંકરનું સ્થાન પણ આપ્યું છે. પણ વળી દિગમ્બર સંપ્રદાય નારીને મોક્ષ છે એમ માનતો નથી, તેથી મલ્લિનાથને સ્ત્રી નહિ, પુરુષ માને છે અને નારી પ્રત્યે એમની અવગણના એટલે સુધી છે કે છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામી પરણ્યાજ નહોતા એમ એ સંપ્રદાય માને છે. તંત્રકાળમાં માતૃજાતિ પ્રત્યે માનવૃત્તિ પૂજ્ય ઉંચે ગઇ છે. દેવી પૂજાનાં મૂળ ત્યાં જ છે.

"આમ એક બાજુથી માતૃજાતિનું આસન ઉંચે ચઢાવવાના પ્રયત્ન થાય છે, બીજી બાજુથી એના મોક્ષનાં દ્વાર પણ બંધ કરવાના પ્રયત્ન થાય છે. અને આ બે બાજુઓનો વિકાસ થતો ચાલ્યો છે. ખુદ મનુસ્મૃતિમાં પણ આ બન્ને વિકાસ નજરે પડે છે. એક બાજુએથી એ પ્રખ્યાત સ્મૃતિ કહે છે કેઃ—

उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता ।
सहस्रं तु पितॄन्माता गौरवेणातिरिच्यतेः ॥
२: १४५ ॥

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः
॥ ३: ५६ ॥

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव चः
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम्
॥ ३: ६० ॥

यदा भर्ता च भार्या च परस्परवशानुगौ ।
तदा धर्मार्थकामानां त्रयाणामपि संगतम् ॥
( ३: ६? )

"ઉપાધ્યાય કરતાં આચાર્ય દશ ગણા અધિક પૂજ્ય ગણાય છે, આચાર્ય કરતાં પિતા સો ગણા અને **પિતા કરતાં માતા હજાર ગણાં પૂજ્ય** ગણાય છે (૨: ૧૪૫). જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે, ત્યાં દેવતા રમે છે, જ્યાં એની પૂજા નથી થતી ત્યાં યજ્ઞાદિ સૌ ધર્મક્રિયાઓ અફળ જાય છે (૩: ૫૬). જે કુળમાં ભર્તા ભાર્યાથી અને ભાર્યા ભર્તાથી સંતુષ્ટ છે તે કુળનું ખરેજ કલ્યાણ થાય છે (૩: ૬૦). જ્યારે ભર્તા અને ભાર્યા પરસ્પર પ્રીતિવાળાં હોય છે ત્યારે ધર્મ અર્થ અને કામ એ ત્રણેનો તેમને લાભ થાય છે (૩: ૬?).

આમ એમને પૂજ્યસ્થાને મૂકી છે ને પરસ્ત્રીને બોલાવવી હોય તોય પુરુષની પેઠે માનભાવે બોલાવવી એવી આજ્ઞા મનુ કરે છેઃ

**परपत्नी तु या स्त्री स्यादसंबंधा च योनितः।**
**तां ब्रूयाद्भवतीत्येवं सुभगे भगिनीति च**
॥ २ : १२९ ॥

–જે પરસ્ત્રી હોય અને જેની સાથે લોહીનો સંબંધ ના હોય તેને આપ, સુભગે, ભગિનિ એવા સંબોધનથી બોલાવવી (૨: ૧૨૯).

પણ વળી સ્ત્રી એ ભોગ્ય વસ્તુ છે, તેને ઘરેણાંથી સજાવવી અને સંતુષ્ટ રાખવી એ દૃષ્ટિ પણ મનુમાંથી ગઈ નથીઃ

**तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः।**
**भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च**
॥ ३: ५९ ॥

**यदि हि स्त्री न रोचेत पुमांसं न प्रमोदयेत्।**
**अप्रमोदात्पुनः पुंसः प्रजनं न प्रवर्तते**
॥ ३: ६१ ॥

**स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम्।**
**तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते**
॥ ३: ६२ ॥

–તે માટે સંપત્તિની કામનાવાળા પુરુષોએ સત્કાર કરતી વેળાએ ઘરેણાં, વસ્ત્રો અને ભોજનથી સ્ત્રીઓનો સત્કાર કરવો (૩: ૫૯). સ્ત્રી જો ઘરેણાં તથા વસ્ત્રોથી શોભાયમાન રહેતી નથી તો તે પુરુષને પ્રસન્ન કરી શકતી નથી અને પુરુષ પ્રસન્ન ન રહે તો તેને પ્રજા થતી નથી (૩: ૬૧). સ્ત્રી જો ઘરેણાં વગેરેથી શોભાયમાન રહે છે, તો તેનું કુળ પણ શોભે છે; જો એ શોભતી નથી તો એનું કુળ પણ શોભતું નથી (૩: ૬૨).

આમ ઉપરથી એને પ્રસન્ન રાખવી છે, બાકી સ્વતંત્રતા તો કોઈ રીતે આપવી નથી. મનુ કહે છે કેઃ—

**बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने।**
**पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतंत्रताम्**
॥ ५: १४८ ॥

–સ્ત્રીએ નાનપણમાં પિતાને વશ, જુવાનીમાં પતિને વશ, પતિ ગુજર્યે પુત્રોને વશ રહેવું, એણે સ્વતંત્રતા ભોગવવી નહિ (૫: ૧૪૮).

વળી શૂદ્રની પેઠે સ્ત્રીને પણ વેદ ભણવામાંથી બાતલ કરી છે. છતાં યે ગાર્ગી, મૈત્રેયી, સરસ્વતી જેવી વિદુષી ભારતમાં પાકી છે. સમદૃષ્ટિનો ઉપદેશ દેનાર ગીતાએ પણ એને પાપયોનિ અને શૂદ્રની હારમાં બેસાડી છેઃ

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युःपापयोनयः।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां**
**गतिम् ॥ ९: ३२ ॥**

–હે અર્જુન, મારો આશ્રય કરનાર પાપયોનિ, સ્ત્રી, વૈશ્ય કે શૂદ્ર હોય તે પણ પરમગતિને પામે છે (૯:૩૨). આમ સ્ત્રીને માટે મોક્ષનાં દ્વાર ખુલ્લાં રાખ્યાં છે તે દૃષ્ટિએ ગીતાનું માહાત્મ્ય ભવ્ય છે. બાકી દિગમ્બર સમ્પ્રદાયની પેઠે અનેકોએ એનાં મોક્ષનાં દ્વાર બંધ કર્યાં છે, એટલુંજ નહિ પણ અનેકોએ તો 'નારી નરકનું દ્વાર' માન્યું છે!

છતાં ઉંચી ભાવનાને લીધે સર્વ કાળમાં માતૃજાતિને પક્ષે ઉભા રહેનાર નિકળ્યા છે. કાળીદાસ, ભવભૂતિ અને બીજા અનેક કવિઓએ એ જાતિનાં યશોગાન ગાયાં છે.

આ બન્ને પ્રકારના વિકાસ આજ સુધી આપણી જાતિમાં ચાલતા આવ્યા છે. **ढोर गवार पशु अरु नारी, ए सब ताडनके अधिकारी** એવું તુળસીદાસ જેવા ભક્તકવિએ પણ ગાયું છે ને 'બુધે જારબાજરી, બુધે નાર પાધરી' એવી ગ્રામ્ય કહેવત આપણામાં પ્રચલિત છે; અને એ જ ન્યાયે, એ પ્રાચીન દાંડે હજી આપણો સમાજ માતૃજાતિને હાંકે છે. રાજ્યના કાયદા એને દબાવે છે, વ્યભિચારને માટે એને દંડે છે ને પુરુષનું તો નામ પણ દેતા નથી. સમાજમાં એના ઉપર વૈધવ્યનાં દુઃખ અગણિત છે, અને સતી થવાનો રિવાજ તો પ્રાતઃસ્મરણીય રાજા રામમોહનરાયને અને અંગ્રેજ સરકારને પ્રતાપે જ ભુંસાયો છે. સ્વતંત્રતાથી બહાર ફરાતું નથી ને ઘણીયે નાતોમાં તો ઘરમાંય લાજ

કાઢવી પડે છે. ઘરમાં લુંડીના જેટલું કામ કરવું પડે છે, ને સુકેપાતળે રોટલે ને ટાઢાં દાળભાતે પેટ ભરવું પડે છે; એના સ્વાસ્થ્યની કોઇને દરકાર નથી. બહાર પોતાનું રૂપાળું દેખાય, માટે ચકચકિત વિલાયતિ વસ્ત્રો અને સોનારૂપાનાં દાગીના પહેરાવીએ છીએ, પણ ઘરમાં એની કદર નહિ જેવી જ છે. બેશક કન્યાવિક્રય કરનાર એના શરીરની વધારે સંભાળ લે છે, પણ તે તો પૈસાની કદર છે, માણસની કદર નહિ—ખેડુત ઢોર સાચવે છે તેમ.

છતાં યે આ જમાનામાં રામમોહનરાય, ઇશ્વરચંદ વિદ્યાસાગર અને બીજા અનેક સહૃદય પુરુષોએ માતૃજાતિને પક્ષે ઉભા રહીને અનેક કષ્ટ સહ્યાં છે.

અંગ્રેજી ભણતરને પરિણામે ઘણા ભણેલા જુવાનો ભણેલી સ્ત્રીઓ પસંદ કરે છે ને છતાં યે અંગ્રેજ સરકાર જેમ ભણેલી પણ ગુલામ હિંદી પ્રજાને વધારે પસંદ કરે છે; તેમ તેઓ પણ ભણેલી છતાં યે ગુલામડી સ્ત્રીને વધારે પસંદ કરે છે; અને છતાં યે અનેક ભણેલા સાચી રીતે માતૃજાતિને માન આપે છે ને તેની ઉન્નતિ ચાહે છે."

આમ હિંદુજાતિમાં સ્ત્રી પ્રત્યેની એ બન્ને ભાવના ઠેઠ આજ સુધી વિકાસ પામતી આવી છે એ આપણે આ લેખમાં જોયું.

**૫ સ્ત્રી શિક્ષણની દૃષ્ટિ.**

આ સંબંધમાં શ્રી ભાવનગર સ્ત્રી કેળવણીમંડળ અને શ્રી ભાવનગર મહિલા વિદ્યાલયનો ૧૯૨૫-૨૬ નો અહેવાલ બહાર પડયો છે તેમાં ઉક્ત વિદ્યાલયના આચાર્યનું નિવેદન પ્રકટ થયું છે તેમાંથી નીચેનું અમે ઉતારીએ છીએઃ—

"ગૂજરાતમાં તેમ જ સારાયે હિન્દમાં સ્ત્રીશિક્ષણનો તો હજી અરુણોદય જ છે. પ્રગતિમાન પશ્ચિમે આ વિષયમાં અનેકવિધ પ્રયોગો કરી જોયા છે, છતાં સ્ત્રીશિક્ષણની સાચી દિશા વિષે ત્યાંના સમર્થ શિક્ષણશાસ્ત્રીઓમાં જબરો મતભેદ છે. સુધરેલા દેશોમાં વર્ષો થયાં મહિલાઓ કેળવાય છે, છતાં સંસારશાસ્ત્રના અભ્યાસીઓ કહે છે કે સ્ત્રીજીવનની વિશેષતા અણખીલી જ રહી છે. ગૂજરાતમાં સ્ત્રીશિક્ષણની નાવિકાઓ નૌકાને વ્હેતી મૂકે તે પહેલાં સ્ત્રીત્વના કેટલાક મૌલિક સિદ્ધાન્તો લક્ષમાં રાખી લે, એ ઇષ્ટ છે.

એક પક્ષ વ્યવહારની સરળતા ઇચ્છે છે અને તે માટે વંશપરંપરાથી સ્ત્રીઓનાંજ ગણાતા આવેલાં કાર્યો દક્ષતાથી બજાવવાની શક્તિ આવે, એ ઉદ્દેશથી કન્યાઓને કેવળ જરૂરજોગું ઘરગથ્થુ—વ્યવહારોપયોગી—શિક્ષણ આપવામાં માને છે. બીજો પક્ષ સ્ત્રીસ્વાતંત્ર્યના પૂજકોનો છે. સ્ત્રીપુરુષના હક્કની સમાનતામાં માનતો હોવાથી કન્યાઓને કેવળ કુમારોના જેવું જ શિક્ષણ આપવાની તે હિમાયત કરે છે. નૂતન માનસશાસ્ત્રના યથાશક્તિ અભ્યાસ પછી અમને તો ઉભય પક્ષનું વલણ વાસ્તવિક નથી લાગતું, એમાંનો એક પક્ષ સ્ત્રીના ગૃહિણી કે કુટુંબિની તરીકેના પદ પર, તો બીજો પક્ષ એમની સમાનતા પર વધારે પડતો ભાર દે છે. એક પક્ષ એમને કેવળ સેવક ગણે છે, તો બીજો (Male) પુરૂષ ગણવાની ભૂલ કરે છે. સ્ત્રીઓમાં આ ઉપરાંત સ્ત્રીત્વ જેવું કાંઇક વિશેષ તત્ત્વ છે, એ પણ આપણે સ્વીકારવું જોઇએ. એના યોગ્ય વિકાસમાં જ સ્ત્રીના કુટુંબિનીત્વ ને મનુષ્યત્વની સિદ્ધિ આપોઆપ જ સમાઇ જશે. મનુષ્યત્વમાં સમાન છતાં સ્ત્રીપુરૂષ એકબીજાની ઘણી બાબતમાં ભિન્નતા અને વિશિષ્ટતા ધરાવે છે, માનવજીવનના કલ્યાણ અર્થે ઉભયને પોતપોતાનો એક ફાળો આપવાનો રહે છે. **દેશભક્ત લાલાજી** કહે છે તે પ્રમાણે "To me, it seems that the people who talk of "equality" *per se* lack exactness of thought and expression. Woman is woman and man is man. To say that both are absolutely equal in every respect is nonsense pure and simple. Why, woman is superior to man in several respects. No man can stand comparison with woman in the latter's capacity to love absolutely

# રાજસ્થાની ભાષા.

૧ ૧"રાજપૂતાનાની પ્રાચીન રાજકીય ભાષા સંસ્કૃત હતી. વિદ્વાન્ લોક પોતાના ગ્રંથોની રચના તે ભાષામાં કરતા અને ત્યાંના પ્રાચીન દાનપત્ર તથા શિલાલેખ પણ બહુધા તે ભાષામાં મળે છે, તોપણ જન સાધારણની ભાષા પ્રાકૃત હતી, મૌર્યવંશી રાજા અશોકનો મગધના સંઘના નામનો શિલાપર કોતરેલો આદેશ જયપુર રાજ્યના વૈરાટ (? ભાબ્રૂ) નગરમાંથી મળ્યો છે કે જે તે સમયની પ્રાકૃતમાંજ છે. પ્રાકૃતના એક રૂપાન્તરથી 'અપભ્રંશ' ભાષા બની, જેમાંથી હિંદી, ગૂજરાતી તથા રાજપૂતાનાની ભાષાઓની ઉત્પત્તિ થઇ. આ ભાષાનું પ્રાચીન સાહિત્ય વિ. સં. ની દશમી શતાબ્દીના આસપાસથી મળે છે. ચારણ, ભાટ આદિ લોક સર્વ સાધારણને માટે પોતાની કવિતા પાછળથી તે ભાષાના કંઇક પરિવર્ત્તિત રૂપમાં કરે છે તેને રાજપૂતાનામાં 'ડિંગલ' કહે છે. વિ. સં. ની ૧૫મી શતાબ્દીના આસપાસથી અહીં વ્રજભાષામાં પણ કવિતા રચાવા લાગી હતી. વર્ત્તમાન સમયમાં અહીં બોલાતી ભાષાઓને આધુનિક લેખક 'રાજસ્થાની' કહે છે, કે જે વાસ્તવમાં જૂની હિંદીનુંજ રૂપાન્તર છે.

૨. "જો રાજપૂતાનાના ભિન્ન ભિન્ન ભાગોની ભાષાઓના સૂક્ષ્મ વિભાગ કરવામાં આવે તો તેની સંખ્યા, અનુમાને સો સુધી પહોંચી જાય, પરંતુ મુખ્ય રીતે નીચેના સાત વિભાગોમાં તેને વિભક્ત કરવામાં આવે છેઃ—

(૧) મારવાડી—જોધપુર, જેસલમેર, બીકાનેર, અને શેખાવાટીમાં બોલાય છે.

(૨) મેવાડી—મેવાડના મુખ્ય પ્રાંતની ભાષા

(૩) વાગડી—ડુંગરપુર, વાંસવાડા, મેવાડના દક્ષિણ અને દક્ષિણ-પશ્ચિમ પહાડી પ્રદેશ (ભોમટ) તથા સિરોહી રાજ્યના પશ્ચિમ પહાડી વિભાગમાં બોલાય છે. આ ભાષાને ગૂજરાતી સાથે વિશેષ સંબંધ છે.

(૪) ઢૂંઢાડી—જયપુર રાજ્યના અધિકતર ભાગની ભાષા છે.

(૫) હાડૌતી (ખૈરાડી)—બુંદી, શાહપુરા અને મેવાડના પૂર્વ ભાગમાં બોલાય છે.

(૬) મેવાતી—અલવરના મેવાત પ્રદેશની ભાષા.

(૭) વ્રજભાષા—અલવર રાજ્યના પૂર્વ ભાગ, ભરતપુર, ધોલપુર અને કારોલીમાં બોલાય છે."

૩. આ ઉપરથી સમજાશે કે "૨રાજસ્થાની ભાષા કોઇ એક બોલીનું નામ નથી તેમ કોઇ એક નાના સ્થાનની ભાષાનું પણ નામ નથી. તેમાં ઘણી ભાષાઓ સંમિલિત છે. આ સર્વને રાજસ્થાની નામ એટલા માટે અપાયું છે કે તેના બોલનારા અધિકતર રાજસ્થાન અર્થાત્ રાજપૂતાના અને તેના નિકટવર્ત્તી સ્થાનોમાં જોવામાં આવે છે. રાજસ્થાની ભાષા બોલનારા અનુમાને દોઢ કરોડ હશે.

૪. રાજપૂતાનાના પૂર્વમાં વ્રજ ભાષા અને બુંદેલી બોલાય છે; દક્ષિણમાં મરાઠી, બુંદેલી, ખાનદેશી, ગૂજરાતી અને ભીલોની ભાષાઓનો પ્રચાર છે, પશ્ચિમમાં સિંધી અને લંહદા ભાષાઓ બોલાય છે અને ઉત્તરમાં પંજાબી અને બાંગડૂ બોલાય છે.

૫. ઉપર જણાવ્યું છે તેમ રાજસ્થાનીમાં કેટલીએ ભાષા સંમિલિત છે અને તે સર્વને રાજસ્થાની કહેવામાં આવે છે તેનાં નામ બીજી રીતે આ છેઃ—

૧ મારવાડી, ૨ જયપુરી, ૩ હાડોતી, ૪ મેવાતી, ૫ અહિરાવાતી, ૬ માલવી અને ૭ નીમાડી.

મારવાડી આ પ્રદેશના પશ્ચિમ ભાગમાં બોલાય છે અને આ ભાષા ઉક્ત સર્વમાં સહુથી અધિક વપરાય છે. કોઈને કોઇ રૂપમાં મારવાડ, મેવાડ, જેસલમેર, પૂર્વી સિંધ, વિકાનેર, દક્ષિણ પંજાબ અને જયપુરના કેટલાક ભાગોમાં તેનો પ્રચાર છે. આ

૧. રા. બ. પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝાનો રાજપૂતાનેકા ઇતિહાસ. પ્રથમખંડ પૃ. ૨૦-૨૧.

૨. જોગેન્દ્રપાલસિંહનો રાજસ્થાની ભાષા એ નામનો લેખ, મર્યાદા ભાગ ૮. સંખ્યા ૨. પૃ. ૮૧

દેવનાગરી અક્ષરોમાંજ છપાય છે, પરંતુ તેને લખવામાં અક્ષર મરાઠીની મોડીના અક્ષરો કે મહાજની અક્ષરો સાથે મળતા આવે છે. જે કંઇ પણ સાહિત્ય રાજસ્થાની ભાષામાં વર્તમાન છે તે અધિકતર મારવાડી ભાષામાં મળી આવે છે.

૬. મારવાડી–આ ભાષા બગડેલા સ્વરૂપમાં સિરોહી અને પાલનપુરમાં બોલાય છે. મારવાડી અને જયપુરીમાં બહુ ઓછો ભેદ છે. જે થોડી બાબતમાં અંતર છે તે અહીં સંક્ષેપમાં ઉદાહરણથી બતાવવામાં આવે છે.

૭. ગૂજરાતી 'મારૂં' હિન્દી શબ્દ 'મેરા' જયપુરીમાં 'મ્હાકો' થઇ જાય છે. પરંતુ મારવાડીમાં 'ક' ને સ્થાને 'ર' આવે છે તેથી 'મ્હાકો'નું 'મ્હારો' બની જાય છે, જયપુરમાં હિંદીનું 'હૂં' નું 'છૂં' અને 'થા'નું 'છો' બોલાય છે, પરંતુ મારવાડીમાં 'હૂં' અને 'હો' એ રૂપ વપરાય છે. મારવાડીમાં 'સ'ને સ્થાને બહુધા 'હ' બોલાય છે, જેમકે 'સંગ'નું 'હંગ', અને 'સરદાર'નું 'હરદાર'. ભવિષ્યકાળનું ચિન્હ જયપુરીમાં 'સ' અને 'લો' છે જેમકે 'મારસ્યું' (ગૂ૦ મારશું, હિં. મારૂંગા) અને 'મારૂં લો' (ગૂ૦ મારીશ, હિં. મારૂંગા), પરંતુ મારવાડીમાં ત્રણ ચિન્હ છે–એ તો આ જણાવેલાં તેજ, તેમાં કેવલ 'સ'ને સ્થાને 'હ' થાય છે, અને ત્રીજું 'ગ' છે જેમકે 'મારૂંગો'.

૮. સારી શુદ્ધ મારવાડી તો મારવાડ રાજ્યના મધ્યમાંજ બોલાય છે અને જેમ જેમ ત્યાંથી દૂર જઇએ તેમ તેમ નિકટવર્તી ભાષાઓના પ્રભાવથી તે મારવાડીમાં અંતર પડતું જાય છે, તે તે યોગ્ય છે. ગૂજરાતીમાં જે કહેવત છે કે 'બાર ગાઉએ બોલી બદલે, તરવર બદલે શાખા, બુઢાપણામાં કેશ બદલે, લખણ ન બદલે લાખા' એ ઘણે અંશે ખરી છે. જો નીચે દક્ષિણમાં સિરોહી અને પાલણપુરની મારવાડી લઇએ તો તેમાં ગૂજરાતીનું ઘણું મિશ્રણ આવશે. જો જેસલમેર અને થલીની મારવાડીને જોઇએ તો તેના પર સિંધીનો ઘણો પ્રભાવ પડેલો જણાશે. કિશનગઢ અને અજમેરની મારવાડીમાં જયપુરીએ થોડો ઘણો અંતર કરી દીધો છે. મારવાડી, મેવાડી અને મેરવાડી એ નામથી તે ભાષા કહેવાઇ છે. મારવાડી ભાષાઓનાં થોડાં ઉદાહરણ પણ મનોરંજક સમજી અહીં આપવામાં આવે છે.

૯. સાવ મારવાડી–"એક જિણારે દોય ડાવડા હા–ઉઆં માયસું નૈનકિયે આપરે બાપ ને કયો કે બાબો સામ્હારી પાંતી રો માલ આવૈ જી કો મનૈ દિરાવો–જરૈ ઉણા આપરી ઘર બિકરી ઉણાને બાંટ દીવી."

૧૦. પૂર્વી મારવાડીનું ઉદાહરણ—

"અમલાં મેં આછા લાગો મ્હારા રાજ પીવોની દારૂડી.
સૂરજથાનેં પૂજસ્યાં જી ભર મોત્યાં કો થાલ
ઘણેક મોડા ઊગજ્યોજી પીયાજી મ્હારે પાસ
પીવોની દારૂડી.
જા એ દાસી બાગમેં ઔર સુણ રાજનકી બાત,
કદેક મહલ પધારસી તો મતવાલો ધણરાજ
પીવોની દારૂડી.
થારી ઓલૂં મ્હેંકરાં મ્હારી કરૈ ન કોય,
થારી ઓલૂં મ્હેંકરાં કરતા કરૈ જો હોય,
પીવોની દારૂડી."

૧૧ મેવાડીનું ઉદાહરણઃ—

'રસ્યો રાણે રાવ હિન્દુમલ રસ્યો રાણે રાવ.
મ્હારે બસ્યો હિયડા માંય, બિલાલો રસ્યો રાણે રાવ.
નિછરાવલ પૃથ્વીનાથરી, ક્રોડ મોહર કુરબાન,
આયા કરૂં ઓછાવણા, પલ પલ બારૂં પ્રાણ"

૧૨ સિરોહીની મારવાડીનું ઉદાહરણઃ—"એક સન્દણપુર નામ સેર તું। બણ મેં એક ધન વાલો હાળી કારતો। વણેરી બુ હાંધે તી। વણ બુને હોનાર કેવાલગો કિ થે દુર મોતી પેરિયાં નીં જકો દુર મોતી મંગાવે ને પેર। હોનાર તો અતરૂં કે ને પરોગો।'

૧૩ ઠેઠ દક્ષિણી મારવાડી કે જે ગૂજરાતીથી મળેલી છે તેનું ઉદાહરણ નીચે દેવામાં આવે છે. આથી મારવાડવાળા ગૂજરાતી કહે છે અને પાલણપુરવાલા મારવાડી કહે છે. બંને યોગ્ય છે. અહીં બંનેનો સંગમ છે.

"એક શેઠ રા કનૈ છણુ રા ચાર મુલજિમ દિવાલી રા દાહાડે બખ્શીસ લેણૈ કું આયે। સેઠજીને છણુ રા આગે ટેબલ પર એક ગીતાજી ધર દીની ઔર ઉણારી બાજ મે પાંચ પાંચ રૂપિયારી ચાર ઢગલીઓ કીની। ફેર સેઠજીએ એક નૌકરી કો પૂંસિયા કે થારે ઓ ગીતાજી ચાહીજૈ હૈ કે પાંચ રૂપિયા ચાહિજૈ હૈ। સાહેબ હૂં પઢી સકૂં નહીં જિણ સૂ મોરે તો પાંચ રૂપિયા લેણા હૈ। બાદ સેઠજીને દૂસરે કૂં પૂંસિયા કે થારે કાઇ પસન્દ હૈ। સાહિબ મોરે તો રૂપિયારી ગરજ હૈ। તીસરે ને ભી રૂપિયા લીના। ચૌથા સકસ જો અવદ બરસરો ઉમરકો થા જવાબ દિયા, સાહેબ મોરે તો ગીતાજી ચાહીજે હૈ મેં અપણી બુદ્ધી માકે આગે પઢૂંગા'। યે કહકર ઉસને ગીતાજી ઉપાણુ લીના। છણુ માહે સુ એક સોના મોહર નિકલ આઇ-વે દેખકર તીનૂં સકસ સરમસું નીચે ભાલણે લગે।"

૧૪ થલીની મારવાડીનું ઉદાહરણ—

"રાતડલીરે ભંવર ગઇ અધ રાત
મોડા કયા પધારિયા રે
માંજા ગઢા માર ભંવરજી રે મ્હારા રાજ."

૧૫ ધાતની થલીની મારવાઠીનું ઉદાહરણ નીચે આપવામાં આવે છે તેમાં સિંધીનો ગોગ છે અને તેનો પ્રભાવ પ્રત્યક્ષ છે.

"આજ અવેલા કયૂં અખિયા કહરો મુજ મેં કામ
થોરો મંહતો ધર તહી છએ સુણુણી રો શામ.
શહર ઉજેણી હૂં ફિરિઓ મહલે અવિઓ આજ,
તાસ અવેલો અવિઓ તુજ બલાવણુ કાજ.
ચન્દર ઉયો-ધર આપને રાજા તૂં ભી ધર જા,
મૈં અબલા સીસે કેસો બલશો તૂં કેહિ રહૂંગા.
સજ સહેલી સિંગાર રાજા કરૈ પુકાર,
જોખ સુ લાગસી જિઅ નાં લાખોં કરે વિચાર.
બારિ ડીજે ખેતરના બારિ બેટ ના ખાય
રાજા કડે રઇઅતના જિણેરે કૂક કણે લગ જાય.
આણિ ડિઆં આપરિ આણિ મત લેપો આપ,
હૂં કવલી તૂ બ્રાહ્મણુ હૂં વેરી તૂં બાપ."

પૂર્વના મધ્ય ભાગમાં બોલાતી રાજસ્થાની.

૧૬ એ ચાર પ્રકારની છે-જયપુરી, અજમેરી, કિશનગઢી અને હાડૌતી: હાડૌતી કોટા બુંદી આદિમાં પ્રચલિત છે. જયપુરી ભાષામાં પણ થોડું થોડું સાહિત્ય છે. શ્રી દાદુજીના શિષ્યોએ જે કંઇ લખ્યું છે તે અધિકતર જયપુરીમાંજ લખ્યું છે. સ્વયં દાદૂજીએ તો એક પ્રકારની પશ્ચિમી હિન્દીમાંજ લખ્યું છે. જયપુરી ભાષાને ત્યાંના લોક 'ઢૂંઢારી' કહે છે. જયપુરીમાં 'અ' ને સ્થાને 'ઇ' નો પ્રયોગ અધિક થાય છે જેમકે 'પંડિત'નું 'પિંડત' અને 'મન્દિર'નું 'મિન્દર'.

૧૭ સાત જયપુરી ભાષાનું એક ઉદાહરણ અત્ર આપીએ:—"એક રાજા છો, ઉંકે દો બેટા છા, ભગવાનકી અસી મરજી હુઇસ વો રાજા બેટા બાલક છા જિદી મર ગયો, મરતી ભગત આપકા છોટા ભાઇને બુલાર આપકા દોન્યૂ બાલકાંકી અર આપકી રાણીકી સરમ ઊંતે ઘાલ ગયો."

૧૮ હાડૌતીનું ઉદાહરણ:—'એક સહરમેં એક દુરબલ બરામણ છો, વો રોજીના ભિગરયા કરકે આપકા ઉદર પુરણા કરે છો. ઉ બરામણ કે એક લડકી કુંવારી છી, જબ બરામણ કી અસ્ત્રીને કહી કે મ્હારાજ ૪ કન્યા કા હાત પેલા કાઇ સુ કરાંગા જબ બરામણ બોલ્યો અબ મૂં કાંઇ કરૂ."

૧૯ રાજસ્થાન પ્રદેશ-પૂર્વોત્તર ભાગમાં બોલાતી પ્રધાન બે ભાષાઓ છે. ૧ મેવાતી ૨ અહિરાવાતી. મેવાતી પ્રધાનતઃ અલવર રાજ્યમાં બોલાય છે અને અહિરાવાતી, રેવાડી અને દિલ્લીની સમીપમાં બોલાય છે.

૨૦ **મેવાતી**—મેવાત દેશની ભાષા છે. તે ભરતપુર અને ગુરગાંવના કેટલાક ભાગોમાં પણ બોલાય છે. જયપુરની નિજામત કોરકાસમ અને નાભાની નિજામત બાવલમાં પણ મેવાતીજ પ્રચલિત છે. આ રાજસ્થાની અને વ્રજભાષાની વચ્ચેની ભાષા છે. આનાપર તે બંનેનો પ્રભાવ છે. કંઇક પશ્ચિમમાં રાજસ્થાનીએ પોતાનો પ્રભાવ પાડ્યો છે, અને પૂર્વ તરફ વ્રજભાષાનો પ્રભાવ છે. મેવાતી દેવનાગરી અક્ષરોમાંજ લખાય છે પરંતુ અહિરાવાતી ભાષા દેવનાગરી, ગુરમુખી અને ફારસી એ ત્રણ લિપિઓમાં

લખાય છે. અહિરાવાત એ સંસ્કૃત આભીરવાટનું નામ છે અને એ સંબંધી કંઇક અમોએ લખ્યું છે. જુઓ અમારો 'જૈન ગૂર્જર કવિઓ' માં જૂની ગૂજરાતીનો ઇતિહાસ એ નામનો નિબંધ પારા. ૩૦૦

૨૧ મેવાતી ભાષાનું ઉદાહરણ:—

"એક હીર હો અર એક કાગલો અર એક નાહર અર એક ચૌપો યે ચ્યારૂં એક અંધ કુવા મેં પડયા થા. એક રાજે સિકાર ખેલતો ડોલૈ થો. વહનૈ લગાઇ પીસ. વૈંહી કુવા પર આયો કુવામેં દેખ્યોં તો ચાર જાનવર પડયા હૈં—જબ રાજાને દયા આ ગઇ અર ચ્યારૂં મેં કાઢ લિયો. જબ ચ્યારૂં બોલ્યા 'તૂમૈ ભીડ પડૈગી જબ મૈં તેરે કામ આઊંગો. ચ્યારૂં અપના અપના ઘરનૈ ચલ્યા ગયા. રાજા સિકાર ખેલર અપણૈ ઘર આયો."

૨૨ અહિરાવાતી ભાષાનું ઉદાહરણ:—

"એક સકસકૈ દો બેટા થા. ઉન માહ તૈં છોટનૈ બાપ તૈ બોલ્યો અક બાબાજી માલંકો બટ જો મૂંનૈ દીણૂં હોય સો દો. થોડે દિન પીછે વો અપનો બટકો માલ જમા કરકે પરદેસાનૈં ચલો ગયો અર વહૈ અપણૂ ધન બદચલનીમેં ખો દિયો."

૨૩ માલવી—આ માલવા પ્રદેશની ભાષાનું નામ છે. ઉજ્જૈનમાં તેને ઉજ્જૈની પણ કહે છે. નર્મદાના પેલે પાર હુશંગાબાદના જીલામાં માલવીજ એક રૂપાન્તરમાં બોલાય છે. ભિન્ન ભિન્ન સ્થાનોની માલવીમાં એટલો ભેદ જણાતો નથી જેટલો રાજસ્થાનીની બીજી ઉપભાષાઓમાં જણાય છે. માલવામાં રાજપૂતોમાં જે માલવી બોલાય છે, તેને રાંગડી કહે છે.

૨૪ માલવી ભાષાનું ઉદાહરણ:—

"પેલો પેર મને ન્હાવત ધોવત લાગ્યો મારૂજી,
કૈં દૂસરો કૈં દૂસરો સીસ ગુથાવતા મારૂજી.
કૈં તીસરો કૈં તીસરો બાલુડા સમજાવતા મારૂજી.
ચૌથો પૈર રસોઇ તિપાવતાં લાયો વો મારૂજી.
પાચમો પેર મનૈ જિમાંવતા લાગ્યો વો મારૂજી.
છટો પેર મને સેજ બિછાતા લાગ્યો વો મારૂજી.
સાતવો પૈર મને સાર ખેલતા લાગ્યો વો મારૂજી.
કૈં આઠમે કૈં આઠમે બોલ્યો બેરી કુકડો મારૂજી.
કૈં તોને સોક સંતાપ્યો રે કૂંકડ લા
કૈં મ્હારી કૈં મ્હારી રત મેં બોલ્યો રે કૂંકડલા."

આમાં પેર-પૈરનો અર્થ પહોર છે.

૨૫ હવે **નીમાડી** ભાષા જોઇએ. તે નીમાવાડમાં બોલાય છે અને તેથી તેનું નામ તે પડયું છે. વાસ્તવમાં આ પણ એક પ્રકારની માલવી છે. કિન્તુ તેમાં કંઇક વિશેષતા છે, જેથી તેને માલવીથી અલગ જણાવી છે. નીમાડીમાં બહુધા 'ઐ' ના સ્થાનમાં 'અ'નો પ્રયોગ થાય છે. તેમાં અનુસ્વાર પણ ઓછો બોલાય છે જેમ કે 'દાંત' ને 'દાત' અને 'મૈં' ને 'મા' કહેવાય છે. 'લ' ને સ્થાને 'ન' અને 'ન' ને સ્થાને 'લ' બદલાય છે. જેમકે 'નીમ' ને, 'લીમ' (લીંબડો) અને 'નિંબૂ' ને 'લિંબૂ' કહેવાય છે. ખાનદેશ અને વરાડની મરાઠીની પેઠે નીમાડીમાં પણ 'ઝ' ની જગ્યાએ 'જ' નો પ્રયોગ થાય છે.

૨૬ આ રીતે ગૂજરાતની સરહદ પર આવેલ રાજસ્થાન-રાજપૂતાનાની વર્તમાન ભાષાઓનું કંઇક સ્વરૂપ આપ્યું. પ્રાચીનકાળમાં ગૂજરાત અને રાજપૂતાનાને અતિ ગાઢ સંબંધ હતો. ગૂર્જરોનું રાજ્ય ત્યાંના ભિન્નમાલ—શ્રીમાલ નગરમાં હતું. ત્યાંના તે પ્રદેશ-શ્રીમાલમાંથી શ્રીમાલીઓ (બ્રાહ્મણ), વાણીઆ, સોની વગેરે) અને ઓસીયા નગરીમાંથી આવેલ ઓસવાલો ગૂજરાતમાં આવી વસ્યા છે તે તે જાતિઓનો ઇતિહાસ જણાવે છે. પ્રાચીનકાળમાં ગૂજરાત, રાજપૂતાના, માલવ વગેરેને અરસપરસ નિકટ સંબંધ હોવાથી ભાષા પણ એક સરખી—અપભ્રંશ હતી અને ત્યાંથી જ તે તે પ્રાંતો કાલક્રમે અલગ અલગ થઇ જવાથી ગૂજરાતી, હિન્દી, અને રાજસ્થાની ભાષા જન્મી છે તે ભાષા વિવેક શાસ્ત્રીઓને સ્પષ્ટ જણાય તેમ છે.

તંત્રી.

# ॥ श्री वीर स्तुतिः तथा सुवर्णादिसिद्धिः ॥

( વિદ્યાધરવંશ ભૂષણમણિ શ્રીમન્ પાદલિપ્તાચાર્ય કૃત )

વિક્રમ સં. પ્રથમશતક

जयइ नव-नलिण-कुवलय-विअसिय-सयवत्त-पत्तल-दलत्थो॥
वीरो गयंद-मयगल-सुललिअ-गइ-विक्कमो भयवं ॥१॥

જેની સો પાંખડી વિકાસ પામી છે એવા—સૂર્યવિકાસી નીલકમળ તથા ચંદ્રવિકાસી શ્વેત કુમુદનાં પાતળાં પત્ર જેવાં ચક્ષુવાળા તથા મદવડે સુંદર ગજેંદ્રની સુલલિત ગતિ સમ ગતિવાળા શ્રી મહાવીર સ્વામિ ભગવાન જય પામે છે. ૧

अज्जवि वहइ सुतित्थं अखंडियं जस्स भरहवासम्मि ॥
सो वद्धमाणसामी तिअलुक्क-दिवायरो जयउ ॥२॥

ભારતવર્ષમાં જેનું સુતીર્થ આજ પણ અખંડિત પ્રવર્તે છે તે ત્રણ લોકમાં સૂર્યસમાન શ્રી વર્દ્ધમાન સ્વામિ જય પામો. ૨.]

*गाहा-जुअलेणजिणं मय-मोह-विवज्जिअं जिअकसायं ॥
थोसामि तिसंझाए तं निस्संगं महावीरं ॥१॥*

મદ મોહથી રહિત તથા જિતકષાય તથા નિસ્સંગ જિનેશ્વર મહાવીર ભગવાનને ત્રણે સંધ્યાએ—ત્રિકાલ (પ્રાતઃ, મધ્યાહ્ન, સાયંકાલ) ગાથા યુગલવડે સ્તવીશ. ૧

*सुकुमाल-धीर-सोमा रत्त-कसिण-पंडुरा सिरिनिकेया ।
सीयं-कुस-गह-भीरू जल-थल-नह-मंडणा तिन्नि ॥२॥
न चयंति वीरलीलं हाउं जे सुरहि-मत्त-पडिपुन्ना ।
पंकय-गयंद-चंदा लोअण-चक्कम्मिय-मुहाणं ॥३॥*

જે સુકુમાલ ધીર તથા સૌમ્ય છે, જે (અનુક્રમે) રક્ત કૃષ્ણ તથા શ્વેત છે, જે શીત, અંકુશ તથા ગ્રહથી ભય પામે છે, તથા જે ત્રણે જળ, સ્થળ તથા આકાશના આભૂષણ રૂપ છે, તથા જે શ્રી (લક્ષ્મી) નિવાસ રૂપ છે એવા સુગંધી, મત્ત, તથા પરિપૂર્ણ પદ્મ, ગજેંદ્ર તથા ચંદ્ર વીર ભગવાનનાં ચક્ષુ, ગતિ તથા મુખની શોભા ત્યજી શકતા નથી.

*एवं वीरजिणिंदो अच्छर-गण-संघ-संथुओ भयवं ॥
पालित्तयमय महिओ दिसउ खयं सव्व दुरियाणं ॥४॥*

એમ અપ્સરાઓના સમૂહ તથા શ્રી સંઘવડે સ્તુતિ કરાયલા તથા શ્રી પાદલિપ્તના યમકથી પૂજાયલા ભગવાન વીર જિનેશ્વર સર્વ દુરિતનો ક્ષય કરો.

**॥ इति श्री वीरस्तुतिः समाप्ता ॥**

અંચલગચ્છમાં આ સ્તુતિ પ્રથમ બે ગાથા તથા પાછલી ચાર ગાથા મળી ૭ ગાથાના સ્તોત્રરૂપે ત્રીજા સ્મરણ તરીકે ઉપયોગમાં લેવાય છે.

અન્ય પ્રતિઓમાં તથા પ્રભાવક ચરિત્રકારના કથન અનુસાર અસલ સ્તુતિ "**गाहा जुअलेण**" શબ્દોથી શરૂ થાય છે. કૌંસમાં દર્શાવેલી પ્રથમ બે ગાથાઓ ક્ષેપક હોવાનું અનુમાન થાય છે. અર્થ તરફ લક્ષ કરતાં આ કથનને પુષ્ટિ મળે છે. છેલ્લી યુગલ ગાથામાં વર્ણવેલો ભાવજ કંઇક અંશે પ્રથમ ગાથામાં છે, અને તેથી જો તે ક્ષેપક ન માનીયે તો પુનરુક્તિ દોષ ઉભો થાય છે. શ્રી પાદલિપ્તસૂરિ જેવા ઉચ્ચ કોટિના કવિ આવી નાની સ્તુતિમાં એવો દોષ કરે એ સંભવેજ નહિ. બીજી ગાથામાં પણ ઉચ્ચ કલ્પનાનો અભાવ છે, અને જ્યારે શ્રી વીરશાસનને આશરે પાંચસોજ વર્ષ થયાં હતાં ત્યારે "આજ પણ જેનું સુતીર્થ અખંડિત પ્રવર્તે છે" ઇત્યાદિ ભાવ કોઇ પણ સુકવિને નજ ઉદ્ભવે.

લેખકે સંશોધિત કરેલી "નિર્વાણ કલિકા" નામની શ્રીમાન્ પાદલિપ્તાચાર્યની નિત્યકર્મવિધિ, માંત્રિક દીક્ષાવિધિ, આચાર્યાભિષેક તથા પ્રતિષ્ઠા સંબંધી અતીવ ઉપયોગી કૃત્તિની પ્રસ્તાવનામાં આ સ્તુતિ આપી હતી ત્યારે સંશોધન અન્ય પ્રતિના અભાવે યથેષ્ટ થઇ શક્યું ન હતું. અત્રે જે પાઠ આપવામાં આવ્યો છે તે વિશેષ સંતોષકારક છે.

એજ પ્રસ્તાવનામાં આ સ્તુતિમાં સુવર્ણસિદ્ધિ તથા આકાશગામિની વિદ્યા ગોપવી છે એવો ઉલ્લેખ

પ્રભાવકચરિત્રકારનાં કથન પરથી કરવામાં આવ્યો હતો, પરંતુ તેની સાબિતી આપી શકાય એમ નહતું. ત્યારબાદ આ સ્તુતિની સટીક પ્રતિ આ પત્રના તંત્રી પાસેથી મળી છે જે ટીકા સ્તુતિનો મૌલિક અર્થ ન કરતાં સુવર્ણસિદ્ધિની પ્રક્રિયાઓ તથા ઔષધિઓ એજ સ્તુતિમાંથી ઉદ્ધરે છે. આ પદ્ધતિ જાણવા યોગ્ય હોવાથી ઉક્ત ટીકાને આધારે તથા જ્યાં તે સાહાય્ય કરતી નથી ત્યાં સ્વમતિથી તે પ્રકારનો અર્થ નીચે આપ્યો છે.

અત્રે સુવર્ણ સિદ્ધિમાં થતી પ્રક્રિયાઓ પ્રથમજ દર્શાવીશ. પારદ (પારા) ને પ્રથમ "જારણ" તથા "છેદન" પ્રક્રિયાને વશ કરવામાં આવે છે. આ "છેદન" પ્રક્રિયાને નિષ્પક્ષતા કરણ પણ કહે છે જેથી પારો ઉડી જતો નથી. ત્યાર પછી સુવર્ણ કરવાને પીત વિધિ કરવામાં આવે છે. ત્યાર પછી આ સંસ્કાર દૃઢ કરવાને રોચન, ક્રામણ તથા ઉદ્ઘાટન નામની ત્રણ પ્રક્રિયાઓ કરવામાં આવે છે, છેવટે આમ્લ વર્ગ તથા ક્ષાર વર્ગથી સંસ્કાર આપવામાં આવે છે.

જારણ વિધિઃ–गा=અભ્રક हा=હરિતાલ कुस-लेण=તારક–રૂપું તે વડે जिणं=પારાને मय मोह-विवज्जिअं जिअकसायं=મલ તથા મૂર્છાદોષથી રહિત, તથા અગ્નિ, વિષ, ગિરિદોષ, ચપલતા, વંગદોષ, સીસાનો દોષ એ દોષોથી રહિત थोसामि=સ્તંભન કરીશ तिसंझाए ત્રણનાં=અભ્રક હરિતાલ તથા ચાંદીનાં સંઘાત–સંયોગથી–જારણ વિધિ–છેદન વિધિઃ–તે निस्संगं અથવા પાઠાંતર तिण्णसंगं જેના ઉક્ત સાત દોષોથી પૃથક્ થયલો છે અર્થાત પાર પામ્યો છે–એ છેદન વિધિ.

પીતવિધિઃ– महावीरं એ શબ્દમાંથી म=હેમ-મક્ષી–સોનામખી हा=હાટક वी=કૃષ્ણ અભ્રક रं=રસ અને ઉક્ત ઔષધિઓ પણ આ પ્રક્રિયામાં સામાન્ય હોવાથી સાથે લેવી. એ પીતવિધિ.

રોચન, ક્રામણ, તથા ઉદ્ઘાટન વિધિઃ– सुकुमाल નાઇણિ धीर=નાઇ सोमा=સોમવલ્લી એ ત્રણ. તથા रत्त=રક્ત દુગ્ધિકા, कसिण=બહુફલી કચનિકા, पंडुरा=દેવદાર सिरिनिकेया શબ્દમાંથી सि=શૃંગબેરક એ પાંચ તથા रि=લઘુરિંગણી निकेया=લાંગલિકા सीयंकुसगद=અહિપાર બીજ भीरु=લજ્જાળુ जल=જલ–મંડપિકા थल=અંગવતી नभ=નભમંડપિકા मंडणा तिन्नि=ત્રણે આભૂષણરૂપ पंकय=ગગન गयंद=મત્તનાગ चंदा=ચંદતાર–ચાંદી–હેમ.

नचयंति वीरलीलं हाउं जे सुरहि मत्त पडिपुन्ना એમાં સુરભિ મત્ત પરિપૂર્ણ એ ગગન, મત્તનાગ, તથા ચંદતારના વિશેષણો છે; અને તેવી તે ઔષધિઓ लोयण चक्कम्मिय मुहाणं રોચન ક્રામણ તથા ઉદ્ઘાટન વિધિના वीरलीलं પારાના સંસ્કારો हाउं जे न चयंति છોડવાને શક્તિમાન નથી અર્થાત્ દૃઢપણે સંસ્કાર કરે છે.

एवं એ પ્રક્રિયાઓથી તૈયાર થયલો जिणिंदो ઈંદ્ર સહિત કર્મ કરવાવાળો પારો अच्छ=આમ્લવર્ગ र=ક્ષાર વર્ગ गणसंघसंथुओ સમુદાયથી સંસ્કારિત થઈ સ્તંભિત થયલો पालित्तयमयमहिओ પાલિત્તસૂરિ એ કહેલી પ્રક્રિયાઓ વડે પરિપાકને પામેલો એવો સિદ્ધરસ दीसउखयं सव्व दुरिआणं સર્વ દુરિતનો ક્ષય કરો.

અંતિમ પ્રશ્ન એ થાય છે કે આકાશ ગામિની વિદ્યાનો ઉદ્ધાર થઈ શકે છે કે કેમ? ઉત્તર એ છે કે એમાં पीतविधिને બદલે कृष्णविधि કરવી પડે છે તે તે વિષયની ટીકા વા ગ્રંથપરથી માલમ પડી શકે. આના સમર્થનમાં બૃહત નિઘણ્ટુરત્નાકર પૃ. ૭૨૯ માંથી એક શ્લોક આપું છું.

श्वेतं शस्तं रुजां नाशे रक्तं किल रसायनम्
धातुवादे तु तत्पीतं खेगतौ कृष्णमेव च ॥

ધનજીસ્ટ્રીટ } મોહનલાલ ભગવાનદાસ
બઝારગેટ મુંબઇ. } ઝવેરી, સોલીસીટર.

# वडनगर मंडन श्री युगादि जिनस्तवनम्.

(મોકલનાર-મુનીશ્રી ચતુરવિજયજી.)

પઢમ અણુહર પઢમ ગણુહર પાય પણમેવિ,
પઢમ તીર્થંકર ગુણ ગુણુઉં પઢમધમ્મ વસુહાવહૂવર,
સેતુંજ તીરથ તલહટીય તીર્થભૂમિ વડનયર સુંદર,
ચિંહુ દિસિ ચાલિય સયલસંઘ આવઇ ચૈત્રીયાત્ર,
આદીસર પય પૂજી કરી કરઇ તિ નિરમલ ગાત્ર ॥ ૧ ॥
ઉવઝાનયરી રાજકરઇ ભરતેસર નરનાહ તુ.
સેતુંજ તીરથ યાત્ર તણુક ઉપ્પન્નક ઉચ્છાહ તુ ॥ ૨ ॥
સહસ બત્રીસ દેવાલયા એ સંઘપતિ સહસબત્તીસ તુ
મુકુટ બદ્ધરાય સંચરઇએ સાથિઇ સફલ જગીસ તુ ॥ ૩ ॥
અવર જી સંઘપતિ સંખ નહી વનઉં વર્ણું અઢાર તુ
ઠામિ ઠામિ ઓચ્છવ કરઇએ, જિન મંદિર ઉદ્ધાર તુ ॥ ૪ ॥
ગિરિવર ગિરૂઉ મેરૂ જીમ, મંત્રહ ધુરિ નવકાર તુ
સંઘપતિ સવિહું માહિ વડઉ, તિમ ભરતેસરરાજ તુ ॥૫॥

ભાષા.

જવ સંઘ પહુતઉ તલહટીઇ સંઘપતિ આણુંદ
વાજિત્ર વાજઇ એક છંદિ ગાઇ શ્રાવી વૃંદ
જય જય રવ વદ્ધામણાએ કીજઇ મંગલીક
તીરથ સાર સંસારમાંહિ સિદ્ધાચલ એક ॥ ૬ ॥
તીરથ દેખિ આણુંદ હુઉં આણુંદપુર થાપિઉં
જીવત સામિ યુગાદિ દેવ જિનમંદિર રોપિઉં
હસમસી હસમસી સંઘ ચડિઉ તુ ગિરિવર સિખરે
કલસ ઝલામલ દહ દિસિઇ તમ પઇસઇ વિવરે ॥૭॥
સોવનમય ત્રિભુવનભુવણપંતિ કંતિઇ ઝલકંતી
જાણે ત્રિભુગુણરાસિ વાસિ નિવસઇ વિકસંતી.
પૂજીય આદિલ દેવદેવ સફલીકય જત્ત
સંઘ સહિત નર ચક્કવઇ નિયઠાણિ પહૂતઉ ॥૮॥
પહિલઇ યુગિ આણુંદપુર બીજઇ ચમકાર
ત્રીજઇ મયણપુર નામ ચઉથઇ વડનયર
એક કોટા કોડી નયર હુઇ થાપના કીધી
ઇણઇ થાનકિ સિદ્ધ કોડિ અનંતી સિદ્ધી. ॥૯॥

ભાષા—

ભરહ નરવઇ ભરહ નરવઇ વિહિય વિહારિ
સંઠાવિય રિસહ જિણુ જીવતસામિ લેપમય મૂરતિ
મરૂદેવી ઉરિ રયણ, નયણિ દિઠું નિઠ્ઠવઇ દુર્મતિ
સુનંદ સુમંગલા દેવિવર નાભિરાય મલ્હાર,
વંદિઇં જિણુ વડનયરિ પામીજઇ ભવપાર ॥૧૦॥
માલતીએ કુંદ મચકુંદ દમણુ અતિ રૂલિઆમણુએ.
વાઉલ એ વઉલમ (?) વેલ પરિમલિ મહુયર રણુઝુણુએ.
પાટલુએ નઈ જાસૂલ મૂલ નહી મરૂયાતણુએ
સેવતી એ સોવન જાઇ રાયચાંપઉ ઓપઈ ઘણુંએ ॥૧૧॥
પૂજિઇએ પહિરિય ધોતિ સંમેલા સરોવર જલઇએ
નહવીઇએ કળસ ભરેવિ રોગ કિલેસ સવે ટલઇએ
ચંદનિઇ એ ચરચિયઅંગ રંગિઇ અંગિય વિવિહ પરે
આરતીએ મંગલદીપ અકૂપગારી પૂજા કરે ॥૧૨॥

ભાષા—

પચ્ચખેલી પૂજા નઇ જગતિઇ, મહાવીરપૂજઇ ભગતિઇ.
નેરિત કૂણિઇ પાસજીણ.
સોની ગોઇદ પપતા ઇસર, ચિંહુ દેહરીએ થાપિઆ જિનવર,
ચંદન કેશર ચરચિયઇએ ॥૧૩॥
સંતિનાહ પૂજઉ દેવાલઇ, વિઘન સવે ઉપજતાં ટાલઇ
હંસાઈ સંઘવિણી હવિય, આગલી આદિજિણિ સરપાયા.
સીયલિ રાયણિ તરૂવર છાયા, ધો(?)ર નાગ બે જોઈઇએ ॥૧૪॥
પ્રદક્ષિણ દેઈ નઇ પૂરાં, ગભારઇ પહૂંતા સૂરા,
મૂલનાયકનંઇ બિહું ગમઇએ.
પુંડરીક પડિમા બેઉ નવીય, સાહ પરબત અર્ઘનિંદાવિય;
પૂજી પાતક ગમીઇ ॥૧૫॥

ભાષા—

ચૈત્રી પૂનીમ સંઘ મિલઇ તુ, ભમારૂલી, ચિહું દિસિના
અતિ ચંગ તુ ।
વાહિણી પાલા પાર નર્ડી તુ, ભમારૂલી, વાજઇ ભેરિ
મૃદંગ તુ ॥૧૬॥
સ્નાત્ર મહોચ્છવ અતિભલા તુ, ભમારૂલી, પહિરઇ જિન-
વર માલ તુ
નાટકગીત મહોચ્છવ તુ, ભમારૂલી, શ્રાવી રમઇતિ રાસ તુ
॥૧૭॥
રંગ મંડપ અતિરૂઅડઉ તુ, ભમારૂલી, રૂઅડાં તોરણ તેઅતુ
રૂડી સોવન પૂતલી તુ ભમારૂલી, હાવ ભાવ નવ નેહ તુ ॥૧૮॥

ભાષા—

ચિંતામણિ પામિઉં, મઇ આજી, પૂગી મનહ તણી રૂહાડી
કીજઇ ચૈત્ર પ્રવાડિતુ. જય જય.
દીસઇ મંદિર મંદર તોલઇ, એક જીભ નર કિમ ગુણ બોલઇ.
ઉચઉ અતિહિં ઉદારતુ. જય જય. ॥૧૯॥
લોક લોક ભવિયા સાચી સગાઈ, નંદીવર્દ્ધન સામીનઉ ભાઈ
કારાવિય પ્રાસાદ તુ જયજય.
થાપિય લેપ તણી તિહાં પ્રતિમા, વર્દ્ધમાન સામીનઉ મહિમા
ગાજઈ નવખંડ નાહિ તુ. જયજય. ॥૨૦॥

શ્રી શત્રુંજય શ્રી ગિરિનાર, આબૂ આરાસણુ દ્વાર.
તીરથ સવિહુ જુહાર તુ. જયજય.
સૂંદર નઈ વડનયર સોવાર, તલહટી ત્રિહુ બિંબ જુહારં
સારૂં આપણું કાજ તુ. જયજય. ॥૨૧॥
ગયણંગણિ તારા ગણાઇ, ચરમ સાયરની લહર ગુણાઈ.
તે નર મંદર તોલઇ.
તીરથ મહિમા કણયકસુટી, એ શત્રુંજયની તલહટી
તીરથ તે ગુણ બોલઈ ॥૨૨॥
સિરિ સોમસુંદર પદ્દ દિણયર લચ્છિસાયર ગણધરો
સિરિ સુધાનંદન સૂરિમંડન સોમજય સૂરીસરો ।
જિણસોમસૂરિય વાયણાયરિય મહીકલસ મંગલકરં
સિરિ રિસહથુત્તં ભત્તિજુત્તં લદ્ધિકિત્તિ સુંદરકરં. ॥૨૩॥
–ઈતિ શ્રી વડનગર મંડણ શ્રી યુગાદિ જિન સ્તવનમ્.
વાચનાચાર્ય ચક્રચક્રવર્તિ ભટ્ટારક પ્રભુ શ્રી જિન
કીર્તિસૂરિશિષ્ય પં૦ મહિકલશ ગણિ શિષ્ય પં૦
લબ્ધિકીર્તિગણિકૃતં. સં. ૧૫૨૫ વર્ષે.

—આ સ્તવન જૂની ગૂજરાતી ભાષામાં છે. તે સોળમા શતકમાં–નરસિંહ મહેતાના સમયમાં (સંવત્ ૧૫૨૫ માં) રચાયું છે. તે સમયની ભાષાનો નમુનો પૂરો પાડે છે. ભાષા ૧૩ મા શતકથી અપભ્રંશમાંથી નવું સ્વરૂપ પકડતી ગઈ ને ધીમે ધીમે હાલની સ્થિતિપર અનેક બળોનાં પરિણામે આવી. આમાં પહેલો વસ્તુ છંદ છે તેમાં પ્રથમ ગણધર અને પ્રથમ જિન–યુગાદિ દેવ–ઋષભનાથની સ્તુતિ કરી મંગલાચરણ કર્યું છે. તેમાં વડનગરને શત્રુંજય તીર્થની તલેટી પર અતિ પ્રાચીનકાલમાં આવેલું જણાવી ઋષભદેવનો પુત્ર અયોધ્યા નગરીનો ભરત ચક્રવર્તી ચૈત્ર માસની યાત્રા કરવા આવે છે તેમ બતાવ્યું છે. એ યાત્રામાં બત્રીશ હજાર દેવાલયો અને બત્રીશ હજાર સંઘપતિઓ હતા; ને ભરત મુકુટબદ્ધ રાજા હતો; બીજા સંઘપતિની સંખ્યાનો પાર નહોતો. સાથે અઢારે વર્ણ હતા ને ભરત સ્થળે સ્થળે ઉત્સવ અને જિન મંદિરનો ઉદ્ધાર કરતો હતો. જેમ પર્વતોમાં મેરૂ, મંત્રોમાં નવકાર તેમ સર્વ સંઘપતિમાં વડો એવો ભરતરાજ હતો.

જ્યારે સંઘ તલેટી પહોંચ્યો એટલે સંઘપતિને આનંદ થયો. વાજિત્ર વાગવા માંડયા, શ્રાવિકા મંડળી ગાવા લાગી. જય જયના ઘોષ સાથે વધામણાં થયાં. સિદ્ધાચલ તીર્થમાં પહોંચ્યા. તીર્થ જોઈ આનંદ થયો અને આનંદપુર (વડનગરનું બીજું નામ) સ્થાપ્યું ને ત્યાં ઋષભદેવ જીવતાંજ તેમની મૂર્તિ–જીવંતસ્વામી યુગાદિદેવનું મંદિર બંધાવ્યું. સંઘ પછી શિખરે પહોંચ્યો. કલશોની કાંતિથી અંધકાર (ગુફા આદિ) પોલાણ હતું ત્યાં પેસી ગયો. સુવર્ણમય જિનભવનોની પંક્તિ એટલે હાર કાંતિથી ઝળકતી હતી જાણે કે જિનગુણરાશિ વિકાસમાન થઈ ત્યાં વાસો કરતી હોય તેમ આદિમદેવને પૂજી જાત્રા સફળ કરી 'સંઘસહિત' તે ચક્રવર્તિ નિજ સ્થાને પહોંચ્યો.

પહેલા યુગમાં આનંદપુર, બીજામાં ચમકાર, ત્રીજામાં મદનપુર, અને ચોથામાં વડનગરની સ્થાપના એક કોડાકોડી નગરને સ્થાને કીધી અને તે સ્થાનકે અનંત કોડો સિદ્ધ થયા.

૧૦ મી કડી વસ્તુ છંદમાં છે તેમાં જણાવ્યું છે કે ભરત રાજાએ વિહાર કરી જીવંત સ્વામી–ઋષભજિનની લેપમય મૂર્તિ સ્થાપી. એ ઋષભજિન કે જે મરૂદેવીના છાતીના રત્ન, જેને નજરે જોતાં દુર્ગતિ નાસે, જે સુનંદા અને સુમંગલા દેવીના પતિ, નાભિરાયના પુત્ર–તેને વડનગરમાં વાંદતાં ભવપાર પમાય તેમ છે.

૧૧ મી કડીમાં સુગંધી પુષ્પોનાં નામ આપેલ છે. ૧૨ મીમાં તે પુષ્પોથી સંમેલા (વડનગરમાંના તલાવનું નામ હોવું જોઇએ) સરોવરમાં ન્હાઈ ધોતી પહેરી પૂજા કરીએ, કલશથી મૂર્તિને નવરાવીએ ચંદનથી વિધવિધપ્રકારે અંગને ચર્ચવું જોઇએ–આરતી મંગલદીપ એ સર્વથી અષ્ટ પ્રકારી પૂજા કરીએ તો રોગ કલેશ સર્વ ટળે.

સોની ગોવિંદે (આ સોમસુંદર સૂરિના સમયમાં તારંગાપર અજિતનાથની ભવ્ય પ્રતિમાની પ્રતિષ્ઠા કરનાર ગોવિંદ હશે) મહાવીર ને પાર્શ્વ પૂજી ચાર દેહરી સ્થાપી.

શાંતિનાથને પૂજે. આગળ સરસ્વતિ (?) મૂકી આદિજિનની પાદુકા. શીતલ રાયણની છાયા. બે નાગ. એમ પ્રદક્ષિણ દઈ મૂલનાયકના ગભારે પહોંચ્યાં. બે બાજુ પુંડરીકની બે નવી પ્રતિમા કે જે સાહ પર્વત, અને અર્જુને સ્થાપેલી તેને પૂજતાં પાતક જાય.

૧૬-૧૭-૧૮ ચૈત્રી પુનમે સંઘ મળે. આનંદ મંગલ થાય. એ વર્ણન છે. ૧૯ માં ચૈત્ય પ્રવાડી કરવા જણાવે છે. સુંદર મંદિર છે. નંદીવર્ધનના ભાઇ મહાવીર સ્વામીનો પ્રાસાદ છે. તેમાં લેપમય મૂર્તિ છે. શત્રુંજય, ગિરનાર, આબુ આરાસણનાં તીર્થ કરી ગુડર, વડનગર, સોપારૂનાં તીર્થ કરી તલેટીના ત્રણ બિંબને પ્રણામ કરી શત્રુંજયની તલેટીમાં આ (વડનગર)ના તીર્થનું મહાત્મ્ય જણાવ્યું છે.

કર્ત્તા લબ્ધિ કીર્ત્તિ છે. તે જિનસોમ સૂરિના વાચનાચાર્ય મહિકલશના શિષ્ય છે. આ જિનસોમ સૂરિ તે સોમસુંદરના મુખ્ય શિષ્ય લક્ષ્મીસાગર સૂરિ, સુધાનંદન સૂરિ, સોમજય સૂરિ સાથેના એક સૂરિ છે. આ પ્રમાણે અર્થ અમે બને તેટલી સાવધાની રાખી લખ્યો છે તેમાં કંઈ પણ ન્યૂનતા કે સ્ખલના હોય તો સુજ્ઞ વાચક જણાવશે. આ મૂલ સ્તવન પૂજ્ય મુનિ મહારાજશ્રી અમર વિજયજીના શિષ્ય ચતુરવિજય મુનિએ નકલ કરી મોકલી આપ્યું છે તે માટે તેમનો ઉપકાર છે. તંત્રી.

---

## પ્રાચીન સુભાષિત.

### પ્રાસ્તાવિક દૂહા.

ચંદન રૂએ રોસભર, માહરો સગો ન કોય
જયાકું રાખૂં પેટમેં, સો ફિરકર વેરી હોય. ૧
દવ જલેં તરૂઅર બલેં, પંખા બેઠે ડાલ
હમ જલે સો પંખિ બિન, તુમ જલો સો કયાહ. ૨

ઉત્તર.

પાન વગારેં ફલ ચુગેં, બેઠી તોરી ડાલ,
હમ ઉડ જાવેંગે તુંમ જલોગે, જીવેંગે કેતો કાલ. ૩
સુગુર વેરી વલ્લહા, હીયડે ખટકે તીન,
વીસાર્યા નવિ વીસરેં, વસતાં ઉમર સીન. ૪
જો નર એરણકી ચોરી કરે, દે સુઇકો દાન,
ઉંચા વટ કર દેખતેં, મુજકૂં નહિ આવત હે વિમાન. ૫
રે પ્રાંણી સુંણિ બાપડા, જિમ નારીનું ધ્યાન,
તિમ કર પરમેશ્વર તણું, લાભેં સ્વર્ગ વિમાન. ૬
સમતા રસ છે સીયલો, ટાલેં ભવનો તાપ,
સુધ ધર્મ કહો તે સેવજ્યો, જિમ ટલેં સવી સંતાપ. ૭
ચિંતા યેં ચતુરાઇ ઘટે, ઘટે ગીત ગુણ ગાહ,
રૂપ રંગ વિદ્યા ઘટેં, ચિંતા સમુદ્ર અથાહ. ૮
કબીરા જગ અંધા ભયા, જેંસી અંધી ગાય,
બછડા થા સો મર ગયા, ઉભી ચર્મ ચટાય. ૯
કબીરા કલ્લ કરતા સો અજ કરે, અજ કરતા સો અબ,
જબ આવેંગી નીંદ્રડી, તબ પડ રહેંગા સબ. ૧૦
હે મન તૂં એતો ભમેં, જેતો નભમેં પંખ,
મનકો રાખ્યો મન રહેં, વરછ ન રહેં અંખ. ૧૧
ઇણુમાંહે પરીમલ નહીં, મધુકર દેખિ મ ભૂલ,
ઝુરી લાલચ કયાં કરે, એ કિંશુકે ફૂલ. ૧૨
ટહુઓ ભલો કે લીંબરો, આપણડે સદ દેસ,
દ્રાખેં છાલા માંડયા, યા સ્યું કીજે પરદેસ. ૧૩
બલ પાંહિં બુદ્ધિ આગલી, જે ઉપજે તત્કાલ,
વાનર વાઘ વીગોઇયા, એકલડે સીયાલ. ૧૪
પદે પદે નિધાનાનિ જોજને રસકૂપિકા,
ભાગ્ય હીના ન પાવંતી, બહુ રત્ના વસુંધરા. ૧૫
હંસાને સરોવર ઘણા, કુસુમ ઘણાં ભમરેણ,
સજ્જનને સુમાણસ ઘણાં, દેશવિદેશ ગયેણ. ૧૬
ભાંગાં રૂણું ન સંધીએ, મન મોતી નેં કંચ્ચ,
કાંને સુણ્યું ન માનીએ, નજરે દીઠો હી સચ્ચ. ૧૭
ભમરો રૂએ રણઝણે, મુખ મુંકે નિસાસ,
રે કંટાલી કેવડી, તારો સો વિશ્વાસ. ૧૮
માંનવીયે તો માંન કરે, જતો આયુ પ્રમાંણ,
લંકપતી અશંકિત ભઈ, તનકે ગયો પ્રાણ. ૧૯
ઉત્તમસ્ય ક્ષણં કોપં મધ્યમં પ્રહરદ્વયં.
અધમસ્ય અહો રાત્રિં દુર્જનસ્ય અહર્નિશમ્. ૨૦
પક્ષીણાં કાક ચાંડાલ, પશુ ચાંડાલ ગર્દભા,
મુનીનાં કોપ ચાંડાલ, સર્વ ચાંડાલ નિંદક. ૨૧
ભણ્યા ગણ્યા બહોતેર કલા, તે પણ થયા ગમાર,
જે નારી પાસેં પડ્યા, તે નર રહ્યા સંસાર. ૨૨
દવ વાદલ મીઠા ફરે, ફિરે નદીનાં પૂર,
ઉનમ બોલ નવિ ફેરે; જ્યું આથમતે સૂર. ૨૩
અંબર કેરાં બાદલાં, ઓછાં તણા સનેહ,
વહેતાં વહેં ઉતાવલાં, ઝટક દેખાવે છેહ. ૨૪
અકથ કહાની પ્રેમકી, કહી ન કોઈ જાય,
ગુંગાકું સુપનો ભયો, સમઝ સમઝ પિછતાય. ૨૫

—એક હસ્તલિખિત પાના પરથી.

# પ્રતિજ્ઞાની પરાકાષ્ટા

અલકા નગરી સદશ અયોધ્યા નામે નગરી હતી. તેની શોભા દેવલોક તથા પાતાળલોક કરતાં પણ વધારે હોવાથી તે બન્ને નગરી શરમાઈ ગઇ અને તેથીજ એકને ઉપર જવું પડયું અને બીજીને નીચે અધોગતિમાં વાસ કરવો પડયો. જેમ-આજે હિંદુસ્તાનમાં મુંબઈ, પાશ્ચાત્યમાં લંડન, ન્યૂયૉર્ક, મોટાં શહેરો ગણાય છે. તેમ પહેલાં આ દુનીયામાં મોટું અને સુંદર શહેર તરીકે આ નગરી હતી. જ્યાં ન્યુર્યોર્ક કરતાં પણ સુંદર આકાશસ્પર્શિ મકાનો હતાં. અનેક પ્રકારની હુન્નરકળાઓ હતી, ધર્મકળા, અર્થકળા, કામકળાનાં શિક્ષાલયો હતાં.

અહિં કોઇ શંકા કરશે કે-અમે હિંદુસ્તાનમાં આવું ઉન્નત શહેર હતું એવું કયાંય સાંભળ્યું કે વાંચ્યું નથી, માટે આ કલ્પિત ગપાટા માર્યા છે; પરન્તુ મહાનુભાવો! આ શહેર હમણાંનું-બે હજાર વર્ષ પહેલાંનું નથી, કે તમે સાંભળી શકો. આ શહેર ઇતિહાસકારોની દષ્ટિથી લાખો કોશ દૂર છે. જેને થયાં અનેક યુગો-સંખ્યાતીત વર્ષો થઇ ગયાં છે. આજથી ૨૫૦૦-૩૦૦૦ વર્ષ પૂર્વે ભારતવર્ષ કળા કૌશલ્યમય, વિત્તસમૃદ્ધ હતો તો તે પહેલાંના કાળમાં ઈંગ્લાંડ કરતા ચડીઆતો હોય તેમાં શંકા નજ હોય. ત્યાંનો સૂર્યયશા નામનો રાજા હતો. તેને આધીન અનેક દેશો હતા. તે સર્વ કરતાં મ્હોટો રાજા હતો. આકાશલોકમાં તો સૂર્યચંદ્ર બે જણ રાજ્ય કરે છે. જ્યારે આ તો મનુષ્યલોકમાં એકલોજ અખંડ રાજ્ય કરતો હતો. પોતાના પ્રતાપનાં કિરણો-તેણે સર્વત્ર ફેલાવ્યા હતા. સમગ્ર શત્રુ તથા દુષ્ટોનું દલન કરી નિરંતર કુવલય (પુષ્પ-પૃથ્વી)ને વિકસિત કરી સૂર્ય કરતાં વિશેષ કીર્તિ મેળવી હતી. આવી રીતે તે રાજા બુદ્ધિપૂર્વક રાજ્યકાર્ય કરવા સાથે ધર્મકાર્યને પણ સાદર સ્થાન આપતો હતો. તે અષ્ટમી, ચતુર્દશીની આરાધના ઘણીજ ઉત્સુકતા અને ભક્તિપૂર્વક કરતો હતો. તેણે પોતાના કારભારીઓને હુકમ કરી દીધો હતો કે-જ્યારે ૭-તથા-૧૩ આવે ત્યારે ઢંઢેરો પીટાવવો કે-આવતી કાલે આઠમ (૮) અથવા ચતુર્દશી (૧૪) આવે છે માટે સહુએ કામકાજ છોડી ઉપવાસ પૌષધાદિ ધર્મ ક્રિયામાં રત રહેવું. આમ કરતાં કરતાં ઘણો કાળ ગયો.

એકદા સૌધર્મ દેવલોકમાં ઇન્દ્ર મહારાજે સભામાં માથું ધુણાવ્યું-શિરઃકંપ થયો. તે જોઇને સહુ કોઇને (બીજા દેવોને) આશ્ચર્ય થયું. આનું કારણ? આનું કારણ? કરવા લાગ્યા. તેટલામાં એક અપ્સરા આવીને હાથ જોડી કહેવા લાગી કે—

स्वामिन् । कविर्न काव्यानि यक्ति युक्तितथाधुना।
हृद्यानि नव पद्यानि गुरुर्गृह्णाति साम्प्रतम् ॥
अन्यद् हर्षोपकर्षस्य सदक्षं नाधुना क्वचित्।
तत् किं निमित्तेनेशेनाऽधुनि धूतेन मस्तकम् ॥

ઉર્વશીના આવાં વચનો સાંભળી ઇન્દ્રે કહ્યું કે, હે પ્રીયે! હમણાં મારાં જ્ઞાનચક્ષુ મનુષ્યલોકને જુવે છે. તેમાં ભરતખંડનો આધિપતિ શ્રીઋષભદેવનો પુત્ર ભરતચક્રવર્તી-તેનો પુત્ર સૂર્યયશા રાજા લીધેલી પ્રતિજ્ઞામાં ઘણો દઢ છે. તેની પ્રતિજ્ઞા તોડવા માટે મનુષ્ય તો શું! દેવતા પણ પ્રયત્ન કરે તો તે પણ નિષ્ફળજ જાય. તેની આવી પરાકાષ્ટા જોઈ મને આશ્ચર્ય થયું કે અહો! મનુષ્યલોકમાં પણ આવા સત્વશાળી મહાપુરુષો હોય છે! તેથી ચકિત થઇ મેં માથું ધુણાવ્યું. અપ્સરાને ઇંદ્રની વાત ગપાટા જેવી લાગી. તે પોતાના સૌંદર્ય, કળા કૌશલ્ય ઉપર અભિમાન રાખતી હતી કે એક વીતરાગ સિવાય દુનીયામાં કોણ એવો દેવ કે મનુષ્ય, પશુ યા પક્ષી છે, કે જે મારા રૂપ અને કલા કૌશલ્ય આગળ અગ્નિથી ઘીની જેમ ન પીગળે? એમ ધારી ઇંદ્રને પૂછી પોતાની સાથે પોતાની સહીયર રંભાને સાથે લઈ બન્ને મનુષ્યલોકમાં આવી. પોતાનું અત્યંત કાંતિમાન માનુષી કન્યાનું શરીર બનાવી હાથમાં વીણા અને પુસ્તક લઇ અરણ્યમાં રહેલા યુગાદિ જિનેશ્વરના મંદિરમાં ગાવા બેઠી.

આ તરફ સૂર્યયશા રાજા ક્રીડા કરવા નીકળ્યા હતા, ક્રીડા કરી પાછાં વળતાં પેલી બે દેવકન્યાઓનો મધુર સ્વર સહુને કાને પડયો. તમામનાં મન તે તરફ આકર્ષાયાં. તેથી બધા સ્થિર ચિત્તથી સાંભળવા ઉભા રહ્યા. રાજા પણ મુગ્ધ બની ગયો હતો. પરન્તુ ઉપરથી સૈન્યને આગળ ચાલવાનું કહેતો અને ધીરે ધીરે ઘોડાને આગળ હંકારતો હતો; પરન્તુ કોણ આગળ પગલું ભરે ? તે સ્વરથી મુગ્ધ થઇ આખું સૈન્ય સ્તંભની માફક સ્થિર થઇ ગયું હતું. હાથી-ઘોડાં-ઉંટ વિગેરે પશુઓ પણ ચિત્રામણની તુલ્ય ગતગતિ-નિષ્ક્રિય થઇ ગયા હતા. અરે ! જંગલના મૃગો અને રોઝો પણ ઘાસ ખાતાં ખાતાં અપૂર્વ ગીતનાદ સાંભળવાથી અર્ધું ઘાસ મોઢા અંદર અને અર્ધું બહાર છે: એમ ને એમ તલ્લીન થઇ આંખો મિંચી સાંભળવા ઉભા રહ્યા હતા.

મનુષ્ય તથા પશુઓની વાતજ શી ? પણ જડ વસ્તુ-વૃક્ષો વિગેરે પણ સ્થિરચિત્ત કાન થઇને નાદ સાંભળે છે. નાદમાં અજબ શક્તિ છે તેનાથી કોણ મોહ ન પામે ? કહ્યું છે કે—

नादेनापि न मुह्यन्ति येऽनन्तसुखहेतुना ।
किं तेषामुपमीयन्ते ? पशवो नादवेदिनः ।
प्राणानपि पणीकृत्य नादं गृह्णाति यो मृगः ।
सुधाकला करेणापि सोऽङ्के स्वस्य निवेशितः ॥
नादेन देवास्तुष्यन्ति नादाद् धर्मः प्रजायते ।
नादाद् महीपतिर्वश्यो नादाद् नार्योऽपि वश्यगाः ॥

અર્થાત્—જે નાદ સાંભળવાથી મોહ નથી પામતો તેની તુલના કોની સાથે કરવી ? પશુ પક્ષી સાથે ! ના, તે પણ નાદથી મુગ્ધ થાય છે. માટે જે નાદથી મોહ પામતો નથી તે કાંતો પરમયોગી અથવા પશુથી પણ ગયેલો હોવો જોઇએ. અરે ! મૃગ પોતાના પ્રાણને પણ આપવાની પ્રતિજ્ઞા કરી નાદ સાંભળે છે. એથી કરીનેજ તેને ચંદ્રે તુષ્ટ થઇ પોતાના ખોળામાં આસન આપ્યું છે. દેવ-રાજા, મનુષ્ય, સ્ત્રી વિગેરેને વશ કરવાનું કામ નાદને સારી રીતે આવડે છે. ધર્મનો પ્રચાર પણ નાદ દ્વારા સુંદર થઇ શકે છે.

બધાને નાદમાં લીન થયેલાં જોઇ રાજાએ મંત્રિને કહ્યું કે-આ તો એક ડગલું પણ આગળ ચાલતાં નથી. નાદથી મુગ્ધ બની સ્થાવરની જેમ સઘળાં સ્થિર થઇ ગયાં છે. માટે ચાલો નાદ તરફ જઇએ. આ પ્રમાણે સલાહ કરી સૈન્ય સાથે રાજા યુગાદિ જિનેશ્વરના મંદિરમાં ગયો. મંદિરમાં પ્રવેશ કરતાં અનુપમ રૂપવાળી કામદેવની સ્ત્રી સમાન વીણાને વગાડતી અને ગાતી બે યુવતી કન્યાઓને જોઇ રાજા કામવશ થઈ ગયો, યુગાદિની સ્તુતિ કર્યાં પછી રાજા કન્યાઓ ઉપર ચક્ષુ ફેંકે છે ? અનેક પ્રકારે ધસારા કરે છે, અને વિચારે છે કે-અહાહા ! શું તેઓના મુખમાંથી અમૃત ઝરે છે, અથવા કન્યા રૂપે નાદની આ બે મૂર્તિજ છે. રાજા બહાર આવી હાથી ઉપર બેઠો તો ખરો પણ તેનું મન તો કન્યાઓને છોડી જવા ના પાડે છે. રાજાએ દીવાનને કહ્યું કે, તે કન્યાઓને તમે જઇ પૂછો કે તમારૂં નામ, ગામ, ઠામ, કામ, વિગેરે શું છે ? કુંવારી છો કે પરિણિત ? દીવાને ત્યાં જઇ બધું પુછયું. પુછયા પછી જવાબ મળ્યો કે-અમે વિદ્યાધરની કુંવારી કન્યાઓ છીએ. ગાયન કળામાં અમને નાનપણથી જ શોખ હોવાથી હાથમાં વીણા તથા પુસ્તક લઇ વિવિધ દેશોમાં તીર્થ યાત્રા કરીએ છીએ. અનેક પ્રકારોના આશ્ચર્યોને નિહાળીએ છીએ. અહિં પણ મંદિર જાણી ભગવાનની ભક્તિ કરવા આવેલી છીએ. અમારા વિવાહ માટે પિતાજીએ ઘણી કોશિષ કરી પણ મનુષ્યલોકમાં અમારા સદૃશ કોઇ પિતા મળ્યો નહિં. આથી પિતાની ચિંતા ઘણી વધી તેમની ચિંતા મટાડવા માટે અમે તેમને કહ્યું કે-હે પિતાજી ! આપ અમારી જરા પણ ચિંતા કરશો નહિં. હવે અમે યથેષ્ટ દુનિયાની યાત્રા કરી જીવન સફળ કરીશું. બાળાઓનું તમામ વૃત્તાંત સાંભળી દીવાને મીઠા શબ્દોમાં પ્રસ્તાવ મુકયો કે-તમારે માટે સૂર્યયશા રાજા પતિ થવાને યોગ્ય છે. તેઓ ત્રણ ખંડના રાજા છે. અનેક રાજાઓ તેમની સેવા કરે છે અહિં કશી ખામી નથી. ભક્તિના ફળથીજ રાજા અહિં આવ્યા છે. માટે અમારા રાજા સાથે તમારે પાણી ગ્રહણ કરવું શ્રેય છે. મંત્રીનાં વચન સાંભળી કન્યાઓ

બોલી કે-અમારે એવી પ્રતિજ્ઞા છે કે-" જે મનુષ્ય અમારે આધિન રહેવાનું મંજૂર કરે, અમારું કહ્યું માને, તેનેજ અમે પતિ કરીશું." મંત્રીએ આવું સાંભળી રાજાને કહ્યું. રાજા તો ("कामम्रुकस्त्वन्धः" કામમાં અંધ-શૂન્ય થયેલો હતો એટલે તે વખતે તો રાજા સર્વસ્વ આપવા તૈયાર હતો. મનુષ્યને ગર્જ વખતે "કાજી કહે તે કબુલ" આ ઉક્તિનું પાલન કરવું પડે છે. રાજાએ તે વાતને કબુલ કરી. મંત્રીએ આવી સગપણ કર્યું. રાજા પોતાની ઇચ્છા પૂરી કરી રતિરૂપ કન્યાઓને લઇ ઘેર ગયો. ત્રિલોકીના રાજ્યની પ્રાપ્તિની માફક આનંદ માનતો રાજા પંચપ્રકાર વૈષયિક સુખનો વિલાસ કરે છે.

એકદા રાજા નવીન સ્ત્રી યુગલ સાથે ગોખમાં બેઠો છે, અનેક પ્રકારે વિનોદ કરે છે. શેત્રંજ ખેલે છે. એવામાં ઢંઢેરો સંભળાયો કે "આવતી કાલે **અષ્ટમી** આવે છે માટે સૌ લોકોએ ઉપવાસ પૌષધઃ વિગેરે ધાર્મિક ક્રિયા શ્રદ્ધા પૂર્વક કરવી." આ પ્રમાણે ઢંઢેરો પીટાયા બાદ તે સાંભળીને પેલી બે સ્ત્રીઓ સમજી ગઇ કે કાલે અષ્ટમી તપની આરાધના સહુ લોકો કરશે અને રાજા પણ કરશે માટે હવે આને પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ કરવાનો આ ઉત્તમ અવસર મળ્યો છે. તથાપિ સર્વથા ન જાણતી હોય તેમ રાજાને પૂછ્યું કે-હે સ્વામિન્! આ પડહ શેનો છે? રાજાએ જવાબ આપ્યો કે "હે પ્રિયે! મારા પૂર્વ મહાપુરૂષોએ કહેલ જે અષ્ટમી તથા ચતુર્દશીનાં મહા પર્વો તેમાંથી કાલે અષ્ટમી મહાપર્વ છે. જે પુરૂષ આ પર્વની આરાધના વિધિ પૂર્વક કરે છે, તે સ્વર્ગાપવર્ગ પદવી પ્રાપ્ત કરે છે. આમ અમારા પિતાશ્રી ભરત મહારાજા કહી ગયા છે. માટે તે દિવસે સ્નાન, દાન, ગાન, પાન, કામાદિ પાપ કાર્યોનો ત્યાગ કરી સત્ક્રિયા કરવી જોઈએ. માટે હે ભામિનિ! તેરસ તથા સાતમને દિવસે લોકોને સચેત કરવા માટે ઢંઢેરો પિટાવવાનો હુકમ મેં બહાર પાડ્યો છે. રાજાના ધર્મપર અટળ પ્રીતિવાળાં વચન સાંભળી તેને ચલાયમાન કરવા માટે આ બે અપ્સરામાંથી એક માયાજાળ પાથરવા માટે રાજાને કહે છે કે હે નાથ! આ સર્વોત્કૃષ્ટ મનુષ્યપણું, સુંદર રાજ્ય, મનોહર કાયા, સ્ત્રીઓ તથા સુખભોગની સામગ્રીને ભૂખ્યા રહી કષ્ટો સહન કરી શા માટે ગુમાવી દો છો? જેને ખાવાનું ન મળતું હોય તે તપ કરે. આપ તો પુણ્યશાળી છો આપને તે કરવું ઠીક નથી. દેહને કષ્ટ આપી ધર્મ કરવાનું કોણે કહ્યું? ધર્મના ઘાત કરવાવાળાં કૃત્રિમ સ્ત્રીના આવાં વચન સાંભળી રાજા તપેલા સોનાની જેમ ક્રોધથી આંખો લાલ કરી તેઓને કહે છે કે:-

रे! रेऽधमे! धर्मनिन्दामलिने तवगीरियम्।
विद्याधरकुलाचारोचिता नहि मनागपि॥
धिक् ते वैदग्ध्यमखिलं धिग्धिग् रूपकुलंवयः॥
न येन जिनपूजादि तपस्यो कृतिरस्ति ते॥
यथेच्छं क्रियते धर्मः पुनर्मानवो भवः।
क राज्यं क च सञ्जोगः पश्चात्तापोऽस्तु मेति मे॥
वरं प्रयातु मे राज्यं वरं प्राणक्षयोऽस्तु मे।
नपुनः पर्वतपसो भ्रष्टो बाले! भवाम्यहम्॥

અર્થાત્-રે દુષ્ટ! રે ચંડાલિનિ! આ તારૂં વચન ધર્મને નાશ કરનારૂં છે એથી તું વિદ્યાધરની પુત્રી નથી એમ સ્પષ્ટ જણાય છે. ધિક્કાર થાઓ તારા રૂપને, કુળને, શરીરને અને ચતુરાઇને કે જિનપૂજાદિ શુભ કાર્યોનો સ્વીકાર કરતી નથી.

આ શ્રેષ્ઠ માનવભવમાં યથેષ્ટ ખુબ ધર્મ ધ્યાન કરી લેવું જોઇએ વારંવાર મનુષ્યભવ, રાજ્યાદિ સામગ્રી, સદ્બુદ્ધિ ક્યાં મળવાની છે. હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે મારૂં રાજ્ય ચાલ્યું જાય, કાજ ચાલ્યું જાય, સંપૂર્ણ લક્ષ્મી અને સ્વજન વંશનો ધ્વંસ થઇ જાય. અરે! યાવત્ પ્રાણ પણ ચાલ્યા જાય તો બ્હેત્તરઃ પરન્તુ જીવનથી પણ અધિક પ્રિય ધર્મનો નાશ તો નજ થવા દઉં.

રાજાનાં આક્રોશપૂર્ણ વચન સાંભળી પેલી બે સ્ત્રીઓ કપટથી મોહક શબ્દોમાં નમ્રતાથી કહે-છે "હે સ્વામિન્! વાહ! અમે તો પ્રેમથી આપને કહ્યું હતું કે આપને કામકલેશ ન થાય માટે તપસ્યા ન કરવી: પરન્તુ આપ તો નાની બાબતોમાં પણ તલ પાપડ (ગુસ્સે) થઇ ગયા. ધિક્કાર થાઓ અમારા આત્માને કે અમે પિતાનાં વચનો ન માની આપના જેવા ક્રોધીને પતિ કર્યા. હવે તો અમે ધોબીના કુતરાની માફક ઉભયત્ર ભ્રષ્ટ થઇ. ન તો પાળ્યું શુદ્ધ

બ્રહ્મચર્ય કે ન મળ્યું પતિનું સુખ. હે સ્વામિન્! યુગાદિ પ્રભુની આગળ તમે અમને વચન આપ્યું હતું કે હું તમારૂં વચન માનીશ, તમારે આધિન રહીશ એટલે તેની પરીક્ષા માટે અમોએ જરા કહ્યું તેમાં તો આપ કોપાધીન થઈ ગયા. મનમાં આવે તેમ ગાળો ભાંડવા લાગ્યા. હા, હા, હવે અમારે ક્યાં જવું? બધી બાજી અમારા હાથમાંથી ગઈ. હવે તો અમારે યમરાજાના અતિથિ થવું એજ શ્રેષ્ટ છે. ઓ પ્રભો! હવે અમારૂં કોણ છે?" એ પ્રમાણે કૃત્રિમ કારણવાળા કાન્તાઓના શબ્દો સાંભળી રાજા કહે છે કે-" તમે હાથી, ઘોડા, ખજાનો, રાજ્ય યાવત્ મારા માથાને માગો તો તે પણ હું આપવા તૈયાર છુંઃ પરન્તુ ધર્મનો નાશ તો હું કદાપિ નજ થવા દઉં. આવા નિશ્ચયવાળા વચન સાંભળી સ્ત્રી પાછી સ્મિત વદને કહે છે " હે સ્વામિનાથ! "**सकृद्वदन्ति राजानः**"રાજાઓ એકજ વખત બોલે છે. રાજાનો તો એજ મોટો ધર્મ છે કે બોલેલાં વચનનું પાલન કરવું વળી તમે તો એક નાની વસ્તુ પણ નથી આપી શકતા તો પછી રાજ્યાદિને આપવાની વાતો પ્રલાપ માત્રજ છે. અમે રાજ્યાદિને જરાપણ ચાહતી નથી. રાજ્ય તો અમારા પિતાને ત્યાં ઘણું મળતું હતું. શું અમે ભિખારીની છોકરીઓ છીએ?

" હે રાજન્! જો તમે પર્વનો ભંગ કરવા ન ચાહતા હો તો ખેર! પરન્તુ તમારા વચનની રક્ષામાં તમારૂં કર્તવ્ય સમજતા હો તો આ "**શ્રી આદીશ્વર ભગવાન**"નું મંદિર દેખતાં દમણાંજ તોડાવો. આવાં અસભ્યતાવાળા હળહળતા વિષપૂર્ણ વચન સાંભળી ધર્માનુરાગી રાજાને અકસ્માત મૂર્છા આવી. રાજા ભૂમીદાસ્ત થયો. આવી દશા જાણી હજારો મનુષ્યો એકત્રિત થયા. અનેક પ્રકારે શિતળોપચારથી રાજાને સચેતન કર્યો. પાછો તે રાજા તમામ શરીરાવયવો કોપ યુક્ત કરી સ્ત્રિને કહેવા લાગ્યો કે,

**रेऽधमेऽयं तवाचारी गिरा किरति मत्पुरः।**
**त्वत्कुलाधमतां येनोद्गारयत् भोजनं भवेत् ॥**
**न त्वं विद्याधरसुता किन्तु चाण्डालसम्भवा।**
**मयामणि भ्रमेणैव चक्रे काचदलादरः ॥**
**त्रैलोक्यनाथो यो देवस्त्रिलोकयजन वंदितः।**
**भवेत् कोऽपि कथं तस्य पर्वप्रासाद भंगकृत् ॥**
**स्वयं स्ववचसा बद्धमनृणं कर्तुमेव मांम् ।**
**धर्म लोपादतिक्रान्तमन्यद् याचस्व भामिनि ॥**

અર્થાત્—રે અધમે! તું તારા અધમકુળને તું તારા વચનથી બતાવે છે. કારણ કે " જેવો આહાર તેવો ઓડકાર." જેવું કુળ તેવા આચાર વિચાર, આથી નિશ્ચય થાય છે કે તમે ઉત્તમ કુળની નથી પણ ચાંડાળની પુત્રી છો ધિક્કાર છે મને કે મણિના ભ્રમથી મેં કાચનો કકડો ગ્રહ્યો. જે આકાશ, પાતાળ, અને મનુષ્યલોકના અધિપતિ છે, અને તેથી (ત્રિલોકથી) વંદિત છે તેમનાં (જિનેશ્વરનાં) મંદિરને કોણ એવો મૂર્ખ છે કે તોડવાની ઇચ્છા કરે?

હે સ્ત્રીઓ! હું તમારી સાથે વચનથી બદ્ધ થયો છું એટલે જેમાં ધર્મનાશ ન થાય તેવું જે કાંઇ માગશો તે આપીશ.'

વાચક મહાશયે ધ્યાનમાં રાખવું જોઇએ કે-પેલી બે સ્ત્રીઓ સૌધર્મ દેવલોકની અપ્સરા છે અને પરીક્ષા માટે આવેલી છે. રાજાનો આટલો નિશ્ચય જોઇ હજુ પણ મેરૂ તુલ્ય રાજાને ચલાયમાન કરવા ચિત્તને પ્રેરે છે. આ અબળાઓનો છેલ્લો પ્રયત્ન છે. ધ્યાન પૂર્વક વાંચજો, દ્રઢતાની પરાકાષ્ટા હવે આવે છે. સ્ત્રીઓ કહે છે કે—" હે સ્વામિન્! અમારી બન્ને યાચનાથી આપ ગુસ્સે થયા. બન્ને યાચના નિષ્ફળ ગઈ. બન્નેમાં અમારૂં અપમાન થયું. છતાં આપનો આગ્રહ છે તો અમે કહીએ છીએ કે-આપ આપના પુત્રનું મસ્તક તરવારથી કાપી અમારા હાથમાં દો." આ વચન સાંભળી રાજાને જરા પણ ક્રોધ થયો નહિ? તે રાજા સ્ત્રિઓને કહેવા લાગ્યો કે-" હે ભદ્રે! મારો પુત્ર તે મારાથીજ ઉત્પન્ન થયો છે એટલે એમાં શું મોટી વાત છે? લોને મારૂંજ મસ્તક કાપી તમારા હાથમાં સુપ્રત કરૂં." એમ કહી ધર્મ ચુસ્ત રાજા તરતજ મ્યાનમાંથી તરવાર કાઢી ગળાપર મારે છે; પરન્તુ સ્ત્રીઓએ તેજ વખતે દૈવિક શક્તિથી તરવારની ધાર કુંઠિત કરી નાખી. રાજા એક પછી એક નવી નવી તરવારો મંગાવી ગળા ઉપર જોરથી મારે છે પણ તે બધી તરવારની

ધારો બાંધી લીધી હોવાથી ગળાને જરા પણ ઈજા પહોંચાડતી નથી.

રાજાની ભીષ્મ દઢતા જોઇ દેવીઓએ પોતાનું દીવ્ય શરીર બનાવ્યું. ગગનથી પુષ્પ વૃષ્ટિ થઈ. વાજીંત્ર નાદ તથા જય જય શબ્દોનો ઘોષ થયો. **પ્રતિજ્ઞાનાની** પરાકાષ્ટા તે આનું નામ. રતિસમાન રૂપવાળી, પ્રેમની પાત્ર એવી સ્ત્રીઓને પણ ધર્મનાશનું કારણ જાણી કાળ સર્પની માફક જોવા લાગ્યો તે કેટલો ધર્મનો પ્રેમ બતાવે છે ?

**નિવેદન.**

આ સૂર્યયશા રાજાની કથાથી જૈન સાધુ સમાજ તેમજ શ્રાવક સમાજ તો અવશ્ય પરિચિત હશેજ કારણ કે મુનિઓને હરસાલ પર્યુષણ પર્વ ઉપર વાંચવાનો તેમજ શ્રાવકોને સંભળાવવાનો પવિત્ર અવસર પ્રાપ્ત થાયજ છે. જૈનેતરો પણ આ કથાથી પરિચિત થાય આવા હેતુથી મેં આ પ્રયત્ન કર્યો છે.

આ કથામાં કેવું લાલિત્ય, કેવી સ્વાભાવિકતા ? રસિક્તા, પ્રતિજ્ઞાની પરાકાષ્ટા, એવં સંગિતની શ્રેષ્ટતા ઉછાળા મારે છે, તેની ઝાંખી શ્રોતાઓને વાચકોને અવશ્ય થતી હશેજ. તેની ઉત્તમતા અવશ્ય પ્રગટ થતી હશેજ. ઉપર્યાલેખિત ગુણોની ઝાંખી આ વખતે મારા ઉપર ઘણી થઇ તેથી મારા ચિત્તે આ કથાનો અનુવાદ અવિલંબે કરવાની મને ભલામણ કરી. તે ભલામણને માન આપી મેં કેવળ સંસ્કૃતનો અર્થાનુવાદ રૂપે આ કથાને ગુર્જર ભાષામાં મુકવા પ્રયત્ન કર્યો છે.

આમાં મારી પટુતા કે કલ્પનાને મેં લગાર પણ સ્થાન આપ્યું નથી. આ વાત સહુ કોઇને વિદિત છે કે—" એક ભાષાનો રસ, લાલિત્ય, અને નિસર્ગતા બીજી ભાષામાં અનુવાદથી આવવી દુઃશકય છે. એથી હું પ્રથમ કહી ગયો છું તેવા લાલિત્યાદિ ગુણો આ લઘુ લેખમાં ઓછાજ આવ્યા હશે-આવ્યા છે; પરન્તુ મુખ્ય કથાનો રસ અને પ્રિયતાદિ ગુણોની રક્ષા કરવાનો મેં જરૂર ઉપયોગ રાખ્યો છે.

અનેકાન્તી (મુનિ).

---

# શેઠ રવજી સોજપાલ.

કચ્છ દેશમાં લાયજા ગામમાં રવજીભાઇનો જન્મ વીસા ઓસવાલ વણિક જ્ઞાતિમાં સં. ૧૯૩૭ (સને ૧૮૮૧)માં થયો. તેના પિતાશ્રી શા. સોજપાલ કાયા એ પોતાના ગામમાં ગૂજરાતી ચોથા ધોરણ સુધીની કેળવણી આપી, પછી મુંબઇમાં પોતાના પિતાશ્રીના નામથી એટલે શા શોજપાલ કાયાની કુંપનીના નામથી ચાલતા શરાફના ધંધામાં, તથા પોતાના કાકાશ્રીના નામથી એટલે શા તેજુ કાયાની કુંપનીના નામથી ચાલતા કંટ્રાકટરના ધંધામાં જોડાયા. આ સને ૧૯૦૦ માં બન્યું. તે વખતે પોતાની ઉમર ૧૯ વર્ષની હતી. પોતાના પિતાશ્રી અને કાકાશ્રીની નીચે રહી ધંધા સંબંધીની જબરી તાલીમ લીધી અને બંને ધંધાઓ જબરા પ્રમાણમાં ચલાવી એક વ્યાપારી તરીકે સારી નામના મેળવી અને તે ઉપરાંત ઘણી મોટી આવક પેદા કરી.

તેમના કાકા શા તેજુ કાયાનું નામ મુંબઇમાં સુપ્રસિદ્ધ છે. તેઓ એક જબરા કોન્ટ્રેકટર હતા અને મ્યુનિસીપાલીટી, આદિના કંટ્રાકટો બરાબર પૂરાં કરી તેની કુંપનીએ સર્વને સંતોષ આપ્યો હતો. સરકારે તેમને જે. પી (જસ્ટીસ ઑફ પીસ-સુલેહના અમલદાર) બનાવવા ઉપરાંત 'રાવસાહેબ'નો મોટો ઇલકાબ આપ્યો છે.

સને ૧૯૧૯ માં મજકુર શા તેજુ કાયાની કુંપનીથી છુટા થઈ પોતાના નામથી એટલે શા રવજી શોજપાલની કુંપનીના નામથી કંટ્રાકટર અને શરાફના ધંધા ચાલુ કર્યો. કટ્રાકટો બહુ જબરા અને

જુદી જુદી કીસમના-મુંબઇ મ્યુનિસીપાલિટી, પબ્લિક વર્કસ, રેલ્વે, પૉર્ટટ્રસ્ટ, ડેવેલપમેંટ વગેરે જાહેર તેમજ ખાનગી ઑફીસો અને શખસોના લઇ તે પૂરા કર્યા છે અને સંતોષ આપ્યો છે અને તે ધંધા ધમધોકાર અત્યારે ચાલુ છે. આ ધંધાથી પુષ્કળ પ્રસિદ્ધિ તેમજ દ્રવ્ય મેળવી જૈન કોમમાં તેમણે આગેવાની મેળવી છે.

મુંબઇમાં વસતી શ્રી કચ્છી વીશા ઓસવાળ દેરાવાસી જ્ઞાતિના એક અગ્રગણ્ય આગેવાન છે અને તે જ્ઞાતિ હસ્તકના અનેક ધાર્મિક ખાતાંઓ જેવા કે ભાત બજારનું જૈન દેરાસર, લાલવાડીનું જૈન દેરાસર, ઘાટકુપરનું જૈન દેરાસર વગેરેના ફંડ અને મિલ્કતના તેઓ એક ટ્રસ્ટી છે, તદુપરાંત મજકુર જ્ઞાતિ તરફથી મુંબઇ પાલાગલીમાં આવેલી જૈન પાંઠશાળા, તથા પુરબાઇ જૈન કન્યાશાળા, માટુંગા ખાતે ચાલતી જૈન બોર્ડિંગની વ્યવસ્થાપક સમિતિઓના તેઓ પ્રમુખ છે. કચ્છી વીશા ઓશવાલ બાવન ગામની જ્ઞાતિના ઉપપ્રમુખ છે.

શ્રી શત્રુંજય આદિ તીર્થની વ્યવસ્થા કરતી પ્રસિદ્ધ પેઢી શ્રી આણંદજી કલ્યાણજીમાં મુંબઇના તરફથી નીમાયેલા એક સ્થાનિક પ્રતિનિધિ છે.

તેમની સખાવતો પણ અત્ર નોંધીશું. ધનની પ્રાપ્તિ કરવી એ સુભાગ્યનું ચિન્હ છે અને તે ઉપરાંત વધુ સૌભાગ્યની વાત તે દ્રવ્યને યોગ્ય માર્ગે ખરચવાની છે. તેમના કુટુંબમાં દાનની ભાવના ઓતપ્રોત છે. પોતાના જન્મસ્થલમાં એટલે કચ્છના લાયજા ગામમાં તેમના વડીલો તરફથી મુસાફરો માટે એક ભવ્ય ધર્મશાલા બંધાવવામાં આવી છે. તે ઉપરાંત તેમના પિતાશ્રી શેઠ શેજપાલ કાયાના સખાવતી દવાખાનાના નામથી ફ્રી દવાખાનું ચાલે છે કે જેનો લાભ કોઇ પણ જાતના ભેદ વગર સઘળા દરદીઓ લેછે અને જ્યાં પાસ થયેલ અનુભવી ડાક્ટર તથા દવાઓ રાખવામાં આવેલ છે. વળી ત્યાં તેમના માતુશ્રી બેઅરબાઇના નામથી જૈન કન્યાશાળા ચાલે છે. વિશેષમાં તેમની ખાસ દેખરેખ નીચે ત્યાં બે માલ અને પાંચ ગભારાનું એક ભવ્ય દેરાસર અને એ પ્રૌષધાલય (ઉપાશ્રય) બંધાવેલ છે અને તેના બાંધકામ અને સમારકામ પર ખાસ લક્ષ આપતા રહે છે. માંડવીથી લાયજા સુધીની દશ માઇલની સડક સુધરાવતા રહે છે.

મુંબઇમાં હમણાં જે સુંદર દેહરાસર પરેલ પાસેની લાલવાડીમાં બંધાવાયું ને જેની હમણાં હુરતમાંજ પ્રતિષ્ઠા કરવામાં આવી હતી તેમાં તેમની જાતિ દેખરેખ હતી એટલુંજ નહિ પણ તેની પ્રતિષ્ઠામાં તેમણે સારી રકમ ખરચી છે. આ ઉપરાંત કચ્છ કાઠિયાવાડ ગૂજરાતમાં દુષ્કાળો આવતાં નીકળતી ટીપો તેમજ બીજી અનેક ધર્માદા ટીપોમાં તેઓએ સારી રકમો આપી પોતાની ઉદારતા બતાવી આપી છે, આ સિવાય તેમની ખાનગી સખાવતો પણ પુષ્કળ છે.

શેઠ રવજીભાઇએ છેલ્લા પંદર વરસથી જાહેર જીવનમાં ઘણો ભાગ લીધો છે અને ચાલુ ભાગ પોતે લેતા રહ્યા છે. અને તેથી પોતાના સમયનો ભોગ તેમજ જાતિભોગ આપી પોતાની જ્ઞાતિને તેમજ સમાજને ઉપકૃત કરેલી છે. આવી રીતે તન મન ધનનો ભોગ આપનાર જૈન શ્રીમંતનું અનુકરણ બીજા જૈન શ્રીમંતો અને આગેવાનો કરશે. તેઓની એક બાહોશ વ્યાપારી તરીકે ફત્તેહમંદ કારકીર્દિ છે, પોતાની જ્ઞાતિમાં બહુ પ્રધાનપણે પદવી મેળવી છે, જૈન સમાજમાં તેઓ એક આગેવાન છે; અને તેથી શ્રી શત્રુંજય તીર્થ સંબંધી સર્વ પ્રશ્નો ચર્ચવા તેમજ તે અંગે ઉપસ્થિત થયેલી સર્વ ઘટનાઓને પહોંચી વળવા માટે શ્રી જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સનું ખાસ અધિવેશન થવાનું નક્કી થતાં તેની સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે નીમવામાં આવ્યા છે તે યોગ્ય થયું છે.

દરેક એમ ઇચ્છશે કે શેઠ રવજીભાઇ હજુ વિશેષ ધાર્મિક કાર્યોમાં ભાગ લે, સમાજના હિત માટે પોતાના તન મન અને ધનનું વિશેષ અર્પણ કરે, અને તેથી સમાજની અને જ્ઞાતિની ઉન્નતિ સાધી તેનું મહા પુણ્ય હાંસલ કરે તે માટે તેમને પરમાત્મા વિશેષ આયુષ્ય, સુખમય આરોગ્ય અને સંપત્તિ અર્પો.

---

( અનુસંધાન પૃ. ૪૭૮ થી )

થાય છે એ ફાયદો, અને દર વરસે મુકરર રકમ લેવાનો ફાયદો—એ દરબારને થતા બન્ને ફાયદાનો હિસાબ આવી જાય છે.

(૨.) આ વ્યવસ્થાનો અમલ દશ વરસ સુધી રહેશે. આજની ચર્ચાથી ઉભો થયેલો કજીઓ શમે અને બન્ને પક્ષ વચ્ચે કાંઈ મિત્રતા ભર્યો સંબંધ જામે તે માટે પુરતા સમયની જરૂર છે. આ મુદતમાં જૈનો હીંદી વજીરના નિર્ણયને સ્વીકારશે. અને દરબારના પ્રધાન અધિકારના સવાલ ઉઠાવતા તેઓ બંધ થશે એટલે દરબાર જૈનોના ખાસ અધિકારોપર આજે જે ઝીણી, બારીક નજર રાખે છે તે દુર થશે. આ મુદતને ઓછી કરવાથી કજીઓ વધે તેમ છે અને બીજાં પાંચ વરસ બીજી લડાઇની તૈયારી કરવામાંજ વીતી જાય. દશ વરસથી લાંબી મુદત કરવી તે પણ ઇચ્છવા યોગ્ય નથી કારણ કે તે મુદત બાદ આજના નિર્ણયમાં ફેરફાર કરવો કોઈ એક પક્ષના હિતમાં ઇષ્ટ થઇ પડે, અવર જવરનાં સાધનોની સગવડને લીધે પાલીતાણા આવનાર જૈનોની સંખ્યા વધી પણ પડે અને કદાચ એવા અણધાર્યા સંજોગો ઉભા થાય કે શત્રુંજયની લોકપ્રિયતા આજના કરતાં ઘટી પણ જાય.

(૩) દશ વરસ પછી શું કરવું ? તે હું આજે નક્કી નથી કરતો અને ન તો હુ એમ પણ જણાવતો કે આજના નિર્ણયમાં ત્યારે કાંઇ પણ ફેરફાર કરવો હશે તો તેનો અધિકાર સાર્વભૌમ સત્તાના હાથમાં રહેશે. હું દેશી રાજ્ય અને સરકાર વચ્ચેનો સંબંધ જે રીતે સમજ્યો છું તે પ્રમાણે તો તે મુદત વીત્યા બાદ કર્નલ કીટીંગે જે દર વ્યાજબી ગણ્યો છે તે દરેક યાત્રાળુ ઉપર વેરો નાંખવાનો જુનો હક તેમને મળી જશે અને જો બન્ને પક્ષકારો વચ્ચે, વચ્ચે પડવા જેવી સ્થિતિ સરકારને લાગશે તોજ તે સાર્વભૌમ સત્તા તરીકે વચ્ચે પડશે. એવી સ્થિતિ ઉત્પન્ન થશે કે કેમ ? એ હું આજે કહી શકું નહિ અને હિંદુસ્તાનના રાજ્યવહીવટમાં જે ફેરફારો થવાના છે તે જોતાં દશ વર્ષ પછીની સ્થિતિનું આજે ભવિષ્ય જાણવું અશક્ય છે.

૯. આ નિર્ણયનો અમલ તા. ૧ લી એપ્રિલ, ૧૯૨૬ થી થશે અને ૧ લી એપ્રિલ, ૧૯૨૭ ના દિને પ્રથમ ભરણું થશે. જો જૈનો આ ભરણું ભરવાની ના પાડશે તો દરબારને કર્નલ કીટીંગે ઠરાવેલા દર પ્રમાણે યાત્રાળુપર મુડકા વેરો નાંખવાની છુટ રહેશે, એટલે કે ૧૮૮૬ પહેલાંની સ્થિતિનું પુનર્જીવન થશે અને એટલેજ તફાવત રહેશે કે વેરો ઉઘરાવનાર અધિકારીઓ એજન્સી નહિ પણ દરબારજ નીમશે. પાલીતાણા રાજ્યનો આજનો રાજ્યવહીવટ જોતાં ઠાકોર સાહેબના હાથમાંજ આ આંતરિક વહીવટની બાબત સોંપવી મને સલામત લાગે છે.

હું માનુંછું કે જૈન કોમ વાર્ષિક ભરણું ભરવાનુજ પસંદ કરશે. એ કોમના ઉચ્ચ ચારિત્ર અને પ્રતિષ્ઠા માટે મને ખુબ માન છે અને મને અસર કરવા માટે જે પ્રોપેગેન્ડા અને ઝુંબેશ ચાલ્યાં છે એની માઠી અસરમાંથી મુક્ત રહેવા મેં પ્રયત્ન કર્યો છે. બ્રિટિશ હિંદુસ્તાનની શાંતિપ્રિય અને કાયદાને માન આપીને ચાલનારી એ કોમ છે એ હું જાણું છું, પણ હક અને અધિકારની બાબતોનો નિર્ણય કરતી વખતે ગરીબમાં ગરીબ અને દીનમાં દીન અરજદારને પણ બહોળામાં બહોળી સંખ્યાવાળા અને સમર્થમાં સમર્થ અરજદાર જેટલો ન્યાય મળવો જોઇએ એમ મને લાગે છે. બીજી બાબતોમાં એક કીમતી લક્ષ્મી અને લાગવગ, ઘણી કામ આવતી હશે, પણ સામ સામા પક્ષો વચ્ચે જ્યાં ન્યાય તોળવાનો હોય છે એવી અદાલતમાં એની કાંઇ અસર થતી નથી.

૧૦. ૧૯૨૬ ના એપ્રિલ માસની ૧ લી તારીખથી પાલીતાણા આવતા યાત્રાળુઓની સંખ્યા ગણવાનો મેં જે તાત્કાલીક હુકમ કાઢ્યો હતો તે આથી રદ કરૂં છું,

(સહી) સી. સી. વોટસન
પશ્ચિમ હિંદુસ્તાનના દેશી રાજ્યોના
ગવર્નર જનરલ તરફના એજન્ટ.
સાચી નકલ પરથી
શિરસ્તદાર, એજન્સી સેક્રેટરીએટ.

# સુધનહર્ષકૃત હરિઆલીઓ.

[ગત માસમાં આ હરિઆલીઓ કવિતામાં અમે મૂકી હતી, તે પૈકી અમુકના ઉત્તર એક સજ્જન રા. હિમતલાલ કેશવલાલ ચાલીસ હજાર, અમદાવાદ તરફથી આવ્યા છે, તે અત્ર મૂકયા છે. બીજા મહાશયો વિચાર કરી લખી મોકલવા કૃપા કરશે. તંત્રી.]

**૧. પુરૂષિં એક નપુંસક જાયો.**

સૂર્ય, ચંદ્ર, તારા, અને આકાશ એ ચારે વસ્તુઓ આપણાથી ઘણીજ ઉંચી છે. તેમાંના પહેલા ત્રણ નરજાતિ છે જ્યારે છેલ્લો શબ્દ **આકાશ** નાન્યતર જાતિ છે.

| | |
|---|---|
| જીવ જીવતે ઉભો રહવઈ, તેહનું મંદિર છે અતિ ઉંચું ચાંદા સુરજ પાસી તસ તારાઓ, મસ્તકિ મેરૂ તણુઈ તેરહવઈ | આકાશ હંમેશાં સ્થિર છે. ઘણું ઉંચું છે. ચંદ્ર સૂર્યની નજીક છે. મેરૂ પર્વત કરતાં પણ તે ઉંચું છે. |

સહુઈ માણસ તેહના ઘરથી જે જોઈને પાવઈરે—

માણસની મોટામાં મોટી જરૂર અનાજ અને વસ્ત્રની હોય છે. જો વરસાદ ન પડે તો અનાજ અને કપાસ પાકે નહિ. વરસાદ આકાશમાંથીજ પડે છે. એટલે આ લીટી આકાશને બરાબર લાગુ પડે છે.

કોનવિ ઢાંકઈ તેહનેરે—તેનાથી કોઇ પણ વસ્તુ ઉંચી નથી એટલે તે સૌથી ઉંચામાં ઉંચું છે માટે પહેલી હરિઆલીનો અર્થ આકાશ એવો થાય.

**૨. બેઉ નપુંસક એકઠારે કરીયા એકજ ઠામી.**

**પાન અને સોપારી.**

(સોપારીને નાગર લોકો અને બીજા ઘણા નાન્યતર જાતિ ગણે છે.) તે ત્રીજે નરનામીરે—એટલે પાનસોપારીને કાથો ચુનો તેની સાથે મેળવ્યા.

તે ત્રણે નારીસ્યું મિલ્યા=જીભની સાથે મળ્યા.

ચોખા મુક્તા ફલતણો જેણે પહેર્યો હાર;

માણિક્ય રળીયું હારમાં જે છે ગુણનો ભંડાર.

દાંતને ઘણી વખતે મોતીના દાણાની ઉપમા આવે છે. અને જીભ તે માણેકના રંગ જેવી લાલ છે. તે ગુણનો ભંડાર છે. જીભથીજ માણસની ખાનદાની જણાઈ આવે છે.

એટલે જેને પૂરેપૂરા દાંત છે તેજ તેનો (પાનનો) સ્વાદ સમજી શકે છે.

વળી આગળ કહે છે કે,

રંગ ધરે સહુ નેહસ્યું, તે પણ રંગ ધરંતિ.

મુક્તાફલ કહેતાં દાંત તે રંગ ધરે છે. લાલ થાય છે. જીભ પણ (રંગ ધરંતિ) લાલ બને છે.

બે રંગીલાં=સ્ત્રી પુરૂષની જોડી.

તે સહુ મુખ આગલ રહે ન હોય કોઈને દુઃખઃ-આતો જાણીતી વાત છે. આપણે પાન મોઢામાં રાખી મૂકીએ છીએ પણ આપણને અડચણ થતી નથી. હિંદુ સર્વેને તે પ્રિય છે.

ખાનપાનથી આરોગ્યમાં સુધરે છે. માટે બીજી હરિઆલીનો અર્થ **પાનસોપારી.**

**૩. કાન છે પણ સૂણે ન કાંઇ**

**મેઘરાજા.**

તે સાંભળી શકે પણ સાંભળતા નથી. આપણે વરસાદ માટે ગમે તેટલી બૂમો પાડીએ પણ તે કદી આપણા અવાજ પ્રત્યે લક્ષ દેતા નથી. વાદળાં પાણીના બને છે; મેઘરાજને આભડછેટ નથી, સહુનું પીરસ્યું ખાલેરે. એટલે સમુદ્રનું પાણી હોય, તળાવનું હોય, નદીનું હોય, મેલું પાણી હોય કે ગમે તેવું હોય પણ તેના (ગરમ થવાથી) સૂર્યની ગરમીથી વાદળાં બને છે. અને તે સર્વ એકત્ર થઈ જાય છે.

તે ગમે તે દિશામાં ફરી શકે છે. અને હિંડતાં જે હઠીએ આવે તેહ તણું ફલ ફેરરે. એટલે, જ્યાં વાદળાં સપડાય ત્યાં વરસાદ પડે.

તેહના પેટ થકી જે જાયો તે નાન્હડીયો વારરે
પર ઉપગારી તેહ ભણીને પ્રાણ તણો આધારરે

વરસાદ દરેક જીવનો પાલણહાર છે. તે હંમેશાં પરોપકારીની દ્રષ્ટિથીજ પડે છે. તેને પોતાને કશોજ સ્વાર્થ નથી.

અર્ધ તેહનું ભૂમિ દીસે=રાજા

અર્ધ તેહગીરીને શૃંગે-વાદળું=મેઘ

કાનમાંહિ જો કામિનિ પેસે તો તો આવે રંગેરે.

કાન=દિશા

કામિનિ=વિજળી

જે દિશામાં વિજળીઓ થાય તો તો જરૂર વરસાદ પડે.

(બાકીનું હવે પછીના અંકમાં.)

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૧ | શ્રાવણ
અંક ૧૨ | ૧૯૮૨



માનદ તંત્રી
મોહનલાલ દલીચંદ દેશાઈ
બી. એ. એલએલ. બી.
વકીલ હાઇકોર્ટ, મુંબઈ

[ જૈન શ્વે૦ કૉન્ફરન્સ ખાસ અંક ]

# જૈન યુગ.

## [જૈન શ્વે૦ કૉન્ફરન્સ ખાસ અંક]



—Other churches, temples or dagobas are sanctified by the possession of relics of some Great One, and here again the connection of ideas is obvious...Whatever has been part of the physical body of a Great One, or even of the garments which have clothed that physical body, is impregnated with his personal magnetism. That means that it is charged with the powerful waves of thought and feeling which used to issue from him, just as an electrical battery may be charged. Such force as it possesses is intensified and perpetuated by the thought—waves poured upon it as the years roll by, by the faith and devotion of the crowds who visit the shrine.

Therefore anyone putting himself into a receptive attitude, & coming into the immediate neighbourhood of a relic, will receive into himself its strong vibrations, & soon will be more or less attuned to them....This is the rationale of pilgrimages, & they are quite often really effective.

—The Hidden Side of Things pp. 134-135.

પુસ્તક ૧ | વીરાત્ ૨૪૫૨ વિ. સં. ૧૯૮૨ | શ્રાવણ અંક ૧૨

### પ્રભુ પ્રાર્થના.

( ભૈરવી-ગઝલ. )

નમિયે અમે તીર્થંકરો, જેના પુનિત આદેશ છે
તેના નમિયે તીર્થ કે જ્યાં, સ્મરણના સંદેશ છે.
અમ કાળજૂનો ધર્મ છે, અમ કાળજૂની જાતિ છે
અમ મહાપ્રભુ તે એજ છે, જેને ન રાગદ્વેષ છે—નમિયે.
પ્રભુ દર્શને જતાંજ આડા, આવનારા કોણ છે ?
શું મુંડકું લેનાર ક્ષત્રિય, હિંદુધર્મી નરેશ છે ?—નમિયે.
નમશું નહિ અન્યાયને, આશા અદલ ઈન્સાફ છે
જાત્રાળુ કર લેવો એ કુદરત, પાસ કદિ ના માફ છે—નમિયે.
પ્રતિવર્ષ રૂપિયા લાખનો, ચાંલ્લો કદિ નવ આપશું
જે આક્રમણ તીર્થે થયા તે, કોઇ દિ ના સાંખશું—નમિયે.
પ્રભુ-સાક્ષીએ યાત્રા તણો, કરી ત્યાગ પ્રભુને પ્રાર્થીશું,
સહુને સુબુદ્ધિ સદા રહો, સત્યેજ આગ્રહ રાખીશું—નમિયે.

# KEEP FIGHTING.—યુદ્ધ ચાલુ રાખો.

When you've come to the end of a nerve-wracking day;
And your soul is embittered with sorrow,
Do not creep off alone, or to wailing give away—
Remember, my friend, there's tomorrow.

When your back's to the wall, and your money's all gone,
And there isn't a cent you can borrow,
Do not think it is seemly to cringe, or to fawn—
Remember, my friend, there's tomorrow.

When your goddess of Chance has called off her care,
And you find to your infinite sorrow,
Do not play like a fool, or give up in despair—
Remember, my friend, there's tomorrow.

When your enemies bury you deep with abuse,
And your friends pass you by in your sorrow,
If you buck up and fight, they will all cry for a truce—
Remember, my friend, there's tomorrow.

૧. જ્યારે આખા દિવસને અંતે તમને જણાયું હોય કે તે દિવસ જ્ઞાનતંતુને તોડી નાંખે તેવો ગુજર્યો છે અને તમારો આત્મા વિષાદથી વિષમય થઇ ગયો છે ત્યારે એકલા એકલા પેટે ચાલતા નહિ યા રૂદનને શરણુ થતા નહિ. મારા મિત્ર, યાદ રાખ, કે આવતી કાલ છે.

૨. જ્યારે તમારી અસાવધાની હોય ને તમારા સર્વ પૈસા ચાલ્યા જાય અને એક કોડી પણ બીજા પાસેથી ઉધાર ન મળે ત્યારે કોઇની પાસે કાકલુદી કે ખુશામત કરવી એ યોગ્ય છે એમ તમે ધારતા નહિ. મારા દોસ્ત, સ્મૃતિમાં રાખ કે આવતી કાલ આવનારી છે.

૩. જ્યારે તમારી નસીબ દેવી તમારી સંભાળ રાખતી જણાય નહિં કારણકે તમે અનંત દિલગીરીમાં હો, ત્યારે એક મૂર્ખની માફક રમત રમતા નહિ કે નિરાશાને શરણુ થતા નહિ. મારા મિત્ર! સ્મરણુમાં રાખજે કે હજુ આવતી કાલ છે.

૪. જ્યારે તમારા શત્રુઓ ભરચક ગાળો દે છે અને તમારા મિત્રો તમારી દિલગીરીમાં ભાગ ન લેતાં તમારી પાસેથી પસાર થાય છે; ત્યારે જો તમે હિંમત રાખી યુદ્ધ કરશો, તો તેઓ બધા 'સમાધાન, સમાધાન' એવાં પોકાર કરશે.

"પ્રિય મિત્ર! યાદ તું રાખ કે હજુ આવનારી ..."

# તંત્રીની નોંધ.

## કૉન્ફરન્સનું અધિવેશન-તે પહેલાંની સ્થિતિ.

શ્રી શત્રુંજય તીર્થ સંબંધીના પ્રશ્નને અંગે શ્વેતાંબર કૉન્ફરન્સનું ખાસ અધિવેશન બોલાવવાના અનેક પ્રયાસો કરવામાં આવ્યા હતા-૧૪મી મેની તારીખ પહેલાં નકી થઈ ને તે પછી તા. ૫ મી ને ૬ ઠી પણ નકી થઈ, પણ ત્યાં શેઠ આણંદજી કલ્યાણજીનો ૧ લી જુનનો પત્ર તે મુલતવી રાખવા માટેનો આવ્યો ને તેના બે પ્રતિનિધિઓનો આગ્રહ થયો તેથી મુલતવી રાખ્યું, ને ચુકાદો આવવાની રાહ જોવાઈ. તા. ૩૧ મી જુલાઈ ૧લી અને ૨જી અગસ્ટ પર અધિવેશન ભરવાનો ઠરાવ થયો. આ મુલતવી રાખવા સંબંધી અમે ગત જેઠના અંકમાં 'અધિવેશન માટેના પ્રયાસ' એ પર લખતાં છેવટે જણાવ્યું હતું કે 'અમને તો એક બાજુ અધિવેશન ન ભરાયું, તેથી એક મહાતક ગુમાવવામાં આવી છે એવું જૈન સમાજનો ભવિષ્યનો ઇતિહાસકાર જરૂર લખશે એમ લાગે છે. બીજી બાજુ આ અધિવેશન નહિ ભરવામાં કુદરતનો કોઇ ગુપ્ત શુભ સંકેત હશે તો? એવો પ્રશ્ન હૃદયમાં થાય છે. પ્રભુ સર્વને શુભ બુદ્ધિ આપો.'

આ પછી નામદાર વૉટસનનો ચુકાદો આવી ગયો. શેઠ આણંદજી કલ્યાણજીની સર્વ લડત પર તેમણે પાણી ફેરવ્યું. સર્વ આશાઓ છિન્ન ભિન્ન થઈ ગઇ. જૈનોના દરેક સ્થાપિત અને ચિરકાલીન હકનું ઉચ્છેદન કરી સર્વ સત્તા પાલિતાણા રાજ્યને અપાઈ. રખોપાના અપાતા રૂ. ૧૫૦૦૦) ના આંકડામાં ૭૦૦ ટકા ચડાવી એક લાખ રૂપીઆનો આંકડો દર વર્ષે દશ વર્ષ સુધી આપવા રૂપે ચડાવી દીધો. તે જો પેઢી ન ભરે તો દર યાત્રાળુ દીઠ રૂ. બે લેવાનો જજીયા વેરો આપવાનું જૈનોના લલાટમાં લખાયું ને તે પ્રમાણે લેવાની જુલમી સત્તા પાલીતાણા રાજ્યને અપાઈ. આવા કર લેવાને બધા રાજ્યને પોતાની રેવન્યુ-આવક માટે સત્તા છે એ પણ શ્રીયુત વૉટસને સૂચવી દીધું. હકુમત સંબંધી પોતાને વિચારવાનું નથી કારણકે તેનો નિર્ણય સેક્રેટરી ઑફ સ્ટેટ (હિંદી પ્રધાને) ઘણા વખત પહેલાં કરી દીધો છે એમ જણાવી તેના પર પણ પોતાનું લાંબુ લચક વિવેચન પાલીતાણા રાજ્યની તરફેણમાં કર્યું, અને એકંદરે આખી જૈન પ્રજા પાલીતાણા રાજ્યની રૈયત હોય નહિ તે પ્રમાણે જૈનોને તે રાજ્યના તળે નીચી મુંડી કરી પહેલા દશ વર્ષમાં શ્રીયુત વૉટ્સનનો ચુકાદો સ્વીકારી લેવા અને દશ વર્ષની મુદત પછી તે રાજ્ય જેમ ફરમાવે તેમ 'હા બાપુ જેવો આપનો હુકમ' એમ વરતવાનું જૈનોને ચોખ્ખું સંભળાવી દીધું. આ ઉપરાંત જૈનોના સંબંધી કેટલાક આક્ષેપો કરવામાં આવ્યા છે, તેમજ પાલીતાણા રાજ્યની દયા પર તેઓને સોંપી દેવામાં આવ્યા છે, એ તેમજ બીજા અનેક મુદ્દાઓ તે આખો ચુકાદો વાંચતાં મળી આવે તેમ છે. આ આખો ચુકાદો અમે ગત આષાઢના અંકમાં આપી ચૂક્યા છીએ તે પૂરેપૂરો વાંચી સમજી લેવા જૈન આલમને અમારી ભલામણ છે.

આ ચુકાદો પાલીતાણા રાજ્ય માર્ફત પાલીતાણામાં શેઠ આણંદજી કલ્યાણજીના મુનીમને તા. ૧૫ મી જુલાઇ લગભગ મળ્યો. તેનો સાર ભાગ વર્તમાનપત્રોમાં બહાર પડયો કે દર વર્ષે લાખ રૂ. અને નહિતો માથાદીક બે રૂપીઆ કર-એટલે આખી જૈન પ્રજા ખળભળી ઉઠી. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની દશા 'હાથ પડયા છે હેઠ, હરિ સંભાળજો રે' એવી થઇ. સર્વ જૈનોના ચહેરાપર સંતાપની છાપ પડી ગઈ. શોકનો સાગર ઉછળ્યો, અને જૈનોનું, જૈન તીર્થનું શું થવા બેઠું છે?-આ શું થાય છે?-શું બળિયાના બે ભાગ અથવા પડોશી શીઠી ઘરધણી થવાનો વખત આવ્યો?-શું ન્યાય જેવી ચીજ નથી? આમ અનેક પ્રશ્નો ઉકળતા હૃદયોમાં જોસભેર થવા લાગ્યા: હવે આપણું ઘર વ્યવસ્થામાં મૂકવાની પહેલી જરૂર છે-એ મોટામાં મોટી વાત દરેક સમજુને હૈયે આવી. આપણું ઘર અવ્યવસ્થિત છે, કૉન્ફરન્સનું અધિવેશન ચુકાદો આવ્યા પહેલાં થયું હોત

"આ પ્રસંગે જૈન આગેવાનો અંદર અંદરનાં કલહો દૂર કરી શક્યા નથી અને દરબાર સામેના ઝઘડામાં કોમને ફતેહ આપવાના પ્રયત્ન કરવાને બદલે તેમણે પોતાના મમત્વ, ખ્યાલી હક અને સત્તાને વળગી રહેવા પાછળ પોતાની શક્તિનો વ્યર્થ વ્યય કર્યો છે તે ઓછું ખેદકારક નથી. કોન્ફરન્સ ભરવાથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના હકને નુકસાન પહોંચશે અને શેઠીઆઓની સત્તા તુટી આમવર્ગની સત્તા સ્થપાશે એવી બીકથી કોન્ફરન્સના કાર્યમાં અનેક વિઘ્ન ઉભા થયા કરતાં હતાં. શત્રુંજયનો ઝઘડો એ શેઠીઆઓ કે આમવર્ગની સત્તાનો નહિ પણ સમસ્ત જૈન કોમના હક અને સ્વમાનનો સવાલ છે. મહાન લડતમાં વ્યક્તિગત હક અને સત્તાનો સવાલ અભેરાઇ પર ચઢાવી સંઘબળ એકત્ર કરી એકતાથી મક્કમપણે કામ લેવામાં ન આવે ત્યાંસુધી ફતેહ મળતી નથી. કોણ નાનું અને કોણ મોટું અને અમુક કામ કરવાનો કોનો હક અને કોની સત્તા તેનો નિર્ણય કરવાનું વધુ અનુકુળ અને શાંત સમય પર છોડવું ઘટે છે. હમણાં તો જે કોઈ સેવા બજાવે અને ઉપયોગી થઇ પડે તેવું કાર્ય કરે તે વંદનિય ગણાવા જોઇએ."

---

### ૩. ચુકાદા પછીની હકીકત.

ચુકાદો આખો હેજુ પ્રગટ થયો નહિ, ત્યાં તો તેની મુખ્ય હકીકત વાંચી જૈનસમાજે શેઠ આણંદજી કલ્યાણજીની ઇચ્છા કે આજ્ઞાની રાહ જોયા વગર ઉપજેલ ખળભળાટને પરિણામે પોતાનો વિરોધ બતાવવા માટેનાં તાત્કાલિક પગલાં લીધાં. મુંબઇએ ૧૭ મી જુલાઇએ તે ચુકાદા સામે સખ્ત વિરોધને અણગમો બતાવવા મોટી સભા ભરી ને તે દિવસે હડતાલ પાડી. સ્વયંસેવકોએ કાળા વાવટા સાથે સરઘસ કાઢ્યું. સભામાં શેઠ આણંદજી કલ્યાણજીને કહી દેવાયું કે ચુકાદાની વાર્ષિક રૂ. લાખની રકમ કબુલ રાખવી નહીં તેમજ તેની અવેજીમાં જાત્રાળુ દીઠ દર રૂ. ૨ આપી જાત્રા કરવા કોઇએ જવું નહિ એમ જાહેર રાખો ને કૉન્ફરન્સનું અધિવેશન ૩૧ મી જુલાઇને ૧-૨ આગસ્ટે મળનાર છે તે વખતે દરેકે દરેક સ્થળના જૈનોએ પોતાના પ્રતિનિધિ મારફત હાજરી આપવી. બીજે દિવસે ઉપાશ્રયમાં મોટી સભા થઇ ને ત્યાં પ્રતિજ્ઞા લેવાઈ કે સદરહુ ચુકાદો અમોને બિલકુલ માન્ય નથી અને શ્રી શત્રુંજય સંબંધી અમારા જન્મસિદ્ધ અને કાળજૂના હકોના સંરક્ષણ માટે શાંતિ અને ધર્મના માર્ગે દરેક પ્રકારનો પુરૂષાર્થ કરવા અને જોઇતો આત્મભોગ યથાશક્તિ આપવા પ્રતિજ્ઞા કરીએ છીએ. વળી તે ઉપરાંત બીજા જે બજારોમાં વખતસર ખબર મળવાના અભાવે તે દિવસે હડતાળ નહોતી પડી તે બજારોએ બીજે દિને હડતાળ પાડી. ૧૯મી જુલાઇએ ટાઇમ્સ ઑફ ઇંડિયામાં લગભગ આખો ચુકાદો પ્રગટ થયો. અન્ય સઘળા પ્રાંતોમાં સ્થળે સ્થળે સંઘોની સભાઓ મળી તે ચુકાદા સામે વિરોધ બતાવવામાં આવ્યો, અને યાત્રાત્યાગના ઠરાવ પર મક્કમ રહેવા માટેના ઠરાવ થયા.

મુંબઇમાં ત્યારપછી શેઠ આણંદજી કલ્યાણજીના પ્રતિનિધિઓ આવ્યા. તેના પ્રમુખ સાહેબે કેટલાકને બોલાવી મસલત કરી. શું કરવું તે સંબંધી વાટાઘાટ થઇ. અમદાવાદમાં સકલ ભારતનો સંઘ બોલાવવાની ઉડતી વાત સંબંધી તેમણે જણાવ્યું કે તેવો વિચાર નથી. સ્થાનિક પ્રતિનિધિઓ અને દેશના સંભવિત ગૃહસ્થોની સભા જેમ ગત જાન્યુઆરીમાં અમદાવાદ બોલાવી હતી તેમ બોલાવવાનો વિચાર પ્રકટ કર્યો. તે કૉન્ફરન્સ પહેલાં કે પછી એક બે દહાડે બોલાવવા ધારણા છે. પહેલાં બોલાવવી ઠીક પડશે કારણકે પોતાને સીમલા જવાનું થશે. આ વખતે તેમને સૂચનારૂપે નિવેદન કરવામાં આવ્યું હતું કે કૉન્ફરન્સ મુંબઇમાં બોલાવાઈ છે તો આવી સભા મુંબઇ બોલાવવામાં આવે તો વધુ યોગ્ય થશે અને તેમ કરવા માટે, વ્યાખ્યાનહોલ સારો અલાયદો પૂરો પાડી શકશે. ઉત્તરમાં, એ સંબંધમાં વિચારીશું એમ કહેવામાં આવ્યું. વિશેષમાં કૉન્ફરન્સે નીમેલી 'ડ્રાફ્ટ રેઝોલ્યુશન કમિટી' એ તૈયાર કરેલ ઠરાવોનો ખરડો આપ જોઇ સુધારા વધારા સૂચવશો કે ? તેના જવાબમાં પ્રમુખ સાહેબે જણાવ્યું હતું કે ઘણી ખુશીથી અને સર શેતલવાડને પૂછી તે સંબંધી અભિપ્રાય લઇ સુધારા વધારા સૂચવીશું. આ હકીકત શ્રીયુત મણિલાલ કોઠારીએ પૂછતાં કરતાં તેમને જણાવવામાં આવતાં પ્રેસ એસોસિયેશન મારફત અમદાવાદમાં સકળ હિન્દના સંઘની સભા ભરવાની વાત

મૂકી દેવામાં આવી છે તે આખા હિંદમાં જણાવી દેવું યોગ્ય છે કે જેથી કૉન્ફરન્સના અધિવેશનમાં ખલેલ ન આવે, તેથી આ વાત પ્રેસના સંદેશા માર્ફત શ્રી કોઠારીએ જણાવી અને સાથે એ કોન્ફરન્સની તારીખ તેના પ્રમુખનું નામ, તેની ૫૦૦૦ માણસોના મંડપની તેમજ પ્રતિનિધિઓના ઉતારાની સગવડની તૈયારી પણ જણાવી દીધી. આના પ્રતિકારરૂપે અમદાવાદમાંથી તે પ્રેસ એસોસિયેશન દ્વારા તાર છૂટયો કે 'ઑલ ઇંડીઆ શ્વેતાંબર જૈન સંઘની સભા શેઠ આણંદજી કલ્યાણજીએ ૨૭ મી જુલાઇએ અમદાવાદ બોલાવી છે. આખા હિંદમાંથી ૫૦૦૦ જૈનો હાજરી આપશે એવી વકી રહે છે અને તેઓના ઉતારા માટે ગોઠવણ કરવામાં આવે છે!'

આ સંબંધમાં આવી રીતે 'ઑલ ઇંડીઆ શ્વેતાંબર જૈન સંઘની સભા' એ ભ્રમણાજનક અતિશયોક્તિવાળું નામ આપી મોતીના ચોક પૂરવા જેવી વાત કરવાથી શું વિશેષ અર્થ સરે છે? હજુ પણ મોટાઇના ખ્યાલ અભેરાઇ પર નથી મૂકવામાં આવતા? કૉન્ફરન્સ કે જે ઓલ ઇંડિયા જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ છે તેના ભરાનાર અધિવેશન સામેની આ મિથ્યા વિરોધવાળી તારની વાત કરવાથી શું ફળ કાઢવાનું હશે? જ્યાં સમગ્ર જૈનનો સવાલ ઉપસ્થિત થયો છે ત્યાં પણ આવી છળવાળી હિલચાલ? અફસોસ! શ્રીયુત કોઠારી અત્ર શેઠ કસ્તુરભાઇ લાલભાઈ આવતાં મળ્યા. તેણે આ તારોની વાત સમજાવી, ને પછી તે સંબંધી યોગ્ય સુધારો અને ભ્રમનું નિરસન અમદાવાદ જઇને કરવામાં આવશે. એમ વાત થઇ અને શ્રીયુત કોઠારીએ તે વાત પોતાના હાથમાં લીધી, એટલે કૉન્ફરન્સના કાર્યવાહકોએ તે ભ્રમ દૂર કરવા માટે પોતે પગલાં લીધાં નહિ. અમદાવાદ શ્રીયુત કોઠારી અને શ્રીમાન્ કસ્તુરભાઈ ગયા, ત્યાં પણ કંઇ થયું નહિ તે ઠેઠ તેની સભા ૨૭ મી જુલાઇની ભરાઇ ત્યાં સુધી ન થયું અને આખરે તે ભરસભામાં શ્રીયુત કોઠારીએ આ તાર સંબંધી હકીકત કહી જણાવી. કૉન્ફરન્સની સત્કાર સમિતિના પ્રમુખ શેઠ રવજી સોજપાળ કે જે આણંદજી કલ્યાણજીની પેઢીના મુંબઇના તરફથી એક સ્થાનિક પ્રતિનિધિ છે તેણે તાર મૂકી પેઢીને પુછાવ્યું કે શું હકીકત છે? અને ભરવા ધારેલી સભા મુંબઇમાં ભરાય તો ઠીક ત્યારે ઉત્તરમાં ગર્ભિત આવ્યું કે શ્રી સંઘની સભા ભરાનાર છે. આમંત્રણ પત્રો નીકળી ચુકયા છે તેથી મુંબઇમાં બને તેમ નથી. શ્રીસંઘ એટલે શું તે જાણવાનું રહ્યું? શેઠ આણંદજી કલ્યાણજીનું તારનું સરનામું 'શ્રીસંઘ' એ પ્રમાણે રજીસ્ટર કરાવ્યું છે તે 'શ્રીસંઘ' કે?

આ સભાનું આમંત્રણપત્ર-સરક્યુલર વાંચતાં જણાયું કે શેઠ આણંદજી કલ્યાણજીના સ્થાનિક પ્રતિનિધિઓ અને દેશના સંભાવિત ગૃહસ્થોની સભા ૨૭-૭-૨૬ ને દિને બોલાવવામાં આવી છે. આમ સ્પષ્ટ છતાં 'આખા હિંદના શ્વેતાંબર જૈન સંઘની એક સભા' એમ તાર માર્ફત જાહેર થયેલ બીના ખોટી હતી તે સ્પષ્ટ કરવા જેટલી નિર્મળ બુદ્ધિ વપરાઇ નહિ.

---

### ૪. શેઠ આણંદજી કલ્યાણજીની સભા.

અત્ર મુંબઇમાં સ્વાગત સમિતિની સભા થઇ. ઉપરોક્ત સભામાં જવા માટે ૨૫-૭-૨૬ ને રોજ વિચાર કરવામાં આવ્યો. ઉપર જણાવેલાં તારની ગોઠવણ થઇ, ને કોન્ફરન્સનું અધિવેશન ભરવાની તારીખો અગાઉથી-ચુકાદો આવ્યા પહેલાંજ નકી થઇ હોવા છતાં શામાટે તે અગાઉ સભા અમદાવાદની પેઢી શેઠ આણંદજી કલ્યાણજી બોલાવે? અને બોલાવેલ છે તો તેમાં ઇરાદો કૉન્ફરન્સની આડે આવવાનો-તેને ઉતારી પાડવાનો હોય એવું ઘણાને લાગ્યું. કચ્છી દશા ઓસવાળની જ્ઞાતિએ તો સભા ભરી આ વિચાર કરવામાં આવે છે તે પહેલાંજ (૨૪-૭-૨૬ ને રોજ) ઠરાવ કર્યો હતો કે 'કૉન્ફરન્સ ભરવાની ખબર હોવા છતાં શેઠ આ૦ ક. એ અમદાવાદમાં તેની અગાઉ સભા બોલાવેલ છે તે બાબતમાં આ મહાજનની સભાનું એવું માનવું છે કે તે કૉન્ફરન્સના કામમાં ભંગાણ પાડવા સમાન થઈ પડે છે માટે તે પેઢીને આગ્રહ કરે છે કે પોતાની સભા બોલાવવી જરૂરી હોય તો કૉન્ફરન્સની બેઠક પછી બોલાવવી. તેમ છતાં ૨૭ મીની સભા ભરવામાં આવશે તો તેના સામે પોતાનો સખ્ત વિરોધ છે અને તેમાં જે ઠરાવો કરવામાં આવે છે

તેને અમારૂં મહાજન માન્ય રાખશે નહિં.' આમ વિરોધ છતાં સૌથી સારી બાજુ કેટલાકોએ ઉક્ત સભામાં રજુ કરી વિરોધને ઉપશાંત કર્યો. તીર્થનો સવાલ સર્વોપયોગી છે તેથી તે ધ્યાનમાં લઈ જેને યોગ્ય લાગે તેઓ ઉક્ત સભામાં જાય એમ ઠર્યું. પછી ત્યાં કેટલાક ભાઈઓએ ઉક્ત સભામાં જવા માટે નામ નોંધાવ્યાં, ને તેમણે ૨૬ મીએ રાત્રે નીકળી સવારે ૨૭ મીએ અમદાવાદ પહોંચવું એમ નક્કી થયું, આમાં કૉન્ફરન્સના એક રેસીડંટ જનરલ સેક્રેટરી પણ હતા. બીજે દિને ૨૬ મીએ ટાઇમ્સ ઑફ ઇંડીયામાં એક ખબરપત્રીની વાત આવી કે ૨૭ મીએ સકળ હીંદના સંઘની સભા-કૉન્ફરન્સ મળનાર છે એવું તપાસ કરતાં તેને જણાયું છે, આ પણ એક એવીને એવી-ઉપરના તાર જેવી મોટી વાત પ્રગટ થઇ કે જેથી ઉક્ત જનરલ સેક્રેટરી આવતાં અટકી ગયા. ૨૬ મીએ રાત્રે ઉપડી આ પત્રના તંત્રી તથા બીજાઓ કેટલાક આ સભામાં ભાગ લેવા ગયા. તેજ દિને કૉન્ફરન્સે તૈયાર ઠરાવોનો ખરડો પણ વર્તમાન પત્રોમાં પ્રગટ થઈ ગયો. આ ખરડો શેઠ કસ્તુરભાઇને થોડા દિવસો પહેલાં સુધારાવધારા સૂચવવા માટે આપેલો તેમાં કોઇપણ સુધારા વધારા તેમના તરફથી સૂચવાયા નહિ.

શેઠ આ૦ ક. ની સભા અમદાવાદમાં એક વાગે નગરશેઠની વાડીમાં મળી. અમદાવાદના અનેક જૈનોથી તેનો હોલ ભરચક થઇ ગયો હતો. ઓટલો પણ ભરાઇ ગયો હતો. સ્થાનિક પ્રતિનિધિઓ અને દેશના સંભવિત ગૃહસ્થોની કુલ સંખ્યા દોઢસોથી બસો ગણાય. માંડમાંડ બેસી શકાય તેમ હતું. ઉકળાટ પૂરો હતો. પીવાનું પાણી પણ સ્વયંસેવકો પુરૂં પાડી શકે તેવી ગોઠવણ એક તસુ પણ મારગ કરી જવાની જગ્યાને અભાવે બની શકે તેમ નહોતું. હાથના પંખાઓ પૂરા પાડેલા હોવાથી તેટલી સગવડ હતી. શત્રુંજયના મહાપ્રશ્નને અંગે શાંતિથી કાર્ય ચાલ્યું. હવેથી આવી સભા વિશાળ હોલમાં યા તે માટે ખાસ કરેલા મંડપમાં થાય એજ ઇષ્ટ ગણાય. ગુંગળાવી નાંખે તેવી રીતે ખીચોખીચ ડબામાં પૂરાવા જેવી સ્થિતિ અમદાવાદની નામાંકિત પેઢી હવે પછી નહિં ચલાવી લે એમ આશા રાખીશું.

મુંબઇથી આવેલામાં કૉન્ફરન્સના કાર્યવાહકો પૈકી સ્વાગત સમિતિના પ્રમુખ શેઠ રવજી સોજપાલ, આ લખનાર, શેઠ દેવકરણ મૂલજી, રા. મોથવજી ધનજી સોલિસિટર, શેઠ જીવતભાઇ પરતાપસી, રા. લલુભાઇ કરમચંદ દલાલ, તેમજ શેઠ છોટાલાલ પ્રેમજી, શેઠ જેઠાભાઇ નરશી તથા અન્ય કચ્છી ભાઇઓ વગેરે હતા.

પ્રથમ પ્રમુખ સાહેબે પોતાનું ભાષણ વાંચ્યું ને પેઢીએ કરેલ કાર્યવાહી પોતાના દૃષ્ટિ બિંદુથી સમજાવી. તેનું આખું ભાષણ તે પેઢીએ છપાવી બહાર પાડ્યું છે તે રૂપમાં આ અંકમાં મૂકવામાં આવ્યું છે. પછી પ્રમુખ સાહેબે હાજર રહેલામાંથી જેને વિવેચન કરવાનું હોય તેને બોલવાની રજા આપી કે જેથી જે ભાઇઓની વરાળ હોય તે નીકળે અને વાતાવરણ ચોખ્ખું અને હળવું બને. આ વિવેચનોનો રીપોર્ટ પેઢી તરફથી બહાર પડયો નથી. વિવેચનકારો પૈકી શ્રીયુત મણીલાલ કોઠારી, પાલણપુર વાળા રા. મણિલાલ ખુશાલચંદ, આ લખનાર, શેઠ જેઠાભાઇ નરસી, વગેરે હતા. શ્રીયુત કોઠારીએ તાર જે થવા પામ્યા તે પેઢી તેમજ કૉન્ફરન્સની સંસ્થા વચ્ચે એક મેળ સાંધવાના ઉદ્દેશને યોગ્ય ન હોતા એમ કહ્યું, શેઠ કસ્તુરભાઇ ને શેઠ માણેકલાલભાઇ આ પ્રશ્નને ઉકેલવા એક પ્રાણ અને એક દેહ બની સગા ભાઇ તરીકે હમેશાં રહે એમ ઇચ્છયું અને આખા સમાજનું સંગઠન કરવા અપીલ કરી હતી. બીજા રા. મણિલાલે રોહીશાળાએ મંદિર બાંધી યાત્રા ત્યાં ખસેડવાનો વિચાર અયોગ્ય જણાવી સાધુમુનિમહારાજો એકત્ર બની સત્યાગ્રહને પંથે જવા તૈયાર રહેવા માટે વિવેચન કર્યું હતું. આ લેખકે ઉક્ત પેઢીની સભા કૉન્ફરન્સની હિલચાલને ધક્કો લગાડવા માટે નથી-એક કરતાં બે ભલા-અધિકસ્યેતિ અધિકં ફલં-એમ બતાવી વાતાવરણ નિર્મળભાવથી પ્રેરિત સમજવા દલીલ કરી હતી અને કોઠારી બંધુએ કચ્છી દશા ઓસવાળની જ્ઞાતિએ આ સભા વિરૂદ્ધ જે ઠરાવ કરેલો છે તે ખેંચી લેવા શેઠ જેઠાભાઇને જે વિનતિ કરી હતી તેને ટેકો આપ્યો હતો. શેઠ જેઠાભાઇએ પોતે તે જ્ઞાતિના પ્રતિનિધિ તરીકે આવેલ ન હોવાથી

તેનો ઠરાવ ખેંચી લેવાની પોતાને સત્તા નથી એમ જણાવી કેટલુંક વિવેચન પાલિતાણા સંબંધી કર્યું હતું અને પોતે લખી આવેલા ૧૫ થી ૨૦ પ્રશ્નોનું સમાધાનપૂર્વક નિરાકરણ કરવા જણાવ્યું હતું. આ પ્રશ્નોનો કાગળ શ્રીયુત મણીલાલ કોઠારીએ લઇ પોતાની પાસે રાખી લીધો ને જણાવ્યું કે તેનું સમાધાન કરી નાંખવામાં આવશે. આમ કેટલાંક વિવેચનો થયા પછી પ્રમુખ સાહેબે શાંતિથી જણાવ્યું કે જે જે વિવેચનો થયાં છે તે ઘણાં ઉપયોગી છે ને તે પર ખાસ લક્ષ આપવાનું છે. પછી ચા પાણી લેવા માટેનો વિશ્રાંતિ–સમય આપ્યો હતો ને ત્યાર પછી ઠરાવો ખરડારૂપે હતો તે વિચારી સભા ફરીથી ભરાય ત્યારે મૂકવાનું જણાવ્યું હતું. ચા પાણી લીધા પછી એક બીજા હોલમાં પ્રતિનિધિઓ અને સંભાવિત ગૃહસ્થોની સભા ભરાઇ હતી, તેમાં બીજા અમદાવાદી ગૃહસ્થોની પણ હાજરી હતી. તેમાં ઠરાવો ચર્ચાયા. કૉન્ફરન્સે તૈયાર કરેલા ઠરાવો પૈકીના ઘણા ખરાની મતલબવાળા ઠરાવો મૂકાયા; કમિશન નીમવાનો ઠરાવ કે જે કૉન્ફરન્સે પસાર કર્યો તે ઠરાવ તેમાં પડતો મૂકવામાં આવ્યો. મુખ્ય પાંચ ઠરાવો થયા તેમાં પહેલામાં ચુકાદા સામે વિરોધ ને તે અમાન્ય છે. બીજામાં યાત્રા ત્યાગ, ત્રીજામાં ૧૫ મી ઓગસ્ટને શોકદિન સર્વત્ર પાળવા બાબત, ચોથામાં જૈનોને ઐક્ય અને આત્મ સંયમ જાળવવાની ભલામણ અને પાંચમામાં સાધુ સાધ્વીને જૈનોને યાત્રા ત્યાગ કર્ત્તવ્ય છે એવો ઉપદેશ આપવાની વિનતિ હતી; આમાં યોગ્ય સંબંધ રાખતા ઠરાવો સરકારના અધિકારીઓને મોકલવાની સત્તા, તેમજ પ્રમુખાદિના ઉપકાર. —આ સર્વ ઠરાવો આ અંકમાં મૂકવામાં આવ્યા છે. આ પૈકી પહેલા ઠરાવમાં 'સમગ્ર હિંદના જૈન કોમના પ્રતિનિધિઓની આ. સભા' એ શબ્દો વાપર્યા છે તેને બદલે આ સભા બોલાવવા માટે જે સરક્યુલર કાઢ્યો હતો તેમાં શેઠ આણંદજી કલ્યાણજીના પ્રતિનિધિઓ અને દેશના સંભવિત ગૃહસ્થોની સભા એ શબ્દો કાયદાસર રીતે વાપરી શકાય એવી સૂચના આ લખનારે કરી હતી. શા. જુઠાભાઇ (ભાવનગરના પ્રતિનિધિ)એ જણાવ્યું કે અમે સંઘના પ્રતિનિધિ છીએ માટે ઠરાવમાં વાપરેલા શબ્દો બરાબર છે ને તેને પ્રેક્ષક મંડળની તાળીઓ પડી. પ્રમુખ સાહેબે તે સૂચના ન સ્વીકારી. આ વાત આટલેથી પતી. આ લખનારે બે નવા ઠરાવો મૂકયા. તેમાં એક ઠરાવનો સાર એ હતો કે આ સભા આ. ક. ની પેઢીને શત્રુંજય તીર્થ સંબંધીનું સર્વ વૃત્તાંત વખતો વખત પ્રકટ કરવું એવી ભલામણ કરે છે અને બીજા ઠરાવનો સાર એ હતો કે જૈન કોન્ફરન્સનું ખાસ અધિવેશન જે હમણાં ભરાનાર છે તેના ઉદ્દેશ સાથે આ સભા સહાનુભૂતિ ધરાવે છે ને તેમાં સહુ ભાગ લે એમ ઇચ્છે છે. આ બે ઠરાવો પૈકી પહેલો મૂકવાની જરૂર નથી કારણકે તે સૂચના રૂપે છે ને તે આ. ક. ની પેઢી સ્વીકારે છે (આવો ઠરાવ કોન્ફરન્સે કર્યો છે)— અને બીજો ઠરાવ મૂકવામાં વાંધો નથી પણ તે ઠરાવ રૂપે મૂકવા કરતાં હું તે માટે કહીશ એમ પ્રમુખ સાહેબે રૂબરૂ જણાવ્યું. આથી શેઠ રવજી સોજપાળ કોન્ફરન્સની સ્વાગત સમિતિના પ્રમુખ–તરફથી આ લખનારે સર્વ ભાઇઓને કોન્ફરન્સમાં આવવા આમંત્રણ આપ્યું ને આ સભા સફળ થઈ તે પ્રમાણે કૉ૦ ના અધિવેશનને સફળ કરવાની ફરજ સમજાવી. પ્રમુખ સાહેબે પ્રેમભર્યા શબ્દોથી કોન્ફરન્સમાં ભાગ લેવા સહુ ભાઇને આવશ્યક છે એમ સ્પષ્ટ કર્યું. સાંજે કેટલાક ભાઇઓ પ્રમુખસાહેબ અને શેઠ માણેકલાલભાઇના આતિથ્યને માન આપી જમણ લઇ વિદાય થયા. કેટલાક ભાઇઓ રોકાયા તે સમક્ષ પ્રમુખ સાહેબે કેટલીક બાબતોના ખુલાસા કર્યા કે જેનો સાર ભાગ ૧ લી અગસ્ટના જૈન પત્રમાં આવી ગયો છે. ઐક્ય પર તેમણે સંપૂર્ણ લક્ષ રાખી તેનેજ કાર્યસિદ્ધિની ચાવી પોતે માની છે એ સ્પષ્ટ દીસે છે. 'પેઢીના આજ સુધીના ખર્ચ અને કામની વ્યવસ્થા માટે ખુલ્લા દીલથી હકીકત રજુ થઇ હતી તથા પેઢીના બંધારણ માટે આવશ્યક કાર્યથી નિવૃત્ત થતાં તે હાથ ધરવાને જણાવ્યું હતું.' (જૈન પૃ. ૫૧૧) આ ખુલાસો વિદ્વાન્ અને કાર્યદક્ષ પ્રમુખ પાસેથી મળ્યો એ જાણી અતિ આનંદ થાય છે. પેઢીના ખર્ચ આવક વગેરે હિસાબ પ્રકટ કરવાનો તેમજ તેના બંધારણ ફેરવવાનો વિચાર છે એ આમાંથી સ્પષ્ટ ધ્વનિત થાય છે. પહેલી વાતને 'સૌરાષ્ટ્ર'માં

આવેલી વાત પરથી ટેકો મળે છે, તેમાં જણાવ્યું છે કે 'પાલીતાણાના અંગે છેલ્લાં સો વર્ષમાં–ઠેઠ આ કેસના ખર્ચે સુધીમાં કુલ એક લાખ ને સાઠ હજાર રૂ. નો ખર્ચ થયો છે, આ કેસમાં આજ સુધીમાં વકીલ ખર્ચ, પ્રચાર ખર્ચ વગેરે મળીને રૂ. ૬૫ થી ૭૦ હજારનો ખર્ચ થયો છે, આણંદજી કલ્યાણજીનો આજ સુધીનો તમામ હિસાબ તૈયાર કરવામાં આવે છે: થોડા વખતમાં જાહેરની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવશે.' (સૌરાષ્ટ્ર પૃ. ૧૫૦૩) તેના બંધારણ સંબંધી શું શું ફેરફાર કરવા આવશ્યક છે તે તેનું બંધારણ અમે ગત જેઠ માસના અંકમાં આપેલ છે તે જોઇ વિચારી સમજુ ને વિચારશીલ જૈનો અમોને કોઇ પણ જાતની અંગત ટીકા કર્યા વગર વાણિ–સંયમથી લખી જણાવશે તો અમો સુખેથી પ્રકટ કરીશું.

## ૫. શ્રી કૉન્ફરન્સનું વિજયવંતુ ખાસ અધિવેશન.

શ્રી કૉન્ફરન્સના આ અધિવેશનના બે અવતાર થઇ ચૂક્યા; ને તેના ત્રીજે અવતારે તે સંપૂર્ણ નિર્વિઘ્ને વિજયવંતુ સમાપ્ત થયું. કેવી રીતે અને શા સંજોગમાં તેના બે અવતાર થયા તેનો કંઇક ખ્યાલ અમે અગાઉના અંકોમાં આપી ગયા છીએ. પહેલા અવતારમાં નીમેલા પ્રમુખ કલકત્તાવાળા બાબુ મણિલાલજી નહારની તબીયત લથડી અને મુલતવી રાખવાનો પ્રસંગ આવ્યો. પછી વિચારે અને ક્રિયાએ બહાદુર એવા કલકત્તાવાળા બીજા બાબુ નામે બહાદુરસિંહજી સિંઘીની નિમણુક થઇ અને બીજા અવતારની તો સંપૂર્ણ તૈયારી થઇ ગઇ. તારીખ ૫ મી ૬ ઠી જુલાઇ નક્કી થઇ ગઇ, ત્યાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનો કાગળ આવ્યો ને તેના બે મહાજને આવી અનેક વાતચીત કરી મુલતવી રખાય તોજ શત્રુંજયના કેસને માટે લાભદાયી છે એવું જણાવી રાજકુમાર બાબુની તેમાં સહેચ્છા લઇ ૩૧ મી જુલાઇ ૧ લી ને બીજી અગસ્ટ પર સંપ ને એકતાની ખાતર કાર્યવાહકોને મુલતવી રાખવાની ફરજ પાડી. બીજા અવતારમાં કાર્ય થયું હોત તો તેથી જબરો પ્રભાવ પડત એ કોઇ પણ કુનેહવાળો સજ્જન સમજી શકે તેમ હતું, છતાં તે બનનારું નહોતું, અને વિલક્ષણ, ભયાનક અને ભયપ્રેરક ચુકાદો આવવાનુંજ સર્જાયું હતું. ત્યાં બીજી બુદ્ધિ કે ક્રિયા ક્યાંથી સૂઝે! ગમે તેમ હો, પણ તે બીજો અવતાર સફલ ન થયો તેથીજ ત્રીજા અવતારને અનેકગણું વીર્ય મળ્યું, ને તે અવતાર સર્વાંગસુંદર બન્યો એમાં શંકાને સ્થાન નથી. વળી ચુકાદાનો કાળો ચાંદલો કૉન્ફરન્સને શિરે કિંચિન્માત્ર ન આવ્યો એ કુદરતની કળાને ધન્યવાદ.

આ અધિવેશન સર્વાંગસુંદર બન્યું તેનાં લાક્ષણિક ચિન્હો બતાવવા પ્રયત્ન કરીએ.

(૧) પ્રમુખ સાહેબનું વિદ્વત્તા ભર્યું અને પ્રમાણપુરઃસર ભાષણ તેમજ સર્વ ઠરાવો રાજભાષા અંગ્રેજીમાં થવાથી તેને પ્રકટ કરી તે પર નુક્તેચીની અને વિવેચન કરવામાં અંગ્રેજી પત્રોને પૂરી સવડતા મળી અને તેથી તેનું મહત્વ સર્વ ભારતમાં અંકાયું.

(૨) જૈનેતર આગેવાનોને સંભાવિત પ્રેક્ષકો તરીકે અનેક આમંત્રણપત્રો કરેલાં તેને માન આપી અનેક સજ્જનો પધાર્યા હતા અને તેમાં ખાસ હાજરી આપી આપણા આ વિપદ્ પ્રસંગમાં સહાનુભૂતિ આપી આ મહાસભામાં ખુલ્લા ઉદ્ગાર કાઢનારમાં નોંધી રાખવા યોગ્ય એવા શ્રીયુત જયકર, મિ. હૉર્નિમન, મિ. બરજોરજી ભરૂચા, શ્રીયુત જમનાદાસ માધવજી મહેતા, રા. શિવદાસ, રા. બ. હરજીવન વાલજી, રા. વસનજી ઠાકરશી કાલાઇ, રા. કૌશિક વિશ્વામિત્ર હતા. અને સૌરાષ્ટ્રના પ્રસિદ્ધ તંત્રી શ્રી અમૃતલાલ દલપતભાઇ શાહ કે જેઓ જન્મે સ્થાનકવાસી જૈન છે અને જેમણે સૌરાષ્ટ્રદ્વારા આ તીર્થ સંબંધી જબરી લડત અને હીલચાલ શરૂથી ઉપાડી છે તેમણે આમંત્રણ થતાં ખાસ પધારી અધિવેશનમાં તેમજ વિષયવિચારિણી સભામાં પોતાના સ્વતંત્ર અને નિર્ભીક વિચારોનો લાભ આપ્યો હતો.

(૩) શ્રી દિગંબર અને સ્થાનકવાસી જૈન સંપ્રદાયના આગેવાન બંધુઓને ખાસ આમંત્રણ કર્યું હતું.

(૪) સ્ત્રીઓએ બહુ મોટા પ્રમાણમાં હાજરી આપી હતી અને તેમાંની ત્રણ બહેનોએ તો ઠરાવોમાં ટેકો આપી પોતાના ઉદ્ગારો જણાવ્યા હતા.

(૫) પૂજ્ય સાધુ અને સાધ્વીજીઓની પણ હાજરી હતી. આ રીતે સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકાનો ચતુર્વિધ સંઘ એકઠો મળ્યો હતો, બહાર ગામથી શ્રીમદ્ વિજયવલ્લભસૂરિ, વિજયેંદ્રસૂરિ અને મુનિશ્રી વિદ્યાવિજયજીના પ્રોત્સાહક સંદેશા અને શ્રી ચારિત્રવિજયજીના અને વિનયવિજયજીના સહાનુભૂતિના તાર મળ્યા હતા.

(૬) ચોમાસાનો સમય હતો તેથી પતરાવાળો, વરસાદ હરકત ન કરે તેવો મોટો વિશાલ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. અને તેમાં બેસવાની ખુરશીની બેઠક કરવામાં આવી હતી. સ્વાગત સમિતિના સભ્યો પ્રતિનિધિઓ સ્ત્રીઓ પ્રેક્ષકો વગેરે માટે અલાયદી બેઠક કરી હતી. પ્રતિનિધિઓ માટે ભોજન અને ઉતારાની જુદી ગોઠવણ કરી હતી. આ અને બીજી બાબતો માટે થયેલ ખર્ચને માટે કૉન્ફરન્સના બંધારણ અનુસાર દરેક માટેના દર પ્રમાણે ટીકીટો કાઢવામાં આવી હતી. એક પણ મફત ટીકીટ જૈન માટે હતી નહિ. જૈનેતરો તેમજ સ્વયંસેવકો સહિત સંખ્યા ચારથી પાંચ હજાર થઇ હતી. ટીકીટ લગભગ ત્રણ હજાર ખપી હતી, અને તે છતાં સંખ્યા એટલી બધી વધી હતી કે ટીકીટ આપવાનું બંધ કરવામાં આવ્યું હતું.

(૭) વિષયવિચારિણી સમિતિ માટે સભ્ય ચુંટવા માટે રીતસર વિધિ પૂર્વક પ્રાંતવાર બંધારણ અનુસાર ચુંટણીઓ થઇ હતી અને તેમાં ભારે સ્પર્ધા થઈ હતી.

(૮) આ અધિવેશનથી કૉન્ફરન્સમાં અમદાવાદ અને મુંબઇનું સહચારી અને સહકારી જોડાણ થયું. અમદાવાદના બંધુઓએ મોટા પ્રમાણમાં હાજરી આપી ભાગ લીધો. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના બધા વહીવટદાર પ્રતિનિધિઓએ આનંદપૂર્વક હાજરી આપી અને ૨૭મી જુલાઇની તે પેઢીની સભામાં તેના પ્રમુખ સાહેબે આપેલું વચન સર્વથા પાળ્યું.

(૯) પ્રતિનિધિઓ દરેક પ્રાંતના સંઘમાંથી ચુંટાઇને આવેલા. મહારાષ્ટ્ર, પંજાબ, કચ્છ, કાઠિયાવાડ, ગૂજરાત, બંગાલ વગેરે દૂર દૂર પ્રાંતમાંથી આવેલા સંખ્યાબંધ પ્રતિનિધિઓથી સર્વ પ્રતિનિધિત્ત્વવાળું અધિવેશન બન્યું હતું. અમદાવાદમાં ત્યાંના અમુક ક્લેશમય વાતાવરણને લઇને નગરશેઠે સંઘ મેળવ્યો નહોતો. કૉન્ફરન્સ તરફથી આમંત્રણ પત્રિકા મળી હતી ને તેની તારીખ અગાઉથી નક્કી થઈ ગઇ હતી છતાં સંઘ ન મળવાને પરિણામે તેના પ્રતિનિધિઓની ચુંટણી સંઘદ્વારા થઇ શકી નહોતી. છેવટે શેઠ કસ્તુરભાઇ લાલભાઇએ જણાવ્યું કે અમદાવાદથી ભાગ લેનારાની સંખ્યા ઘણી છે તેમજ તેની વસ્તી અને મહત્તા પર વિચાર કરી ત્યાંના ભાગ લેવા ઇચ્છનાર કે જેનાં નામ પોતા તરફથી યા રા. ચીનુભાઇ લાલભાઇ સોલીસીટર તરફથી આપવામાં આવે તેને પ્રતિનિધિ તરીકે ટીકીટો આપવી યોગ્ય છે. આ કારણે ખાસ અપવાદ તરીકે પ્રતિનિધિની ટીકીટ અપાઇ હતી.

(૧૦) એક મહત્ત્વની વાત તે પ્રચાર સમિતિની નિમણૂક છે, તેથી ગામે ગામ તેના સભ્યો ફરી આંદોલન કરી જૈન પ્રજાને કેળવવા તથા માહિત કરવાનું કાર્ય કરશે. કૉન્ફરન્સના સાથે સાથે ઉદ્દેશ અને કાર્ય સમજાવશે. તેમાં સર્વને ભાગ લેતા કરશે. આ મહત્વનું અંગ કૉન્ફરન્સને તેમજ તીર્થના કાર્યને અતિ સબળ ટેકો આપનારૂં નિવડશે. તે પ્રચાર કાર્ય માટે ફંડ ઉઘાડવા શ્રીયુત મણિલાલ કોઠારીની પ્રબળ અપીલ વિજયવતી થઇ. સારૂં ફંડ-૧૧ હજારનું લગભગ ત્યાંને ત્યાંજ થઇ ગયું. તેમાં ખાસ નોંધી રાખવા લાયક બીના એ છે કે કેટલાકે વીંટીઓ કાઢી આપી, ને સ્ત્રીઓએ પોતાના દાગીના કાઢી આપ્યા. જ્યાં આવી સન્નારીઓ વસે છે ત્યાં જય જરૂર થાય.

આવા ઉપયોગી પ્રચાર ફંડ માટે આમવર્ગે ઠીક કર્યું કહેવાય. પરંતુ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના કાર્યને અતિ બળ અને જોસ આપનારૂં આ પ્રચાર કાર્ય થાય છે તો તેના સંબંધે થયેલ ફંડમાં તે પેઢીના અતિ શ્રીમંત કાર્યવાહકો તરફથી ત્યાં એક કોડી પણ ન મળે, કે ભરવા માટેનું વચન પણ ન અપાય એ વાત સમજી શકાતી નથી. ખાસ અધિવેશનમાં આનંદપૂર્વક ભાગ લેવામાં માત્ર હાજ-

રીજ પૂરતી ન ગણાય. તે માટે મુંબઇ સમાચાર ૭ મી આગસ્ટ ૧૯૨૬ ના અંકમાં 'જૈનોની જાગૃતિ' એ નામના અગ્રલેખમાં જણાવે છે કેઃ—

'હાલના સુકાદાને પરિણામે પ્રચાર કાર્યની જરૂર કૉન્ફરન્સને જણાઇ છે અને તે માટે જૈનોએ જોતજોતામાં નાણાંની રકમ કહાડી આપી છે તેમ સ્ત્રીઓ અને બાળાઓએ પોતાના અંગ ઉપરના દાગીના પણ ઉતારી આપ્યા છે.

'ગરીબમાં ગરીબ જને પ્રચાર કાર્યના ખર્ચમાં આમ પોતાનો ફાળો આપ્યો, ત્યારે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્લેટફૉર્મ પર બેઠેલા પ્રતિનિધિઓ શાંત બેસી રહ્યા તેથી એ પ્રતિનિધિઓ કોન્ફરન્સને સંઘનું એક અવયવ ગણે છે, તેના તરફની ચળવળની અગત્યતા સ્વીકારે છે અને તેને વિષે મીઠાં વચન ઉચ્ચારે છે છતાં તેમની તેના પ્રત્યેની વક્રદષ્ટિ હજુ સીધી થઈ નથી એવું કેટલાકો માને છે. ''

આ પછી જે વિશેષમાં તે પત્રે ઉમેર્યું છે તે સાથે મળતા થઇ અમે પૂચ્છીશું કેઃ—

'આ માન્યતા સર્વાશે સત્ય હોય એમ અમે માનતા નથી, કારણ કે એ પેઢીના લક્ષાધિપતિ અને કરોડાધિપતિ પ્રતિનિધિઓ પ્રચાર કાર્ય માટે વધુ નાણાંની જરૂર પડે તો હજારો નહિ પણ લાખોની રકમ પોતાની પાસેથી કહાડી આપે તેમ છે, અને તેમના પૂર્વજોએ રોમ અને તીર્થ માટે આપેલો ભોગ તેમને એ કર્તવ્યથી વિમુખ થવા દે તેમ નથી.'

(૧૧) કૉન્ફરન્સના નિભાવ તેમજ જ્ઞાનપ્રચારના પ્રાણરૂપ તેના સુકૃત ભંડાર ફંડમાં પૈસા ભરવા સમસ્ત હિંદના જૈન સંઘોને આગ્રહપૂર્વક ભલામણ કરવાનો ઠરાવ કરી કૉન્ફરન્સને બળવતી કરી છે.

(૧૨) કોન્ફરન્સની દશમી બેઠકમાં થયેલ બંધારણમાં કેટલાક સુધારા વધારા ગત કન્વેન્શનમાં ભારે ઉહાપોહ પછી સૂચવવામાં આવ્યા હતા અને તે અનુસાર તે સુધારા વધારાને મંજૂરી લેવા માટે આ બેઠકમાં રાખ્યું હતું. તે માટે એક દહાડો ખાસ આ બેઠકને લંબાવવી પડી હતી, પણ અમુક પક્ષના કે અમુક વ્યક્તિના ગમે તે ઉદ્દેશથી થયેલા વિરોધને પરિણામે તે વાત હવે પછીની કોન્ફરન્સની બેઠકપર મુલતવી રખાઈ ને દશમી બેઠકનું બંધારણ કાયમ રહ્યું. નવું બંધારણ વિશેષ વિશાલ બનતું હતું તે આ ખાસ અધિવેશનમાં ન બન્યું તે વાત વિરોધી ભાઇઓ સમજી ન શક્યા યા સમજવાનું મન પર લઇ ન શક્યા, તેથી કોન્ફરન્સના કાર્યવાહકોને હાનિ નથી. દશમી બેઠકનું બંધારણ જે થયું છે તેમાં રાજકીય વિષય ચર્ચવાનો ઉદ્દેશ ઉમેરવામાં એક રાજકીય વિષયમાં ત્રીશ વર્ષ સુધીનો અનુભવ હોવાનો દાવો કરનાર અને એક રાજ્યની ધારાસભાના એક સભ્યને કંઈ વાંધારૂપ ગણાયું !! તેનો અર્થ સ્પષ્ટ કરવાનું એકે કીધું તો બીજાએ તે ઉમેરવાથી શું વિશેષ છે એવો પ્રશ્ન કર્યો. વાહ ! કહેસી કહી ! છતાંયે તે 'રાજકીય' શબ્દ ઉમેરવાનું પાસ થયું, એટલે વળી બીજી વાત આવતાં તેમાં પોતાને મન ગમતા વાંધા લેવાનું જારી થયું. એટલે આ બંધારણની વાત વિષયવિચારિણી સભામાં આવતી બેઠક સુધી મુલતવી રાખવાનો, પણ સાથે દશમી બેઠકના બંધારણને કાયમ રાખવાનો ઠરાવ થયો. એટલે અમુક મુલતવી રખાયું ને તેની બદલીમાં અસલનું કાયમ રાખ્યું તેમાં વિરોધ ન આવ્યો ને કાર્યવાહકોને સફલતા મળી.

(૧૩) આવતી બેઠક માટે સોજત ગામમાંથી આમંત્રણ મળ્યું એ પણ એક સારી ફત્તેહ છે. 'ઘણું જીવો કૉન્ફરન્સ.'

આ પ્રમાણે તેર મુદ્દા છે, ને કૉન્ફરન્સમાં થયેલ ઠરાવોની સંખ્યા પણ તેર છે. પણ એક દિલને અસહ્ય એવો ચૌદમો મુદ્દો એ છે કે આપણી મુંબઇની સર્વ સત્પ્રવૃત્તિમાં મોખરે રહી ભાગ લેનાર, સુશિક્ષિત સાથે પ્રેમ અને પ્રસન્નતાથી સહકાર આપનાર અને પોતાનો દાન ઝરો હંમેશાં વહતો રાખનાર આગેવાન શ્રીમંત શેઠ શ્રી દેવકરણ મૂલજી, આ અધિવેશનમાં ભાગ પોતાની કૉન્ફરન્સ પ્રત્યે અતિ શુભ ઇચ્છા છતાં ન લઇ શક્યા, તે કૉન્ફરન્સના એક જબરા સુકાની છે અને જીવંત પર્યંત રહેશે એવું અમો હૃદયપૂર્વક માનીએ છીએ. રા. મોતીચંદભાઇની ગેરહાજરી પણ અનિવાર્ય હતી.

૬. રા. મોતીચંદભાઇ.

ગત મે માસમાં શ્રી કૉન્ફરન્સના એક રેસિડંટ જનરલ સેક્રેટરી અને શ્રી મહાવીર જૈન વિદ્યાલયના સેક્રેટરી રા. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ સોલીસીટર પોતાના એક અસીલ સામે થયેલી અપીલની લડત માટે ઇંગ્લાંડ ગયેલા તે વખતે કૉન્ફરન્સના ખાસ અધિવેશનના પગરણ થઇ ચૂકેલાં હતાં. તેમને ત્યાં ગયા વગર છૂટકો નહતો એટલે રોકાઇ ન શક્યા છતાં હૃદયમાં આ બંને સંસ્થાના ઉદય અને વિજય માટેની લાગણીઓ પોતાની પૂરેપૂરી હતી એ નિર્વિવાદ છે, વિશેષમાં જૈન સમાજની જૈન ધર્મ અને સાહિત્યની સ્થિતિ પર તેમનું અવિચ્છિન્ન લક્ષ છે એ તેમના અમારાપરના લંડનથી તા. ૧૫ મી જુન ૨૬ ના લખેલા પત્ર પરથી જણાઇ આવે છે. તે પત્ર ઉપયોગી હોઇ અત્ર ટાંકીએ છીએ. તેઓ ભાદ્રપદ શુદ ૩ ને દિને આપણી મધ્યમાં આવી પહોંચશે એમ સમાચાર મળ્યા છે અને તેમની ગેરહાજરીમાં થયેલ કૉન્ફરન્સના અધિવેશનની કાર્યવાહી તેમજ ફત્તેહ જાણી તેમને અચૂક આનંદ થશે. તેઓ હાજર હત તો કેટલું સારું થાત!

તેમનો પત્ર અમારાપરનો નીચે પ્રમાણે છેઃ—

'આપતો લગ્નમાં ગયા હતા એટલે મળ્યા નહિ. પારિસ થઇ અહીં આવ્યો છું. અહીં હજુ એક માસ લગભગ થશે. પરદેશ જવાથી ઘણી વાતનું જાણવાનું નવું મળે છે અને આપણી સંસ્કૃતિ અને પાશ્ચાત્ય સંસ્કૃતિને સરખાવવાના બહુ પ્રસંગો હાથ આવે છે. આપણી કોમે તો ઘણો વિચાર કરવો પડે તેવું છે. અહીં જૈન નામનો ધર્મ છે એમ ઘણા ખરા જાણતા નથી અને બહુ થોડા એને બૌધની શાખા ધારે છે. આપણે હવે આપણા વિશાળ સિદ્ધાન્તોને જગતની પાસે ધરવાની બહુ જરૂર છે, નહિતો આપણે પછાત રહી જશું. અત્યાર સુધીમાં પણ ઘણું મોડું થયું છે. આપણું ખરું ક્ષેત્ર આ છે અને આપણે મનપર લઇએ તો તે કરી શકીએ તેમ છે. નિર્માલ્ય ઝઘડા અને પરિણામ વગરના પ્રયાસમાંથી નીકળી આપણે હવે બહાર આવવાનું છે—આવા આવા વિચારો અહીં ઘણા આવે છે. આપણા સાહિત્ય માટે પણ ઘણું કરવાનું છે.

ફ્રાન્સમાં ડૉ. ગેરીનોટને મળ્યો હતો. અહીં બીજાઓને મળું છું. મારા મતે તો આપણેજ આપણું કરવાનું છે. શરીર સ્વાસ્થ્ય બહુ સારૂં છે. આપની નિષ્કામ સેવા ઘણીવાર યાદ આવે છે. મચ્યા રહેજો. જીવનનો એ ખરો લ્હાવો છે. કાર્ય સેવા લખશો. પર્યુષણ લગભગ તમારી તરફ આવીશ'

૭. કૉન્ફરન્સની ફત્તેહ.

એ તો નિર્વિવાદ છે કે કૉન્ફરન્સના આ ખાસ અધિવેશનની સંપૂર્ણ અને ઉજ્વલ ફત્તેહ થઇ છે અને તે વિજયી અધિવેશન સદાને માટે યાદગાર રહેશે. લોકોએ જે ઉત્સાહ બતાવ્યો છે તે ઉત્સાહનો પ્રારંભ તો ૧ લી એપ્રિલ ૧૯૨૬ ને રોજ યાત્રાત્યાગ કર્યો ત્યારથી થયો છે અને તીર્થને અંગે જે શોકની સાથે હૃદયનાં પૂર ઉછળ્યાં તેની કિંમત મૂલવી શકાય તેમ નથી. આટલું જોસ અને જોમ ક્યાંથી આવ્યાં તેનો કોયડો ઉકેલતાં અમોને એમજ જણાય છે કે તે શ્રી મહાત્માજીએ સમસ્ત દેશમાં સમસ્ત આમ પ્રજામાં જે વાતાવરણ ઉત્પન્ન કર્યું છે તેનેજ આભારી છે. આ પ્રસંગે તે પ્રયોગ હજુ સુધી ટક્યો છે અને ચાલુ ટકશે એવી ખાત્રી રહે છે અને તેનો યશ શ્રીમદ્ ગાંધીજીએ પોતાના બળથી અખિલ ભારતમાં ફુંકેલ સજીવ પ્રાણને છે. જય હો તે વીરને અને તેના વીરોચિત બલપ્રવાહને.

આ અધિવેશન સામે કાર્ય કરનારી અનેક સ્થિતિઓ—પરિસ્થિતિઓ હતી. એકને સંકેલે તો બીજી ઉભી થાય. બીજી દાબવામાં આવે તો ત્રીજી ખડી થઇ જાય. ત્રીજીનો ઉપશમ થાય તો ચોથી ઉપસ્થિત થાય. એક પ્રમુખની નિમણુક કરી, ત્યાં તેની તબીયત બગડે; તેની બદલીમાં બીજા પ્રમુખ સાહેબ હસ્તગત થયા; ત્યાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને અધિવેશનથી કાર્યને હાનિ જણાય ને તે પોકાર કરે. વળી મુંબઇમાં સંઘની સભા માર્ફત સ્વાગત સમિતિ નીમાવી ઘટે એમ અમુકનો આગ્રહ થાય. સ્ટેન્ડિંગ કમિટિ દ્વારા તેવા અધિવેશનનો ઠરાવ થતાં સંઘ તરીકેની સભા બોલાવાય ને તેમાં અધિવેશનની જરૂર નથી એમ ઠરાવાય. પછી સંઘની સભામાં તેનો સત્કાર લેવાય અને તેની મારફત

સ્વાગત સમિતિની નિમંણુક કરાવાય અને તેથી ઉપલા અમુકના આગ્રહનું નિરાકરણ થાય, ને તેમ કરતાં અધિવેશનની જરૂર સ્વીકારાય; પણ તે સાથે બીજા 'સુજ્ઞ પક્ષ'ની નાપસંદગી આવે; તે પક્ષ સ્વાગત સમિતિમાં ભાગ ન લે. વળી આણંદજી કલ્યાણજીની પેઢીના મતથી વિરૂદ્ધ થઇ અધિવેશન થાય તો તેઓ સામિલ ન થાય; તેમ થયે તેમના સહાનુભૂતિ ધરાવનારા અને પક્ષવાળા સામિલ ન થાય. વળી શત્રુંજયના કેસને હાનિ પહોંચવાનો ભય દર્શાવાય. તદુપરાંત મુંબઇસ્થ 'સુજ્ઞ પક્ષ' ઉદાસીન રહે. આવી સ્થિતિમાં રેસિડન્ટ જનરલ સેક્રેટરીઓ શું કરે ? તેમની જગ્યાએ બીજા કોઇ હોય તો જરૂર 'ધોળ્યું, આવા વિપર્યાસ કરતાં અધિવેશન ભરવાનું માંડી વાળવું એજ સારૂં.' એમ વિચાર કરી બાજી સંકેલી લે યા તો રાજીનામું જ આપે, પણ તેઓ તેવા ઢીલા તંતુવાળા, નબળા અને નિરાશા પામે તેવા નર ન હતા. તેમણે 'now or never'–હમણાં નહિ તો પછી કદિ બનનાર નથી એવી ભાવનાવાળા હોવા છતાં સ્થિતિ સંયોગ–દ્રવ્ય ક્ષેત્રકાળભાવને લક્ષમાં રાખી ચુકાદાની વાટ જોવાનું કબૂલી લીધું. પણ સાથેને સાથે તેની મુદત બાંધી તે ચુકાદો અમુક સમયમાં આવવો ઘટે છતાં આવે કે ન આવે તો પણ અમુક સમયે ભરવુંજ એ પ્રમાણે ઠરાવ કરાવ્યો ને તેમાં શેઠ આ. ક. પેઢી ભાગ લેશે એવું વચન પણ તેના પ્રતિનિધિઓ પાસેથી લઇ લીધું. ને તે પ્રમાણેજ કાર્ય ધપાવ્યે રાખ્યું. આખરે તે બાંધી મુદતે કાર્ય કરી બતાવ્યું. ખરેખર ! અંને રે૦ જ૦ સે૦ સાહેબો નામે રા. મકનજી જે. મહેતા અને રા. મોહનલાલ બી. ઝવેરી આ અધિવેશનના યશના પ્રથમ અધિકારીઓ છે. તેમની સાથે બગલમાં ને બગલમાં રહી રા. મણિલાલ સુરજમલ ઝવેરીનો સહકાર ઓછો યશદાયી નથી, આ ઉપરાત બીજા લેખન શક્તિવાળા બંધુઓએ જે ગુપ્તપણે કાર્ય કર્યું છે તે પણ ઓછું મહત્વનું નથી.

આ અત્રસ્થની હકીકત પછી આપણા પ્રમુખ સાહેબનો ફાળો તપાસીશું. તેઓ અંગ્રેજી, બંગાલી, હિંદી ને ગુજરાતી એમ ચાર ભાષાના અભ્યાસી હતા. તેમની વિવેકશક્તિ અને દઢતા ઘણા ઉંચા પ્રકારની હતી. તુલના કરી વાતનું હાર્દ બધી બાજુથી લઇ નિર્ણય આપવામાં વધુ સમય લઇને પણ પોતાનું કાર્ય દઢતાથી અને સ્વતંત્રતાથી, લીધું હતું. પોતાનું ભાષણ અતિ ઉત્તમ, દલીલવાળું અને પ્રમાણ પુરઃસર મૂળની અંગ્રેજી ભાષામાં બરાબર વાંચી સંભળાવ્યું હતું ને તેમાં કરેલી ખરી વસ્તુસ્થિતિનો સ્ફોટ એટલો બધો સુન્દર અને અસરકારક હતો કે ગમે તે વિચારશીલના મગજને ધન્યવાદ આપવા પ્રેરિત કરે. મગજની શાંતિ સારી રીતે રાખી એક સાથે કલાકોના કલાક ચાલુ કાર્ય કરવાનો અભ્યાસ ન હોવા છતાં, તેમજ પોતાના શ્રીમંતાઇના જીવનને ઉચિત સુકુમારતા છતાં સદોદિત કામ કામ ને કામ રહે એવા આ પ્રમુખ તરીકેના વ્યવસાયને અડગ પુરૂષાર્થથી–ઉત્તમ રીતે નીભાવી રાખ્યો હતો. આ રીતે આ મહાકાર્યના યશમાં તેમની સહાયનું સ્થાન પણ મોટું હતું. શેઠ આ. ક.ની પેઢીના પ્રમુખ શેઠ કસ્તુરભાઇ લાલભાઇએ પોતાની સાથે તે પેઢીના બધા વહીવટદાર પ્રતિનિધિઓને લઇ તેમજ અમદાવાદના ગૃહસ્થોને આનંદથી યોજિત કરી શાંતિથી અને સાવધાનતાથી જે કાર્ય કર્યું હતું તે એકંદરે જરૂર સ્તુતિપાત્ર હતું. અમે તેમને જનરલ મંત્રીઓને અને મહાત્માજીના અર્પેલા લોકોત્સાહને મુબારકબાદી આપીએ છીએ; અંતે સ્વયંસેવકોની જહેમત પણ વીસારવા માંગતા નથી. તેને માટે તેમને શાબાશી આપી તેઓ નિઃસ્વાર્થપણે અને નિરાડંબરથી વિશેષને વિશેષ ઉપયોગી અને પોતાને ઉચિત કાર્ય કરવા પ્રેરાય એમ અમે ઇચ્છીશું.

## ૮શ્રીયુતબહાદુરસિંહજી અને શ્રીયુત કસ્તુરભાઇ.

કોન્ફરન્સના પ્રમુખ સાહેબ શ્રીયુત બહાદુરસિંહજીએ પોતાના મુખ્ય વ્યાખ્યાનમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના સંબંધમાં ઘણા સ્પષ્ટ શબ્દોમાં પુનર્વ્યવસ્થાની વાત હાથમાં લેતાં પોતાનું સ્વતંત્ર વ્યક્તવ્ય અને મંતવ્ય જણાવ્યું છે.

'મને ભય છે કે તેનું હાલનું ધોરણ કોમને સંતોષ આપી શકશે નહિ, અને તેથી એ સ્વીકારાશે કે સમય એવો જરૂર આવ્યો છે કે જ્યારે સામુદાયિક હક્કો અને

દાવાઓ, વિશેષ સારી અને અસરકારક રીતે સાચવવા માટે તદ્દન આવશ્યક છે કે આપણા કાણુ, સામુદાયિક વહિવટ, તેમજ વહીવટદાર પ્રતિનિધિઓ સંબંધી તદ્દન પુનઃ બંધારણુ કરવું ઘટે કે જેથી તેના બંધારણમાં હાલ છે તે કરતાં વધુ પ્રમાણમાં કોમનું પ્રતિનિધિ તત્ત્વ આવે અને એવી કલમ નાંખવી કે આ પ્રતિનિધિઓ કોમની સાથે સીધા અને તાત્કાલિક સંબંધમાં આવે.'

આ અને બીજા વક્તવ્યથી શેઠ આણંદજી કલ્યાણજીના વિદ્વાન્ અને શ્રીમાન્ પ્રમુખ શ્રીયુત કસ્તુરભાઇને ખાસ ખુલાસો કરવાની જરૂર જણાતાં તેમણે તેની તક તેના ત્રીજે દિવસે પ્રમુખ" સાહેબ શ્રીયુત બહાદુરસિંહજીની રજા આખરે મેળવીને લીધી ને જણાવ્યું કેઃ—

"પ્રમુખ સાહેબના શરૂઆતના ભાષણમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી બાબતમાં ટુંક વીવેચન કરવામાં આવ્યું હતું તેમાં કંઈક ગેરસમજુત હોય તેવું જણાયાથી અને તેનો ખુલાસો કરવાની આવશ્યકતાથી હું આપની સમક્ષ ઉભો થયો છું. જેમ પ્રમુખ સાહેબે કહ્યું તેમ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તે સકળ ભારત વર્ષના શ્વેતામ્બર જઇનોના પ્રતિનિધિઓની બનેલી છે અને તે પેઢીનો ઉદેશ કોમના તીર્થના રક્ષણ કરવાનો છે. છેલ્લા સાડાત્રણસો વર્ષથી આ કામ તે પેઢીના પ્રતિનિધિઓ કરતા આવ્યા છે અને કરે જશે. તે કેવા સંગીન બંધારણ ઉપર રચાયલી છે અને કોમનો કેટલો વિશ્વાસ ભોગવે છે તે તેના આટલા પુરાણા અસ્તિત્વ ઉપરથી અને આજે પણ શ્રી શત્રુંજય સંબંધી જે કામ તેના પ્રતિનિધિઓ બજાવી રહ્યા છે, તેમને જે ટેકો સમુદાય તરફથી આપવામાં આવી રહ્યો છે, તે ઉપરથી સહજ સમજી શકાશે. દર પાંચ દશ વર્ષને આંતરે બંધારણ ફેરવવું તે ઇચ્છવા યોગ્ય નથી. આપ સૌની જાણમાં છે તેમ શેઠ આણંદજી કલ્યાણજીનું છેલ્લું બંધારણ ૧૯૧૨ ની સાલમાં બારસો ગામના ઠરાવોથી અને હીંદુસ્તાનના સકલ સંઘની સભા બોલાવી કરવામાં આવ્યું છે. વળી વધુમાં જણાવીશ કે શત્રુંજય સંબંધમાં જે પચાસ હજાર સહીઓ સાથેનું 'મેમોરીયલ' વાઈસરોય સાહેબ આગળ મોકલવામાં આવ્યું હતું અને તે કાર્યમાં આણંદજી કલ્યાણને જે ટેકો આપવામાં આવ્યો હતો તે બતાવી આપે છે કે તે પેઢી સકલ કોમનો વિશ્વાસ ભોગવે છે.

બીજું એમ કહેવામાં આવે છે કે આણંદજી કલ્યાણજી તરફથી પુરતું સાહિત્ય બાહાર પાડવામાં આવતું નથી તો મ્હારે જણાવવું જોઇએ કે આજ સુધીમાં શ્રી શત્રુંજયની બાબતમાં કોમની જાણ માટે જરૂરનો એક પણ કાગળ એવો નથી કે જે કોમ આગળ રજુ કરવામાં આવ્યો નથી. હું કબુલ કરું છું કે આ સાહિત્ય બાળબોધમાં બાહેર ન પડવાથી કેટલાક ભાઇઓને આપણા હક સમજવા મુશ્કેલ થયા છે. પણ હું આપને ખાત્રી આપું છું કે હવેથી દરેક જરૂરી સાહિત્ય બાળબોધ, ગુજરાતી તેમજ ઇંગ્રેજીમાં પ્રગટ કરવામાં આવશે.

**શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અમદાવાદીઓની બનેલી છે, એમ માનવાનું નથી. તે સકળ જૈનોની બનેલી છે. તેનું કામ જૈનોના તીરથોનું રક્ષણ કરવાનું છે. પેઢીના પ્રતીનિધિઓ એ કામ કરે છે. જો કંઈ ખામી હોય અને તમે સુચના કરશો તો અમે તે પર લક્ષ આપીશું."**

આ પછી શ્રીયુત બહાદુરસિંહજીએ જણાવ્યું હતું કેઃ—

In my presidential address I made some observations regarding Seth A. K. but after *hearing from* Seth Kasturbhai Lalbhai that they have done all that was possible for them under the peculiar circumstances in which they were working and on their giving us an assurance that they will be only too pleased to give proper and greater publicity to the stages and progress of the work in view of public feeling; they have our support in all that they are doing at present on our behalf in this matter. Now I hope that there will be no misunderstanding and Seth A. K. shall have our fullest confidence and every support in the work they are doing.

—મારા પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં મેં શેઠ આણંદજી કલ્યાણજીના સંબંધમાં કેટલીક નુકતેચીની કરી, પણ શેઠ કસ્તુરભાઇ લાલભાઇથી એમ કહેવામાં આવ્યું કે જે વિલક્ષણ સંજોગોમાં તેઓ કાર્ય કર્યે જાય છે તે સંજોગોમાં જે કંઇ તેમને માટે શક્ય હતું તે બધુ તેમણે કર્યું છે; આ સાંભળ્યા પછી અને તેઓ જાહેર લાગણીને ધ્યાનમાં લઈ કામકાજની ક્રમિક અવસ્થાઓ તેમજ પ્રગતિને યોગ્ય અને હજુ વિશેષ પ્રગટ કરી જાહેરમાં મૂકશે તે જાતની તેઓએ આપણને ખાત્રી આપી છે તેથી તેઓ અત્યારે

આ સંબંધમાં આપણા વતી જે કરે છે તે સર્વમાં આપણો તેમને ટેકો છે. હવે હું આશા રાખું છું કે કંઇ ગેરસમજૂતી રહેશે નહિ અને શેઠ આણંદજી કલ્યાણજીને આપણો સંપૂર્ણ વિશ્વાસ અને દરેક જાતનો ટેકો તેઓ જે કરે છે તેમાં રહેશે.

આ રીતે ખુલાસો અને તેનો ઉત્તર થતાં ક્ષોભ દૂર થઇ વાતાવરણ વધારે નિર્મળ બન્યું હતું. આમ થવામાં શ્રીયુત મણિલાલ કોઠારીની જહેમત પણ ખાસ સ્મરણીય છે.

૯. **જૈન સ્વયંસેવક સંમેલન**—આ મથાળા હેઠળ અમે ગત ફાગણના અંકમાં તેની જરૂર, તેનો કાર્યપ્રદેશ અને તેની કાર્યપદ્ધતિ સંબંધી ઉદ્‌ગાર કાઢયા હતા અને તે, કાર્યમાં પરિણત આ મહાસભાના પ્રસંગેજ પામ્યું છે જાણી આનંદ થાય છે. તેમાં ભાગ લેનાર સ્વયંસેવક મંડળો આઠેક ગામનાં હતાં. વિશેષે કરી ભાગ લેવામાં મુંબઇના સ્વયંસેવકો હતા ને સાથે સાથે બીજા મુંબઇના ગૃહસ્થોને નોતર્યા હતા. આને 'અખિલ ભારતીય જૈન સ્વયંસેવક પરિષદ્' એવું મહા નામ આપવામાં વિશિષ્ટતા હતી નહિ; મોટાં મોટાં નામ આપવાથી કંઇ સરતું નથી પણ ઘણી વખત કાર્યમાં ક્ષતિ, અને ઉણપ આવે છે અને મૂલસ્વરૂપ ભૂલાઇ જતાં આડંબર, અને ભભકામાં તણાઈ જવાય છે. નામ પાછળ કાર્ય ન હોય તો તે નામ નકામું છે. એક પરદેશી કહેવત છે કે ગુલાબ છે તેને ગુલાબ એ નામ ન આપ્યું હોય છતાં તેની સુગંધ કંઇ જતી રહેતી નથી.

અમે ફાગણના અંકમાં દોરેલ કાર્યપ્રદેશ અને કાર્યપદ્ધતિ પ્રમાણે અનુસરવામાં આવે અને સાદાઇથી કાર્ય કરવા પ્રત્યેજ લક્ષ આપવામાં આવે તો સમાજની સેવાના જબરા અંગભૂત થઇ શકાય તેમ છે ને સરવાળે દેશના હિતમાં સારો ફાળો આપી શકાય તેમ છે. સારા ઠરાવો કરવા એ સારૂં છે, પણું તે ઠરાવો પ્રમાણે વર્તનથી કરી બતાવવું એ તેથી વધારે સારૂં છે યા તેજ ખરી રીતે સારૂં છે.

પ્રમુખ તરીકે શેઠ અમૃતલાલ કાળીદાસની નીમણુક ઘણી યોગ્ય થઇ હતી. તેમણે પોતાના ભાષણમાં સેવા ગુણો અને સેવાનાં કાર્યોનો લાગણીવાળા શબ્દોમાં સારો ખ્યાલ આપ્યો હતો. તેમાં કરવાનાં ઠરાવો ઘડવા માટે નિમેલી સમિતિએ ઘડી આપ્યા હતા અને તે વિધવિધ સ્વરૂપમાં, અને કેટલાક ઠરાવો આ પરિષદ્‌માં કરવામાં આવ્યા છે તે વિચારવા યોગ્ય છે, (૧) દરેક ગામમાં સેવા-મંડળો સ્થાપવા (૨) વ્યાયામશાળાઓ ઉઘાડવી (૩) તાલીમ માટેનું સાહિત્ય ઉત્પન્ન કરી તેનો પ્રચાર (૪) શેઠ આણંદજી કલ્યાણજીમાં સંપૂર્ણ વિશ્વાસ અને સર્વ શક્તિઓનો ટેકો. અને (૫) પછી શ્રી જૈન શ્વે. કોન્ફરન્સને અભિનંદન અને તેના દરેક કાર્યમાં ફાળો આપવો (૬) મી. વૉટ્સનના ચુકાદા સામે વિરોધ (૭) તે ફેરવવા માટે સંજોગવશાત્ સત્યાગ્રહનો પ્રસંગ આવે તો તે માટે ધર્મપ્રિય બંધુઓને ભલામણ ને તે માટે પગલાં લેવા પોતાની કાર્યવાહક સમિતિને સત્તા. અને (૮) પોતાનું બંધારણ નક્કી કરવું.—ક્યાં કરવું, કેવી રીતે કરવું તેનો તેમાં નિર્દેશ નથી. કાર્યવાહક સમિતિને સત્યાગ્રહ માટે સત્તા આપી, હવે તે સમિતિ પોતાનું પાકું બંધારણ કરી દરેક ઠરાવો પાર પાડવા કટીબદ્ધ થશે.

આ રીતે ઠરાવો થયા છે તે પ્રમાણે કાર્ય કરવાનું 'પરિષદ્' હવે પછી ધ્યાનમાં રાખે તે અનુસાર જે જે કાર્યવાહી થાય તે બહાર પડતું રહે, જૂદે જૂદે સ્થાને સેવા મંડળો, અખાડાઓ સ્થપાય, તાલીમ તરતજ અપાય ને લેવાય એમ અમે પ્રચ્છીશું.

૧૦. **જૈન મહિલા સંમેલન**—મુંબઇની જૈન મહિલા સમાજના અતિ ઉત્સાહી અને હૃદયનિષ્ઠ કાર્યવાહક શ્રીમતી ગં. સ્વ. મંગલા બ્હેનના પરિશ્રમથી કોન્ફરન્સના મંડપમાં મહિલાઓનું સંમેલન થયું હતું તેમાં પ્રમુખ તરીકે શેઠ હીરાલાલ અમૃતલાલ શાહ બી. એ. ના ધર્મપત્ની અ. સૌ. મોંઘી બ્હેને (રા. મોતીચંદ ગિ. કાપડિયાના બ્હેને) અતિ મનનીય ભાષણ આપ્યું હતું, અને મિ. વૉટ્સનના ચુકાદાનો વિરોધ, તે ચુકાદો દૂર થાય ત્યાં સુધી યાત્રા ત્યાગ વગેરે ઠરાવો કર્યા હતા. પુરૂષો કરતાં વિશેષ

ભક્તિ અને હૃદયભાવનાવાળી સ્ત્રીઓ કુદરતી રીતે છે; તે બ્હેનો તીર્થની યાત્રાનો ઠરાવ કરે અને તીર્થની લડતમાં તે રીતે સામેલ થાય, એ કંઇ જેવી તેવી બીના નથી. શ્રીયુત જયકર બેરિસ્ટરે કોન્ફરન્સના મંડપમાં કહ્યું હતું કે 'સ્ત્રીઓની આટલી મોટી હાજરી હું આજેજ જોઉં છું. તે તમારી ફતેહની આગાહી છે' તે પ્રમાણે ફત્તેહ થાઓ એ અભ્યર્થના.

## ૧૧. કચ્છી ભાઇઓ.

મુંબઇમાં વીશા ઓસવાળ અને દશા ઓશવાળ વણિકજ્ઞાતિના શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનો ઘણા વસે છે. તે બંનેનાં મહાજનો છે. તે દરેક મહાજનનાં બંધારણ છે અને દરેક પાસે મંદિરોનો વહીવટ, વાડી, ફંડો વગેરે છે. મોટો ભાગ વ્યાપારનો વ્યવસાય કરે છે. કચ્છીભાઇઓ સમસ્ત ભારતદેશમાં વિખરાયેલા છે અને એવો એક પણ પ્રદેશ નહિ હોય કે ત્યાં તેઓ ન મળી આવે; એટલે કે તે હિંદના 'સ્કોચ' છે એમ સ્વ. વીરચંદ રાઘવજીએ કચ્છી ભાઇઓ સમક્ષ વિલાયતથી પાછા ફરી ભાષણ કરતાં જણાવ્યું હતું તે યથાર્થ છે. તેઓ પોતાના ધંધામાં મગ્ન હોવા છતાં પણ જાહેર જીવનમાં ધીમે ધીમે ભાગ લેતા આવ્યા છે ને તે લેતા રહેશે એવું સ્પષ્ટ જણાય છે.

કોન્ફરન્સમાં તે ભાઇઓએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી. સ્વાગત સમિતિના પ્રમુખ કચ્છી વીસા ઓસવાળ જ્ઞાતિના એક આગેવાન નામે શેઠ રવજી સોજપાળ હતા ને તે સમિતિના સભ્યો પૈકી કચ્છી ભાઇઓની સારી સંખ્યા હતી. તેઓએ આ મહાસંસ્થાની ઉપયોગિતા લક્ષમાં રાખી તેના દરેક કાર્યમાં રસ લીધો હતો. કચ્છી જૈન સ્વયંસેવકોએ પોતાની સેવા આપી હતી. અધિવેશન પૂરૂં થયા પછી તુરતજ શેઠ રવજીભાઇએ પોતાની જ્ઞાતિની વાડીમાં પ્રમુખ સાહેબ, કોન્ફરન્સના કાર્યવાહકો, પ્રતિનિધિઓ, સ્વયંસેવકોને સુંદર ભોજન માટે નિમંત્રણ આપ્યું હતું. તેમાં બધાઓએ અતિ પ્રેમપૂર્વક ભાગ લીધો હતો. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખસાહેબ શેઠ કસ્તુરભાઇ લાલભાઇ તથા બીજા વહીવટદાર પ્રતિનિધિઓની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી. જમણબાદ થયેલ મેળાવડામાં શેઠ કસ્તૂરભાઇએ અધ્યક્ષસ્થાન લીધું હતું; અને તેથી બતાવી આપ્યું હતું કે આપણે બધા એક છીએ. અમદાવાદી, સૂરતી, કાઠિયાવાડી કે કચ્છી ભાઇઓ પોતાના પ્રાંતિક પ્રદેશથી ઓળખાય છે, પણ જૈનો તરીકે તો બધા એક છે, પહેલાં હિંદી; પછી જૈન અને પછી બીજા વિભાગવાળા—એજ ક્રમ રાખવાથી દેશની, સંઘની, અને કોમની પ્રગતિ એકી સાથે સાધી શકાશે. આ મેળાવડામાં ડા. પુનશીભાઇએ સહેજ ઉલ્લેખ કર્યો હતો કે પાલિતાણાની નવકારસીમાં જે રીતભાત કચ્છી ભાઇઓને અલગ રાખવાની રાખવામાં આવે છે તે દૂર થવી જોઇએ.

આ થયા પછી કચ્છી દશા ઓસવાલ જૈન મહાજને પણ ભોજન પોતાની વાડીમાં કરી બધાને નોતર્યા હતા, અને મેળાવડો કરી કૉન્ફરન્સના પ્રમુખ, સ્વાગત સમિતિના પ્રમુખને પોતાની તરફથી ચાંદીના દાબડામાં માનપત્ર આપ્યાં હતાં ને તે વખતે કચ્છી જૈન સ્વયંસેવક તરફથી જૈન સ્વયંસેવક સંમેલનના પ્રમુખ ને તેની સ્વાગત સમિતિના પ્રમુખને તેજ પ્રમાણે માનપત્ર અપાયાં હતાં. આ પ્રમાણે કચ્છીઓ અન્ય જૈનો સાથે એક છે ને જૂદા નથી, અન્ય જૈનો કચ્છીઓ સાથેજ છે ને જૂદા નથી એની પ્રતીતિ સર્વને થઇ. 'અમે ને આપ નહિ જૂદા, હૃદય ખોટું જુદાઇ જયાં.' એનો સાક્ષાત્કાર સર્વ સ્થળે થવોજ ઘટે અને એમ થયેજ આખી જૈન સમાજનું સંગઠન થશે.

આ રીતે મેળાવડા–મિલાપ સભાઓ, સહપ્રીતિભોજન થયાં, અને બહાર જણાતી જુદાઇઓ ગળી ગઇ–પીગળી ગઇ, ને તેનું નામ નિશાન ન રહ્યું અને એ વખત પણ સમીપ છે કે પાલીતાણાની નવકારસીમાં પણ કચ્છી ભાઇઓને સ્થાન મળશેજ–મળવુંજ ઘટે. પહેલાંની સ્થિતિ બદલાઇ છે. હાલ ગૂજરાતી જૈનોની સંસ્કૃતિ કચ્છી જૈનોની સંસ્કૃતિ છે. બંનેમાં જ્ઞાનનો પ્રસાર થયો છે, સારી રીતભાતો છે. આચાર વિચાર એક થયા છે; માટે કોઇપણ સમાજને હાનિકારક, એવી ભિન્નતા ન રહેવી જોઇએ.

આ વખતે ગત જાન્યુઆરી માસમાં એક મુનિશ્રીએ મુંબઇના કેટલાક સંભાવિત ગૃહસ્થોપર એક પત્ર લખ્યો હતો તેમાંથી ઉપયોગી ભાગ અત્ર મૂકવા લલચાઇએ છીએઃ—

'આજે આપણે ભારે કસોટીમાંથી પસાર થઇ રહ્યા છીએ. જ્યાં જ્યાં નજર પહોંચે છે ત્યાં ત્યાં પક્ષ, ભેદ અને આગ્રહ સિવાય બીજી કોઈ વસ્તુ દેખાતી નથી. બીજી તરફ અંદર અંદર લડી મરતા અહંભાવથી ધ્રુજતાં કીડીઓને, જેમ કાગડો ચાંચમાં લઈ ઉડી જાય તેમ આપણે એક પછી એક આપણા હક્ક અને અધિકાર ગુમાવતા જઈએ છીએ. બીજા અધિકારની વાત તો એક કોરે રહી. આવા અનૈક્ય અને ઈર્ષા-દ્વેષવાળા સંજોગોમાં આપણને જીવવાનો અધિકાર રહે કે કેમ એ પણ એક સમસ્યા છે. જે સમાજને પોતાનું કોઇ સંગઠન નથી, જેમને પોતાના સ્વતંત્ર વિચાર, શ્રદ્ધા કે અર્પણતા જેવી વસ્તુ નથી અને જેમને નભાવી લેવા સિવાય બીજો કોઈ સિદ્ધાંત નથી તે સમાજ જુની સદીઓમાં જીવતો રહ્યો હોય તો પણ આ વીસમી સદીમાં જીવવાનો હક્ક ન મેળવી શકે.''

આ પછી તે પત્રમાં મુંબઇના સંઘનું કેમ સંગઠન થાય એ બાબતના વિચાર અને કાર્યપદ્ધતિ સૂચવેલ છે, અને પછી છેવટે શત્રુંજય સંબંધી વિચારો જણાવ્યા છે કેઃ—

'શ્રી સિદ્ધક્ષેત્ર-શત્રુંજય તેમજ એવાં બીજાં તીર્થો સંબંધી ઝઘડાનો જો કંસેહમંદી સાથે કાયમી નીકાલ લાવવો હોય તો મેં ઉપર કહ્યું તેવા કોઈ સંગઠન સિવાય ન બની શકે. આપણે પોતેજ વહેંચાઈ ગયા હોઇએ તો કોઈ ત્રીજી સત્તાના પ્રપંચ સામે શી રીતે આત્મરક્ષણ કરી શકીએ ? શ્રી શત્રુંજયના મામલામાં આપણા પક્ષભેદનો લાભ કોઈ ન લે અને આપણા સંઘને માથે કાયમને માટે કાળી ટીલી ન આવે તે બધું આપણે પોતે અત્યારથી જ જોઇ લેવું પડશે. મુસદીઓ અનેક પ્રકારની ખટપટો-પ્રપંચો વિગેરે વડે આપણને ચગદી નાખવા કમર કસશે. તે વખતે આપણે જો એકત્ર થઇ જડબાતોડ જવાબ ન વાળીએ તો આપણો અધઃપાત થતો પણ શી રીતે નીવારે ? એટલાજ માટે હું તમને સૌને સુગઠિત થઈ આજના સળગતા સવાલો વિષે એક દીલથી કામ કરવાનો આગ્રહ કરી રહ્યો છું.'

કચ્છી ભાઇઓમાં શેઠ આ. ક. પેઢીએ કૉન્ફરન્સનું અધિવેશન જે તારીખે ભરવાનું અગાઉથી નક્કી થયું હતું, તે છતાં તે તારીખ પહેલાં પોતાની સભા ભરી તેથી એવી લાગણી ઉત્પન્ન થઈ હતી કે આ કૉન્ફરન્સની હીલચાલને નબળી પાડવા માટેનો જાણીબુજીને થયેલો પ્રયત્ન છે અને તે વિચારે દશા ઓસવાળના મહાજને પણ ઠરાવ કર્યો હતો કે તે સભા કૉન્ફરન્સની તારીખ પછી ભરવી, નહિતો તે સભામાં થયેલ ઠરાવો તેમને માન્ય નથી. આમ સ્થિતિ છતાં શેઠ આ. ક. ની સભા ભરાણી, ને પછી શેઠ આ. ક. ના પ્રતિનિધિઓએ કૉન્ફરન્સમાં પણ ભાગ લીધો ને કચ્છીઓના પ્રીતિભોજનમાં સામેલ થયા. આથી આ કચ્છી ભાઇઓ પોતાની સરલતાથી જોઈ શક્યા કે સંગઠિત થવામાં અનુકૂળતા છે, ને જેને વિરોધી ધારતા હતા તે વિરોધી નથી, તેથી શેઠ આ. ક. ની સભામાં ૧૫ મી આગસ્ટને શોકદિન તરીકે પાળવાનો ઠરાવ હતો તે ઠરાવને મજકુર દશા ઓસવાળના મહાજનેજ સભા મેળવી ટેકો આપી તેનો ઠરાવ કરી બરાબર પાળ્યો હતો. કચ્છી ભાઇઓ જૈન શ્વે. કૉન્ફરન્સમાં, આણંદજી કલ્યાણની પેઢીમાં તથા અન્ય સમાજની ઉપયોગી સંસ્થામાં સક્રિય અને હૃદયથી ભાગ લે, સહકાર આપે અને મેળવે તો તેથી તેમને તેમજ સમગ્ર સમાજને અનેક લાભો થશે એવું તેઓ હંમેશાં લક્ષમાં રાખશે એમ અમે ઇચ્છીએ છીએ.

## ૧૨ 'જૈન યુગ'નું નવું વર્ષ.

આ પત્ર આ બારમો અંક સમાપ્ત કરી એક વર્ષ પોતાનું પૂર્ણ કરે છે. તેણે તેના લગભગ સાડાપાંચસો પૃષ્ઠનું વાંચન પૂરૂં પાડ્યું છે અને તેમાં પોતાનાથી બની શકે તેટલા શ્રી કૉન્ફરન્સના સંબંધી, તેના કાર્યપ્રચાર સંબંધી, તેમજ ખાસ કરી પ્રાચીન સાહિત્ય-, કાવ્ય, ઇતિહાસાદિ સંબંધી તેમજ સમાજના ધાર્મિક સામાજિક પ્રશ્નો સંબંધી લેખો આપવામાં આવ્યા છે તેથી સમાજને કેટલો લાભ થયો છે, તેનો આંક કાઢવાનું સુજ્ઞ વાચકો પર છોડીએ છીએ. લવાજમ માત્ર નામનું વાર્ષિક બે રૂપીઆ છે કે જેમાં પોસ્ટેજના ચારથી આઠ આ-

નાનો સમાવેશ થઇ જાય છે. આટલા વાર્ષિક લવાજમમાં આટલું બધું વાંચન પૂરૂં પાડનારૂં જૈન આલમમાં એક પણ પત્ર નથી. વિશેષમાં 'જૈનયુગ'ના ખાસ અંક નામે શ્રી મહાવીરજયંતી અંક ગત ચૈત્ર માસમાં અને આ 'કૉન્ફરન્સ અંક' આ માસમાં દળદાર આપવામાં આવ્યા છે.

હવે પછીની કારકીર્દિમાં વિશેષ વિશેષ બાબતો આપવાની ઇચ્છા છે. જૂનું કાવ્યસાહિત્ય, જૂનો ઇતિહાસ, શ્રી શત્રુંજય પ્રચારકાર્યનું સાહિત્ય, આદિ અનેક મહત્વની અને સંગ્રહ કરવા લાયક હકીકતોવાળા લેખો આવશે. ભાદ્રપદને આસો માસના અંકોમાં શ્રી મહાવીર નિર્વાણ જયંતી અંક રૂપી ખાસ અંક આપવાનો વિચાર છે. પછી સાહિત્ય અંક આપવાનો વિચાર છે હિન્દી ભાષામાં પણ લેખો આપી હિંદીભાષીઓ જૈનો માટે વાંચન પણ પૂરૂં પાડવું ઘટે તે માટે તેવા લેખોનો પ્રચાર કરવાનો છે. પુસ્તકોની સમાલોચના આ વર્ષમાં જેટલી જોઇએ તેટલી થઇ શકી નથી તે માટે ક્ષમા યાચીએ છીએ. હવે વિશેષ પ્રમાણમાં આપવાની ઇચ્છા છે. એમ અનેક વિધવિધ વાનીઓ પીરસવાનો મનોરથ છે. આ મનોરથ સિદ્ધ કરવા માટે તંત્રી તનતોડ મહેનત કરવા ઉદ્યુક્ત રહેશે, પણ તે સાથે કૉન્ફરન્સ દેવી કે જેના આશ્રયથી આ પત્ર નીકળે છે તેને પણ દ્રવ્યસહાય વાચકોએ આપવીજ પડશે. આથી હવે વાર્ષિક લવાજમ ૪ રૂ. રાખીએ તોપણ ઓછું છે, છતાં અત્યાર સુધીની આ પત્રની સેવા ધ્યાનમાં લેતાં તેમજ હવે પછીના મનોરથો વિચારતાં તેમજ વાચકોપર વધુ દબાણ ન કરવાના આશયથી જો વાર્ષિક લવાજમ રૂ. ત્રણ રાખવામાં આવે તો સુયોગ્ય થશે, તેથી વાર્ષિક લવાજમ હવે નવા વરસથી રૂ. ત્રણ રાખવામાં આવ્યું છે. ગ્રાહકો તે પ્રમાણે સ્વીકારી બીજા વર્ષનું વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ મનીઑર્ડરથી જૈન શ્વે. કૉન્ફરન્સ ઑફીસ, ૨૦ પાયધુની, મુંબઇ એ સરનામે મોકલી આપવા કૃપા કરશે એમ તેના રેસિડંટ જનરલ સેક્રેટરીઓનાં કહેવાથી અત્ર વિનતિ કરવામાં આવે છે. વી. પી. કરવામાં અનેક મુશ્કેલીઓ છે અને તેથી ગ્રાહક તેમજ ઑફીસ બંનેને નુકશાન છે અને પોસ્ટ ઑફીસને ફાયદો છે તો વી.પી. કરવાની ફરજમાંથી કૉન્ફરન્સ ઑફીસને ગ્રાહકો મુક્ત કરશે.

વાચકોને આ વર્ષ પુરૂં થતાં અને આ પત્રનો નવીન વર્ષનો આરંભ ભાદ્રપદ માસમાં-'સંવત્સરી' પર્વવાળા માસમાં થતાં અમો 'તંત્રી' તરીકે ક્ષમાપના નીચેના શબ્દોમાં યાચીએ છીએઃ—

'અત્ર ક્ષણપર્યન્ત તમ પ્રત્યે કોઇપણ પ્રકારે પૂર્વાદિકાળને વિષે મન વચન કાયાના યોગથી જે જે અપરાધાદિ કાંઈ થયા હોય તે સર્વ અત્યંત આત્મ ભાવેથી વિસ્મરણ કરી ક્ષમા ઇચ્છીએ છીએ. હવે પછીના કોઇપણ કાળને વિષે તમ પ્રત્યે તે પ્રકાર થવો અસંભવિત થાય એવા પ્રયત્નશીલ રહીશું, તેમ છતાં પણ કોઇક અનુપયોગ ભાવે દેહપર્યંતને વિષે તે પ્રકારોચિત થાય તો તે વિષે પણ અત્ર અત્યંત નમ્રપરિણામે ક્ષમા ઇચ્છીએ છીએ અને તે ક્ષમારૂપ ભાવ આ પત્રને વિચારતાં વારંવાર ચિંતવી તમે પણ તે સર્વ પ્રકાર અમપ્રત્યેના પૂર્વકાળના વિસ્મરણ કરવાને યોગ્ય છે.'

## ૧૩ હવે શું?

એક ભાઇ પાટણથી લખે છે કે 'કૉન્ફરન્સના કાર્યથી પરવારી સહુ સહુના જીવન નિર્વાહની ફીકરમાં કામ પડીજ રહેશે ને આનંદજી કલ્યાણજીના કારભારી શેઠીઆઓ કરશે એમ માની કોમને શાંતીમાં ઉંઘાડશો-એવું બધું બન્યું છે'—આ ઉદ્ગાર લાગણીવાળા છે અને તેજ પ્રમાણે સાચ થાય તો કોમની પ્રગતિ નથીજ. કૉન્ફરન્સનું અધિવેશન થઇ ગયું, આણંદજી કલ્યાણજીની સભા તે પહેલાં મળી ગઇ. તે સભાના એક ઠરાવ પ્રમાણે ૧૫ મી ઑગસ્ટનો શોક દિન આખા વર્ષમાં ઠેકઠેકાણે પાળવામાં આવ્યો તે છતાં 'હવે શું?' એવો સવાલ જ્યાં ત્યાં પૂછવામાં આવે છે. આના જવાબમાં સાધુ વસવાણી કહે છે તેમ.

'પણ તે ચુકાદાને ભુંસવાનો એકજ માર્ગ મને સુઝે છે. **તમે તમારી તાકાત ખીલવો.** હું પ્રાર્થું છું કે પરમાત્મા તમારામાં એ તાકાત ખીલવે! જૈન સમાજમાં તાકાત છે એ હું જાણું છું પણ તે તાકાત તો આજે કેદખાનામાં પડી મુંઝાઈ રહી છે. એને બહાર આણો અને

તમારા ઇતિહાસને નવા રંગથી ભરી દો. મેં હિંદના ઇતિહાસનો થોડો પણ અભ્યાસ કર્યો છે. જ્યારે હું ઇતિહાસનું દફતર ખોલું છું, જ્યારે હું ઇતિહાસનું શાસ્ત્ર ઉકેલું છું, ત્યારે હું તેમાંથી એકજ અવાજ ઉઠતો સાંભળું છું. એ અવાજ કહે છે કે—"કોઇ પણ ધર્મ, કોઇ પણ સંપ્રદાય, કોઈ પણ રાષ્ટ્ર પોતાના બળ વિના ઉદ્ધાર ન મેળવી શકે." હું જે ઇતિહાસનો અવાજ નિરંતર સાંભળું છું. તેજ અવાજ આપની પાસે ધરી કહેવા માગું છું કે તમે તમારી આચ્છાદિત થયેલી શક્તિઓને જાગ્રત કરો અને તમારી તાકાતથી તમારા ન્યાય્ય હક્ક પ્રાપ્ત કરો. આત્મભોગ એ શક્તિની જનની-માતા છે. આત્મભોગની વૃત્તિને ખીલવશો તો તાકાત સ્વયમેવ તમારા અંતરમાં આવી ઉભરાશે. તમારા નૌજુવાનો અને નેતાઓને પણ મારો એજ એક પેગામ છે!

ભગવાન્ મહાવીરનો પણ એજ પયગામ છે. તેમણે ઇંદ્ર જેવાએ આપવા માગેલી સહાયને ઠોકરે મારી આત્મબળથીજ ઉચ્ચતમ પદ પ્રાપ્ત કર્યું હતું. એ આત્મબળથીજ બંગાલી ભાઇઓએ બંગાળના ભાગલા રૂપી નિશ્ચિત વિધાન (settled fact) અનિશ્ચિત કરાવ્યું હતું. એજ આત્મબળથી શીખ અકાલીઓએ પોતાનાં પવિત્ર સ્થાનો સંબંધીના હક્કો મેળવ્યા છે. એજ આત્મબળથી આપણે જૈનો આપણા વ્યાજબી હક્કો મેળવી શકીશું.

હમણાં પ્રગટેલી જ્યોતને સ્નેહથી-તેલથી પૂરિત રાખી સતત્ પ્રજ્વલિત રાખો. દર માસે દરેક ગામમાં જાહેર સભા-સંઘસભા કરી યાત્રાત્યાગના માર્ગને દૃઢ નિશ્ચિત રાખી, તપસંયમ પાળી પ્રભુપ્રાર્થના કરો.

આપસ આપસના ઝઘડાઓ દૂર કરો. દીક્ષાના પ્રસગોથી કુટુંબોમાં કલુષિત અશાંતિ થતી હોય તે કાઢી નાખો. સંપ્રદાય સંપ્રદાય વચ્ચેનાં વેરોને તિલાંજલિ આપી સર્વ સંપ્રદાયોને સાથે લ્યો.

શ્વેતામ્બર-દિગંબરો પોતાની વચ્ચેના તીર્થવિષયક ઝઘડાઓ સમાધાનીથી દૂર કરી અરસ્પરસ સમજી જાઓ. બે વચ્ચે કોઈ પણ ત્રીજી સત્તાને ન નાંખો. ત્રીજી સત્તાપર બહુ મદાર બાંધવાથી શું પરિણામ આવ્યું છે તે પર વિચાર કરી તે મદાર કેટલો દગો દે તેવો છે તે સમજી જાઓ. નવા ઝઘડા કરતા અટકો.

આધ્યાત્મિક સ્વરૂપ પણ વ્યવહાર દૃષ્ટિથી અત્ર સમજવા જેવું છે. ૧૫-૮-૨૬ ના જૈનનો અગ્રલેખ 'બંધ સમે ચિત્ત ચેતીએ-ઉદયે શો સંતાપ' એ નામનો વિચારવા જેવો છે. તેમાં જણાવ્યું છે કે:-

'મી. વોટસનનો ચુકાદો આજે આપણને અન્યાયી લાગે છે, દરબારી સત્તાનું આક્રમણ આપણને આકસ્મિક લાગે છે, પણ અન્યાય અને આક્રમણની પાછળ આપણી કેટકેટલી નબળાઇઓ અને પ્રમાદનો પુંજ જામ્યો હતો, તેનો આપણે હીસાબ કરી જોયો છે? વોટસન સાહેબ તો એક માત્ર ચીણગારી નાખીનેજ આઘા ખસી ગયા છે. એ ચીણગારી જો કોઈ સબળ અથવા સાવચેત સમાજના આંગણામાં પડી હોત તો તે પોતાની મેળેજ પડી પડી ઓલવાઇ જાત.'........જુના કર્મબંધ પરિપાક પામી ઉદય આવે તે વખતે સંતાપ કરી બેસી રહેવાની શાસ્ત્રકારોએ ચોખ્ખી મનાઇ કરી છે. એ સંતાપમાંથી એવું બળ પેદા કરવું જોઈએ કે જે બળ આપણી સામેના મુખ્ય પ્રશ્નને તો શું, પણ તેની સાથે સંબંધ ધરાવતી અને આપણા જીવન સાથે જડાયેલી અનેકાનેક સમસ્યાઓનો પણ નીકાલ લાવવામાં એક સરસ સાધનરૂપ થાય.'

આ મનનીય અગ્રલેખની અંતે નીચે પ્રમાણે જે ઉદ્દગારો છે તેને અમે સંપૂર્ણ સહમત છીએ.

'નિર્બળોનો સંતાપ કદાચ આત્મવિનાશી હોય, પરંતુ સબલ પુરૂષો અને સબળ સંઘના સંતાપમાં પ્રગતિનાં ઘણા છુપાં બીજ રહેલાં હોય છે. આજે આપણે ગમે તેટલા વિરોધ વચ્ચે એકત્ર બની શકયા છીએ એજ બતાવી આપે છે કે આપણને સંતાપ માત્ર કાયરોના કાલાવાલા કે દુર્બળોના આર્ત્તનાદ સમો નથી, પણ એ પ્રસંગ એટલેથીજ પતી જવો ન જોઇએ. એક મ્હોટી આફત-ભૂતકાળની ન્હાની-મોટી અસંખ્ય ભૂલો-ભ્રાંતિઓ અને મૂઢતાઓના સમુચ્ચયરૂપ હોય છે એમ માની એ પ્રમાદ અને મૂઢતાને જડમૂળમાંથી ખોદી કાઢવા જોઇએ. પછી આપણને કોઇની પાસે દયા માગવા નહીં જવું પડે, કોઇની પાસે કૃપાની ભીક્ષા માગવા હાથ લંબાવવો નહીં પડે. પછી તો આપણે એક મરદને છાજે તેવા ગંભીરનાદથી કહી શકીશું કે 'કાંતો અમને ન્યાય આપો અને કાંતો અમને અમારૂં ભાવી અમારા પોતાના હાથથી ઘડી લેવા દો.' આપણા અગ્રસરો, ધર્માચાર્યો અને પ્રચારકો જૈન જાતિમાં આવડું જીવન જગાડી શકશે?'

પર્યુષણ પર્વ દિવસોમાં તેમજ બીજા દિવસોમાં

દરેક ધર્માચાર્ય અને ધર્મોપદેશક સાધુ સાધ્વી ઉપરનું રહસ્ય સમજાવી શકે, સંઘમાં રહેલ કલેશ–ઝઘડાને દૂર કરાવી શકે, અને પક્ષપક્ષ વચ્ચે, કુટુંબ કુટુંબ વચ્ચે, શ્રાવક શ્રાવક વચ્ચે પ્રેમભરી સમાધાની કરાવી શકે અને આત્મભોગના પાઠ, મરદાઇ–મનુષ્યત્વના પાઠ શીખવી શકે. તે સાથે સાથે પોતે પણ સંઘાડા સંઘાડાના, વિધિ વિધાનના, માનાપમાનના, આક્ષેપ અને વિચારની મારામારીના ભેદો અને ઉપભેદો ભૂલી જઈ પોતાનું એકત્રિત સંમેલન પ્રેમપૂર્વક કરે અને શ્રી મહાવીરના સાચા વીર ઉપાસક બને. સંગઠન અને આંદોલન, ત્યાગ અને સંયમ, આત્મભોગ અને આત્માર્પણ–એજ જીવનસૂત્રો સૌમાં બની રહો એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના. એમ થયેજ લૉર્ડ કર્ઝન જેમ ભારતનો ઉદ્ધારક બન્યો, તે રીતે મી. વૉટ્સન જૈન સમાજનો ઉદ્ધારક બનશે.

---

## શાન્તિનો માર્ગ.

'આ પ્રવૃત્તિવ્યવહાર એવો છે કે જેમાં વૃત્તિનું યથાશાન્તપણું રાખવું એ અસંભવિત જેવું છે. કોઈ વિરલા જ્ઞાની એમાં શાન્તસ્વરૂપ નૈષ્ઠિક રહી શકતા હોય એટલું બહુ દુર્ઘટતાથી બને એવું છે; તેમાં અલ્પ અથવા સામાન્ય મુમુક્ષુ વૃત્તિના જીવો શાન્ત રહી શકે, સ્વરૂપ નૈષ્ઠિક રહી શકે. એમાં યથારૂપ નહિ પણ અમુક અંશે થવાને અર્થેજ કલ્યાણરૂપ અવલંબનની અવશ્યતા છે. તે સમન્તવવા પ્રતીત થવા અને અમુક સ્વભાવથી આત્મામાં સ્થિત થવા કઠણ છે. જો તેવો કોઈ યોગ બને તો જીવ શુદ્ધ નૈષ્ઠિક થાય તો શાન્તિનો માર્ગ પ્રાપ્ત થાય. પ્રમત્ત સ્વભાવનો જય કરવાને અર્થે પ્રયત્ન કરવો યોગ્ય છે. આ સંસાર રણભૂમિકામાં દુષમ કાળરૂપ ગ્રીષ્મના ઉદયનો યોગ ન વેદે એવી સ્થિતિના વિરલજ જીવો અભ્યાસ કરે છે.'

---

## ત્રણ મહામાર્ગ.

'હિન્દુસ્થાન એ યોગવિદ્યાની ભૂમિ છે. હિન્દુ તત્ત્વજ્ઞાનીઓએ મનુષ્ય સ્વભાવની ત્રણ મહાન્ વૃત્તિઓને અનુકૂળ ત્રણ મહાન્ પંથ બતાવ્યા છે. એક જ્ઞાનયોગ. કેટલાક જીવાત્મા જ્ઞાનપ્રધાન હોય છે. જાણવું શોધવું અને તેનો બોધ બીજાને આપવો આ લક્ષણ જ્ઞાનપ્રધાન જીવાત્મામાં આપણે જોઇએ છીએ.

પ્રેમ અને પ્રેમ ઉચ્ચ વસ્તુપર ઠેરવેલો હોય–જેને આપણે સામાન્ય રીતે ભક્તિ કહીએ છીએ–તે જેનામાં મુખ્ય હોય છે તે મનુષ્ય ભક્તિમાર્ગનો કહી શકાય. આ મનુષ્યમાં પૂજ્યભાવ, સહાનુભાવ, પારકાંને માટે ઉલટી જતો લાગણીનો આવેશ, આ ત્રણ મુખ્ય માલમ પડે છે.

ત્રીજો **મહાનપંથ** તે **કર્મમાર્ગ.** કર્મમાર્ગમાં આપણે કાર્યદક્ષતા, વિચાર આવે તેને તરત વધુ મનન કર્યા સિવાય અમલમાં મૂકવાની ટેવ, પારકાંના સ્વભાવને અનુરૂપ થવાની આવડત, વ્યવસ્થા કરવાની શક્તિ વગેરે વગેરે ગુણો નજરે પડે છે.

આ ત્રણ માર્ગ, જે આપણા તત્ત્વજ્ઞાનીઓએ આત્મવિદ્યા (psychology) ના ઉંડા અન્વેષણથી ખોળ્યા છે, તે આખી દુનિયાના ધાર્મિક વિચારોમાં અગ્રસ્થાન ભોગવે છે."

–પ્રભાકર (વસંત જ્યેષ્ઠ ૮૨.)

---

# શ્રી કૉન્ફરન્સનું અવલોકન.

ચિર અપેક્ષિત કૉન્ફરન્સ આખરે ભરાઇ અને ચાર દિવસની બેઠક દરમિયાન પોતાનું કાર્ય સફળતાપૂર્વક પાર ઉતાર્યું. કેટલાય સમયથી મૃતપ્રાય બનેલી કૉન્ફરન્સ આજ સજીવન પામી તેથી કૉન્ફરન્સના પક્ષકારોના આનંદનો પાર ન રહ્યો. આ કૉન્ફરન્સ ભરવાનું નામ ઉચ્ચારવામાં આવ્યું તે સાથેજ ભિન્ન ભિન્ન દિશાએથી એવાં વાદળો ઉભરાવા લાગ્યાં હતાં કે કૉન્ફરન્સ ભરી શકાશે કે નહિ એજ શંકાસ્પદ બની ગયું હતું. પણ કાર્યકર્તાઓની કાર્યપદ્ધતિ-સંયોગોમાં થયેલું પરિવર્તન, મુંબઇના સંઘની અનુકુળતા-વૉટસનનો ચુકાદો, આણંદજી કલ્યાણજીની સહકારિતા આવાં અનેક કારણોએ કૉન્ફરન્સના અસ્તિત્વને શક્ય અને સફળ બનાવ્યું.

× × × ×

આ બધું છતાં શ્રીમાન્ બહાદુરસિંહજી સીંધીનું પ્રમુખકાર્ય અનેક રીતે યશોવાહી અને અભિનંદનયોગ્ય હતું. કૉન્ફરન્સ ભરવાનો વિચાર થયો તે દરમિયાન તેને પ્રતિકુળ અનેક સંયોગો ઉભરાવા લાગ્યા-આપણને સૌને સુપરિચિત શ્રી. મણિલાલજી નહાર પ્રમુખપદની હા કહીને નરમ પડી ગયા. આણંદજી કલ્યાણજીનો વિરોધ ફેલાતો ચાલ્યો. આ બધા સંયોગોની જાણ હોવા છતાં તેમણે અહિંનું નિમંત્રણ સ્વીકારવાની હિંમત દર્શાવી. વળી પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં પણ વૉટસનના ચુકાદાની ટીકા કરવામાં કે આણંદજી કલ્યાણજીની કાર્યપદ્ધતિ ચર્ચવામાં તેમણે પુરેપુરી નિડરતા દાખવી અને કહેવાયોગ્ય સ્પષ્ટપણે ઉચિત ભાષામાં કહ્યું. આ બાજુની ઘણીખરી જૈન જનતા આપણા પ્રમુખસાહેબનું નામ

જૈન એસોસિએશન ઑફ ઇન્ડિયા કે એજ્યુકેશન બોર્ડ એ પ્રત્યેક સંસ્થા જૈન સમાજના એક એક પ્રશ્નની જવાબદારી વહેનારી સરિતા છે જ્યારે કોન્ફ્રન્સ એ તો અનેક પ્રશ્ન-સરિતાઓનું સંગમસ્થાન છે. કોઇ કહેશે કે કોન્ફરન્સનું આવું પ્રભુત્વ હજુ અનુભવગોચર નથી થયું. આ કથન સત્ય છે, પણ તેમાં આપણોજ દોષ છે કે આપણે કોન્ફરન્સની કલ્પનાને હજુ પણ ઝીલી શકતા નથી. નાના વર્ગોના સંગઠનની કિંમત સમજી શકતા નથી. એવા સંગઠન સિવાય આપણું અસ્તિત્વ કેટલું જોખમમાં છે તેનો આપણે ખ્યાલ પામી શકતા નથી. શ્રી શત્રુંજયના કે એવા અન્ય કોઇ અગત્યના પ્રશ્નને લોકવ્યાપી અને લોકગ્રાહી દૃષ્ટિથી ઉપાડી લેવાનું કાર્ય માત્ર કોન્ફરન્સજ કરી શકે તેમ છે. લોકમતને યથાસ્વરૂપે પ્રગટ કરવાનું અને પ્રતિધ્વનિત કરવાનું સાધન પણ કોન્ફરન્સજ છે. પરસ્પર વિરોધી વિચારોનો સમન્વય પણ કોન્ફરન્સથી જ થઇ શકે તેમ છે. આ સર્વ કાંઇ જેણે ચાર દિવસની બેઠકમાં ભાગ લીધો હશે તેને મન સ્પષ્ટ થયા વિના રહ્યું નહિ હોય.

× × × ×

કોન્ફરન્સે કરેલા ઠરાવોમાં પુરૂં ડહાપણ તથા સંયમ દૃષ્ટિગોચર થાય છે. કેટલાક કહે છે કે તેમાં જોઈએ તેટલું જોસ નથી. કેટલાક કહે છે કે તેમાં નવીનતા નથી. આમ ટીકા કરનારા વસ્તુસ્થિતિથી અજાણ છે. ઠરાવમાં જોસ કે નવીનતા લાવીને શું કરવું છે? અત્યારે આપણો આશય શત્રુંજય પ્રશ્નના સંબંધમાં એક રૂપ તથા એક મત જાહેર પ્રજા સમક્ષ રજુ કરવાનો હતો. વળી જે અત્યારે વ્યવહાર ન લાગતા હોય તેવા ઠરાવો કરવાથી પરિણામે આપણને ગેરલાભજ થાય. અત્યારે ખોટી ધમકીઓ આપવાથી કે જેની હજુ આપણે તાકાત કેળવવાની છે તેની ખાલી વાતો કરવાથી આપણું કશું વળે તેમ નથી. આપણને પાલીતાણા ઠાકોરની માગણીથી અને વૉટસનના ચુકાદાથી જે મર્મદાયક ઘા લાગ્યો છે તે યથાર્થરૂપે રજુ કરવાનો આપણો ઉદ્દેશ હતો. આ દારૂણ અપમાન સામે યાત્રાએ નહિ જવાનો સૌમ્ય અસહકારાત્મક નિશ્ચય આપણે કર્યો છે તે જણાવવાનું હતું; આશા રાખીએ કે આપણા આ નિશ્ચય અને તપના આન્દોલનો ઠાકોર અને સરકારને હચમચાવવા સમર્થ નીવડશે અને નહિ તો આપણે ધીમે ધીમે આપણી અંદર એવું બળ એવી શક્તિ ઉત્પન્ન કરી શકીશું કે જેની સહાય વડે સત્યાગ્રહનું ઉગ્ર શસ્ત્ર ધારણ કરી આપણે આપણા તીર્થને અવશ્ય સ્વાધીન કરીશું.

× × × ×

આ પહેલો જ પ્રસંગ હતો કે જ્યારે આણંદજી કલ્યાણજીની પેઢીએ કૉન્ફરન્સને સહકાર આપ્યો. આ સહકાર પુરા ઉલ્લાસનો હતો કે ઓછા વધતો તે જુદોજ પ્રશ્ન છે, પણ સહકાર તો હતો જ એમાં સંશય નથી. આ વખતે આણંદજી કલ્યાણજીના વહીવટદાર પ્રતિનિધિઓએ તે અધિકારની રૂઇએ હાજરી આપી હતી અને પ્રસ્તુત પ્રશ્નના સંબંધમાં બનતા ખુલાસા આપવા શ્રમ લીધો હતો. કૉન્ફરન્સના ઇતિહાસમાં આ અવશ્ય એક બોધ લેવા લાયક બનાવ બન્યો છે.

× × ×

કૉન્ફરન્સની વિષયવિચારિણી સમિતિની ચર્ચા રસમય પણ હતી. કાંઇક કટુતામય પણ હતી. ઠરાવો નક્કિ થતી વખતે શબ્દેશબ્દ અને વાક્યેવાક્ય ભારે તીવ્રતાથી ચર્ચાય છે. આ ચર્ચાને શબ્દોની મારામારી તરીકે ઓળખવામાં આવે છે. પણ હંમેશાં એમ હોતું નથી. ઘણી વખત તો આવી ચર્ચા બહુજ ઉપયોગની અને અનિવાર્ય હોય છે. સામાન્ય રીતે માણસ બોલતાં ચાલતાં બહુ લાંબો વિચાર કરતો નથી પણ અમુક મનુષ્યોની મંડળી અમુક વિષય હાથ ધરીને કોઇ પણ જાતના ઠરાવ ઉપર આવવા માગે છે ત્યારે મંડળીમાં ભાગ લેનાર પ્રત્યેક સભ્યને પોતાની જવાબદારીનું કાંઇ જુદુંજ ભાન થાય છે અને જે વિષયને લગતો ઠરાવ કરવાનો હોય છે તે વિષયના સર્વ અંગઉપાંગ ઉપર તેનું ધ્યાન ખેંચાતું રહે છે. આમ થતાં પોતાના મન્તવ્યનો બિન્દુ માત્ર વિરોધ કરે તેવા કોઇ પણ શબ્દ કે વાક્યની તે ઉપેક્ષા કરી શકતો જ નથી. આ કારણે જ ઠરાવોના શબ્દો ઉપર હંમેશાં બહુ ચર્ચા થતી જોવામાં આવે છે. ઘણા ઠરાવના ભિન્ન ભિન્

અવયવો જેમ જેમ વધારે ચર્ચાય તેમ તેમ અનેક નવાં અને અણધાર્યાં દૃષ્ટિબિન્દુઓથી પ્રસ્તુત વિષયને નિહાળવાનું આપણને પ્રાપ્ત થાય છે. આવી દૃષ્ટિ ધ્યાનમાં રાખી જેટલી ચર્ચા થાય છે તે અવશ્ય હિતાવહ બને છે, પણ આપણી ચર્ચાઓમાં આવી દૃષ્ટિ હંમેશાં જળવાતી જ નથી. ચર્ચા કરનારાંનું વિષય સંબંધી અજ્ઞાન ઘણી વખત આશ્ચર્યકારક માલુમ પડે છે. વળી કેટલાકને ખાલી પથરા નાખવાની જ ટેવ હોય છે. વળી ઘણાને સત્યાસત્યનો નિર્ણય કરવાની જરાએ ચિન્તા હોતીજ નથી. માત્ર મનમાં જે અમુક પક્ષ બાંધ્યો હોય તેને સામેની વાત અનુકુળ હોય તે સાચી અને બીજી બધી વાત ખોટી—આ રીતે જ બધું ડોળ્યાં કરે છે. આપણી વિષયવિચારિણી સમિતિની ચર્ચાઓ ઘણી વખત આવાં દૂષણોથી દૂષિત થતી જોવામાં આવે છે અને તેથી સમયનો અપવ્યય અને અંગત કટુતા ઉત્પન્ન થતાં વાર લાગતી નથી.

× × ×

પ્રસ્તુત કૉન્ફરન્સની વિષયવિચારિણી સમિતિ વારંવાર બે ભાગમાં વહેંચાઇ જતી. એક પક્ષે આણંદજી કલ્યાણજીના વહીવટદાર પ્રતિનિધિઓ અને તેની પુરી સંભાળ રાખતું મુખ્યત્વે કરીને અમદાવાદી ભાઇઓનું જુથ બળ. બીજી બાજુએ આણંદજી કલ્યાણજી સાથે ઉભો રહેવા માગતો છતાં તેમના બંધારણ તેમજ કાર્યપદ્ધતિ સામે ટીકાની નજરથી જોનારો મુંબઇ તેમજ અન્ય વિભાગોનું પ્રતિનિધિત્વ ધરાવનારો વર્ગ. એક પક્ષને મોટી ચિન્તા એ હતી કે આણંદજી કલ્યાણજીની જરા પણ ત્રુટિ દેખાવી ન જોઇએ અને તે પાછળ ભીતિ એ હતી કે તેવી ત્રુટિઓ દેખાતાં આપણું સમૂહબળ આઘાત પામશે અને પ્રસ્તુત પ્રશ્નના સંબંધમાં જોઇએ તેવી એક પીઠ આપણે દાખવી શકીશું નહિ. બીજા પક્ષનો એવો ધ્વનિ હતો કે આ પ્રશ્નમાં આપણે બધા સાથે જ છીએ છતાં તમે જે કાંઇ કહો કે કરો તેમાં હા ભણવાનું અમે સ્વીકારી શકીએ તેમ નથી. આને લીધે આખી ચર્ચા દરમિયાન વારંવાર બેસુર નીકળતા અને પ્રૌઢતા અને મર્યાદાનો ઉભય પક્ષે ભંગ થતો. આણંદજી કલ્યાણજીવાળાને પ્રતિષ્ઠાનું ભારે મમત્વ હતું, જોઇએ તેટલી નિખાલસતા કે સરલતા નહોતી, ધારાસભામાં સરકાર આપણા પ્રશ્નોના જેવા ઉત્તરો આપે છે તેવા ઉત્તરો ઘણી વાર મળતા. અન્ય પક્ષમાં પ્રસ્તુત પ્રશ્ન વિષે વારંવાર અજ્ઞાન પ્રગટ થઇ જતું અને તેથી નિરુત્તર બનવાના પ્રસંગો ઉભા થતા. આ બન્ને તત્ત્વ શોચનીય હતાં.

× × ×

શ્રીમાન્ કસ્તુરભાઈ લાલભાઇએ કૉન્ફરન્સના ત્રીજા દિવસે આણંદજી કલ્યાણજીમાં લોક વિશ્વાસ હોવા સંબંધ જે ભાષણ વાંચ્યું હતું તેમાં કુશળતા હતી. મુત્સદ્દીગીરી હતી. કંઇ મુંઝવણ ને સરળતા હતી. આણંદજી કલ્યાણજીમાં વિશ્વાસ હોવાનો આવો ભારે ભેરી નાદ કરવો પડે તે જ દર્શાવે છે કે કોઇ કોઇ ઠેકાણે પણ અવિશ્વાસના આન્દોલનો ફરકી રહ્યા છે. આપણે તેમના ભાષણનો અહિં ટુંકો જવાબ આપી શકીએ કે આવા કટોકટીના પ્રસંગે આણંદજી કલ્યાણજી સાથે ઉભા રહેવું અને કામ કરવું એ એક વાત છે અને આણંદજી કલ્યાણજીના પહેલાં કે અત્યારનાં બધાં કાર્યોમાં અમારી સંમતિ હોવી અને આણંદજી કલ્યાણજીનું બંધારણ સર્વ રીતે સંપૂર્ણ છે એવી માન્યતા રાખવી એ નિરાળી વાત છે. અમે માનીએ છીએ કે અમારી દૃષ્ટિએ આણંદજી કલ્યાણજીએ કેટલીક ભૂલો ભૂતકાળમાં કરી છે અને આમને આમ બધું ચાલુ રહેશે તો હજુ પણ ભૂલો થવા સંભવ છે. અમે માનીએ છીએ કે લોકોનો સારો વિશ્વાસ સંપાદન કરવા માટે તેમના આખા બંધારણમાં મહત્વના ફેરફારો કરવાની પરમ આવશ્યકતા છે. આ બધું છતાં શત્રુંજયનો પ્રશ્ન જેટલો તમારે હૈડે છે એટલોજ અમારા હૈડે છે અને તેથી અમે તમારી પડખેજ ઉભા છીએ. અને ઉભા રહેવા માગીએ છીએ. આપણે વણિક છીએ. જ્યારે દરવાજે દુશ્મન આવી ઉભો હોય ત્યારે આપણે અંદર અંદર લડી મરીએ એવા અમે કે તમે અણસમજુ નથી. માત્ર એટલુંજ જણાવીએ છીએ કે તમો ખોટી આત્મવંચનામાં ન રહેતા અને દેશકાળ અનુરૂપ

જે કાંઇ ફેરફારો કરવા યોગ્ય લાગે તે કરવામાં ક્ષણભર વિલંબ ન કરતા.

× × × ×

અસહકારના ઉગ્રકાળમાં હિંદુ મુસલમાન કેટલા નજીક આવ્યા હતા અને એક બની ગયા હતા? 'હિંદુ મુસલમાનની જય' એ ઉદ્‌ઘોષણા સર્વત્ર સામાન્ય પ્રસરી રહી હતી. આજ એ સ્વપ્ન વ્યર્થ મળ્યું, એ ઘોષણા ઉઠી ગઇ કારણકે એ એકતાને આપણે ભૂલથી ચિરસ્થાયી માની લીધી અને તેમાં સંગીનતા લાવવાનો કદિ કોઇએ ઉંડો વિચાર ન કીધો. આજ શત્રુંજયના પ્રશ્ને વિરોધી મનાતા આણંદજી કલ્યાણજી અને કોન્ફરન્સના પક્ષકારોને એકમેકની સમીપ આણી મુક્યા છે. બન્ને પક્ષની લાલ પાઘડીઓ અને ફેંટાઓ જોઇને વિરોધ વારંવાર ભુલી જવાતો અને 'કોન્ફરન્સની જય-આણંદજી કલ્યાણજીની જય' આવા ઉદ્‌ગારો અન્તરમાં ઉઠી આવતા. બન્નેનું ધ્યેય તીર્થનો ઉદ્ધાર અને જૈન સમાજનો ઉત્કર્ષ સમાન છે. બન્ને એકજ કુટુંબના કુટુંબીઓ છે. અસહકારના ઇતિહાસનો આપણે કેમ ધડો ન લઇએ અને આપણા મનના મળ દૂર કરી બધા સાચી એકતા સાધવાના ઉપાયો કેમ ન વિચારીએ? જેની રીતે શત્રુંજયનો પ્રશ્ન મહા સંકટ ભર્યો અને ભારે ચિન્તાજનક બની રહેલ છે, તેવીજ રીતે આપણે બરોબર સમજીએ તો તે પ્રશ્નનો ઉકેલ કરતાં કરતાં અનેક આગન્તુક લાભો ઉઠાવવાનો પણ આ અસાધારણ સુસંયોગ આપણને પ્રાપ્ત થયો છે. આ સુસંયોગને ઝીલવા જેટલું અને સફળ કરવા જેટલું આપણને-બળ-સમજણ-ઉદારતા અને સરળતા પ્રાપ્ત થાય તો આપણા તીર્થનોજ નહિ પણ આપણા આખા સમાજનોજ ઉદ્ધાર સમીપ આવી ઉભો છે. પરમાત્માને આપણી એજ પ્રાર્થના હો! રાત્રિદિવસ આપણને એજ ચિન્તા હો!! સમયે સમયે આપણી એજ પ્રવૃત્તિ હો!!!

પરમાનંદ.

જે કાંઇ ફેરફારો કરવા યોગ્ય લાગે તે કરવામાં ક્ષણભર વિલંબ ન કરતા.

× × ×

અસહકારના ઉગ્રકાળમાં હિંદુ મુસલમાન કેટલા નજીક આવ્યા હતા અને એક બની ગયા હતા? 'હિંદુ મુસલમાનની જય' એ ઉદ્દઘોષણા સર્વત્ર સામાન્ય પ્રસરી રહી હતી. આજ એ સ્વપ્ન વ્યર્થ મળ્યું, એ ઘોષણા ઉઠી ગઇ કારણકે એ એકતાને આપણે ભૂલથી ચિરસ્થાયી માની લીધી અને તેમાં સંગીનતા લાવવાનો કદિ કોઇએ ઉંડો વિચાર ન કીધો. આજ શત્રુંજયના પ્રશ્ને વિરોધી મનાતા આણંદજી કલ્યાણજી અને કોન્ફરન્સના પક્ષકારોને એકમેકની સમીપ આણી મુક્યા છે. બન્ને પક્ષની લાલ પાઘડીઓ અને ફેંટાઓ જોઇને વિરોધ વારંવાર ભુલી જવાતો અને 'કોન્ફરન્સની જય-આણંદજી કલ્યાણજીની જય' આવા ઉદ્દગારો અન્તરમાં ઉઠી આવતા. બન્નેનું ધ્યેય તીર્થનો ઉદ્ધાર અને જૈન સમાજનો ઉત્કર્ષ સમાન છે. બન્ને એકજ કુટુંબના કુટુંબીઓ છે. અસહકારના ઇતિહાસનો આપણે કેમ ધડો ન લઇએ અને આપણા મનના મળ દૂર કરી બધા સાચી એકતા સાધવાના ઉપાયો કેમ ન વિચારીએ? જેવી રીતે શત્રુંજયનો પ્રશ્ન મહા સંકટ ભર્યો અને ભારે ચિન્તાજનક બની રહેલ છે, તેવીજ રીતે આપણે બરોબર સમજીએ તો તે પ્રશ્નનો ઉકેલ કરતાં કરતાં અનેક આગન્તુક લાભો ઉઠાવવાનો પણ આ અસાધારણ સુસંયોગ આપણને પ્રાપ્ત થયો છે. આ સુસંયોગને ઝીલવા જેટલું અને સફળ કરવા જેટલું આપણને-બળ-સમજણ-ઉદારતા અને સરળતા પ્રાપ્ત થાય તો આપણા તીર્થનોજ નહિ પણ આપણા આખા સમાજનોજ ઉદ્ધાર સમીપ આવી ઉભો છે. પરમાત્માને આપણી એજ પ્રાર્થના હો! રાત્રિદિવસ આપણને એજ ચિન્તા હો!! સમયે સમયે આપણી એજ પ્રવૃત્તિ હો!!!

પરમાનંદ.



Sheth Ravji Sojpal,
*Chairman,*
Reception Committee.

# સ્વાગત સમિતિના પ્રમુખ શેઠ રવજી સોજપાળનું ભાષણ.

માનનીય પ્રતિનિધિ બંધુઓ, સજ્જનો અને સન્નારીઓઃ—

આપ સર્વને સ્વાગત સમિતિ તરફથી આવકાર આપતાં મને અત્યંત આનંદ થાય છે. અત્રે અનેક વિદ્વાન્ તેમજ શ્રીમાન્ બંધુઓ વિદ્યમાન હોવા છતાં આપ સર્વનો સતકાર કરવાનું મોટું માન મને મળ્યું છે, તે માટે આપ સર્વની સહૃદયતાજ કારણ છે, એમ મારે અવશ્ય કહેવું જોઇએ. આજ સ્થળે ગત વર્ષમાં આપણી કોન્ફરન્સનું કનવેન્શન મળ્યું હતું, અને અનેક મહત્વોના પ્રશ્નોનું સફળતાથી નિરાકરણ લાવનારી આ સંસ્થાની આવશ્યકતા સ્વીકારાઇ હતી. અત્યારે બંધુઓ, આપણી સામે અત્યંત મહત્ત્વનો, પવિત્રમાં પવિત્ર સિદ્ધભૂમિ શત્રુંજય ગિરિ અને તે પરના આપણા જન્મસિદ્ધ હકોનો પ્રશ્ન ઉભો થયો છે. એ પ્રશ્ન જૈનોને માટે તેમના જીવન અને પ્રાણ સાથે જોડેલો, તેમનાં હૃદયોને મૂળમાંથી ડોલાવનારો, તેમની માનસિક વૃત્તિઓને ખળભળાવનારો, તેમનાં શૌર્યને જગાડનારો, જાજ્વલ્યમાન પ્રશ્ન છે. બંધુઓ! આપણાં દરેકના જીવનમાં આ ઘડી અને આ પળ, ચિરકાળ માટે નોંધી રાખવા જેવાં છે. સમગ્ર હિંદ ભૂમિનાં નિકટ તેમજ દૂરવર્તી ગામો, અને શહેરોમાંથી આપ પ્રતિનિધિ બંધુઓ પધારી, આપણા પવિત્ર શત્રુંજય તીર્થની રક્ષા માટે કટિબદ્ધ થઇ, આપણા હૃદયસાગરની ઉછળતી ઉર્મિઓમાં અને શાંત સ્થિર બુદ્ધિના પૂર્ણિમાના ચંદ્રના પ્રકાશમાં, કહો તો પૃથ્વી અને આકાશ રૂપી મહાન્ બાહુમાં પ્રાણથી પણ પ્રિય તીર્થને સમ્યક્ પ્રકારે એક પ્રેમાળ માતા પૂર્ણ વાત્સલ્ય ભાવથી બાળકને પોતાના ઉરમાં સમાવી દેવા તત્પર થાય તેમ, વીંટી લેવા તત્પર થયા છો. આ પ્રસંગે આપ સર્વેનું સ્વાગત કરતાં મારૂં હૃદય આપને ચરણે સાધર્મિક પ્રેમથી ઢળે છે.

આપણી કોન્ફરન્સ સંવત્ ૧૯૫૮ ની સાલમાં સાર્થક નામવાળા ફલોધી (ફલવર્ધી) તીર્થમાં જન્મ લઇ અત્યારે તેના ૨૫ મા વર્ષમાં હોઇ જાણે તેનો રજત મહોત્સવ ઉજવવાને પવિત્રમાં પવિત્ર શાશ્વતા તીર્થ શત્રુંજયની રક્ષા માટે આમંત્રણ આપી રહી છે, અને શ્રીયુત ગુલાબચંદજી ઢઢ્ઢાના સ્તુત્ય પ્રયાસનું ફળ આપની સમક્ષ રજુ કરે છે.

મુંબઇ વ્યાપારનું મુખ્ય ધામ હોઇ વ્યાપારી જૈન કોમની રાજધાની છે, અને સઘળા સ્થળોનું પ્રતિનિધિત્વ તેમાં સમાયું છે. આજ કારણથી અમોએ આપને અહીંયાં અત્યારના હૃદય હલમલાવનાર પ્રસંગે આમંત્ર્યા છે, અને આપ અનેક અગવડો સહન કરી અત્રે પધાર્યા છો તે માટે સ્વાગત સમિતિ તરફથી ફરી એક વાર હું આપનો આભાર માનું છું.

કોન્ફરન્સનું કાર્યક્ષેત્ર વિશાળ અને વિવિધતાવાળું હોવા છતાં સામાજીક તેમજ કેળવણીના અન્યાન્ય ધાર્મિક પ્રશ્નો બાજુએ મૂકી અત્યારે આપે માત્ર શત્રુંજય તીર્થનેજ દષ્ટિ સમક્ષ રાખવાનું છે. તેને માટેજ આપણી ગતિ મતિ અને બુદ્ધિ ઉત્તેજીત રાખવાનાં છે. તે વડેજ આપણાં પૂર્વજોની જ્વલંત કીર્ત્તિને વિશેષ ઉજ્જવલ બનાવવાની છે. બંધુઓ! આજ આપણા જૈન સમાજમાં અરિહંત ઉપાસકોમાં, આબાલવૃદ્ધ શત્રુંજય! શત્રુંજય! અને શત્રુંજય! એજ પોકાર ઉઠી રહ્યો છે. ખરૂં પૂછો તો અત્યારે આપણે બીજો કોઇપણ સવાલ વિચારવાને તો શું પણ સ્પર્શવાને પણ શક્તિમાન્ નથી. આપણા સર્વેનું ચિત્ત તેજ પરમ પવિત્ર શત્રુંજય તીર્થમાંજ તલ્લીન બની રહ્યું છે. અત્યારે યોગીઓ જેને ઉન્મનીભાવ કહે છે તેને આપણે સર્વે અનુભવી રહ્યા છીએ, અને આપણું મન બીજા કોઇપણ વિષયને ગ્રહણ કરી શકે તેમ નથી. અસ્તુ! અત્યારે આપણે પાલીતાણાનોજ વિચાર કરીએ.

આપ પાસે પ્રથમતો પાલીતાણા શહેર અને શત્રુંજય તીર્થનો ઇતિહાસ હું રજુ કરીશ. જૈન શાસ્ત્રાનુસાર શત્રુંજય તીર્થ શાશ્વતું છે. આપણા આદિ તીર્થંકર ઋષભદેવ ભગવાન્ આ વિમલગિરિ ઉપર

અનેકવાર સમોસર્યા અને તીર્થ પ્રવર્તાવ્યું. એમના પુત્ર ચક્રવર્તિ ભરત મહારાજે આ પર્વત ઉપર એક સુંદર વિશાળ અને મનોહર સુવર્ણ મંદિર બનાવી આદીશ્વર ભગવાનની રત્નમય મૂર્તિ સ્થાપિત કરી. એમના પ્રથમ ગણધર પુંડરીક મહર્ષિ પાંચ કરોડ મુનિઓ સાથે ચૈત્રપૂર્ણિમાને દિવસે મુક્તિ પામ્યા. ત્યારથી પ્રતિવર્ષ ચૈત્રી પૂર્ણિમાનું પર્વ મનાયું, અને હજારો જૈનો જાત્રા આવતા થયા. અનેક તીર્થંકરો, અસંખ્ય મુનિવરો, આ તીર્થપર ધ્યાનસ્થ થઇ મોક્ષે ગયા. એટલે સુધી કે કાંકરે કાંકરે અનંતા સિદ્ધા એ વાક્ય પ્રચલિત થયું, અને સમગ્ર પર્વત તેના અણુ પરમાણુ સાથે પવિત્ર મનાયો. તેમજ આધ્યાત્મિક ઉન્નતિને ચાહનારા જીવો માટે આ તીર્થભૂમિ આલંબનરૂપ બની. આ તીર્થના મોટા સોળ ઉદ્ધારો થઇ ચુક્યા છે. જેમાંનો પ્રથમ ચક્રવર્તિ ભરતે આગળ કહ્યા પ્રમાણે કર્યો.

ઐતિહાસિક કાળમાં રામચંદ્ર તેમજ પાંડવોએ આ તીર્થના મોટા ઉદ્ધારો કર્યા. ત્યાર પછી વજ્રસ્વામિની સહાયથી ભાવડશા શેઠે સંવત્ ૧૦૮ ની સાલમાં મિથ્યાત્વી કપર્દીયક્ષનો ઉપદ્રવ દૂર કરી મોટો ઉદ્ધાર કર્યો. ત્યાર પહેલાં ૫૫ વર્ષ સુધી સિદ્ધગિરિ અપૂજ્ય દશામાં કપર્દીયક્ષના કારણે રહ્યો. પોતાનો શક પ્રવર્તાવનાર વિક્રમ નૃપતિએ પણ આ તીર્થનો ઉદ્ધાર કર્યો હતો. પરંતુ તેની ગણના નાના ઉદ્ધારમાં છે. તેજ પ્રમાણે પાદલિપ્ત સૂરિની સહાયથી શાલિવાહન નૃપતિએ પણ આ તીર્થનો ઉદ્ધાર કર્યો હતો. એજ પાદલિપ્ત સૂરિ અથવા પાલિત્ત સૂરિના નામ પરથી એમના શિષ્ય નાગાર્જુને, આચાર્યમહારાજે ભગવાન મહાવીર સ્વામિની મૂર્તિની પ્રતિષ્ઠા કરી તે વખતે, જે ગામ વસ્યુ તે પ્રસંગની યાદમાં તેનું નામ 'પાલિતાણું' કહેતાં 'પાદલિપ્તનું' એમ રાખ્યું. આ પ્રમાણે આજના પાલીતાણા શહેરની ઉત્પત્તિ પણ વિદ્યાધરવંશભૂષણમણિ જૈન મુનિ પ્રવર પાદલિપ્ત સૂરિથી થઇ અને તે વાતની સાબીતી મહાપુરૂષ ચરિયમ્ કથાવલિ, પાલિત્ત, પ્રબંધ પ્રભાવક ચરિત્ર વિગેરે ઘણાજ પ્રાચીન ઐતિહાસિક ગ્રંથો આપે છે. ત્યાર બાદ સંવત્ ૪૭૭ માં મલ્લવાદિએ બૌદ્ધોનો શિલાદિત્ય નૃપતિનો સભામાં વાદમાં પરાજય કરી તીર્થનો ઉદ્ધાર કર્યો. વિક્રમ સંવત ૮૦૦ થી ૮૯૫ માં જેનો સત્તા સમય હતો એવા કવિચક્ર ચૂડામણિ બપ્પભટ્ટિસૂરિની સહાયથી ગ્વાલીયરના આમ નૃપતિએ પણ આ તીર્થનો ઉદ્ધાર કર્યો; એવો જ લઘુ ઉદ્ધાર કળિકાળ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય મહારાજના ઉપદેશથી કુમારપાળ રાજાએ કર્યો. એવા એવા કેટલાએ લઘુ ઉદ્ધારો થયા પછી શ્રીમાલી કુલ શિરોમણિ બાહડમંત્રીએ સંવત્ ૧૨૧૩ માં મોટો ઉદ્ધાર કર્યો. ત્યારબાદ સંવત્ ૧૩૭૧ માં ઓસવાલ કુલદીપક સમરાશાએ તેવોજ મોટો ઉદ્ધાર કર્યો અને સંવત્ ૧૫૮૭ માં પ્રાગ્વાટ કુળ ભૂષણ કરમાશાએ તેવોજ મોટો ઉદ્ધાર કર્યો. ત્યાર પછી જૈન કોમના અનેક અગ્રગણ્ય પુરુષોએ એજ પવિત્ર તીર્થ ભૂમિપર અનેક પ્રાસાદોની રચના રચવામાં પોતાના સાંસારિક જીવનનું સાફલ્ય માન્યું અને અબજોની રકમો ખરચી. એમ એ રમણીય દેવ ભૂમિ, વિમાનોની સ્પર્ધા કરતાં, અને શિખરોપર રહેલી મનોરમ અને મંજુલ ઘંટડીના રણકારથી ગુંજી રહેલા પ્રાસાદો વડે સુશોભિત બની ઇંદ્રની અમરાવતીનો પૃથ્વી પર અવતાર કરી, સ્વર્ગ અને મોક્ષનાં સુખની ખરેખર શ્રેણી બની રહી. એવા જૈનોના મહાજનોમાં મુંબઇના શેઠ મોતીશા તથા શેઠ કેશવજી નાયકે શત્રુંજયગિરિ પર અઢળક ધન ખર્ચી ટુંકો બંધાવી. વળી અનેક ધનાઢય પુરુષોએ યાત્રાળુનાં સુખ અને સવડને અર્થે અનેક ધર્મશાળાઓ, દાનશાળાઓ, વિસામાઓ, કુંડો, પરબો બંધાવ્યાં. એ પ્રમાણે જૈન કોમનું અગણિત દ્રવ્ય શત્રુંજયગિરિ પર ખર્ચાયું છે. અનેક યાત્રાળુના આગમનથી પાલિતાણા શહેર અને તેની પ્રજા સમૃદ્ધ થયાં છે. ગુજરાતના પ્રાચીન કાળનાં ઇતિહાસમાં નિપુણ સર કિન્લોક ફાર્બસ રાસમાળામાં શત્રુંજય તીર્થ વિષે નીચે મુજબ લખે છેઃ—

"શત્રુંજય એ જૈન ધર્મનું પવિત્રમાં પવિત્ર તીર્થ છે. યાત્રાનું પ્રથમ સ્થાન અને મુક્તિનો માર્ગ શત્રુંજય છે. ક્રિશ્ચીઅન લોકોના પવિત્ર આયોનાની માફક સૃષ્ટિના સર્વ નાશ વખતે એનો નાશ થવાનો નથી. સમગ્ર ભારત દેશમાં સિંધુ નદીથી માંડી ગંગા

સુધી અને હિમાલયથી માંડી તેની પુત્રી અને રુદ્રની ભાવિ વધુ કન્યાકુમારી સુધી એક પણ શહેર એવું નથી કે જેણે શત્રુંજય પર્વત ઉપર દેવાલય બાંધવામાં ધન ખરચ્યું ન હોય. સ્થળે સ્થળે સુંદર દેવાલયો સુંદર ગંઢો, એકાન્ત અને ઉન્નત પર્વતનાં શિખરોપર આરસપહાણની બાંધણીમાં શોભી રહ્યાં છે.'

ડોક્ટર બર્ગેસ નામક એક પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી શત્રુંજયના દેવાલયો નામના પુસ્તકમાં શત્રુંજયને 'દેવાલયોનું શહેર અને દુનિયા ઉપરનું અદ્વિતીય સ્થાન' તરીકે વર્ણવ્યું છે.

આગળ કહ્યા પ્રમાણે આપણા અનેક સમર્થ પૂર્વાચાર્યોએ પોતાની આધ્યાત્મિક શક્તિથી, પવિત્રતાથી, વિદ્વત્તાથી અને ઉપદેશથી અનેક મહારાજાઓ અને સમ્રાટોને બોધ પમાડી તેમની મારફત શત્રુંજય તીર્થનું માત્ર રક્ષણ નહિ પરંતુ તેમનાજ દ્રવ્યે ઉદ્ધાર કરાવ્યા છે. આ દ્રષ્ટાંતોને તેમજ ઉદેપુરના શ્રીમાન્ મહારાણાની આધુનિક ઉદાર કાર્ય પદ્ધતિને જો અત્યારના પાલીતાણા નરેશ અનુસરત તો જૈન કોમમાં આહ્લાદની પ્રબળ લાગણી ફેલાત, અને આધ્યાત્મિક માર્ગમાં આગળ વધેલ કોમના હૃદયના આશીર્વાદ મેળવી શકાત. પરંતુ તેની ધાર્મિક લાગણીઓ અમાનુષી લોભવૃત્તિથી દબાઇ ગઇ છે અને તેનું પરિણામ પોતે કંઇક અંશે અત્યારે પણ અવશ્ય અનુભવી રહ્યા હશે. આ દુર્ઘટ ઘટનાનું અંતિમ પરિણામ તો ભાવિના અભેદ્ય શ્યામ વાદળમાં સંતાયલું છે, પરંતુ સમયનો પરિપાક થતાં સ્વયમેવ પ્રગટ થશે. મને પોતાને તો સંપૂર્ણ આશા છે અને આપ સર્વ બંધુઓ પણ એવાજ સંકલ્પના જે ઘડીએ થશો તે ઘડીએ સ્વતંત્રતાથી પવિત્ર તીર્થને ભેટતાં દુન્યવી સત્તાનો કોઇ પણ દુત રોકી શકનાર નથી, આપણો એ અનાદિ સિદ્ધ હક છે. આપણે હરેક પ્રકારનું બલિદાન આપશું અને તીર્થ આપણુંજ હતું અને આપણુંજ રહેશે. જૈન અને શત્રુંજય કંઇક અદૃષ્ટ સંકેતથી એકાર્થક છે અને એમજ રહેશે. એ સંકેતમાં રહેલો શક્તિ ફેરવો એટલુંજ જરૂરનું છે. માત્ર આર્ય નૃપતિઓએજ સહાય આપી છે એમ નથી પરંતુ મોગલ શહેનશાહોએ પણ અકબરથી આરંભી જહાંગીર, શાહજહાંન, મુરાદબક્ષ, અને ઔરંગઝેબ જેવાએ પણ સનંદો બક્ષી છે. વળી મોગલ વંશના છેવટના બાદશાહ બહાદુરશાહે પણ સનંદ બક્ષી છે. આ પ્રમાણે ઐતિહાસિક કાળના પ્રારંભથી સૈકાઓ સુધીનો, એ પવિત્ર તીર્થનો આલુ કબજો તેમજ ભોગવટો જૈનોનો છે.

બંધુઓ ! હું આપનો વિશેષ સમય લેવા માંગતો નથી અને આપણા વિદ્વાન્ પ્રમુખ મહાશય તેમજ અન્ય વક્તાઓ જૈન કોમ તથા પાલીતાણા દરબાર વચ્ચે શત્રુંજય પરના આપણા હક્કો સંબંધી વિવાદનો સવિસ્તર ઇતિહાસ આપની સમક્ષ રજુ કરશે; અને તે પરથી અસલ શું હતું અને હાલમાં શું રહ્યું છે તેનો ચોક્કસ ખ્યાલ આપને આવશે. હાલની પરિસ્થિતિનાં કારણો પણ આપને દૃષ્ટિગોચર થશે. અને તેજ આપને ભવિષ્યના માર્ગદર્શક બની વર્તમાન કાર્યપદ્ધતિ હિતાવહ, કાર્યકર, અને લાભદાયી બનાવવામાં સહાયભૂત થશે.

હું તો સંક્ષેપમાં હાલમાં તીર્થ સંબંધી જે પરિસ્થિતિ ઉભી થઇ છે, તેનુંજ માત્ર નિરુપણ કરીશ. બંધુઓ ! શ્રી શત્રુંજય તીર્થની યાત્રા હાલમાં બ્રિટિશ સરકારની શાંતિજનક સાર્વભૌમ સત્તામાં રેલ્વે વગેરેના અનેક સાધનોથી જેવી નિર્ભય અને સહેલી થઇ છે, તેવું આગળ ન હતું.

સને ૧૬૫૧ નો સમય પાલિતાણાના યાત્રાળુઓ માટે વિશેષ કપરો દેખાવાથી જૈન કોમના આગેવાનોએ તે સમયે ગારીઆધારમાં વસતા ગોહેલ રજપુતોને ચોકી પહેરા કરવાને એક કરાર કે જેમાં તેમના તરફથી જામીનો અપાયા હતાં તે વડે સોપ્યું, અને અમુક બદલો આપવાનું કબુલ કર્યું. આ પ્રમાણે ગારીઆધારથી ગોહેલ રજપુતોને મજકુર કરારની રુએ પાલિતાણે લાવવામાં આવ્યા. ગોહેલોએ સ્વભાવાનુસાર એ ક્ષેત્રમાં પોતાનો પ્રસાર કરવા માંડયો અને સને ૧૮૨૦ માં તો રખોપા વાસ્તેનો બદલો પણ આરબોને ગીરો સોંપ્યો, જે આરબોએ ગોહેલ રજપુતોને પાલિતાણામાં ચોકી પહેરા માટે લાવનાર જૈનોનેજ કનડવાનું શરૂ કર્યું, અને જૈન

ધર્મની વિરૂદ્ધ અનેક પ્રકારનું વર્તન ડુંગરપર ચલાવ્યું. તે ઉપરથી શેઠ હેમચંદ વખતચંદ તથા શેઠ મોતીચંદે મુંબઇ સરકારને અરજી કરી એમાં બીજી દાદો સાથે પાલિતાણા પરગણું તથા શત્રુંજય પર્વત પાછો સોંપાવી દેવાની અરજ કરવામાં આવી. અનુમાન થાય છે કે મુંબઇ સરકારે જૈનોની માલિકીનો પ્રશ્ન બાજુએ રાખી રખોપા સંબંધી માત્ર તાત્કાલિક મુશ્કેલી જે આરઓની કનડગતોથી ઉભી થઇ હતી, તેજ દૂર કરી અને જૈનોએ ઉધડ રકમ રૂ. ૪૫૦૦) રખોપા બદલ આપવી એમ ઠરાવ્યું. એ પ્રમાણે સને ૧૮૫૨ ના અપવાદ સિવાય વાર્ષિક રકમ સને ૧૮૫૮ સુધી અપાયાં કરી. સને ૧૮૫૯ માં પાલિતાણાના તે વખતના ઠાકોરે રખોપાની રકમ વધારવાને પ્રયત્ન કર્યો, અને મેજર એન્ડર્સને રકમ વધારી રૂ. ૭૫૦૦) આપવાનો રિપોર્ટ કર્યો સને ૧૮૬૩ માં પાલિતાણાના ત્યારના ઠાકોરે બીજી માંગણી કરીકે દેવાલય બાંધવાની જમીન બદલ તેને રકમ માંગવાનો હક છે. મેજર કીટીંજ પાસે લંબાણથી તપાસ ચાલી અને રખોપામાં પાલિતાણાની કુલ માંગણીનો સમાવેશ કરી રૂ. ૧૦૦૦૦) ની વાર્ષિક રકમ ઠરાવી. સને ૧૮૭૩ માં વળી નવી માંગણી કરવામાં આવી. અને સને ૧૮૭૭ નો મુંબઇ સરકારની પ્રસિદ્ધ હુકમ થયો તેની અંદર પાલિતાણા ઠાકોર તથા જૈન કોમે કેવી રીતે વર્તવું, અને તેમનાં આમનસામન હક્ક શા છે તેના એક વચગાળાના રસ્તા તરીકે પાલિતાણાના ઠાકોરની લાગણીને માન આપીને એક રાજદ્વારી તોડ તરીકે રૂપરેખા અંકાઇ. જૈન કોમને પોતાના પૂરેપૂરા હક્કો મંજુર કરવામાં ન આવ્યાથી અસંતોષ થયો પણ તે ૧૮૭૭ ના હુકમોને પુરેપુરૂં માન આપી ચાલી, ત્યારે પાલિતાણાના ઠાકોરે તો એક કે બીજા બહાનાંથી પગપેસારો કરવા તથા મંજુર થયલા જૈન હકકોપર આક્રમણ કરી પોતાની હકુમત સ્થાપવા યત્નો ચાલુજ રાખ્યા, અને તેના આક્રમણોથી દુભાયલા જૈનોએ બ્રિટિશ સરકારને અરજીઓ કરી, જે નિર્ણય આપે તે કબુલી લઇ, શાંતિથી બેસી રહેવુંજ ઠીક ધાર્યું. છેવટે સને ૧૮૮૬ માં બ્રિટિશ સરકારે ૪૦ વરસ માટે રખોપાનો કરાર કરાવ્યો. જેની રૂએ જૈનોને રૂ. ૧૫૦૦૦) દરવર્ષે પાલિતાણા ઠાકોરને રખોપા બદલ આપવાનું ઠર્યું. પાલિતાણાના ઠાકોર સાહેબ એક બાજુથી રખોપાની રકમ વધારાવતા ગયા, અને બીજી બાજુએ જૈનોના મંજુર થયેલા હકકોપર નવી નવી યુક્તિઓથી ત્રાપ મારવી ચાલુ રાખી અને જૈનોએ બ્રિટિશ સરકારને અરજીઓ કરી જે કહે તે કબુલ કરી બેસી રહેવાથી સંતોષ માન્યો. પરિણામે બીજા હકકોની ફર્યાદમાં બ્રિટિશ સરકારે પોતે વચ્ચે પડી શકે એમ નથી એમ કહી જૈનોને છેવટનો નિર્ણય સંભળાવી દાધો. અને રખોપાનો કરાર ચાલુ વર્ષના એપ્રિલ માસની ૧ લી તારીખે ખલાસ થયેલો હોવાથી આગળથી કરેલી યાત્રાળુપર મુંડકાવેરો નાંખવાની પાલિતાણા ઠાકોરની અરજી પર વચગાળાનો હુકમ આવ્યો, જેની રૂએ જાત્રાળુની ગણત્રી કરવાનું ઠર્યું, પાસ આપવાનું કર્યું, અને શત્રુંજય પર્વતપર યાત્રાળુઓને જવા આવવા માટે ચકાસાવાળા મરજી પ્રમાણે રસ્તા નકી થયા. આવી માનહાનિ વચ્ચે જૈનોએ યાત્રાત્યાગનો ઠેર ઠેર ઠરાવ કર્યો. બંધુઓ ! આપણા બીજા હકો પર જે જે ત્રાપો પડી છે તેનું સવિસ્તર ક્રમસર તારીખવાર વર્ણન આપણા પ્રમુખ મહાશય તથા બીજા વક્તાઓ કરશે. સંક્ષેપમાં કહું તો અત્યારે તળેટીથી ડુંગરની ઉપર સુધીના રસ્તા, કુંડ, વિસામા, દહેરીઓ, ગઢની અંદરનાં બાંધકામો, વર્ષોના સમારકામ સિવાય દિન પ્રતિદિન ખરાબ થતાં જાય છે. ગઢની અંદરના મહાદેવના મંદિર તથા ઈંગારશા પીરની કબરની વ્યવસ્થા કરવાના હક્ક પર ત્રાપ પડેલી છે, અને ડુંગરપરના રસ્તા, કુંડ, તથા વિસામા આદિની મંજુર થઇ ગયેલી માલિકી પણ ભયમાં આવી પડી છે. હું કાયદાની દૃષ્ટિએ આ વિષય ચર્ચી શકું તેમ નથી, પરંતુ સામાન્ય દૃષ્ટિથી કહું તો આપણું સર્વસ્વ હતું તેમાંથી કંઇ પણ શેષભૂત નહિ રહે એવો પ્રસંગ કોમપર આવી પડયો છે. બ્રિટિશ સરકારે રખોપા સિવાયના આપણા મંજુર થયલા હકકો સંબંધી અરજો પર "વચ્ચે પડી શકતા નથી" "દસ્તક્ષેપ કરવાની અમને સત્તા નથી" વગેરે એક સરખાજ

જવાબ આપ્યા છે. વળી રખોપા સંબંધી પણ હાલમાંજ ચુકાદો આવી ગયો છે અને રખોપું બાજુએ મૂકી જાત્રા કર તરીકે રૂા. ૧૫૦૦૦) ની રકમને બદલે તેનાથી સાત ગણી વધારે એટલે રૂ. ૧૫૦૦૦) થી ખાસી એક લાખ રૂપિયાની રકમ દરવર્ષે જૈનોએ પાલિતાણાના ઠાકોરને દશવર્ષ સુધી આપવી એવો ચુકાદો બ્રિટિશ સરકારે આપ્યો છે.

બંધુઓ, યાત્રાત્યાગથી થયેલી પરિસ્થિતિની ગંભીરતા સરકારે પૂરી લક્ષમાં લીધી હોય એમ જણાતું નથી. નહિ તો પરિણામ કંઇ જુદુંજ આવતે. આપણે આવી દુઃખદ સ્થિતિમાં શું કરવું, અને શું ન કરવું, તેનો આપ બંધુઓ વિચાર કરવા સર્વ રીતે દક્ષ અને સમર્થ છો.

બંધુઓ ! જ્યાં આપણાં હજારો જાત્રાળુઓએ હમેંશ જાત્રા જતા તે ભૂમિ અત્યારે સ્મશાનવત્ નિર્જન થઈ છે, અને જાણે ખાવા ધાતી હોય એવી ભયંકર થઇ છે. જ્યાં આપણાં બંધુઓ નવાણું જાત્રા કરવા અથવા ચાતુર્માસ કરવા જતા ત્યાંનાજ લોકોને ત્યાં ઘડીભર રહેવું અશક્ય થયું છે, અને ભરણપોષણ અર્થે ભિન્ન ભિન્ન દિશામાં પરદેશ યાત્રાએ નિકળવું પડયું છે. ભક્તિરસમાં તલ્લીન બનેલા અનેક ભક્તો જ્યાં એક વખત ભેગા થતાં તે ભૂમિ અત્યારે નીરસ તેમજ તલસતી માલુમ પડે છે. જ્યાં અનેક આત્માઓએ આત્મકલ્યાણનો માર્ગ સાધ્યો છે, ત્યાં અત્યારે ઐહિક લાલસામાં પડેલાઓ દ્રવ્ય પ્રાપ્તિ કરવાના પ્રપંચમાં પડયા છે.

જ્યાં મૂળનાયકજ નહિ પરંતુ સંપૂર્ણ પરિવાર સૌ જૈનોથી પૂજાતો, જ્યાં મંદિરો, દેહરીઓ, પાદુકાઓજ નહિ, કુંડ વિસામાજ નહિ, પણ ડુંગરની બારીકમાં બારીક રજ પણ પવિત્ર મનાતી અને ડુંગર પૂજા વખતે સમસ્ત પર્વત પૂજાતો, ત્યાં સર્વ અપૂજ્ય દશામાં આવી પડયું છે. આવો વિકટ પ્રસંગ ઉપસ્થિત થયેલો હોવાથી દરેકે દરેક જૈન બચ્ચો પોતાની ફરજ બજાવવા ખડે પગે હોય એ સ્વાભાવિક છે, બંધુઓ ! આવા મહત્વના પ્રસંગે આપ સર્વે ઘણે દૂરથી પધારી પોતાનો મત આવા સામુદાયિક સવાલપર આપવા તૈયાર થયા છો એજ આપની ધર્મપરાયણતા દર્શાવે છે. અને આપ જેવા સાધર્મી બંધુઓને ખરા સ્નેહથી આવકાર આપવાનો આજે જે શુભ અવસર મને પ્રાપ્ત થયો છે, તે માટે હું પોતાને પૂરો ભાગ્યશાળી માનું છું. બંધુઓ ! અમારા આદરમાં કોઇ પણ રીતે ઉણપ આવી હોય તો તે માટે આપની ક્ષમા માગી લઉં છું; અને ફરીથી આપે લીધેલા શ્રમ માટે આપને ધન્યવાદ આપી પ્રમુખ મહાશયને વિનંતિ કરીશ કે પોતાના વિદ્વત્તા ભર્યા ભાષણમાં આપણને આવા અદ્વિતીય પ્રસંગપર ઉત્તમ સલાહ આપી શત્રુંજય ગિરિના માર્ગદર્શક પ્રવર સાર્થવાહ તથા સુયોગ્યસંઘપતિ થશે.

# સફળતાનો રસ્તો.

જૈનસમાજમાં આજ કાલ ચારે બાજુથી એજ પોકાર થઇ રહ્યો છે કે તીર્થાધિરાજ શ્રી શત્રુંજય-તીર્થનો કયે રસ્તે ન્યાય મેળવવો? અને આપણું આ પવિત્ર તીર્થ કેવી રીતે આપણા કબજામાં રાખવું? અને તે આપણું પોતાનું કયે રસ્તે શીઘ્રતાથી કરી શકાય?

ખરેખર સર્વ બંધુઓનું ધ્યેય તો એકજ છે. પણ ધ્યેયને પહોંચવાના રસ્તા અનેક છે. દરેક બંધુ એમ પણ નિસંશય સમજે છે કે આપણું ધ્યેય ખરૂં છે. અને તેથીજ સફળતા ચોક્કસ આપણીજ છે.

જણાવવાને અમને હર્ષ થાય છે કે જે જે કેમ્પમાં જે જે બંધુઓ ગોઠવાયા હોય તે બધી કેમ્પો ખરી છે. દરેક બંધુએ કોઇપણ કેમ્પમાં જોડાવું તે ખાસ જરૂરનું છે. પોતાના વિચારોને મળતા આવે તેવા ગમે તે એકાદ મંડળમાં દરેક બંધુએ પોતાનું નામ નોંધાવવું અને રચનાત્મક કાર્યમાં જોષપૂર્વક ભાગ લેવા ખાસ આવશ્યક છે. આમ કરતી વખતે દરેક જૈન બંધુએ પોતાની શક્તિનો પ્રથમ વિચાર કરવો જરૂરનો છે. જે કેમ્પના ધારાધોરણો પોતે સખ્ત રીતે અમલમાં મૂકી શકે તે કેમ્પમાંજ દાખલ થવું.

શ્રાવક, શ્રાવિકાઓ, યતિઓ, મુનિઓ, સાધ્વીઓ, વગેરે જેમને જે યોગ્ય લાગે તે મંડળમાં દાખલ થાય.

આજની મહાન્ કોન્ફરન્સે એક એવો પણ ઠરાવ કરવાની જરૂર છે કે જે જૈન બન્ધુ આમાંની એક પણ કેમ્પમાં દાખલ થવાને ભાગ્યશાળી ન નીવડે તેણે શરમાઇને ઘરમાં ગોંધાઇ રહેવું.

કાર્યનો અનુક્રમ બન્ધુઓની સ્થિતિ અનુસાર નીચે મુજબ હોઇ શકે:

**છાવણી નં. ૧**—જે બન્ધુઓ શરીરે ના કૌવત હોય યા ગરીબ હોય યા ઘરબાર છોડી ન શકે તેમ હોય તેમણે ઓછામાં ઓછા હંમેશા એક કલાક શ્રી પંચ પરમેષ્ટી નવકાર મંત્રનું આરાધન કરવું.

**છાવણી નં. ૨**—ઉપરનાથી વધારે તાકાતવાળા અને સારી સ્થિતિવાળા બન્ધુઓએ જૈન કોન્ફરન્સ ઠરાવે તેવી અથવા દર રવિવારે આયંબિલ, એકાસણું વગેરે જપ તપ આદરવા. અને મહા મંગળકારી શ્રી નવકાર મંત્રનું એક ધ્યાને બરાબર બે કલાક આરાધન કરવું.

**છાવણી નં. ૩**—ઉપરનાથી પણ વધુ શક્તિવાળા અને સારાં સાધનવાળા જૈન કોન્ફરન્સ ફરમાવે તે વિધિના તપ અને જપ ઉપરાંત દર ચતુર્દશીએ પોષધ અવશ્ય કરવો.

**છાવણી નં. ૪**—વિદ્વાન્ સદ્‌ગૃહસ્થોએ શત્રુંજય તીર્થ સંબંધીનું બને તેટલું આદિથી તે અત્યાર સુધીનું સાહિત્ય યથાર્થ રીતે તૈયાર કરવું અને જનસમાજમાં તીર્થાધિરાજ સંબંધીની ભાવના વધુ પ્રગટે તેમ તેનો બહોળો પ્રચાર કરવો.

**છાવણી નં. ૫**—ઉદાર શ્રીમન્તોએ પોતાની દેખરેખ નીચે, ઉપરની ચાર છાવણીઓમાં વિદ્વાનો, સ્વયંસેવકો તથા સત્યાગ્રહીઓ વગેરે સમુદાયના તથા તેમના કુટુંબના નિભાવ વાસ્તે બહોળા હાથે ફંડો ખોલી પોતાના દ્રવ્યનો સદ્‌વ્યય કરવા ભાગ્યશાળી થવું.

**છાવણી નં. ૬**—સાધુ મુનિરાજોએ, સાધ્વીઓએ, યતિઓએ અને ઉપદેશકોએ જ્યાં સુધી તીર્થાધિરાજ શ્રી શત્રુંજય પ્રકરણમાં સમ્પૂર્ણ ફતેહ ન મળે ત્યાં સુધી તેમના ધનનો તેજ તીર્થના ઉદ્ધાર અર્થે સદ્‌વ્યય કરવા કહેવું.

**છાવણી નં. ૭**—ઉત્સાહી અને ઉમંગી યુવાન બન્ધુઓએ તેમજ સ્વયંસેવકોએ સત્યાગ્રહીઓ તરીકે જથ્થાબંધ બહાર પડવુ અને નવકાર મંત્રનું સતત ધ્યાન રાખવું. તેનાથી જરા પણ વિમુખ રહેવું નહિ.

**છાવણી નં. ૮**—નાનાં મોટા તમામ સાધુ મુનિરાજો, અને યતિવર્ગો પોતાના સમુદાયની એક છાવણી શિહોર અથવા તેની નજીકમાં નાંખવી. નવકાર મંત્રના ધ્યાન સાથે તપ અને જપનાં કાર્યો ચાલુ રાખવાં, આયંબિલની તપશ્ચર્યા પહેલી તકેજ

ચાલુ કરવી. હિંદુસ્તાનનાં મોટાં શહેરોમાં અને યોગ્ય સ્થળોએ મુનિગણની આવી શાખાઓ સ્થાપવી અને તે બધી શાખાઓનું કેન્દ્રસ્થાન શિહોર રાખવું.

**છાવણી નં. ૯**—જૈનના કોઇપણ સંપ્રદાય સાથે જરા પણ કલેશ કરવો નહિ. કલેશની નજરથી જોવું પણ નહિ. સંગઠનનો પ્રયાસ કરવો, સંઘબળની જ્યોતિ જગાવવી.

**છાવણી નં. ૧૦**—આ બધી કેમ્પો છાવણીઓની વ્યવસ્થા કરવા-ટકાવવા અને તેને વૃદ્ધિગત કરવા ધનાઢ્યો વિદ્વાનો, ધર્મપ્રેમી સ્વયંસેવકો વગેરે શ્રાવક સમુદાયની એક સેન્ટ્રલ બોર્ડ મુંબઇ અથવા અમદાવાદમાં સ્થાપવી. આ બોર્ડની દેખરેખ નીચે શહેરે શહેર અને ગામની શાખાઓ દક્ષતાપૂર્વક કાર્ય કર્યાં કરે.

નામદાર અંગ્રેજ સરકાર, પાલીતાણાના ના. ઠાકોર સાહેબ, ઓન. મી. વોટસન અને દુનિયાનાં સર્વે પ્રાણિઓનું શ્રેય થાઓ. "સવીજીવ કરૂં શાસન રસી" તેવી ભાવના દરેક દરેક બન્ધુએ ભાવવી.

બસ કેમ્પમાં જોડાવા કમર કસો. વીર બનો. જય લક્ષ્મી તમને વરશે.

સુરજમલ લલ્લુભાઇ ઝવેરી.
તંત્રી "જૈન પ્રભાવ,"
કાલબાદેવી—મુંબઇ.

---

# શ્રીયુત બહાદુરસિંહજી સિંધીનું ટુંક જીવન.

સ્વાગત સમિતિના પ્રમુખ શેઠ રવજીભાઇનું ટુંક જીવન ગત અંકમાં અપાઇ ગયું છે.

આપણી કોન્ફરન્સની ખાસ બેઠકના પ્રમુખ શ્રીમાનશેઠ બહાદુસીંહજી સીંઘીનો જન્મ બંગાલ પ્રાંતના અજીમગંજના નામના ગામના એક ઓશવાળ જૈન કોમના પ્રતિષ્ઠ ગૃહસ્થ શેઠ હરિસિંહ નીહાલચંદના કુળમાં જુલાઇ તા. ૧ લી સને ૧૮૮૫ ની સાલમાં થયો છે. તેમના પૂજ્ય પિતાશ્રી કીસનગઢ, અજીમગંજ વીગેરે સ્થળે થોડાં વર્ષ ગાળી કલકત્તામાં જુટના વેપારી તરીકે વ્યાપાર કરતા હતા. આપણી કોન્ફરન્સના પ્રમુખે બાર વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરી પોતાના ઘેર ઉપયોગી પુસ્તકોના વાંચન અને મનનથી ઘણું ઉપયોગી અને ઉચ્ચ કોટીનું જ્ઞાન સંપાદન કર્યું. આપણા પ્રમુખે પોતાની બુદ્ધિથી કાર્યકુશળતા તથા વેપારની કુનેહથી વેપારની અંદર વેપારી વર્ગમાં અગ્રગણ્ય પદ મેળવ્યું. અજીમગંજ પાઠશાળાના મંત્રી, જીયાગંજ (મુસીરાબાદ) હાઇસ્કુલના મંત્રી, રોયલ એશીયાટીક સોસાયટીના સભાસદ; બંગાળ સાહિત્ય પરીષદના સભ્ય, જુટવેપારી મંડળના પ્રમુખ, સને ૧૯૨૩ ની સાલમાં ભરાયેલ પ્રદર્શનના મેમ્બર શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ, કલકત્તાના ઉપ-પ્રમુખ જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ, મુંબઇના સભાસદ. જૈન શ્વેતાંબર મીત્રમંડળ વિદ્યાલય કલકત્તાના ઉપપ્રમુખ અને એવા અનેક મંડળોના મેમ્બર યા પ્રમુખ યા ઉપ-પ્રમુખ તરીકે તેઓશ્રીએ સામાજીક તેમજ જાહેર જીવનમાં રસ લેતા રહ્યા છે તે માટે તેઓશ્રી જેવા વ્યવસાયી ગૃહસ્થ માટે ખરેખર ધન્યવાદ પાત્ર છે. તેઓશ્રીએ જેવી રીતે તેમના અમુલ્ય વખતનો સદઉપયોગ કર્યો છે તે આપણે ઉપર જોઇ ગયા તેવી રીતે તેઓશ્રીએ પાલીતાણામાં પંડિતોને શ્રી યશોવિજય જૈન ગુરૂકુળ કાસી-બંગાળમાં પંડિતોને વિદ્યાશ્રમ અજીમગંજની પાઠશાળા, આગ્રા આત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડળ વીગેરેને ઉમદા આર્થીક મદદ આપી સદ્ઉપયોગ કર્યો છે. આવા યશસ્વી, કાર્યકુશળ વિચારશીલ અને સત્યનિષ્ઠ પુરૂષના પ્રમુખ પણાનીચે આપણી કોન્ફરન્સ ફત્તેહ થાય, એમાં સંદેહ હોયજ નહિ.

---

# આપણી મનોદશા અને દાસવૃત્તિ.

જનતાના વિકાસનું ધોરણ પૈસા નથી; ઉલટું ઘણીવાર દ્રવ્ય અને સુખના સાધનોની વિપૂલતા માનવ-જીવનના મહત્વના ગુણોનો વિનાશ કરે છે. ઉત્ક્રાન્તિ અગર વિકાસનું ખરૂં ધોરણ મનુષ્યના, સમાજના અને સમગ્રરૂપ રાષ્ટ્રના આંતરિક ગુણોનો ઉત્કર્ષ છે. છેલ્લાં બસે વર્ષથી એ આંતરિક ગુણોનો આપણા જીવનમાંથી લગભગ સદંતર લોપ થયો છે, આપણા વ્યક્તિ તેમજ રાષ્ટ્રિય જીવન પરત્વે આ હાનિ કાંઇ જેવી તેવી નથી. એ ગુણહાનિજ આપણી ગુલામીની દશાને કાયમ રાખે છે. દાસ-વૃત્તિ એ કાંઇ બાહ્ય પરિસ્થિતિ નથી; પરંતુ આંતરિક નિર્બળતા, સુખલાલસા, ચારિત્ર-હીનતા, ભીરૂતા, પામરતા અને ક્ષુદ્રતામાં રહેલી છે.

ગુલામી જ્યારે આપણા જીવનમાં ઉંડું સ્થાન મેળવે છે, ત્યારે આપણે ગુલામ છીએ, આપણું તેજ નષ્ટ પામ્યું છે, જગતમાં આપણું ક્યાંઇ સ્થાન કે સન્માન નથી, એ વાત ભૂલી જઇએ છીએ. પછી આપણે એ બધા ધક્કા ધુંબાને નિત્યની વસ્તુ ગણી લેવાઇ જઇએ છીએ, અને તેને સ્વાભાવિક માની તે પ્રત્યે દુર્લક્ષ્ય રાખીએ છીએ. આમ થવાનું કારણ એ છે કે આપણા જીવનના મૂળમાં રહેલું કુદરતી ચૈતન્ય હણાઇ ગયું છે. આપણા પ્રત્યે બીજી પ્રજાઓ ગમે તેવો સન્માન-હીન સંબંધ રાખે તોપણ તેમાં આપણને આત્મ-માનની ક્ષતિ સમજાતી નથી. કેમકે જે મર્મસ્થાનમાં એ આઘાત થવો જોઇએ તેમાં અસર થવા જેટલી પ્રાણશક્તિ ત્યાં રહેલી નથી. આપણું જીવન સુકા છોડ જેવું છે. તેને જીવતું, ખીલતું બતાવવા માટે તેના ઉપર રંગ બેરંગી ખોટા ફુલો અને પાંદડા ચોંટાડવામાં આવ્યા છે. અને તેવા મિથ્યા આભાસથી તેને આપણે જીવંત, સ્ફુરંત વસ્તુ માની રાજી થઇએ છીએ.

આ પ્રકારની મનો-દશામાંજ આપણી દુઃખદાયક દાસ-વૃત્તિ રહેલી છે. આ વૃત્તિએ આપણી વીરતા અને નિર્ભયતા છેકજ નષ્ટ કરી નાંખી છે. ગૃહમાં, સમાજમાં, વ્યવહારમાં, અને અન્ય શુભાશુભ પ્રસંગોમાં જ્યાં કંઇપણ જરૂરનો સુધારો વધારો કરવામાં આપણને રાજ્યસત્તાનું દમન નડતું નથી, ત્યાં આપણે સ્હેજ પણ વીરપણું દાખવી શકતા નથી. આપણી ગુલામી-વૃત્તિ એકલા રાજકીય ક્ષેત્રમાંજ સિમાબદ્ધ નથી, પણ જીવનની પ્રત્યેક શાખામાં તે વિવિધરૂપે આપણી પ્રગતિનો અવરોધ કરી બેઠી છે. આપણે જેને હાનીકારક ગણીએ, નિરર્થક ગણીએ, જેને શક્તિ અને દ્રવ્યનો ખાલી ગેરઉપયોગ સમજીએ, તેવા રીવાજોની સામે આપણે સમાજ તરીકે અગર વ્યક્તિરૂપે અવરોધ કરવાની શક્તિ સ્ફુરાવી શકતા નથી. રીવાજ, ટેવ, પરંપરા, ગતાનુગતિકતા, દેખાદેખીથી જે અનિષ્ટ ઘટનાઓ આપણા સામાજીક જીવનમાં પેસી ગઇ છે, જેનું નિવારણ કુદરતે આપણા પોતાનાજ હાથમાં, આપણી પોતાનીજ સ્વેચ્છા ઉપર મુક્યું છે, ત્યાં પણ આપણી ગુલામી આપણને પરાધીન, દીન અને નિરૂપાય બનાવી મુકે છે. પગલે પગલે આપણું હૃદય ભયભીત અને કંપતું રહે છે. આપણા અંતરાત્માના સ્વર કરતાં લોકોના મતની, રીવાજના બળની, અને પરંપરાગત આચારની કીંમત વધુ લેખીએ છીએ. "—જૈન ૨૪-૬-૨૭.



Syt. Bahadur Singhji Singhi of Calcutta,
*President*,
Special Session Jain Swetambar Conference, held at Madhav Baug
31st July, 1st, 2nd and 3rd August 1926.

# શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના
# ખાસ અધિવેશનના પ્રમુખ
# શ્રીયુત બહાદુરસિંહજી સીંઘીનું ભાષણ.

સદ્‌ગ્રહસ્થો અને સન્નારીઓ,

આજના જેવા પ્રસંગોએ મારી સ્થિતિમાં મુકાયેલા મનુષ્યોમાં પોતાને આપવામાં આવેલા મોટા માન ખાતર અત્યંત ઉપકારની લાગણી પ્રદર્શિત કરવાની કોશિશ કરવાનો એક રિવાજ થઇ પડયો છે. પરંતુ મને ભય રહે છે કે રિવાજ વારંવાર નીરસ બનવા પામે છે, અને તેથી વક્તા પોતાના ભાષણમાં જે મોહકતા અને સુગંધ ખુશીથી રેડી શકે છે. તે મોહકતા અને સુગંધ તેવા રિવાજને લીધે ગુમ થાય છે. કારણકે રિવાજથી ભાષાના સુકોમળ પુષ્પો વાસી થાય છે, અને પુનરાવૃત્તિ તેને કરમાવે છે. તેમ છતાં મારામાં રહેલા સંપૂર્ણ શુદ્ધ ભાવ અને ઉત્સુકતા સહિત આ પ્રસંગને છાજતી પૂરેપૂરી ગંભીરતા સાથે તમોને ખાત્રી આપવાની મને રજા આપશો કે આપણી કોમની આ કૉન્ફરન્સ વખતે આ અદ્વિતીય ઐતિહાસિક પ્રસંગે પ્રમુખપદ લેવા માટેના આવાહનનાં માન અને અધિકાર એટલાં મહત્વનાં, આપણી સન્મુખ રહેલા કાર્યોની મહત્તા જોતાં એટલા ગંભીર, ભાવિ પ્રજા માટે અતિ અગત્યના પરિણામોથી એટલા ગર્ભિત-હું લેખું છું કે મારી ઉપકારની લાગણી યોગ્ય રીતે દર્શાવવા જતાં શબ્દો મારે માટે તદ્દન નિષ્ફળ નિવડયા છે. શબ્દો! અરે શબ્દોમાં શી વિસાત છે, હૃદય અને મગજની લાગણીઓને આકાર આપી ભાવવાહી બનાવવામાં શબ્દો તો માત્ર ક્ષુદ્ર નિર્બળ અને અપૂર્ણ ચિન્હો છે. જ્યારે આ ખ્યાલો માત્ર બુદ્ધિની ઉદાસીન કૃતિ રૂપ હોય છે, ત્યારે તેવા ખ્યાલો પ્રગટ થવા માટે, શબ્દો કદાચ પૂરતા થાય, પરંતુ પ્રચંડ સંક્ષોભથી વ્યાકુળ થયેલા અંતઃકરણની ઉછળતી ઉર્મિઓ પ્રદર્શિત કરવાનો સવાલ જ્યારે ઉભો થાય છે, ત્યારે તે કાર્યો માટે શબ્દોની શી તાકાત છે! શબ્દો તે કેવળ પડછાયા છે, તે તો ખરેખર અસત્ છે, અપૂર્ણ છે, અયોગ્ય છે, અસંતોષ આપનારા તેમજ પોકળ છે.

થશે નહિ. આપણા ઉપર ગુજરેલો અન્યાય દુર કરાવવા જો આપણે માંગતા હોઇએ, આપણી હાડમારીમાંથી આપણે મુક્ત થવા આપણે ઇચ્છા રાખીએ, આપણા હક્કો સ્થાપિત કરાવવા આપણી મરજી હોય, તો જે હક્કો આપણા પૂર્વજોએ આપણે માટે મેળવ્યા છે, અને જે હક્કો સૈકાઓ થયાં આપણી કોમ ભોગવતી આવી છે, તે હક્કોનો અવિચ્છિન્ન ભોગવટો પ્રાપ્ત કરવાનો આપણો ઉદ્દેશ સફળ કરવા સર્વે ઉપાયો અજમાવવાનો આપણો અટલ નિશ્ચય આપણે જાહેર કરવો જોઇએ. વર્તમાન સમયના કોમના અગ્રેસર વકતાની ફરજ કરતાં કોમની ફરજ બમણી છે. અને અપરાધોની માત્ર શાબ્દિક નોંધ લેવાનો અને પુસ્તકિયા સિદ્ધાન્તોનું કહેવાતું પવિત્ર પ્રદર્શન કરવાનો સમય વીતી ગયો છે, એવું સમજવાની પવિત્ર ફરજ સમસ્ત કોમ ઉપર આવી પડી છે. એ કારણેજ તે કોમના એક ક્ષુદ્ર અંગ તરીકે આવા સર્વોપરિ અગત્યના પ્રસંગે થતી કોમની વિચારણા સમયે પ્રમુખસ્થાન લેતી વખતે મને આપવામાં આવેલા માન અને દરજ્જા માટે આભાર દર્શાવવામાં પણ શબ્દો કેવળ શબ્દો દૂર રાખીને મારે તો મારા પોતાને માટે તે.—એજ નિશ્ચય પ્રગટ કરવો જોઇએ: તેટલા માટેજ, સદગૃહસ્થો અને સન્નારીઓ. ફરીથી કહેવાની મને રજા આપશો કે આભાર પ્રદર્શિત કરવામાં જડબાંતોડ લાંબા મોટા શબ્દોનો આ પ્રસંગે ઉપયોગ કરતાં નથી, તેનું કારણ ઉપકૃતપણાને લગારે ઓછું ગણું છું એટલા માટે નહી, પરંતુ આપણા કાર્ય માટે શબ્દોમાં કંઇ પણ લાભકાત હું જોતો નથી એજ છે, અને વધુમાં હું માનું છું કે આ સમય બોલવાનો નથી પણ કાર્ય કરવાનો છે.

આ અધિવેશનના ઉદ્દેશ અને હેતુ વિષે હું કંઇ પણ બોલું તે પહેલાં, આપણી કોમને વધારે પરિચિત ભાષામાં બોલવા કરતાં અંગ્રેજી ભાષામાં બોલવાનું મેં પસંદ કર્યું તે માટે મારી ગાફલા અથવા કાંઇક ખુલાસો કરવા હું રજા લઉં છું. ખરેખર, આજના આ મોભાદાર સંમેલનમાં પણ અંગ્રેજી ભાષાથી અપરિચિત હોય એવા કેટલાક બંધુઓ હશે, અને તેઓ આ વિચારણા અને કામકાજ પ્રાયઃ સમજી શકશે નહિ તેઓના લાભ માટે અને કોમની સામાન્ય જાણ માટે આ અધિવેશન બોલાવનારાઓએ, હું સમજું છું તેમ આ ભાષણ તેમજ ઉપયોગી સઘળી માહિતી મૂળ તથા અનુવાદરૂપે અંગ્રેજી તેમજ ગુજરાતીમાં છપાવવાની ગોઠવણ કરી છે, પરંતુ આજના સંજોગોમાં કે જ્યારે માત્ર આપણી કોમનેજ કહેવાનું છે એટલુંજ નહિ. પણ સમસ્ત દુનિયાને અને ખાસ કરીને હીંદી સરકારને કહેવાની જરૂર છે. ત્યારે દેશની રાજભાષાને પસંદગી આપવીજ જોઇએ કે જેથી, કાંઇપણ ગેરસમજુતી ઉભી થવા પામે નહિ. અને આજ કારણથી પ્રમુખનું ભાષણ અંગ્રેજીમાં રાખવાનું જરૂરી ધારવામાં આવ્યું છે.

હવે પ્રસ્તુત કાર્ય તરફ વળી આ અદ્વિતીય પ્રસંગને અપૂર્વ પ્રસંગ તરીકે અને આપણા ઇતિહાસમાં મુખ્ય બનાવ તરીકે નોંધાવાના પ્રસંગ તરીકે મેં ઓળખાવ્યો છે. તમે જાણો છો કે જે હક્કો અને અધિકારો આપણી કોમ અવિચ્છિન્ન અને અવિરૂદ્ધપણે સૈકાઓ થયાં ભોગવતી આવી છે તે હક્કો અને અધિકારો ઉપર મૂરખાઇભરેલી રીતે ત્રાપ મારવાની પાલિતાણા દરબારના કાર્ય સામે વાંધો ઉઠાવવા આપણે ભેગા થયા છીએ. દરેક જૈન માને છે કે આ હક્કો પ્રાચીન સમયથી આપણને પ્રાપ્ત થયેલા છે, પરંતુ તમારી સમક્ષ ટુંકમાં જે હકીકત હું રજુ કરવાનો છું તે ઉપરથી જૈનેતરો પણ સમજશે કે જે હક્કોનો આપણે આગ્રહ કરીએ છે તેના કંઇ નહિ તો મોગલ બાદશાહતના

સમયથી તો આરંભ થાયછેજ. સંક્ષેપમાં વિશેષમાં, ઑનરેબલ ગી. વૉટસનના અનુચિત ચુકાદામાં પ્રતિબિંબિત થતી ન્યાયની મશ્કરી તરફ આપણી અત્યંત નિરાશાની લાગણી નોંધવા તેમજ એ પ્રકારના સિદ્ધાન્ત સામે આપણો એકત્રિત રોષ અને સામુદાયિક વિરોધ, જાહેર કરવા આપણે ભેગા મળ્યા છીએ અને કદાચ એમ કહેવામાં આવે કે આજના જેવા ગંભીર પ્રસંગે આપણે જૈનો જરા પણ અન્તરશોધન અથવા આત્મશોધન કરવા દેતા નથી તેટલા માટે મ્હને ઉમેરવા દ્યો કે જો આપણે આપણી કોમના હકકો તરફ આંખ મિંચામણાં ન થવા દેવા અને આપણી વ્યાજબી માગણીઓ પગ નીચે ન કચરાવા દેવા માંગતા હોઇએ તો આ એક વખત અને હંમેશને માટે આપણી આંતરિક પુનર્વ્યવસ્થા અને પુનર્ રચનાના પ્રબંધો જે આ લડતના અનુભવથી આપણે તદ્દન અનિવાર્ય માલુમ પડયા છે તે વિચારવા આપણે એકઠા થયા છીએ.

તે એક આશ્ચર્યજનક અદ્વિતીય મંદિરોનું શહેર છે, કારણ કે મુખ્ય દરવાજાની અંદર થોડાક કુંડ સિવાય બીજું કંઈ નથી. દુનિયામાં આવા સ્થળની જોડી નથી. અને સાથે સાથે દરેક ચોગાનમાં, દરેક રસ્તે રંગમંડપ અને દ્વારમંડપમાં સ્વચ્છતા છે, આ કંઇ ઓછા આનંદની જગા નથી. ઉત્સવના પ્રસંગો સિવાય અહીંની શાંતિ પણ આકર્ષક છે. ડુંગર ઉપરના આ મંદિરો અને બીજી જગાઓ, કુંડો વિશ્રામસ્થાનો વિગેરે બધું જૈન કોમે જુદે જુદે વખતે બાંધેલું છે અને તેઓજ તેની મરામત કરાવે છે.

## મોગલ બાદશાહોએ આપેલી સનદો.

જૈન કોમે મેળવેલા ડુંગર ઉપરના હકકોને વખતોવખત ખાસ સનંદો કે બાદશાહી ફરમાનો કાઢીને મોગલ બાદશાહોએ માન્ય કરેલ છે, બહાલ રાખેલ છે અને તે માટે કબુલાતો પણ આપેલ છે.

સને ૧૫૯૨ માં સમ્રાટ્ અકબરે તે વખતના જૈનાચાર્ય શ્રીહીરવિજયસૂરિને એવી પ્રથમ સનદ આપી હતી. તે મહાન્ મોગલ બાદશાહ મજકુર સનદમાં શત્રુંજયાદિ પાંચ પવિત્ર ડુંગરો જૈનોની માલિકી અને કબજો સ્વીકારે છે. ગુજરાત તે સમયે મોગલ શહેનશાહતનો એક ભાગ હતો. અને અમદાવાદના સુબાના તાબા હેઠળના સોરઠ સરકારની હદમાં પાલિતાણા પરગણું આવેલ હતું. ત્યાર પછી અકબરના શાહજાદા અને અકબર પછી દિલ્હીના તખ્ત ઉપર આવેલા સમ્રાટ્ જહાંગીરે પોતાના રાજ્યના ત્રીજા વર્ષમાં એક વધુ સનદ બક્ષી કે જેમાં શત્રુંજયનો ભોગવટો અને બાંધકામ મરામત વિગેરે કાર્યમાં જૈનોને હરકત નહિં કરવાને સર્વને હુકમ કરવામાં આવ્યો. તેના શાહજાદા અને તેની પાછળ ગાદીપર આવનાર શાહજહાંના રાજ્યના બીજા વર્ષમાં ( સને ૧૬૨૯ ) સમ્રાટ્ના ગુજરાતના રાજ્ય પ્રતિનિધિ તરીકે મુરાદબક્ષે એક સનદ બક્ષી, કે જેમાં એમ જણાવ્યું છે કે પાલિતાણાનું ગામડું જૈન ઝવેરી શાંતિદાસને ઇનામ તરીકે આપવામાં આવે છે.

શાહજહાંના રાજ્યના ૩૧ માં વર્ષમાં ( સને ૧૬૫૮ માં ) એક સનંદથી આને વધુ બહાલી મળી છે. સદરહુ સનદ જાહેર કરે છે કે મુરાદને જાગીર તરીકે આપવામાં આવેલું પાલિતાણાનું પરગણું મુરાદે શાંતિદાસને ઇનામ તરીકે આપેલું છે. તેજ વર્ષે મુરાદે શહેનશાહ તરીકે તખ્તનશીન થતાં, શાંતિદાસ અને તેના વંશજોને મજકુર પરગણું આપેલું તે બહાલ રાખ્યું. ઔરંગઝેબ બાદશાહે તેજ વર્ષની પાછળની સનદથી મજકુર બક્ષિસને વધુ સંમતિ આપી. અને તેના શાહજાદા બહાદુરશાહે પણ તેના ઉપર પોતાની મહોર મારી.

આ બધી સનદો મી. કેન્ડી સમક્ષ ચાલેલી તપાસ દરમ્યાન રજુ કરવામાં આવી હતી. તેને લગતા પુરાવા તપાસી લઇને અને કર્નલ કીટીંજના અભિપ્રાયને ઘટતું માન આપીને મી. કેન્ડી એવા ઠરાવ ઉપર આવ્યા કે મજકુર સનદો ખરી છે. તેમણે કહ્યું હતું કેઃ—

"શ્રાવકોએ રજુ કરેલી સનદોના આ સઘળા કથન દરમ્યાન ઠાકોર સાહેબે તેના ખરાપણાં માટે કદી પણ વાંધો ઉઠાવ્યો હોય એવું મને માલુમ પડ્યું નથી તેઓના દેખાવ ઉપરથી તેઓ ચોક્કસ ખરી હોય તેમ જણાય છે, દેખિતી રીતે જુના કાગળ ઉપર તે લખાયેલ છે, અને તેના ઉપર આશ્ચર્યજનક રીતે બનાવવામાં આવેલી મહોરોની છાપ મારવામાં આવેલી છે. આવી છાપ ભાગ્યેજ બનાવટી હોઇ શકે. તેટલા માટે આ દસ્તાવેજો ખરા છે એમ હું માની લઇશ.

જે વખતે સનદો આપવામાં આવી તે વખતે તે સનદોનો અમલ કરાવવાની **મોગલ કોર્ટને સત્તા ન હતી.** એવી કર્નલ કીટીંજની સૂચનાના સંબંધમાં વિચારતાં મી. કેન્ડી નીચે પ્રમાણે કહે છેઃ—

મને માલુમ પડે છે કે ગોહેલવાડ સાથે સોરઠ–મોગલોના સીધા કાબુ નીચે હતો, અને ફરમાન બક્ષવાની અને એવા ફરમાનને માન્ય કરાવવાની દિલ્હીના બાદશાહ કે અમદાવાદના તેના સુબાને સત્તા હતી

પ્રત્યેક સનદને લગતા પુરાવા સંબંધી મી. કેન્ડીએ અતિ વિસ્તારથી ચર્ચા કરી હતી અને તે ઉપર તેણે ખૂબ વિચાર કર્યો હતો અને મોગલ બાદશાહોની સનદો અને બક્ષિસોની નોંધ લેતા શત્રુંજય વિગેના મી. બર્ગેસના પુસ્તકમાં આવેલા ડુંગર ઉપરના શિલાલેખો સંબંધી તેમણે ઇસારો કર્યો હતો.

પોલિટિકલ એજન્ટ મી. પીલ, મી. કેન્ડી સાથે મળતા થયા હતા અને તેમણે કહ્યું કેઃ–દિલ્હીના બાદશાહોના ફરમાનોની રૂએ આ પવિત્ર ડુંગરનો કબજો શ્રાવકો પાસે અગાઉ હતો, અને જે જે મકાનો તે વખતથી રહેલા માલુમ પડે છે તે મકાનોનો અવિરત કબજો ભોગવવાનો અધિકાર આ ફરમાનોથી બક્ષિસ મેળવનારાઓને છે.

## ઠાકોરની સ્થિતિ અને રખોપાની રકમનો આરંભ.

પાલિતાણા દરબાર અને શત્રુંજય ઉપર યાત્રાએ જતી જૈન કોમ વચ્ચેના સંબંધનાં મૂળ અને પ્રકાર તરફ હવે આપણે નજર કરીએ.

પાલીતાણાના દરબાર ગોહેલ રજપુત છે. આ ગોહેલ રજપુતોનાં આગમનની વહેલામાં વહેલી નિશાનીઓ ૧૩ મા સૈકામાં કોઈ સ્થળે મળી આવે છે. હાલના પાલિતાણા દરબારના વડવાઓએ પહેલાં માંડવીમાં પોતાનું થાણું બેસાડયું, અને પછી તેઓ ગારીઆધર આવ્યા (આ ગારીઆધર પાલિતાણા સ્ટેટનું એક નાનું ગામ છે). અને ઘણા વખત પછી તેઓ છેવટે પાલિતાણા આવ્યા. તથા કોઇક સ્થાનિક બળથી યાત્રાળુઓ અને તેમની માલમત્તાનું તાત્કાલિક રક્ષણ વધારે અસરકારક રીતે થાય તે માટે સને ૧૬૫૧ માં હાલમાં પાલિતાણા દરબારના વડવાઓ સાથે જૈનોએ એક કરાર કર્યો. આ કરારથી જૈનોને રક્ષણ આપવાની તેઓએ કબુલાત આપી અને કંઇપણ મિલકત ખોવાય તે માટે જૈનોને બદલો ભરી આપવાનું તેઓએ માથે લીધું. આના બદલામાં ચોકકસ રકમ તેઓને આપવાને જૈનો કબુલ થયા. આ નિર્દિષ્ટ કરાર સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે શત્રુંજય ડુંગર ઉપર રાજકીય કે હકુમતને લગતી સત્તાઓ પાલિતાણા દરબારને હતી નહિં. તેમજ તેવી સત્તાઓનો દાવો પણ તેઓએ કર્યો નહતો. પરંતુ ચોકકસ રકમના બદલામાં ચોર લુટારાના ત્રાસમાંથી જૈન યાત્રાળુઓનું રક્ષણ કરવાનું, તેઓએ માત્ર માથે લીધું હતું.

સને ૧૮૨૦ માં કાઠીઆવાડ પોલિટિકલ એજન્સી સ્થાપવામાં આવ્યા પછી જૈન કોમ અને પાલિતાણા દરબાર વચ્ચે આવી જાતના કરારી સંબંધો ચાલુ રહ્યા.

બ્રિટિશ સરકારની દરમ્યાનગીરીથી વખતો વખત આવા પ્રકારના નવા કરારો કરવામાં આવ્યા કારણ કે જૈનો કાંતો બ્રિટિશ પ્રજા છે કે બીજા હિંદી સ્ટેટોની પ્રજા છે. સને ૧૮૨૧ ના ડિસેંબરની ૯ મી તારીખે તે વખતના પોલિટિકલ એજન્ટ કર્નલ બાર્નવેલની દરમ્યાનગીરીથી જૈન કોમની વતી શેઠ આણંદજી કલ્યાણજી અને પાલિતાણા દરબાર વચ્ચે એક કરાર થયો હતો. ડુંગર ઉપર જતા આવતા-

ભુઓના રક્ષણ અને સંભાળ માટેના દરબારના દાવાની પૂરી પતાવટ તરીકે સને ૧૮૨૧ ના નવેંબરથી શરૂ કરીને દશ વર્ષ સુધી વાર્ષિક રૂ. ૪૫૦૦) આપવાનો કરાર થયો હતો. આ કરારમાં પાલિતાણા દરબાર ચોખ્ખા શબ્દોમાં કબુલાત આપે છે કે "સંઘ અગર પ્રકીર્ણ લોક જાત્રાએ આવશે તેની ચોકી પહેરાની ખબરદારી અમે સારી પેઠે રાખીશું ને જાત્રાળુ લોકને કશી વાતે ઇજા પહોંચવા દેશું નહિં." આ કરારમાં વધુ લખવામાં આવ્યું છે કે:—"અગર કોઇ લોકનું નુકસાન ચોરીથી થાશે તો તેનુ વળતર કરી આપીશું" કોઇપણ પ્રકારના બીજા બધા દાવાઓ અને હક્કો પાલિતાણા ઠાકોર આ કરારમાં સ્પષ્ટ શબ્દોમાં મૂકી દે છે.

દરબારને આપવામાં આવતી રકમ થોડાક અંશે પણ કરના રૂપમાં હતે તો આવી જાતના કરારનો ખ્યાલ પણ કેવી રીતે કરી શકાય.

જો કે મૂળથીજ દશ વર્ષ માટે સને ૧૮૨૧ નો આ કરાર કરવામાં આવ્યો હતો, છતાં લગભગ ૪૭ વર્ષ સુધી તે પાળવામાં આવ્યો હતો, અને તે અરસામાં દર વર્ષ રૂ. ૪૫૦૦)નીજ રકમ ભરપાઇ કરવામાં આવતી.

સને ૧૮૬૦ માં મજકુર કરાર રદ કરાવવાની દરબારની ઇચ્છા થઇ, અને ૧૮૬૩ માં મુંબઈ સરકારને દરબાર તરફથી એક અરજી (રેપ્રિઝેન્ટેશન) મોકલવામાં આવી. તેમાં દરબારે વાંધો લીધો કે સને ૧૮૨૧ નો કરાર રખોપાની રકમનો હમેંશના સાટા તરીકે ન હતો, પરંતુ દશ વર્ષ માટે માત્ર કર્યો હતો. બીજી બાજુ જૈન કોમે એવો વાંધો લીધો કે મજકુર કરાર હમેંશનો છે એમ ધારીનેજ કરવામાં આવ્યો હતો.

## સને ૧૮૬૩ નો ફેંસલો.

નામદાર મુંબઇ સરકારે આ વાંધાનો નિકાલ લાવવાનું કામ મેજર કીટીંજને સોપ્યું. મેજર કીટીંજે તપાસ કરી દર વર્ષ રૂ. ૧૦૦૦૦) ની રકમ ભરપાઇ કરવા માટે ઠરાવી. એ વર્ષ સુધી તે રકમમાં ફેરફાર ન કરવો એવું તેણે ઠરાવ્યું, અને ત્યારબાદ સદરહુ રકમમાં ફેરફાર કરવાની માંગણી કરવાને બને પક્ષકારને છુટ આપી. મેજર કીટીંજે નક્કી કરેલા ચોકક્સ ધોરણ મુજબ એજન્સી સદરહુ રકમ તે મુદત પછી નક્કી કરવાની હતી. અને જે પરિણામ આવે તે ૧૦ વર્ષ સુધી કે પક્ષકારો ઇચ્છે તેટલી વધુ મુદત સુધી ચાલુ રહેવાનું હતું.

મેજર કીટીંજનો આ ફેંસલો મુંબઇ સરકાર ઉપર રવાના કરવામાં આવ્યો હતો અને તેઓએ સને ૧૮૬૬ ના ફેબ્રુઆરીની ૬ઠી તારીખે પોતાનો છેવટનો ચુકાદો આપ્યો હતો કર્નલ કીટીંજનો ફેંસલો તેઓએ બહાલ રાખ્યો. એમ કરતાં તેઓએ જણાવ્યું કે.—"સદરહુ ફેસલાની રકમમાં ઠાકોરની શ્રાવકો પાસેની બધી માંગણીઓનો સમાવેશ થઇ જાય છે. જેથી હરકોઇ બ્હાને ઠાકોર શ્રાવકો પાસેથી કોઇપણ રકમ વસુલ કરે તો તે બધી શ્રાવકોને વળતર મળવી જોઇએ, તથા જે રકમ આપવાની ઠરી છે તેના અવેજમાં શ્રાવક કોમને તેમના જાનમાલની સલામતી માટે યોગ્ય પોલીસ રક્ષણ મળવું જોઇએ" તેઓએ વધુ જણાવ્યું હતું જે;—"જો આરોગ્યના (સેનીટરી) કામ માટે કોઇપણ વેરો નાંખવાની જરૂર પડે તો સરકારની મંજુરી વગર તેવો વેરો નાંખી શકાશે નહીં અને એવો વેરો ઠાકોરની અંગત ઉપજ તરીકે વસુલ કરવા દેવામાં આવશે નહિ, પણ જે કામને માટે એ વેરો નંખાય તે કામ માટેજ એનો ઉપયોગ થવો જોઇશે."

કંઇપણ નુકશાન જાત્રાળુઓને થશે તો તેઓને તેનું વળતર આપવા દરબાર બંધાએલ છે તે બાબત હમેંશ કબુલ રાખવામાં આવેલ છે, તે હકીકતથી રખોપાની રકમ એક કર નથી એમ ખુલ્લી રીતે સાબિત થાય છે. સને ૧૮૭૪ માં એક જાત્રાળુને નુકશાન થયું. તે બાબતમાં પોલિટિકલ એજન્ટ રૂબરૂ કામ ચાલ્યા પછી દરબારે સને ૧૮૭૬ માં તે જાત્રાળુને રૂ. ૪૩૦૦) વસુલ આપ્યા હતા. વધુ એમ ઠરાવવામાં આવ્યું હતું કે આરોગ્ય (સેનીટરી) કામ માટે નાખવામાં આવેલો વેરો બ્રિટિશ સરકારની મંજુરીથી નાંખવામાં આવશે, અને જે કામ માટે વેરો નાખવામાં આવે તે કામમાંજ તેની ઉપજનો ઉપયોગ બરાબર કરવામાં આવ્યો છે તે બાબત બ્રિટિશ સરકાર ધ્યાન રાખશે. આ બધુ સ્પષ્ટ કરે છે કે જૈન કોમનું યોગ્ય રીતે રક્ષણ કરવાની ઠાકોરની જવાબદારી બ્રિટિશ સરકારે સ્વીકારી છે.

મુંબઈ સરકારના હુકમો સામે સેક્રેટરી ઓફ સ્ટેટને પાલિતાણા દરબારે અપિલ કરી, પરંતુ મેજર કીટીંજના વિચારો માન્ય રાખવાની તેમણે ના પાડી, અને સને ૧૮૬૬ ના મુંબઇ સરકારના હુકમોને મંજુર રાખ્યા. આ હુકમો સને ૧૮૮૧ સુધી અમલમાં રહ્યા. આ અરસામાં દરબાર અને જૈન કોમ વચ્ચે અનેક ખટપટો ઉભી થઈ અને તેનો નિકાલ એજન્સી સત્તાધારીઓએ કર્યો હતો.

જાત્રાળુઓની સંખ્યા ગણવાની અને તેઓ પાસેથી પૈસા લેવાની રીત અજમાવવામાં આવી હતી, પણ તે અવ્યવહારૂ માલમ પડી હતી, અને સરકાર અને એજન્સી એ ઠરાવ ઉપર આવ્યા કે ઠેરવેલી વાર્ષિક રકમ ભરવાની જુની ગોઠવણ પ્રમાણે વર્તવું, એજ ઇચ્છવાલાયક રસ્તો છે. અને તેટલા માટે પક્ષકારોને ભેગા મળીને ઉકેલ લાવવા જણાવવામાં આવ્યું, અને તેઓ તેજ ધોરણે એક નિશ્ચય ઉપર આવ્યા. પરિણામે સને ૧૮૮૬ નો કરાર થયો.

## સને ૧૮૮૬ નો કરાર.

૧. રૂ. ૧૫૦૦૦) (પંદર હજાર) ની નક્કી કરેલી રકમ દર વર્ષે પાલિતાણાના ઠાકોર લેવાને કબુલ કરે છે અને જૈન કોમ આપવાને કબુલ કરે છે. પાલિતાણા ઠાકોરને દર વરસે ભરવાની આ રકમના અવેજમાં પાલિતાણા દરબાર કબુલ કરે છે કે જાત્રાળુના કર તરીકે જૈન કોમ પાસેથી બીજી કોઈપણ વધારાની રકમ તે માગશે નહિં. દર વરસની પહેલી તારીખે રૂ. ૧૫૦૦૦ (પંદર હજાર) ની રકમ ભરવાની છે. એમાં પોલીસ રક્ષણ (**માલણું વિગેરે**) નો સમાવેશ થઇ જાય છે.

૨ સને ૧૮૮૬ ના એપ્રિલની પહેલી તારીખથી ૪૦ (ચાલીસ) વરસની મુદત સુધી આ ગોઠવણ ચાલુ રહેશે એમ ઠાકોર સાહેબ કબુલ કરે છે અને જૈન કોમ સંમતિ આપે છે.

૩ ચાલીસ વર્ષની મુદત પુરી થયે, આ કરારના પહેલા પેરેગ્રાફમાં ઠેરવેલી વાર્ષિક રકમમાં ફેરફાર કરવાને બંને પક્ષકાર પૈકી હરકોઈ પક્ષકારને છુટ રહેશે. બંને તકરાર કરનારા પક્ષકારોની પોત પોતાની દલીલોની તપાસ કરીને આ રકમમાં ફેરફાર મંજુર કરવો કે નહિ કરવો તેની સત્તા અંગ્રેજ સરકારના હાથમાં રાખવામાં આવી છે.

સરકારની મંજુરી માટે સને ૧૮૮૬ નો કરાર સરકારને રવાના કરતી વખતે આ નક્કી થયેલી વાર્ષિક રકમમાં ફેરફાર મંજુર કરવો કે નહિં કરવો તેની સત્તા અંગ્રેજ સરકારના હાથમાં જે કારણે રાખવામાં આવી છે તે કારણ ૪ થા પેરાગ્રાફમાં કર્નલ વોટસન જણાવે છે. તેમણે લખ્યું છે કેઃ—

ળુઓના રક્ષણ અને સંભાળ માટેના દરબારના દાવાની પૂરી પતાવટ તરીકે સને ૧૮૨૧ ના નવેંબરથી શરૂ કરીને દશ વર્ષ સુધી વાર્ષિક રૂ. ૪૫૦૦) આપવાનો કરાર થયો હતો. આ કરારમાં પાલિતાણા દરબાર ચોખ્ખા શબ્દોમાં કબુલાત આપે છે કે "સંઘ અગર પ્રકીર્ણ લોક જાત્રાએ આવશે તેની ચોકી પહેરાની ખબરદારી અમે સારી પેઠે રાખીશું ને જાત્રાળુ લોકને કશી વાતે ઇજા પહોંચવા દેશું નહિં." આ કરારમાં વધુ લખવામાં આવ્યું છે કેઃ—"અગર કોઇ લોકનું નુકસાન ચોરીથી થાશે તો તેનુ વળતર કરી આપીશું" કોઇપણ પ્રકારના બીજા બધા દાવાઓ અને હકકો પાલિતાણા ઠાકોર આ કરારમાં સ્પષ્ટ શબ્દોમાં મૂકી દે છે.

દરબારને આપવામાં આવતી રકમ થોડાક અંશે પણ કરના રૂપમાં હતે તો આવી જાતના કરારનો ખ્યાલ પણ કેવી રીતે કરી શકાય.

જો કે મૂળથીજ દશ વર્ષ માટે સને ૧૮૨૧ નો આ કરાર કરવામાં આવ્યો હતો, છતાં લગભગ ૪૭ વર્ષ સુધી તે પાળવામાં આવ્યો હતો, અને તે અરસામાં દર વર્ષ રૂ. ૪૫૦૦)નીજ રકમ ભરપાઇ કરવામાં આવતી.

સને ૧૮૬૦ માં મજકુર કરાર રદ કરાવવાની દરબારની ઇચ્છા થઇ, અને ૧૮૬૩ માં મુંબઇ સરકારને દરબાર તરફથી એક અરજી ( રેપ્રિઝેન્ટેશન ) મોકલવામાં આવી. તેમાં દરબારે વાંધો લીધો કે સને ૧૮૨૧ નો કરાર રખોપાની રકમનો હમેંશના સાટા તરીકે ન હતો, પરંતુ દશ વર્ષ માટે માત્ર કર્યો હતો. બીજી બાજુ જૈન કોમે એવો વાંધો લીધો કે મજકુર કરાર હમેંશનો છે એમ ધારીનેજ કરવામાં આવ્યો હતો.

## સને ૧૮૬૩ નો ફેંસલો.

નામદાર મુંબઇ સરકારે આ વાંધાનો નિકાલ લાવવાનું કામ મેજર કીટીંજને સોંપ્યું. મેજર કીટીંજે તપાસ કરી દર વર્ષ રૂ. ૧૦૦૦૦) ની રકમ ભરપાઇ કરવા માટે ઠરાવી. બે વર્ષ સુધી તે રકમમાં ફેરફાર ન કરવો એવું તેણે ઠરાવ્યું, અને ત્યારબાદ સદરહુ રકમમાં ફેરફાર કરવાની માંગણી કરવાને બંને પક્ષકારને છૂટ આપી. મેજર કીટીંજે નક્કી કરેલા ચોક્કસ ધોરણ મુજબ એજન્સી સદરહુ રકમ તે મુદત પછી નક્કી કરવાની હતી. અને જે પરિણામ આવે તે ૧૦ વર્ષ સુધી કે પક્ષકારો ઇચ્છે તેટલી વધુ મુદત સુધી ચાલુ રહેવાનું હતું.

મેજર કીટીંજનો આ ફેંસલો મુંબઇ સરકાર ઉપર રવાના કરવામાં આવ્યો હતો અને તેઓએ સને ૧૮૬૬ ના ફેબ્રુઆરીની ૬ઠી તારીખે પોતાનો છેવટનો ચુકાદો આપ્યો હતો કર્નલ કીટીંજનો ફેંસલો તેઓએ બહાલ રાખ્યો. એમ કરતાં તેઓએ જણાવ્યું કે.—"સદરહુ ફેસલાની રકમમાં ઠાકોરની શ્રાવકો પાસેની બધી માંગણીઓનો સમાવેશ થઇ જાય છે. જેથી હરકોઇ બ્હાને ઠાકોર શ્રાવકો પાસેથી કોઇપણ રકમ વસુલ કરે તો તે બધી શ્રાવકોને વળતર મળવી જોઇએ, તથા જે રકમ આપવાની ઠરી છે તેના અવેજમાં શ્રાવક કોમને તેમના જાનમાલની સલામતી માટે યોગ્ય પોલીસ રક્ષણ મળવું જોઇએ" તેઓએ વધુ જણાવ્યું હતું જે;—"જો આરોગ્યના (સેનીટરી) કામ માટે કોઇપણ વેરો નાંખવાની જરૂર પડે તો સરકારની મંજુરી વગર તેવો વેરો નાંખી શકાશે નહીં અને એવો વેરો ઠાકોરની અંગત ઉપજ તરીકે વસુલ કરવા દેવામાં આવશે નહિ, પણ જે કામને માટે એ વેરો નંખાય તે કામ માટેજ એનો ઉપયોગ થવો જોઇશે."

કંઈપણ નુકશાન જાત્રાળુઓને થશે તો તેઓને તેનું વળતર આપવા દરબાર બંધાયેલ છે તે બાબત હમેંશ કબુલ રાખવામાં આવેલ છે, તે હકીકતથી રખોપાની રકમ એક કર નથી એમ ખુલ્લી રીતે સાબિત થાય છે. સને ૧૮૭૪ માં એક જાત્રાળુને નુકશાન થયું. તે બાબતમાં પોલિટિકલ એજન્ટ રૂબરૂ કામ ચાલ્યા પછી દરબારે સને ૧૮૭૬ માં તે જાત્રાળુને રૂ. ૪૩૦૦) વસુલ આપ્યા હતા. વધુ એમ ઠરાવવામાં આવ્યું હતું કે આરોગ્ય (સેનીટરી) કામ માટે નાખવામાં આવેલો વેરો બ્રિટિશ સરકારની મંજુરીથી નાંખવામાં આવશે, અને જે કામ માટે વેરો નાખવામાં આવે તે કામમાંજ તેની ઉપજનો ઉપયોગ બરાબર કરવામાં આવ્યો છે તે બાબત બ્રિટિશ સરકાર ધ્યાન રાખશે. આ બધુ સ્પષ્ટ કરે છે કે જૈન કોમનું યોગ્ય રીતે રક્ષણ કરવાની ઠાકોરની જવાબદારી બ્રિટિશ સરકારે સ્વીકારી છે.

મુંબાઈ સરકારના હુકમો સામે સેક્રેટરી ઓફ સ્ટેટને પાલિતાણા દરબારે અપિલ કરી, પરંતુ મેજર કીટીંજના વિચારો માન્ય રાખવાની તેમણે ના પાડી, અને સને ૧૮૬૬ ના મુંબઇ સરકારના હુકમોને મંજુર રાખ્યા. આ હુકમો સને ૧૮૮૧ સુધી અમલમાં રહ્યા. આ અરસામાં દરબાર અને જૈન કોમ વચ્ચે અનેક ખટપટો ઉભી થઈ અને તેનો નિકાલ એજન્સી સત્તાધારીઓએ કર્યો હતો.

જાત્રાળુઓની સંખ્યા ગણવાની અને તેઓ પાસેથી પૈસા લેવાની રીત અજમાવવામાં આવી હતી, પણ તે અવ્યવહારૂ માલમ પડી હતી, અને સરકાર અને એજન્સી એ ઠરાવ ઉપર આવ્યા કે ઠરેવેલી વાર્ષિક રકમ ભરવાની જુની ગોઠવણ પ્રમાણે વર્તવું, એજ ઇચ્છવાલાયક રસ્તો છે. અને તેટલા માટે પક્ષકારોને ભેગા મળીને ઉકેલ લાવવા જણાવવામાં આવ્યું, અને તેઓ તેજ ધોરણે એક નિશ્ચય ઉપર આવ્યા. પરિણામે સને ૧૮૮૬ નો કરાર થયો.

## સને ૧૮૮૬ નો કરાર.

૧. રૂ. ૧૫૦૦૦) (પંદર હજાર) ની નક્કી કરેલી રકમ દર વર્ષે પાલિતાણાના ઠાકોર લેવાને કબુલ કરે છે અને જૈન કોમ આપવાને કબુલ કરે છે. પાલિતાણા ઠાકોરને દર વરસે ભરવાની આ રકમના અવેજમાં પાલિતાણા દરબાર કબુલ કરે છે કે જાત્રાળુના કર તરીકે જૈન કોમ પાસેથી બીજી કોઈપણ વધારાની રકમ તે માગશે નહિં. દર વરસની પહેલી તારીખે રૂ. ૧૫૦૦૦ (પંદર હજાર) ની રકમ ભરવાની છે. એમાં પોલીસ રક્ષણ (**માલણું વિગેરે**) નો સમાવેશ થઇ જાય છે.

૨ સને ૧૮૮૬ ના એપ્રિલની પહેલી તારીખથી ૪૦ (ચાલીસ) વરસની મુદત સુધી આ ગોઠવણ ચાલુ રહેશે એમ ઠાકોર સાહેબ કબુલ કરે છે અને જૈન કોમ સંમતિ આપે છે.

૩ ચાલીસ વર્ષની મુદત પુરી થયે, આ કરારના પહેલા પેરેગ્રાફમાં ઠરેવેલી વાર્ષિક રકમમાં ફેરફાર કરવાને બંને પક્ષકાર પૈકી હરકોઈ પક્ષકારને છુટ રહેશે. બંને તકરાર કરનારા પક્ષકારોની પોત પોતાની દલીલોની તપાસ કરીને આ રકમમાં ફેરફાર મંજુર કરવો કે નહિ કરવો તેની સત્તા અંગ્રેજ સરકારના હાથમાં રાખવામાં આવી છે.

સરકારની મંજુરી માટે સને ૧૮૮૬ નો કરાર સરકારને રવાના કરતી વખતે આ નક્કી થયેલી વાર્ષિક રકમમાં ફેરફાર મંજુર કરવો કે નહિં કરવો તેની સત્તા અંગ્રેજ સરકારના હાથમાં જે કારણે રાખવામાં આવી છે તે કારણ ૪ થા પેરાગ્રાફમાં કર્નલ વોટસન જણાવે છે. તેમણે લખ્યું છે કેઃ—

"હાલમાં નક્કી થયેલી રકમમાં વધારો કરવાને સરકાર કદાચ નાખુશ હોય તેથી આ નક્કી થયેલી રકમમાં ફેરફાર કરવાનો અધિકાર અંગ્રેજ સરકારના હાથમાંજ રાખવામાં આવ્યો છે."

ડુંગર ઉપર આવતા જાત્રાળુઓના જાન માલના રક્ષણ માટેની સેવાઓના માત્ર બદલા તરીકેજ ખરી રીતે રખોપાની રકમ છે–તે **ખ્યાલેજ** નક્કી થયેલી રકમમાં વધારો કરવો એ ઇચ્છવા જોગ નથી એવો કર્નલ વોટસનનો અભિપ્રાય ચોખ્ખી રીતે સુઝાડ્યો હતો.

આવા રક્ષણને અંગે થતા ચાલુ ખર્ચના પ્રમાણમાંજ આવા બદલાની રકમ હોઈ શકે. અને જ્યારે બ્રિટીશ સરકારની સર્વોપરિ સત્તા વડે અને તેવી સત્તા હેઠળ કાઠીઆવાડમાં જાનમાલની સલામતી ખાત્રીપૂર્વક મળી ચુકેલી છે, અને જ્યારે ઠેઠ પાલિતાણા સુધી મુસાફરી કરવાની રેલ્વે અગ વડેએ ચોકીપહેરાનો બોજો તદ્દન બદલી નાંખ્યો છે, ત્યારે જાત્રાળુઓના રક્ષણ માટે દરબાર તરફથી થતો ખર્ચ પણ નામનો થઇ ગયો છે. મને એવી ખબર મળી છે કે સને ૧૮૮૬ ના કરારથી દરબાર જે રકમ દર વર્ષે મેળવે છે તેના કરતાં આખા પાલિતાણા સ્ટેટના પોલિસ બળનું હાલતું કુલ ખર્ચ વધારે નથી.

આ મુખ્ય બનાવ ઘણોજ અગત્યનો છે એ હું હવે આ તબકકે તમોને બતાવીશ.–

સને ૧૮૮૬ નો કરાર હસ્તિમાં લાવતી વખતે તેમજ મજકુર કરારના નિર્ણય અને ખરાંપણાં માટે સરકારની બહાલી જરૂરી છે એમ નક્કી કરતી વખતે સ્વીકારવામાં આવેલી કામ ચલાવવાની રીતથી, તેમજ વિરોધી પક્ષોની એકબીજાની દલીલો ધ્યાનમાં લઇ નક્કી કરેલી વાર્ષિક રકમમાં જે ફેરફાર કરવામાં આવે તે બહાલ રાખવો કે બહાલ ન રાખવો તે બદલે સરકારે રીઝર્વ રાખેલી પોતાની સંપૂર્ણ સત્તાઓથી, મહેસુલના કાયદાપ્રમાણે જ્યારે સંસ્થાનના અંદરના કર તરીકે યાત્રાળુઓ પાસેથી કર લેવાનો, પોતાનો સંપૂર્ણ હક્ક છે, એવો પાલિતાણા દરબારે રજુ કરેલો અને એજન્ટ ટુ ધી ગવર્નર જનરલના હુકમોથી stat આલંબનને પામેલો દાવો તદન ખોટો પડે છે હાલમાં જ્યારે કર્નલ વોટસન જાહેર કરે છે કે આરોગ્ય સંબંધી કામકાજ માટે લેવાતો કર પણ દરબારની એક પ્રકારની અંગત આવક તરીકે ગણવાનો નથી, પરંતુ જે હેતુથી તે કર નાંખવામાં આવ્યો હોય તેજ હેતુ માટે તે કરનો સંપૂર્ણ રીતે ઉપયોગ કરવાનો છે, ત્યારે તેમનો મજકુર અભિપ્રાય કંઇ પણ ગેરસમજુતીના સંભવપણા વગરનો સ્પષ્ટ છે

સને ૧૮૮૬ ની ગોઠવણનો મુખ્ય મુદ્દો એજ છે કે તે મુદ્દાથી હમેંશને માટે દઢપણે એવો સિદ્ધાન્ત સ્થાપિત થયો કે જૈન કોમે પાલિતાણા દરબારને ૪૦ (ચાલીશ) વર્ષ માટે વાર્ષિક રૂા ૧૫.૦૦૦ (પંદર હજારની) બાંધીજ રકમ અને ત્યાર બાદ બ્રિટિશ સરકાર નક્કી કરે તેવો વધારે કે ઓછો આંકડો આપવો. બાંધી વાર્ષિક રકમમાં ફેરફાર જરૂરી થવાને પ્રસંગે બ્રિટિશ સરકાર કે જેની પાસે વાદ કરતા પક્ષકારો અર્થાત્ દરબાર અને હિંદુસ્તાનની જૈન કોમ એ બાબતમાં સીધી રીતે જવાને હકદાર થયા હતા તે સર્વોપરિ ફેંસલો આપનારી સત્તા હતી એ મુદ્દાથી મંજૂર અને સ્થાપિન થઇ.

આવા શોભાજનક કરથી ઉત્પન્ન થતાં વિનાશ અને ભયંકર વિપત્તિથી અત્યંત વાકેફ હોવાથી હિંદુસ્થાનમાં બ્રિટિશ સરકારે પોતાની નાણા વિષયક પદ્ધતિમાં મુંડકા વેરા સામે દઢ વિરોધ રાખ્યો છે.

આપણે ચર્ચીએ છીએ એવા કેસોમાં પણ તેમણે કડવા અનુભવથી જાણ્યું છે કે દરેક જાત્રાળુ પરના મુંડકા વેરાથી રખોપાની રકમની કંઇપણ વસુલાત જાત્રાળુને ઘણી અગવડો અને ખીજવાટ નક્કી નિપજાવે, અને પરસ્પર બન્ને પક્ષકારો વચ્ચે ઘર્ષણના અસંખ્ય પ્રસંગો ઉભા કરે જે અન્યોન્ય વિરૂદ્ધ તીવ્રતાવાળા આરોપોમાં પરિણમ્યા સિવાય રહે નહિં.

ચોક્કસ સર્વે માંગણીના પૂરેપૂરા બદલા તરીકે દર વર્ષે આપવાની ચોક્કસ બાંધેલી ઉચક રકમવાળા કરાર થાય તે માટે તેઓએ બન્ને પક્ષકારોને આગ્રહ કર્યો. સને ૧૮૨૦ માં રૂા. ૪૫૦૦) ની રકમ પૂરતી ગણવામાં આવી હતી. ચાલીસ વર્ષ પછી (સને ૧૮૬૩ માં) તેને વધારીને રૂપીઆ ૧૦,૦૦૦) દશ હજાર કરવામાં આવ્યા, અને સને ૧૮૮૬ માં તે રકમ ચાલીસ વર્ષની મુદત માટે રૂા. ૧૫,૦૦૦) ની નક્કી થઇ. એ મુદત પછી હનુમાનના જેવો કુદકો મારવામાં આવ્યો. રૂપીઆ ૧૫,૦૦૦) પરથી મી. વૉટસને એક ઝટકે પાલીતાણા દરબારને ૭૦૦, સાતસો ટકાનો વધારો કરી રૂપીઆ ૧,૦૦,૦૦૦) એક લાખ કરી આપ્યા.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, હું હવે નામદાર મી. વૉટસનના હુકમથી આ આંતરિક વિવાદના છેલ્લામાં છેલ્લા સ્વરૂપ સંબંધી જે અતિશય દુઃખકારક સ્થિતિ થઇ છે તેનું અવલોકન કરૂં છું. કાયદાના તેમજ હકીકતના ઘણા મુદ્દાઓ રહ્યા છે કે જેમાં આ બહાદુર મેજર સાહેબના આપણી કોમ વિરૂદ્ધના અભિનિવેશથી પોતાનું જજમેંટ પ્રેરાયું છે, પણ છાપામાં આવેલી ચળવળના સંબંધમાં તેણે જે ટીકા કરી છે તેમાં ન્યાયી અથવા અર્ધન્યાયી કામકાજમાં જે સાદામાં સાદી શુદ્ધ ન્યાયની ભાવનાઓ જોઇએ તેનો જેટલો અભાવ છે, તેટલો અભાવ કદાચ બીજી ટીકાઓમાં નથી. હું હિંમતથી કહી શકું છું કે તમે બધાએ વાંચેલ છે કે છાપા સંબંધીની આ ટીકામાં જોઇએ તેટલો સારો ટેસ્ટ અને પ્રમાણ પુરઃસરતા શકમંદ પ્રસ્તુતતા અને જે સમપક્ષી ન્યાયનું એક લક્ષણ ખુલ્લું હૃદય છે તે પણ નથી. તે જણાવે છે કેઃ—

> "જે ધનથી જૈનો પ્રસિદ્ધ છે તેના સંભવિત રીતે થયેલા યોગથી અતિશય મોટા પ્રમાણમાં પોતાના લાભમાં ચળવળ કેટલાક છાપાઓમાં કરવામાં આવી છે, તે એવી મુરાદથી કે ઉપસ્થિત મુદ્દાઓને હાનિ કરવી અને આ પ્રશ્નનો જે બ્રિટિશ અમલદારોએ નિર્ણય કરવાનો છે તેમનાપર દબાણ લાવવું. જો આ કેસ એક દિવાની કોર્ટમાં ચાલે તેવો એક દીવાની કેસ હત, તો આ છાપાઓ પૈકી કેટલાક વગર વિવાદે (કોર્ટના) તિરસ્કાર કરવાના આરોપ માટે દોષિત ઠરત. જે ચળવળ ચલાવવામાં આવી છે તેમાં ઘણાં ભૂલ ભરેલાં કથનો છે, ઘણાં અર્ધ સત્યો છે અને એવા ઘણા ઉતારાઓ છે કે જેને તેની સાથે સંબંધ ધરાવતા ફકરાઓથી અલગ કરી મૂકેલા છે કે જે પરથી ખસૂસ કરીને ખોટા નિર્ણયો ઉપજાવી કાઢ્યા છે."

મી. વૉટસન ઘણી સારી રીતે જાણે છે કે પોતાની કોર્ટએ ખરી રીતે દિવાની કોર્ટ નથી અને તે જ્યાં દિવાની કોર્ટના જે હકકો અત્યારસુધી ચીવટાઇથી પોતાને માટે સંરક્ષિત રાખવામાં આવ્યા છે તે હકકોને પોતાની કોર્ટને લાગુ પાડવા માગે છે. પણ તે ભૂલી જાય છે કે આવા હકકોનો દાવો કરતાં પહેલાં તેણે પોતે પણ સમય, નિરપેક્ષતા, ન્યાયી વલણ રાખવાં જોઇએ પણ તે લક્ષણો પોતાનામાં

પ્રકૃતિથી નથી એ તેની આ ટીકાઓપરથી જણાય છે. હું આપની પાસે આ આધુનિક ડેનિયલ–જજના વિનોદ અને ડહાપણના કેટલાક નમુના મુકવાનો છું કે જે પરથી આપ પોતાની મેળેજ જોઇ શકશો કે મી. વોટસન પોતે કેટલાં બધાં ભૂલ ભરેલાં કથનો, અર્ધ સત્યો અને અસંબદ્ધ ફકરાઓ જ્યારે પોતાની તદ્દન અભિનિવેશવાળી અને બગડેલી બુદ્ધિ સ્થિતિને સાનકૂળ થાય ત્યારે મુકવામાં આનંદ માને છે. પરંતુ તે જૈન કોમને માત્ર અપમાન કરી બેસી નથી રહેતો, પણ તે આ દેશના સમગ્ર છાપાંઓનું અપમાન કરે છે અને તે ગેરવ્યાજબી રીતે એવું માનીને કે બ્રિટિશ હિંદનાં છાપાં જૈન કોમના ધનથી ખરીદાયેલાં હતાં. આ આપણી કોમનેજ સીધી ચેલેંજ નથી, પણ રાજ્યની ચોથી સત્તા એટલે હિંદના છાપાની પ્રમાણિકતા, શુદ્ધ નિષ્ઠતા અને સ્વતંત્રતાને પણ ચેલેંજ કરી છે. મી. વૉટસને જ્યારે આ અન્યાયી, અક્ષમ્ય અને ન્યાય વિરૂદ્ધ તેમજ પૂરવાર નહિ કરાયેલું કથન કરવામાં ધૃષ્ટતા વાપરી ત્યારે તેના મનમાં જે છાપાંઓ હતાં તે છાપાના ચલાવનારાઓએ આ ફેંકેલા ઉદ્દગાર સામે કયારનો ઉત્તર આપી દીધો છે.

અને હવે આપણે જૈનોને માટે બાકી રહ્યું છે કે આપણે જેટલા જોર દઇને સ્પષ્ટ શબ્દો કાઢી શકીએ તેટલા જોરદાર અને સ્પષ્ટ શબ્દોમાં તે કથનનો પ્રતિકાર કરવો ઘટે. તે વગર મફતનું આપણી આખી કોમને બેઇજ્જત કરનારૂં કથન છે. પાલીતાણાના ઝઘડા જેવા એક જાહેર સવાલપર ટીકા કરતાં છાપાંઓએ પોતાની ચોખ્ખી ફરજ બજાવવા સિવાય બીજું કંઇ કર્યું નથી. તેવી ફરજ બજાવવાનું તેઓએ પડતું મૂક્યું હત તો વર્ત્તમાન મહત્ત્વના પ્રસંગો પર યોગ્ય ચર્ચા કરવામાં પછાત રહેનાર તરીકે તેઓના સંચાલક નાયકો પ્રત્યે વ્યાજબી ક્રોધ સળગી ઉઠત. જ્યારે છાપું પોતાની ફરજ માત્ર બજાવે ત્યારે મી. વોટસન તેના પર *Venality* (લાંચખોરી) નો આરોપ મૂકે છે. તે શરવીર પણ અવળે માર્ગે દોરાયેલ મી. વોટસનને ઉશ્કેરવાની શક્યતાઓનું ભાન થયું છે?

ઓછા અભિનિવેશવાળું ધ્યાન આપ્યું હોત તો તેને પ્રતીત થયું હોત. જો આપવાની રકમ એક કર તરીકે ગણવાનો તેઓનો ઇરાદો હત, તો તે વખતના અમલદારોને તેવો ઇરાદો કરારમાં કોઇપણ રૂપે મૂકવામાં અટકાવનારૂં કંઇપણ નહોતું. તે કરારની કલમ ૩ ત્રીજી કે જે ૧૮૮૬ માં ફરીથી રકમમાં ૪૦ વર્ષ પછી ઉપર કે નીચે ફેરવવા દે છે તે કલમ પણ એમ નથી જણાવતી કે તે ફેરફાર દર માથાં દીઠ અને મુંડકા વેરા તરીકે ગણીને કરવાનો છે. આ દષ્ટિતરફ મી. વૉટ્સને લક્ષ આપ્યું છે? હુ ધારૂં છું કે નથી આપ્યું.

આ કેસના આવા પ્રધાન ખોટા ખ્યાલ સાથે તે બહાદુર નામદાર એજંટ ટુ ધી ગવર્નર જનરલ, વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટસનો એક તેથી પણ વધારે ઉંડાણે ખોટો ખ્યાલ-ભય પોતાની પાસે હતો. ૧૮૬૩ ના કર્નલ કીટીંજના ફેસલામાંના એક ફકરાને અનુસરી તે નિર્ણય આપે છે "આ કર પર દરબારને હકક હતો અને તે હકક કાઠિયાવાડના બધા રાજકીય હકકો અને રીતરીવાજનું જે પ્રારંભિક બિંદુ છે એવા કર્નલ વૉકરના કરારથી પહેલાંના સમયથી અખંડપણે દરબારે અમલમાં મૂકેલ છે. તેણે વળી એમ ઠરાવ્યું હતું કે યાત્રાળુપર કોઇ પણ જાતનો કર નાંખવાના હકકનો દાવો સદાકાળ દેશી રાજ્ય કરતું આવ્યું છે. આ મુસાફરોનું રક્ષણ પૂરૂં પાડવાની જવાબદારી તેની સંખ્યા વધવાની સાથે વધતી જાય છે અને તે તદન ન્યાયપુરઃસર છે કે કર નાંખવાનો હકક એક વખત સ્વીકારવામાં આવે તો તેની આવક જે દહેરાંઓમાં યાત્રાએ આવે છે તેની સંખ્યાના પ્રમાણમાં હોવી જોઇએ." આમ છતાં મી૦ વોટસન અતિશય દગો દે એવી ભૂમિપર છે, કારણ કે તે ફકત સર્વસામાન્ય વાત કરે છે પણ શત્રુંજય પર્વત સંબંધી જૈનોના હકકો તથા સ્થિતિના આ ખાસ દાખલામાં વિશિષ્ટ ઇતિહાસ અને લોકાનુગત દંતકથાઓ, કરારો અને સરતો કે જે ખાસ કરવામાં આવી છે અને પોતાના પૂર્વગામી અમલદારો પાસે સ્પષ્ટપણે પુરવાર અને સ્થાપિત કરવામાં આવેલ છે તે પર પોતે લક્ષ આપતો નથી. જો સામાન્ય રીતે સાર્વભૌમ સરકાર એમ સ્વીકારે કે હિંદના દેશી રાજ્યોને પોતાના રાજ્યમાં આવેલા તીર્થસ્થળોપર યાત્રાએ આવનારાપર કર નાંખવાનો હકક છે—આ સ્થિતિના ખરાપણા માટે મને ઘણી ગંભીર શંકાઓ છે—તો પણ શું એ પરથી એમજ ફલિત થાય છે કે આ ખાસ કેસમાં પણ તેજ સૂત્ર લાગુ પડે છે? આ દાખલામાં તે જાણીજોઇને કહે છે તે પ્રમાણે મી૦ વોટસનને એવો કયો હકક છે કે તે પક્ષકારો વચ્ચે થએલા ખાસ પ્રતિજ્ઞાપૂર્વકના વારંવાર ચાલુ રહેલા કરારનું મહત્વ તદ્દન ધ્યાન બહારજ રાખે? તેને એવો શું હકક છે કે બ્રિટિશ સરકારના વચ્ચે પડવાને પરિણામે આવેલા કરારોને સંમતિ અપતારા બ્રિટીશ સરકારના હુકમોનો ભાવ તેમજ શબ્દાર્થની ઉપેક્ષા કરી શકે? આ ખાસ કેસના ઇતિહાસ સંબંધે કંઇ ઉલ્લેખ તેણે કેમ બિલકુલ કર્યો નથી? પશ્ચિમ હિંદની એજન્સીના નામદાર મી૦ વોટસન પ્રત્યે એટલા બધા આપણે અન્યાયી થવાની જરૂર નથી કે પ્રણાલીનું આવી સમસ્ત પ્રકારે ઉપેક્ષાનું તેમજ ભારતના દેશી રાજ્યોના હકક માટે આવી આશ્ચર્યકારક તરફદારીનું કંઈ નિવારણ સૂચવવું પરંતુ મી૦ વૉટસનના હુકમના ઠંડાપણા તેમજ તત્વથી એક તદ્દન કસોટીએ ચડાવેલી ન્યાયીપણે આવેશમાં આવેલી વગર મફતના અપમાનોથી અને અન્યાયી નિર્ણયોથી ઘવાયેલી કોમની ધીરજ અને સારી રીતભાતપર એક ભારે બોજો આવી પડ્યો છે. બ્રિટિશ હિંદમાં તેમજ દેશી રાજ્યોમાં હજુ સુધી પ્રચલિત યાત્રાવેરાના ખાસ દાખલાઓ પોતાના અજબ વકતવ્યોની પુષ્ટિમાં વૉટસને ટાંકયા છે તે તેની પાસેના આ કેસમાં બિલકુલ લાગુ પડતા નથી. કારણ કે જે તેણે દાખલા ટાંકેલ છે તે દરેકમાં ગમે તે કાયદો કે રૂઢિ હોય, તો પણ પાલિતાણાનો કેસ તદ્દન ભિન્ન છે. બાનુઓ

ને ગૃહસ્થો, મને કહેવા દેશો કે આ સંબંધમાં તો મી૦ વૉટસને પાલિતાણાના ઠાકોરની તિજોરી ભરવા માટેની ન સમજાય તેવી તરફદારી કરવામાં અવળું સમજાવેલા એવા પાલિતાણાના ઠાકોર સાહેબ જૈનો પાસે માગેલા યાત્રા કરના મૂળરૂપ અને ઉદ્દેશને તદ્દન ખોટી રીતે સમજેલ છે. આવા કર માટે જો કંઇપણ હોવા ઘટે તો તે ઐતિહાસિક પાયો જોઇએ. તેને કોઇપણ રીતે આર્થિક અથવા તો રાજકીય કારણે પણ વ્યાજબી ઠરાવી ન શકાય. મોગલ શહેનશાહોમાંના મહાનમાં મહાનને શાણામાં શાણા શહેનશાહ, જે જઝીઆ કર હિંદુપર નાંખવામાં આવ્યો હતો તે કાઢી નાંખવાના તેના ઠરાવથી વાજબી રીતે લોકોની વાર્તાઓ અને ગીતોમાં તે અમર થયો છે. યાત્રા કર એ તેના મૂળરૂપમાં જોતાં કોમના તે ભાગ પર પડે છે કે જેને સુધરેલા રાજ્યના લાભાર્થે કોઇપણ પ્રકારે દંડી ન શકાય યા ના હિંમત કરી ન શકાય. આ ભાગ સ્પષ્ટ રીતે અત્યંત નમ્ર, શાંતિપ્રિય, પ્રશસ્ત ભાગ હોય છે કે જે યાત્રાએ જતી વખતે એવા કાર્યમાં પ્રવૃત્તિ હોય છે કે તેને આ સુધરેલી કોમમાં રહેલા એવા આપણે તેઓનું હૃદય તો અતિ ઉચ્ચ પુણ્યશાલી કાર્ય કરનાર ગણશે. બ્રિટિશ હિંદમાં ધર્માંધતાના યુગના અવશેષો રહ્યા છે તેના કવચિત્ કવચિત્ દૃષ્ટાંતો હજુ પણ હશે; પરંતુ જ્યાં જ્યાં તે વિદ્યમાન છે ત્યાં યાત્રા કર જો લેવામાં આવે છે તો તે માત્ર યાત્રાળુઓની જરૂરીઆતોને પહોંચી વળવા પૂરતોજ હોય છે. તે કર કરના ખરા અર્થમાં લેવામાં આવતા નથી, પણ જે બદલો કે સેવા આપવામાં આવે છે તેના બદલાની રકમ માત્ર હોય છે. જૈનો વિરૂદ્ધ પાલિતાણા દરબારના આ ખાસ દાખલામાં બીજું એ પણ ધ્યાનમાં લેવાનું છે કે આ પ્રયત્નથી પાલિતાણાનો રાજવી માત્ર પોતાનાજ શહેરીઓ પર કર નાંખવા માગે છે એટલુંજ નહિ પણ બ્રિટિશ હિંદીઓ ઉપર પણ અને તે વળી અતિ વિશેષ પ્રમાણમાં નાંખવા માગે છે. હિંદમાં જૈનોનો મોટામાં મોટો ભાગ બ્રિટિશ હિંદમાં નિવાસ કરે છે યા તો ઓછામાં ઓછું પાલિતાણા રાજ્યની હદ બહાર વસે છે. તો તે રાજ્યને આડકતરી રીતે બ્રિટિશ હિંદની રૈયતના પર કર નાંખવાનો પ્રયત્ન કરવા દેવો એ હું નમ્રપણે જણાવું છું કે તે રાજકીય સ્વરૂપના બને તેટલા ગંભીરમાં ગંભીર મુદ્દાઓ ઉપસ્થિત કરે છે કે જે મુદ્દાની વિદ્યમાનતા મી. વૉટસન જાણતો ન હોય તેમ લાગે છે. જો આ કેસનું આ સ્વરૂપ ઉપરી અધિકારીઓના ધ્યાનપર બરાબર લાવવામાં આવે તો હું એમ ધારવાની હિંમત કરૂં છું કે મી. વૉટસનનું ઉતાવળીઉં, અવળે રસ્તેથી નિર્ણીત કરેલું અને અભિનિવેશવાળું જજમેંટ (?) ઉપરના અધિકારીઓ તપાસી ફેરવ્યા વગર રહી શકે તેમ નથી.

આ સંબંધમાં મને એક ખાસ ટેકનિકલ (શાસ્ત્રીય)મહત્વનો બીજો મુદ્દો પણ અત્રે કહેવા દ્યો. મી. વૉટસન પાસે ? સાવ સાદો હતો. તેને તો ફક્ત એજ ધ્યાનમાં લેવાનું હતું કે સને ૧૮૮૬ ના કરારની ત્રીજી કલમની રૂએ રખોપા કે ૧૮૮૬ માં નક્કી થયેલી રકમમાં ફેરફાર કરવાનું શકય છે કે નહિં. મુંડકા વેરા કે યાત્રા વેરા દ્વારા કર નાંખવાના હક્કના સવાલમાં વગર મહતનું ઉતરીને પોતાના અભિનિવેશ અને અયોગ્યતાનું વિલક્ષણ પ્રદર્શન કરવાની તેને માટે કોઇપણ જાતની જરૂર હતી નહિ રાજકીય અને ન્યાયના ખ્યાલી ખ્યાલના પ્રદેશમાં આવો તદ્દન અણછાજતો વિહાર કરીને તેણે પોતાની અજ્ઞાનતા દર્શાવવામાં ફક્ત વિજય મેળવ્યો છે. મી. વૉટસને જે સંબંધી નિર્ણય આપવાનું પોતાના પ્રદેશ બહાર હતું તે સંબંધી આવો રાજકીય નિર્ણય આપેલ છે તેથી જો આપણને તેમજ હિંદી દેશી રાજ્યોની સમગ્ર પ્રજાને આ રાજ્યો સાથે અથડામણીમાં આવતી પ્રજાને કાતિલમા કાતિલ નુકશાન તેનાથી થવા જેવું હોત નહિ તો તો તે માત્ર વિનોદ ઉપજાવી શકત. તે પોતાના અનંત ડહાપણમાં એમ માને છે કેઃ—

'સર્વોપરી સત્તા તરીકે બ્રિટિશ સરકાર જ્યારે પણ દેશી રાજ્યોમાં થતા ગેરવહીવટ કે જુલમના દાખલા પોતાની જાણમાં લાવવામાં આવે ત્યારે તેના રાજાઓને સલાહ દેવારૂપે વચમાં પડવાનો પોતાનો હક્ક ઘણા જૂના કાળથી અમલમાં મૂકતી આવી છે. એવો જુલમ કે ગેરવહીવટ કેને કહેવો કે જેથી વચમાં પડવું પડે, તે બ્રિટિશ રાજ્યની રાજકીય પદ્ધતિ જેમ હોય તે પ્રમાણે ફેરફાર પામે છે -મુંબઈ સરકાર અને કાઠિયાવાડના તેના અમલદારોના અગાઉના નિર્ણયો, રાજાની જવાબદારી અને પ્રતિષ્ઠા કરતા, જે વ્યક્તિઓ ધારવા પ્રમાણે જુલમ પામતી હોય તેના લાભમાં હમેશાં વધારે થએલ છે. જે વધુ નબળો પક્ષ હોય તેના તરફ સ્વાભાવિક સહાનુભૂતિમાંથી ઉપજતી વલણ ઉપર ટીકા કરવાની જરૂર નથી; પણ વ્યક્તિઓ અને વર્ગોવતી નિરંતર ઉઘાડી રીતે વચ્ચે પડવાથી જે છેવટની અસર થાય છે તે તેઓના લાભની ખરેખર હોય છે કે હિંદી દેશી રાજ્યોના રાજ્યની સુધારણા માટે હોય છે એ શકમંદ છે. જે પક્ષની તરફેણ કરવામાં આવે છે તે ન્યાય માટે પોતાના દરબાર ભણી જોવાનું પડતું મુકે છે અને કેટલાક વખત પછી પોતાના અપીલ કરવાના હક્કપર મુસ્તાક રહી સામે થનારો અને ગેરવ્યાજબી બને છે."

આ લાંબો ઉતારો અહીં મુકવામાં આવ્યો છે તે મી૦ વૉટસને તે ગરીબ, લાયક. અને ભારે પુણ્યશાલી વર્ગ-હિંદના રાજાઓ માટેની પોતાની તીવ્ર હૃદયની સહાનુભૂતિમાં તેની આગળ વધતી ને સામે થતી રૈયતની વધુ પડતી માગણીઓ સામેનું નવું ડહાપણ દાખવ્યું છે તેના એક નમુના તરીકે છે તે છતાં મી૦ વૉટસનની એ ખરી પ્રતિભાશાળી ફિલસુફી માન્ય રાખવામાં આવે તોયે હિંદના જૈનો પોતાના રાજકી દરબાર કે માલેક તરીકે પાલિતાણાના ઠાકોર સામે અપીલ કરતી નથી એ વાત મી૦ વૉટસન ભૂલી જાય છે જૈનો બ્રિટીશ હિંદમાં મુખ્યપણે રહે છે અને મી૦ વૉટસનનો જે ખ્યાલ છે તે તેના બધા અર્થો સહિત ઉપરી અધિકારીઓ સ્વીકરે નહિ તો જૈનોને પોતાની સરકાર પાસેથી પરદેશી રાજાના અણછાજતા કર મેળવવા સામે ન્યાય માગવાનો આંતરિક અને નિર્વિવાદ હક્ક છે તે પર કોઈ જાતનો શક રહેતો નથી તેમ તેની ના પાડી શકાય તેમ નથી.

આ આધુનિક ડેનિયલના ઝળહળતા જજમેંટમાં એક વિશેષ મુદ્દો કાઢી જઈને તેનું આ કંટાળાભર્યું અવલોકન કરવાનું કાર્ય પૂર્ણ કરીશ મી૦ વૉટસન દશ વર્ષની અવધનો ચુકાદો આપે છે પણ ત્યાર પછી શું કરવું ? ત્યાર પછી તે માત્ર પાલિતાણા દરબારને કર નાંખવા માટે યા પોતે જૈન કોમને ગમે તેમ નીચોવવા માટે કંઈ બીજો ફેરફાર કરવા માટે કોરે પાને મતુ મારી આપે છે. આ તકરારના ઇતિહાસ માટે તેને કંઈ દરકાર નથી. બ્રિટીશ હિંદના જૈનોના હક્કો માટે તેને કંઈ લેવા દેવા નથી તેને સર્વોપરી સત્તાની પ્રતિષ્ઠા અને ઉચ્ચ અધિકાર માટે દરકાર નથી. -કારણકે તદ્દન નવીન ડહાપણમાં તે એવું ઠરાવે છે કે સર્વોપરી સત્તાની વચ્ચે પડવાથી રાજાની જવાબદારી અને પ્રતિષ્ઠાનું હિત રહેતું નથી. અલબત્ જૈનોને તો મી૦ વૉટસન આ સંબંધમાં જેટલો દરબારને ગણે છે તેટલો પણ ગણતોજ નથી અને તેથી એ વસ્તુસ્થિતિ સાથે એને બિલકુલ કંઈ પણ લેવા દેવા નથી કે પોતાની કલમના એક ઝટકે તેણે જૈનો પાસે **પોતાના નિર્વિવાદ દાવાઓ અને વિશિષ્ટ હક્કો રાજાના ખરાબ વર્તનારાના અક્ષમ્ય અને અયોગ્ય આક્રમણ સામે** જાળવી રાખવા માટે સર્વોપરી સત્તાની સહાય માગવાનો સદીઓ જુનો જે હક્ક છે તેનો નાશ કર્યો છે.

સજ્જનોને સન્નારીઓ, જેમ મેં મારા ભાષણના આરંભમાં કહ્યું તેમ આપણે આપણા પોતાના અંદર અંદરના કોમની પુનઃ વ્યવસ્થા અથવા તેનું પુનઃ બંધારણ કરવાની બાબત ફરી લક્ષમાં લેવા મળ્યા છીએ. કારણકે આ તકરાર, તે જે પ્રકારે ચલાવવામાં આવી છે તે અને તેની વ્યવસ્થાનો અનુભવ આપણને ચેતવણી આપે છે કે તેમ કરવું આવશ્યક થયું છે. મારા મિત્રો! જુના કાળથી તે અત્યાર સુધી આ બાબત ચલાવનારાનો દોષ કાઢવો એ ઉપકારના અભાવવાળું ને વળી વિવેક વગરનું છે, પણ એ કહ્યા વગર છુટકો નથી. આ પ્રસંગની મહત્તા યા ઉપયોગીતા જોતાં અત્યારે ખાસ આવશ્યક કર્તવ્ય એ છે કે જે કંઇ નજીવી વ્યક્તિગત વ્યવહારની વાતો હોય, જે કંઇ વ્યક્તિગત ખ્યાલી વિચારો હોય, તે બધા અલગ રાખવા અને અત્યારે તો મી વૉટસનના ચુકાદાનો વિરોધ કરી રદ બાતલ કરવાનો વિશેષ દૃઢ નિશ્ચય કરવાની હિંમત કરીએ તે પહેલાં આપણે આપણું પોતાનું ઘર સુવ્યવસ્થામાં મુકી દેવાની ડહાપણ ભરી અગમચેતીવાળા પગલાની જરૂર છે. તે ચુકાદાનાં ૧૫૦૦૦ રૂપીયાથી લાખ રૂ. પર કુદકો મારવો એ ચોખ્ખું વાહીયાદપણું હોવાથી તે પ્રત્યે જૈનો સાથે બીજા જૈનેતરોની પણ સહાનુભૂતિ ઉત્પન્ન થઇ છે. આ તકરારના છેલ્લા સ્વરૂપની ઉત્પત્તિમાં તેમજ તેને ચલાવવામાં એક પ્રકારની શિથિલતા થઇ છે અને સમસ્ત કોમને જરૂરી સર્વ ખબરો આપવામાં પછાતપણું રહ્યું છે. જો કોમને પૂરી માહિત કરી હત તો હું એમ ધારવા હિંમત કરૂં છું કે કોમે પોતાના ધ્યેયને વધારે સત્વર અને અતિશય સંતોષકારક રીતે પાર પાડવા માટે જે રીતે મુખ્ય કામકાજ ચલાવ્યું તેમાં સંભવિત રીતે ફરીથી વિચાર કર્યો હત. એતો સામાન્ય રીતે વિદિત છે કે આ સંબંધમાં આપણી કોમના પ્રતિનિધિ—આણંદજી કલ્યાણજીની પેઢી કોમના વહીવટદાર પ્રતિનિધિની સામુદાયિક સંસ્થા બે સાદા નામ—આણંદ અને કલ્યાણ એ બેને જોડીને રચવામાં આવી હતી. આવું સમષ્ટિમય નામ કોમની પ્રતિનિધિ તરીકે યોગ્ય હતું. જે કોમે પોતેજ જે સંસ્થાની રચના કરી તે કોમને તે સંસ્થાને જો સંજોગો અને સ્થિતિ જોતાં સુધારણાની જરૂર પોતાના હિત અર્થે જણાય તો સુધારવાને હક્ક છે. હાલના દાખલામાં હું ધારૂં છું કે વિદ્યમાન સ્થિતિના જબરામાં જબરા હિમાયતીઓના પ્રતિવાદ વગર એમ કદાચ કહી શકાય કે આણંદજી કલ્યાણજીના નામે કાર્ય કરનારાઓએ કોમને યા ઓછામાં ઓછું કોમના ભણેલા અને વગદાર ભાગને પોતાના વિશ્વાસમાં લીધેલ નથી. દુધ ઢોળાયું પછી રડવું એથી કંઇ સરતું નથી તેમ કરવામાં કંઇ પોલીસી નથી તેમ ડહાપણ કે ન્યાય નથી. તેથી આવા ગંભીર પ્રસંગે કોઇને ઠપકો દેવામાં ઉતરવું ઠીક નથી પણ એટલું તો મારે કહ્યા વગર ચાલે તેમ નથી તેમ કોમ માટે પણ એ સમજવું અનિવાર્ય છે કે આપણી ઉગ્ર ફરજ અંતર્દૃષ્ટિ કરવાની છે અને એ લક્ષમાં લેવાનું છે કે આપણી પોતાની સંસ્થાના હાલની બદલાયેલી સ્થિતિ તેમજ સંજોગને વિશેષ અનુરૂપ બંધારણમાં ફેરફાર કરવાની જરૂર છે કે નહિં. જો એક સહેજ ઇસારારૂપે અત્ર કહેવું અસ્થાનેજ ગણાય તો આણંદજી કલ્યાણજીની પ્રતિનિધિઓની ત્રુટિથી થયેલ નુકશાનના દાખલા રૂપે જણાવું કે આ કૉન્ફરન્સ વહેલી અને અને આ વિષય સંબંધી જૈનોની શી ભાવનાઓ છે તેની ખાસ છાપ તે વખતની સત્તાપર પાડવાની જરૂર હતી ત્યારે ન ભરવા દેવાના તેમના આગ્રહથી જેટલું નુકસાન અને ઘર્ષણ થયું છે તેનો ખ્યાલ બરાબર કદીપણ આપી નહિ શકાશે. મને ભય છે કે તે કોમને સંતોષ આપી શકશે નહિ અને તેથી એ સ્વીકારાશેકે સમય એવો જરૂર આવ્યો છે કે જ્યારે સામુદાયિક હકો અને દાવાઓ વિશેષ સારી રીતે અને અસરકાર કરી તે સાચવવા માટે તદ્દન આવશ્યક છે કે આપણા કાનુ, સામુદાયિક વહીવટ તેમજ વહીવટદાર પ્રતિનિધિઓ સંબંધી તદ્દન પુનઃ બંધારણ કરવું ઘટે કે જેથી તેના બંધારણમાં હાલ છે તે કરતાં વધુ પ્રમાણમાં કોમનું પ્રતિનિધિ તત્ત્વ આવે અને એવી કલમ નાંખવી કે આ પ્રતિનિધિઓ

કોમની સાથે સીધા, અને તાત્કાલિક સંબંધમાં આવે. આ કરેલી ટીકાપરથી સજ્જનો અને સન્નારીઓ ! તમારે એમ નથી સમજવાનું કે મી. વૉટસનના આ અન્યાયી અને અસહ્ય ઠરાવની ઉત્સાહથી મંડ્યા રહેવાની વિરૂધ્ધ સલાહ આપું છું એમ તમારે સમજવાનું નથી, મારી બુદ્ધિમાં એમ આવે છે કે છેવટના તબક્કે અને આ વારંવાર ઉપસ્થિત થતી તકરારના ખરેખરા સ્થાયી તેમજ કાયમનો નિવેડો મેળવવા માટે આપણે છેવટે આપણી ઉપરજ આધાર રાખવો પડશે. પોતાના બળ જેવું બીજું કોઇ બળ નથી મારા અભિપ્રાય પ્રમાણે કોમે આ બનાવ પરથી એ પાઠ લેવોજ ઘટે, અને પાલિતાણા દરબાર તથા તેના મળતીઆનો અન્યાયનો વિરોધ કરવા માટે એવો પાકો ઠરાવ કરવો જોઈએ કે જ્યાં સુધી આપણી મુખ્ય તકરારોનો સંપૂર્ણમાં સંપૂર્ણ સંતોષકારક નિવેડો થાય નહિ ત્યાં સુધી યાત્રાએ નહિજ જવાનો અડગ નિશ્ચય કરવો.

આ પ્રસંગે હું એ પણ કહીશ કે જો કે આ કેસ જૈનોનીજ સાથે તાત્કાલીક સંબંધ રાખતો ભાસે છે છતાં તેનો ખાસ મુદ્દો એટલો ખરાબ છે કે જે દરેક કોમને લાગુ પડે. હિંદની લગભગ દરેક કોમનાં હિંદુ, મુસલિમ, ખ્રિસ્તી અને બીજી કોમનાં તીર્થો કોઇ એકજ સ્થાને દરેકની બાબતમાં આવેલાં નથી. તે તો બધી જગ્યાએ બધી હકુમતમાં દેશી (રાજ્યની) તેમજ બ્રિટિશની હકુમતમાં આવેલાં છે. જો આજે કોઇ દેશી રાજ્યને બધા કરોમાં વધુમાં વધુ તિરસ્કૃત, એવો મુંડકાવેરો પોતાની હકુમતમાં જૈન યાત્રાળુઓપર રાજ્યની આવકના અર્થે, નાંખવા, દેવામાં આવે છે, તો બીજાં રાજ્યો રાજ્યની આવકના બહાના તળે પરંતુ વધુ સત્ય રીતે બોલતાં કદાચ ધાર્મિક અસહિષ્ણુતાના કારણે તેવી જાતના કર નાંખવાનું અનુસરણ કરે. કોમી ખેંચતાણ હિંદમાં બેહદ ભયાનક પ્રમાણપર આજે પહોંચી ગયેલ છે. આ સમયમાં એક દેશી રાજ્યને યાત્રાળુપર કર નાંખવાની પરવાનગી કે જે ગમે ત્યારે ધાર્મિક ઝનુનના માટે રાજ્યની આવકની જરૂરના બહાના તળે વાપરી શકાય—તેવી જાતની પરવાનગી આપીને કોમી કુસંપની ક્યારની બળતી ચોખ્ખી અગ્નિમાં તેલ જાણી જોઇને રેડવું એ શું વ્યાજબી છે, ન્યાયી છે, ડહાપણ ભરેલું છે ? હું ધારૂં છું કે આ સંબંધી આ વિચારનું ભાન મી. વૉટસનને પૂરતી રીતે કદાપિ થયું નથી; પરંતુ તેટલાં માટે કંઇ હિંદની પ્રજાના બાકીના ભાગે આ વિલક્ષણ ચુકાદાના ભયંકર પરિણામોની ઉપેક્ષા કરવી ન ઘટે. હું તે માટે બીજી બધી હિંદની કોમોના નેતાઓ અને પ્રતિનિધિઓને જૈનોને તેઓની આ પ્રાણઘાતક ચુકાદા વિરૂદ્ધની સ્થિતિમાં ટેકો આપવાની અપીલ કરૂં છું કારણ કે જૈનોનું જે નસીબ આજે નિવડયું છે તેવું કોઈ વખતે તેઓનું પણ થવા પામે.

આ તકરારના અગત્યમાં અગત્યનાં સ્વરૂપોનું અવલોકન મેં હવે પૂર્ણ કર્યું છે. મને ભરોસો છે કે તમારી પાસે આ તકરારને લગતી અત્યંત અગત્યની હકીકતો અને સંજોગોની રૂપરેખા, નામદાર. મી॰ વૉટસનના હુકમના ટુંક અવલોકન સહિત મુકવાના આ પ્રયત્નથી આપની ધીરજનો મેં અંત આણ્યો નથી. હવે હમેશને માટે આપણા હક્કને સિદ્ધ કરવા તેમજ કોમના પક્ષોના હક્કોનો ભોગવટો અત્યંત કાયમ, અત્યંત અબાધિત અને અત્યંત ન્યાયી તેમજ માનપૂર્ણ રીતે કરશે એવી તેની ખાત્રી આપવા માટે આ કૉન્ફરન્સમાં એવા કયાં પગલાં તુરતજ લેવા તેનો નિર્ણય કરવાનું તમારૂં કામ છે મને સંદેહ નથી કે કોમનું સામુદાયિક ડહાપણ આ પ્રસંગે પહોંચી વળશે અને આ કૉન્ફરન્સમાં નિર્ણિત કરેલાં પગલાં આપણા ધ્યેય માટે ઝડપથી અને અસરકારક રીતે લેવાશે, તે છતાં જો મારા તરફથી એકાદ બે સૂચના અસ્થાને અત્ર ન ગણાય તો આ કસોટીના સમયે જેને ચુંટી કાઢેલા કપ્તાન અને નમાગ -

વતી બોલનાર તરીકે હોવાનું અનુપમ માન છે તેવા મને મારી સુચનાઓ કરવાની રજા આપશો ? હું એમ ગણું છું કે બધા તોફાનનું મૂળ કારણ શ્રી શત્રુંજય ગિરિની તેમજ તે પરની મિલ્કતોની માલેકી અને આધિપત્યના સંબંધમાં ખરી સ્થિતિ માટેની અસ્પષ્ટતા અને સંદિગ્ધતા છે. તેમાંથી ઉપજતા હક્કો અને જવાબદારીઓ ખસુસ કરીને અને સ્વાભાવિક રીતે તકરારનો વિષય છે જ્યારે મુખ્ય સવાલને પોતાને સંદેહ યા અચોક્કસપણામાં રહેવા દીધો છે અલબત એક જૈન તરીકે જે પક્ષ આપણે એક કોમ તરીકે લીધો છે તેના ખરાપણા માટે તેમજ આજે જે હેતુ પાર પાડવા આપણે ભેગા મળ્યા છીએ તેના વ્યાજબીપણા માટે એક ક્ષણ પણ મને સદેહ નથી, પરંતુ આપણા દ્રષ્ટિબિંદુ માટેનો પક્ષપાત આપણો સ્વાભાવિક પક્ષપાત રખેને ખોટી રીતે સમજાય તે માટે હું સુચવું છું કે હિંદની સર્વોપરી સરકાર–મોગલો કે જેમણે પહેલાં શત્રુંજય આપણો હોવાની વાતસ્વીકારી હતી અને તે પર્વત આપણને આપી તે વાતને સુદ્રઢ કરી હતી તેના અને તે મોગલ પહેલાના જે વંશો અગાઉ થઇ ગયા તેન ઉત્તરાધિકારી અને પ્રતિનિધિરૂપ એવી તે સરકારે એક સત્તાદાર અને પ્રતિનિધિત્વ ધરાવતું તપાસનું કમિશન આખા સવાલમાં સંપૂર્ણ રીતે તપાસ કરવા અને તેપર નિરાપેક્ષપણે કાયદાના તેમજ ઐતિહાસિક કારણોથી રીપોર્ટ કરવા નીમવું ઘટે તે માટેનો છેવટનો ચુકાદો ભલે સર્વોપરી સરકાર આવા કમિશનની ભલામણો મળ્યા પછી આપે; પરંતુ સંપૂર્ણ. સ્વતંત્ર, નિખાલસ અને છેવટની તપાસ આખા સવાલની થવી ઘટે કે જેથી તે વિષયપર જેઓને છેવટનું જજમેંટ આપવાનું રહે તેઓને પૂરતું સાધન પુરૂં પાડી શકાય બંને પક્ષના વિશ્વાસને અને સર્વત્ર માનને પાત્ર થાય અને તેટલા માટે તે કમિશન તકરારના બંને પક્ષકારોના પ્રતિનિધિઓનું બનવું જોઇએ અને તેમાં પ્રમુખ તરીકે યા સહાયક તરીકે આ કાર્યમાં અનુભવવાળા કોઇ નિષ્પક્ષપાતી કાયદાશાસ્ત્રી યા અમલદારને નિમવો જોઇએ આવા કમિશનના નિર્ણયો આવે નહિ ત્યાં સુધી એ ખાસ ન્યાયી અને યોગ્ય છે કે પાલિતાણા દરબારે આપણી કોમને બંધન અને ભયના મૂળરૂપે છે એવાં કાર્યો અને ચુકાદાથી દૂર રહેવું ઘટે. આ પરિષદને કે સમસ્ત હિંદને એટલા બધા શબ્દોમાં કહેવાની જરૂર નથી કે સાર્વભૌમ બ્રિટિશ સરકાર પોતાની સીધી રૈયતનો આટલો મોટો ભાગ કે જેનું મોટામાં મોટું વ્યક્તિઓ કે કોમ તરીકેનું લક્ષણ આ ભૂમિમાં કાયદાથી સ્થાપિત થયેલી સરકાર પ્રત્યેની પોતાની અખંડ વફાદારી રાખવાનું છે તેના લાભો તથા હિતનું રક્ષણ કરવા બંધાયેલી છે. બ્રિટિશ સરકારને હિંદમાં જૈનોની અચળ વફાદારી અને દઢ શુભેચ્છાની ઘણી વજનદાર અને નિર્વિવાદ સાબીતીઓ મળેલી છે. અને જો જૈનોની એવી અરજી હોય કે સરકાર જે હક્કો તેમણે સૈકાઓ થયાં ભોગવ્યા છે તેના સંરક્ષણ માટેના તેઓના મુદ્દાઓને ટેકો આપે તો તે સરકાર પાસે જોઇએ તે કરતાં વધુ પડતી માગણી કરે છે? પોતાના પ્રત્યે વફાદારી રાખતા વ્યક્તિગત શહેરીઓને ન્યાય આપવાની તે સરકારની માથે રહેલી ફરજ છે—દુનિયામાં દરેક સુધરેલી સરકારની વધુમાં વધુ પ્રધાનભૂત જવાબદારી છે. અત્ર આપણે માત્ર ન્યાય સિવાય કંઇપણ વધુ માગતા નથી. મેં આ વિષયનો છેવટનો અને યોગ્ય ચુકાદા માટેના પ્રથમ આવશ્યક એવાં તપાસનાં કમિશનની પણ સુચના કરવા હિંમત કરી છે. આપણી માગણીઓમાં આના કરતાં વધુ ન્યાયી અને વ્યાજબી આપણે થઇ શકીએ ? હું તેમાં ધારતો નથી. અને મને શંકા નથી કે પાલીતાણા દરબારના જવાબદાર સલાહકારો પોતે આ દાખલામાં અત્યંત વ્યાજબી વલણ લીધી છે એવું જોઇ શકશે. હું એમ માની નથી શકતો કે હિંદનો એક રાજવંશી કે જે આટલી બધી પેઢી સુધી આપણી કોમ સાથે આટલો સુખદ સંબંધ રાખતા આવેલ છે તે જે શુભે-

જાએ ભુતકાળમાં આપણુને એક બીજા સાથે અરસ્પરસ લાભાર્થે બંધનમાં રાખ્યા છે તે શુભેચ્છાના બંધનનો જાણી બુઝીને ત્યાગ કરે. હું પોતે તો માનતો નથી કે આ ચતુર, દેશભક્ત અને ન્યાય પ્રેમી લોકો જરૂર વિના અને વિના કારણે પ્રતિષ્ઠાના અધિકારની, હિતના બંધનોની, માત્ર ન્યાય અને પ્રમાણીકતાની માગણીની એવી ઉપેક્ષા કરે કે જેથી મેં અહીં મૂકેલી સૂચનાને સંમત થવાની ના પાડે. જે જવાબદાર અને અનુભવી અધિકારીઓ જે કાર્યો સામે આપણી ફર્યાદ છે તે જે લાગણીઓ સંભવિત રીતે ઉત્પન્ન કરે તેનું બળ જાણે છે—એવા જાણે છે કે તેના કરતાં વધારે બીજા ભાગ્યેજ જાણતા હોય, જે અમલદાર કોમના સાધનો કે જેને તેઓ દેખીતી રીતે પગતળે, છુંદી નાંખવાનો પ્રયત્ન કરે છે તેનાથી જ્ઞાત છે, જે અમલદારો, જે કોમ તેઓની વિદ્યમાન પ્રતિષ્ઠા અને મહત્તાના ઉત્પાદક કે નિમિત ભૂત ઘણી રીતે છે તેની સાથેના શાંત, સમાધાની ભર્યાં અને સુખી સંબંધમાંથી ઉપજનાર ભારે લાભોથી અજ્ઞાત નથી, તેઓ દેખીના સમજાવગરના બીન પાયાદાર અન્યાયી કારણોથી તે કોમ સાથે તેના ખરા મુદ્દા પ્રત્યે ચેડા કાઢે એમ હું ધારી લેનો નથી. હું દ્રઢપણે માનું છું કે એક યોગ્ય ઉત્સાહપૂર્ણ અને નિશ્ચયવાળું વિજ્ઞાપન આપણે કરવું જોઈએ કે જેમાં જણાવવાનું આપણા હક્કો જ્યાં જ્યા સંદિગ્ધ યા વિવાદગ્રસ્ત હોય ત્યાં ત્યાં તેની તપાસ થાય.

તે તપાસ સંપૂર્ણપણે બધી બાબતની થાય અને તે સ્વતંત્ર કમિશનથી થાય. અને સાથ તેમાં ખાત્રી આપવી જોઇએ કે તે વિષયમાં સર્વોપરી સરકારના છેવટના નિર્ણય પ્રમાણે વર્તવા આપણી ઇચ્છા છે અને આ માગણી પાલિતાણાના દરબારે સ્વીકારવી જોઇએ. જો આ પ્રમાણે તે અમલદારો સંમત ન થાય અને મને વિશ્વાસ છે કે તેમ નહિ બને, તો આપણે તદ્દન નિરાશામાં બેસી રહેવુંજ જોઇએ, આપણે આપણા હક્કોની લડત પડતી ન મુકવી ઘટે કારણકે તે હક્કો ઇતિહાસથી પ્રમાણભૂત થયા છે અને તેમાં ન્યાય જે જે બાબતની અપેક્ષા રાખે તે છે; આપણે તો આપણી શક્તિમાં જેટલું હોય તે સર્વ કરવાનો-જરૂર પડે તો અને તે પણ છેવટના માર્ગ તરીકે આ અન્યાયી વર્તણુક સામે સત્યાગ્રહ કરવાનો—આપણા હક્કો સાબીત કરી આપણું યોગ્યસ્થાન મેળવવાનો દ્રઢ નિશ્ચય કરવો ઘટે. સજ્જનો અને સન્નારીઓ, મને વિશ્વાસ છે કે હું જે અગાઉ આ સંબંધે કહી ગયો તેની પુનરૂક્તિ કરૂં તો મને ધૃષ્ટ ન ગણુશો. આ વારંવાર ઉભી થતી તકરારનો વાસ્તવિક, અચળ, કાયમ અને સંતોષકારક નિવેડો ત્યારેજ થઈ શકશે કે આપણે જૈનો સ્વાશ્રયની કિંમતની કદર કરવાનું શિખશુ તો. ન્યાય અને યથાયોગ્યતા આપણી પક્ષમાં છે મને શક નથી કે આપણા પ્રત્યે આપણી પક્ષમાં આ મહાસભા બતાવી આપે છે તેમ સમસ્ત હિંદની સહાનુભૂતિ છે. પરંતુ જો આપણે આપણા પોતાના બળપર મુસ્તાક રહેવાનું નહિ શીખીએ તો આ સઘળું કામ નહિ લાગે. સામાનું બધું અવળે માર્ગે ચડી જશે. તેથી હું આપ સર્વને સજ્જનોને સન્નારીઓ, અપીલ કરૂં છું કે જ્યાંસુધી આપણા પ્રાચીન હક્કોનો નિવેડો નથી થયો ત્યાં સુધી પાલીતાણાની જાત્રાનો વિચાર ન કરવાનો દ્રઢ પણે નિશ્ચય કરો.

જો આપણે યાત્રા કરીશું તો આપણા પ્રતિસ્પર્ધીઓ પોતેજ આપણી લડત નકામી સમજશે. અને જો હજુપણ વધુ હિંમતવાળી સલાહ અત્ર અસ્થાને ન હોય તો બળની કસોટી તરીકે આપણી લાગણીની કસોટી તરીકે હું સુચવું કે તમારામાંના જે કોઇ વધારે ઇત્સાહ પૂર્ણ કાર્ય લેવાની તરફદારી કરતા હોય તેમણે જાતે જાત્રાએ જવું, ત્યાંના અધિકારીઓ અન્યાયી કર માગે તો આપવા ના પાડવી અને તેઓથી બને તેટલું ખરાબ કરે તેની સામે થવુ.

અને હવે મારા મિત્રો, મારૂં કાર્ય લગભગ પૂર્ણ થયું છે. હું માનું છું કે જે માન તમે મને આપ્યું છે તેના માટે અનહદ તમારો ઋણિ છું તેજ પ્રમાણે જે ધીરજથી તમે મને સાંભળ્યો છે તે માટે પણ છું. અગાઉ મેં કહી દીધેલ છે તેથી જે ચોખ્ખી સુચનાઓ કરી છે તેનો માત્ર ઉલ્લેખજ હવે કરીશ કે આપણે ચેતવણી લઇને આપણું ઘર સુવ્યવસ્થિત રાખવું જોઇએ, અને જે નામોશી ભર્યા કલેશો આપણી નિર્બળતામાંજ પરિણમે છે તેને બંધ કરવા જોઇએ. કદાચ આ પરિષદ્ આપના સંયુકત ડહાપણની મદદથી એવા ઉપાયો સુચવવા સહાયકારી થાય કે જેનાથી આપણે જે પક્ષઘાત અદૃશ્ય રીતે, ગુપ્તપણે પણ અચૂક આપણાપર આવતો જાય છે તેને નાબુદ આપણે કરીએ. કોઇપણ રીતે હું મારા તરફથી કહું છું કે મને પ્રતીતિ થઇ છે કે આ આપણી કોમની બુદ્ધિ અને પંડિતાઇ તેમજ શ્રીમંતાઈ અને પ્રજ્ઞાવાળી મહાસભા ભરાયેલી છે તે જો આપણા હકકોને સ્થાપીત અને સાબીત કરવા અર્થે, આ ખાસ વિષયમાં સદાને માટે આપણાં સ્થાનની ખાતરી કરવા અર્થે, નજીવા આંતરીક કલેશો યા કંકાસો કે જે આપણા બળને ઘટાડવામાં અને આપણી નિર્બળતાનું પ્રદર્શન કરવામાં સહાયકારી થાય છે તેની પતાવટ કરવા અર્થે વ્યવહારૂ સ્પષ્ટ પગલાંનો નિર્ણય કરવામાં સહાયભૂત થશે તો વ્યર્થ ભરાયેલી નહિ ગણાય. મને શક નથી કે આપણા પક્ષમાં રહેલો ન્યાય સ્વતઃ તે પક્ષને ટેકો આપી સાબીત કરશે. 'જેની તકરાર ન્યાયપૂર્ણ છે તે ત્રણગણા હથીઆરવાળો છે' પણ સાથે સાથે જે રાજનૈતિકો વિજય મેળવવા પ્રભુમાં વિશ્વાસ રાખતા પણ તેની સાથે પોતાનો દારૂગોળો સુકો થવા દેતા નહિ તેનું પણ સૂત્ર હું માનું છું સુજ્ઞને એક શબ્દ પણ બસ છે અને વેપારીઓની આ મહાન્ કોમનું ડહાપણ અનુપમ અને અનુત્તર છે.



આનંદ સાગર પ્રેસ, સરાફ બજાર મુંબઇ નં. ૨

અને હવે મારા મિત્રો, મારૂં કાર્ય લગભગ પૂર્ણ થયું છે. હું માનું છું કે જે માન તમે મને આપ્યું છે તેના માટે અનહદ તમારો ઋણિ છું તેજ પ્રમાણે જે ધીરજથી તમે મને સાંભળ્યો છે તે માટે પણ છું. અગાઉ મેં કહી દીધેલ છે તેથી જે ચોખ્ખી સુચનાઓ કરી છે તેનો માત્ર ઉલ્લેખજ હવે કરીશ કે આપણે ચેતવણી લઇને આપણું ઘર સુવ્યવસ્થિત રાખવું જોઇએ, અને જે નામોશી ભર્યા ક્લેશો આપણી નિર્બળતામાંજ પરિણમે છે તેને બંધ કરવા જોઇએ. કદાચ આ પરિષદ્ આપના સંયુકત ડહાપણની મદદથી એવા ઉપાયો સુચવવા સહાયકારી થાય કે જેનાથી આપણે જે પક્ષઘાત અદ્રશ્ય રીતે, ગુપ્તપણે પણ અચૂક આપણાપર આવતો જાય છે તેને નાબુદ આપણે કરીએ. કોઇપણ રીતે હું મારા તરફથી કહું છું કે મને પ્રતીતિ થઇ છે કે આ આપણી કોમની બુદ્ધિ અને પંડિતાઇ તેમજ શ્રીમંતાઈ અને પ્રજ્ઞાવાળી મહાસભા ભરાયેલી છે તે જો આપણા હકકોને સ્થાપીત અને સાબીત કરવા અર્થે, આ ખાસ વિષયમાં સદાને માટે આપણાં સ્થાનની ખાતરી કરવા અર્થે, નજીવા આંતરીક કલેશો યા કંકાસો કે જે આપણા બળને ઘટાડવામાં અને આપણી નિર્બળતાનું પ્રદર્શન કરવામાં સહાયકારી થાય છે તેની પતાવટ કરવા અથે વ્યવહારૂ સ્પષ્ટ પગલાંનો નિર્ણય કરવામાં સહાયભૂત થશે તો વ્યર્થ ભરાયેલી નહિ ગણાય. મને શક નથી કે આપણા પક્ષમાં રહેલો ન્યાય સ્વતઃ તે પક્ષને ટેકો આપી સાબીત કરશે. 'જેની તકરાર ન્યાયપૂર્ણ છે તે ત્રણગણા હથીઆરવાળો છે' પણ સાથે સાથે જે રાજનૈતિકો વિજય મેળવવા પ્રભુમાં વિશ્વાસ રાખતા પણ તેની સાથે પોતાનો દારૂગોળો સુકો થવા દેતા નહિ તેનું પણ સૂત્ર હું માનું છું સુજ્ઞને એક શબ્દ પણ બસ છે અને વેપારીઓની આ મહાન્ કોમનું ડહાપણ અનુપમ અને અનુત્તર છે.



આનંદ સાગર પ્રેસ, સરાફ બજાર મુંબઇ નં. ૨

# જૈન શ્વે૦ કૉન્ફરન્સ (ખાસ અધિવેશન) ના ઠરાવો.

*2nd Day. Sunday 1-8-26.*

## RESOLUTIONS.

1. This Special Sessions of the Jain Swetamber Conference places on record the heavy sense of sorrow at the untimely death of Seth Jamnabhai Bhagubhai, Sheth Narottamdas Bhanji, Sheth Hiralal Bakordas, Sheth Shamji Ladha and Sheth Vadilal Sarabhai, staunch supporters of this institution and leading members of the Jain Community, whose munificence had on more than one occasion benefitted the community; and conveys the heartfelt condolence to the families of the deceased in their great sorrow and bereavement.

2. This Special Sessions of the Jain Swetamber Conference emphatically protest against the various acts of encroachment of the Palitana Darbar on the immemorial and time-honoured rights of the Jain Community on the Shatrunjaya Hills and request the British Government to protect those rights.

Moved by: Mr. Mohanlal Dalichand Desai, B. A. LL. B., Vakil Bombay.
Seconded by: Babu Raj Kumarsinhji, Calcutta.
Supported by: Mr. Kunverji Anandji, Bhavnagar.
" Mr. Damodar Bapusha, Yeola.

3. This special Sessions of the Jain Swetamber Conference protests most emphatically against the order of the Hon. the Agent to the Governor General in the States of Western India, bearing No. P. 59 of 1926, dated the 12th of July 1926, to

બીજો દિવસ. રવીવાર, તા૦ ૧ ઓગસ્ટ ૧૯૨૬.

## ઠરાવો.

૧. જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું આ ખાસ અધિવેશન શેઠ જમનાભાઇ ભગુભાઈ, શેઠ નરોતમ ભાણજી, શેઠ હીરાલાલ બકોરદાસ, શેઠ શામજી લધા, શેઠ વાડીલાલ સારાભાઇ કે જેઓ આ સંસ્થાના મક્કમ ટેકો આપનારા હતા. અને જેઓની ઉદારતાએ જૈન કોમને એક કરતાં વધારે પ્રસંગો પર લાભ આપ્યો છે, તેઓના થએલ અકાળ દેહવિલય પ્રત્યે ગમગીનીની ભારે લાગણીની નોંધ કરે છે અને તેઓના કુટુંબો પ્રત્યે તેમના ભારે શોક અને વિયોગમાં અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ દર્શાવે છે.

૨. શ્રી શત્રુંજય ઉપરના અને તે સંબંધી જૈન કોમના અતિ પ્રાચીન અને કાળજૂના હકકો ઉપર ત્રાપ મારનારા પાલિતાણા દરબારનાં જુદાં જુદાં કૃત્યો સામે શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું આ ખાસ અધિવેશન સખત વિરોધ જાહેર કરે છે અને તે હકકોનું સંરક્ષણ કરવા હિંદી સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત મુકનાર: રા. મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. એલ. એલ. બી. વકીલ મુંબઈ.
ટેકો આપનાર: બાબુ રાજકુમારસિંહજી કલકત્તા.
અનુમોદન ,, રા. કુંવરજી આણંદજી, ભાવનગર.
,, ,, રા. દામોદર બાપુશા, યેવલા.

૩ જાત્રાળુઓ ઉપર કર નાંખવાના હકના બદલામાં જૈન કોમ પાસેથી દર વરસે એક લાખ રૂપીઆ લેવાનો પાલિતાણા દરબારને હક છે એવી મતલબનો અથવા, તેમ ન બને તો પાલીતાણે જતા જાત્રાળુઓ ઉપર માથા દીઠ બે રૂપીઆ લેખે મુંડકા વેરો નાંખ-

# જૈન શ્વે૦ કૉન્ફરન્સ (ખાસ અધિવેશન) ના ઠરાવો.

*2nd Day. Sunday 1-8-26.*

## RESOLUTIONS.

1. This Special Sessions of the Jain Swetamber Conference places on record the heavy sense of sorrow at the untimely death of Seth Jamnabhai Bhagubhai, Sheth Narottamdas Bhanji, Sheth Hiralal Bakordas, Sheth Shamji Ladha and Sheth Vadilal Sarabhai, staunch supporters of this institution and leading members of the Jain Community, whose munificence had on more than one occasion benefitted the community; and conveys the heartfelt condolence to the families of the deceased in their great sorrow and bereavement.

2. This Special Sessions of the Jain Swetamber Conference emphatically protest against the various acts of encroachment of the Palitana Darbar on the immemorial and time-honoured rights of the Jain Community on the Shatrunjaya Hills and request the British Government to protect those rights.

Moved by: Mr. Mohanlal Dalichand Desai, B. A. LL. B., Vakil Bombay.
Seconded by: Babu Raj Kumarsinhji, Calcutta.
Supported by: Mr. Kunverji Anandji, Bhavnagar.
" Mr. Damodar Bapusha, Yeola.

3. This special Sessions of the Jain Swetamber Conference protests most emphatically against the order of the Hon. the Agent to the Governor General in the States of Western India, bearing No. P. 59 of 1926, dated the 12th of July 1926, to

બીજો દિવસ. રવીવાર, તા૦ ૧ ઓગસ્ટ ૧૯૨૬.

## ઠરાવો.

૧. જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું આ ખાસ અધિવેશન શેઠ જમનાભાઇ ભગુભાઈ, શેઠ નરોતમ ભાણજી, શેઠ હીરાલાલ બકોરદાસ, શેઠ શામજી લધા, શેઠ વાડીલાલ સારાભાઇ કે જેઓ આ સંસ્થાના મક્કમ ટેકો આપનારા હતા. અને જેઓની ઉદારતાએ જૈન કોમને એક કરતાં વધારે પ્રસંગો પર લાભ આપ્યો છે, તેઓના થએલ અકાળ દેહવિલય પ્રત્યે ગમગીનીની ભારે લાગણીની નોંધ કરે છે અને તેઓના કુટુંબો પ્રત્યે તેમના ભારે શોક અને વિયોગમાં અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ દર્શાવે છે.

૨. શ્રી શત્રુંજય ઉપરના અને તે સંબંધી જૈન કોમના અતિ પ્રાચીન અને કાળજૂના હક્કો ઉપર ત્રાપ મારનારા પાલિતાણા દરબારનાં જુદાં જુદાં કૃત્યો સામે શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું આ ખાસ અધિવેશન સખત વિરોધ જાહેર કરે છે અને તે હક્કોનું સંરક્ષણ કરવા હિંદી સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત મુકનારઃ રા. મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. એલ. એલ. બી. વકીલ મુંબઈ.
ટેકો આપનારઃ બાબુ રાજકુમારસિંહજી કલકત્તા.
અનુમોદન ,, રા. કુંવરજી આણંદજી, ભાવનગર.
,, ,, રા. દામોદર બાપુશા, યેવલા.

૩ જાત્રાળુઓ ઉપર કર નાંખવાના હકના બદલામાં જૈન કોમ પાસેથી દર વરસે એક લાખ રૂપીઆ લેવાનો પાલિતાણા દરબારને હક છે એવી મતલબનો અથવા, તેમ ન બને તો પાલીતાણે જતા જાત્રાળુઓ ઉપર માથા દીઠ બે રૂપીઆ લેખે મુંડકા વેરો નાંખ-

the effect that the Durbar is entitled to Rs. 1,00,000/- per annum, in commutation of his right to levy the pilgrim tax, from the Jain Community, or in the alternative sanctioning a levy of a poll-tax of a Rs 2/-per head on the pilgrims visiting Palitana, as being in gross and flagrant violation of the long unbroken historical tradition between the Palitana Durbar and the Jain Community, as also of the spirit of the series of agreements between these parties and does not accept the said decision.

(Moved by: Mr. Odhavji Dhanji Shah,
Solicitor Bombay
Seconded by: Mr. Manilal Kothari,
Kathiawar.)
Supported by: Mr. Popatlal Ramchand,
Poona.)

4. This special Sessions of the Jain Swetamber Conference declares that the Palitana Durbar is not entitled to levy any pilgrim tax on the Jain pilgrims visiting Palitana.

(Moved by: Mr. Chinubhai Lalbhai,
Solicitor, Bombay.
Seconded by: Pt. Fatehchand Kapurchand Lalan, (Kathiawar.)
Supported by: Mr. Babulal Nanchand,
Poona.
" Mr. Hiralal Surana Sojat
(Marwar.)

5. This Special Sessions of the Jain Swetamber Conference being strongly of opinion that the Honourable the A. G. G. of the Western India States was not justified even in passing the ad-interim order, which has since been cancelled, as to the enumeration of the Jain pilgrims visiting Palitana and in authorizing the Palitana Durbar to carry on enumeration, strongly

વાની બ્હાલી આપનારો, તા. ૧૨-૭-૧૯૨૬ નો નં. પી. ૫૯ વાળો, વેસ્ટર્ન ઇન્ડીઆ સ્ટેટસના નામદાર ગવર્નર જનરલના એજંટનો ચુકાદો પાલીતાણા દરબાર અને જૈન કોમ વચ્ચેના લાંબા વખતના અવિચ્છિન્ન ઐતિહાસિક પરંપરાગત સંબંધનો તેમજ આ બંને પાર્ટીઓ વચ્ચે થયેલા સંખ્યાબંધ કરારોના આશયનો અત્યંત ઘોર ભંગ કરે છે. તેથી શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું આ ખાસ અધિવેશન તે ચુકાદા સામે પોતાનો સખ્તમાં સખ્ત વિરોધ જાહેર કરે છે અને મજકુર ચુકાદો માન્ય કરતું નથી.

દરખાસ્ત મુકનારઃ રા. ઓધવજી ધનજી શાહ
સોલીસીટર મુંબઈ.
ટેકો આપનારઃ રા. મણીલાલ કોઠારી, (કાઠીયાવાડ.)
અનુમોદન ,, રા. પોપટલાલ રામચંદ પુના.

૪. શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું આ ખાસ અધિવેશન નિશ્ચયપૂર્વક જાહેર કરે છે કે પાલીતાણે જતા જૈન જાત્રાળુઓ ઉપર કોઈ પણ પ્રકારનો જાત્રાવેરો નાંખવાનો પાલીતાણા દરબારને હક નથી.

દરખાસ્ત મુકનારઃ રા. ચીનુભાઇ લાલભાઇ, સોલીસીટર મુંબઇ.
ટેકો આપનારઃ રા. ફતેહચંદ કપુરચંદ લાલન,
કાઠીયાવાડ.
અનુમોદન ,, રા. બાબુભાઇ નાનચંદ, પુના.
,, ,, રા. હીરાલાલ સુરાના, સોજત,
( મારવાડ. )

૫. શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું આ ખાસ અધિવેશન એવો દૃઢ અભિપ્રાય ધરાવે છે કે પાલિતાણા જતા જૈન જાત્રાળુઓની સંખ્યા ગણવા સંબંધીનો વચગાળાનો હુકમ કે જે હવે રદ કરવામાં આવ્યો છે તે હુકમ કાઢવામાં પણ વેસ્ટર્ન ઇન્ડીઆ સ્ટેટ્સના એ. જી. જી. વ્યાજબી ન હતા અને આવી ગણત્રી માટે પાલીતાણા દરબારે બહાર પાડેલા તદ્દન અન્યાયી અને ત્રાસ આપે તેવા કાયદા કાનુનોને

protests against his having sanctioned the highly unjust and vexatious rules and regulations issued by the Palitana Durbar for such enumeration and thereby lending the support of his authority to an encroachment of the vested and long established rights of the Jain Community.

(Moved by: Mr. Maneklal Jethabhai, Bombay.
Seconded by: Mr. Balchand Hirachand, Malegaon.
Supported by: Mr. Lala Motilalji, Lahore.)

6. The Special Session of the Jain Swetamber Conference request the British Government to appoint a Representative Commission of Inquiry to investigate into the rights of the Jain Community on the Shatrunjaya Hills and to devise measures to stop the constant disputes between the Palitana State and Jain Community.

(Moved by: Mr. Maneklal Mansukhbhai, Ahmedabad.
Seconded by: Mr. Makanji J. Mehta, Bar-at-law, Bombay.
Supported by: Mr. Narsidas Nathubhai, Sayla.)

*3rd Day. 2-8-26.*

7. This special Session of the Jain Swetamber Conference urges upon all the Jains of India to refrain from going on pilgrimage ro Shatrunjaya until the present matter under dispute is satisfactorily settled.

From the Chair.

8. This Special Session of the Jain Swetamber Conference expresses the desire that the representatives of the Jain Community-the firm of Seth Anandji Kalianji-do distribute broadcast literature regarding all matters connected with Shatrunjaya Hills in English, Hindi and Gujarati; do

તેમણે બહાલી આપીને અને પાલિતાણા દરબારને ગણત્રી કરવાની સત્તા આપીને જૈન કોમના સ્થાપિત અને પ્રાચીન હકો ઉપર ત્રાપ મારવામાં પોતાની સત્તાનો જે ટેકો આપ્યો છે તે સામે સખત વાંધો ઉઠાવે છે.

દરખાસ્ત મુકનારઃ રા. માણેકલાલ જેઠાભાઇ, મુંબઇ.
ટેકો આપનારઃ રા. બાલચંદ હીરાચંદ, માલેગામ.
અનુમોદન ,, લાલા મોતીલાલજી, લાહોર.

૬. શ્રી શત્રુંજય ડુંગર સંબંધી જૈન કોમના હકોની તપાસ ચલાવવા માટે અને પાલિતાણા સ્ટેટ અને જૈન કોમ વચ્ચેના હમેશના ઝઘડા બંધ કરવાને સારૂ ઉપાયો યોજવા પ્રતિનિધિત્વવાળું તપાસ માટેનું કમીશન નીમવા બ્રિટીશ સરકારને શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું આ ખાસ અધિવેશન વિનંતિ કરે છે.

દરખાસ્ત મુકનારઃ રા. માણેકલાલ મનસુખભાઇ, અમદાવાદ.
ટેકો આપનારઃ રા. મકનજી જે. મ્હેતા, બૅરીસ્ટર, મુંબઇ.
અનુમોદન ,, રા. નરસીદાસ નથુભાઇ, સાયલા.

ત્રીજે દિવસ તા. ૩-૮-૨૬.

૭. શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું આ ખાસ અધિવેશન વર્તમાન તકરારી બાબતનો સંતોષકારક નિવેડો ન આવે ત્યાં સુધી યાત્રાએ ન જવાને સમસ્ત હિંદના જૈનોને આગ્રહ કરે છે.

પ્રમુખસ્થાનેથી.

૮. શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું આ ખાસ અધિવેશન ઇચ્છે છે કે જૈન કોમના પ્રતિનિધિઓ-શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ શ્રી શત્રુંજય ડુંગર સાથે સંબંધ ધરાવતી સઘળી બીનાઓને લગતું સાહિત્ય અંગ્રેજી, હીંદી અને ગુજરાતીમાં બહોળે હાથે અને સર્વે સ્થળે વ્હેંચવું,-પાલીતાણાની બાબતો

publish from time to time up-to-date information as regards developments about the Palitana affairs, and do consult the leading members of the Community from all parts of India from time to time as occasion may require.)

From the Chair.

9. This Special Session of the Jain Swetamber Conference deeply regrets the present attitude of the British Government in asking the Jains, who are mostly British subjects to go to palitana Durbar in the first instance for the redress of their grievances against and disputes with the palitana Durbar regarding their established rights on the Shatrunjaya Hills and strongly urges the British Government to directly intervene in all disputes between the Jains and the Palitana Durbar and to redress their grievances.

Moved by: Babu Dayachandji, Agra.
Seconded by: Mr. Mulchand Asharam Javeri, Ahmedabad.
Supported by: Mr. Popatlal T. Shah, Karachi.
Bai Mangalabai Motilal Fakirchand, Bombay.
Mr. Chimanlal Nathalal, Ahmedabad.
" Dahyabhai Chunilal, Amalner.
" Shivji Devshi, Cutch.
" Mahasukhbhai Chunilal, Visnagar.
" Manilal M. Padrakar, Padra.

10. This Special Sesson of the Jain Swetamber Conference authorizes the President to forward copies of the resolutions Nos. 2-to-7 & 9 to the Secretary of State for India, H. E. The Viceroy, H. E. The Governor of Bombay and copy of the resolutions Nos. 2-to-9 to Seth Anandji Kalianji.

સંબંધી નવા બનાવોને લગતી છેલ્લામાં છેલ્લી ખબરો વખતોવખત પ્રગટ કરવી અને જેમજેમ જરૂર પડે તેમ તેમ વખતો વખત હીંદના સર્વ સ્થળોના કોમના આગેવાન ગૃહસ્થોની સલાહ લેવી.

પ્રમુખસ્થાનેથી

૯. શ્રી શત્રુંજય ઉપરના જૈનોના સ્થાપિત હક્કો સંબંધી પાલીતાણા દરબાર સામેની જૈનોની ફરીયાદોના અને મજકુર દરબાર સાથેના વાંધાઓના નીકાલ માટે જૈનો કે જેઓ મોટે ભાગે બ્રીટીશ પ્રજા છે તેઓએ પ્રથમ ઇન્સાફ માટે પાલીતાણા દરબાર પાસે જવું—એવી ફરજ પાડનારી બ્રીટીશ સરકારની હાલની વળણ માટે શ્રી જૈન શ્વે૦ કૉન્ફરન્સનું આ ખાસ અધિવેશન અત્યંત દિલગીરી જાહેર કરે છે અને જૈનો તથા પાલીતાણા દરબાર વચ્ચેના સર્વે વાંધાઓની બાબતમાં એકદમ વચ્ચે પડવા અને જૈનોની હાડમારીઓ દુર કરવા બ્રીટીશ સરકારને દઢ આગ્રહ કરે છે.

દરખાસ્ત મુકનારઃ-બાબુ દયાલચંદજી, આગ્રા.
અનુમોદન આપનારઃ-રા. મૂળચંદ આશારામ ઝવેરી, અમદાવાદ.

" રા. પોપટલાલ ટી. શાહ. કરાંચી.
" બાઇ મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ, મુંબઇ.
" રા. ચીમનલાલ નાથાલાલ, અમદાવાદ.
રા. ડાહ્યાભાઇ ચુનીલાલ, અમલનેર.
રા. શીવજી દેવશી, કચ્છ.
રા. મહાસુખભાઈ ચુનીલાલ. વીસનગર.
રા. મણીલાલ પાદરાકર, પાદરા.

૧૦ શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું આ ખાસ અધિવેશન ઠરાવ બેથી સાત અને નવની નકલો સેક્રેટરી ઓફ સ્ટેટ ફૉર ઇન્ડિયાને, નામદાર વાઇસરૉયને, મુંબઇના નામદાર ગવર્નરને અને ઠરાવ બેથી નવ સુધીની નકલ શેઠ આણંદજી કલ્યાણજીને મોકલી આપવા પ્રમુખશ્રીને સત્તા આપે છે.

દરખાસ્ત કરનારઃ બાબુ રાજકુમારસિંહજી.

Moved by: Babu Rajkumar Sinhji
Calcutta.

Seconded by: Mr. Motilal Virchand
Malegaonwala.

ટેકો આપનારઃ રા. મોતીલાલ વીરચંદ માલેગાંવવાળા

*4th Day. 3-8-26.*

ચોથો દિવસ તા. ૩-૮-૨૬.

11. This Special Session of the Jain Swetamber Conference postpones the consideration and adoption of the new constitution as amended and passed by the convention held in Bombay in April 1925 to the next session of the conference and until such adoption, the constitution passed by the 10th session of Shri Jain Swetamber Conference shall remain in force

From the Chair.

૧૧. શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું આ ખાસ અધિવેશન એપ્રિલ ૧૯૨૫ માં ભરાયલા કન્વેન્શનમાં સુધરેલા અને પસાર થયલા નવા બંધારણની વિચારણા અને મંજુરી હવે પછીના કોન્ફરન્સની બેઠકપર મુલતવી રાખે છે અને જ્યાં સુધી એવી મંજુર ન મળે ત્યાં સુધી શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સની દશમી બેઠકમાં પસાર થયલું બંધારણ ચાલુ રહેશે.

પ્રમુખસ્થાનેથી.

12. In order to awaken and properly educate the Jain community in respect of the various problems regarding Shatrunjaya which at present affect and agitate it, this special session of the All India Jain Conference, appoints a committee of the under mentioned gentlemen to work under the directions of the Resident General Secretaries of Shri Jain Swetamber Conference with powers to add to their number. The members of this committee will make tours in different parts of the country and take such steps as may be found necessary to carry on the propaganda.

1. Mr. Manilal Kothari-Kathiawar.
2. Babu Dayalchandji-Agra.
3. „ Kirtiprasadji-Meerut.
4. Mr. Manilal Khusalchand, Palanpur.
5. „ Hiralal Soorana-Sojat.
6. „ Popatlal Ramchand Shah-Poona.

Proposed by-Mr. Manilal Kothari.
Seconded by „ Mohanlal B. Jhavery-Bombay.
Bobu Kirtiprasad-Meerut.

૧૨. શ્રી શત્રુંજય સંબંધી જે વિવિધ સવાલો જૈન કોમને અસર કરી રહ્યા છે અને ખળભળાવી રહ્યા છે તે સંબંધી કોમને યોગ્ય શિક્ષણ આપવા અને જાગૃત કરવા સમસ્ત હિંદની જૈન કૉન્ફરન્સનું આ ખાસ અધિવેશન નીચેના ગૃહસ્થોની એક સમિતિ પોતાની સંખ્યામાં વધારો કરવાની સત્તા સાથે નીમે છે, જે **સમિતિ** શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓની સૂચના નીચે કામ કરશે. સમિતિના સભ્યો દેશના જુદા જુદા ભાગમાં મુસાફરી કરશે અને ચળવળ ચલાવવાને જરૂરી માલમ પડતાં સઘળાં પગલાં લેશે.

૧. રા. મણિલાલ કોઠારી, કાઠીઆવાડ.
૨. બાબુ દયાલચંદજી, આગ્રા.
૩. બાબુ કીર્તિપ્રસાદજી. મીરત.
૪. મણિલાલ ખુશાલચંદ. પાલણપુર.
૫. રા. હીરાલાલ સુરાણા, સોજત.
૬. પોપટલાલ રામચંદ શાહ પુના.

દરખાસ્ત કરનાર રા. મણીલાલ કોઠારી-કાઠીઆવાડ.
ટેકો આપનાર „ મોહનલાલ ભગવાનદાસ ઝવેરી. મુંબઇ
„ „ બાબુ કીર્તિપ્રસાદજી, મીરત.
„ „ ફુલચંદ. એચ. દોશી-ગુજરાનવાલા.
„ „ અમીચંદ ખેમચંદ, મુંબઇ.

Mr. Fulcl and H. Doshi.
Gujranwala.
" Amichand Khemchand.
" Maneckchandji, Lahore.
" Manilal M. Shah, Bombay.
" Popatlal T. Shah-
Karachi.
" Manilal Khusalchand,
Palanpur.

" " માણેકચંદજી. લાહોર.
" " મણીલાલ-એમ. શાહ-મુંબઇ,
" " પોપટલાલ. ટી. શાહ, કરાંચી.
" " મણીલાલ ખુશાલચંદ, પાલણપુર.
" ડૉ. નાનચંદ કે. મોદી, મુંબઇ,
" " બાપાલાલ ચુનીલાલ, અમદાવાદ.

13. This Special Session of the Jain Swetamber Conference earnestly requests Jain Sanghs all over India to contribute funds to the Sukrit Bhandar.

Moved by: Mr. Gulabchandji Dhadha.
Seconded by: Mr. Kunverji Anandji,
Bhavnagar.
Supported by: Mr. Sakarlal Madhavji,
Vadali (Mahikantha.)
Mr. Lilachand Joitaram,
Nipani.
" Lala Maneckchandji,
Lahore.

૧૩. શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું આ ખાસ અધિવેશન સમસ્ત હિંદના જૈન સંઘોને સુકૃત ભંડાર ફંડમાં પૈસા ભરવા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

*દરખાસ્ત કરનાર:-રા. ગુલાબચંદજી ઢઢ્ઢા.*
ટેકો આપનાર:-રા. કુંવરજી આણંદજી, ભાવનગર.
અનુમોદન આપનાર:-રા. સાકરલાલ માધવજી વડાલી,
(મહીકાંઠા)
" " રા. લીલાચંદ જોઇતારામ નીપાણી
" " લાલા માણેકચંદજી, લાહોર

# श्री जैन श्वेताम्बर कान्फरंस.

खास अधिवेशन.

## ठहराव.

१. श्री जैन श्वेताम्बर कान्फरंस का यह खास अधिवेशन शेठ जमनाभाई भगुभाई, शेठ नरोत्तम भाणजी, शेठ हीरालाल वकोरदास, शेठ शामजी लधा और शेठ वाडीलाल साराभाई जो इस संस्था के दृढ आधाररुप थे और जिन्हों की उदारताने जैन समाज कों अनेक प्रसंग पर लाभ दिया है उनके अकाल मृत्यु की नोंध अत्यंत शोक के साथ लेता है और उनके कुटुम्ब के अपार दुःख और वियोग के लिए हार्दिक समवेदना प्रकट करता है।

सभापति तरफसें.

२. श्री शत्रुंजय उपर के और उससे संवन्ध रखनेवाले जैनों के प्राचीन हकों को दमन करने के लिए पालिताना दरबार के भिन्न भिन्नः कार्यों के लिए श्री जैन श्वे० कान्फरंस का यह खास अधिवेशन पूर्ण विरोध प्रदर्शित करता है। और उनके हकों का संरक्षण करने के लिए हिंद सरकार को प्रार्थना करता है।

प्रस्तावकर्ताः मि. मोहनलाल दलीचंद देसाई, बी. ए. एल एल बी. बम्बई.
समर्थकः बाबु राजकुमारसिंहजी, कलकत्ता.
अनुमोदकः शेठ कुंवरजी आणंदजी, भावनगर.
,, ,, दामोदर बापुशा, येवला.

३. यात्रीओं पर कर लगाने के हक के बदले में जैनों सें प्रतिवर्ष एक लाख रुप्या लेने का पालिताना दरबार को अधिकार है इस आशय का, या अगर एसा न हो सके तो पालिताना की यात्रा करनेवाले यात्री पर दो रुप्या मुंडका वेरा लेने की आजादि देनेवाला, वेस्टर्न इंडिया स्टेटस् के माननीय गवर्नर जनरल के एजंट का हुकम नं. पी. ५९ ता. १२–७–१९२६ जो पालिताना दरबार और जैनो के पुराने पिढीदर पिढीसे चले आते हुए अविच्छिन्न एतिहासिक संवन्ध का और परस्पर दोनों पक्षों के बीचमे किए गए हुए अनेकानेक इकरारों का पूर्ण रुप से विध्वंस करनेवाला है। इस निर्णय के साथ श्री जैन श्वे० कान्फरंस का यह खास अधिवेशन सख्त विरोध जाहेर करता है और इसे अस्विकार करता है।

प्रस्तावकर्ताः मि. ओधवजी धनजी शाह, सोलीसीटर. बम्बई.
समर्थकः मि. मणिलाल कोठारी (काठीयावाड
अनुमोदकः मि. पोपटलाल रामचंद, पुना.

४. श्री जैन श्वे० कान्फरंस का यह खास अधिवेशन निश्चयपूर्वक जाहेर करता है कि पालिताना की यात्रा करनेवाले जैन यात्रीओं पर पालिताना दरबार कों किसी प्रकार का कर लगाने का हक नहीं है।

प्रस्तावकर्ताः मि. चीनुलाल लालभाई,
सोलीसीटर, बम्बई.
समर्थकः पंडित फतेचंद कपुरचंद लालन,
काठीयावाड.
अनुमोदकः मि. बाबुभाई नानचंद, पुना.
" मि. हीरालाल सुराना, सोजत (मारवाड).

५. श्री जैन श्वे० कान्फरंस के इस खास अधिवेशन का यह दृढ अभिप्राय है कि पालिताना की यात्रा जाने वाले जैन यात्रालुओं के संख्या की गिनती करने के लिए वेस्टर्न इंडिया स्टेटस् के ए.जी.जी. ने जो दरमियान का हुक्म निकाला था और जो अब रद्द कर दिया गया है वह सर्वथा अनुचित था और इस प्रकार की गिनती करने के लिए पालिताना दरबार के जाहेर किए हुए घोर अन्यायी और दुःखदाइ नियमों को स्वीकृत करनेसे और पालिताना दरबार को इस गिनती करने का अधिकार देने से जैन कोम के स्थापित प्राचीन हकों पर आक्रमण करने में एजंट सा. ने अपने अधिकार से जो सहायता दी है उसके लिए सख्त विरोध दर्शाता है।

प्रस्तावकर्ताः मि. माणेकलाल जेठाभाई, मुंबई.
समर्थकः मि. वालचंद हीराचंद, मालेगांव.
अनुमोदकः लाला मोतीलालजी, लाहोर.

६. श्री शत्रुंजय से संबन्ध रखनेवाले जैन समाज के हकों की खोज करने के लिए और पालिताना स्टेट और जैन कोम के बीच के हर समय के झगडे का अंत लाने को और उचित उपाय की योजना करने को प्रतिनिधित्ववाला एक कमिशन तपास करने के लिए नियत हो इसके लिए यह श्री जैन श्वेताम्बर कान्फरंस का खास अधिवेशन ब्रिटिश सरकार को विनंति करता है।

प्रस्तावकर्ताः मि. माणेकलाल मनसुखभाई,
अहमदाबाद.
समर्थकः मि. मकनजी जे. म्हेता, बरीस्टर,
मुंबई.
अनुमोदकः मि. नरसीदास नथुभाई, सायला.

७. श्री जैन श्वे० कान्फरंस का यह खास अधिवेशन समस्त भारत के जैनों को यह आग्रह करता है कि प्रचलित झगडों का जब तक संतोषकारक निर्णय नहीं आवे तब तक श्री शत्रुंजय की यात्रा बंद रखे.

(सभापतिजी के तरफसे)

८. श्री जैन श्वे० कान्फरंस का यह खास अधिवेशन जैन समाज के प्रतिनिधि रुप शेठ आणंदजी कल्याणजी की पेढी को यह इच्छा प्रदर्शित करता है कि श्री शत्रुंजय गिरिसे संबन्ध रखनेवाली कुल हकिकत का साहित्य, गुजराती, इंग्लीश तथा हींदी में अधिक प्रमाण में सर्वत्र वितीर्ण करे, और पालिताना के मामले का स्वरुप व समय २ के आखरी समाचार प्रकट किया करे और समय समय पर भारत के सकल स्थलों के जैन समाज के नेताओं की सलाह भी लिया करे।

सभापतिजी के तरफसे.

९. जैन कोम प्रायः ब्रिटिश प्रजा होने पर भी उनके श्री शत्रुंजय उपर के स्थापित हक संबन्धी पालिताना दरबार विरुद्ध दावे का न्याय और दरबार के साथ झगडों का निर्णय लेने के लिए पालिताना दरबार के पास जाने को मजबूर करनेवाली ब्रिटिश सरकार की वर्तमान प्रणाली को देखकर श्री जैन श्वे० कान्फरंस का यह खास अधिवेशन भारी खेद प्रकट करता है।

प्रस्तावकर्ताः बाबु दयालचंदजी, आगरा.
समर्थकः मि. मूलचंद आशाराम झवेरी, अहमदाबाद.
अनुमोदकः मि. पोपटलाल टी. शाह, करांची
,, बाई मंगलाबाई मोतीलाल फकीरचंद, मुंबई.
,, मि. चिमनलाल नाथालाल, अहमदाबाद.
,, मि. डाह्याभाई चुनीलाल, अमलनेर.
,, शेठ शिवजी देवसी, कच्छ.
,, शेठ महासुखभाई चुनीलाल, वीसनगर.
,, मि. मणीलाल पादराकर, पादरा.

१०. श्री जैन श्वे० कान्फरंस का यह खास अधिवेशन ठहराव २ से ७ और ९ की नकल सेक्रेटरी ऑफ् स्टेट फार ईंडिया, माननीय वाइसराय, माननीय गवर्नर ऑफ बाम्बे को और ठहराव २ से ९ तक की नकल शेठ आणंदजी कल्याणजी के प्रतिनिधि को भेजने का अधिकार प्रमुख सा० को प्रदान करता है।

प्रस्तावकर्ताः बाबु राजकुमार सिंहजी.
समर्थकः मि. मोतीलालजी वीरचंद, मालेगांववाला.

११. श्री जैन श्वे० कान्फरंस का यह खास अधिवेशन अप्रेल १९२५ मे सम्मिलित की हुइ कन्वेन्शन में सुधरे हुए और मंजुर किए हुए नये बंधारण के लिए विचार और स्वीकृत करने का आगामी कान्फरंस की बेठक पर स्थगित करता है और जब तक इस प्रकार की मंजुरी न प्राप्त हो तब तक श्री जैन श्वे० कान्फरंस की १० मी बेठक में स्वीकृत किए हुए बंधारण चालु रहेगा।

सभापतिजीके तरफसे.

१२. श्री शत्रुंजय संबन्धी जो अनेक प्रश्न जैन कोम पर असर कर रहे हैं और कोम में खलभलाहट कर रहे हैं उस विषयमें योग्य शिक्षण देने और जाग्रत करनेके लिए समस्त हिंद का यह जैन श्वे० कान्फरंस का खास अधिवेशन निम्न लिखित गृहस्थों की एक कमिटी अपनी संख्यामे वृद्धि करने के अधिकार सहित नियुक्त करता है जो कमिटी श्री जैन श्वे० कान्फरंस के रेसिडेन्ट जनरल सेक्रेटरीयों की निरीक्षकता में काम करेगी. कमिटी के सभ्य देश के भिन्न भिन्न विभागों में घुमेंगे और सर्व प्रकारसे चलवल चलाने में आवश्यक मालुम होंगे वैसे पगले लेगी

१. रा. मणीलाल कोठारी, काठीआवाड.
२. बाबु दयालचंदजी, आगरा.
३. बाबु कीर्तिप्रसादजी, मेरठ.
४. मि. मणिलाल खुशालचंद, पालनपुर.
५. मि. हीरालाल सुराणा, सोजत.
६. मि. पोपटलाल रामचंद शाह, पुना.

प्रस्ताव कर्ताः मि. मणीलाल कोठारी, काठीआवाड.
समर्थकः मि. मोहनलाल वी. झवेरी, सोलिसिटर, मुंबइ.
अनुमोदकः बाबु कीर्तिप्रसादजी, मेरठ.
,, मि. फुलचंद एच. डोसी, गुजरानवाला.
,, मि. अमीचंद खेमचंद, मुंबई.
,, मि. माणेकचंदजी, लाहोर.
,, मि. मणीलाल एम. शाह, मुंबई.
,, मि. पोपटलाल टी. शाह, करांची.
,, मि. मणीलाल खुशालचंद, पालनपुर.
,, डाक्टर नानचंद के. मोदी, मुंबई.
,, मि. बापालाल चुन्नीलाल, अहमदाबाद.

१३. श्री जैन श्वे० कान्फरंस का यह खास अधिवेशन समस्त भारत के जैन संघो को "सुकृत भंडार फंड" में द्रव्य प्रदान करने के लिए आग्रह करती है।

प्रस्ताव कर्ताः मि. गुलाबचंदजी ढड्डा.
समर्थकः शेठ कुंवरजी आणंदजी.
अनुमोदकः मि. साकरलाल माधवजी, वडाली, (महीकांठा).
,, मि. लीलाचंद जोइताराम, नीपाणी
,, लाला माणेकचंदजी, लाहोर.

# શેઠ કસ્તુરભાઈ લાલભાઈનું ભાષણ.

[ ગત ૨૭ મી જુલાઇ ૧૯૨૬ ને રોજ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ સ્થાનિક પ્રતિનિધિ સાહેબો તથા દેશાવરના સંભાવિત જૈન ગૃહસ્થોની સભા બોલાવેલી તે વખતે પ્રમુખ સ્થાનેથી કરેલું ભાષણ તે પેઢી તરફથી જે પ્રમાણે પ્રકટ થયું છે તેજ પ્રમાણે અત્ર મૂકીએ છીએઃ ] તંત્રી.

પ્રતિનિધિ સાહેબો અને બંધુઓ,

ગયા ડીસેમ્બર માસમાં આપ સૌ અત્રે પધારેલા ત્યારે ચાલુ સાલના માર્ચ માસની આખરે પુરા થતા ચાલીસ વરસના રખોપા સંબંધી તેમજ શ્રી શત્રુંજય ઉપરના આપણા હક સંરક્ષણ માટે આપણે વિચાર કરેલો. તે વખતે એવી સ્થીતી હતી કે પાલીતાણા દરબારે પશ્ચિમ હિંદ સ્ટેટસના એજન્ટ ટુ ધી ગવરનર સાહેબને રખોપાના પુરા થતા ઠરાવ સંબંધમાં અરજી કરેલી અને તે અરજીની નકલ રીતસર આપણને આપણો જવાબ વાળવાને માટે આપવી જોઇએ તે આપવા એજન્ટ સાહેબે ના પાડેલી. તે ઉપરથી મુંબાઇ ઇલાકાના ગવર્નર સાહેબની મુલાકાત લેવામાં આવેલી અને આ બાબતમાં તેમની મદદ અને દીલસોજીથી હિંદુસ્તાનના વાઇસરોય અને ગવર્નર જનરલ લોર્ડ રીડીંગ સાહેબને બધી વાતથી વાકેફ કરવામાં આવ્યા હતા.

ત્યાર બાદ આપણા કાઉન્સેલ સર સેતલવાડ સાથે રાજકોટ મુકામે એજન્ટ સાહેબને મળી પાલીતાણા દરબારની અરજીની નકલ પુરી પાડવાનું કહેવામાં આવતાં કોઇપણ પક્ષના હકને વાંધા સિવાય નકલ આપવામાં આવી હતી અને તેનો જવાબ એક માસમાં એટલે તા. ૨૫ મી માર્ચે આપવા કબુલેલું. આ રીતે કબુલાત આપતી વખતે એવો બીલકુલ ખ્યાલ ન હતો કે પાલીતાણા દરબાર પોતાની અરજીમાં રખોપા સિવાયના બીજા સવાલો વિસ્તારપૂર્વક ચર્ચશે. અરજીમાં તેમ કરવામાં આવેલું હોઇ જવાબ આપવા માટે વધુ વખતની માંગણી કરવામાં આવેલી હતી પણ તેના પ્રત્યુતરમાં એજન્ટ સાહેબે એવું જણાવેલું કે ચાલીસ વરસનો ઠરાવ તા. ૧ લી એપ્રીલે પુરો થતો હોઇ સાર બાદ પોતે એકજ સરતે મુદત લંબાવી આપવાને કબુલ છે અને તે એજ કે આપણે આપણો જવાબ વાળીએ અને તેનું નિરાકરણ તેઓ સાહેબ આપે ત્યાં સુધી હરકોઈ યાત્રી રૂ. ૨ નો માથાવેરો ભરી યાત્રા કરી શકે. આ બાબતમાં ઘણી જાતની યોજનાઓ તેમના આગળ રજુ કરવામાં આવી હતી પણ તેમાંની એકે કબુલ ન રાખતાં છેવટે તેમણે એવું જાહેર કર્યું કે યાત્રીની ગણતરી તો કરવામાં આવશે જ અને બન્ને પક્ષની આ બાબતની સુનાવણી થયા પછી પોતે જે નિર્ણય આપશે તદ્દ અનુસાર અમલ કરવામાં આવશે. તેમના આ નિર્ણયનો વિચાર કરવા તા. ૩૦ મી માર્ચે લગભગમાં પ્રતિનિધિ સાહેબોની એક સભા બોલાવવામાં આવેલી અને તેમની આગળ આ વાત રજુ કરવામાં આવેલી તે આપ સૌ કોઇને વિદિત છે. આ નિર્ણય આપતાં પહેલાં જૈનોની ધાર્મિક લાગણીને કેટલું દુઃખ થશે તેનો એજન્ટ સાહેબે જરા પણ વિચાર કર્યો હોય તેમ લાગતું નથી.

આપણા કાઉન્સેલે ટુંક મુદતને માટે પણ તેમના આગળ જે જુદી જુદી યોજનાઓ રજુ કરેલી તે કેવળ એજ ધ્યેયથી કે જૈનોની યાત્રામાં ખલેલ ન પડે અને બન્ને પક્ષને સાંભળી આ બાબતમાં જ્યાં સુધી એજન્ટ સાહેબે પુરો વિચાર કર્યો નથી ત્યાં સુધી બન્ને પક્ષની સમાનતા સચવાઇ રહે. જ્યારે તેમનો આ નિર્ણય જૈન કોમની જાહેરાતમાં મુકવામાં આવ્યો ત્યારે જૈન કોમના ગૌરવ અને માનને તે ધોકો પોંહચાડતો હોઇ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વસતા જૈનોએ એકી અવાજે કોઇના કહ્યા કહેવરાવ્યા વિના યાત્રા ત્યાગ કરવાનું વિષમ પગલું ગ્રહણ કીધું અને તે આજ સુધી એવી એકતાથી જાળવી રાખ્યું છે કે એક જૈન બચ્ચાએ પણ પાલીતાણા કયાં છે તેની તરફ નજર કીધી નથી. આ કઠિન પગલું જૈનો માટે કેટલું દુઃખદાયી છે તે તો ધાર્મિક માણસો જ સમજી શકે. આ સ્થીતિનો જેમ

બને તેમ જલદી અન્ત લાવવાની ખાતર આપણા કાઉન્સેલે આપણો જવાબ તૈયાર કરી એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ સાહેબ તરફ મોકલી આપ્યો. તે જવાબ એટલો તો સચોટ રીતે વાળવામાં આવેલો હતો કે ફક્ત જૈન બંધુઓને આપણી લડત શા માટે છે તેની જેટલી ખાતરી હતી તેથી વધુ ખાત્રી, અન્ય કોમના કેટલાક જેમનુ એમ માનવું હતું કે આપણે ખોટો ઝઘડો લેઇ બેઠા છીએ તેમને અને હિંદુસ્તાનની દરેક કોમને થઇ. જે કોઇ વર્તમાનપત્રે આપણી લડત સમજવા તેના મુદા તપાસવા પ્રયત્ન કીધો છે તેની ખાત્રી થઇ છે કે આપણી લડત તદન સાચી અને કેવળ ન્યાયના રસ્તેજ છે, અને તેથીજ કરીને તેમણે આપણને સબળ ટેકો આપેલો છે. મારી જાણમાં કે વાંચવામાં એક પણ પત્ર આવ્યું નથી કે જેમાં પાલીતાણા દરબારે અખત્યાર કરેલી નીતિ સામે સખ્ત વિરોધ દર્શાવવામાં આવ્યો હોય નહીં. ત્યારબાદ તા. ૨૧ મી જુને બન્ને પક્ષના કેસની સુનાવણી કરવામાં આવી. ઘડી ઘડી એમ કહેવામાં આવે છે કે પાલીતાણા દરબાર પાલીતાણાના પરગણા માટે સર્વોપરી સત્તા ધરાવનાર છે. જો તેમજ હોય તો આવી જાતની સર્વોપરી સત્તાને એક કોમના પ્રતિનિધિઓની સામે પોતાના મુદાઓ પુરવાર કરવાને પક્ષ તરીકે બોલાવી શકાય જ નહિ પણ આપ સૌ જાણો છો કે આણુ મુકામે તેમને એક પક્ષકાર તરીકે ઉભા રહેવું પડયું અને તેજ ચોકખી રીતે બતાવી આપે છે કે તેમનો અને જૈનોનો સંબંધ એક સત્તાધારી સત્તાનો અને તેમની પ્રજા વચ્ચેનો નથી પરંતુ બે પક્ષકારો વચ્ચે થયેલા કરારના એક પક્ષકાર તરીકેનો છે. વળી દરબારના વકીલે સ્પષ્ટ રીતે કબુલ કરેલું હોવા છતાં એજન્ટ સાહેબે એવી તો દુંદેશી ચલાવી છે કે દશ વરસ બાદ શું સ્થીતિ હશે તે પોતે કલ્પી શકે તેમ નહી હોવાથી ત્યાર બાદ સાર્વભોમ સત્તાએ વચ્ચે પડી આ સવાલનો નિર્ણય લાવવો કે જૈનોને દરબારના શરણે સોંપી દેવા તે તે વખતના રાજ્યાધિકારી ઉપર મુકયું છે. અર્થાત્ એજન્ટ સાહેબના અભિપ્રાય પ્રમાણે જેમ બને તેમ જલદી જૈનોને પાલીતાણા દરબારને શરણે કરવાથી આ સવાલનો વહેલો ફડચો આવશે તેમ તેમનું માનવું જણાય છે. સામાન્ય રીતે એક અંગ્રેજ અમલદાર આવા પ્રકારનો ન્યાય આપશે અને તે પણ મુંડકાવેરાનો હીમાયતી બનશે તે ભાગ્યેજ કલ્પી શકાય તેમ છે. અને છતાં આપ જાણોછો કે આ ફેંસલો સીવીલ સર્વીસમાં ઘડાયેલા એક અનુભવી અમલદારે આપ્યો છે. ઉપર જણાવ્યા મુજબ વોટસન સાહેબને જૈનોની ધાર્મિક લાગણીનો ભાગ્યેજ ખ્યાલ હોય તેમ લાગે છે. જો આ જગ્યાએ કોઇ ચુસ્ત હિંદુ, મુસલમાન કે ક્રિશ્ચિયન હોત તો તે સેહેજે સમજી શકત કે આહાર, નિદ્રા અને પાણી મનુષ્યનું જીવન ટકાવવા જેટલાં જરૂરી છે તેટલાજ પ્રમાણમાં આ ધાર્મિક જૈનોને યાત્રા એ એક અંગભૂત જરૂરીયાત છે. આ સિવાય વોટસન સાહેબે જ્યારથી એડ-ઇન્ટેરીમ (વચગાળાના) ઓડર્સ બહાર પાડયા છે ત્યારથી કેટલા કેટલા જૈનો શું શું તપશ્ચર્યા કરી દુઃખ વેઠી રહ્યા છે તેનો પણ તેમણે ભાગ્યેજ ખ્યાલ કર્યો હોય તેમ જણાય છે. આ ઉપરથી તાત્પર્ય એટલુંજ છે કે જ્યાં સુધી જૈનોએ પોતાનું એકત્ર બળ બતાવ્યું નથી ત્યાં સુધી તેમને સંપૂર્ણ ન્યાય મળવો મુશ્કેલ છે. વધુમાં મી. વોટસન સાહેબની પાસે ફક્ત રખોપાના સવાલનોજ નિર્ણય કરવાની બાબત હતી અને તે પોતે પોતાના ચુકાદામાં એક કરતા વધુ વખત જણાવે છે કે રખોપા સિવાય બીજી બાબતમાં હું (પડવા) માગતો નથી છતાં પોતાના ચુકાદામાં પોણા ભાગમાં હુકમતનો સવાલ ચર્ચવામાં આવ્યો છે તેમાં પોતે એવો અભિપ્રાય જણાવે છે કે બ્રિટિશ અને હિંદુસ્તાનના અન્ય દેશી રાજ્યોમાં વસતા જૈનો અને પાલીતાણા દરબારની જૈન પ્રજા વચ્ચે કોઇ પણ જાતનો તફાવત છેજ નહી. આપણી આગળ હમણાં વોટસન સાહેબના ચુકાદાનો સાર વાંચી સંભળાવવામાં આવશે તે ઉપરથી આપ જોઇ શકશો કે તે પોતે એટલે સુધી કહેવાને આગળ વધ્યા છે કે એક ભારેમાં ભારે અન્યાય થાય અને તેવા અન્યાય સામે કોઇપણ દેશી રાજ્યમાં વસતી કોઇપણ પ્રજાને સર્વોપરી બ્રિટીશ સરકાર પાસે ન્યાય મેળવવાનો હક છે તેટલોજ હક જૈનોને માટે બસ છે.

વોટસન સાહેબ ભુલી ગયા જણાય છે અને ભુલ્યા ન હોય તો આંખ આડા કાન કર્યા જણાય છે કે તેરમા સૈકા સુધી તો પાલીતાણા દરબાર જેવી વસ્તુજ શત્રુંજયમાં હતી નહીં. હવે હું ટુંકમાં આપ આગળ મી. વોટસને આપેલા ચુકાદાનો ભાવાર્થ વાંચી સંભળાવીશ. ચુકાદા પ્રમાણે શ્રી શત્રુંજય પર્વતનો સર્વોપરી હક પાલીતાણા દરબારનો છે, યાત્રાળુ પાસેથી કર લેવાનો રાજ્યનો હક્ક છે અને તેથી દશ વરસ સુધી જૈનોએ દર વરસે પાલીતાણા દરબારને એક લાખ રૂપૈઆ આપવા અથવા તો રાજ્યે યાત્રાળુ પાસેથી રૂ. ૨) મુંડકાવેરો લેવો. દશ વરસ પછી જો જરૂર પડશે તો બ્રીટીસ સરકાર વચ્ચે પડશે. આપ સર્વે જાણો છો કે અત્યાર સુધી આપણા તરફથી જે રકમ પાલીતાણા દરબારને મળતી તે ફક્ત રખોપાના બદલામાં મળતી. ડુંગર આપણોજ છે તે ઉપર બીજા કોઇનો હક્ક નથી છતાં આપણા પુરાવાની, બાદશાહી સણંદોની તેમજ સિદ્ધ પુરાવાની મી. વોટસને અવગણના કરી છે જેની સામે વિરોધનો ઠરાવ આપની આગળ આજરોજ રજુ થનાર છે. વધુમાં મી. વોટસન જણાવે છે કે જ્યાં સુધી એક દેશી રાજા પ્રજા ઉપર જુલ્મ ગુજારે નહિ ત્યાં સુધી બ્રીટીશ સરકારને તે રાજ્યના અંદરના કારભારમાં વચમાં પડવાની જરૂર નથી. સદરહુ ચુકાદો કેવળ એક તરફી છે તેમ સૌ કોઇને લાગ્યા વિના રહેશે નહીં. આ સિવાય પ્રથમ જ્યારે પાલીતાણાની આસપાસ જંગલ હતાં ત્યારે રખોપાની રકમ આપવાની જરૂર હતી અને તેથીજ રૂ. ૧૫૦૦૦) આપવા આપણે કબુલ કરેલું પણ હવે તો વસ્તુસ્થીતિ તદન બદલાઈ ગઇ છે અને ઠેઠ સુધી રેલ્વે થયેલી હોવાથી રાજ્યને મી. વોટસન જણાવે છે તેમ રખોપાનું કાંઇ ખર્ચ વધ્યું નથી બલકે કાંઇક ઘટેલું છે.

આજ સુધી જૈનોએ જે ઐક્ય બતાવ્યું છે તેને માટે સૌ કોઇને ધન્યવાદ ઘટે છે અને મને ખાત્રી છે કે આ લડતના વિજય ડંકા ઐક્યતાને લીધેજ વાગનાર છે. એજન્ટ સાહેબના આપણી વિરૂદ્ધના ફેંસલાથી આપણે હીંમત હારી જવાની નથી. સત્ય પ્રેમ અને લાગણીથી આપણે આપણી પુન્યતીર્થ ભૂમિકાઓના પવિત્ર હક્ક સંરક્ષણનું કામ સુગમ અને સરળ રસ્તે કર્યે જવાનું છે.

સત્યવચનીને પણ પ્રભુ સખ્ત કસોટીએ ચઢાવવામાં બાકી રાખતા નથી એ તો હરિશ્ચંદ્ર મહાન સમર્થ નૃપના સંબંધે પણ બનેલું સાંભળ્યું છે. આપણા પ્રાચિન પવિત્ર તીર્થના રક્ષણની જવાબદારી સમસ્ત કોમને માથે છે. ધાર્મિક જૈન કોમને માટે આ કટોકટીનો પ્રસંગ હોઈ આપણે એકત્ર થઇ સૌરાષ્ટ્ર પાવન કરનાર તીર્થની અને આપણી સલામતી માટે પગલાં લેવા જોઇએ કે જેથી જૈન કોમની દરેકે દરેક વ્યક્તિ પોતાનો ધર્મ બજાવવા પ્રતિષ્ટા અને ગૌરવ સાચવવા સજ્જ થાય. આવા ધર્મ યુદ્ધમાં દરેક જૈનને પોતાનો ફાળો આપ્યા વિના ચાલી શકે તેમ નથી. આપણી કોમમાં ઘણાએ સ્વાર્થ ત્યાગી માણસો છે પણ તેમની મદદે સમસ્ત કોમ ન હોય તો તેમનું કામ સહેલાઇથી અને સરળતાથી થવું અસંભવિત છે, જેથી આવા કસોટીના પ્રસંગે દરેક જૈન બંધુ એક બળથી સજ્જ થઇ દૃઢ આત્મનિશ્ચયથી આપણને રખોપા સંબંધી અને બીજી હક્કની તકરાર સંબંધી સંપૂર્ણ ન્યાય ન મળે ત્યાં સુધી યાત્રા ત્યાગ કરી પોતાનો ફાળો આપે તેમાંજ આપણું શ્રેય છે. આ લડતમાં આપણા ધર્મ, અર્થ મોક્ષ કામનો સમાવેશ થાય છે. જૈન સમાજ આપણી એકતાની અપેક્ષા રાખે છે. આ જગતમાં માનવ જાતિના ઉદ્ધારની ખાતર–ધર્મની ખાતર–મરે એજ ખરો ચિરંજીવી–આપણા હક્ક સંરક્ષણ કરવામાંજ આપણું સ્વર્ગ સમાયેલું છે.

હું વિરમું તે પહેલાં આપ દરેક જૈન બંધુને વિનવી એટલું માગી લઉં છું કે આજના પસાર થયેલા ઠરાવોને તમે સર્વાંગે અનુસરજો. આ સિવાય હાલમાં આપણા હક્ક સંરક્ષણનો પ્રશ્ન અતિ ગંભીર અને અગત્યનો થઇ પડેલો હોઇ આપ ભાઇઓ આપના કીમતી વિચારો દર્શાવી આપણું કાર્ય સુગમ અને સરળ બને તેવા હેતુથી આજની સંઘની સભામાં ઘણે દૂરથી પધાર્યા છો તેને માટે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી આપનો સત્કાર કરતાં અને ઘણોજ આનંદ થાય છે અને આપની સેવા બરદા-

શમાં કાંઇ પણ ત્રુટી હોય તેને માટે હું અંતઃકરણથી આપ ભાઇઓની માફી ચાહું છું.

---

## શેઠ આણંદજી કલ્યાણજીની સભામાં પસાર થયેલા ઠરાવો.

૧. શ્રી શત્રુંજયના સંબંધમાં વેસ્ટર્ન ઇન્ડીઆ સ્ટેટસ એજન્સીના નામદાર ગવર્નર જનરલના એજન્ટ સાહેબે તા. ૧૨-૭-૧૯૨૬ ના રોજ આપેલ ચુકાદાથી જૈન કોમમાં ભારે દુઃખ અને અસંતોશ ફેલાયા છે કારણ કે તે ચુકાદો જૈન કોમના પરાપુર્વથી સ્થાપિત અને માન્ય થએલા હકોને તદ્દન ડુબાવનાર છે. અને તેથી સમગ્ર હીંદના જૈન કોમના પ્રતિનિધિઓની આ સભા તે સામે પોતાનો સખ્ત વિરોધ જાહેર કરે છે. અને તે ચુકાદો જૈન કોમને માન્ય નથી એમ જણાવે છે.

૨. આ સભા શેઠ આણંદજી કલ્યાણજીને આગ્રહ કરે છે કે તેમણે દરેક જૈનને ફરમાવવું કે જ્યાં સુધી આપણને આ રખોપાના સવાલ તેમજ પવિત્ર શત્રુંજયની બીજી ચાલતી તકરારોના સંબંધમાં પુરતો અને સંતોષકારક ન્યાય ના મળે ત્યાં સુધી કોઇ પણ જૈને પાલીતાણે યાત્રાએ જવું નહિ અને વધુમાં દરેક સંઘને સુચવવું કે શ્રી સંઘની આ આજ્ઞાનો ચુસ્ત રીતે અમલ કરાવવો.

૩. આ સભા સંવત ૧૯૮૨ ના શ્રાવણ સુદ ૭ ને રવિવાર તા. ૧૫-૮-૨૬ નો દીવસ આખા હિંદુસ્તાનમાં જૈનોને માટે શોકનો દીવસ જાહેર કરે છે. અને જૈનોએ તે દિવસે તપશ્ચર્યા કરવી, સભાઓ બોલાવવી અને શત્રુંજય સંબંધી હાલની પરિસ્થીતિ સમજાવવી એમ ભલામણ કરે છે.

૪. આખા ભારત વર્ષમાં જૈનોએ જે ઐક્ય અને આત્મસંયમ બતાવ્યા છે તે પ્રશંસાપાત્ર છે. અને આ સભા આશા રાખે છે કે આપણામાં ધર્મ સંકટ અને મહાન કસોટીના સમયમાં તેવીજ રીતે ઐક્ય અને આત્મસંયમ છેવટ સુધી જાળવશે.

૫. સર્વ પૂજ્ય મુનિ મહારાજો તથા સાધ્વીજી મહારાજને આ સભા વિનંતિ કરે છે કે તેમણે પાલીતાણે યાત્રાએ ન જવાનો સર્વ જૈનોને ઉપદેશ આપવો.

૬. આ સભામાં થયેલ ઠરાવો પૈકી સંબંધ કરતા ઠરાવો મુંબાઇના નામદાર ગવર્નર સાહેબને તથા નામદાર વાયસરોય સાહેબ અને નામદાર સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડીયાને મોકલાવવાની આ સભા શ્રીમાન્ પ્રમુખ સાહેબને સત્તા આપે છે.

૭. શ્રીમાન્ પ્રમુખ સાહેબે શાંતી અને કાર્ય કુશળતાથી આજની સભાનું કાર્ય સંતોષકારક રીતે બજાવ્યું છે તે માટે આ સભા તેમનો ઉપકાર માને છે.

શ્રીમાન્ પ્રમુખ સાહેબે જણાવ્યું કે દેશાવરથી પધારેલા સદગૃહસ્થોએ જે શ્રમ લીધો છે અને વખતનો ભોગ આપ્યો છે તેમને માટે શેઠ આણંદજી કલ્યાણજીની કમીટી અને શ્રી અમદાવાદના સંઘ તરફથી અને મારી પોતાની તરફથી તેમનો આભાર માનવામાં આવે છે તેમજ અહીંના સ્વયંસેવકો તરફથી શ્રી સંઘની વખતો વખત સારી સેવા બજાવાય છે માટે તેમને ધન્યવાદ આપવામાં આવે છે.

---

# प्रमुखसाहेबका अंतिम वक्तव्य.

पूज्य मुनिमहाराजा, पूज्य साधवियो, बहनो और भाईयो!

अपने जैनश्वेताम्बर कानफरन्सका खास अधिवेशन आज समाप्त होता है. जिस जुरुरी और भारत कामके वास्ते यह खास अधिवेशन बुलाया गया था वह काम इतना गंभीर था कि जिसकी वजहसे हमको अपने अधिवेशनको एक दिन जियाद लम्बा कर चार दिन तक करना पडा परन्तु श्री वीतराग देवके अनुग्रह और आप सब साहिवान की एकदिली और सम्पूर्ण लागणीसे येह काम बहुत कामयाबी के साथ पार उतरा इससे हम सबको खुशीका मोका है. बम्बई निवासी भाईयोंनें आम तौर पर और कानफरेन्सके नेताओंने खास तौरपर जो परिश्रम तन मन धनसे उठाकर अपने परम पवित्र तीर्थाधिराजकी यथाशक्ति सेवा बजाने के लिये रात दिन एक करके जो श्रम उठाया है वह स्तुतिपात्र और अनुकर्णिय है. आशा है कि भारतवरशिय जैन संघ यहांके काम काज के मुवाफिक सब जगह इसकी उद्घोषणा करके जो काम यहां शुद्ध किया गया है उसको हरजगह जाभित रख कर फतेहमंद होंगे!

जैसा कि मैंने अपने प्रैसीडेंशियल एड्रेसमें दिखलायाहै श्री शत्रुंजय गिरीराज हमारा पवित्रमें पवित्र महान तीर्थ है कि जो हमारे कल्याण और उद्धार के हेतु है. इस तीर्थपर हमारे अनंति चोवीसी के जिनराज और अनंते महान मुनिराज तपश्चर्या करके इस फानी दुनिया को छोडकर मोक्ष प्राप्त किया है यह तीर्थ हमारा शास्वता हमेशाका हमारा है. इसपर किसी अन्य व्यक्तिका दावा कायम नहीं हो सकता है एसे तीर्थपर जो धाड पाडी गई है और हमारे हक्कों पर एक कलम से हमला किया गया है उस आफत को किस तरह हटाया जावे इस विचार करने के वास्ते लागणी के साथ आपको यहां बुलाने पर आप हिन्दुस्थान के जुदे जुदे प्रान्तोंसे मसलन पंजाब, यु. पी. बंगाल, राजपुताना, मालवा, गुजरात, काठीयावाड, महाराष्ट्र, हैदराबाद, सी. पी. आदीसे, दूर दराज का सफर करके यहांपर हजारो की संख्यामें पधार कर विचार किया है यह काम आपका स्तुतीपात्र है और परम पवित्र परमात्मासे सविनय प्रार्थना है कि आपका उत्साह फलीभूत हो!

हमको किसी खास व्यक्ति के साथ विरोध नहीं है हमारे पवित्र तीर्थपर विना सोचे विचारे इस बीसमीसदी की रोशनी में और ब्रिटिश सरकार की हुकुमतमें जो नादिरशाही वरताई गई है उसपर हमको अफसोस ही नहीं बल्की खास विरोध है. इस तरह की नादिरशाही का वरताव एक जैन जैसी शान्त, दयालु, सुशील, न्यायप्रिय समाज के साथ जो किया गया है जब उसका असली हाल सरकारी नायकों को हमारे इस अधिवेशन द्वारा मालुम होगा तो हमको आशा करनेका मोका है कि अन्तमें हमको इनसाफ अवश्यमेव मिलेगा।

इस जंगी काम के लिये मुझे आपनें अध्यक्षपद के वास्ते चुना उसके भार उठाने को यद्यपी में अपने आपको समर्थ नहीं समझता था तोभी अपना इस मोकेपर फर्ज समझकर आपकी सहानुभूती पर

विश्वास करता हुवा मैंने आपकी आज्ञाका प्रतिपालन किया और मुझे अत्यंत हर्ष है कि आपनें मेरी त्रुटियोंकी तरफ किंचित ध्यान न देकर एक मत एक दिल से जिस डाहापनसे काम किया है उससे अपने इस अधिवेशन का विचारा हुवा काम सफल हुवा है. परमात्मा अपने को एसी ही सुबुद्धि दे और अपने आयंदाभी सम्प के साथ काम करते रहें एसी मेरी अन्तःकर्णसे प्रार्थना है.

यद्यपी समाजमें मैं एक साधारण व्यक्ति हूं ताहम इस वक्त के आपके सुव्यवस्थित काम काज को देखकर मुझे हिम्मत होती है और मैं आपको सच्चे दिलसे कहता हूं कि अपनी समाज के काममें मैं अपनी शक्ति के मुवाफिक समाज सेवा करने के लिये भाग्यशाली होने को तय्यार हूं.

आपने जो श्रम उठाया है और मुझे मानका पात्र बनाया है उसका मैं फिर अन्तकर्णसे आपका आभार मानता हूं इसही के साथ साथ स्वयंसेवक मंडलनें जो अथाग परिश्रम उठा कर श्री संघकी सेवा रात दिन बजाई है उनका मैं आभार मानता हूं और आशा करता हूं कि वह हमेशा इसही तरहपर समाज सेवा करने पर कटिबद्ध रहेंगे.

इस कानफरेंस के खास अधिवेशन को अब समाप्त करने की आपकी रज्ञा लेकर समाप्त करता हूं. आमीन !

---

# कॉन्फरन्सने मळेला साधु-संदेश.

[ આ સંદેશનો સાર-ભાગ અધિવેશનના પ્રથમ દિવસે અમોએ બીજા સંદેશાઓ સાથ મહાસભા પાસે વાંચી સંભળાવ્યો હતો. તંત્રી. ]

## १ શ્રી વિજયવલ્લભસૂરિ તરફથી.

सादडी कॉन्फरन्स बाद गाढ निद्रावश हुई कॉन्फरन्स देवीको एक महान धर्म संकटमें अचानक जगादी है और आज प्रत्येक जैन इस संकट तथा घोर आपत्तिसे दुःखी हो रहा है!

तीर्थाधिराज श्रीशत्रुंजय तीर्थका एक एक परमाणु पवित्र है, अनंत सिद्ध और पुनित संतमंडलोकी यह मोक्षभूमि है!

यह तीर्थपर हजारों लाखों करोडों वर्षोंकी श्री जैन संघकी सत्ता हकुमत और संपत्ति है।

जगद्गुरु श्रीहीरविजयसूरि जैसे महान त्यागी समर्थ विद्वान आचार्योंके पुण्यप्रभाव और धर्म कार्योंके बदलमें अकबर जैसे बादशाहोंके दिये हुए फुरमान इस बातकी गवाही दे रहे हैं। इस तीर्थभूमि-जैन मंदिरोंकी नगरिके लिये जावडशाह, वस्तुपाल, विमलशाह, कुमारपाल और मोतीशाह जैसे लक्ष्मीपुत्रोंनें धन दौलत अखूट संपत्तिको लगाकर अपना सर्वस्व बलिदान कर दिया है।

जैन संघकी-जैन समाजको भारत वर्षके समृद्ध और धर्मप्रेमी, दानवीर और स्वदेशप्रेमी समाजोंमें खास गिनती होती है।

देशके अनेक दुःखप्रद समयोंमें-प्रसंगोंमें भामाशाह, जगडुशाह, खेमाशाह और वस्तुपाल तेजपाल जैसे दानवीरोंने अपना सर्वस्व लगा देनेमें जराभी संकोच नहीं किया है इतनाही नहीं बल्कि अनेक

राज्योंको सेवाभावसे मदद देकर उनसे बचानेके दृष्टांतभी जैन श्रीमानोंके जीवनमेंसे मिलते हैं।

आजकालका मामला जैन कोमके लिये एक जीवन मरणका सवाल हो रहा है।

यह सिलसिला-यह प्रस्तुत संकट प्रसंग जैनधर्म, तीर्थभूमि और जैनसंघको महान भयंकर कलंकरूप है?

जैन संघकी प्रत्येक व्यक्तिको निद्रा तंद्रा मोज शोख छोड़कर जागृत होनेका यह समय है।

धर्मकी खातर प्राणोंकी आहुति करनेका तयारीभी अपनेको करनी होगी।

अरे तीर्थलक्ष्मीकी लाज लूट ली जावे इससे तो बेहतर है इस तीर्थाधिराजकी शीतल छायामें हरएक जैन अपने प्राणोंको समर्पण कर देवें? यशोमय जीवन सच्चा जीवन कहा जाता है यह खुब याद रखना चाहिये।

जबकि अपने जन्मसिद्ध तीर्थक्षेत्रके हक इस तरह लूटे जा रहे हैं तो ऐसे समयमें अपयशसे मलीन अपना जीवन किस कामका?

ऐसे समयमें विलास सुख चैन शांतिका क्या काम? यात्रा-त्याग प्राथमिक-पहला कदम है और इसके लिये श्रद्धालू स्पर्द्धालू धर्मप्रेमी शूरवीर जैन समाजने इतनेसे थोडे समयमेंभी अपना अपूर्व धैर्य गांभीर्य और शांतिका परिचय दे दिया है तोभी अपने संपूर्ण हक्कोंकी विजयप्राप्तिके निमित्त जरूरत पडे तो प्राणांत-शांत सत्याग्रह करनेकी तयारीका करनाभी अपना आवश्यक कर्तव्य है।

अब तो निर्विलंब प्रति ग्राम और प्रति नगर गली २ कूचे २ घर २ श्री शत्रुंजय महातीर्थाधिराजका संदेशा पहुंचाना चाहिये कि, धन दौलत संपत्ति और शक्ति सर्वस्व इस तीर्थके लिये कुरबान करनेको क्या राजा क्या रंक, क्या विद्वान क्या अविद्वान, क्या साधु क्या साध्वी, क्या श्रावक क्या श्राविका आबालवृद्ध जैन मात्र सब तयार हो जाओ! गांव गांव और नगर नगरमें स्वयंसेवक दल तयार किया जावे। शत्रुंजय नामा साप्ताहिक हर एक जबानमें जैनोंके घर २ में पहुंचाया जावे।

हर एक मरद औरत बालक बालिका सबके हाथमें जब कोई देखे शत्रुंजय शत्रुंजय ही दिखलाई देवे।

हरएक जैनके हृदयपटपर शत्रुंजय ही शत्रुंजय लिखा जावे। भारत वर्षके जैनोंकी श्वेतांबर जैन कॉन्फरन्सके आदेश-हुकमको प्रमुखसे लेकर हरएक प्रतिनिधि और स्वयंसेवक स्वीकार करे अर्थात् समयके आनेपर जरूरतके होनेपर तीर्थ क्षेत्रके हक्कोके लिये-तहीं नहीं इतनाही नहीं अपने धर्माभिमान और आत्माभिमानकी खातरभी सत्याग्रह करनेकी वीर अकाली और बहादुर झंडाधारीके समान विजय प्राप्त करनेको भरसक तयारियां करे और जोर लगावे।

याद रहे कि सत्याग्रहका अमोघ शस्त्रास्त्र जितना उग्र है उतनाही, महान त्याग आत्मभोग और प्राणांतकी तयारीकी भी आवश्यकता है।

सत्याग्रहकी तयारियां किस प्रकार होनी चाहिये इसके लिये महात्मा गांधीजी जैसे सच्चे देशहितैषी देश नेताओंकी सलाहकी भी जरूरत है। बलकि उनको अगुआ बनाकर सत्याग्रहको अमलमें लाया जावे। जब कि देश हितमें जैनोंने यथाशक्ति तन मन धनका भोग दिया है तो जैनोंके धर्मतीर्थ पर होते अत्याचारको हटानेके लिये देशहितैषी भी अवश्य साथ देवेंगे।

कॉन्फरन्समें आये हुये प्रतिनिधि, श्रीसंघ और उनकी मारफत भारतवर्षके समस्त

श्री जैन संघको धर्मलाभपूर्वक निवेदन है कि—बिलकुल कदम पीछे हटाये बिना धीरे धीरे शांति दृढता और निश्चित तालीमके साथ गांव गांव और नगरमें तयारी करनी जरूरी है। जो काम किया जावे खूब शोच विचारके किया जावे। खाली बातें बनानी, चर्चा करनी छोडकर और मतभेद, गच्छभेद, अथवा किसी किसमकाभी कुसंप, इन सबको जलांजली देकर कार्य कार्य और कार्य ही करनेका समय है।

इसलामकी खातर सुन्नी और शीयाका भेद बाळायताक रखके जैसे मुसलमानभाई एक हो जाते हैं ईसीतरह धर्मकी खातर तीर्थ रक्षाकी खातर गच्छभेद, देशभेद, ज्ञातिभेद, उपज्ञातिभेद वगैरह तमाम तुच्छ तुच्छ बातोंको भूलोकर सब एक दूसरेका साथ करनेको तयार होजाओ।

यदि आप सच्चे सत्याग्रही-सम्यग्दृष्टि बनना चाहते हो, अपने धर्मकी-तीर्थोंकी रक्षा करनी चाहते हों, यदि आपमें सच्चा जैनत्व है तो सबसे पहले आपसकी जुदायगी-आपसकी फूटका भोग दे दो फिर देखो आपका ऐक्य बल कैसा प्रबल हो जाता है और उपद्रव के घोर बादलोंको प्रचंड पवनकी तरह कैसे छिन्न भिन्न कर देता है।

तीर्थरक्षाकी खातर सत्याग्रहकी वेदीमें आत्मभोग देनेसे पहले इस तुच्छसी कुसंपकी जडका बलिदान दे दिया जावे तो यकीन है शासन देवता खुश होकर सत्याग्रहका समय ही नहीं आने देगा और कभी आभी गया तो अवश्यमेव फते दिलायगा!!

याद रखना-यदि जैन कोमको दुनियामें जीना होवे, मुंह दिखाना होवे, जैन धर्मकी हस्ति कायम रखनी होवे, जैन तीर्थोंका रक्षण करना होवे, अनेक अन्याय-अत्याचार-और जुलमोंसे बचना होवे, जैन संघकी प्रतिष्ठा कायम रखनी होवे तो सब एक दिल होकर जरासाभी समय न खोते हुए इस प्रसंगमें आ खडी हुई आफतों-बाधाओं और धर्मसंकटके लिये यथोचित उपायोंकी योजना करके विचारपूर्वक जरूरी और अमली ठेहराव कॉन्फरन्सको करने चाहिये तथा उनको कार्यरूपमें लानेके लिये यथाशक्ति प्रचार अवश्य करना चाहिये। शासनदेव सबको अखूट बल और विजय बखशे। ॐ शांतिः ३

मुकाम विनौली यू. पी.
१९८३ वैशाख सुदि १३
मंगलवार। २५-५-१९२५

म हूं सन्देशक-श्रीजैन संघका
स्वयंसेवक वल्लभविजय।

## प्रार्थना।

श्रीजैन संघसे मेरी नम्र प्रार्थना है कि, यदि सत्याग्रहका समय आ जावे और श्रीसंघ मेरी योग्यता जाने तो यह स्वयंसेवक श्रीसंघकी आज्ञानुसार श्रीसंघकी इच्छाको मान देकर जिसतरह श्रीसंघ फरमावे उसीतरह करनेको तयार है। कृपया मेरा नामभी सत्याग्रहियोंकी नामावलीमें लिख लेवे।

विनौली-यू. पी. (मेरठ)
१९८३ वैशाख सुदि १३
मंगलवार २५-५-१९२५

आप श्रीसंघका शुभचिंतक,
स्वयंसेवक वल्लभविजय।

## २ श्री विजयेन्द्र सूरि तरफथी.

जैन समाज के गृहस्थ नेताओ,

समाज के दौर्भाग्यसे एक पवित्र तीर्थका जो निकट प्रश्न अपने सामने उपस्थित हुआ है, इस पर विचार करने के लिए आप सब एकत्रित हुए है, इसके लिए मैं अन्तःकरण से आपको धन्यवाद देता हूं और शासनदेव से प्रार्थना करता हूं कि–वे इस कार्य को निर्विघ्नता के साथ पूरा करनेका सामर्थ्य आपको प्रदान करें।

श्री शत्रुंजय तीर्थ के संबन्धमें काठियावाड के ए. जी. जी. मि. वोटसनने जो फेसला थिया है, वह कितना अन्यायजनक है, इसके दिखलाने की आवश्यक्ता नहीं है। अब क्या करना चाहिए, यही एक प्रश्न विचारणीय रहता है।

मेरा नम्र अभिप्राय है कि, इस विषय में सम्पूर्ण सफलता प्राप्त करने के लिये सबसे पहले समाजमें संगठन की जरूरत है। जब तक समाजमें विरोध है, खींचातानी है, वैमनस्य है, सत्ता के मद में लोग मस्त हैं, केवल अपना ही कक्का सच्चाकर दिखाने के लिए प्रयत्न कर रहे हैं, तब तक यह कभी नहीं आशा की जासकती है कि–हम किसी भी महत्व के विषयमें सफलता प्राप्त करें। इसलिए, चाहे कान्फरस के कार्य कर्ता हो, चाहे पेढी के अग्रगण्य हो और चाहे कोइ भी सभा या सोसाइटी के नेता हो, सभी ने एक दिल से इस कार्य में लगजाना चाहिए। और यह तब ही हो सकता है, जब कि सब अपनी रस्सी को ढीली करदें। यदि सभी के दिलमें यह बात आ जायगी, तो ऐक्य होनेमें रती भर भी कठिनता नहीं है। क्या एक पवित्र तीर्थ के लिए हमारे तारणहार के लिये आप लोग अपने ममत्व को आग्रह को छोडने की उदारता नहीं कर सकते? यदि इतना भी भोग आप नहीं दे सकते है तो यह कहना जराभी अयुक्तिवाला न होगा कि–आपको परम पवित्र अपना तीर्थ प्यारा नहीं है। किन्तु अपना आग्रह प्यारा है। और इस अवस्था में आपके हाथ से तीर्थरक्षा की संभावना रखनी व्यर्थ ही है।

इसलिये महानुभावो, हजारों बातें आपके दिल में भरी हों सबको निकाल दिजिए, तीर्थकी रक्षा के लिए निकाल दिजिये। शासन की सेवा के लिये निकाल दिजिये. धर्मकी प्रभावना के लिए निकाल दिजिये। लेकिन निकाल दिजिये जरूर और सब एक साथ मिल जाइये। दिल से दिल मिलाइये. प्रेमकी ज्योति प्रकटाइये। देखिए, फिर, कोनसा ऐसा कठिन में कठिन कार्य है जो सफल नहीं हो सकता।

और जरा यह भी सुन लिजिए कि–आपका संगठन मुनिराजों के संगठन का भी कारण बनेगा। मुझे जरा स्पष्ट शब्दोंमें कहने दीजिये कि–आप गृहस्थ लोग यदि पक्षपात में न पडते, और उदारवृत्तिपूर्वक,

गी जैन संघको धर्मलाभपूर्वक निवेदन है कि—बिलकुल कदम पीछे हटाये बिना धीरे धीरे शांति दृढता और निश्चित तालीमके साथ गांव गांव और नगरमें तयारी करनी जरूरी है। जो काम किया जावे खूब शोच विचारके किया जावे। खाली बातें बनानी, चर्चा करनी छोडकर और मतभेद, गच्छभेद, अथवा किसी किसमकाभी कुसंप, इन सबको जलांजली देकर कार्य कार्य और कार्य ही करनेका समय है।

इसलामकी खातर सुन्नी और शीयाका भेद बालायताक रखके जैसे मुसलमानभाई एक हो जाते हैं ईसीतरह धर्मकी खातर तीर्थ रक्षाकी खातर गच्छभेद, देशभेद, ज्ञातिभेद, उपजातिभेद वगैरह तमाम तुच्छ तुच्छ बातोंको भूलाकर सब एक दूसरेका साथ करनेको तयार होजाओ।

यदि आप सच्चे सत्याग्रही-सम्यग्दृष्टि बनना चाहते हो, अपने धर्मकी—तीर्थोकी रक्षा करनी चाहते हों, यदि आपमें सच्चा जैनत्व है तो सबसे पहले आपसकी जुदायगी—आपसकी फूटका भोग दे दो फिर देखो आपका ऐक्य बल कैसा प्रबल हो जाता है और उपद्रव के घोर बादलोंको प्रचंड पवनकी तरह कैसे छिन्न भिन्न कर देता है।

तीर्थरक्षाकी खातर सत्याग्रहकी वेदीमें आत्मभोग देनेसे पहले इस तुच्छसी कुसंपकी जडका बलिदान दे दिया जावे तो यकीन है शासन देवता खुश होकर सत्याग्रहका समय ही नहीं आने देगा और कभी आभी गया तो अवश्यमेव फते दिलायगा!!

याद रखना—यदि जैन कोमको दुनियामें जीना होवे, मुंह दिखाना होवे, जैन धर्मकी हस्ति कायम रखनी होवे, जैन तीर्थोंका रक्षण करना होवे, अनेक अन्याय-अत्याचार—और जुलमोंसे बचना होवे, जैन संघकी प्रतिष्ठा कायम रखनी होवे तो सब एक दिल होकर जरासाभी समय न खोते हुए इस प्रसंगमें आ खड़ी हुई आफतों—बाधाओं और धर्मसंकटके लिये यथोचित उपायोंकी योजना करके विचारपूर्वक जरूरी और अमली ठेहराव कॉन्फरन्सको करने चाहिये तथा उनको कार्यरूपमें लानेके लिये यथाशक्ति प्रचार अवश्य करना चाहिये। शासनदेव सबको अखूट बल और विजय बखशे। ॐ शांतिः ३

मुकाम बिनौली यू. पी.
१९८३ वैशाख सुदि १३
मंगलवार। २५-५-१९२५

म हूं संन्देशक-श्रीजैन संघका
स्वयंसेवक वल्लभविजय।

## प्रार्थना।

श्रीजैन संघसे मेरी नम्र प्रार्थना है कि, यदि सत्याग्रहका समय आ जाये और श्रीसंघ मेरी योग्यता जाने तो यह स्वयंसेवक श्रीसंघकी आज्ञानुसार श्रीसंघकी इच्छाको मान देकर जिसतरह श्रीसंघ फरमावे उसीतरह करनेको तयार है। कृपया मेरा नामभी सत्याग्रहियोंकी नामावलीमें लिख लेवे।

बिनौली—यू. पी. (मेरठ)
१९८३ वैशाख सुदि १३
मंगलवार २५-५-१९२५

आप श्रीसंघका शुभचिंतक,
स्वयंसेवक वल्लभविजय।

२ श्री विजयेन्द्र सूरि तरफथी.

जैन समाज के गृहस्थ नेताओ,

समाज के दौर्भाग्यसे एक पवित्र तीर्थका जो निकट प्रश्न अपने सामने उपस्थित हुआ है, इस पर विचार करने के लिए आप सब एकत्रित हुए है, इसके लिए मैं अन्तःकरण से आपको धन्यवाद देता हूं और शासनदेव से प्रार्थना करता हूं कि–वे इस कार्य को निर्विघ्नता के साथ पूरा करनेका सामर्थ्य आपको प्रदान करें।

श्री शत्रुंजय तीर्थ के संबन्धमें काठियावाड के ए. जी. जी. मि. वॉटसनने जो फेसला थिया है, वह कितना अन्यायजनक है, इसके दिखलाने की आवश्यक्ता नहीं है। अब क्या करना चाहिए, यही एक प्रश्न विचारणीय रहता है।

मेरा नम्र अभिप्राय है कि, इस विषय में सम्पूर्ण सफलता प्राप्त करने के लिये सबसे पहले समाजमें संगठन की जरूरत है। जब तक समाजमें विरोध है, खींचातानी है, वैमनस्य है, सत्ता के मद में लोग मस्त हैं, केवल अपना ही कक्का सचाकर दिखाने के लिए प्रयत्न कर रहे हैं, तब तक यह कभी नहीं आशा की जासकती है कि–हम किसी भी महत्व के विषयमें सफलता प्राप्त करें। इसलिए, चाहे कान्फरस के कार्य कर्ता हो, चाहे पेढी के अग्रगण्य हो और चाहे कोइ भी सभा या सोसाइटी के नेता हो, सभी ने एक दिल से इस कार्य मे लगजाना चाहिए। और यह तब ही हो सकता है, जब कि सब अपनी रस्सी को ढीली करदें। यदि सभी के दिलमें यह बात आ जायगी, तो ऐक्य होनेमें रती भर भी कठिनता नहीं है। क्या एक पवित्र तीर्थ के लिए हमारे तारणहार के लिये आप लोग अपने ममत्व को आग्रह को छोडने की उदारता नहीं कर सकते? यदि इतना भी भोग आप नहीं दे सकते है तो यह कहना जराभी अयुक्तिवाला न होगा कि–आपको परम पवित्र अपना तीर्थ प्यारा नहीं है। किन्तु अपना आग्रह प्यारा है। और इस अवस्था में आपके हाथ से तीर्थरक्षा की संभावना रखनी व्यर्थ ही है।

इसलिये महानुभावो, हजारों बातें आपके दिल में भरी हों सबको निकाल दिजिए, तीर्थकी रक्षा के लिए निकाल दिजिये। शासन की सेवा के लिये निकाल दिजिये. धर्मकी प्रभावना के लिए निकाल दिजिये। लेकिन निकाल दिजिये जरूर और सब एक साथ मिल जाइये। दिल से दिल मिलाइये. प्रेमकी ज्योति प्रकटाइये। देखिए, फिर, कोनसा ऐसा कठिन में कठिन कार्य है जो सफल नहीं हो सकता।

और जरा यह भी सुन लिजिए कि–आपका संगठन मुनिराजों के संगठन का भी कारण बनेगा। मुझे जरा स्पष्ट शब्दोंमें कहने दीजिये कि–आप गृहस्थ लोग यदि पक्षपात में न पडते, और उदारवृत्तिपूर्वक,

जितने चारित्रपात्र मुनिराज हैं, सब के साथ एक समान पूज्य बुद्धि रखते तो आज यह दशा शायद ही न आती। और साधुओं के संगठन मे जो कठिनता देखी जाती है, वहभी देखने न पाते। परन्तु भाइयो 'गतं न शोचामि कृतं न मन्ये' इस न्याय का अवलंबन कर अब सावधान होनेकी जरूरत है। 'जागे वहां से सुवह' गिनिये।

इस प्रकार संगठन करके शत्रुंजय के प्रश्न को हल करने के लिए प्रयत्न किजिए।

'शत्रुंजय' के लिए सबसे उत्तम उपाय "यात्रा त्याग" की प्रतिज्ञा पर मक्कम रहना ही है। 'यात्रा त्याग' ही एक ऐसा शस्त्र कि-जो पालीताने के दरबार की बुद्धि को ठिकाने ला सकता है। लेकिन इसके लिए भी पूरा आन्दोलन करने की जरूरत है।

सबसे पहली बात तो यह है कि-गुजरात से बाहर के प्रान्तोंमे जैसे-मारवाड, मेवाड, मालवा, बंगाल, मगध, पंजाब और मद्रास आदिमें इन बातोंकी सूचनाएं बारबार पहुंचाने का प्रयत्न होना चाहिये। और यह खास कर के हिन्दी भाषामें। जब तक यह प्रयत्न न होगा, तब तक उन देशों के लोगों में न विशेष विचारोंका प्रचार हो सकता है और न उनमें स्वतीर्थ के रक्षण की भावना ही जाग्रत होगी।

कान्फरस को इस प्रसंग पर मेरी एक और भी सूचना है। वह यह कि-इस समय जो कुछ प्रस्ताव पास किये जायँ, बहुत सोच विचार करके ही किये जायँ। और जो प्रस्ताव पास हों, वे सिर्फ पास होने ही मात्र के लिये न हों। इसका अमल करने के लिये कौन छोटे कौन बडे-सभीने तैयार रहना चाहिये। और साथही साथ भविष्य के उपायोंका भी अवश्य विचार किया जाय।

अब मैं इस संदेश को पूरा करूं, इसके पहले मैं आप सब का एक और बात की तर्फ ध्यान आकर्षित करना चाहता हूं। और वह यह कि-आप लोग ऐसा कोई उपाय हाथ में न ले जिसमें यदि निष्फलता हो तो यह प्रश्न ही हमारे हाथसे छूट जाय। और हम आगे कुछ कर ही न शकें। और जिससे हम पालीताना दरबार के आधीन हो जाय। ध्यानमें रखिये जैन समाज सब कुछ कर सकती है। समाज में चैतन्य अब भी मौजूद है। समाज में चारित्रकी उज्ज्वलता अब भी झगमगा रही है। महावीर की वीरता और अहिंसा अबभी समाज की नसों और खून में बह रही है। समाज में अबभी ऐसे प्रभावशाली-चारित्रधारी साधु मौजूद है जिनकी प्रभा के आगे कैसे भी दुश्मन सिर झुकानेको तैयार हो जाते हैं।

भाइओ, गभराने की जरूरत नहीं है। शीघ्रता की जरूरत नही है। निराश होनेकी जरूरत नहीं है। अपने शस्त्र नीचे रखदेनेका जरूरत नहीं है। हिम्मत रखिये। लगाम हाथमें रखिये। देखिये, शासनदेव अपने को अवश्य सहायता करेंगे। और खूब समझिये,

अपना विजय अवश्य है । बोलिये—

श्री शत्रुंजय गिरि राज की जय

श्री आदीश्वर भगवान की जय

श्री जैन शासन की जय

ब्यावर ( राजपूताना )
श्रावण (गु. असाढ) व. २
धर्म सं. ४
} विजयेन्द्र सूरि.

---

## ३ श्री વિદ્યાવિજયજી તરફથી.

વીરના પુત્રોને હાકલ ( સંદેશ. )

જરૂર છે !......આજે આત્મભોગ આપનારાઓની

શરીરની પણ દરકાર ન રાખી ઝુઝનારા

ક્ષત્રીયોની.

વાતો કરનારાઓની કિંમતો હવે ઘટી છે:

માટે

આપ, વાતો કરીને–તાળીઓ પીટીને બેસી ન રહેશો; પણ

કામ કરવાને બહાર પડો.

જૈન એટલે?

જીતનાર! શત્રુઓને જીતનાર! જીતવું

એજ તેનું લક્ષણ:

જૈન એટલે કેવળ વાણીયો નહિં, પણ

સાચો ક્ષત્રીય.

ત્યારે, ચાલો

આપણી આપસના મતભેદોને, મમત્વનાં બંધનોને તોડી તેને સમુદ્રમાં વ્હેતાં કરીએ, તેણેજ આપણી ખાનાખરાબી કરી છે :

અને !

અને એકજ શ્રીસિદ્ધગિરીનાં ઝુંડા નીચે,

હાથમાં હાથ મેલાવી

'વંદે વીરમ'ની

ઘોર ગર્જનાથી આકાશને ગજાવીએ, અને

આપણી અનંત શક્તિનું

ભાન કરાવીએ.

પણ

તે ક્યારે બને ?

વાતો છોડી કામ કરવાથી, કેડ બાંધીને

આગળ ધપવાથીજ.

ભાઇઓ ! હજુ ઘણું કરવાનું છે. આટલેથીજ કૃતકૃત્ય થયા ન સમજશો. અને જો પ્રમાદ કર્યો–ઉપેક્ષા કરી તો કુદરતની બીજી પણ મોટી થપ્પડો ખમવી પડશે !

અને શું થશે ! ખબર છે ?

ભાંગીને ભૂકો થઈ જશો. એક હાડકુંય

શોધ્યું નહિં સાંપડે.

માટેજ ચેતો !

પણ

ગુસ્સાને વાણીમાં એરવી નાંખશોમાં !

એ ગુસ્સો બહુજ કામનો છે. ગુસ્સાનો સંગ્રહ કરો, તેમાંથી વીજળી પેદા કરો અને પછી તેને ચોમેર વ્હેતી મૂકો. અને પછી જોઇ લ્યો, કઇ મગરૂર સત્તાની તાકાદ છે કે આપણી એ વિજળી સામે ઉભા રહી પોતાનો અન્યાયી દોર ચલાવી શકે.

પણ એક નોટીસ !

ક્ષણિક આવેગમાં તણાયા તો મર્યાજ સમજજો.

ગુસ્સાનો—વિજળીનો ઉપયોગ માર ખાવામાં

કરવાનો છે, નહિં કે મારવામાં.

ગુસ્સાનો ઉપયોગ આગળ ધપવામાં કરવાનો છે

નહિં કે પાછા હઠવામાં ! સમજ્યા કે !

અને તેથીજ ફરીથી કહું છું કે:—

ખૂબ વ્યવસ્થાપૂર્વક, આપણી શક્તિનો તોલ

કરીને નવનવી યોજનાઓ ઘડજો. ઝુકાવજો !

અને મનમાં નિશ્ચય કરી લેજો કે, કાંતો

આ પાર કે કાંતો પેલે પાર !

રખેને ! તમારી પોલાણો પારખી જઇ સામા પક્ષને "ચૌદ લાખ ચલ્લીઓ" શબ્દ બોલાવતા !

ઝુકાવો ! ખુબ વિચારપૂર્વક.

વિજય જરૂર છે !

શીવપુરી ( ગ્વાલીયર )
અષાડ વદી ૨ રવીવાર
ધર્મ સંવત ૪
} —વિદ્યાવિજય.

# મહારાષ્ટ્રીય પ્રતિનિધિઓનું પ્રમાણપત્ર.

મુંબઇ તારીખ ૪-૭-૨૬

૧ શ્રીમાન્ રા. રા. મકનજી જુઠાભાઇ મહેતા બાર.
બાર-એટ-લો.
૨ શ્રીમાન્ મોહનલાલ ભગવાનદાસ ઝવેરી સોલીસીટર
રેસીડંટ જનરલ સેક્રેટરી સાહેબ જૈન શ્વે. કૉન્ફરન્સ.
૩ શ્રીમાન્ મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. એલ.
એલ. બી.
જોગ—મુંબઈ.

માનવંતા સાહેબ !

અમો મુંબઇ ખાતે ભરાએલી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના ખાસ અધિવેશન પ્રસંગે આવેલા છીએ. તે વખતે અમોને આપનો જે પરિચય થયો તેથી અમારા મન ઉપર ઘણી ઉંડી અસર થઇ છે.

આપ સાહેબ કૉન્ફરન્સનું કાર્ય સાંગોપાંગ પાર ઉતારવા માટે રાતદિવસ તનતોડ મેહેનત કરીને કાર્યકુશલતા વાપરી છે તેનો અમોને આપના માટે અત્યંત આદર ઉત્પન્ન થયો છે. કૉન્ફરન્સના દરેક કાર્યમાં અને વિશેષે કરીને વિષયવિચારિણી સમીતીમાં આપ સાહેબે જે શાંતી અને દઢતા રાખી કેટલાએક વિરોધિઓના હુમલાઓ સહન કર્યા તે જોઇ અમારૂ અંતઃકરણ આપના માટે આદર પૂર્ણ થઇ ગયું છે. કેવળ નિઃસ્વાર્થ બુદ્ધીથી સમાજની અને ધર્મની સેવા કરવાની નિર્મળ બુદ્ધીથી આપ સાહેબ પોતાનું માન કે શરીર સ્વાસ્થ્ય બાજુપર મુકી અત્યંત પરિશ્રમ કરી કૉન્ફરન્સનું કાર્ય ફતેહમંદી સાથે પૂર્ણ કર્યુ છે તે માટે અમો અમારા અંતઃકરણના ધન્યવાદ આપીએ છીએ. અને આપને આવા ધર્મ કાર્યો કરવામાં શાસનદેવ વધુ ને વધુ મદદ કરે એવી ઇચ્છા રાખીએ છીએ.

અમો આપ સાહેબમાં અમારો પૂર્ણ વિશ્વાસ રાખીએ છીયે. અને આવા નિઃસ્વાર્થ કાર્યમાં આપ જોડાઇ તેને ફતેહમંદ કરી બતાયું તેથી અમારા અંતઃકરણની ઉર્મિઓ આપની પાસે પ્રગટ કરવામાં અમોને ઘણો સંતોષ થાય છે.

આ પત્ર કૉન્ફરન્સના દફતરમાં રાખી કૉન્ફરન્સના મુખપત્રમાં પ્રગટ કરશો એવી આશા છે.

મહારાષ્ટ્રી પ્રતિનિધિઓની આજ્ઞાથી
લી. સેવક,

ભાગચંદ છગનદાસ આમલનેર.
પ્રમુખ મહારાષ્ટ્રીય પ્રતિનિધિ મીટીંગ.

શા બાલચંદ હીરાચંદ માલેગામ.
પોપટલાલ રામચંદ શાહ પુના.
શકરચંદ ગુલાબચંદ એવલા.
શા. મોતીલાલ વીરચંદ સોલાપુર.
વીરચંદ બાલચંદ એવલા.
શા. હિમતલાલ દેવચંદ લોનાવલા.
શા. મોતીલાલ ચુનીલાલ ચાંદવડ.
ધનરાજ કીસનદાસ અહમદનગર.
હાસરીમલ દલીચંદ અહમદનગર.
ગાંધી કંકુચંદ દેવચંદ સોલાપુર સીટી.
શા. રામચંદ જીવરાજ પુના.
પારી. ચુનીલાલ સરૂપચંદ રાજુરીવાલા.

# વિવિધ નોંધ.

(કૉન્ફરન્સ ઑફિસ—પરિષદ્ કાર્યાલય તરફથી.)

## ૧. રિસેપ્શન કમિટીની મળેલી બેઠકો.

જ્યેષ્ઠના અંકમાં 'વિવિધ નોંધ'ના મથાળાં હેઠળ આ કમિટી અને અધિવેશન સબંધેની કેટલીક હકીકતો પ્રકટ થયા બાદ તા. ૧૦-૭-૨૬ ના રોજ આ કમિટીની એક બેઠક મલી હતી. અને ઉક્ત બેઠક અધિવેશનનું સ્થળ નક્કી કરવા તેમજ શ્રી શત્રુંજય સિવાય વિશેષ કાર્ય ખાસ અધિવેશનમાં હાથ ધરવું કે કેમ તે સબંધી વિચાર કરી ઠરાવ કરવા બોલાવવામાં આવી હતી. જે વખતે સભ્યોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. અધિવેશનના અંગે દરેક વિગતની ચર્ચા થયા બાદ સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું હતું કે "આજની રિસેપ્શન કમિટીની સભા એવો ઠરાવ કરે છે કે શ્રી પાલિતાણા તીર્થના સબંધમાં ઉત્પન્ન થએલી સ્થિતિના અંગે આવતી તા. ૩૧-૭-૨૬ તથા ૧ લી તથા ૨ જી ઑગસ્ટના રોજ શ્રી કૉન્ફરન્સનું ખાસ અધિવેશન ભરવાના પગલાં ભરવાં. જેમાં કૉન્ફરન્સનાં બંધારણને લગતો સવાલ પણ લેવો અને કૉન્ફરન્સ માટે સ્થળ નક્કી કરવાની ચીફ સેક્રેટરીઓ તથા પ્રમુખ સાહેબને સત્તા આપવામાં આવે છે." આ ઠરાવ રા. શેઠ જીવરાજ મણશી લોડાયાએ રજુ કર્યો હતો જેને રા. શેઠ કુંવરજી જેઠાભાઇનો ટેકો મળતાં સર્વાનુમતે પસાર થયો હતો.

તા. ૨૫-૭-૨૬ ના રોજ સ્વાગત સમિતિની પાંચમી બેઠક મલી હતી, જે વખતે અધિવેશનનાં જુદાં જુદાં કાર્યો માટે યોજવામાં આવેલી પેટા કમિટીઓ તરફથી કરવામાં આવેલી સર્વ ગોઠવણો તે તે કમિટીઓના સેક્રેટરીઓએ રજુ કરી હતી. અને આ ખાસ અધિવેશનના પ્રમુખ મહાશય, શ્રીયુત બહાદુરસિંહજી સિંઘી તા. ૩૦-૭-૨૬ ના રોજ બોરીબંદર સ્ટેશન પર ઉતરવાના હોઇ તેમનું યોગ્ય સ્વાગત કરવાની ગોઠવણ કરવામાં આવી હતી.

## ૨. ખાસ અધિવેશનની તૈયારીઓ.

આ અધિવેશન શેઠ આણંદજી કલ્યાણજીના તા. ૧ લીજુનના પત્રમાં પ્રકટ થયેલી ઇચ્છા અનુસાર મુલતવી રાખવામાં આવ્યું હતું. જેથી ફરીથી મુકરર કરવામાં આવેલી તારીખોની ખબર દરેક સ્થળે તેવા પત્રોથી આપવામાં આવી હતી. અને તેને પરિણામે જે જે સ્થળોએ પ્રતિનિધિઓના નામ ચૂંટાઇ આવતાં બાકી હતાં તેઓનાં નામો મ્હોટી સંખ્યામાં આવ્યાં હતાં, અને ઉક્ત અધિવેશનના દિવસો બરાબર વર્ષાઋતુના દિવસો હોઇ, તેમજ બહારથી ભાગ લેવા આવનારની સંખ્યા તે કારણે પણ બહુ મ્હોટી કદાચ ન ઉતરી આવે એવી ધારણા પ્રથમ સૌને રહેતી હતી. અને તેટલા માટે ઓછે ખર્ચે સારામાં સારાં સ્થળ તરીકે મુંબઇનો જાણીતો સર કાવસજી જહાંગીર હૉલ તે દિવસો માટે રોકવાની ગોઠવણ કરવામાં આવી હતી. ત્યાર પછીથી પૂર્વહિંદના રાજ્યોના કાઠીયાવાડ ખાતેના એજંટ ટુ ધી ગર્વનર જનરલનો અત્યંત વિપરીત, અને જૈન સમાજની લાગણી પર પ્રચંડ પ્રત્યાઘાત કરનારો તેમજ જૈનેતરોની સહાનુભૂતિ જૈનો પ્રત્યે ખેંચનારો ચૂકાદો બહાર પડતાં આ પ્રશ્નના સ્વરૂપની ઉગ્રતા વધવા પામી પરિણામે પંજાબ, મારવાડ, બંગાલ, ગુજરાત કાઠીયાવાડ અને દક્ષિણ આદિ દરેક સ્થળેથી સંખ્યાબંધ લોકો આવવાના સમાચાર મળતાજ રહ્યા. અને કાવસજી જહાંગીર હૉલ હવે નિરૂપયોગી જણાતાં, માધવ બાગમાં વચલા ચોગાનમાં મંડપ બાંધવાની જરૂર ઉપસ્થિત થતાં તે દિવસો માટે માધવબાગ રોકવામાં આવ્યો. અને તેના ચોગાનમાં તેવી ગોઠવણ કરવામાં આવી અને પાંચ હજાર માણસો બેસી શકે તેવી ગોઠવણ કરવાનું ઉપર જણાવ્યા મુજબ અધિકારીઓએ ઇચ્છ્યું હતું. માધવબાગના વચલા ખુલ્લા ભાગ ઉપરાંત ત્રણે બાજુની બાંધેલી વિશાળ પાંખો પણ મંડપ સાથે સંલગ્ન ગોઠવી લેવામાં આવી હતી. અસલ મંડપ ફુટ ૧૦૦ x ૯૦ નો તૈયાર કરવામાં આવ્યો હતો પરંતુ બાજુની પરશાળો સાથે વધારે વિસ્તાર વાળો બન્યો હતો. ચોમાસાની ભર

મોસમ હોવાથી વરસાદ જરાપણ અંતરાય રૂપ ન થાય તેટલા માટે મંડપ ઉપર પતરાનું છાપરૂં કરવામાં આવ્યું હતું અને અધિવેશનના દિવસોમાં એક સરખી સતત વૃષ્ટિ છતાં કામકાજને જરા પણ ખલલ પહોંચી નહોતી. પ્રતિનિધિઓ માટે ઉતારા વિગેરેની ગોઠવણો મોરારબાગના ભવ્ય મહાલયમાં કરવામાં આવી હતી અને પ્રમુખશ્રી માટે દરિયાકિનારે નવા બેન્ડસ્ટેંડ સમીપ ચોપાટીને નાકે વાલકેશ્વરના રસ્તાપરનું અતિ સુંદર અને મનોહર કલ્યાણનિકેતન પસંદ કરવામાં આવ્યું હતું જે આપવા માટે શેઠ લાલભાઇ કલ્યાણભાઇ તથા તેમના ચિરંજીવી શેઠ કુમારપાળનો અત્રે આભાર માનવામાં આવે છે.

### ૩. પત્રિકાઓ.

અધિવેશનની તમામ તૈયારીઓ, પ્રતિનિધિઓની ચૂંટણી વિષયક યોગ્ય સૂચનાઓ તેમજ આમંત્રણ કદાચ કોઇ સ્થળે પહોંચ્યું નહોય તો તે છાપાંદ્વારા મળેલું સમજવા, પ્રતિનિધિઓએ અત્રે પધારવા માટે ધ્યાનમાં લેવા જેવી યોગ્ય સૂચનાઓ, ટીકીટોનું વેચાણ વિગેરે બાબતોની ખબર વખતો વખત સાત પત્રિકાઓ દ્વારા બહાર પાડવામાં આવી હતી. તેમજ પ્રમુખ મહાશયની પધરામણી અને તેમને યોગ્ય સન્માન સ્ટેશન પર આપવાની યોજના સંબંધી પણ ખબર બહાર પાડવામાં આવી હતી. અને પરિણામે જૈન સમાજની દિલરંજક અને અપૂર્વ મેદિનીએ પ્રમુખશ્રીને હાર તોરા તથા પુષ્પોથી વધાવી લીધા હતા અને આ સરઘસ ઝવેરી બજારમાં આવતાં એક નાકેથી બીજા નાકાં સુધી લંબાયલું નજરે પડતું હતું. કોન્ફરન્સ ઑફિસ માંગરોળ સભા વગેરે સ્થળે હાર તોરા લઇ પ્રમુખ નિર્ણીત ઉતારે મુંબઇના મોહક સ્વાગતમાં પધાર્યા હતા.

### ૪. પ્રતિનિધિઓ.

સમસ્ત હિંદના દરેક પ્રાંત, વિભાગ અને ખૂણામાંથી પ્રતિનિધિઓએ પધારવા કૃપા કરી હતી જેઓની એકંદર સંખ્યા ૧૦૯૬ ની થવા જાય છે, આ સંખ્યા કંઇ સાધારણ નજ ગણાય. આવનાર પ્રતિનિધિ બંધુઓમાં ઘણા ખરાએ ખાનગી ઉતારે પોતાની ઉતરવાની વ્યવસ્થા કરી લીધી હતી. અને જે બંધુઓ સંઘના ઉતારે ઉતરનાર હતા તેઓના માટે માધવબાગની નજદીકમાં આવેલ મોરારબાગમાં ઉતરવાની ગોઠવણ કરવામાં આવી હતી. આ ગોઠવણ આવનાર ભાઇઓને ઘણીજ પ્રિય અને સંતોષકારક જણાઇ હતી. ઉતારા ભોજન કમિટી, અને તેના સેક્રેટરીઓ શેઠ વીરચંદ કેવલભાઇ રા. લલુભાઇ કરમચંદ દલાલ તથા શેઠ ફકીરભાઇ કેશરીચંદ ભાણાભાઇએ બહુજ સારી વ્યવસ્થા જાળવી હતી જે બદલ તેઓનો અત્રે આભાર માનવામાં આવે છે. શેઠ વીરચંદભાઇ રાત દિવસ ડેલિગેટોની સરભ જાળવવા ખડે પગેજ હતા, અને પ્રતિનિધિ બંધુઓની દરેકે દરેક જરૂરીઆતો પૂરી પાડતા.

### ૫. મંડપ, ટીકીટ, વ્યવસ્થા કમિટી.

મંડપને લગતી સઘળી હકીકત ઉપર જણાવ્યા મુજબ ઘણીજ સંતોષકારક અને હજારોની મહાસભાને શોભે તેવી ભવ્ય હતી. આ મંડપમાં એક બાજૂ જમીનથી ઉંચું પ્લેટફોર્મ—વ્યાસપીઠ બાંધવામાં આવ્યું હતું અને તેના પર કોમના અગ્રગણ્ય નાયકો, વિચારકો, દેશના જૈનેતર નેતાઓ અને આમંત્રિત સભ્યો માટે ગોઠવણ રાખવામાં આવી હતી. મંડપની વચમાં ભાષણ કર્તાઓ માટે એક તેવુંજ ન્હાનું ચતુર્મુખ પીઠ ઉભું કરવામાં આવ્યું હતું કે જેથી ચોતરફ એકઠા થએલા સમાજને સાંભળવામાં ઘણીજ સરલતા થતી હતી. ઠેકાણે ઠેકાણે બોધક સૂત્રોનાં ઉત્તેજક મહાવાક્યો સંયમદર્શક શબ્દો અને પ્રસંગને અનુસરતા ઉલ્લેખવાળા ન્હાનાં મ્હોટાં જૂદાં જૂદાં પાટીઆંઓ ગોઠવવામાં આવ્યાં હતાં. મંડપની ચોતરફ ઝાલરો બાંધવામાં આવી હતી. સ્થંભોને રંગીન વસ્ત્રોથી આચ્છાદિત કરવામાં આવ્યાં હતાં. વિજળીક રોશની મંડપમાં ઝગારો કરી રહી હતી. મુંબઈના પ્રસિદ્ધ શેઠ ભીમશી માણેક વાળા તરફથી મ્હોટી મહેનતે તૈયાર કરાવવામાં આવેલ ધુરંધરની નામિચી કલમથી ચિત્રાયલું પ્રમાણસર શ્રી શત્રુંજયનું એક અતિ આકર્ષક ચિત્ર કે જે તેમના તરફથી મંડપમાં મૂકવા માટે આપવામાં આવ્યું હતું. તે ચિત્રની ગોઠવણ વ્યાસપીઠના મધ્ય સ્તંભ ઉપર વિજળીના ચકાકાર પ્રકાશમાં ઘણીજ યોગ્ય રીતે

કરવામાં આવી હતી અને આખી સભાનું ધ્યાન તે પર સ્થિર થતું હતું.

રિસેપ્શન કમિટીના સભ્યો, પ્રતિનિધિઓ, પુરૂષ પ્રેક્ષકો, સ્ત્રી પ્રેક્ષકો, તેમજ અન્ય જૈનેતર આગેવાનો અને સુવિચારકો માટે જૂદી જૂદી ટીકીટો અને પાસ તૈયાર કરાવવામાં આવ્યાં હતાં. રિસેપ્શન કમિટીની ટીકીટો કુલ્લે ૪૦૧, પ્રતિનિધિઓની ૧૦૯૬, પુરૂષ પ્રેક્ષક ટીકીટ ૭૦૬, અને સ્ત્રી પ્રેક્ષકોની ટીકીટ ૫૩૦, વહેંચાઇ હતી. આ ઉપરાંત જૈનેતરો માટે કાઢવામાં આવેલા આમંત્રણ કાર્ડ લગભગ ૨૫૦ અઢીસો મોકલવામાં આવ્યાં હતાં. અને કેટલાક વિદ્વાન્ અને સારા વક્તાઓ જેવા કે એમ. આર. જયકર બાર-એટ-લૉ, મી. ફ્રુમાસીઆ, ભાઇ બરજોરજી ફ્રેરામજી ભરૂચા, મી. હોર્નિમેન, શ્રી શિવદાસ ચાંપશી, શ્રી જમનાદાસ માધવજી બાર-એટ-લૉ, રા. બ. હરજીવન વાલજી, કૌશીક પંડિત, વગેરે ગૃહસ્થોએ હાજરી આપી હતી. અને આ શત્રુંજયના પ્રશ્નને અંગે પોતાથી બનતી સહાય આપવા તત્પરતા દાખવી હતી.

આ કમિટી તેમજ તેના સેક્રેટરીઓ રા. શેઠ મણીલાલ સુરજમલ ઝવેરી તથા મગનલાલ એમ. શાહે સારી વ્યવસ્થા રાખી અધિવેશનના કાર્યમાં સારી મદદ કરી છે. અને આ સ્થળે તેમનો પણ આભાર માનવામાં આવે છે.

### ૬. ઠરાવોનો ખરડો કરનાર સમિતિ તથા હેલ્થ ઑફીસરો.

આ કમિટીએ ખંત પૂર્વક વિચાર પૂર્વક દીર્ઘ દૃષ્ટિથી ચોક્કસ અને માર્ગદર્શક ઠરાવોનો ખરડો તૈયાર કર્યો હતો અને આ ઠરાવો જાહેર પત્રોદ્વારા અધિવેશનના દિવસો પૂર્વે પ્રકટ કરવામાં આવ્યા હતા. આ કમિટીને કાર્યમાં સરલતા થાય, લોક લાગણીનો સારો ખ્યાલ આવે અને સુવિચારકોની વિચાર શ્રેણી કયા પ્રકારની છે તે જાણી ઠરાવોનો ખરડો તૈયાર કરવાનું સુગમ થાય તેટલા માટે ઠરાવો સબંધી સુચનાઓ માંગવામાં આવી હતી અને તેવી ઘણી સુચનાઓ મળી હતી જે પર આ કમિટીએ વિચાર કર્યો હતો.

અધિવેશન પ્રસંગે પ્રમુખ મહાશયનો બંગલો અને પ્રતિનિધિઓનો ઉતારો વગેરે સ્થળોની તેમજ આવનાર મહેમાનોની તંદુરસ્તી વિષયક જરૂરીઆતો માટે નીમવામાં આવેલા હેલ્થ ઑફીસરોએ કાળજી દાખવી હતી. આ કાર્યો માટે ઉપર્યુક્ત કમિટી અને હેલ્થ ઑફીસરોનો પણ આભાર માનવામાં આવે છે.

### ૭. પ્રમુખ મહાશયની પધરામણી

આ અધિવેશનના પ્રમુખ મહાશય શ્રીયુત બહાદૂરસિંહજી સિંઘી તા. ૩૦-૭-૨૬ ના રોજ તેઓશ્રીએ અગાઉથી જણાવ્યા મુજબ બોરીબંદર સ્ટેશને ઉતર્યા હતા. તેઓશ્રીને ઉતરતાં સ્ટેશનપર યોગ્ય સ્વાગત કરવામાં આવ્યું હતું. શ્રી મુંબઇ જૈન સ્વયંસેવક મંડળની આખી 'કોર' સ્ટેશનપર પોતાના ખાખી પોશાકમાં હાજર હતી અને તેમના તરફથી યોગ્ય સલામી આપવામાં આવી હતી. બાદ પ્રમુખશ્રીને માટે તૈયાર રાખવામાં આવેલી ખાસ મોટારમાં સરઘસ મારફતે ખાસ અગાઉથી શણગારવામાં આવેલા રસ્તાઓ જેવાકે હૉર્નબીરોડ, શેખ મેમણ સ્ટ્રીટ, ઝવેરી બજાર, મુંબાદેવી, પાયધુની, ભુલેશ્વર, ગીરગામ વિગેરે રસ્તે થઇ ચોપાટી ઉપર તેમના માટે ખાસ ગોઠવેલા શેઠ લાલભાઇ કલ્યાણભાઇ ઝવેરીના 'કલ્યાણનિકેતન' બંગલે લઇ જવામાં આવ્યા હતા. સરઘસમાં જૈન કોમના અગ્રગણ્ય તેમજ અન્ય ઘણા ખરા ભાઇઓએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. તેમજ રસ્તાઓ બજારો વિગેરે પણ પ્રેક્ષકોથી ઉભરાઇ જતાં હતાં. જેનો સવિસ્તર અહેવાલ અન્ય છાપાઓ મારફતે પ્રકટ થઇ ચૂકયો છે.

### ૮. ખાસ અધિવેશન.

આ અધિવેશન તા. ૩૧ મી જુલાઇના દિને નિર્ણીત થએલે સ્થળે અને સમયે ભવ્ય દેખાવ રજુ કરતા તૈયાર કરેલા મંડપમાં શરૂ થયું હતું. જૈન તેમજ જૈનેતરોની સારી સંખ્યા હાજર રહી હતી. અને આ હાજરી અને ઉત્સાહ છેવટના દિવસો સુધી ટકી રહ્યાં હતાં. આટલી વિશાળ જગ્યાની ગોઠવણ છતાં જગ્યાનો પણ સંકોચ હોય તેવો ભાસ અધિકારીઓને થયો હતો અને એક બે પ્રસંગે ટીકીટો પણ બંધ કરવા ફરજ પડી હતી. કામ ઘણુંજ

સંતોષકારક રીતે છેવટ સૂધી ચાલ્યું હતું અને આ અધિવેશન પાર પાડવામાં પ્રમુખ મહાશયે ઘણીજ શાંતિ દક્ષતા અને ન્યાયપ્રિયતા બતાવી હતી. સબજેક્ટસ કમિટીની બેઠકમાં ઘણી ચર્ચાઓ થઇ હતી, પરંતુ કાર્યવાહકોની મધ્યસ્થતા, શાંતિપ્રિયતા અને તોડ કાઢવાની પદ્ધતિ અને હાજર રહેલાઓની તીર્થ પ્રત્યેની લાગણીથી એક દીલીથી અને સફળતાથી પાર ઉતર્યું હતું. અધિવેશનનું કામકાજ ઉક્ત કમિટીની બેઠકો રાતના રાા થી ૩ વાગતાં સૂધી બેસતાં છતાં પણ પહોંચી વળાય તેવા સંજોગ ન હોવાથી અને કૉન્ફરન્સના બંધારણનો સવાલ ચર્ચવાનો હોવાથી એક દિવસ લંબાવવા ફરજ પડી હતી. અને તેમ થયા છતાં પણ બંધારણનો પ્રશ્ન કેટલાક નિરર્થક વાંધા ઉપસ્થિત કરવાના વલણને લઇને પડતો મૂકવાની જરૂર પડી હતી.

બાબુ રાજકુમાર સિંહની સેવા—આ પ્રસંગે કહેવું જરૂરનું છે કે શ્રી કૉન્ફરન્સના આ ખાસ અધિવેશનની સબજેક્ટસ કમિટિમાં કેટલુંક કામ કાજ ચાલતી વેળા જરા ગરમ ચરચાઓ થતી હતી. દાખલા તરીકે યાત્રા ત્યાગનો ઠરાવ, પ્રોપેગેન્ડા કમિટીની નીમણુંક તેમજ આપણા હક્કો નક્કી કરવાને સંયુક્ત કમિટી નિમવાનો ઠરાવ વગેરેની ચર્ચા વખતે ઘણી ચર્ચાઓ અને ન ઇચ્છવા યોગ્ય દેખાવ રજુ થતા. પરંતુ તેવે વખતે તેમજ રિસેપ્શન કમિટીમાં પણ કેટલીએક વખત બાબુ રાજકુમારસિંહની સમજાવટ શક્તિ અને કુનેહ ભરી રીતિએ તે તે કાર્યો સારી રીતે પાર ઉતાર્યાં એ વાત તરફ જોતાં તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે. વિશેષમાં કન્વેન્શન વખતે સુકૃત ભંડાર ફંડની અપીલ કરી તેમણે અપૂર્વ કાર્ય કર્યું હતું તેવીજ રીતે આ અધિવેશન વખતે પણ ઉક્ત સુકૃત ભંડાર ફંડનો ઠરાવ સબજેક્ટ કમિટીમાં જાતે રજૂ કરી પસાર કરાવ્યો. આ અધિવેશનની શરૂઆતથી અંતપર્યંત તેમની સેવા, ઉત્સાહ અને સમજાવટ શક્તિથી તેઓએ તેમજ અમદાવાદના શેઠ કસ્તુરભાઇ લાલભાઇએ કૉન્ફરન્સની સારી સેવા બજાવી ને તેને ફતેહમંદ બનાવવામાં પૂરો ફાળો આપ્યો છે તે બદલ તેમનો આ સ્થળે આભાર માનતાં અમને આનંદ થાય છે. શ્રીયુત ગુલાબચંદજી ઢઢ્ઢા, શેઠ રવજી સોજપાળ, શેઠ કુંવરજી કેશવજી તેમજ કૉન્ફરન્સ રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓએ પણ 'શત્રુંજય' એજ સર્વનું ધ્યેય એજ દષ્ટિબિંદુથી સમાધાન પૂર્વક કાર્યની પૂર્ણાહુતિ કરાવવામાં તનતોડ શ્રમ અને કુનેહ દાખવ્યા હતા.

સબ્જેક્ટ કમિટી મોડીરાત્રે પૂરી થતી પણ કૉન્ફરન્સના કાર્યવાહકો પ્રેસ માટે પસાર થયેલા અંગ્રેજી ઠરાવો તથા ભાષાંતરો એકથી બે કલાક બેસી તૈયાર કરતા અને એ પ્રમાણે કોઇ વખતે તેમને તે કાર્ય પૂરૂં કરતાં સવારના પાંચ પણ વાગતા હતા.

અમદાવાદ, ગુજરાત, દક્ષિણ, તેમજ આખા હિંદુસ્તાનમાંથી ઠેકઠેકાણેથી પ્રતિનિધિઓ વિગેરેએ પધારી અધિવેશનમાં સંપૂર્ણ ઉત્સાહ અને લાગણી પ્રદર્શિત કર્યા હતાં અને શ્રી શત્રુંજયના મહાન્ પ્રશ્ન અંગે જૈનેતરોએ પણ સારી હાજરી આપી પોતાની સહાનુભૂતિ ભાષણોદ્વારા દેખાડી આપી હતી. આ અધિવેશનમાં પસાર થએલા ઠરાવોની નકલો ઠેકઠેકાણે પહોંચાડવા વ્યવસ્થા કરવામાં આવી છે અને પ્રચાર કાર્ય માટે નીમાએલી પ્રચારસમિતિ (propaganda committee) માર્ફતે પણ તેવા ઠરાવોનો પ્રચાર વિગેરે કાર્ય થશે. છાપાંઓ—વર્તમાનપત્રોદ્વારા સર્વ સ્થળે આ ઠરાવો જાહેર થઇ ગયા છે છતાં પણ દરેક ગામે પહોંચે તેવી વ્યવસ્થા કરવામાં આવી છે.

૯. પ્રચાર કાર્યસમિતિ. Propaganda Committee

પ્રચાર કાર્ય માટે નીમવામાં આવેલી આ સમિતિના સભ્યોથી અને તેઓના નામથી ઘણાખરાતો જરૂર જાણીતા હોયજ છતાં તેઓનાં નામો અત્રે આપવામાં આવ્યાં છે. શ્રીયુત મણીલાલ કોઠારી અમદાવાદ, ૨. બાબુ કીર્તિપ્રસાદજી મીરત, ૩. બાબુ દયાલચંદજી આગ્રા, ૪. રા. મણિલાલ ખુશાલચંદ પાલણપુર, ૫ રા. હીરાલાલ સુરાણા સોજત, ૬ રા. પોપટલાલ રામચંદ શાહ પૂના. આ ભાઇઓ ઘણાજ ખંતીલા ત્યાગ વૃત્તિવાળા ને ઉત્સાહી છે. તેઓ દરેકને શ્રી શત્રુંજયપર આપણા દરેક હકની અને લડતની બધી માહિતી મળે તેટલા માટે શેઠ આણંદજી કલ્યાણજી

પાસેથી મંગાવવામાં આવેલ ખાસ સાહિત્ય પુરૂં પાડવા ગોઠવણ થઇ છે. જે સહિત્ય અમોને તે ઉપયોગ માટે મળ્યું છે તેટલું મોકલાઈ ચૂક્યું છે. અને હજુ પણ બીજું જરૂરીઆત પ્રમાણે મંગાવી મોકલવા ઘટતું કરવામાં આવશે. આ સભ્યોને જૂદા જૂદા વિભાગો પ્રચાર કાર્યમાં સોંપવામાં આવ્યા છે. ભાઇ મણિલાલ કોઠારી પોતાનું કાર્ય દક્ષિણ ગુજરાતમાં કરશે. શ્રીયુત મણીલાલ ખુશાલચંદને ઉત્તર ગુજરાત અને મારવાડનો દક્ષિણ વિભાગ, શ્રી. પોપટલાલ રામચંદ શાહને કોકણ અને મહારાષ્ટ્ર, હીરાલાલજી સુરાણાને સોજત, બીઆવર, અજમેર, જોધપુર, પાલી, રાણી, મારવાડ, મેવાડ અને રજપુતાનાના મુખ્ય મુખ્ય સ્થળો, બાબુ દયાલચંદજીને આગ્રા અને યુ. પી. અને બેંગાલ પ્રદેશ, અને બાબુ કીર્તિપ્રસાદજી યુ. પી. નો કેટલોક ભાગ અને પંજાબ જેમાં કાનપુર, બનારસ, લાહોર, દીલ્હી, મથુરા, ગુજરાનવાલા વિગેરે સ્થળોનો સમાવેશ કરવામાં આવ્યો છે તેવા પ્રદેશો સોંપવામાં આવ્યા છે. અને તે મુજબની લેખીત ખબર દરેકને મોકલવામાં આવી છે. આ સિવાય અધિવેશનમાં પસાર થએલા ઠરાવો પણ હિંદી, ગુજરાતિ, અને અંગ્રેજીમાં ઉપર જણાવ્યા મુજબ છપાવી વહેંચવા ગોઠવણ કરવામાં આવી છે.

આ સભ્યો પૈકી બાબુ દયાલચંદજી તરફથી અમને એક પત્ર લખી તા. ૧૫ મી ઑગસ્ટ સબંધી સૂચના માગવામાં આવી હતી જે સબંધે તેમને ઘટતી સૂચનાઓ આપવામાં આવી હતી. તેમજ અધિવેશનના પ્રમુખ મહાશય તરફથી પણ કલકતેથી તેવી ખબર તારથી માંગવામાં આવતાં તેઓશ્રીને પણ તારદ્વારા ખબર મોકલવામાં આવી હતી.

શ્રી. પોપટલાલ રામચંદ શાહ અમારા તા. ૧૪ ઑગસ્ટના $\frac{G}{P.D\ 9}$ વાળા પત્રના જવાબમાં લખી જણાવે છે. કે 'I have already commenced touring into Poona District with a view to educating the Jain Public opinion re the Shatrunjaya affaii in conformity with the resolutions passed by the recently held Conference–Talegam Kirkee and other adjoining towns being the first places visited by me on the 15th and that I mean to visit most of the important places in the Deccan for the same purpose." આ પત્રનો સાર એ છે કે એ ભાઇએ પોતાનું કાર્ય શરૂ કરી દઇ જણાવે છે કે કોન્ફરન્સના છેલા અધિવેશને પસાર કરેલા ઠરાવો મુજબ જૈન કોમનો જાહેરમત શ્રી શત્રુંજય સબધે કેળવવા મ્હેં મુસાફરી શરૂ કરી દીધી છે. તલેગાંવ કરકી અને આસપાસના શહેરોની તા. ૧૫ મી એ મુલાકાત લીધી છે અને આખા દક્ષિણના મુખ્ય સ્થળોએ તેજ હેતુસર જવા માગું છું. આ ઉપરાંત નક્કી કરવામાં આવેલી કાર્ય પદ્ધતિ વિગેરે જાણી હું મ્હારી સૂચનાઓ રજુ કરીશ વિગેરે. આ કાર્યમાં નાણાંની ખાસ જરૂર હોય એ વાત સૌ કોઇ સ્વીકારી શકે અને તેજ મુદ્દાસર ભાઇ મણીલાલ કોઠારીએ અધિવેશનના દિવસે તેજ વખતે એટલે કે ઠરાવ પસાર થયો તે સાથેજ એક અપીલ કરતાં રૂા. ૧૦૫૫૩—૧૨-૦ ની રકમ ભરાઇ ચૂકી હતી જેમાં રૂા. ૧૦૮૭, રોકડા મળ્યા હતા. બાકીની ચીઠીઓ મળી છે જેની નોંધ કરવામાં આવી છે અને તેની એક નકલ રા. પોપટલાલ રામચંદને તેજ વખતે આપવામાં આવી હતી. અને શ્રી. કોઠારીજીને પણ એક નકલ તેમણે માગતાં મોકલવામાં આવી છે. જાહેર પત્રોદ્વારા આ રકમ પણ આ ઑફીસ તરફથી જાહેર થઇ ચૂકી છે. આ ઉપરાંત ન્હાના હેમના દાગીના જેવાં કે વીંટીઓ, કરડા, દોરા વિગેરે મલી નંગ ૩૦) મળ્યાં છે. જેની નોંધ પણ ફંડની વિગતવાર નોંધ સાથે આજ અંકમાં અન્યત્ર આપવામાં આવી છે. આ ફંડમાં જે રકમો આજ પર્યંત વસૂલ થઇ છે તેની પણ નામવાર યાદી પ્રસિદ્ધ કરવામાં આવી છે:

૧૦ ઠરાવો.

પસાર થએલા ઠરાવો પૈકી ઠરાવ નં. ૨ થી ૭ અને નં. ૯ ના ઠરાવો મુંબઇના નામદાર ગવર્નર, હિંદુસ્તાનના નામદાર વાઇસરૉય અને સેક્રેટરી ઑફ

## સૂરિશાર્દૂલ અને રાજાધિરાજ પરિચય.

શ્રી હેમચંદ્રાચાર્યના ચરિત્રને અંગે સાધારણ રીતે માલૂમ પડે તે કરતાં જુદાજ પ્રકારની મુશ્કેલી છે. સાધારણ રીતે કોઈ પણ ગ્રંથકર્તાનું ચરિત્ર લખવું હોય તો કશાં સાધન મળતાં નથી ત્યારે આ પ્રબળ પ્રતાપી બુદ્ધિવૈભવશાળી વિદ્વાનના અનેક ચરિત્રો મળે છે અને તેમના જીવનનો પ્રવાહ, દેશસ્થિતિ, રાજ્યસ્થિતિ, સમાજસ્થિતિ, લોકવ્યવહાર કેવા હતા તે માટે વિસ્તીર્ણ સાધનસાહિત્ય પ્રાપ્ત થઇ શકે છે. એ આખા ચરિત્રને બારીકીથી અન્ય પ્રસંગે વિચારશું. અત્રે તો પ્રાકૃત વ્યાકરણને અંગે જેટલી જરૂરી વાત હોય તેટલીજ કરવી આવશ્યક ધારી છે અને તેમાં પણ સમયનો સંકોચ હોવાથી ખાસ મુદ્દાની વાતોજ કરશું. ઉક્ત મહાન આચાર્યના ચારિત્રનો ઘણો આધાર લેવા લાયક ગ્રંથ તે તેમના સ્વર્ગગમન પછી એક શતકમાં લખાયેલ શ્રી પ્રભાવક ચરિત્ર છે. એ પ્રભાચંદ્રસુરિની કૃતિ સં. ૧૩૩૪ માં લખાયલી છે અને ઘણી આધારભૂત હકીકત મુદ્દામ રીતે પૂરી પાડે છે. એ ઉપરાંત મેરૂતુંગાચાર્યનો પ્રબંધ ચિંતામણિ અને રાજશેખરનો પ્રબંધકોશ અથવા ચતુર્વિંશતિ પ્રબંધ જોશું. ઉપરાંત ફાર્બસની રાસમાળા તથા ડો. પીટરસનનું એ વિષયપરનું ડકન કોલેજનું ભાષણ અને ડો. બુલરના જર્મન ભાષાના "The Life of Jain monk Hemchandra" ના પુસ્તકનો અવારનવાર ઉપયોગ કરવામાં આવશે.

પ્રભાવક ચરિત્રના બાવીશમા શૃંગમાં કહેવા પ્રમાણે એક વખત મહારાજ સિદ્ધરાજની સ્વારી રાજમાર્ગ ઉપર જતી હતી તે વખતે રાજાધિરાજે સૂરિને દુકાનમાં ઉભેલા જોઇ પોતાના હાથીને અંકુશથી ખડો કર્યો અને 'કાંઇક બોલો-કહો' એટલું રાજા સૂરિ તરફ બોલ્યા એટલે તત્કાળ સૂરિ બોલ્યા "સિદ્ધ! તારા હાથીને કોઇ જાતની શંકા વગર આગળ ચલાવ. ભલે દિગ્ગજો ત્રાસ પામી જાઓ. એમાં શો આશ્ચર્ય છે! કારણકે આ દુનિયા તો તારા વડેજ રક્ષાયલી-ઉદ્ધૃત થયેલી છે"[1] આ તત્કાળ રચાયલી અને પ્રસંગાનુરૂપ બોલાયલી પદ્યરચનાથી સિદ્ધરાજ બહુ પ્રસન્ન થયો અને દરરોજ બપોરે રાજાના પ્રમોદ સારૂ રાજમહેલે પધારવા સૂરીશ્વરને વિનતિ કરી જે તેમણે સ્વીકારી. આ પ્રથમ પરિચય થયો. ત્યારપછી સૂરિમહારાજ સિદ્ધરાજ જયસિંહ પાસે અવાર નવાર જવા લાગ્યા. માળવાના રાજા યશોવર્મા પર મહાન વિજય મેળવી રાજાધિરાજ સિદ્ધેશ્વર અણહિલપુર પાટણમાં પેઠા તે વખતે તેને આશિર્વાદ આપવા સર્વ દર્શનીઓ મળ્યા હતા, તે વખતે હેમચંદ્રાચાર્યે તેને આશીષ આપી તે સર્વમાં પ્રથમ પંક્તિએ ગણાઇ. તેમણે તે વખતે કહ્યું કે: "સિદ્ધરાજ પૃથ્વી જીતીને આવે છે માટે અહો કામદુધા ગાય! તમે તમારા ગોમય રસ વડે ધરતીનું સીંચન કરો; અહો સમુદ્રો! તમે મોતીના સાથીઆ પૂરો; અહો ચંદ્રો તમે તમારા પૂર્ણ તેજથી પ્રકાશ કરો; અહો દિશાના હાથીઓ! તમે તમારી સુંઢો વડે કલ્પવૃક્ષનાં પાંદડાનું તોરણ ધારણ કરો."[2] સૂરિના આ આશિર્વાદથી સભારંજન બહુ થયું અને રાજેશ્વર બહુ ખુશી થયા. ત્યાર પછી એક પ્રસંગ બન્યો તેને આપણે જે વ્યાકરણનો વિચાર કરીએ છીએ તેની રચના સાથે ઘણો અતલગનો સંબંધ ધરાવે છે.

### વ્યાકરણ રચના પ્રસંગ.

એક વખતે મહારાજા સિદ્ધરાજને અવંતી (ઉજ્જન)માં રહેલા પ્રધાન પુરૂષોએ લક્ષણશાસ્ત્ર વ્યાકરણનું પુસ્તક બતાવ્યું. એ શું છે એમ રાજાએ પુછતાં ભોજરાજાનું બનાવેલ એ શબ્દશાસ્ત્ર છે એમ

---

१ कारय प्रसरं सिद्धहस्तिराजमशङ्कितम्।
त्रस्यन्तु दिग्गजाः किं तैर्भूस्त्वयैवोद्धृता यतः॥

२ भूमिं कामगवि स्वगोमयरसैरासिञ्च
रत्नाकरा,
मुक्तास्वस्तिकमातनुध्वमुडुप त्वं पूर्णकुम्भी भव।
धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणा
स्तोरणा
न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति
सिद्धाधिपः।

તેને જણાવ્યું. વળી તેઓએ જણાવ્યું કે એ ભોજ રાજા માળવાનો રાજા હતો, વિદ્વચ્ચક્રશિરોમણિ હતો અને શબ્દ અલંકાર નિમિત્ત અને તર્કશાસ્ત્રોપર ગ્રંથો તેણે બનાવ્યા છે, તેમજ ચિકિત્સા વૈદ્યક વાસ્તુ શુકન સામુદ્રિક વિગેરે વિષયો પર ગ્રંથો લખ્યા છે. રાજાએ કહ્યું કે અમારા ભંડારમાં શું આવું શાસ્ત્ર નથી? શું આવા વિશાળ ગુર્જર દેશમાં કોઇ વિદ્વાન નથી, જે આવો વ્યાકરણનો ગ્રંથ લખી શકે? રાજાના આ ઉદ્ગાર સાંભળી સર્વે હેમચંદ્ર સામું જોઇ રહ્યા જેનો ભાવ એ હતો કે એ કાર્ય કરવા સમર્થ તે છે. રાજાએ શબ્દશાસ્ત્ર વ્યુત્પત્તિશાસ્ત્ર તૈયાર કરવા શ્રી હેમચંદ્રસૂરિને પ્રાર્થના કરી અને જણાવ્યું કે અત્યારે જે વ્યાકરણો મળે છે તે કાં તો બહુ ટુંકા છે, અધુરા છે અથવા જીર્ણ છે. અત્યારે પ્રવર્તતા શબ્દલક્ષણ શાસ્ત્રની બહુ જરૂર બતાવતાં સૂરિએ સાધનો પૂરાં પાડવામાં આવે તો એ કામ હાથ ધરવા સંમતિ બતાવી. મુદ્દામ માણસો મોકલી કાશ્મીર દેશના પ્રવર નામના નગરેથી ભારતી સરસ્વતી દેવી પાસેથી આઠ જુના વ્યાકરણો મંગાવ્યા. સરસ્વતી દેવીના પ્રસાદથી એ પુરૂષો જલ્દી પાછા આવ્યા અને એ શ્વેતાંબર હેમચંદ્રને માટે શારદા દેવીને કેટલું ઊંચું માન છે તે પણ જણાવ્યું.

આવા વિદ્વાન નરરત્નને પોતાના દેશમાં રાખવાનું અહોભાગ્ય પ્રાપ્ત થવાથી રાજા પ્રસન્ન થયો અને વ્યાકરણ સર્વ દિશામાં તૈયાર કરવા હેમચંદ્રાચાર્યને બહુ ખુશીથી આદેશ આપ્યો. શ્રીમાન હેમચંદ્રાચાર્યે ત્યાર પછી "શ્રી સિદ્ધહેમ" નામનું વ્યાકરણશાસ્ત્ર બનાવ્યું. એના બત્રીશ પાદ–પ્રકરણો પાડયાં, આઠ અધ્યાય–વિભાગ થયા. એમાં ઉણાદિ પ્રત્યયો, ધાતુ વિભાગ, લિંગ વિભાગ, જાતિ સૂત્ર અને વૃત્તિ એ સર્વ હકીકત આવી એટલે એ પંચાંગી વ્યાકરણ બન્યું. એની સાથે એમણે બે કોશ બનાવ્યા. એનાં નામ: નામમાલા અને અનેકાર્થકોશ. એના આઠમા અધ્યાયમાં પ્રાકૃત વ્યાકરણ લખ્યું તે પર આગળ વિવેચન થશે.

### વ્યાકરણના વિષયો.

પ્રભાવક ચારિત્રકાર આગળ લખે છે કે અત્યારે આયુષ્ય નાનાં હોવાથી અગાઉના વિસ્તીર્ણ શાસ્ત્રોનો અભ્યાસ થઇ શકે તેમ નહોતું અને વચ્ચેના વખતમાં દોષસ્થાનો અને ન સમજાય તેવી ઘુંચવણો એટલી વધી ગઇ હતી કે વિદ્વાનોએ એ સિદ્ધહેમ વ્યાકરણ જોયું એટલે એને પ્રમાણભૂત ગણી સ્વીકાર્યું. એ રાજદરબારમાં સ્વીકારાયલા ગ્રંથને અંગે દરેક પાદને અંતે એક એક પ્રશસ્તિનો શ્લોક ગ્રંથકારે મૂકયો છે અને છેવટે ૪ શ્લોક મૂકયા છે. એ પાંત્રીશ શ્લોકમાં મુળરાજ સોલંકી અને તે પછીના રાજાઓની અને મહારાજા સિદ્ધરાજની પ્રશંસા કરવામાં આવી છે. આ શ્લોકના નમુના પ્રાકૃત વ્યાકરણને અંગે આપણે આગળ જોશું. એ વ્યાકરણ ઉપર ગ્રંથકર્તાએ પોતે ટીકા લખી છે તે પણ મુદ્દામ અને જરૂરી છે. ગ્રંથ પૂરો થતાં રાજસભામાં એ વાંચવામાં આવ્યો. વસ્તુદર્શનની સ્પષ્ટતા સરળતા અને સંપૂર્ણતાને અંગે એની એકે અવાજે પ્રશંસા થઇ અને મહારાજાએ ત્રણસો–લહીઆઓને એ ગ્રંથની કોપી કરવા બેસારી દીધા. દૂર દેશમાં અભ્યાસીઓને એની પ્રતો પહોંચાડી. કયા કયા દેશોમાં એની પ્રતો મોકલી તેનાં નામ આ પ્રમાણે પ્રભાચંદ્રસૂરિ આપે છેઃ—અંગ (ભાગલપુર), વંગ (પૂર્વ બંગાળ), કલિંગ (દક્ષિણ ઓરીસા) આંધ્ર, લાટ (નર્મદા પશ્ચિમ પ્રદેશ), કર્ણાટક, કોકણ, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, વત્સ, કચ્છ, માલવ, સિંધુ સૌવીર (સિંધ), નેપાલ, પારસીક (ઇરાન), મુરંડક, ગંગાપાર, હરિદ્વાર, કાશિ, ચેદિ (બુંદેલખંડ), ગયા, કુરૂક્ષેત્ર, કન્ય કુબ્જ, ગૌડ (ઉત્તર બંગાલ), કામરૂપ (આસામ), સપાદલક્ષ, જાલંધર, ખસ, સિંહલ, મહાબોધ, બોડ, કૌશિક (દરભંગા) વિગેરે વિગેરે.

એની વીસ પ્રતો કાશ્મીર દેશમાં સરસ્વતી મંદિરમાં મોકલી જે ત્યાં રાખવામાં આવી એટલે દેવી શારદાએ એનો સ્વીકાર કર્યો અને એને પ્રમાણભૂત ગ્રંથ તરીકે ગણ્યો.

### વ્યાકરણ પ્રસાર.

એ ઉપરાંત કાકલ અથવા કકલ નામનો એક કાયસ્થ વિદ્વાન જેણે આઠ વ્યાકરણનો અભ્યાસ કર્યો

હોવીજ સંભવે છે. અત્યારે જેમ શહેર અને ગામડાની ભાષામાં ફેર દેખાય છે, સંસ્કાર અને સ્વભાવસિદ્ધતા જૂદા જૂદા આકારમાં બન્ને સ્થાનોમાં અનુક્રમે અનુભવાય છે તે પ્રમાણે એક સાથે બન્ને ભાષા પ્રચલિત હોય એમ અનુમાન થાય છે. ભાષા શાસ્ત્રના આ અતિ વિકટ પ્રદેશમાં અત્રે તો ચંચુ પ્રવેશ માત્ર થઇ શકે તેવું છે.

### જૈન ગ્રંથોમાં પ્રાકૃતનું સ્થાન.

જૈન સંપ્રદાયમાં આ વિષય પર ઘણા ઉલ્લેખો મળી આવે છે. તેઓએ અસલ પ્રાકૃત ભાષાનો ઉપયોગ કર્યો તે તેની સર્વગ્રાહક વિશાળતા બતાવે છે. એક મહાન ટીકાકાર લખે છે કે [1]બાળ, સ્ત્રી મંદ મૂર્ખ અને ચારિત્રની અભિલાષાવાળા પ્રાણીઓ ઉપર ઉપકાર કરવાની બુદ્ધિથી તત્ત્વજ્ઞ વિદ્વાનોએ જૈન સિદ્ધાન્ત પ્રાકૃત ભાષામાં બનાવ્યા છે. આ સર્વવ્યાપી ઉપકાર દષ્ટિ બતાવે છે.

શ્રી ઉપમિતિ ભવ પ્રપંચા કથાગ્રંથના કર્તા શ્રી સિદ્ધર્ષિગણિ સંવત ૯૬૨ માં લખે છે કે "સંસ્કૃતં અને પ્રાકૃત ભાષાઓ પ્રાધાન્યને યોગ્ય છે. તેમાં પણ ગર્વવાળા દુર્વિદગ્ધ મનુષ્યોના હૃદયમાં સંસ્કૃત તરફ વલણ હોય છે. બાળ જીવોને સદ્બોધ કરાવનારી અને કાનને બહુ મનોહર લાગે તેવી ભાષા તો પ્રાકૃતજ છે. પણ એ દુર્વિદગ્ધ પ્રાણીઓને તેવી લાગતી નથી. ઉપાય હોય તો સર્વનાં મનનું રંજન કરવું યોગ્ય છે તેથી તેઓની ખાતર આ ગ્રંથ સંસ્કૃતમાં રચવામાં આવે છે." આવા વિચાર વિક્રમની દશમી સદીમાં બતાવવામાં આવ્યા છે તે બહુ ધ્યાન ખેંચનારા છે. સંસ્કૃત ભાષા વિદ્વાન વર્ગમાં વપરાતી હતી એમ જે ઉપર વિચાર બતાવ્યો તેને આ વિચારથી ઘણો ટેકો મળતો હોય એમ જણાય છે. અત્યારે સાદી ભાષાના શોખીનો જેમ જડબાતોડ અથવા સાક્ષરીઆ ભાષાના સંબંધમાં વિચારો બતાવે છે તેની અસલ સંસ્કારી અને આમ ભાષાને અંગે વિચારણા ચાલતી હશે એમ આ પરથી લાગે છે અને તેમ હોય તો ઉપર જે અનુમાનથી સંસ્કૃતભાષાનું એકદેશીયપણું અને પ્રાકૃતનું સર્વગ્રાહીપણું બતાવ્યું છે તેને ટેકો મળે છે. સંસ્કૃત ભાષાના નાટકોમાં સ્ત્રીઓ અને હલકા પાત્રો પ્રાકૃત કે માગધી ભાષા વાપરે છે એ આપણા વાંચનનો વિષય છે. એની સાથે રાજા કે પ્રધાન વાત કરે તો તેઓ સંસ્કૃતમાં બોલે અને આ આમવર્ગીય પાત્રો પ્રાકૃતમાં બોલે તે રાજા વિગેરે સમજી શકે, છતાં રાજાએ જેમ બને તેમ સાદું સંસ્કૃત બોલવું પડે છે-એ સર્વનો નિષ્કર્ષ એ નીકળે છે કે આમ ભાષા પ્રાકૃત હોવી જોઇએ અને વિદ્વાનોની સંસ્કારી ભાષા સંસ્કૃત હોવી જોઇએ. સંસ્કૃતનો ઉપયોગ ગ્રંથ લેખન ચર્ચા કે એવા વિશિષ્ટ પ્રસંગે થતો હોવો જોઇએ અને ચાલુ વ્યવહાર સર્વ પ્રાકૃત ભાષામાં થતો હોવો જોઇએ. આવી પરિસ્થિતિ હોય અને તે દશમી સદીમાં જાણીતી હોય, તોજ સંસ્કૃત ભાષા વાપરનારને "દુર્વિદગ્ધ" નું ઉપનામ, શ્રી સિદ્ધર્ષિગણિ જેવા પ્રભાવશાળી લેખક આપી શકે.

### સિદ્ધહૈમનો આઠમો અધ્યાય.

આ ચર્ચા ઘણી લંબાવી શકાય તેમ છે. એમાં એક અને બીજી બાજુએ બહુ વિચારવાનું પ્રાપ્ત થાય તેમ છે. એ ચર્ચા અહીં અટકાવી મારા કહેવાનો ભાવ છે તે રજુ કરૂં છું અને તે એ છે કે જૈન પ્રાચીન પુરૂષોએ પ્રાકૃત ભાષાનો ઉપયોગ આમ વર્ગના ઉપકાર માટે ઇરાદા પૂર્વક પ્રથમથી કર્યો છે અને ઘણી કૃતેહમંદીથી કર્યો છે. એટલા ઉપરથી પ્રાકૃત ભાષા એ જૈનોની "આર્ષ" ભાષા કહેવાય છે. મહા વૈયાકરણીય પ્રાણિનિએ જેમ આઠમો અધ્યાય વેદના વ્યાકરણનો લખ્યો તેમ આર્ષભાષાના ઉપયોગી વિભાગને આઠમા અધ્યાયના વિષય તરીકે અને આખા વ્યાકરણના અંગ તરીકે શ્રી હેમચંદ્રાચાર્યે પ્રાકૃત વ્યાકરણ વિભાગને ગુંથ્યો અને તે કાર્ય તેઓશ્રીએ કેવી સફળતાથી કર્યું છે તે અત્રે વિચારીએ.

આ પ્રાકૃત વ્યાકરણનો વિભાગ ભાષાના અભ્યાસીને બહુ ઉપયોગી છે. અત્યારે વપરાતી ગુજરાતી ભાષા અથવા સામાન્ય રીતે હિંદી મરાઠી કે બંગાળી તેના આધુનિક સ્વરૂપમાં કેવી રીતે આવી તે જાણ-

---

[1]बालस्त्रीमंदमूर्खाणां तथा चारित्रकांक्षिणां।
उपकाराय तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः॥

વાનો ઉપાય પ્રાકૃત ભાષાના વ્યાકરણનો અભ્યાસ છે. શબ્દની વ્યુત્પત્તિ જાણવામાં આવે ત્યારે તેનો અંદરનો આશય અને તેના વપરાશની યોગ્યતા સમજાય છે. શબ્દનો બરાબર ભાવ સમજવા માટે અને ખાસ કરીને એના Connotation દર્શન ભાવ અને Denotation-(નિર્દેશ-ઉપલક્ષણ-) જાણવા માટે એ ક્યાંથી આવે છે એનું જ્ઞાન બહુ જરૂરી છે. શ્રી હેમચંદ્રે પ્રથમ સંસ્કૃત વ્યાકરણ લખ્યું એટલે એ વ્યાકરણના સાત અધ્યાયોને ભૂમિકા-(basis)-તરીકે રાખીને તેમાં કેવા ફેરફાર પ્રાકૃતમાં થાય છે તે આઠમા અધ્યાયમાં બતાવ્યાં છે.

### પ્રથમ પાદ.

પ્રથમ પાદમાં સંસ્કૃત સંધિના નિયમો પ્રાકૃત ભાષામાં વિકલ્પે લાગે છે એમ બતાવી દીધું છે. આથી ગુજરાતી ભાષામાં ઘણીવાર મતભેદ પડે છે કે બે સ્વર સાથે આવે ત્યાં સંધિ કરવો કે નહિ એ ગુંચ નીકળી જાય છે. એ ઉપરાંત સંસ્કૃત શબ્દના જે લિંગોમાં ફેરફાર થાય છે તે સર્વ પ્રથમ પાદમાં બતાવ્યા છે અને પ્રાકૃતના ચોક્કસ રૂપો થાય છે તે આખા સૂત્ર અને ટીકામાં બતાવ્યા છે. આથી લગભગ દરેક શબ્દની વ્યુત્પત્તિ જાણવાનું બની આવે છે. એ પ્રથમ પાદનાં ૨૭૧ સૂત્રો છે. દરેક સૂત્ર ઉપર શ્રી હેમચંદ્રાચાર્યે પોતે પ્રકાશિકા નામની ટીકા લખી છે અને તેમાં સૂત્રના ખુલાસા બહુ વિગતવાર જણાવ્યા છે. સૂત્ર યાદ રાખવા માટે છે અને ટીકા સમજવા માટે છે. એ સૂત્ર અને ટીકા ઉપર "ઢુંઢિકા" નામની ઘણા વિસ્તારવાળી ટીકા છે જે ઘણી ઉપયોગી છે. એના વિદ્વાન રચનારે અનેક ખુલાસાઓ પ્રૌઢ સંસ્કૃત ભાષામાં વિગતવાર કર્યા છે અને તેનું દળ પણ ઘણું મોટું છે. એ વ્યાકરણના બે પાદ સૂત્ર ટીકા અને ઢુંઢિકા સાથે અને વળી ગુજરાતી ભાષાંતર સાથે શા. ભીમશી માણેક છપાવી બહાર પાડ્યા છે એટલે અરધું પ્રાકૃત વ્યાકરણ સંપૂર્ણ વિગત સાથે છપાઇ બહાર પડ્યું છે. એ ગુજરાતી ભાષાંતર સાથેનો અપૂર્વ ગ્રંથ સં. ૧૯૬૦ માં બહાર પડ્યા પછી બાકીનો અરધો ભાગ બહાર પડ્યો નથી એ ખેદકારક બીના છે. શેઠ ભીમશીના દેહવિલયથી એમ થયું સંભવિત લાગે છે. એના ટ્રસ્ટીઓની ખાસ ફરજ લાગે છે કે આ મુદ્રણમાં અધુરો રહી ગયેલો ઉપયોગી ગ્રંથ જરૂર પૂરો કરવો. મારી આ પ્રાર્થનામાં આપ સર્વ સંમત થશો એવી આશા છે.

### પ્રશસ્તિ શ્લોકો.

પ્રથમ પાદને અંતે એક શ્લોક પ્રશસ્તિ રૂપે શ્રી હેમચંદ્રાચાર્યે મૂક્યો છે તેમાં તેઓ લખે છે કે "હે સિદ્ધરાજ મહારાજા! ભુજ દંડમાં કુંડળાકાર કરેલા ધનુષ્ય વડે તમારા શત્રુઓ પાસેથી તમે ડોલરના પુષ્પ જેવું ઉજ્જવળ યશ ખરીદ કર્યું છે. એ તમારા યશે ત્રણ જગતમાં ભમીભમીને થાકી જઇ આખરે માળવાની સ્ત્રીઓનાં પાંડુરંગનાં સ્તનમંડળપર અને ધોળા ગંડસ્થળપર સ્થિતિ કરી છે, અર્થાત થાકીને આખરે ત્યાં બેસી ગયું છે.[1] આ સુંદર ભાવની ઐતિહાસિક કિમત છે તે અન્ય પ્રસંગે વિચારાશે, અત્રે તેની કાવ્યચમત્કૃતિ લક્ષમાં રાખવા યોગ્ય છે.

### દ્વયાશ્રય-સંસ્કૃત પ્રાકૃત.

મૂળ સૂત્રો અને પ્રકાશિકા ટીકા તથા પ્રશસ્તિનો સદર શ્લોક શ્રી કુમારપાલ ચરિત નામના પ્રાકૃત દ્વયાશ્રય કાવ્યમાં શ્રીયુત શંકર પાંડુરંગ પંડિત એમ. એ. એ બોમ્બે સંસ્કૃત સીરીઝ નં. ૬૦ માં સરકાર તરફથી છપાવી બહાર પાડેલ છે. કુમારપાળ ચરિત્ર એ કેવા પ્રકારનો ગ્રંથ છે એ અત્ર ખાસ પ્રસ્તુત હોવાથી તે પણ અહીં પ્રસંગાનુસાર જોઈ લઇએ. આખું વ્યાકરણ સાત અધ્યાય અને અઠ્ઠાવીશ પાદે સૂરિરાજે લખ્યું તેના સૂત્રોનાં દૃષ્ટાન્ત આપવા સારૂ "દ્વયાશ્રય" નામનું મહા કાવ્ય પણ તેમણેજ રચ્યું. એ દ્વયાશ્રય કાવ્યમાં બે પ્રકારની ગોઠવણ છે:

---

१ यद् दोर्मण्डलकुण्डलीकृतधनुर्दण्डेन सिद्धाधिपः
क्रीतं वैरिकुलात् त्वया किलदलत्कुन्दावदातं यशः ।
भ्रान्त्वा त्रीणि जगन्ति खेदविवशं तन्मालवीनां व्यधा-
दापाण्डौ स्तनमण्डले च धवले गण्डस्थले च स्थितम् ॥

એક બાજુ ચૌલુક્ય ચુડામણિ મૂળરાજથી માંડીને સિદ્ધરાજ જયસિંહ સુધીનો ચાલુ રસિક ઇતિહાસ છે. એના વીશ સર્ગ છે. આખો ગ્રંથ એ સમયના ગુજરાત અને મહાગુજરાતના ઇતિહાસ ઉપર ઘણો પ્રકાશ પાડે છે. મૂળ ગ્રંથ ઉપર અભયતિલક ગણિની સંસ્કૃત ટીકા છે. મુંબઇ સરકારે એ ગ્રંથ સંપૂર્ણ છાપવાનું કાર્ય શ્રીયુત આબાજી વિષ્ણુ કાથાવટે બી.એ. ને સોંપ્યું હતું. પ્રથમ વિભાગ દશ સર્ગોમાં બોંબ સંસ્કૃત સીરીઝના નં. ૬૯ તરીકે બહાર પાડયો પણ તે બહાર પડવા પહેલાં શ્રીયુત કાથાવટે ગુજરી ગયા. બીજો વિભાગ ત્યાર પછી બહાર પડયો છે. એ બન્ને વિભાગ બને તેટલા શુદ્ધ કરીને છપાવવામાં આવ્યા છે અને વ્યાકરણના દષ્ટાંતો માટે બહુ ઉપયોગી છે અને ઇતિહાસના મૌલિક સાધન તરીકે તો અદ્વિતીય છે. પ્રો. કાથાવટે એની પ્રસ્તાવના લખી શકયા નહિ એ દીલગીરી ભરેલું છે પણ એમની સંશોધક બુદ્ધિ બહાર પડેલા ગ્રંથના પૃષ્ટે પૃષ્ટમાં જણાઈ આવે છે. સદર ગ્રંથમાં દષ્ટાન્તની એવી યોજના છે કે વ્યાકરણ અને ભાષાના અભ્યાસીને બહુ રસ પડે. નામના અનિયમિત રૂપો લે તો બધા તેના રૂપો આવી જાય અને સંપૂર્ણ ભૂતકાળ કે એઓરીસ્ટ કાળ લે તો તેનાં રૂપો ચાલ્યાં આવે. સદરહુ પ્રોફેસરે બધા રૂપોની નીચે લીટીઓ દોરી (અંડર લાઇન કરી) એ ગ્રંથનું મહત્વ વધાર્યું છે અને ઉપયોગિતા દશ્યમાન કરી છે અને ટીકાકાર અભયતિલક ગણીએ એને સંપૂર્ણ સુંદર રીતે સ્પષ્ટ કરેલ છે. ભાષાસાહિત્યમાં અને ઇતિહાસ વિભાગમાં આ ગ્રંથ અદ્વિતીય છે.

### દ્વયાશ્રય ભાષાંતર.

સદર ગ્રંથનું ગુજરાતી ભાષાંતર શ્રીમંત ગાયકવાડ સરકારની આજ્ઞાથી સાક્ષર શ્રી મણીલાલ નભુભાઇ દ્વિવેદીએ કરી સં. ૧૯૪૯ માં બહાર પાડયું છે. હાલ તે ભાષાંતર લભ્ય નથી પણ ઉપયોગી છે. એ ગ્રંથનો સાર આપ્યા પછી સદરહુ સાક્ષર કેટલુંક વિવેચન કરે છે તેમાંના ઉપયોગી ફકરા નોંધી લઇએ,

"સંસ્કૃત ભાષામાં ખરી ઐતિહાસીક કીમતના પુસ્તકો નથી એમ કહેવામાં ઝાઝી ભુલ નથી. કેમકે કાસ્મીરના ઇતિહાસની રાજતરંગિણી વિના પ્રાચીન ઐતિહાસિક પુસ્તક એક પણ મળી આવતું નથી. મધ્ય પ્રાચીન સમયમાં જૈન લોકોએ કેટલાંક કાવ્ય પ્રબંધ રાસા આદિથી ઘણી ઐતિહાસિક બાબતો નોંધી રાખેલી છે, ને જો કે તેમના ગ્રંથ બહુ ભરોસાદાર નથી[1] તો પણ ઘણા ઉપયોગના છે. હેમાચાર્યે જે ઇતિહાસ દ્વયાશ્રયમાં આપ્યો છે તે એટલો બધો અગત્યનો છે કે તેને આધારે પ્રખ્યાત સર એલેકઝાન્ડર કીન્લોક ફારબસે પોતાની રાસમાળામાં તેનો પણ કેટલોક ભાગ લખ્યો છે."

"ગુજરાતી અથવા અણહિલવાડના રાજ્યની સીમા બહુ વિશાલ જણાય છે. દક્ષિણમાં છેક કોલાપુરના રાજા તેની આણ માને છે ને ભેટ મોકલે છે, તે ઉત્તરમાં કાસ્મીરથી પણ ભેટો આવેલી છે, ને પૂર્વમાં ચેદી દેશ તથા યમુના પાર અને ગંગા પાર મગધ સુધી આણ ગયેલી છે. પશ્ચિમે સૌરાષ્ટ્ર તે ગુજરાતને તાબે હતું, અને સિંધુ દેશ તે સિંધ અને પંજાબનો કેટલોક પંચનદ આગળનો ભાગ એ પણ ગુજરાતને તાબે હતો. એ સિવાય ઘણાક દેશ ને રાજાનાં નામ આવે છે, પણ એમને ઓળખવાનાં આપણી પાસે હાલ સાધન નથી."

આ સિવાય સાક્ષર શ્રી મણીલાલભાઇએ તે વખતની સમાજ વ્યવસ્થા, ધાર્મિક સ્થિતિ, લોકોની રહેણી કરણી વિગેરે પર ભાષાંતર અનુસાર પ્રકાશ પાડવા એ પ્રસ્તાવનામાં પ્રયાસ કર્યો છે અને છેવટે જણાવ્યું છે કે "દ્વયાશ્રય શબ્દનો અર્થ બે આશ્રય એટલે આધાર એટલોજ થાય છે, ને વ્યાકરણ અને ઇતિહાસ બે આધાર જેને રચવામાં લીધેલા તેવો ગ્રંથ તે દ્વયાશ્રય. એમાં પોતે રચેલી અષ્ટાધ્યાયીના સુત્રનાં પાદવાર ઉદાહરણ છે, ને ગુજરાતના ઇતિહાસનો અર્થ તેમાંથી નીકળતો ચાલે છે. તે દ્વયાશ્રય

---

૧. આ ટીકા માત્ર ટીકા ખાતરજ થઈ હોય એમ લાગે છે. એમ લખવાનું પ્રમાણ તેમણે આપ્યું નથી. તેમનું જૈન ગ્રંથો તરફનું દુર્લક્ષ્ય પણ અક્ષમ્ય જણાય છે કારણ તેઓ કુમારપાળ ચરિતની હયાતી પણ જાણતા નથી અને છતાં વિનોદ માટે કે પૂર્વબદ્ધ વિચારથી ટીકા કરવા દોરાઇ ગયા હોય એમ અનુમાન થાય છે.

કાવ્ય આ પ્રકાર ભારવિના ભટ્ટિ કાવ્યને મળતું આવે છે. પણ ફેરફાર એટલો છે કે ભારવિએ જ્યારે પાણિનીની અષ્ટાધ્યાયીનો ક્રમ યથાર્થ સાચવ્યો છે.[૧] ત્યારે બે આશ્રયથી લખેલો આ ગ્રંથ બહુજ કઠિન થઈ ગયો છે, ને ટીકાની સહાય્ય વિના તે સમજવો પણ મુશ્કેલ પડે તેવો છે."

આ દ્વયાશ્રય ગ્રંથનું સુંદર સરળ ગુજરાતી ભાષાંતર સર્વને લાભ થાય તેવા આકારમાં બહાર પાડવાની ખાસ જરૂર છે. એ દ્વયાશ્રય કાવ્યના સોળમા સર્ગથી કુમારપાળ રાજાનો ઇતિહાસ શરૂ થાય છે. એમાં આન્ન રાજા સાથેની લડાઇની વાત અને ઋતુવર્ણન આવે છે અને વીશમા સર્ગમાં હિંસા અટકાવવાના પ્રબંધો અને છોકરા વગરના મરણ પામનારની મિલકત રાજ્યમાં જમ થતી હતી તે ઠરાવ રદ કર્યાનો ઇતિહાસ રજુ કરી સંસ્કૃત દ્વયાશ્રય ગ્રંથ પૂરો કર્યો છે.

## પ્રાકૃત દ્વયાશ્રયની વસ્તુ.

સંસ્કૃત દ્વયાશ્રયમાં જ્યાંથી વાત મૂકી ત્યાંથી કુમારપાળ ચરિત્ર નામના પ્રાકૃત દ્વયાશ્રયમાં વાત ચાલુ કરી છે. એમાં આઠ સર્ગ છે. પ્રથમના પાંચ સર્ગમાં પાટણની પ્રભુતાનું વર્ણન કર્યું છે. એના રાજાની ભવ્યતા અને ધનાઢ્યતા, જૈન મંદિરોની મહત્તા, મહોત્સવ પૂર્વક રાજા એના દર્શને જતા તે વખતની એની વિશિષ્ટતા, રાજાની ભગવાનની મૂર્તિ તરફ ભક્તિ અને તત્સંબંધે તેનું ઔદાર્ય, રાજઉદ્યાનોનું સૌંદર્ય, રાજાઓ અને પ્રજાનો વૈભવ અને વિલાસ અને ઋતુઓનાં વર્ણન. આ હકીકત છઠ્ઠા સર્ગમાં પણ ચાલુ છે. છઠા સર્ગના બાકીના વિભાગમાં કુમારપાળ રાજા અને મલ્લિકાર્જુન વચ્ચેની લડાઇની વાતો કરે છે અને અન્ય સહયોગી રાજા સાથેનો તેનો સંબંધ દર્શાવાય છે અને છેલ્લા બે સર્ગમાં શ્રુતદેવીએ રાજાને આપેલ નીતિબોધ બહુ મનનીય છે. આ વસ્તુ કુમારપાળ ચરિત્રમાં છે. એના પ્રત્યેક શ્લોકમાં પ્રાકૃત વ્યાકરણનાં દૃષ્ટાંતો છે અને સરકાર તરફથી બહાર પાડેલ ગ્રંથમાં પ્રત્યેક દૃષ્ટાંતની નીચે લીટી દોરી એની મુખ્યતા બતાવી આપી છે. એ ગ્રંથ ઉપર અભયતિલકગણિની સંસ્કૃત ટીકા ઘણી સુંદર છે અને તે પણ સરકારી ગ્રંથમાં પ્રગટ થઇ છે. આ કુમારપાળ ચરિત્ર પ્રાકૃત વ્યાકરણને અંગે દૃષ્ટાન્તનું કાર્ય કરે છે અને ઐતિહાસિક દૃષ્ટિએ અપૂર્વ છે. શ્રીયુત શંકર પાંડુરંગે સદર ગ્રંથમાં આખું પ્રાકૃત વ્યાકરણ સૂત્ર અને પ્રકાશિકા ટીકા સાથે છાપ્યું છે અને ૧૨૪ પૃષ્ટનો પ્રાકૃત કોશ છાપ્યો છે જેમાં પ્રાકૃત શબ્દો તેના સંસ્કૃત પર્યાય સાથે અને સર્ગ શ્લોકની સંખ્યાના નિર્દેશ પૂર્વક રજુ કરી એક અતિ મહત્વની જરૂરીઆત પૂરી પાડી છે. પ્રાકૃત ભાષાના અભ્યાસીને આ ગ્રંથ બહુ ઉપયોગી છે અને ગુજરાતી ભાષાનો જેને વૈજ્ઞાનિક અભ્યાસ કરવો હોય અને ભાષાશાસ્ત્રી થવું હોય તેને માટે આ ગ્રંથ અપરિહાર્ય છે. પ્રાકૃત વ્યાકરણના અભ્યાસ વગર ગુર્જરી ગિરાના અંદરના આશયને સમજી તેનો ઉપયોગ થાય એ અતિ મુશ્કેલ બાબત લાગે છે અને શબ્દની વ્યુત્પત્તિ અને અર્થઘટનાને અંગે તો એના વગર નભી શકે તેવું નથી એમ જણાય છે.

મૂળ પ્રાકૃત વ્યાકરણના પ્રથમ પાદની વાત કરતાં આપણે આટલી પ્રાસંગિક વાત વિચારી ગયા. હવે સદર વ્યાકરણના બીજા પાદમાં શી હકીકત આવે છે તેના ઉપર દૃષ્ટિક્ષેપ કરી જઇએ.

## દ્વિતીય પાદ.

સદર પ્રાકૃત વ્યાકરણના બીજા પાદમાં કુલ ૨૧૮ સૂત્રો છે, એના પ્રથમના ૧૧૫ સૂત્રમાં જોડાક્ષરોનાં પ્રાકૃતમાં કેવાં રૂપો થાય છે તે બતાવ્યાં છે. તેમ ક્રમ એવો રાખ્યો છે કે કયા કયા જોડાક્ષરોના ફેર થાય તે પ્રથમ બતાવ્યા છે. ત્યાર પછી એ ક્રમ પ્રમાણે ચાલ્યા છે. એમાં વિકલ્પે રૂપો કેવી રીતે થાય છે તે પણ સાથે બતાવ્યા છે એ પ્રકાશિકા ટીકામાં અને ઢુંઢિકા ટિકામાં તેનો ખૂબ વિસ્તારપૂર્વક સ્ફોટ કર્યો છે. દાખલા તરીકે "શક્ત" સંસ્કૃતનું **સક્કો** અથવા **સત્તો** રૂપ થાય છે, "મુક્ત" સંસ્કૃતનું **મુક્કો** અથવા **મુત્તો** રૂપ થાય છે. અને

૧. આમાં ગેરસમજુતી છે. ભટ્ટિકાવ્યમાં પાંડવ અને રામ ચરિત્ર છે એટલે એમાં ઇતિહાસ ચાલુજ છે.

ष्क નો स्क નો ख થાય છે. એની સાથે એકજ શબ્દ જૂદા જૂદા અર્થમાં વપરાતો હોય ત્યારે તેના કેવા રૂપ પ્રાકૃતમાં થાય છે તે ૧૧૫ પછીના બાકીના સૂત્રોમાં બતાવ્યું છે. આ આખો વિભાગ ભાષાશાસ્ત્રીને માટે અતિ ઉપયોગી છે. કેટલીકવાર અક્ષરોનો વ્યત્યય થાય છે તે પણ બતાવ્યું છે. "કરેણુ" સંસ્કૃતનું રૂપ વિકલ્પે कणेरू થાય છે. "વારાણસી" નું वाणारसी થાય છે. વ્યુત્પત્તિના અભ્યાસીને આ આખો પાદ ઘણો ઉપયોગી છે. "દંષ્ટ્રા" નું दाढा રૂપ થાય છે. "બૃહસ્પતિ"નાં કેટલાં સૂત્રો લાગીને भयस्सई भयप्फई, भयप्पई રૂપો થાય છે એટલે અપભ્રંશ દ્વારા એનું "ભેસ્પતિ" રૂપ કેમ થયું હશે એનો ખ્યાલ આવે છે. એવીજ રીતે સર્વ નામોનાં "યુષ્મદીય"નું तुम्हकेरो અને "અસ્મદીય" નું अम्हकेरो રૂપ થાય છે. આતો બહુ સાદા દાખલા આપ્યા છે, પણ એ આખો વિભાગ મનન કરીને સમજવા યોગ્ય છે. શુદ્ધ ગુજરાતી શબ્દોનું મૂળ શોધવા માટે આ વિભાગ અતિ મહત્વનો છે અને વિશુદ્ધ ભાષા લખનારને અને ખાસ કરીને જોડણીના પ્રશ્નનો નીકાલ કરવાને માટે આ વિભાગનો અભ્યાસ ખાસ આવશ્યક છે. એ બીજા પાદને છેડે પ્રશસ્તિના શ્લોકમાં સૂરીશ્વર લખે છે કે "ત્રણ ભુવનમાં અદ્વિતીય વીર સિધ્ધરાજ! શત્રુઓના નગરને ચૂર્ણ કરવાના વિનોદના કારણભૂત થયેલા તમારા જમણા હાથમાં શંકરના જમણા હાથ કરતાં એટલો તફાવત છે કે એ કામ એટલે મનોરથને દૂર કરતો નથી".[1] શંકરનો હાથ કામ (કામદેવ)ને હઠાવે છે ત્યારે તમારા જમણા હાથમાં એટલી વિશેષતા છે કે એ કામ ઇચ્છા-મનોરથને દૂર કરતો નથી.

## તૃતીય પાદ.

પ્રાકૃત વ્યાકરણના ત્રીજા પાદમાં ધાતુઓના પ્રત્યયમાં અને નામોના રૂપોમાં કેવા ફેરફાર થાય છે તે બતાવ્યું છે. હસ્વ અને દીર્ઘના ફેરફારો પ્રાકૃતમાં કયા નિયમને અનુસરે છે તે અત્રે બહુ વિસ્તારથી બતાવ્યું છે. જાતિમાં કેટલા ફેરફારો થાય છે તે પણ વિસ્તારથી બતાવ્યા છે અને રૂપમાં કેવો ફેરફાર થાય છે તે પણ આ પાદમાં બતાવ્યું છે. શબ્દના જૂદા જૂદા આદેશો પણ અહીં બતાવ્યા છે. આમાં સર્વનામનાં સૂત્રો પર બહુ વિવેચન છે જે ખાસ મનન કરી વિચારવા યોગ્ય છે. ૧૩૦ મા સૂત્રમાં કહે છે કે પ્રાકૃત ભાષામાં દ્વિવચન નથી, એને સ્થાને બહુવચન થાય છે. ચતુર્થી વિભક્તિ થાય છે. ત્યાર પછી સંસ્કૃત વિભક્તિમાં પ્રાકૃતને અંગે કેટલા ફેરફાર થાય છે તે માટે ઘણાં સૂત્રો બતાવ્યાં છે. સૂત્ર ૧૩૧-૧૪૧ સુધીના વિભક્તિને માટેજ લખાયલાં છે. પરસ્મૈપદ અને આત્મનેપદના ધાતુનાં રૂપોમાં પ્રાકૃતમાં કેવા આદેશો થાય છે તે હકીકત ત્યાર પછી આવે છે અને એ સામાન્ય નિયમોનાં વ્યકિતગત ધાતુમાં પાછા અપવાદો થાય છે તે પણ સૂત્ર અને ટીકામાં બતાવ્યા છે. આ તૃતીય પાદના કુલ સૂત્રો ૧૮૨ છે. સિદ્ધરાજને ઉદ્દેશીને પ્રશસ્તિમાં લખે છે કે "પૃથ્વીના રાજાઓના મુકુટમણિ! તારી કીર્તિ ઊંચે સ્વર્ગભુવનથી પણ દૂર ભમે છે અને નીચે પાતાળના તળીઆથી પણ વધારે નીચી જાય છે અને દરિયાની પણ પેલી પાર જાય છે. સ્વભાવને સુલભ એવા એના આવા પ્રકારના ઊંચા નીચા ચપળ સ્વભાવને લઇને એણે વાણી ઉપર સંયમ રાખનારા મૂનિઓને એમના મૌનવ્રતથી મુકાવી દીધા છે."[2]—મતલબ એ છે કે તમારી વિસ્તૃત કીર્તિને મુનિઓ પણ ગાઇ રહ્યા છે. આવી રીતે પ્રાકૃત વ્યાકરણના ત્રીજા પાદમાં હકીકત આવે છે.

## ચતુર્થ પાદ.

ચોથા અને છેલ્લા પાદમાં સર્વથી વધારે સૂત્રો

---

१ द्विषत्पुरक्षोदविनोदहेतोर्भवादवामस्य भवद्भुजस्य ।
अयं विशेषो भुवनैकवीर परं न यत्काम म पाकरोति ॥

२ ऊर्ध्वं स्वर्गनिकेतनादपि तले पातालमूलादपि
त्वत्कीर्तिर्भ्रमति क्षितीश्वरमणे पारे पयोधेरपि ।
तेनास्याःप्रमदास्वभावसुलभैरुच्चावचैश्चापलै-
स्तेवाचंयमवृत्तयोपि मुनयो मौनव्रतंत्याजिताः ॥

છે. એની સૂત્ર સંખ્યા ૪૪૮ છે અને એ વિભાગ સર્વથી વધારે કઠીન લાગે છે. એમાં પ્રથમ ધાતુના આદેશો આવે છે. પ્રત્યેક ધાતુના જૂદા જૂદા અર્થમાં કેવા આદેશો થાય છે તે અને સાથે ઉપસર્ગ સાથે હોય ત્યારે જૂદા જૂદા આદેશો કેવા થાય છે તે આ પાદમાં વિસ્તારથી બતાવ્યું છે. એ હકીકત ૨૫૯ સૂત્ર સુધી આવે છે અને ધાતુની સમજણ અને તેમાં થતા ફેરફારો સમજવા માટે ઉપયોગી છે. પછી શૌરસેની ભાષામાં કેટલા ફેરફાર થાય છે તે બતાવ્યા છે. એ પ્રાકૃત ભાષાનો એક પ્રકાર છે. એને માટે સૂત્રો ૨૬૦–૨૮૬ છે. ત્યાર પછી પ્રાકૃતના એક વિભાગ માગધી ભાષાની હકીકત આવે છે. એમાં કેવા ફેરફારો થાય છે તે હકીકત ૨૮૭ સૂત્રથી માંડીને ૩૦૨ સુધીમાં આપી છે.

ત્યાર પછી પૈશાચી નામની એક પ્રાકૃત ભાષામાં થતાં ફેરફારો બતાવ્યા છે તેમાં સૂત્ર ૩૦૨–૩૨૮ રોકાય છે.

સૂત્ર ૩૨૯ થી અપભ્રંશ નામની પ્રાકૃત ભાષામાં કેટલા ફેરફારો થાય છે તે બતાવ્યું છે તે લગભગ આખર સુધી ચાલે છે. અને છેવટે સૂત્ર ૪૪૮ માં કહે છે કે **शेषं संस्कृतवत्सिद्धम्** એટલે પ્રાકૃત ભાષા સંબંધી જે વાત અષ્ટમ અધ્યાયમાં ન લખી હોય તે સંસ્કૃત પ્રમાણે છે એમ સમજવું. ટુંકામાં કહીએ તો પ્રથમ પાદમાં સંધિના નિયમો; બીજા પાદમાં જોડાક્ષરના ફેરફારો, ત્રીજામાં ધાતુના રૂપોમાં ફેરફારો અને ચોથા પાદમાં આદેશો તથા પ્રાકૃતના પ્રકારોપર વિવેચન છે. એ ચોથા પાદની છેવટે પ્રશસ્તિના ચાર શ્લોકો આપ્યા છે તે અનેક રીતે બહુ ઉપયોગી છે. તેનો ભાવ નીચે પ્રમાણે છેઃ—

### પ્રશસ્તિ.

"પૂર્વકાળમાં શત્રુઓનો પતિ અને હદ વગરના ચાર સમુદ્રની સિમાથી અંકિત થયેલ પૃથ્વીના ભારને વહન કરવાની શક્તિવાળા મજબૂત બાહુવાળો ચાલુક્યકુળના આભૂષણ જેવો ભયંકર શત્રુ રૂપ હાથીઓને સિંહસમાન શ્રી મૂળરાજ નામનો રાજા થયો.૧

"તેના કુળમાં પ્રબળ પ્રતાપમાં સૂર્યની સાથે સરખાવી શકાય તેવો પૃથ્વીપતિ શ્રી જયસિંહ દેવ થયો જેણે પોતાના વંશ રૂપી સૂર્ય ઉપર અમૃત રશ્મિચંદ્ર જેવું બીજું નામ "શ્રી સિદ્ધરાજ" એવું લખાવ્યું. ૨.

"એ ચતુર રાજાએ સારી રીતે ( સામ દામ દંડ ભેદ રૂપ ) ચારે પ્રકારના ઉપાયોનું સારી રીતે સેવન કર્યું. ચાર સમુદ્રનો જેને કંદોરો છે એવી એટલે ચાર સમુદ્રની સિમા સુધીની પૃથ્વીને ભોગવી, એણે ચાર પ્રકારની વિદ્યા ( આન્વીક્ષિકી, ત્રયી, વાર્તા અને [1]દંડનીતિ ) ના અભ્યાસથી પોતાની બુદ્ધિને વિશેષ નમ્ર બનાવી અને આત્માપર વિજય મેળવ્યો અને એણે ચારે પ્રકારના પુરૂષાર્થ ( ધર્મ અર્થ કામ અને મોક્ષ ) ને અંગે તો પરાકાષ્ટા કરી દીધી. ૩.

"શબ્દ સંબંધી વિસ્તૃત જ્ઞાન ઘણાં પુસ્તકોમાં વહેંચાયલું અને તે ગ્રંથો મળવાની મુશ્કેલીવાળું અને છૂટું છવાયું અહીં તહીં પડી રહેલું જોઇને એના મનમાં ઘણો ક્ષોભ થયો. એની માગણીને સ્વીકારીને મુનિ હેમચંદ્રે આ શબ્દાનુશાસન ગ્રંથ કોઇ પ્રકારના પાપ કે વાંધા વગરનો વિધિપૂર્વક બનાવ્યો. ૪."[2]

---

૧. આન્વિક્ષીકીઃ ન્યાય. ત્રયીઃ ત્રણ વેદ. વાર્તાઃ કથા ચરિત્રો. દંડનીતિઃ વ્યવહાર શાસ્ત્ર, ધર્મ શાસ્ત્ર.

૨ आसीद्दिशां पतिरमुद्रचतुःसमुद्रमुद्रां-
कितक्षितिभरक्षमबाहुदण्डः।
श्री मूलराज इति दुर्धरवैरिकुम्भिकण्ठीरवः
शुचिचुलुक्यकुलावतंसः ॥१
तस्यान्वये समजनि प्रबलप्रतापतिग्मद्युतिः
क्षितिपतिर्जयसिंहदेवः।
येन स्ववंशसवितर्यपरं सुधांशौ श्रीसिद्ध-
राज इति नाम निजं व्यलेखि॥२
सम्यग् निषेव्य चतुरश्चतुरोऽप्युपायान्
जित्वोपभुज्य च भुवं चतुराब्धिकाञ्चीम्।
विद्याचतुष्टयविनीतमतिर्जितात्मा काष्टा-
मवाप पुरुषार्थचतुष्टये यः ॥३
तेनातिविस्तृतदुरागमविप्रकीर्णशब्दानु-
शासनसमूहकदर्थितेन।

### ગ્રંથપર વિચારો.

આ પ્રમાણે લખેલી પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે શ્રી સિદ્ધરાજ જયસિંહ મહારાજની પ્રાર્થનાથી આ ગ્રંથ લખાયલો હતો, એ ગ્રંથમાં શબ્દશાસ્ત્ર સંબંધી કોઇ પણ વાત બાકી ન રહે એવી એની યોજના હતી અને અનેક જૂદા જૂદા ગ્રંથોમાં શબ્દ સંબંધી વાતો હતી તેને વિધિ પૂર્વક-નિયમસર ગોઠવવાની એમાં ખાસ ગોઠવણ હતી. અનેક જગોએ જે હકીકત મેળવવા જવું પડતું હતું તે આ ગ્રંથમાં એકત્ર કરવામાં આવી અને વ્યાકરણના સંબંધમાં આ છેલ્લોજ ગ્રંથ થયો એમ કહી શકાય. ત્યાર પછી છુટાછવાયા પ્રક્રિયા ગ્રંથો થયા છે પણ મોટા પાયા ઉપર અને સર્વ હકીકતને એક સ્થાને લઇ આવે એવો વિસ્તૃત ગ્રંથ આ છેલ્લોજ છે અને પ્રાકૃત ભાષાની વિચારણાને અંગે તો આ ગ્રંથ પહેલો અને છેલ્લોજ છે.

છેલ્લી પ્રશસ્તિની પહેલાં તેઓ લખે છે કેઃ—

**इत्याचार्य श्री हेमचन्द्रविरचितायां सिद्ध हेमचन्द्राभिधान स्वोपज्ञशब्दानुशासनवृत्तावष्टमस्याध्यायस्य चतुर्थः पादः समाप्तः**

**अष्टमोध्यायः**

*समाप्ता चेयं सिद्धहेमचन्द्र शब्दानुशासन वृत्तिः प्रकाशिका नामेति.*

આટલા ઉપરથી પ્રકાશિકા નામની ટીકા પણ તેમની પોતાની રચેલી છે એમ જણાય છે. આ ગ્રંથ આચાર્યપદપ્રાપ્તિ પછી લખેલો જણાય છે. બત્રીશે પાદમાં પ્રશસ્તિના શ્લોકો જે રીતે મૂક્યા છે તે પરથી તે પછવાડેથી લખાયા હોય એમ જણાય છે. સમાસ કરવા સંબંધી સર્વ હકીકત આવી ગયા પછી એ શ્લોકો લખાયા છે. એ સંબંધી એક વાત અન્યત્ર લખાયલી છે તે હવે પછી જોવાશે.

---

अभ्यर्थितो. निरवमं विधिवद्व्यधत्त शब्दानुशासनमिदं मुनिहेमचंद्रः ॥४

### પ્રબંધ ચિંતામણિમાં વ્યાકરણનો ઉલ્લેખ.

શબ્દાનુશાસનની કૃતિના સંબંધમાં મેરૂતુંગાચાર્ય પ્રબંધચિંતામણિ ગ્રંથમાં કહે છે તે વાત જરા વિચારી લઇએ. તેઓશ્રીનો ગ્રંથ સં. ૧૩૩૧ માં પૂરો થયો છે એટલે શ્રી હેમચંદ્રાચાર્યની નજીકનો એ ગ્રંથ કહેવાય અને વળી તેઓએ જે વાત પૂર્વપુરુષો પાસેથી સાંભળી તે લખી નાખી છે એમ છેવટે જણાવ્યું છે તેથી આધારભૂત ગણાય. તેઓ આ બનાવને ધારાનગરીના યશોવર્માની જીત પછી મૂકે છે. એ જીત વખત જૂદા જૂદા પંડિતો શ્રી સિદ્ધરાજને સંપ્રદાય પ્રમાણે આશીર્વાદ આપવા આવ્યા તે વખતે શ્રી હેમચંદ્રાચાર્ય પણ આવ્યા અને તેમણે भूमिं कामगवि વાળો ઉપર લખ્યો છે તે શ્લોક કહ્યો જેથી સિદ્ધરાજ બહુ પ્રસન્ન થયો. શ્રી મેરૂતુંગાચાર્યના કહેવા પ્રમાણે શ્રી સિદ્ધરાજ જયસિંહ અને શ્રી હેમચંદ્રસૂરિનો આ પ્રથમ મેળાપ હતો. બીજા ઐતિહાસિક પુરાવાથી ધારા નગરીની જયસિંહની જીત સં. ૧૧૯૪ માં થાય છે, તો ત્યાર પછીના છેલ્લા પાંચ વર્ષમાં વ્યાકરણની કૃતિ થઇ હોય એમ અનુમાન થાય છે. આ બાબતપર નિર્ણય કરવા વિશેષ સાધનોની હજુ અપેક્ષા છે તેથી છેવટનો નિર્ણય થતો નથી. આ કૃતિ સિદ્ધરાજના સમયની છે એ નિર્વિવાદ છે અને સિદ્ધરાજનો સમય સં. ૧૧૫૦ થી ૧૧૯૯છે એ પણ નિર્ણીત બાબત છે. હું આ કૃતિને સંવત ૧૧૮૦ થી ૧૧૯૦ લગભગમાં મૂકું છું. આચાર્યના ચાતુર્યભરપૂર આશીર્વાદથી રાજા ઘણો જ પ્રસન્ન થયો એટલે એની પ્રશંસા સહન ન કરનાર બ્રાહ્મણો બોલ્યા કે એતો અમારા વ્યાકરણ ભણી પંડિત થયા છે વિગેરે. એના જવાબમાં હેમચંદ્રાચાર્યે કહ્યું કે પોતે શ્રી વીર ભગવાનનું બનાવેલ જૈનેંદ્ર વ્યાકરણ ભણેલ છે એટલે વળી એ બ્રાહ્મણોએ એ વાતને ગપ્પ તરીકે ગણાવી અને કોઇ આધુનિક વૈયાકરણીય જૈનમાં હોય તો બતાવવા કહ્યું. હેમચંદ્રાચાર્યે કહ્યું કે મહારાજ સિદ્ધરાજ સહાય કરે તો પોતે નવીન પંચાંગી વ્યાકરણ બનાવે. રાજાએ સર્વ પ્રકારની મદદ આપવાનું માથે

હતી. આ કક્કલ, કક્કલ અને કક્કલ્લ એ સર્વ સંસ્કૃત શબ્દ "કર્ક" (કુંભ) નો અપભ્રંશ છે. આથી પ્રભાવક ચરિત્રમાં વ્યાકરણને જે જાહેરાત મળી કહેવામાં આવી છે તે વાતને સંપૂર્ણ ટેકો મળે છે અને "કક્કલ" ઐતિહાસિક પુરૂષ હતો એમ જણાય છે. અને અત્યારે કોલેજમાં જેમ પ્રોફેસર (-અધ્યાપક-) હોય છે તેને મળતું તેવું સ્થાન હોય એમ જણાય છે.

આ વ્યાકરણ ક્યારે લખવામાં આવ્યું તે સંબંધી ડૉ. બ્યુલર ઘણી તપાસ કરે છે. પ્રભાવકચરિત્રકાર સમય આપતા નથી પણ બહુ થોડા વખતમાં વ્યાકરણ પૂરૂં થયું એટલુંજ કહે છે. મેરૂતુંગાચાર્ય એક વર્ષમાં તૈયાર થયું એમ કહે છે. સૂરિનો મહારાજા સાથે પ્રસંગ પહેલો અથવા બીજો માળવાના વિજય પછી મળે છે, એ વિજય સંવત ૧૧૯૪માં થાય છે તે બીજી અનેક રીતે સંભવિત છે. પ્રશસ્તિના ૨૩ માં શ્લોકમાં યાત્રાનું વર્ણન છે તે યાત્રા દ્વયાશ્રય કાવ્ય પ્રમાણે એકજ વાર થયેલી છે અને તેનો સંવત પ્રાયે ૧૧૯૪ આવે છે, એ સર્વ હકીકત મેળવતાં વ્યાકરણનો સંવત ૧૧૯૭ લગભગ જણાય છે. આ ઐતિહાસિક દૃષ્ટિએ ચર્ચા છે. એમાં હજુ વધારે સાધનો દ્વારા વિચાર કરવાનો અવકાશ છે.

આ વ્યાકરણને મળેલી ફતેહને પરિણામે શ્રી હેમચંદ્રાચાર્યે દેશી ભાષાના અને સંસ્કૃત ભાષાના કોશો બનાવ્યા: એમાં "અભિધાન ચિંતામણિ" અને "નામમાળા" બહુ પ્રખ્યાત ગ્રંથ છે. ત્યાર પછી એક શબ્દના અનેક અર્થ બનાવનાર "અનેકાર્થ" રચ્યો. ગુજરાતી ભાષાના અભ્યાસીને આ ત્રણે ગ્રંથો બહુ ઉપયોગી છે.

શ્રી રાજશેખરના ચતુર્વિંશતિ પ્રબંધ અથવા પ્રબંધ કોશમાં આ પ્રાકૃત વ્યાકરણને અંગે બહુ ટુંકાણમાં હકીકત છે: જરૂરી હકીકત ઉપર આવી જાય છે તેથી તેનો જૂદો ઉલ્લેખ કરવાની જરૂર રહેતી નથી. વળી એ ગ્રંથ પ્રમાણમાં પ્રભાવક ચરિત્ર અને પ્રબંધ ચિંતામણિથી આધુનિક છે તેથી તે વધારે બારિકીથી તપાસવાની જરૂર રહેતી નથી. એ ગ્રંથમાં હેમસૂરિનો પ્રબંધ દશમો છે.

## ગુર્જર સાહિત્યમાં વ્યાકરણ જ્ઞાનની જરૂર.

હેમચંદ્રાચાર્યના અનેક ચરિત્રો લભ્ય છે. મારી પાસે તેના સંસ્કૃત ચરિત્ર અને ગુજરાતી રાસો મોજુદ પણ છે. તે સર્વના આ વ્યાકરણનો અંગે ઉતારા આપી આપનો વખત લેવા ઇચ્છતો નથી. એ વ્યાકરણનો ઇતિહાસ રજુ કરી તે દ્વારા તમને મારે એટલું બતાવવાનો ઇરાદો હતો કે ગુજરાતી ભાષાશાસ્ત્રી થવા માટે, શબ્દના સાચા પ્રયોગ કરવા માટે, જોડણીના ઘુંચવણીઆ પ્રશ્નના નીકાલ માટે એ પ્રાકૃત વ્યાકરણનું જ્ઞાન અનિવાર્ય છે અને અત્યારે મારા જાણવામાં તો એ એકજ સાધન છે. એ વ્યાકરણ એક જૈન ગ્રંથ છે અને આ લેખક જૈન છે એ વિચાર આપ ભૂલી જશો. અત્યાર સુધીમાં જૈન શબ્દોચ્ચાર સાથે જે અનિચ્છા દર્શાવાતી મેં અનુભવી છે તેથી મને ખેદ થાય છે. ભાષાની સમૃદ્ધિ જે જૈન કવિઓએ કરી છે તે ભારે જબરી છે, તમારી કલ્પનામાં ન હોય તેવી જબરી છે. એ આખો વિભાગ માત્ર સાહિત્યની નજરે જોવા જેવો છે, સાહિત્યનો ઇતિહાસ પૂરો કરવા માટે એ ખાસ જોવોજ પડશે એમાં મને શંકા નથી. એ સાહિત્યની સીમા બહુ દૂર છે, બહુ વિશાળ છે, એની સેવા જન્મભરના સંસાર ત્યાગીઓએ અને વિશિષ્ટ ત્યાગી ગૃહસ્થોએ કોઇ પણ પ્રકારની અપેક્ષા વગર કરી છે અને એક એક વિષયો આહ્લાદક બોધક અને રમણીય છે. પ્રેમભાવે, સ્નેહભાવે, સહાનુભૂતિથી એના અભ્યાસ તરફ વલણ દાખવવાની ગુર્જર સાહિત્યની દૃષ્ટિએ બહુ આવશ્યકતા છે.

આ પ્રાકૃત વ્યાકરણની રચના વિજ્ઞાનની દૃષ્ટિએ જોઇએ તો બહુ પદ્ધતિસરની છે. એક શબ્દ જોવો હોય તો તેનો ખુલાસો ક્યાં મળશે એ ગ્રંથ પદ્ધતિ જાણ્યા પછી તુરત ખ્યાલમાં આવી શકે તેમ છે અને આખા પ્રાકૃત વિભાગની કોઇ પણ વાત તેમાં બાકી રહેવા દીધી હોય એમ લાગતું નથી. એ ગ્રંથની ટીકા અને ઢુંઢિકા ટીકા સાથે વધારે ફેલાવો કરી તે દ્વારા ગુર્જરગિરાની સમૃદ્ધિમાં વધારો કરશો એટલી વિજ્ઞપ્તિ કરી અત્ર વિરમીશ.

મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ,
બી. એ. એલ એલ. બી.
સોલિસિટર.

# પાટણ ચૈત્યપરિપાટી.

[ શ્રી. લલિતપ્રભસૂરિકૃત પાટણ ચૈત્ય પરિપાટી અમદાવાદની શ્રી હંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી ગ્રંથમાલા નં. ૨૮ તરીકે પ્રસિદ્ધ થઈ ગઇ છે તેની કિંમત છ આના છે. તેની પ્રસ્તાવના સાક્ષર મુનિશ્રી કલ્યાણવિજયજીએ લખેલી છે તે અતિ ઉપયોગી ઐતિહાસિક વિગતો પૂરી પાડનારી હોઇ તે અમે પૂજ્ય મુનિરાજ શ્રી હંસવિજયજીની આજ્ઞાથી અત્ર આપીએ છીએ. ] તંત્રી.

સ્વભાવથીજ ભારતવર્ષના પ્રાચીન વિદ્વાનોએ ઇતિહાસ લખવા તરફ થોડું લક્ષ્ય આપેલું છે. અને જે કંઇ લખાયું હતું તેનો પણ ઘણો ખરો ભાગ રાજ્યવિપ્લવોના દુઃસમયમાં નાશ પામી ગયો છે. માત્ર વ્યાખ્યાનિક સાહિત્યમાં ઉપયોગી થતો કેટલોક જૈન ઐતિહાસિક સાહિત્યનો અંશ વ્યાખ્યાનરસિક જૈન સાધુઓના પ્રતાપે બચવા પામ્યો છે. પણ તેમાં ઐતિહાસિક કરતાં ઉપદેશતત્ત્વને મુખ્ય સ્થાન આપેલું હોવાથી તેવા ચરિત્ર પ્રબન્ધાદિ ગ્રન્થો પૈકીનો ઘણો ભાગ ઔપદેશિક સાહિત્યજ ગણી શકાય, માત્ર કેટલાક રાસાઓ અને પ્રબન્ધો ઉપરાંત શિલાલેખો, પ્રશસ્તિઓ, ચૈત્યપરિપાટીઓ તથા તીર્થમાલાઓજ આધુનિક દૃષ્ટિએ પ્રાચીન ઐતિહાસિક સાહિત્યમાં ગણવા યોગ્ય છે.

## ઐતિહાસિક સાહિત્યમાં ચૈત્યપરિપાટીઓનું સ્થાન.

જો કે ચૈત્યપરિપાટી વા તીર્થમાલાઓ તરફ ઘણા થોડા વિદ્વાનોનું લક્ષ્ય ગયું છે અને ઐતિહાસિક દૃષ્ટિએ તેની ખરી કીંમત આંકનારા સાક્ષરો તો તથાપિ થોડી સંખ્યામાં નીકલશે, એટલું છતાં પણ ઇતિહાસની દૃષ્ટિએ ચૈત્યપરિપાટી એ ઘણું કીંમતી સાહિત્ય છે, એના ઉંડાણમાં રહેલા તાત્કાલિક ધાર્મિક ઇતિહાસનો પ્રકાશ, ધર્મની રૂચિ તથા પ્રવૃત્તિનું દર્શન અને ગૃહસ્થોની સમૃદ્ધ દશાનું ચિત્ર ઇત્યાદિ અનેક ઇતિહાસના કીમતી અંશો ચૈત્યપરિપાટિઓના ગર્ભમાંથી જન્મે છે કે જેની કીંમત થાય તેમ નથી.

## ચૈત્યપરિપાટીઓનો ઉત્પત્તિકાલ.

ચૈત્યપરિપાટીઓ ક્યારથી રચાવા માંડી તેનો નિશ્ચિત નિર્ણય આપી શકાય તેમ નથી. ચૈત્યપરિપાટીઓ તીર્થમાલાઓ અથવા એવાજ અર્થને જણાવનારા રાસાઓ ઘણા જુના વખતથી લખાતા આવ્યા છે એમાં શંકા નથી, પણ એવા ભાષાસાહિત્યની ઉત્પત્તિના પ્રારંભકાલનો નિર્ણય હજી અંધારામાં છે, કારણ કે આ વિષયમાં આજ પર્યન્ત કોઈ પણ વિદ્વાને ઊહાપોહ તક કર્યો નથી, છતાં જૈન સાહિત્યના અવલોકનથી એટલું તો નિશ્ચિત કહી શકાય કે જૈનોમાં ચૈત્ય વા તીર્થયાત્રાઓ કરવાનો અને તેનાં વર્ણનો લખવાનો રિવાજ ઘણોજ પ્રાચીન છે. તીર્થયાત્રાઓ કરવાનો રિવાજ વિક્રમની પૂર્વે ચોથી સદીમાં પ્રચલિત છે. તીર્થયાત્રાઓ કરવાનો રિવાજ વિક્રમની પહેલી વા બીજી સદીમાં પ્રચલિત હતો એમ ઇતિહાસ જણાવે છે, જ્યારે તેનાં વર્ણનો લખવાની શરૂઆત પણ વિક્રમની પહેલી વા બીજી સદી પછીની તો ન જ હોઈ શકે; એ વિષયનો વિશેષ ખુલાસો નીચેના વિવેચનથી થઈ શકશે—

જૈન સાહિત્યમાં સર્વથી પ્રાચીન સૂત્ર આચારાંગની નિર્યુક્તિમાં તાત્કાલિક કેટલાંક જૈન તીર્થોની નોંધ અને તેને નમસ્કાર કરવામાં આવ્યો છે.[1] નિશીથચૂર્ણિમાં ધર્મચક્ર દેવનિર્મિત સ્તુપ, જીવિતસ્વામિ પ્રતિમા, કલ્યાણભૂમિ આદિ તીર્થોની નોંધ કરવામાં આવી છે.[2]

છેદસૂત્રોના ભાષ્ય અને ટીકાકારો લખે છે કે અષ્ટમી ચતુર્દશી અર્થાત્ પર્વ દિવસોમાં સર્વ જૈન દેહરાસરોની વંદના કરવી જોઇયે. ભલે તે ચૈત્ય સંબંધી

---

૧. અટ્ઠાવય ઉજ્જિંતે ગયગ્ગપએ ય ધમ્મચક્કે ય.
પાસરહાવત્તનગં ચમરુપ્પાયં ચ વન્દામિ.”

“ગજાગ્રપદે–દશાર્ણકૂટવર્તિનિ તથા તક્ષશિલાયાં ધર્મચક્રે તથા અહિચ્છત્રાયાં પાર્શ્વનાથસ્ય ધરણેન્દ્રમહિમાસ્થાને.” —આચારાંગનિર્યુક્તિ પત્ર ૪૧૮.

૨. “ઉત્તરાવહે ધમ્મચક્કં, મથુરાએ દેવણિમ્મિઓ થૂભો, કોસલાએ જિયંતસામિપડિમા, તિત્થંકરાણ વા જમ્મભૂમિઓ. —નિશીથચૂર્ણિ પત્ર ૨૪૩–૨.

હોય કે અમુક ગચ્છની માલિકીનું હોય તો પણ તેની યાત્રા કરવી, વખત પહોંચતો હોય તો સર્વ ઠેકાણે સંપૂર્ણ ચૈત્યવંદન–વિધિ કરવી જોઇએ અને વખત ન પહોંચતો હોય તો એક એક સ્તુતિ વા નમસ્કાર જ કરવો પણ ગામનાં સર્વ ચૈત્યોની યાત્રા કરવી.[1]

વ્યવહાર સૂત્રના ભાષ્ય અને ચૂર્ણિમાં લખ્યું છે કે[2] આઠમ ચૌદશ આદિ પર્વ–તિથિદિનોમાં ગામનાં સર્વ દેહરાંઓમાં રહેલી જિનપ્રતિમાઓ અને પોતાના તથા બીજા ઉપાશ્રયોમાં રહેલા સર્વ સાધુઓને પર્યાયલઘુ સાધુઓએ વંદન કરવું જોઇયે, જો ન કરે તો તે સાધુ પ્રાયશ્ચિત્તનો ભાગી થાય.

મહાનિશીથ સૂત્રમાંથી પણ ચૈત્યતીર્થ અને તીર્થોમાં ભરાતા મેલાઓની સૂચના મળે છે.[3] આ સર્વ જોતાં એટલું તો નિશ્ચિત છે કે જૈનોમાં તીર્થયાત્રા અને પ્રતિમાપૂજાનો રિવાજ ઘણોજ જૂનો પુરાણો છે, તીર્થ તરીકે પ્રસિદ્ધ થયેલ સ્થાનોમાં ભાવિક જૈનો ઘણા દૂર દૂરના દેશો થકી સંઘો લઇ જતા અને તીર્થાટન કરી પોતાની ધાર્મિક શ્રદ્ધાને સફલ કરતા, પોતાના ગામ નગરોનાં ચૈત્યોને તે હમેશાં ભેટતા, ચૈત્યો અધિક વા ઓછો સમય મળતાં નગરનાં સર્વ ચૈત્યોની યાત્રા નિત્ય ન થતી તો છેવટે આઠમ ચઉદશ જેવા ખાસ ધાર્મિક દિવસોમાં તો પૂર્વોક્ત યાત્રા અવશ્ય કરતાજ, કાલાન્તરે આ પ્રવૃત્તિમાં પણ મંદતા ન પેસી જાય એટલા માટે શ્રુતધર પૂજ્ય આચાર્યોએ નિયમ ઘડયો કે આઠમ ચઉદશે તો સર્વ ચૈત્યોની વંદના કરવીજ, અને જો સાધુ કે પ્રતિ ગૃહસ્થ આ નિયમ પ્રમાણે ન વર્તશે તો તે દંડનો ભાગી થશે. આ પ્રમાણે નગર યા ગામનાં સર્વ ચૈત્યોની યાત્રા તે 'ચેઇઅપરિવાડીજત્તા' (ચૈત્યપરિપાટિયાત્રા) કહેવાતી. અને એ પ્રવૃતિ વિશેષ પ્રચલિત થતાં ઉતાવળને લીધે 'યાત્રા' શબ્દ નિકળી જઇને 'ચૈત્યપરિપાટિ' શબ્દ જ પ્રાથમિક મૂળ અર્થને જણાવવામાં રૂઢ થઇ ગયો. વખત જતાં ચૈત્યપરિપાટી–ચૈત્યપરિવાડી–ચૈત્યપ્રવાડી–ચૈત્રપ્રવાડી ઇત્યાદિ અનેક પ્રકારના 'ચેઇઅપરિવાડીજત્તા'ના સ્થાને સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ શબ્દો રુઢ થયા, જે આજ પર્યન્ત તે અર્થને જણાવી રહ્યા છે.

ઉપરના વિવેચનથી એ વાત સ્પષ્ટ થઈ કે 'ચૈત્યપરિવાડી' એ નામ એક પ્રકારની યાત્રાનું છે, અને ઉપચારથી તેની યાત્રાનું વર્ણન કે વિવેચન કરનાર પ્રબન્ધ વા સ્તવનો પણ 'ચૈત્યપરિવાડી' ના નામથી ઓળખાવા લાગ્યાં કે જે બનાવ સાહિત્યમાર્ગમાં એક સ્વાભાવિક ઘટના છે.

## તીર્થમાલા અને ચૈત્યપરિવાડિયોનો વાસ્તવિક ભેદ.

યદ્યપિ તીર્થમાલા વા તીર્થમાલા સ્તવનો અને ચૈત્યપરિવાડી વા ચૈત્યપરિવાડી સ્તવનોમાં સામાન્ય રીતે ભેદ નથી ગણવામાં આવતો તથાપિ તેનાં નામ અને લક્ષણો તપાસતાં તે બન્ને પ્રકારની કૃતિનો વાસ્તવિક ભેદ ખુલ્લો જણાઇ આવે છે.

તીર્થમાલા સ્તવનોનું લક્ષણ એ હોય છે કે પોતે ભેટેલાં વા સાંભળેલાં કે શાસ્ત્રોમાં વર્ણવેલાં નામી નામી તીર્થોનાં ચૈત્ય વા પ્રતિમાઓનું વર્ણન, તેનો સાચો વા કલ્પિત ઇતિહાસ, તેનો મહિમા અને તે સંબંધી બીજી બાબતોનું વર્ણન કરવા પૂર્વક તેની સ્તુતિ વા પ્રશંસા કરવી. આચારાંગનિર્યુક્તિ અને નિશીથચૂર્ણિમાં થયેલી તીર્થોની નોંધ તે આજકાલની તીર્થમાળાઓ અને તીર્થકલ્પોનું મૂલ બીજક સમ-

---

૧. નિસ્સકડમનિસ્સકડે ચેઇએ સવ્વહિં થુઇ તિન્નિ,
વેલં વ ચેઇઆણિ વ નાઉં ઇક્કિક્કિઆ વા વિ.
—ભાષ્ય

૨ અટ્ઠમી–ચઉદ્દસીસું ચેઇય સવ્વાણિ સાહુણો સવ્વે.
વન્દેયવ્વા નિયમા અવસેસ–તિહિસુ જહસત્તિં.
એએસુ ચેવ અટ્ઠમીમાદીસુ ચેઇયાઇ સાહુણો વા જે અણ્ણાએ
વસહીએ ઠિઆ તે ન વંદંતિ માસલહુ.
—વ્યવહારભાષ્ય અને ચૂર્ણિ.

૩. અહન્નયા ગોયમા તે સાહુણો તં આયરિયં ભણંતિ જહાણું જઇ ભયવં તુમં આણાવેહિ તા ણું અમ્હેહિં તિત્થયત્તં કરિ(ર)યા ચંદપ્પહસામિયં વંદિ(દ)યા ધમ્મચક્કં ગંતૂણમાગચ્છામો.
—મહાનિશીથ ૫–૪૩૫.

જવું જોઇયે. સિદ્ધસેનસૂરિનું સકલતીર્થ સ્તોત્ર[૧] મહેન્દ્રસૂરિનું તીર્થમાલાસ્તવન,[૨] જિનપ્રભસૂરિની શાશ્વતાશાશ્વત-ચૈત્યમાલા,[૩] વિવિધતીર્થકલ્પ[૪] વિગેરે સંસ્કૃત પ્રાકૃત અપભ્રંશ અને લોકભાષામાં લખાયેલા ઉપર્યુક્ત લક્ષણવાળા સ્તવનોની કોટિના અનેક પ્રબન્ધો આજે દૃષ્ટિગોચર થાય છે.

ચૈત્યપરિપાટી–સ્તવનોનું લક્ષણ એ થયા કરે છે કે કોઇ પણ ગામ કે નગરનાં યાત્રાના સમયમાં ક્રમવાર આવતાં દેહરાસરોનાં નામ, તે તે વાસોનાં નામ, તેમાં રહેલી જિનપ્રતિમાઓની સંખ્યા વિગેરે જણાવવા પૂર્વક મહિમાનું વર્ણન કરવું અને તેની સ્તુતિ કરવી. વિજયસેનસૂરિનો રેવંતગિરિરાસો,[૫] હેમહંસગણિની ગિરિનારચૈત્યપરિવાડી,[૧] સિદ્ધપુર ચૈત્યપરિવાડી,[૨] નગાગણિની જાલોરચૈત્યપરિવાડી[૩] વિગેરે સંખ્યાબંધ ચૈત્યપરિવાડિઓ ઉપર જણાવેલ લક્ષણવાળી આજે વિદ્યમાનતા ધરાવે છે.[૪] પ્રસ્તુત 'પાટણચૈત્યપરિપાટી' પણ એજ બીજી કોટિનો નિબંધ છે.

આટલા વિવેચન ઉપરથી સમજાયું હશે કે તીર્થ ચૈત્યયાત્રાઓ અને નગર ચૈત્યયાત્રાઓ કરવાનો રિવાજ જૈનોમાં ઘણાજ પ્રાચીન કાલથી ચાલ્યો આવે છે. આ રિવાજોની પ્રાચીનતા ઓચ્છામાં ઓચ્છી બે હજાર વર્ષની હોવી જોઇયે એમ પૂર્વે સૂચવેલ શાસ્ત્રવાક્યોથી સિદ્ધ થાય છે, અને એ ઉપરથી તીર્થમાલાસ્તવનો અને ચૈત્ય પરિપાટીસ્તવનો લખવાની રૂઢિ પણ ઘણી પ્રાચીન હોવી જોઇયે એ વાત સહેજે સમજી શકાય તેવી છે; છતાં પણ એટલું તો સખેદ જણાવવું પડે છે કે આ પ્રવૃત્તિની પ્રાચીનતાના પ્રમાણમાં તેના વર્ણનગ્રન્થો તીર્થમાલાસ્તવનો અને ચૈત્યપરિપાટી–સ્તવનો તેટલાં પ્રાચીન આજે મલતાં નથી.

---

૧. આ સંસ્કૃત સ્તોત્ર પાટણમાં સંઘવીની શેરીના તાડપત્રોના પુસ્તક ભંડારમાં છે, એના કર્તા સિદ્ધસેન સૂરિ ક્યારે થયા તેનો નિશ્ચય નથી, છતાં સંભવ પ્રમાણે તેરમી સદીના પૂર્વાર્ધમાં થઇ ગયેલા સિદ્ધસેન જ એના કર્તા હોવા જોઇયે.

૨. આ પ્રાકૃત સ્તવન પણ તેરમી સદીમાં જ બનેલું સંભવે છે. મહેન્દ્રસૂરિ નામના બે આચાર્ય થયા છે–૧ લા પૂર્ણતલ્લગચ્છીય પ્રસિદ્ધ આચાર્ય હેમચંદ્રજીના શિષ્ય જે ૧૨૧૪ માં વિદ્યમાન હતા. ૨ જા નાણકીયગચ્છીય જે સં. ૧૨૨૨ માં વિદ્યમાન હતા. આ સ્તવનના કર્તા આ બેમાંથી કયા તેનો નિશ્ચય થતો નથી.

૩ આ ચૈત્યમાલા અપભ્રંશ ભાષામાં છે, એના કર્તા જિનપ્રભસૂરિ જે ૧૪ મી સદીમાં થઈ ગયા છે, જેમણે અનેક ચરિત્રો અને રાસો અપભ્રંશમાં લખેલા છે. જેટલી અપભ્રંશની કવિતા પાટણના ભંડારોમાં એમની મળે છે, તેટલી બીજા કોઇ પણ કવિની નથી મળતી.

૪ સંસ્કૃત અને પ્રાકૃતમાં બનેલા આ તીર્થકલ્પો પ્રસિદ્ધ છે. એના કર્તા જિનપ્રભસૂરિ ખરતરગચ્છની લઘુશાખામાં થઇ ગયા છે. તેમણે આ તીર્થકલ્પસંગ્રહ વિક્રમની ૧૪ મી સદીના ઉત્તરાર્ધમાં બનાવ્યો છે.

૫. આ રાસો પ્રાચીન ગુજરાતી ભાષામાં લખાયેલો છે, એના કર્તા વિજયસેનસૂરિ નાગેન્દ્રગચ્છમાં પ્રસિદ્ધ મંત્રી વસ્તુપાલના સમયમાં અર્થાત્ વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધમાં થઈ ગયા છે. વસ્તુપાલના સંઘ સાથે ગિરનારની યાત્રાએ ગયા તે સમયે તેમણે આ રાસ બનાવ્યો હતો.

૧. હેમહંસગણિ પ્રસિદ્ધ આચાર્ય મુનિસુંદરસૂરિના શિષ્ય હતા, તેઓ સોળમી સદીના પ્રથમ ચરણમાં વિદ્યમાન હતા, આરંભસિદ્ધિવાર્તિક, ન્યાયમઞ્જૂષા વિગેરે અનેક વિદ્વત્તાપૂર્ણ ગ્રન્થો એમણે બનાવ્યા છે. આ ચૈત્યપરિવાડી તેમણે ક્યારે બનાવી તે જણાવ્યું નથી, પણ સોળમી સદીની શરૂઆતમાંજ બનાવી હોવાનો સંભવ છે.

૨. આ ચૈત્યપરિવાડીના કર્તા કે સમયનો પત્તો લાગ્યો નથી. પરિવાડી જૂની હોવાનો સંભવ છે.

૩. આ ચૈત્યપરિવાડી સં. ૧૬૫૧ ના ભાદ્રવા વદિ ૩ ને દિને જાલોરમાં બની હતી, એના કર્તા નગા વા નગર્ષિગણિ આચાર્ય શ્રીહીરવિજયસૂરિના શિષ્ય કુશલવર્ધનગણિના શિષ્ય હતા.

૪. સ્વ૦ આચાર્ય શ્રીવિજયધર્મસૂરિજીએ સંપાદન કરીને ભાવનગરની શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાલા દ્વારા 'પ્રાચીન તીર્થમાલા સંગ્રહ'નો પ્રથમ ભાગ બહાર પાડયો છે, જેમાં જુદા જુદા કવિઓની કરેલી ચૈત્યપરિવાડિઓ, તીર્થમાલાઓ અને તીર્થસ્તવનો મળીને ૨૫ પ્રબન્ધો છે. એ સિવાય પણ સંખ્યાબંધ તીર્થમાલાઓ અને ચૈત્યપરિવાડીઓ જૈન ભંડારોમાં અસ્તિત્વ ધરાવે છે.

### પાટણ.

પ્રસ્તુત પરિવાડી જેના નામ સાથે બંધાયેલી છે, તે પાટણ નગરનો આ સ્થલે સંક્ષેપમાં પરિચય આપવો ઉપયોગી ગણાશે.

'પાટણ' એ ગુજરાતદેશની રાજધાની-હિન્દુસ્થાનના પ્રાચીન અને પ્રસિદ્ધ શહેરોમાંનું એક છે, એનું વાસ્તુસ્થાપન જૈન મંત્રોથી થયું હતું, એનો વસાવનાર 'વનરાજ' નામનો ચાવડાવંશનો એક બાહોશ શૂરવીર રાજપુત્ર હતો. તે નાગેન્દ્રગચ્છના જૈન આચાર્ય શીલગુણસૂરિનો પરમ ભક્ત જૈન ઉપાસક હતો.[1]

વનરાજ પોતે, તેના રાજકારભારિયોનું મંડલ અને તેની પ્રજાનો અધિક ભાગ જૈનધર્મી હોઇ પાટણ શહેર એ તે વખતમાં ગુજરાતના જૈનોના ધાર્મિક સામ્રાજ્યની રાજધાની બની ગયું હતું. જૈનોમાં ચાલતા તે સમયના સર્વ ગચ્છ અને મતોનું અસ્તિત્વ પાટણમાં જણાઇ આવતું હતું. ધર્મવીર અને યુદ્ધવીર જૈનોની વ્યવસ્થા અને આબાદીથી પાટણ એક વખત પૂરી જાહોજલાલી ભોગવતું થયું હતું. વિક્રમ સંવત્ ૮૦૨ ના વર્ષમાં પહેલ પ્રથમ 'અણહિલવાડ' વા 'અણહિલપાટણ' એ નામથી પાટણ વસ્યું, અને દિવસે દિવસે ઉન્નતિ કરતું ચાવડાવંશના રાજાઓની રાજધાની તરીકે પ્રસિદ્ધ થયું.

ચાવડાવંશના કુલ ૭ સાત રાજાઓએ[2] રાજ્ય કર્યા બાદ પાટણની રાજ્ય લગામ ચૌલુક્ય વંશના રાજાઓના હાથમાં ગઇ, આ વખતે પણ પાટણ પૂરી જાહોજલાલીમાં હતું. એટલુંજ નહિં પણ પાટણના ચૌલુક્ય રાજાઓએ આસપાસના દેશો જીતી પોતાની રાજસત્તાનો વિશેષ વધારો કરવા માંડ્યો જે કુમારપાલ સુધી ચાલુ રહ્યો, કુમારપાલ જે ચુસ્ત જૈનધર્મી હતો, તેણે પોતે પણ અનેક લડાઇઓ કરી ઉત્તર મારવાડ, કોંકણ વિગેરે અનેક દેશોના રાજાઓને જીતીને ગુજરાતના મહારાજાધિરાજ તરીકે પોતાની સત્તા સર્વોત્કૃષ્ટ બનાવી હતી, પરંતુ ગુજરાતની ઉન્નતિની આ છેલ્લી હદ હતી, એ પછીના ગુજરાતના રાજાઓએ પોતાની સત્તા વધારી હોય એમ ઇતિહાસ જણાવતો નથી. આ તો રાજ્યસત્તાની વાત થઈ પણ ગુજરાતમાં અને ખાસ કરીને પાટણમાં જૈનધર્મની પ્રબલતા પણ ઓછી ન હતી, ચાવડાવંશના તમામ રાજાઓ જૈનધર્મના પાલનારા નહિં તો ઉપાસક તો અવશ્ય હતા, મંત્રિમંડલ અને બીજા રાજકર્મચારિયો પણ પ્રાયઃ જૈનો હોઈ પ્રજાનો અન્યધર્મી વર્ગ પણ જૈનધર્મને પૂજ્ય દૃષ્ટિથી જોતો; આ સ્થિતિ ચૌલુક્ય પહેલા ભીમ સુધી ચાલતી રહી, ભીમના વખતમાં તેના વીર દંડનાયક વિમલ અને રાજા વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થતાં પાટણની જૈન પ્રજાને કંઇક ધક્કો પહોંચ્યો હોય તો બનવા જોગ છે. એમ કહેવાય છે કે દંડનાયક વિમલને વિષે રાજા ભીમના મનમાં કંઈક વિપરીત ભાવ ઉત્પન્ન થયો, ચતુર અને માની વિમલને રાજાના મનની સ્થિતિનું જ્ઞાન થતાં દિલગીરી અને દયાનું

1 વનરાજને બાલ્યકાલમાં જ ઉક્ત શીલગુણસૂરિએ આસરો દીધો હતો, તેથી કૃતજ્ઞ પ્રકૃતિના વનરાજે પાછળથી પોતે રાજા થતાં જૈનધર્મની કીમતી સેવા બજાવી હતી, એટલુંજ નહિ બલકે પાટણમાં નામી જૈન મંદિર બનાવરાવી પોતાની કીર્તિને વિશેષ અમર કરી હતી. વનરાજનું બનાવેલું આ 'વનરાજવિહાર' નામનું ચૈત્ય સં. ૧૩૦૧ માં વિદ્યમાન હતું એ વાત નીચેના શિલાલેખ ઉપરથી જણાશેઃ—

"સંવત્ ૧૩૦૧ વર્ષે વૈશાખ શુદિ ૯ શુક્રે પૂર્વમણ્ડલિવાસ્તવ્ય મોઢજ્ઞાતીય નાગેન્દ્ર..... સુત શ્રે૦ જાલ્હણપુત્રેણ શ્રે૦ રાજકુક્ષિસમુદ્ભવેન ઠ૦ આસાકેન સંસારાર... ......ર્થોપાર્જિતવિત્તેન અસ્મિન્ મહારાજશ્રીવનરાજવિહારે નિજકીર્તિવલ્લીવિસ્તાર.........વિસ્તારિતઃ। તથા ચ ઠ૦ આસાકસ્ય મૂર્તિરિયં સુત ઠ૦ અરિસિંહેન કારિતા પ્રતિષ્ઠિતા.........સમ્બન્ધે ગચ્છે પંચાસરાતીર્થે શ્રીશીલગુણસૂરિસંતાને શિષ્ય શ્રી.........દેવચન્દ્રસૂરિભિઃ ॥ મંગલં મહાશ્રીઃ ॥

(પાટણમાં પંચાસરાપાર્શ્વનાથના મંદિરમાં રહેલી 'વનરાજ'ની મૂર્તિ પાસેની ઠ૦ આસાકની મૂર્તિનો શિલાલેખ)

2 પાટણની રાજગાદી ઉપર નીચેના આઠ ચાવડાવંશી રાજાઓ થયા છેઃ—

1 વનરાજ, ૨ યોગરાજ, ૩ રત્નાદિત્ય, ૪ વૈરિસિંહ, ૫ ક્ષેમરાજ, ૬ ચામુંડરાજ, ૭ રાહડ, ૮ સામંતસિંહ.

પાત્ર ન બનતાં તે ગુપ્તપણે પાટણનો ત્યાગ કરી ચાલી નિકળ્યો, અને તેણે આબુના દક્ષિણ કટિભાગમાં વસેલી ચંદ્રાવતી નગરીમાં આવીને નિવાસ કર્યો, ચંદ્રાવતીનો પ્રથમનો રાજા[1] વિમલના આગમનથી ડરી જઇ ભાગી જતાં વિમલ ત્યાંનો રાજા થઇને રહ્યો.[2]

રાજાની [3]નારાજગીથી જૈન સમાજનો માન્ય પુરુષ વિમલ પાટણ છોડીને ચાલ્યો ગયો, એ વાત જાહેર થતાં પાટણનો જૈન સંઘ રાજા ઉપર ભારે ગુસ્સે થયો, એટલુંજ નહિ; પણ સેંકડો જૈન કુટુંબો વિમલનું અનુસરણ કરી પાટણ છોડી ચંદ્રાવતીમાં જઇને વસ્યાં. જો ઉપરની હકીકત સાચા ઇતિહાસમાં ખપતી હોય તો કહેવું જોઇયે કે પહેલા ભીમદેવના વખતમાં પાટણની જૈન વસતિમાં કંઇક ભંગાણ પડ્યું હશેજ, પરંતુ આ બનાવ સાચો હોય તો પણ તેની વિશેષ સ્થાયી અસર થઇ જણાતી નથી, કારણ કે તે પછીના ચૌલુક્ય રાજા કર્ણદેવ, સિદ્ધરાજ, કુમારપાલ વિગેરેના રાજ્યકાલમાં પણ લગભગ તમામ રાજ્યકારભાર જૈન મંત્રિઓના હાથમાં જ હતો, એટલુંજ નહિ પણ સિદ્ધરાજ કે જે શૈવધર્મી હતો છતાં જૈનધર્મ અને અને જૈનધર્મિઓને ઘણું જ માન દેનારો અને જૈન વિદ્વાનોને પૂજનારો હતો. એ ઉપરથી સમજાય છે કે પાટણમાં જૈનધર્મની પ્રબલતા ઘણા લાંબા કાલ સુધી ટકી રહી હતી. કહેવાય છે કે એક સમયે પ્રસિદ્ધ આચાર્ય શ્રીહેમચન્દ્રસૂરિનું પાટણમાં આગમન થયું ત્યારે ૧૮૦૦ અઢારસો કોટિધ્વજ શેઠિઆઓ તેમના નગરપ્રવેશ-મહોત્સવમાં એકઠા થયા હતા.[1] આ એકજ દાખલા ઉપરથી પાટણના જૈનોની સંખ્યાનો અને તેમની સમૃદ્ધિનો ખ્યાલ આવી જશે. કુમારપાલ પછી પાટણના જૈનોની અને સાથે જ રાજ્યની અવનતિનો પાયો નંખાણો. અજયપાલે ઘણાખરા જુનાં જૈન મંત્રિઓને પદભ્રષ્ટ કર્યા અને કેટલાકોને ભયંકર શિક્ષાઓ કરી. ખાસ કરીને કુમારપાલના મરણીઆ મનુષ્યોને અજયપાલે ભારે ત્રાસ આપ્યો,[2] કુમારપાલનાં પુણ્યકાર્યોનો તેણે બન્યો તેટલો નાશ કર્યો, પણ આવાં અધમ કામો ઘણા કાલ સુધી કરવાને તે જન્મ્યો ન હતો, રાજ્યાભિષેકને ત્રીજે જ વર્ષે અજયપાલનું તેના એક નોકરનાં હાથે ખુન થયું અને ત્યાર પછી ધાર્મિક વિપ્લવ બંધ થયો, રાજ્યકારભાર પણ પાછો નિયમિત થઈ ગયો પણ સિદ્ધરાજ અને કુમારપાલે જે ગુજરાતના રાજ્યની હદ વધારી ચૌલુક્ય રાજાઓની સાર્વભૌમ સત્તા સ્થાપન કરી હતી, તે લાંબો કાલ ટકી નહિં. જે ક્રમથી

૧ આ રાજાનું નામ ક્યાંઈ જણાવ્યું નથી, કોઇ પરમાર વંશીય રાજા હતો, ધારનો ધંધુક તો ન હોય ?

૨ વિમલ ચન્દ્રાવતીનો રાજા થયાની હકીકત વિમલ પ્રબન્ધમાં જણાવેલી છે.

૩ કુમારપાલના સમકાલીન **હરિભદ્રસૂરિ** મન્ત્રીશ્વર **પૃથ્વીપાલની** પ્રાર્થનાથી રચેલ **ચન્દ્રપ્રભસ્વામિચરિત** (પ્રા.) ની પ્રશસ્તિમાં જણાવે છે કે **વિમલ** દણ્ડનાયક **ભીમદેવ** રાજાના વચનથી સકલ રાજ્યના વૈભવને ગ્રહણ કરી પ્રભુપ્રસાદથી પ્રાપ્ત થયેલ **વડ્ડાવલી** (ચન્દ્રાવતી) વિષયને ભોગવતો હતો, જુઓ તે ઉલ્લેખઃ—

" સિરિભીમએવરજ્જે **નેઢો** ત્તિ મહામઈ પઢમો ॥
બીઓ ઉ સરયસસહરનિમ્મલગુણરયણમંદિરમુદારં ।
નિયપયપહાપઅરિયતરણી **વિમલો** ત્તિ દંડવઈ ॥
અહ **ભીમએવ**નરવઇવયણેણ ગહીયસયલરિદ્ધિવિહવો ।
**વડ્ડાવલી**વિસયં સ પહુવસઓ તિ ભુંજંતો ॥"

—(વિ. સં. ૧૨૨૩ માં લખાયેલી પાટણના સંઘવીના પાડાના જૈનભંડારની તાડપત્ર પ્રતિ). આ અભિપ્રાયને અનુસરતા મલધારી **રાજશેખરસૂરિ** વિ. સં. ૧૪૦૫માં રચેલા **પ્રબન્ધકોષમાં**—વસ્તુપાલપ્રબન્ધમાં—'પ્રાગ્વાટવંશે શ્રીવિમલો દણ્ડનાયકોઅભવત્ । સ ચિરમર્બુદાધિપત્યમભુનક્ ગૂર્જરેશ્વરપ્રસત્તેઃ' અર્થાત્ 'ગૂર્જરેશ્વર (ભીમદેવ)ની પ્રસન્નતાથી વિમલે લાંબા સમય સુધી આબુ ઉપર આધિપત્ય ભોગવ્યું હતું' એમ જણાવે છે.

આ ઉલ્લેખ જોતાં વિમલને ભીમદેવ સાથે વૈમનસ્ય થવાના વૃત્તાન્ત માટે સન્દેહ રાખવો પડે છે. —લા. ભ. ગાંધી]

૧ આ હકીકત હિન્દી કુમારપાલ ચરિતની પ્રસ્તાવનામાં જોવી.

૨ હેમચન્દ્રસૂરિના શિષ્ય રામચન્દ્ર, મંત્રી કપર્દી આદિ હેમચન્દ્ર અને કુમારપાલના માનીતા પુરૂષોને અજયપાલે કેવી ભયંકર શિક્ષાઓ કરી હતી તે પ્રબન્ધચિન્તામણિમાં ચૌલુક્ય રાજાઓનો ઇતિહાસ જોવાથી જણાશે.

પાટણ અને તેના રાજાઓની સત્તા દિવસે દિવસે વધી હતી તે જ ક્રમથી ઘટવા લાગી. અજયપાલના વખતથી પાટણના રાજ્યકારભારમાંથી જૈન ગૃહસ્થોનો હાથ નિકલવા લાગ્યો હતો, પ્રસિદ્ધ પોરવાલ વીર જૈન મંત્રી વસ્તુપાલ અને તેજપાલના સમયમાં થોડાક વખતને માટે ગુજરાતની ઝાંખી પડેલી કીર્તિ પાછી ઉજ્જ્વલ બની હતી. જો કે અજયપાલના વખતથી ગુજરાતની રાજ્યસત્તા મંદ થવા માંડી હતી તો પણ વાઘેલા ચૌલુક્ય સારંગદેવ પર્યન્ત ગુજરાત દેશ અને તેના રાજાઓએ પોતાનું મહત્ત્વ ઠીક ઠીક ટકાવી રાખ્યું હતું, પણ છેલ્લા રાજા કરણ વાઘેલાના સમયમાં પાટણ અને ગુજરાતના ઉપર હમેશાને માટે પરાધીનતાનો દંડ પડયો.[1]

વનરાજથી ઉગેલ, સિદ્ધરાજ અને કુમારપાલથી ઉન્નતિની છેલ્લી હદે પહોંચેલ પાટણની કીર્તિવલ્લી કરણ વાઘેલાના વખતમાં સદાકાલને માટે કરમાઈ ગઈ.

આ પ્રમાણે વનરાજ, ભીમદેવ, સિદ્ધરાજ, કુમારપાલ જેવા યુદ્ધવીરોના પરાક્રમોથી, જાંબક, ચંપક, વિમલ, શાંતુ, ઉદયન, બાહડ, સંપત્કર, વસ્તુપાલ, તેજપાલ જેવા બાહોશ મુસદ્દીઓની કાર્યકુશલતાથી ઉન્નતિના શિખરે ચડેલું પાટણ, ગુજરાતનું રાજ્ય-કર્ણવાઘેલાની સ્ત્રીલંપટતા અને માધવ અને કેશવ જેવા ઝેરીલી પ્રકૃતિના નાગર કારભારિયોના પાપે એકવેલા સ્વર્ગીય નગર બનેલું પાટણ સંવત્ ૧૩૫૩ ના વર્ષમાં અલાઉદ્દીનના સેનાપતિ મલિક કાફુરના હાથે જમીનદોસ્ત થયું, એક વેલા જે સ્થળે હજારો કોટિધ્વજ શ્રેષ્ઠિયોની હવેલીઓ શોભી રહી હતી, તે પ્રાચીન પાટણના સ્થાનમાં આજે એક બે કુઆ વાવડી કે બે ચાર પ્રાચીન મકાનોનાં ખંડહરો[1] સિવાય જંગલી ઝાડ અને ઘાસ ઉગેલાં નજરે પડે છે. જે સ્થાન લાખો મનુષ્યોની વસતિથી રળીયામણું હતું તે આજે સિયાળ અને વરુ જેવાં જંગલી જાનવરોની લીલાભૂમિ બની રહ્યું છે !

## નવું પાટણ.

મુસલમાનોના હાથે નષ્ટ ભ્રષ્ટ થયેલું પાટણ ફરિથી કયારે આબાદ થયું તેનો ચોક્કસ સમય કયાંઇ મલતો નથી. છતાં કેટલાક બનાવો ઉપરથી એમ કહી શકાય કે વર્તમાન પાટણ વિક્રમ સંવત્ ૧૩૭૧ ની વચ્ચે વસેલું હોવું જોઇયે. પાટણની 'જૈન મંદિરાવલી'ની પ્રસ્તાવનામાં તેના લેખકે જણાવેલું છે કે "અલાઉદ્દીનના વખતમાં પ્રાચીન પાટણનો નાશ થતાં સં. ૧૪૨૫ ના વર્ષમાં આ વર્તમાન પાટણ ફરિથી વસ્યું છે."

પણ આમાં જણાવેલી સાલ ખરી હોવામાં શંકા છે. સંવત્ ૧૩૫૩ માં નાશ પામેલું નગર બે પાંચ વર્ષમાં પાછું ન વસતાં લગભગ અર્ધસદીથી પણ અધિક સમય પછી વસે એ વાત સાચી માનવામાં જરા સંદેહ રહે છે. જો પ્રાચીન નગર સર્વથા નાશ પામી ગયું હોય અને નવેસર વસવા જેવી સ્થિતિ ઉભી થઈ હોય ત્યારે તો તે તરત જ વસવું જોઇયે, અને જો મુસલમાનોના હાથે એટલું બધું નુકશાન ન થયું હોય કે જેથી ફરિને શહેર નવું વસાવવું પડે તો ત્યાર બાદ સાઠ સિત્તેર વર્ષમાં જ એવું શું કારણ આવી પડયું હશે કે મુસલમાનોના હાથે જોખમાયેલ પાટણમાં ૬૦ વર્ષ પર્યન્ત રહીને ફરિથી નાગરિકોને નવું પાટણ વસાવવું પડયું હોય ?

---

1 પાટણની રાજગાદી ઉપર ચૌલુક્ય અને એ જ વંશની વાઘેલા શાખાના રાજાઓ નીચેના ક્રમ પ્રમાણે થયા છેઃ—ચૌલુક્ય રાજાઓઃ-૧ મૂલરાજ (૧), ૨ ચામુંડરાજ ૩ વલ્લભરાજ ૪ દુર્લભરાજ ૫ ભીમદેવ (૧) ૬ કર્ણદેવ (૧) ૭ જયસિંહદેવ (સિદ્ધરાજ) ૮ કુમારપાલ ૯ અજયપાલ ૧૦ મૂલરાજ (૨) ૧૧ ભીમદેવ (૨) ૧૨ ત્રિભુવનપાલ.

વાઘેલા રાજાઓ—૧ ધવલ ૨ અર્ણોરાજ ૩ લવણપ્રસાદ ૪ વીરધવલ ૫ વીસલદેવ ૬ અર્જુનદેવ ૭ સારંગદેવ ૮ કર્ણદેવ.

1 પ્રાચીન પાટણના અવશેષો તરીકે આજે 'રાણકી વાવ' અને 'દામોદર કુઓ' એ બે મુખ્ય ગણાય છે, એના સંબંધમાં લોકોમાં કહેવત છે કે—'રાણકી વાવ ને દામોદર કુઓ, જેણે નહિ જોયા તે જીવતો મૂઓ.' એ સિવાય એક મોટું મકાનનું ખંડેર ઉંચી ચટ્ટાનપર આવેલું છે, લોકો તેને 'રાજમહેલ' કહે છે. બીજી પણ પરચુરણ નિશાનીઓ ત્યાં જોવામાં આવે છે.

અમારા અનુમાન પ્રમાણે તો આધુનિક પાટણ સં૦ ૧૪૨૫ માં નહિં પણ ૧૩૭૦ ની આસપાસમાં વસેલ હોવું જોઇએ,[1] કારણ કે પાટણ ભંગના વખતથી પાટણમાં બનતાં જૈનમંદિરો અને પ્રતિમાની પ્રતિષ્ઠાઓ એકદમ બંધ પડે છે અને તે સં૦ ૧૩૭૯ ના વર્ષમાં પાછી શરૂ થતી દેખા દે છે અને તે પછીના વખતમાં તે પ્રવૃત્તિ દિવસે દિવસે વધતી જતી જણાય છે, સંવત્ ૧૩૭૯ અને ૧૩૮૧ ની સાલમાં ખરતરગચ્છ સંબન્ધી શાન્તિનાથ વિધિચૈત્યમાં જિનકુશલસૂરિના હાથે અનેક જિનબિમ્બો અને આચાર્યમૂર્ત્તિની પ્રતિષ્ઠાઓ થાય છે, આ શાંતિનાથ વિધિચૈત્ય આજે પણ ખરાખોટડીના પાડામાં સુધરેલ દશામાં વિદ્યમાન છે. સંવત્ ૧૪૧૭, ૧૪૨૦ અને ૧૪૨૨ ના વર્ષમાં પણ પાટણમાં પ્રતિષ્ઠાઓ થયાના લેખો ત્યાંની મૂર્ત્તિઓ ઉપરથી મળી આવે છે, તેથી આ વાત નિશ્ચિત થાય છે કે પ્રાચીન પાટણના ભંગ પછી સંવત્ ૧૩૭૯ ના વર્ષ પહેલાના કોઇ પણ વર્ષમાં આધુનિક પાટણ વસી ગયું હોવું જોઈયે.

ઉપર પ્રમાણે ચૌદમી સદીના છેલ્લા ચરણમાં ફરિથી વસેલ નૂતન પાટણે પણ દિવસે દિવસે ઉન્નતિ કરવા માંડી અને વખત જતાં તે પોતાની પ્રાચીન કીર્તિને જાલવી રાખવાને યોગ્ય થઇ ગયું, અલ્લાઉદ્દીનના જુલ્મથી ત્રાસ પામેલા, મુસલમાનોના નામથી પણ ભડકતા હિન્દુઓનાં હૃદયો તુગલક ફિરોજશાહની સરદારીના વખતમાં કંઇક શાંત પડ્યાં, મુસલમાનોના ભયની શંકાથી નવીન દેહરાસરો બનાવવામાં સંકોચાતા હિન્દુઓ ફિરોજશાહના વખતમાં નિર્ભય થયા અને ફરિથી નવીન ચૈત્યો બનાવવામાં પ્રવૃત્ત થયા. આપણા આ પાટણમાં પણ આ વખતથી માંડીને જ નવાં દેહરાં અને નવી પ્રતિમાઓ વિશેષ પ્રમાણમાં બનવા લાગી કે, જે પ્રવૃત્તિ લગભગ સત્તરમી સદીના છેડા પર્યન્ત ચાલુ રહી. આ લગભગ ત્રણસો વર્ષ જેટલા લાંબા ગાલામાં પ્રસ્તુત નવીન પાટણમાં સેંકડો દેહરાં અને હજારો પ્રતિમાઓ બની ચુકી હતી. લીલું ઝાડ પ્રચણ્ડ પવનના ઝપાટાથી પડી જતાં તેના જ મૂલમાંથી ફૂટેલા ફણગા કાલાન્તરે મૂલવૃક્ષનું રુપ ધારણ કરે છે, તે જ રીતે પ્રાચીન પાટણ અલાઉદ્દીનના અન્યાયનો ભોગ થઇ પડતાં તેના જ સીમાપ્રદેશમાં નવું વસેલું પાટણ કાલાન્તરે એક સમૃદ્ધ નગર બની પોતાની પૂર્વ ખ્યાતિને તાજી રાખવા સમર્થ થયું. પ્રસ્તુત ચૈત્યપરિવાડી તે આ બીજા પાટણની સમૃદ્ધ દશાના સમયમાં બનેલી તાત્કાલિક જૈનમંદિરોની નોંધ વા 'ડિરેક્ટરી' સમાન છે.

## કર્તા અને સમય-નિર્દેશ.

આ ચૈત્યપરિવાડીના કર્ત્તા કોણ છે અને તેમણે આ પરિવાડી ક્યારે બનાવી ઇત્યાદિ હકીકત તેમણે પોતે જ સમાપ્તિ લેખમાં જણાવી દીધી છે, જેનો સાર આ પ્રમાણે છે-

'પૂનમિયા ગચ્છની ચન્દ્ર (પ્રધાન) શાખામાં ભુવનપ્રભસૂરિ થયા, તેમની પાટે કમલપ્રભસૂરિ અને કમલપ્રભની પાટે આચાર્ય શ્રી પુણ્યપ્રભસૂરિ થયા, પુણ્યપ્રભના પટ્ટધર વિદ્યાપ્રભસૂરિ થયા, વિદ્યાપ્રભસૂરિના[1] પટ્ટધર શિષ્ય શ્રીલલિતપ્રભસૂરિ થયા, તે લલિતપ્રભસૂરિએ વિક્રમ સંવત્ ૧૬૪૮ ના આસોજ વદિ ૪ અને રવિવારને દિવસે અણહિલ પાટણમાં આ પાટણની ચૈત્યપરિવાડી બનાવી.'

ઉપરની નોંધ સિવાય પરિવાડીકાર લલિતપ્રભસૂરિના સંબન્ધમાં વિશેષ હકીકત જાણવામાં આવી નથી.[2] તેમની કૃતિ ઉપરથી તેઓ સારા વિદ્વાન્

---

૧ વિ. સં. ૧૩૭૨માં શત્રુંજયતીર્થના ઉદ્ધારક સંઘપતિ દેસલ અને સમરા સાહ પાટણમાં વસતા હતા, એટલે તે સમયે પાટણ હયાત જ હતું. -લા. ભ. ગાંધી.

૧ સં. ૧૬૧૭ ના કાર્તિક સુદિ ૭ ને શુક્રવારને દિવસે પાટણમાં ઉપાધ્યાય શ્રીધર્મસાગરજીને સંઘબહાર કરનાર જુદા જુદા ગચ્છોના ૧૨ આચાર્યોમાં આ વિદ્યાપ્રભસૂરિ પણ સામેલ હતા.

૨ પ્રસ્તુત લલિતપ્રભસૂરિએ વિ. સં. ૧૬૫૪ માં પ્રતિષ્ઠિત પંચતીર્થી (સમ્ભવનાથ બિમ્બની મુખ્યતાવાળી) ધાતુપ્રતિમા ચાણસમા ગામમાં જિનમન્દિરમાં વિદ્યમાન છે. (જુઓ જૈનધાતુપ્રતિમાલેખસંગ્રહ ભા૦ ૧, ૧૦૧)

હોવાનો દાવો કરી શકતા નથી, પરંતુ આ પ્રસ્તુત કૃતિ તેમની સંગ્રહશીલતાનો સારો પરિચય આપે છે. ગ્રંથકાર પોતે પૂનમગચ્છના આચાર્ય હોઇ ઢંઢેરવાડામાં રહેતા હતા,[1] અને તેથી જ પ્રસ્તુત પરિવાડીની શરુઆત તેમણે ઢંઢેરવાડાના ચૈત્યોથી જ કરેલી જણાય છે. તેમના પછી લગભગ ૮૦ વર્ષે બનેલી બીજી પાટણચૈત્યપરિવાડીની શરૂઆત પંચાસરાના ચૈત્યોથી થાય છે, કારણ કે તેના કર્તા હર્ષવિજય તપગચ્છીય યતિ હતા અને તપગચ્છના યતિઓનું મુખ્ય આશ્રયસ્થાન પંચાસરામાં હતું. આ પ્રમાણે જુદા જુદા કર્તાઓની પરિવાડીઓ જુદા જુદા સ્થાનોથી શરૂ થતા વાસોના અનુક્રમમાં ઘણો ઘોટાલો થઇ જાય છે, અને તેમ થતાં એકની સાથે બીજી ચૈત્યપરિવાડીનું મિલાન કરવામાં કેટલી મુશ્કેલીઓ નડે છે, તેનો ઠીક ઠીક અનુભવ આ પ્રસ્તાવનાના લેખકને થયો છે.

## પરિવાડીનો પરિચય.

પ્રસ્તુત ચૈત્યપરિવાડી કવિતા-સાહિત્યની દૃષ્ટિએ વિશેષ ઉપયોગી ન હોવા છતાં પુરાતત્ત્વની દૃષ્ટિએ ઘણી ઉપયોગી છે. પરિવાડીકારે તે સમયમાં પાટણનાં તમામ જૈનમંદિરોનાં નામ, તેમાં રહેલી પ્રતિમાઓની સંખ્યા, તેના બનાવનારાનાં નામ, જે જે વાસોમાં જે જે ચૈત્યો આવેલાં છે તે તે વાસોનો નામ નિર્દેશ ઇત્યાદિ હકીકતો જણાવવાનો જે મહાન્ પરિશ્રમ ઉઠાવ્યો છે તે આપણે માટે ઘણો ઉપયોગી નિવડ્યો છે. આજથી સવા ત્રણસો વર્ષ ઉપર પાટણમાં કેટલાં દહેરાં હતાં, તે સર્વમાં કેટલી પ્રતિમાઓ હતી, દેહરાં બનાવનારા શેઠિઆઓનાં શાં શાં નામો હતાં, તે વેળાના પાટણના ભાવિક જૈન ગૃહસ્થોમાં ધર્મશ્રદ્ધા કેવી હોવી જોઇયે, સાથેજ તેમના પાસે દ્રવ્યબલ પણ કેટલું હોવું જોઇયે ઇત્યાદિ અનેક વાતોનાં સાચાં અનુમાનો કરવાનું આ ચૈત્યપરિવાડી ઉપરથી બની શકે તેમ છે.

ચૈત્યપરિવાડી-યાત્રાનો સાચે સાચો ઢંગ લેખકે આ પરિવાડીમાં ગોઠવ્યો છે, જાણે કે પોતે સંઘની સાથે નગરની ચૈત્યયાત્રા કરવા નિકલ્યા છે અને ક્રમવાર વચ્ચે આવતાં તમામ દેહરાંઓને વાંદતા જાય છે. સંઘ જે વાસમાં જાય છે તે વાસનું નામ પોતે પ્રથમ સૂચવે છે, પછી તેમાં કેટલાં દેહરાં છે તેની સંખ્યા જણાવે છે, પછી મૂલનાયકોનાં નામ અને છેલ્લે તેમાંની પ્રતિમાઓની સંખ્યા-આ ઢંગ લેખકે લગભગ આખી પરિવાડીમાં જાલવી રાખ્યો છે, પણ પ્રતિમાઓની સંખ્યા જણાવવામાં જરા ઘોટાલો કરી દીધો છે, તે એવી રીતે કે કેટલેક ઠેકાણે તો પોતે મૂલનાયકનું નામ લખી "અવર પ્રતિમા", "અવર જિનવર" ઇત્યાદિ ઉલ્લેખોની સાથે બિંબોની સંખ્યા જણાવે છે કે જેનો અર્થ મૂલનાયક સિવાયની પ્રતિમાઓની સંખ્યા જણાવનારો થાય છે, જ્યારે ઘણે ઠેકાણે "અવર" કે "અન્ય" કંઇ પણ શબ્દપ્રયોગ કર્યા વગર પ્રતિમાસંખ્યા લખી દીધી છે તેથી તેવાં સ્થળોમાં એ શંકા રહી જાય છે કે આ સંખ્યા મૂલનાયક સહિતની જાણવી કે મૂલનાયક સિવાયની પ્રતિમાઓની? આનો ખુલાસો મૂલનાયક સહિત ગણતાં થતો નથી, તેમ મૂલનાયક સિવાયની પ્રતિમાઓની સંખ્યા ગણતાં પણ થતો નથી, કારણ કે બેમાંથી કોઇ પણ રીતે ગણતાં આખેરી બિમ્બસંખ્યાનો સરવાળો મલતો નથી. એથી એ વાત સહેજે જણાઇ આવે છે કે ગ્રન્થકારે જણાવેલી તે તે ચૈત્યોની પ્રતિમા સંખ્યા કેટલેક ઠેકાણે તો મૂલનાયક સહિતની છે અને કેટલેક સ્થળે તે સિવાયની છે; પણ સહિતની ક્યાં અને રહિતની ક્યાં તેનો ખુલાસો થવો અશક્ય છે.

ગ્રન્થકારે જેમ પ્રત્યેક વાસનાં દેહરાઓની સંખ્યા અને તેની પ્રતિમાસંખ્યા જણાવી છે, તેમ આખા નગરનાં સર્વ દેહરાઓનો આંકડો અને સર્વ પ્રતિમાઓની સંખ્યાનો આંકડો પણ તેમણે જણાવી દીધા છે.

પરિવાડીકાર પ્રતિમા સંખ્યા જણાવતાં પહેલાં દેહરાંઓને બે વિભાગમાં વહેંચી દિયે છે, મ્હોટાં

• લલિતપ્રભસૂરિએ વિ. સં. ૧૬૫૫ માં અણહિલ્લપાટણમાં ઢંઢેરવાડાના ઉપાશ્રયમાંજ શ્રીચંદ્રકેવલિચરિત (રાસ) રચેલ છે. —દ. બ. ગાંધી.

[1] આજે પણ ઢંઢેરવાડામાં પૂનમગચ્છનો ઉપાશ્રય મોજૂદ છે.

જિનમંદિરોને પોતે "ચૈત્ય" અને 'દેહરાં' કહે છે અને તેની સંખ્યા ૧૦૧ એકસો ને એક જણાવે છે, છોટાં વા ઘરમંદિરોને 'દેહરાસર' નામથી ઉલ્લેખે છે.[1] અને તેની સંખ્યા ૯૯ નવાણું હોવાનું કહે છે, પહેલા દર્જાનાં ચૈત્યોની પ્રતિમાસંખ્યા ૫૪૯૭ પાંચ હજાર ચારસોને સત્તાણુંની જણાવે છે; બીજા પ્રકારનાં જિનમંદિરો-ઘરમંદિરોની કુલ પ્રતિમાસંખ્યા ૨૮૬૮ બે હજાર આઠસો ને અડસઠ એટલી જણાવે છે.

એજ પ્રસંગે પ્રતિમાઓની નોંધ કરતાં પરિવાડીકાર લખે છે કે પાટણમાં ૧ પ્રતિમા વિદ્રુમ-પ્રવાલાની છે, ૨ સીપની અને ૩૮ અડત્રીશ રત્નની પ્રતિમાઓ છે, ૪ ચ્યાર ગૌતમ સ્વામીનાં બિંબ છે અને ૪ ચ્યાર ચતુર્વિંશતિપટ્ટકો છે.

આટલું વિવેચન કર્યા બાદ પરિવાડીકાર બન્ને પ્રકારનાં ચૈત્યોની પ્રતિમાઓની કુલ સંખ્યાનો ૮૩૯૪ એ આંકડો જણાવે છે, પણ પૂર્વે જણાવ્યા પ્રમાણે અત્ર પણ સંખ્યાનો સરવાળો મલતો નથી, બન્ને પ્રકારનાં ચૈત્યોની પ્રતિમાઓનો સરવાળો ૫૪૯૭+૨૮૬૮ =૮૩૬૫ આઠ હજાર ત્રણસો ને પાંસઠનો થાય છે, અને જો રત્નાદિની પ્રતિમા જુદી ગણીને તેની ૪૧ એ સંખ્યા આમાં ઉમેરીએ તો સરવાળો ૮૪૦૬ એ આવે છે, પણ પરિવાડીકારે આપેલ ટોટલ મલતું નથી, એનું કારણ તેમની ગફલત નહિં. પણ તેમની માનસિક અપેક્ષા છે. એટલે કે આપેલી છેલ્લી સંખ્યા પૂર્વોક્ત બે સંખ્યાઓનો માત્ર સરવાળોજ નહિં પણ તે સંખ્યામાં કેટલીક પરચુરણ સંખ્યા વધારીને જણાવેલી સંખ્યા છે, પણ આ અપેક્ષા નિબન્ધકારે શબ્દદ્વારા વ્યક્ત કરી નથી.'

પાટણ શહેરની ચૈત્યપરિવાડી પૂરી કરીને તેને લગતીજ પાટણની આસપાસનાં ન્હાનાં મ્હોટાં લગભગ ૧૨ ગામડાઓની ચૈત્યપરિવાડી પણ આ સાથે જોડી દીધી છે.

આ ૧૨ બાર ગામોનાં ચૈત્યોની સંખ્યા ૨૫ અને પ્રતિમા સંખ્યા ૧૨૦૭ જેટલી થાય છે. આ સંખ્યા પૂર્વોક્ત પાટણની પ્રતિમાસંખ્યામાં જોડીને પરિવાડીકારે આ પ્રમાણે સંખ્યા જણાવેલી છે-૯૫૯૮ નવ હજાર પાંચસોને અઠાણું. આ સંખ્યામાં પણ ૩ નો ફરક આવે છે.

પરિવાડીકારની જણાવેલી પાટણની બિંબસંખ્યાના ૮૩૯૪ એ આંકડો અને બહારગામનાં ચૈત્યોની બિંબોની સંખ્યાનો આંક જે ૧૨૦૭ નો થાય છે, એ બેને ભેગા કરતાં ૮૩૯૪+૧૨૦૭=૯૬૦૧ નવ હજાર ૭ સો ને એક થાય છે, જ્યારે પરિવાડીકારે આપેલી સંખ્યા ૯૫૯૮ છે.

એજ રીતે આપણે પ્રત્યેક મહોલ્લાનાં ચૈત્યોની પ્રતિમાઓની સંખ્યા તારવીને તેને જોડી દેતાં જે સંખ્યા આવે છે તેની સાથે પરિવાડીકારે જણાવેલી પાટણની પ્રતિમાસંખ્યા મલતી નથી. તેનું કારણ પણ લેખકની સંખ્યાપ્રતિપાદક પદ્ધતિનું અનિશ્ચિતપણુંજ હોય શકે, વલી બે ચૈત્યોની પ્રતિમાસંખ્યા પરિવાડીકારે મુદ્દલ જણાવી નથી, તેથી પણ તેમની સંખ્યા આપણી તારવેલી સંખ્યા સાથે નહિં મલતી હોય તો બનવા જોગ છે.

પરિવાડીના પરિશિષ્ટરૂપે જણાવેલી ૧૨ ગામોની ચૈત્યપરિવાડીમાં રૂપપુરની ચૈત્યસંખ્યા ધ્યાન ખેંચનારી છે, તેમાં કુલે ૧૦ જિનમંદિર અને ૩૬૭ જેટલી પ્રતિમા જણાવી છે. રૂપપુર પૂર્વે કેવડું મ્હોટું હોવું જોઇયે તે વાત આ વર્ણન ઉપરથી જણાઈ આવે છે. જે વેળા રૂપપુરની એ દશા હતી, તે વખતે ચાણસમામાં માત્ર એક મંદિર અને ૩૪ પ્રતિમાઓ હતી. આજે રૂપપુરમાં માત્ર એક મંદિર ૨૯ પ્રતિમા છે અને શ્રાવકોનાં ૩-૪ ત્રણ ચ્યાર ઘર છે, જ્યારે ચાણસમામાં ૮-૧૦ મંદિર જેવડું વિશાલ ચૈત્ય છે, અને અનેક પ્રતિમાઓ છે, જૈનવસતિ પણ

---

૧ બીજા ચૈત્યપરિવાડીકારોએ પણ મ્હોટાં મંદિર વા જિનપ્રાસાદોને માટે 'દેહરૂં' અને છોટાં ઘરમંદિરોને માટે 'દેરાસર' શબ્દ વાપર્યો છે જુઓ-" દેહરાસર તિહાં દેહરા સરખું" (હર્ષવિજયકૃત પાટણ ચૈત્યપરિવાડી) "જિન૭ પંચાણુને માઝને શ્રીજિનવરમસાદ હો × × × દેહરાસર ત્રણ્ણે સુણ્યા પંચ સયા સુખકાર હો" (હર્ષવિ૦પા૦ચૈ૦પરિ૦) "સુરતમાહે ત્રણ બ્યાસી દેહરાં દશે શ્રીકાર દોય સય પણતીસ છે દેહરાસર મનોહાર ॥" (લાધાશાહકૃત સુરતચૈત્યપરિવાડી-પ્રાચીન તીર્થમાલાસંગ્રહ ભાં૦ ૧ પૃ૦ ૬૭)

| નં૦ | વા૦ | ચૈ૦ | પ્ર૦ |
|---|---|---|---|
| ૬ | નગીનો[1] | ૧ | ૭ |
| ૭ | નવો નગીનો[2] | ૨ | ૧૨૦ |
| ૮ | કતપુરા[3] | ૨ | ૮ |
| ૯ | રુપપુર[4] | ૧૦ | ૩૬૭ |
| ૧૦ | આણુસમા[4] | ૧ | ૩૪ |
| ૧૧ | કંબોઈ[5] | ૧ | ૨૧ |
| ૧૨ | મુંજપુર | ૧ | ૩ |

## સંવત્ ૧૭૨૯ ના વર્ષમાં રચાયેલી ચૈત્યપરિવાડીના અનુસારે શ્રીપાટણ-ચૈત્યપ્રતિમા-કોષ્ટક ૨

| નં૦ | વા૦ | ચૈ૦ | પ્ર૦ |
|---|---|---|---|
| ૧ | પંચાસર | ૫ | ૧૮૦ |
| ૨ | ઉંચી શેરી | ૧ | ૫૧ |
| ૩ | પીપલાનો પાડો | ૨ | ૧૧૪ |
| ૪ | ચિંતામણિપાડો | ૨ | ૨૯૨ |
| ૫ | સગાલકોટડી | ૧ | ૩ |
| ૬ | ખરાખોટડી | ૫ | ૩૦૮ |
| ૭ | ત્રાંગડીઆવાડો | ૧ | ૪૦૪ |
| ૮ | કંસારવાડો | ૨ | ૧૦૧ |
| ૯ | સાહનો પાડો | ૧ | ૨૮૨ |
| ૧૦ | વડીપોસાલનો પાડો | ૩ | ૬૩૮ |
| ૧૧ | ત્રસેડાવાડો | ૧ | ૫૭૧ |
| ૧૨ | તંબોલીવાડો | ૧ | ૧૩૦ |
| ૧૩ | કુંભારીયાવાડો | ૧ | ૮૨ |
| ૧૪ | માંકા મહેતાનો પાડો | ૧ | ૧૬ |
| ૧૫ | મણીયાટી | ૧ | ૪૧ |
| ૧૬ | પખાલી (વાડો !) | ૧ | ૩૧ |
| ૧૭ | સાવાડો | ૨ | ૬૦૪ |
| ૧૮ | ભેંસાતવાડો | ૧ | ૬૭ |
| ૧૯ | સગર કૂઈ | ૧ | ૩૫ |
| ૨૦ | વલિયારવાડો | ૧ | ૭ |
| ૨૧ | જોગીવાડો | ૨ | ૯૫ |
| ૨૨ | મલ્લિનાથનો પાડો | ૨ | ૩૧૮ |
| ૨૩ | લખીયારવાડો | ૩ | ૪૪૭ |
| ૨૪ | ન્યાયશેઠનો પાડો | ૧ | ૬૮ |
| ૨૫ | ચોખાવટીનો પાડો | ૧ | ૪૭ |
| ૨૬ | ખલીયાં પાડો | ૧ | ૧૫૧ |
| ૨૭ | અવજી મહેતાનો પાડો | ૨ | ૪૯ |
| ૨૮ | કસુંબિયાવાડો | ૨ | ૮૪ |
| ૨૯ | વાયુદેવનો પાડો | ૧ | ૧૦૧ |
| ૩૦ | ચાચરીયો | ૧ | ૩૦૫ |
| ૩૧ | પદમાપારેખની પોલ | ૧ | ૩૨ |
| ૩૨ | સોનારવાડો | ૧ | ૪૭ |
| ૩૩ | એજડાનો પાડો | ૧ | ૧૩૮ |
| ૩૪ | ફોફલીયાવાડો | ૩ | ૪૬૮ |
| ૩૫ | ખજુરીનો પાડો | ૧ | ૧૫૮ |
| ૩૬ | ભાભાનો પાડો | ૧ | ૪૦૧ |
| ૩૭ | લીંબડીનો પાડો | ૧ | ૩૦૭ |
| ૩૮ | કરણસાહનો પાડો | ૩ | ૯૫૩ |
| ૩૯ | સંઘવીપોલ | ૧ | ૧૩૩ |
| ૪૦ | ખેતલવસહી | ૨ | ૩૭૯ |
| ૪૧ | અજુવસાપાડો | ૧ | ૬૭ |
| ૪૨ | કુંપાદોશીનો પાડો | ૧ | ૧૬ |
| ૪૩ | વસાવાડો | ૧ | ૨૨૮ |
| ૪૪ | દોસીવાડો | ૧ | ૯૧ |
| ૪૫ | આંબાદોસીનો પાડો | ૧ | ૧૬ |
| ૪૬ | પંચોટડી | ૧ | ૧૨૦ |
| ૪૭ | ઘીયાપાડો | ૨ | ૧૩૬ |
| ૪૮ | કટકીઓ | ૧ | ૧૦૭ |
| ૪૯ | ઘોલીપરવ | ૧ | ૪૬ |
| ૫૦ | જગુપારેખનો પાડો | ૧ | ૩૪ |
| ૫૧ | ફિયાવહોરાનો પાડો | ૧ | ૨૬ |
| ૫૨ | ક્ષેત્રપાલનો પાડો | ૧ | ૨૯૧ |
| ૫૩ | કોકાનો પાડો | ૨ | ૩૯૫ |

૧-૨ આનો પત્તો નથી.

૩ પાટણથી દક્ષિણમાં ૨ કોશ છેટે રુપપુર પાસે કતપુરા આવેલ છે.

૪ રુપપુર અને આણુસમા પાટણથી દક્ષિણ પૂર્વે ,, ૭ કોશ ઉપર છે.

૫ કંબોઈ ૨ બે છે, ૧ લી સોલંકીની કંબોઈ પૂર્વ દક્ષિણમાં, ૨ જી હાડેચાની કંબોઈ પશ્ચિમ દક્ષિણના ખૂણા તરફ ૬ ગાઉ ઉપર છે.

| | | | |
|---|---|---|---|
| ૫૪ | ઢંઢેરવાડો | ૩ | ૨૭૩ |
| ૫૫ | મહેતાનો પાડો | ૨ | ૩૬૫ |
| ૫૬ | વખારનો પાડો | ૨ | — |
| ૫૭ | ગોદડનો પાડો | ૧ | ૯૬ |
| ૫૮ | ત્રસેરીઓ | ૨ | ૫૧૯ |
| ૫૯ | કલારવાડો | ૧ | ૫૩ |
| ૬૦ | દણાયગવાડો | ૧ | ૧૫૪ |
| ૬૧ | ઘોઘિલ | ૨ | ૨૬૪ |
| ૬૨ | ખારી વાવ | ૧ | ૧૩ |

આ બીજી ચૈત્યપરિવાડીનો લેખક હર્ષવિજયે પાટણનાં કુલ છોટાં મહોટાં ચૈત્યો અને તેમાંની પ્રતિમાઓની સંખ્યા નીચે પ્રમાણે જણાવી છે—

"જિનજી પંચાણનઈ માઝને શ્રીજિનવર પ્રાસાદ હો।
જિનજી ભાવ ધરી મસ્તકે વંદીએ મુકી મન
વિખવાદ હો ।।જિ૦।।
જિનજી જિનબિંબની સંખ્યા સુણો માઝને તેર
હજાર હો।
જિનજી પાંચસે બહોતર વંદીએ સુખ સંપત્તિ દાતાર હો।
જિનજી દેહરાસર શ્રવણે સુણ્યા પંચસયા સુખકાર હો।
જિનજી તિહાં પ્રતિમા રલીયામણી માઝને તેર
હજાર હો ।।"

ઉપર જણાવેલાં ૯૫ જિનપ્રાસાદ નામ ઠામની સાથે પરિવાડીમાં જણાવી દીધાં છે, બીજાં ધરમંદિરો જેને ઘણા ખરા પરિવાડીકારો "દેહરાસર" એ નામથી ઓળખાવે છે તેની સંખ્યા ૫૦૦ પાંચસોની જણાવી ને તેમાં ૧૩૦૦૦ તેર હજાર પ્રતિમાઓ હોવાનું જણાવે છે. પ્રથમ ૧૩૫૭૩ એ સંખ્યા પણ જણાવેલી છે. પરિવાડીકારનાં કહેવાનો આશય એવો હોય કે 'પાટણમાં ૯૫ મ્હોટાં અને ૫૦૦ ન્હાનાં જિનમંદિર હતાં અને તેમાં અનુક્રમે ૧૩૫૭૩ અને ૧૩૦૦૦ પ્રતિમાઓ હતી.' પરંતુ આવો અર્થ કરવા જતાં વિચાર એ આવે છે કે સં. ૧૩૪૮ માં પાટણમાં ન્હાનાં મ્હોટાં ૨૦૦ મંદિરો અને ૮૩૬૫ પ્રતિમાઓ હતી તેના સ્થાનમાં સં. ૧૭૨૯ માં ૫૯૫ મંદિરો અને ૨૬૫૭૩ પ્રતિમાઓનું હોવું મન કબૂલ કરતું નથી, ૮૦ વર્ષમાં ઉપર પ્રમાણે વધારો થવો શક્ય હોય તેમ લાગતું નથી, કદાચ એમ હોઈ શકે કે પ્રથમની જ ૧૩૫૭૩ એ સંખ્યા બીજી વેળા સામાન્યપણે તેર હજાર તરીકે લખી હોય અને દેહરાસરોની ૫૦૦ એ સંખ્યા પૂર્વે જણાવેલ ૯૫ ચૈત્યો અને ઘરમંદિરો સર્વ ભેળાં ગણીને જણાવી હોય તો બનવા જોગ છે, અને તેમ જ હોવું જોઈએ, કારણ કે પરિવાડીકારે પોતે પણ સર્વ ઘરમંદિરો ગણ્યાં નથી પણ તેમણે 'શ્રવણે સુણ્યાં' છે, મતલબ કે ઘરમંદિરોની સંખ્યા ચોક્કસ નથી, છતાં એટલું તો નક્કી છે કે ૧૬૪૮ પછી પાટણમાં ઘરમંદિરો અને પ્રતિમાઓનો ખાસો ભલો વધારો થયો હતો.

સં. ૧૭૨૯ થી માંડીને સં. ૧૯૬૭ ના વર્ષપર્યન્ત પાટણની સ્થિતિ કેટલી હદે નબળી પડી અને દેહરાંની ખાસ કરીને ઘરદેહરાસરોની સંખ્યા કેટલી બધી ઓછી થઈ ગઈ તેનો ખ્યાલ આ નીચેના કોષ્ટક ઉપરથી આવી જશે.

**સં. ૧૯૬૭ માં પ્રગટ થયેલી પાટણનાં જિનમંદિરોની મંદિરાવલી[1] પ્રમાણે પાટણ-ચૈત્યસંખ્યા કોષ્ઠક ૩.**

| નં૦ | વા૦ | પ્ર૦ |
|---|---|---|
| ૧ | પંચાસર | ૧૩ |
| ૨ | કોટાવાલાની ધર્મશાલા | ૧ |
| ૩ | કોકાનો પાડો | ૨ |
| ૪ | ખેતરપાલનો પાડો | ૧ |
| ૫ | પડીગુંદીનો પાડો | ૧ |
| ૬ | ઢંઢેરવાડો | ૩ |
| ૭ | મારફતિયા મહેતાનો પાડો | ૨ |
| ૮ | વખારનો પાડો | ૨ |
| ૯ | ગોદડનો પાડો | ૪ |
| ૧૦ | મહાલક્ષ્મીનો પાડો | ૨ |
| ૧૧ | ગોલવાડની શેરી | ૨ |
| ૧૨ | નારણજીનો પાડો | ૧ |
| ૧૩ | ધાંધલ | ૧ |

૧ આ 'મંદિરાવલી' શ્રી પાટણ જૈનશ્વેતામ્બર સંઘાહ્નની સરભરા કરનારી કમીટી તરફથી બહાર પાડવામાં આવી છે.

| | | |
|---|---|---|
| ૧૪ | કલારવાડો | ૧ |
| ૧૫ | તરસેરીઆનો પાડો | ૪ |
| ૧૬ | કટકીયાવાડો | ૧ |
| ૧૭ | ઘીયાનો પાડો | ૨ |
| ૧૮ | વાગોલનો પાડો | ૧ |
| ૧૯ | પંચોટીનો પાડો | ૧ |
| ૨૦ | વસાવાડો | ૨ |
| ૨૧ | અદુવસાનો પાડો | ૧ |
| ૨૨ | ખેતરવસીનો પાડો | ૭ |
| ૨૩ | બ્રાહ્મણવાડો | ૧ |
| ૨૪ | કનાસાનો પાડો | ૪ |
| ૨૫ | લીંબડીનો પાડો | ૧ |
| ૨૬ | ભાભાનો પાડો | ૧ |
| ૨૭ | ખજુરીનો પાડો | ૧ |
| ૨૮ | વાસુપૂજ્યની ખડકી | ૧ |
| ૨૯ | સંઘવીનો પાડો | ૨ |
| ૩૦ | કસુંબીયાવાડો | ૧ |
| ૩૧ | અબજી મહેતાનો પાડો | ૧ |
| ૩૨ | બલીયા પાડો | ૧ |
| ૩૩ | ચોખાવટીઆનો પાડો | ૩ |
| ૩૪ | કેશુશેઠનો પાડો | ૧ |
| ૩૫ | નિશાલનો પાડો | ૧ |
| ૩૬ | લખીયારવાડો | ૨ |
| ૩૭ | મલ્યાતનો પાડો | ૨ |
| ૩૮ | જોગીવાડો | ૧ |
| ૩૯ | ફોફલીઆવાડો | ૬ |
| ૪૦ | સોનીવાડો | ૧ |
| ૪૧ | મણીઆતી પાડો | ૩ |
| ૪૨ | ડંક મહેતાનો પાડો | ૨ |
| ૪૩ | કુંભારીયાપાડો | ૨ |
| ૪૪ | તંબોલીવાડો | ૨ |
| ૪૫ | કપુરમહેતાનો પાડો | ૨ |
| ૪૬ | ખેજડાનો પાડો | ૧ |
| ૪૭ | તરભેડાવાડો | ૧ |
| ૪૮ | ભેંસાતવાડો | ૩ |
| ૪૯ | ચાઠવાડો | ૨ |
| ૫૦ | સાનો પાડો | ૨ |
| ૫૧ | વડીપોસાલનો પાડો | ૬ |
| ૫૨ | ટાંગડીઆવાડો | ૧૦ |
| ૫૩ | ખરાખોટડીનો પાડો | ૩ |
| ૫૪ | અષ્ટાપદજીની ખડકી | ૪ |

ઉપરના કોષ્ટક ઉપરથી જણાશે કે વર્તમાન સમયમાં પાટણના ૫૪ ચોપન વાસોમાં કુલ ૧૨૯ ની સંખ્યામાં જૈનમંદિરો વિદ્યમાન છે. જેમાં મુખ્ય મંદિરો વા દેહરાઓની સંખ્યા ૮૫ પંચાશીની છે અને બાકીનાં ૪૪ આશ્રિત ચૈત્યો વા દેહરાસરો છે કે જેમાં ઘણે ભાગે ઘર મંદિરોનો પણ સમાવેશ થઇ જાય છે, આ ઉપરથી ઘરદેહરાસરો કેટલાં બધાં ઉડી ગયાં છે તેનો ખ્યાલ આવી જશે.

આ ઘટાડાનાં ત્રણ કારણો માની શકાય. ૧ જૈનસમાજમાં ધર્મશ્રદ્ધા અને દેવપૂજા-ભક્તિનું કમી થવું, ૨-શ્રાવકોની વસતિનો ઘટાડો, ૩-શ્રાવકોનું વિશેષે કરીને પરદેશોમાં રહેવું.

ઉપર જણાવેલાં સં. ૧૬૪૮, સં. ૧૭૨૯ અને સં. ૧૯૬૭ ની સાલમાં વિદ્યમાન ચૈત્યોની સંખ્યાનાં ત્રણે કોષ્ટકો ઉપરથી પાટણની ચડતી પડતીનાં અનુમાનો થઇ શકશે.

યદ્યપિ આજે પણ પાટણ એક ભવ્ય શહેર ગણાય છે, હજારોની સંખ્યામાં અસ્તિત્વ ધરાવતા પ્રાચીન ગ્રન્થોના સંગ્રહો-ભંડારોના દર્શન નિમિત્તે અનેક ભારતીય અને યૂરોપીય વિદ્વાનોનું ધ્યાન પાટણ પોતાની તરફ ખેંચી રહ્યું છે, શ્રીમંત અને ધર્મનિષ્ટ જૈનધર્મી મનુષ્યોની લગભગ ૫-૬ હજાર જેવડી મ્હોટી સંખ્યાથી પાટણ હજી પણ પોતાનું "જૈનધર્મની રાજધાની" એ પ્રાચીન માનવંતુ નામ કેટલેક અંશે નિભાવી રહ્યું છે, એટલું છતાં પણ પાટણની તે પ્રાચીન શ્રેષ્ટતા, પ્રાચીન ભવ્યતા, પ્રાચીન સમૃદ્ધિ આજના પાટણમાં રહી નથી, તે શ્રેષ્ટતાઓ આજે તેની પ્રાચીન સ્મૃતિમાંજ નજરે પડે છે; કૃતિમાં નહિં.

ઉપરના સંક્ષિપ્ત વિવેચનથી પ્રસ્તુત પરિપાટીની ઐતિહાસિક ઉપયોગિતા વાંચકગણના ધ્યાનમાં આવ્યા વગર રહેશે નહિ.

આ પ્રસ્તુત પરિવાડીનો શબ્દાનુવાદ ન કરતાં તેનો સારાંશમાત્ર તારવીને શરૂઆતમાં આપી દીધો છે કે જે ઉપરથી પરિવાડીની સર્વ જ્ઞાતવ્ય વાતો જાણી શકાશે, અને આશા છે કે એકવાર એ 'સાર' વાંચ્યા પછી પરિવાડી વાંચનારને તેમાં ન સમજાય તેવી કંઈ પણ બાબત જણાશે નહિ.

આ પ્રસ્તુત ચૈત્યપરિવાડી તેના લેખકે કુલ ૨૩ ઢાલો, એક ચોપાઇ અને ૨૦૪ ગાથાઓમાં પૂરી કરી છે.

જે પ્રતિ ઉપરથી એની પ્રેસ-કોપી કરવામાં આવી છે, તે મૂલ પ્રતિ સં. ૧૬૪૮ ના પોષ વદિ ૧ ના દિવસે લખેલ છે. એટલે કે રચાયા બાદ માત્ર ત્રણ મહિનાની અંદર જ લખેલ હોઇ પરિવાડી પોતાના મૂલ રૂપમાં જલવાઇ રહી છે. પ્રાચીન ગૂર્જર સાહિત્યના સમાલોચકોને તેનું ખરું સ્વરુપ જણાઇ આવે એટલા માટે તેમાં કંઇ પણ ભાષાફેર ન કરતાં તેને પોતાના મૂલ સ્વરુપમાં જ કાયમ રાખી પ્રકટ કરવા ઉચિત ધાર્યું છે.

કદરદાન વાચકગણ પઠન-પાઠન દ્વારા આ ચૈત્યપરિવાડીથી લાભ હાંસિલ કરી લેખક અને પ્રકાશકના ઉદ્દેશને સફલ કરો એવી શુભાકાંક્ષા સાથે વિરમીએ છીએ.

—મુનિ કલ્યાણવિજય.

---

# હરિયાલી [ એક પ્રાચીન સમસ્યા-કાવ્ય ]

### [ કર્તા ધર્મસમુદ્ર—વિ૦ સોળમું શતક ]

ચંપકવની ચતુરપણઇ ઇક દીઠી રૂવિ રસાલી
દેસ વિદેસ પ્રસિધ્ધી બાલી મૂઢ મૂરિખ સા ટાલીજી.
બાલ કુંઆરી નારી સોહઈ કાજલ સારી
તિસરી સિરિ વરિ દોરિ અનોપમ દીસઈ સા સિણગારીજી.
ત્રિણિ ચરણ દૂણી તસ નાસા, પણિ ભીતરિ અતિ મયલી,
તોઈ વિચક્ષણ સેરઇ વદિલી, રાજવરગિ વલી પહિલીજી.
અચરિજ એક અનોપમ મોટઉ, કહતાં મનિ ન સમાઈ
સ્રી સીસ્યું ભોગ કરંતાં, જોઓ જમારઉ જાઈજી.
સઘલા વરણ જાતિ ઉતપતિનું, થાનક તેહજ લહીઈ
તેહનુ બોલઉ કિણઇ ન સહીઈ, વલી કુંડલણી કહીઈજી.
વાચક ધરમસમુદ પયંપઈ, હરષિત એહ હીયાલી.
દાહિણ પાસિ રમઈ રલીયાલી, ભલી ચંગી લટકાલીજી.

ઉલ્લેખ સ્પષ્ટ કર્યો છે; અને આ ગ્રંથના ઉપયોગી ભાગોનો સાર ડાક્ટર ભાંડારકરે ઇ. સ. ૧૮૮૩-૮૪ ના સંસ્કૃત હસ્તલેખોની શોધ વિષેના રિપોર્ટમાં અંગ્રેજીમાં ઉતાર્યો છે તેમાં આ સંબંધે પૃ. ૧૩૪ મે નીચે પ્રમાણે ઉપલી બીનાને બરાબર મળતું વચન છે:—

On one occasion there was a dreadful famine of 12 years in the land. The *Siddhantas* were forgotten for want of revision, for which the search after food left no time. At the end of the period the Sadhus assembled in Pataliputra and each one repeating what he remembered they succeeded in recovering the eleven Angas but the *Drishtivada* was forgotten. So they sent Sthulabhadra and others to Nepal to learn it from Bhadrabahu. Sthulabhadra alone persevered in studying it steadily and learnt 8 Purvas in as many years. After he had learnt ten Purvas with the exception of 2 *Vastus*, he came back with Bhadrabahu to Pataliputra.

સં. ૧૪૨૦ માં આચાર્ય પદ પામેલા જયાનંદ સૂરિ પોતાના 'સ્થૂલભદ્ર ચરિત્ર'+ માં ઉપર્યુક્ત હકીકત જણાવે છે કે:—

तस्मिन्नवसरेऽतथाभूद् दुष्कालो द्वादशाब्दिकः।
जग्मुर्मुमक्षवस्तेन तटे वार्द्धेरितस्ततः ॥५८६॥
तत्रातिक्रम्य दुष्कालं कराळं ते महर्षयः।
सुभिक्षसंभवे भूयः पाडलीपुत्रमाययुः ॥५८७॥
गुणनाभावतस्तेषां सिद्धान्तो विस्मृतस्तदा।
शास्त्रे स्वामिनि सुंदर्यां न स्थैर्यं जायते यतः॥५८८॥

+ પ્રકાશક દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ મૂલ્ય માત્ર બે આના. હવે મળતું નથી.

स्मारं स्मारं परावर्त्यैकादशांगी यतिप्रजैः।
यत्नतो मेलिता यस्मादनिर्विण्णं श्रियः ॥५८९॥

જૈન ધર્મપ્રસારક સભા (ભાવનગર) એ પ્રસિદ્ધ કરેલ ચરિતાવળીમાં આપેલા સ્થૂલભદ્ર ચરિત્ર કે જે ઉપરના સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર છે તેમાં ઉપરના શ્લોકોનું ભાષાંતર આ પ્રમાણે આપ્યું છે:—

આ સમયે બાર વરસનો વિષમ દુકાલ પડ્યો હતો તેથી સર્વે સાધુઓ સમુદ્રના કાંઠા તરફ વિહાર કરી ગયા. તેઓ સુભિક્ષ થયા પછી પાટલિપુત્ર નગરને વિષે આવ્યા. ભણવાના અભાવથી સાધુઓ સિદ્ધાંતને વિસરી ગયા, શાસ્ત્ર, રાજા અને સ્ત્રીને વિષે સ્થિરતા હોતી નથી. ઘણા ઉદ્યમથી તે મુનિઓએ અગ્યાર અંગ તો મેળવ્યા' (પરાવર્તન કરી સંભારી સંભારીને)

વિ. સં. ૧૫૦૯ માં શુભશીલ મુનિએ રચેલા ભરતેશ્વર બાહુબલિ વૃત્તિ નામના ગ્રંથમાં સ્થૂલભદ્રની કથા આપેલી છે. તેમાં પણ એજ વાત આવે છે. તે માટે જુઓ તેનું ગુજરાતી ભાષાંતર પૃ. ૭૮:—

"હવે એકદા બાર વર્ષ સુધી દુકાળ પડ્યો, તે વખતે સાધુઓનો સંઘ સમુદ્રવાટે શ્રી ગુરૂની પાસે આવ્યો.–આવો વિષમ સમય થવાથી સાધુઓ ક્ષુધાથી પીડાતા હોવાથી ભણતા ગણતા બંધ થયા, તેથી સૌ સિદ્ધાંતો વિસરી ગયા. તે ઉપરથી પાટલિપુત્ર નગરમાં સંઘ મળ્યો. ત્યાં જેને જેને જે જે સૂત્ર આવડતાં હતાં, તે તે એકઠાં કરીને અગીઆર અંગ પૂર્ણ કર્યાં ત્યાર પછી શ્રી સંઘે બારમા દૃષ્ટિવાદ અંગ માટે બે સાધુઓને શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે મોકલ્યા."

આ રીતે આપણે સં. ૧૧૬૬ થી સં. ૧૫૦૯ સુધીમાં થયેલા પ્રસિદ્ધ ગ્રંથકારો હેમચંદ્રાચાર્યથી માંડીને શુભશીલ મુનિ જે જણાવે છે તે પરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે મગધના પાટનગર પાટલિપુત્રમાં પ્રથમ જૈન પરિષદ (સંઘ) મળી હતી. આથી પણ પ્રાચીન પ્રમાણ આની સબળતા માટે જોઈતું હોય તો વિક્રમ સંવત્ ૫૮૫ માં સ્વર્ગસ્થ થયેલા શ્રીમાન્ હરિભદ્રસૂરિનો પ્રાકૃત ભાષાનો ઉપદેશપદ નામનો ગ્રંથ છે. તેમાં ગાથામાં જણાવેલું છે કે:—

અદ્યાપિ તે ભવનથી મુજને હરંતા,
દુર્વાર ભીષણ દૂતો યમ દૂત જેવા;
શું શું ન કીધું બહુ રીત મદર્થ સારે,
સાલે મને નયનના રુકતાંજ કેમ. ૩૧

અદ્યાપિ રાત્રિદિન તે હૃદયેજ સાલે,
પૂર્ણેન્દુ રમ્ય મુખ જે મમ વલ્લભાનું,
લાવણ્યથી અમૃતધામ શશી જિતે જે;
દેખાવના પ્રતિક્ષણે ફરીને ફરીં હા ! ૩૨

એકાગ્ર આણીં હજીયે મન કેરીં શક્તિ,
ધારૂં હૃદે રમણીં તે મમ જીવિતાશા;
નાજુક્ત જે કદીય યૌવન ભાર હારી,
જન્માંતરે પણ ગતિ મમ તેજ થાઓ. ૩૩

અદ્યાપિ તે વદન પંકજગંધ લુબ્ધ—
ઉડ્યાં અતિકુલથી ચુમ્બિત ગંડ દેશે;
ઉડેલ કેશ લટ હસ્તવડે રચંતા,
મોહે અતિ હૃદયને ધ્વનિ કંકણોના. ૩૪

કીધા નખક્ષત વળી સ્તનમંડળે જ્યાં,
ત્હેના હજીય મધુપાનથી મોહ પામી;
જાગી ઉઠી સકલ રોમ ખડાંજ થાતાં;
ચોમેર જોતીં વળીં રક્ષતીં તે સ્મરૂં હું. ૩૫

અદ્યાપિ રોષભરીં ઇચ્છતીં તે જવાને,
વાતો વિષે ન જરીં ઉત્તર દેતી મુખે;
રોતી ચુમી લઈ પગે પડીને હું કહેતો,
ત્હારો હું દાસ પ્રિય હે ભજને સ્મરીશ. ૩૬

અદ્યાપિ ત્યાંજ મન દોડતું શું કરૂં હું,
સાથે સખી સહુ વસે નિજ વાસ તે જ્યાં;
કાન્તાંગ સંગ વળીં હાસ્ય વિચિત્ર નૃત્ય,
ક્રીડા થકી સુખદ કાળ હું એમ ગાળું. ૩૭

અદ્યાપિ જાણું નહિ ધશ તણી ઉમા કે,
શાપે પડી શચીં સુરેશનીં કૃષ્ણ-લક્ષ્મી;
બ્રહ્મેજ શું ઘડી હશે જગમોહનાર્થે,
આરતં સુંદર નિરીક્ષણ લાલસાથી. ૩૮

અદ્યાપિ વર્ણવીં શકે જગમાં ન કોઇ,
મ્હારી પ્રતિકૃતિ અદષ્ટ શી સુન્દરીને;
બેઉ સમું કદીં ખરે રૂપ હોય જોયું,
ના અન્ય કો સુરપતિ વિણ સંભવે તે. ૩૯

અદ્યાપિ કાજળથીં નેત્ર પ્રકાશતાં તે,
હાંસી કરે શું જઇ કર્ણ સમીપમાં એ;
અત્યુચ્ચ ગોળ ઘન જે સ્તનયુગ્મ ભારે–
સ્ત્રીની કટિ કૃશ અતિ થતીં દોષ શાને. ૪૦

અદ્યાપિ શારદ શશી સમીં સ્વચ્છ ગૌરી,
દેખી ચળે મુનિતણું મન કોણ હું ત્યાં !
પામું સુધામય હું જો મુખ સુન્દરીનું,
પીઉં ચુમી ચુમીં અમી ન ગળેજ બિન્દુ ! ૪૧

અદ્યાપિ હા ! કમલરેણુ સુગન્ધ ગાન્ધ,
તે પ્રેમવારિ મકરધ્વજ પાન યોગ્ય;
પામું હું જો સુરત ઉત્તમ તીર્થ નિશ્ચે,
પ્રાણો ત્યજું ફરીં મળે પ્રિય એજ હેતુ. ૪૨

અદ્યાપિ લક્ષ જગતે રમણી વસંતી,
નાના ગુણો અધિકને અધિકે ભરેલી;
કોઈ ન તેનું ઉપમાન થવાજ યોગ્ય,
એવું સ્વરૂપ હૃદયે મમ એમ ભાસે. ૪૩

અદ્યાપિ તે ફરીં મળે નલિની વને જો,
રોમાંચવીચિથી સુહાતીં પ્રસન્નચિત્તા;
કાદંબ કેશર સમી મમ બંધ નેત્ર !
શ્રાન્તિ હરે તનુતણી પ્રિય રાજહંસી. ૪૪

અદ્યાપિ તે નૃપતિશેખર રાજકન્યા,
સંપૂર્ણ યૌવન મદાલસ લોલનેત્રા;
ગંધર્વ યક્ષ સુર કિન્નર નાગકન્યા—
સ્વર્ગેથી શું ઉતરીં આવીંજ ચિન્તું એમ. ૪૫

અદ્યાપિ અંગ થકી જે બની વેદી-મધ્ય,
ઉંચા સુધા કલશ યુગ્મ સમા સ્તનોની,
નાના પ્રકાર શણગાર વડે સજેલી;
ઉંઘી ઉઠેલ કદીં ભૂલું ન રાતદિન. ૪૬

અદ્યાપિ તે મદભરેલ સુવર્ણ કાન્તિ,
લજ્જાતુરા બહુ નમી કરેતી સુચેષ્ટા;
પ્રસંગ સંગ વળી ચુમ્બન મોહલીન,
સંજીવની હૃદયની પ્રમદા સ્મરૂં હું. ૪૭

અદ્યાપિ તે સુરતયુદ્ધ વિષે પરાસ્ત,
બન્ધોપબન્ધ પતનોત્થિત શૂન્ય હસ્ત;
દંતક્ષતે વળી નખક્ષતરક્તસિક્તા,
તેની સ્મરૂં કઠિનતા રતિયુદ્ધયોગ્ય. ૪૮

અદ્યાપિ શ્રેષ્ઠ સુભગા વધૂનો વિયોગ,
કેમે ન હું સહી શકું વિધિ અન્યથી તો;
મૃત્યુર્જ ભાઇ ચહું દુઃખની શાન્તિ અર્થે,
વિજ્ઞાપના કરૂં તમોય હણો ત્વરાથી. ૪૯

મૂકે ન શંકર હજુ પણ કાલકૂટ;
ધારેજ કૂર્મ ધરણી ધરી નિજ પીઠે;
ધારેજ દુઃસહ મહોદધિ વાડવાગ્નિ;
સ્વીકાર્યું તે સુકૃતિઓ પરિપૂર્ણ પાળે. ૫૦

[ આ વસંતતિલકા છંદમાં સમશ્લોકી અનુવાદ છે. મૂળનો ભાવ કાયમ રાખવા અનુવાદકે બનતો પ્રયત્ન કર્યો છે. હમણાં રા. નાગરદાસ ઇ. પટેલે કરેલો સમશ્લોકી ગૂજરાતી અનુવાદ 'ચાંદની' પત્રમાં છપાઇ ગયા પછી જૂદા પુસ્તકાકારે પ્રગટ થયેલો છે ને તેના પર સમાલોચના જુદે જુદે સ્થલે આવી છે. અમોએ તે પુસ્તક જોયું નથી તેથી તેનો અને આનો મુકાબલો કરી શકીએ તેમ નથી, વાચકો બંનેની સરખામણી કરી જોશે. આના અનુવાદક એક જૈન છે, અને તેથી તેના આ અનુવાદને અહીં સ્થાન આપ્યું છે. આનો ગુજરાતી અનુવાદ પદ્યમાં જૈન સાધુ નામે જ્ઞાનાચાર્યે વિક્રમ સોળમા શતકમાં તેમજ સારંગ કવિએ ૧૭ મા શતકમાં કરેલ છે કે જેનો ઉલ્લેખ અમારા 'જૈન ગૂર્જર કવિઓ' ભાગ ૧ લો, એ નામના પુસ્તકમાં જોઈ શકાશે. તંત્રી. ]

# અમારો સત્કાર.

જૈન યુગ [ જૈન શ્વે૦ કૉન્ફરન્સ ખાસ અંક]: તંત્રી–મોહનલાલ દલીચંદ દેસાઇ, બી. એ., એલ-એલ. બી., વકીલ હાઇકોર્ટ, મુંબઇ; વાર્ષિક લવાજમ રૂ. ૨,. હવેથી રૂ. ૩. ] બાર માસથી આ માસિક જૈનજાતિની ઉત્તમ સેવા, ને સાહિત્યની દૃષ્ટિએ તો સૌની સેવા, બજાવી રહ્યું છે. આ ખાસ અંક શ્વે૦ કૉન્ફરન્સ સંબંધેનો છે. ઉંઘતા બંગાળ-સિંહને લૉર્ડ કર્ઝને લાત મારીને જગાડયો હતો ને એમ કરી બંગાળમાંજ નહિ પણ આખા ભારતમાં જીવનપ્રાણ ફુંક્યો હતો, તેમ આજે જૈનતીર્થરાજ શત્રુંજયના જાત્રાળુ ઉપર કર નાખવાને લોભે એક વાર જૈનસંઘના રખોપા પણ આજે શેઠ થઇ બેઠેલા પાલીતાણાના દરબારને પક્ષે ઉભા રહી મી. વૉટ્સને હડહડતો અન્યાય ભર્યો ફેંસલો આપી સખ્ત લાત લગાવીને એ જાતિમાં પ્રચંડ જીવનપ્રાણ ફુંક્યો છે. કૉન્ફરન્સના અહેવાલની લીટીએલીટીએ અને અક્ષરે અક્ષરે એ જીવનપ્રાણ તરવરી રહ્યો છે. સમસ્ત હિંદીપ્રજા એ પ્રાણે જીવતી થઇ ગઇ છે, એમ કોન્ફરન્સમાં હાજર રહેલા જૈનેતર ભાઇઓના પ્રબળ શબ્દોથી જણાઈ આવે છે. આ પ્રાણ સદૈવ જાગતો રહે એવી વ્યવસ્થા જૈનનેતાઓ કરશે, શિથિલતાનો કંઇક અપવાદ પામેલી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી પણ તેમાં સહૃદય જોગ દેશે એવી આશા છે. મી. વૉટ્સન તો ચુકાદો આપી ઘેર ચાલતા થયા છે, પણ પાલીતાણાના દરબારની લોભવૃત્તિ છોડાવવી એ જૈનોના હાથમાં છે. જાત્રાનિષેધથી તો એ દરબારને આજ સુધી રૂ. ૧૫૦૦૦ મળતા તે બંધ થશે; જાત્રાળુઓના વેપારથી એમની પ્રજાને લાભ થતો તે પણ બંધ થશે; પણ અભિમાની દરબાર એ બન્ને હાનિ સહી લેવા પણ તૈયાર થશે એથી આ વિકટ ધર્મપ્રશ્નનો નિવેડો આવવાનો સંભવ નથી, માટે અહિંસક જૈનપ્રજાએ અહિંસક સત્યાગ્રહ કરીને જ એનો નિવેડો લાવવો પડશે. જાત્રાએ જવું, મુંડકી વેરો ના આપવો, દરબારના કેદખાનામાં જવું. અંગ્રેજ સરકારની જૈનપ્રજાને આવાં દુઃખ આપતાં દરબારે પાછું જોવુંજ પડશે, નહિ જુએ તો અંગ્રેજ જેવો ધણી બેઠો જ છે. જૈનસિંહ, હવે તો આમાં ધાર્યો નિકાલ આણ્યા વિના પાછો બોડમાં પેસતો જ ના. પાટીદાર—આસો ૧૯૮૨.

જૈનયુગ—શ્રી. જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ ખાસ અંક.

પ્રસ્તુત અંકમાં ગયા જુલાઇની ૩૧ મી તારીખે મળેલી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સની ખાસ બેઠકનો વિગતવાર હેવાલ, પ્રમુખોનાં ભાષણો, પરિષદના ઠરાવો આદિ સાથે આપ્યો છે. ઉપરાંત કોન્ફરન્સને લગતા કેટલાક ફોટાઓ પણ આપ્યા છે. "જૈનયુગે" આ પવિત્ર શત્રુંજયગિરિ સંબંધી એકત્રિત હકીકત આપીને આ પ્રસંગે જૈન કોમની સેવા ઉઠાવી છે, તે માટે બેશક તે ધન્યવાદને પાત્ર છે.

ગુજરાતી તા. ૧૭–૧૦–૨૬.

જૈનયુગ—શ્રી મહાવીર નિર્વાણ-દીપોત્સવી ખાસ અંક—

પ્રસ્તુત અંકમાં શ્રી મહાવીરના જીવનને લગતા વિવિધ પ્રસંગોના ઘણા નાના મોટા લેખો આપેલા છે, તેમાં મહાવીર Super-manનો લેખ ખાસ મનનીય છે.

ગુજરાતી તા. ૧૪–૧૧–૨૬.

# મારી કેટલીક નોંધો.

## ૧. શૃંગારશાસ્ત્ર.

રૂદ્રાદિત્ય—રૂદ્રભટ્ટે શૃંગારતિલક ત્રણુ પરિચ્છેદમાં રચ્યો છે તેની સુંદર મરોડના સાફ અક્ષરોમાં એક જૈન મુનિના હસ્તથી સં. ૧૭૦૧ માં લખાયેલી પ્રત મુંબઇ માંડવીપર શેઠ હીરજી ખેતશીના માળામાં રહેતા શ્રાવક શેઠ વર્ધમાન રામજી પાસે છે. તે લેખકની પ્રશસ્તિ નીચે પ્રમાણે છે:—

શ્રી અંચલ ગચ્છાધિરાજા । પૂજ્ય ભટ્ટારક શ્રી ૫ શ્રી કલ્યાણસાગર સૂરયસ્તેષાં ગચ્છે વાચક શિરોમણિ વા૦ શ્રી ૫ શ્રી સત્યશેખર ગણય સ્તેષાં શિષ્યા વા૦ શ્રી ૫ વિવેકશેખર ગણય સ્તેષાં શિષ્યા પંડિત ચક્રચૂડામણયો પં૦ શ્રી ૫ શ્રી ભાવશેખર ગણા સ્તેષાં શિષ્યા વાગ્ચાતુરી તુરી સંવીતાતીતાતી તાંશુતાંશુપ્રકારપ્રવરહીરચીરચમત્કૃતાશેષ ગત નિરશેષતમઃ સ્તોમ સુસોમસૌમ્યાંગાકૃતિ પ્રાજ્ઞ યતિતતીન્ સજ્જનાચાર્ય મુનિશ્રી ૧ શ્રી ભુવનશેખર ગણિ તસ્ત્રશુભ્રાત્ મુનિ પદ્મસાગરેણ લિખિતમ્ ॥ શૃંગારતિલક નામ શૃંગાર શાસ્ત્રં ॥ સંવત્ ૧૭૦૧ વર્ષે કાર્તિક માસે શુકલ પક્ષે પંચમ્યાં તિથૌ ગુરવાસરે શ્રી ભુજનગર મધ્યે યદુવંશ શૃંગાર હાર મહારાવ શ્રી ભોજરાજજી વિજયિ રાજ્યે ॥ શ્રી રસ્તુ ॥ કલ્યાણં વિપુલં ભૂયાત્ ॥

આ પરથી જણાય છે કે જૈન સાધુઓ શૃંગાર શાસ્ત્રાદિકનો અભ્યાસ કરતા હતા, પછી તે જૈન કે જૈનેતર કૃત હો. અને જૈનેતર શાસ્ત્રો લખી લખાવી તેને સાચવી રાખતા. આ શૃંગારતિલકના લખનાર પદ્મસાગરે કચ્છના ભુજ નગરમાં તે ગ્રંથ સં. ૧૭૦૧ માં લખ્યો છે તે વખતે ભોજરાજજી કચ્છના રાવ હતા અને તે 'રાવ' શબ્દ રાય–રાજ પરથી થયેલ છે ને તે માટે તે ભોજરાજજીની આગળ 'મહારાવ' એ શબ્દ મૂકેલો છે. આ પ્રતિમાં ૧૦ પાનાં છે અને તેમાં પહેલા પાના પર શંકરનું તેમજ નવમા પાના પર પુરૂષ અને સ્ત્રીનું એમ બે રંગીન ચિત્રો છે કે જે વિક્રમ સતરમી સદીમાં ચિત્રકળા કેવી હતી તેનો નમુનો પૂરો પાડે છે. દરેક પાનામાં ૧૯ પંક્તિ છે. આ પ્રત ગત આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નાં પ્રદર્શનમાં અમારા તરફથી મૂકવામાં આવી હતી.

## ૨ ગિરનાર.

'ગિરનાર' પર 'નલિનીકાન્તે' રચેલી કવિતા વસન્તના શ્રાવણ (૧૯૮૧)માં પ્રકટ થઇ છે તેમાં નીચેની કડીઓ પણ છે:—

રચાયાં ભવ્ય જૈન મન્દીર, ગગનને ચૂમ્બતાં રે લોલ !
પુણ્ય પંથમાં એ ભારતવીર લક્ષ્મી વેરતાં રે લોલ !
—ન્હાના ન્હાના ડુંગરડાની મધ્ય,
ગિરીવર રાજતો રે લોલ !
ઉભાં જ્યાં મનગમતાં મહાલય, વસ્તુપાલનાં રે લોલ !
રચાયાં મન્દિર નમુના રૂપ, સંપ(પ્ર)તિ રાયનાં રે લોલ !
ભર્યું છે સમીપ નિર્મલ નીર, સહ શિલા મહીં રે લોલ !
પ્રભુતા અતુલ જૈન મન્દિર, વિભૂતિ વિશ્વની રે લોલ !
... ... ...
તપ્યાં તપ નેમિનાથ ભગવાન, સીતાવન જ્યાં વસ્યાં રે લોલ !

છેવટમાં તે ગિરનારને ઉદ્દેશી જણાવેલું છે—
નિરંતર ભારતનાં નર નાર, સ્થલ સ્થલ વિચરે રે લોલ !
સનાતન પુણ્યભૂમિ ગિરનાર, સહુ હુને નમે રે લોલ !—
અવિચળ શાશ્વત ઓ ગિરિરાય ! શ્રવણ કર એટલું રે લોલ !
લઇ જા ઉન્નત જીવનશૃંગ, સફલ કર જીવવું રે લોલ !—
દુઃખી આ ભારતનાં સન્તાન, આધિ વ્યાધિમાં રે લોલ !
પ્રભો ! એ તન મનનાં કૈં દુઃખ સહ્યાં સહેવાય ના રે લોલ !—
અવિચળ શાશ્વત ઓ મહારાય !, પ્રજાજન રક્ષજે રે લોલ !
ગ્રહી તુજ કરમાં માનવબાલ, વેગે ઉદ્ધારજે રે લોલ !

## ૩ પ્રાચીન દ્વારકાપુરી.

'પ્રાચીન દ્વારકાપુરી એ નામનો રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો નિબંધ 'પુરાતત્ત્વ'ના પોષ–ચૈત્ર (૧૯૮૨)ના અંકમાં પ્રસિદ્ધ થયો છે તે ખાસ વિચારવા જેવો છે. મહાભારતાદિમાંથી ઉતારા લઇ બતાવ્યું છે કે:—

'મહાભારતમાંથી, કરેલા ઉપરના ઉતારાઓ ઉપરથી એટલું સ્પષ્ટ લાગે છે કે કાઠીઆવાડમાં રૈવતક પર્વત પાસે કુશસ્થલી નામનું ગામ જુના વખતમાં હતું. પછી જરાસંધની બીકથી યાદવોને જ્યારે મથુરા છોડીને પશ્ચિમમાં ભાગવું પડયું ત્યારે તેઓએ આ કુશસ્થલીને સુશોભિત, સુરક્ષિત શહેર બનાવ્યું' તથા રૈવતક પર્વત–ગિરનાર ઉપર કીલ્લો બાંધ્યો.'

અને પછી સમુદ્રકાંઠે દ્વારકા આવેલાની વાતનો જેમાં ઉલ્લેખ છે તે કેમ થયો તે વગેરે બતાવી છેવટે રા. શાસ્ત્રીએ જણાવ્યું છે કે,

'આ રીતે આધુનિક દ્વારકા ઘણું કરી ગુપ્તકાલીન વિષ્ણુ મંદિરની આસપાસ પાછળથી વસેલું ગામ છે અને પ્રાચીન દ્વારકા ગિરનારની તળેટીમાં જૂનાગઢની આસપાસ હોવું જોઇએ !'

આ આખો લેખ વાંચી, પછી જૈન સાહિત્ય નેમિનાથના ચરિત્રમાં તેના પૈતૃકભાઇ શ્રી કૃષ્ણ વાસુદેવની દ્વારકા સંબંધમાં શું શું જણાવે છે, તે વર્ણનો જૈનેતર સાહિત્યનાં વર્ણનો સાથે બંધ બેસે છે કે નહિ એ પર જૈનમુનિ મહારાજો યા કોઇ જૈન વિદ્વાનો પ્રકાશ પાડવા મથશે તો તેમને માટે એક યોગ્ય વિષય છે.

## ૪ શ્રી દેવચંદ્રજી.

આ ખરતરગચ્છમાં એક અધ્યાત્મરસિક પંડિત થઇ ગયા છે. તેમનો જન્મ સં. ૧૭૪૬ અને સ્વર્ગવાસ સં. ૧૮૧૨ માં થયેલ છે. તેમનું જીવનચરિત્ર સુભાગ્યે તેમના સ્વર્ગવાસ પછી તેમના શિષ્યના કહેવાથી કોઇ કવિયણે સં. ૧૮૨૫ માં કવિતામાં 'દેવવિલાસ' એ નામથી રચેલું મળી આવ્યું છે અને તે શ્રી બુદ્ધિસાગર સૂરિ ગ્રંથમાલા ગ્રંથાંક ૧૦૩-૧૦૪ માં છપાયેલું છે. તે પર ૬૪ પાનાની આલોચના વિવેચન અને ઉહાપોહ સહિત 'અધ્યાત્મરસિક પંડિત દેવચંદ્રજી' એ મથાળા નીચે અમોએ લખેલી છે તે તેમાં પ્રકટ થયેલ છે. તે વિચારપૂર્વક વાંચી જવાથી તે અધ્યાત્મરસિકનો પરિચય વિશેષપણે થઇ શકશે. આ પંડિતજીની કૃતિઓ 'શ્રીમદ્ દેવચંદ્રજી' (બે ભાગમાં) એ નામના પુસ્તકમાં ઉક્ત ગ્રંથમાલાના ૪૯ અને ૫૩ મા મણકામાં પ્રસિદ્ધ થયેલ છે.

હમણાં તાજેતરમાં તેમની ચોવીશીની ૧૬ પાનાની એક હસ્તલિખિત પ્રત રાજકોટના ગોકળદાસ નાનજી પાસેના મુનિશ્રી વિનયવિજયજીના ભંડારમાં જોવામાં આવી તેમાં છેવટે 'સં. ૧૭૭૮ ના વર્ષે પોષ સુદિ ૧૪ વાર શુક્રે રાજનગરે' એમ લખ્યા મિતિ અને સ્થળ જણાવેલ છે તે પરથી સિદ્ધ થાય છે કે તે

બીજું તેમની 'અધ્યાત્મ ગીતા' નામની ગૂજરાતી ભાષાની પદ્ય કૃતિ છે તે પર તપગચ્છીય જિનવિજય શિષ્ય ઉત્તમવિજયના શિષ્ય અમીવિજયના શિષ્ય કુંવરવિજયજીએ સં. ૧૮૮૨ આસાઢ વદિ ૨ ગુરૂવારે શ્રી મારવાડ મધ્યે શ્રી પાલીનગરે શ્રાવિકા બાઇ લાડુબાઇને શીખવાને અર્થે હેતુ ઉપદેશને કારણે બાલાવબોધ રચ્યો છે. સંવત્ આપી છેવટે જણાવેલું છે કેઃ—

સંવેગીમાં જેહ સિરદાર, તેહના ગુણ કહિતાં નહિ પાર,
સમર્યાં સંકટ દૂરે ટલે, સેવ્યાથી શિવસંપદ મલે. ૧
જિન ઉત્તમ પદ પંકજ રૂપ, તેહને સેવે સુરનર ભૂપ,
અમી કુંયર કહે નિજરૂપ, એ અધ્યાત્મ ગીતાનો
સ્વરૂપ. ૨
અલ્પ બુદ્ધિ મેં રચના કરી, શુદ્ધ કરો પંડિત જન મલી,
ભણે ગુણે વલિ જે સાંભળે, તસ ઘર લછી લીલા કરે. ૩

આ પ્રત ઋષિ હુકમચંદે પાલી મધ્યે સંવત ૧૮૮૫ ના વર્ષે શાકે ૧૭૫૧ પ્રવર્ત્તમાને માસોત્તમ માસે ચૈત માસે શુક્લપક્ષે ૭ તિથૌ, ભૃગુવારે લખી છે. પાનાં ૬૩ છે તે તે દરેકમાં ૯ પંક્તિ છે. આ પ્રત ઉપરોક્ત ભંડારમાંથીજ જોવામાં આવી છે.

## ૫ દેવચંદ્રજી કૃત અપ્રકટ સ્તવનો.

### (૧) અષ્ટાપદ સ્તવન.

શ્રી અષ્ટાપદ ગિરિવર ઉપર, જિનવર ચૈત્ય જુહારો,
ભરતભૂપ કૃત ચોમુખ સુંદર, શિવસુખ કારણ ધારો. ૧
ભેટો શિવસુખ કારણ કાજિ, ભવિજન એ તીરથને,
મેટો મોહ અનાદિ ભવ ભવના સંકટને. ભેટો૦ ૨
બહુ ભવસંતતિ કર્મ સહિ, પિણ જે ભેટે એ ઠામ,
ક્ષેત્ર નિમિત્તે શુચિ પરિણામે, પામે નિજગુણ ધામ. ૩
ઋષભ જિનેસર પરમ મહોદય, પામ્યા ઇણ ગિરિશૃંગ,
ચિદાનંદ ઘન સંપતિ પૂરણ, સીધા બહુ મુનિસંગ. ૪
ભરત મુનિસર આતમસત્તા, સકલ પ્રકટ ઇહાં કીધ,
ઇણ પરિ પાટે અસંખ્ય સંયમી, સર્વ સંવર પદ લીધ. ૫
જે જિન સત્તા તત્ત્વ સરૂપે, ધ્યાન એક લય ધ્યાવે,
અનેકાંત ગુણ ધર્મ અનંતા, થાયે નિર્મલ ભાવે, ૬
તેહનું કારણ આતમગુણ ત્રય, તસ કારણ જિનરાજ,
તસ બહુ માન જ્ઞાન હેતુથી, તિણ એ ભવોદધિ પાજ. ૭
મિથ્યામોહ વિષય રતિ ધોઠી. નાસે તીરથ દીઠે.

ઠવણા ભાવ નિક્ષેપ ગુણીનો, સમ આલંબન જાણી,
ઠવણા અષ્ટાપદ તીરથવર, સેવો સાધક પ્રાણી. ૯
ભવજલ પાર ઉતારણ કારણ, દુખ વારણ એ શંગ,
મુગતિ રમણીનો દાયક લાયક, નિત વંદો મન રંગ. ૧૦
તીરથ સેવન શુચિ પદ કારણ, ધરી આગમ સાખે,
શ્રદ્ધા આણી જે તીરથ પૂજે તે શિવ સુખને ચાખે. ૧૧
સાધ્ય દૃષ્ટિ સાધનની રીતે, સ્યાદ્વાદ ગુણ વૃંદ,
દેવચંદ સેવે તે પામે, અક્ષય પરમાણંદ. ૧૨

(૨) સમેતશિખર સ્તવન.

ઢાલ-એડલે ભાર ઘણો છે રાજ, વાતાં કિમ કરો છો એ દેશી.

જંબૂદ્વીપ દક્ષણ વર ભરતહ, પૂરવદેશ મઝાર;
શ્રી સમેતશિખર અતિસુંદર, તીરથમેં સરદાર. ૧
ભેટયો ભાવ ધરિ મેં આજ.
એ તીરથ ગુણ ગિરૂયો. ભેટયો૦
વીસ જિણેસર શિવપદ પાંમ્યા, ઇણ પરવતને શૃંગ,
નામ સંભારી પુરૂષોત્તમના, ગુણ ગાવો મનરંગ. ૨
ઇમ ઉત્તર દિશ ઐરવત ખેત્રે, શ્રી સુપ્રતિષ્ઠ નગેંદ્ર,
શ્રી સુચંદ્ર આદિક જિનનાયક, પામ્યા પરમાણંદ. ૩
ઈમ દસ ખેત્રે વીસે જિનવર, ઇક ઇક ગિરિવર સિદ્ધા,
તિત્થુંગાલિ પયંના માંહે, એ અક્ષર પરસિદ્ધા. ૪
એ તીરથ વંદિ સવિ વંદ્યા, જિનવર શિવપદ ઠામ,
વીસે ટુંક નમો સુભ ભાવે, સંભારી પ્રભુ નામ. ૫
તરીયે જેહના સંગ ભવોદધિ, તીન રતન જિહાં લહીયે,
જે તારે નિજ અવલંબનથી, તેહને તીરથ કહીયે. ૬
શુદ્ધ પ્રતિત ભગતથી એ ગિર, ભેટયાં નિર્મલ થઇયે,
જિનતતિ ફરસભૂમિ દરસણથી, નિજ દરસણ થિર કરીયે ૭
સૂત્ર અર્થ ધારી પિણ મુનિવર, વિચરે દેશ વિહારી,
જિન કલ્યાણક થાનક દેખી, પછી થાયે પદ ધારી. ૮
શ્રી સુપ્રતિષ્ઠ સમેત શિખરની, ઠવણા કરી જે સેવે,
શ્રી સુકરાજ પરે તીરથ ફલ, ઇંહાં બેઠાં પણિ લેવે ૯
તસુ આકાર અભિપ્રાય તેહને, તે ખુધે તસ કરણી,
કરતાં ઠવણા શિવફલ આપે, ઈમ આગમમે વરણી ૧૦
જિણ તે તીરથ વિધિસ્યું ભેટયો, તે તો જગ (જ)સ લહીજે,
તે ઠવણા ભેટંત અમે પિણ, નરભવ લાહો લીજે. ૧૧
દશ ખેત્રે ઇક ઇક ચોવીશી, વીસ જિનેશ્વર (સીઝે)
સિધ્ધ ખેત્ર બહુ જિનના દેખી, આદરો મનરો રીઝે. ૧૨
દીપચંદ્ર પાઠકનો વિનયી, દેવચંદ્ર ઇમ ભાસે,
જે જિન ભગતે લીણ ભવિજન, તેહને શિવસુખ પાસે. ૧૩

## ૬. શ્રી આનંદઘનજીની ચોવીશી કે બાવીશી.

શ્રી યશોવિજય ઉપાધ્યાયજી કૃત પુસ્તકોની ડીપ પાટણના ભંડારમાં એક હસ્તલિખિત પાના પર મળી આવી હતી તેમાં તેમનો આનંદઘન બાવીસી પર બાલાવબોધ એ પણ એક ગ્રંથ છે. તે હજુ પ્રાપ્ત થયો નથી. વિશેષમાં બીજા બાલાવબોધ જ્ઞાનવિમલ સૂરિએ અને જ્ઞાનસાર મુનિએ કર્યા છે; પણ તે બંનેના જુદા જુદા બાલાવબોધ છપાયા નથી. જ્ઞાનવિમલ સૂરિ કૃત બાલાવબોધની એક હસ્તલિખિત પ્રત મુનિ વિનયવિજયજીના ગ્રંથ સંગ્રહમાં હા. રા. ગોકુળદાસ નાનજી ગાંધી રાજકોટમાં જોઈ, તેમાં શ્રી આનંદઘનજી કૃત બાવીસ જિનનાં સ્તવનો પર બાલાવબોધ આપી પછી તે સૂરિએ એ જણાવેલું છે કેઃ—

'લાભાનંદજી કૃત તવન એતલા ૨૨ દિસે છે; યદ્યપિ હસ્યે તોહી આપણે હાથે નથી આવ્યા; હિવે જ્ઞાનવિમલજી કૃત ૨ તવન લખીઇ છે.'

આ પછી જ્ઞાનવિમલસૂરિના સ્વકૃત બે સ્તવનો મૂકવામાં આવ્યાં છે. આ પરથી પ્રાયઃ જણાય છે કે યશોવિજયજી અને જ્ઞાનવિમલસૂરિ કે જે બંને આનંદઘનજી ઉર્ફે લાભાનંદજીના સમયમાં અને તે સમયની આસપાસ અનુક્રમે થઈ ગયા તેમને ૨૨ સ્તવનજ હાથ લાગ્યાં હોય. માટે ખરાં આનંદઘનજીનાં સ્તવન પહેલાથી ૨૨ મા જિન સુધીનાં પ્રકટ થયાં છે તે છે. પછીનાં બે—પાર્શ્વ સ્તવન 'ધ્રુવપદ રામી હો સ્વામી માહરા' અને મહાવીરસ્તવન 'વીરજીને ચરણે લાગું, વીરપણું તે માગું રે' એની છેવટે અનુક્રમે 'પૂરણ રસિયો હો નિજગુણ પરસનો, આનંદઘન મુજમાંહિ' અને 'અક્ષય દર્શન જ્ઞાન વિરાગે, આનંદઘન પ્રભુ જાગેરે' એમ 'આનંદઘન' નામ સહિત આવે છે તે ખુદ આનંદઘનજીકૃત નથી એમ લાગે છે. શ્રી આનંદઘનજી કૃત લાગતાં ૨૩ મા શ્રી પાર્શ્વજિન અને ૨૪ મા શ્રી મહાવીર જિન પરનાં સ્તવનો અમે આ પત્રના ગત ભાદ્રપદ અને આશ્વિનના 'શ્રી મહાવીર નિર્વાણ દીપોત્સવી ખાસ અંક' માં પ્રકટ કર્યાં છે. શ્રી યશોવિજયજીએ તે શાસનહિતઅર્થે મૂકી દીધાં પણ હોય.

હવે આપણે જ્ઞાનવિમલસૂરિએ બે સ્તવન આનંદઘનકૃત સ્તવનો સાથે ચોવીસ પૂરાં કરવા જોડ્યાં છે તે અત્ર તેના પોતાના બાલાવબોધ સહિત મૂકીશું.

પાર્શ્વ સ્તવન

ઢાલ–કેહણી કરણી તુઝ વિણુ સાચો, કોઇ ન દેખ્યો જોગીરે. એ દેશી.

પાસ પ્રભુ પ્રણમું સિરનામી, આતમ ગુણ અભિરામીરે,
પરમાનંદ પ્રભુતા પામી, કામીતદાતા અકામીરે. ૧ પા૦
ચોવીસીમાં થે તેવીસા દુર કર્યા તેવીસારે,
ટાલ્યા જિણ ગતિ થિતિ ચોવીસા આયુ ચતુષ્ક પણ વીસારે, ૨ પા૦
લોહ કુધાતુ કરે જે કંચન, તે પારસ પાષાણોરે,
નિર્વિવેક પિણ તુમચે નામે, એ મહિમા સુપ્રમાણોરે. ૩ પા૦
ભાવે ભાવનિક્ષેપે મિલતાં, ભેદ રહે કિમ જાણોરે,
તાને તાન મિલે સ્યો અંતર, એહવો લોક ઉખાણોરે. ૪ પા૦
પરમ સ્વરૂપી પારસ રસસું, અનુભવ પ્રીત લગાઈરે,
દોષ ટલ્યે હોય દૃષ્ટિ સુનિર્મલ, અનુપમ એહ ભલાઇરે. ૫ પા૦
કુમતિ ઉપાધિ કુધાતુને તજીયે, નિરૂપાધિક ગુણ ભજિયેરે,
સોપાધિક સુખદુઃખ પરમારથ, તે લહે નવિ રંજિયેરે. ૬ પા૦
જે પારસથી કંચન થાવું, તેહ કુધાતુ ન હોવેરે,
તિમ અનુભવરસ ભાવેરે ભેદ્યો, શુદ્ધ સ્વરૂપે જોવેરે. ૭ પા૦
વામાનંદન ચંદન શીતલ, દર્શન જાસ વિભાસેરે.
જ્ઞાનવિમલ પ્રભુતા ગુણ વાધે, પરમાનંદ વિલાસેરે. ૮ પા૦

'હિવે ૨૪ પૂર્ણ થાઇ તે માટે તવન ૨ પૂર્વીને (પૂરવીને–પૂરાં કરીને) લીખ્યા છે.

શ્રી પાર્શ્વનાથ પ્રભુને પ્રણામ શિર નામીને ત્રિકરણ જોગે. શ્રી પાર્શ્વનાથ કેહવા છે ? આતમ ગુણે કરી મનોહર છે–અભિરામી છે. પરમાનંદ પ્રભુતા પામી છે–અનંતાષ્ટકમય છે. વલી કેહવા છે ? કામિત–વાંછિતદાતા છે, અને સ્વ–પોતે અકામી છે–અપ્રાર્થક છે.

વર્તમાન ચોવીસમાં તુમે ત્રેવીસમા છે–દૂર કર્યા છે ત્રીવીસ ૨૩ શબ્દાદિક વિષય જેણે ચોવીસ મોહનીય કર્મની બંધ ઉદય સત્તા સ્થાનકથી ઉપશમ ગુણ ઠાણે ચઢતે ચઢતે ટાલે તેહનો વિચાર ૬ કર્મ ગ્રંથ કર્મપયડી (માંથી) જાંણવો. વલિ ચોવીસગતિ થિતિ દંડકરૂપ તે ટાલ્યા છે જેણે, ગતિ ૨૪ દંડક રૂપા—

નેરઇયા ૧ સુરાઇર,
પુઢવાઇ ૫ વેદિયાદઓ ૩ ચેવ
ગબ્ભય તિરિય ૧ મણુસા ૧
મન્યંતર ૧ જોઇસિયા ૧ વેમાણી ૧.

ઇતિ ૨૪ દંડક ભ્રમણ રૂપ ટાલ્યા છે, જેહનું આઉખું પંચ વિસ ચોખુ છે એતલે એક શત વર્ષનું છે. ૨

કુધાતુ લોહ તેહને કંચન કરે તે પારસ પાષાણ છે, યદ્યપિ જડ છે તોહિં પણ તુમ્હારૂં નામ પારસ કહેવાઇ છે એ નામનો મહિમા છે–કેવલ નામે નિક્ષેપનો. ૩

ભાવ નિક્ષેપાને ભાવે ભાવ મિલતાં આત્મભાવે એક પણે મિલતાં ભેદ તે કિમ રહે, અભેદ પણ ન થાયે. તાન તાંન મિલે તિહાં અંતર ન રહે એ લોકનો ઉખાણો ન્યાય. ૪

પરમ સ્વરૂપી પાર્શ્વ પરમ રસસ્યું પરસ અનુભવ પ્રીતિ જિવારે લાગે એકમય થાયે, તિવારે દોષ મિથ્યાત્વાદિ સંસારીક દોષ સર્વ ટલટસે અને દૃષ્ટિ દર્શન ખુલે–નિર્મલ થાઇ, અનોપમ–અદ્ભૂત પ્રધાન એહ લાભની ભલાઇ. ૫

તે માટે કુમતિ રૂપ ઉપાધિ રૂપ કુધાતુ કુમેલન ધાતુ વિભાવ સ્વરૂપને તજીઇ, નિરૂપાધિક પુદ્ગલિક ભાવ રહિત તે ગુણ જ્ઞાનાદિકને ભજીયે–સેવીયે, અને સોપાધિક સુખ પુણ્ય પ્રકૃતિજનિત સુખ તે પરમાર્થે દુખજ જાણવું.તે પામ્યાથી મનમાં રાજીઇ-રાચીઇ નહી.૬

જે પારસથી લોહ જાત કંચન કરે તેહ ફરી કુધાતુ ન થાઈ, તિમ જે પરમાત્મા ધ્યાન પારસથી જે અનુભવ કંચન થયું તે શુદ્ધ સ્વરૂપે જોવે–નિરખે તત્વજ્ઞાને કરીને. ૭

હે શ્રી વામાનંદન–વામા રાણીના પુત્ર ચંદન શીતલ દર્શન આકાર તથા દર્શન–શુદ્ધિ–સમકિત જેહનું વિશેષે ભાસે છે તેહથી જ્ઞાને કરી વિમલ-ગુણની પ્રભુતા વાધે; અને પરમાનંદ વિલાસ લીલા પામી જે. ૮. ઇતિ શ્રી પાર્શ્વજિન સ્તવન સંપૂર્ણ. '

વીર સ્તવન.

રાગ મારૂણી ધન્યાસરી

ગોરમાં ગોરો ગરૂઓ મેરુગર વડોરે એ દેશી.

કરૂણા કલ્પલતા શ્રી મહાવીરની રે ત્રિભુવન મંડપમાંહે પસરી રે,
મિસરીરે પર મીઠી અભય કરી રે, ૧

શ્રી જિન આણા ગુણઠાણે આરોપતાં રે,
વિરતિપણે પરિણામ પવને રે,
અવનેરે અતિ હિં અમાય સભાવથી રે. ૨
સર્વ સંવર ફલે ફલતી મિલતી અનુભવે રે,
શુદ્ધ અનેકાંત પ્રમાણે ભલતી રે,
દલતીરે સંશય ભ્રમના તાપન રે. ૩
ત્રિવિધ વીરતા જિણે મહાવીરે આદરી રે,
દાન ૧ જુધ્ધ ૨ તપ ૩ રૂપ અભિનવે રે,
ભવ ભવિં રે દ્રવ્ય ભાવથી ભાષિયે રે. ૪
હાટક કોડ દેઈ દારિદ્ર નસાડિયોરે
ભાવે અભયનું દાન દેઇરે,
કેઇ રે લેઇને સુખીયા થયા રે. ૫
રાગાદિક અરિ મૂલ થકી ઉખેડિયા રે,
લહી સંજમ રણ રંગ રોપી રે,
ઓપી રે જિણે આપ કલા નિરાવરણી રે. ૬
નિરાસંસ વલી શિવ સુખ હેતુ રે,
ક્ષમાગુણે તપ તપિયા જિણે એમ આપે રે,
થાપે રે વર પંડિત વીર્ય વિનોદથી રે. ૭
દર્શન જ્ઞાન ચારિત્ર વિધની વીરતા રે,
મહાપદે શોભિત ભાવે ભાસે રે,
વાસે રે ત્રિભુવન જનમ ભાયણાં રે. ૮
વીર ધીર કોટીર કૃપા રસનો નિધિરે,
પરમાનંદ પયોદ વ્યાપે રે,
આપે રે નિજ સંપદ ફલ જોગ્યતા રે. ૯
બંધ ઉદય સત્તાદિક ભાવાભાવથી રે,
ત્રિવિધ વીરતા નરસ જાણીરે,
આણી રે ત્રીપદી રૂપે ગણધરે રે. ૧૦
ઠાણુંગ નાણુંગ ગુણ ઠાણક ત્રિહું વિધે રે,
કાઢવા જિણે ત્રિદોષ પોષ રે,
શોષો રે રોષ તોષ કીધા તુમે રે. ૧૧
સહજ સુભાવ સુધારસ સેચન વૃષ્ટિથી રે,
ત્રિવિધ તાપનો નાસ હોવે રે,
જોવે રે ત્રિભુવન ભાવસું ભાવથી રે. ૧૨
જ્ઞાનવિમલ ગુરુ મણિ રોહણ ભૂધરા રે,
જય જય તું ભગવાન નાથરે,
દાયક રે અક્ષય અનંત સુખનો સદા રે. ૧૩

—'શ્રી મહાવીરજીની કરૂણા પરદુખ ટાલવા રૂપ જે કલ્પલતા વેલડી એતલે કલ્પવેલ તે ત્રિભુવન–સ્વર્ગ મૃત્યુ પાતાલ રૂપ માંડવાને પસરી કહતાં વિસ્તરી છે. તે કેહવી છે? જિન નીસરી-જન સાકર પ્રમુખ મીઠા દ્રવ્યથી પણિ અધિકી મીઠી છે અભય-દાન રસે કરીને. ૧

તે કરૂણા તે અમૃતવેલ જિમ જિન આજ્ઞાને ગુણઠાણે શ્રદ્ધાન ગુણઠાણું તે સમકિત રૂપ ગુણઠાણે આરોપીઈ, વિરતિપણે પરિણામ શુભ પવને કરી પરણમાવીયે. તેવડી અવન કહેતાં રાખવું, સ્યેકરી થાઇ અમાય–નિકપટ રૂપ જે સહજ ભાવ થકી. ૨

તે વેલડી સર્વ સર્વ સંવર રૂપ ફલે કરી ફલતી છે અનુભવરસે મિલતી છે. શુદ્ધ નિર્દુષણ અનેકાંત સ્યાદ્વાદ પ્રત્યક્ષ પરોક્ષ પ્રમાણાદિકમાં ભિલતી છે–તે વલી કેહવી છે? સંશયભ્રમ રૂપ તાપ તેહને દલતી. ૩

જિણે ભગવંતે–શ્રી મહાવીરે ત્રિવિધ–ત્રિણ્ય પ્રકારની વીરતા આદરી છે. તે કેહવી છે? દાનાદિ વીરતા ૧; યુદ્ધ વીરતા ૨; તપ વીરતા ૩–ભવોભવથી અભિનવ–નવી; દ્રવ્યથી અને ભાવથી તે કહીયે છે. ૪

દ્રવ્યથી દાનવીરપણું તો હાટક કહતાં સ્વર્ણની કોડિગમે 'વરહવરીં વરહવરીં' ઇમ ઉદ્ઘોષણાં કરી જગત્રને વિષે દરિદ્રનું નામ નસાડ્યું. એ દ્રવ્યે દાનવીરતા, અને ભાવથી વીરતા સર્વ જગજીવને અભયદાન દે, સાધુપણાને વિષે. એહવું દાન લેઇને કેઇ અનેક પ્રાણી સુખીયા થયા. ૫

હિવે યુદ્ધ શૂરવીરતા કહે છે. દ્રવ્યથી પરીસહ નથી યા મૂલથી કાઢ્યાં, ભાવથી રાગ દ્વેષાદિક અરિ મૂલથી ઉખેડી સંજમરૂપ રણરંગ ભૂમિકા આરોપીને વૈરી નિકંદન કીધાં જે ભગવાને પોતાની નિરાવરણીની કલા ઓપી એતલે નિર્મલ કરી. ૬

દ્રવ્યથી ચોવીહાર તપભાવથી નિરાસ નિરનુબંધ વળી(જી) શિવસુખ–મોક્ષનું હેતુ ક્ષમાપ્રધાન ગુણે કરી 'તનેણું વોદાન ફલે' ઇત્યાગમવચનાત્, જિમ ભગવાને એહવા તપ તપ્યા તે તપવીરતાએ વર પ્રધાન પંડિત વીર્યના વિનોદથી વીરતા સાધી. વિશેષપણે રાજાઇ શોભે તે વીર, અથવા 'વિદારયતિ યત્કર્મ તપસા ચ વિરાજતે તપવીર્યેણ યુક્તશ્ચ તસ્માદ્ વીર ઇતિસ્મૃતઃ' ૧; ૭

વલી દર્શન જ્ઞાન ચરિત્રની વલી ત્રિવિધ વીરતા કહે છે. મહાપદે કરી શોભિત મહાજ્ઞાન મહાદર્શન-

હાચારિત્ર તેહની શોભા ભાવથી ભાસે છે. મહા-
ષ્ટે પ્રધાન કહીઇ. એ ત્રીયા તત્ત્વની વાસનાઈ
રી ભવીજને મન રૂપ જે ભાજન તેણઇ વાસ્યા છે. ૮

વીરમાં ધીર અથવા કર્મ વિદારવાને વીર, વલી
લોકાલોક પ્રકાસે ધીર, ધૃતિ ધૈર્યે ધીર, તેનાં કોટીર
મુગટ સમાન, વલિ કૃપારસનો નિધાન પરમા(નંદ)
રૂપ જે પયોદ ક૦ મેઘ તેણે કરી વ્યાપતો-પરસતો
કરૂણા વેલીને સીચતાં છે, વલી આપે પોતાની સંપદા
એતલે સ્વરૂપે એક ચેતન સ્વભાવ માંટઇ નિમિત્તઇ
તદાવર્ણ્ય ટાલવા રૂપઇ. ૯

બંધ ઉદયસત્તા ભાવે કરી કર્મના અભાવ કીધા
છે ત્રિવિધ પ્રકારે એહવી વીરતા પ્રગટપણું જેહની
જાણી એહવીજ ગણધરે ત્રીપદી રૂપે આણી છે-
હૃદસમાન. જ્ઞાન દર્શન ચારિત્ર ભાવે કરી. ૧૦

સ્થાનક મિથ્યાદિક જ્ઞાપક સ્થાનક અરિહંતાદિ
ગુણસ્થાનક ગુણઠાણું પ્રમત્તાદિ અથવા અવિરતિ
પ્રમત્ત ક્ષીણમોહાદિ ત્રિવિધ ગુણઠાણે ત્રિદોષ કાઢયા,
અથવા પ્રમત્ત ક્ષીણમોહ અયોગી ઇત્યાદિક સ્થાનકે
અજ્ઞાન અસંજમ અસિદ્ધ એ ત્રિદોષનો શોષ-નાશ
કીધો. વલી રોષ તોષનો શોષ જેણે કીધો-પાપ
કષ્ટ, પુન્ય કષ્ટ, ઉભય નાશ ઇત્યાદિ ત્રિવિધની વીરતા
કહે છે. ૧૧

સહજ સ્વભાવ પરમૈત્રી પરમ કરૂણા રૂપ સુધા-
રસ વૃષ્ટિ અમૃતને વર્ષણ સીચવે કરીને, ત્રિવિધ
લોકનો ત્રિવિધ રૂપનો નાશ થાઇ. મિથ્યાત્વાવિરતિ
કષાય તાપ અથવા જન્મ જરા મરણ તાપ-તેહનો
નાશ થાઈ. વલી દેખે ત્રિભુવન-સ્વર્ગ મૃત્યુ પાતાલના
એકેક ભાવ પદાર્થને સહજ સ્વભાવથી ઉત્પાદ, નાશ,
ધ્રૌવ્ય પણે જોઇયે. ૧૨

જ્ઞાનવિમલ ગુણના ગણ-સમુદાય રૂપ જે મણી
તેહના ભૂધર-પર્વત રોહણાચલ છે, એહવા ભગવાન
શ્રી મહાવીર સ્વામિ જગનાયક જ્ઞાનવંત જયવંતા
વરતો છો; વલી દાયક-દેણહાર છો અક્ષય ક્ષાયકિ
ભાવે થયા જે અનંત સુખ સકલ કર્મના નાશથી
-તેહના સદા-નિરંતર આપ સ્વરૂપે ભોક્તા છો. ૧૩
ઇતિશ્રી મહાવીર જિન સ્તવનં સંપૂર્ણ થયો.

ચોવીસ જિનવર વિશ્વ દિનકર ગતિ ચોવીસ નિવારતાં,
ચોવીસ દેવ નિકાય વંદિત એ સંપ્રતિ કાલે વર્તતાં,
આનંદઘન બાવિસમાં હે દોય સ્તવન સંપૂર્ણ કરી;
શ્રી જ્ઞાનવિમલ જિણંદ ગાતાં અખય સંપદ અતિ ઘણી.

—ઇતિશ્રી આનંદઘનજી કૃત ચોવીસી સંપૂર્ણ.
પં. પ્રવરમુની કમલાનંદ લિખતં. સુશ્રાવક પુન્ય પ્રભા-
વિક દેવગુરૂ ભક્તિકારક માહદાસજી વાંચનાર્થે. સંવત
૧૮૭૦ રા પોષ માસે કૃષ્ણ પક્ષે પંચમ્યાં તિથૌ રવિવા-
સરે. દોલતરાવરા લસકર મધ્યે લિખતં. ૫૭ પાનાં
-મુનિ વિનયવિજયગ્રંથ સંગ્રહ હા. ગો. ના. ગાંધી.

## ૭-અધ્યાત્મ-હરિઆલી.

(આ કૃતિને કોઇ અધ્યાત્મ-કથલો, કોઇ અધ્યા-
ત્મ થુઇ-સ્તુતિ અને કોઇ અધ્યાત્મ કથલા-સ્તુતિ
પણ કહે છે.)

ઉઠિ સવેર સામાયિક કીધું, પણ બારણું નવી દિધુંજી,
કાલો કુતરો ઘરમાંહિ પેઠો, ઘી સઘલું તેણે પીધુંજી.
ઉઠો વહુયર આલસ મુકો, એ ઘર આપ સંભાલોજી,
નિજપતિને કહે વીરજિન પૂજી, સમકીતને
ઉજુઆલોજી. ૧

બાલાવબોધ.

શ્રી ઐં હ્રીં. શ્રી મહિમાપ્રભસૂરી સદ્ગુરૂ ચરણાં
બુજ નમીનઇ શ્રી શ્રુતદેવતાને મનમાંહે ધ્યાઇને
અધ્યાત્મોપ(પો)ગીની સ્તુતિનો અર્થ કરૂં છું.

સંસારી જીવ બે પ્રકારના છે, એક ભવબાલ્ય-
કાલ, બીજો ધર્મયૌવન કાલ. તેમાંહિ ધર્મયૌવનકાલ
પ્રાણિને અર્દ્ધપુદ્ગલ કાલની સ્થિતિ ઉત્કૃષ્ટી છઇ તેણે
સદાગમ ગુરૂની દેશના પામી તિવારે શુભ વિચારણા
જાગી. તે શુભવિચારણારૂપ સાસુ, ને સુમતિ નામા
(રૂપ) વહુને શિખામણ દે છઇ. (એ સંબંધ ઇતિ) હે
વહુઅર સવેર પ્રભાતે અથવા સ્વવેલાંઇ અવસરે ઉઠીને
સામાયિક વ્રત લીધું પિણ સંવર રૂપ કમાડ દેઇને
આશ્રવદ્વાર રૂપ બારણું દીધું નહી એટલે દૈધ્યું નહીં,
તિવારે મિથ્યાત્વ રૂપ કાલો કુતરો મનરૂપ ઘરમાં
પેઠો છે.

કુણ જાણે તે કિવારે પેઠો-અનાદિ કાલનું મિ-
થ્યાત્વ જીવને લોલીભૂત છે એટલા માટે તે માને

જ્ઞાન દર્શનરૂપ ચારિત્રરૂપ ઘૃત સઘળું પિધું તે સે ભાવઇ ફેંખ્યું (પ્રાકાન્તર-તિરોભાવેં રાખ્યું.) જીવને જ્ઞાનાદિક ઉદયે (પા. ત્રિણ) છે તેહજ તેજ-બલ છે તેણેં ઘૃત ઉપમાન યુક્ત છઇ. (ઇતિ તત્ત્વ)

હે વહુ! હે કુમરી! તુમે ઉઠો શક્તિ સારૂ આત્મવીર્ય ફેરવો. અનુપયોગ રૂપ આલસ મુકો, એ મન મંદિર આપણું છે અને તે ધર્મસંસ્કાર રૂપ સંભાલના (વા) વિના ઘર દિપેં નહીં અને વલી સમકિત વિના સામાયિકાદિક સર્વ વ્રત આખડી ફોક છે. દ્રવ્ય ક્રિયાનું કાંઇ ફલ નથી ઉલટું મંડુક ચુર્ણ પરે દુખદાઇ છઇ એતલા માટે હે વહુ! તુમે આત્મા રૂપ નિજ પતિ કહેતાં ધણીને કહો કે શ્રી વીર (પરમાત્મા) જિનની પૂજા કરી એ સમકીતને ઉજુઆલો વિ૦ વિશેષે અષ્ટકર્મનઇ ઇરયતિ-વિનાશયતિ તે સાર્થક નામ 'વીર' કહીયેં તેહનેં વંદન નમનાદિક દ્રવ્ય ભાવભેદે પૂજા કરવેં સમક્તિ શુદ્ધ થાયેં (ઇત્યાર્થઃ) અઢાર દોષ રહિત (શ્રી અરિહંત) તે દેવ, અર્હત્પ્રણિત ધર્મ (વલી) જૈન સાધુ એહની સદ્દવહણા-સમકીત લક્ષણ છે. ઇત્યર્થઃ પ્રથમ સ્તુતિ અર્થઃ ૧

બલેં બિલાડેં ઝડપ ઝંપાવિ, ઉત્રેવડ સવિ ફોડિજી
ચંચલ છઇયાં વાર્યાં ન રહે, ત્રાક ભાંગી માલ ત્રોડીજી.
તે વિણુ અરહટીઓ નવિ ચાલે, મૌન ભલું કોન (કુંનઇ)કહીયેજી
ઋષભાદિક ચઉવિસ તીર્થંકર, જપિઇ તો સુખ લહીઇજી. ૨

—લોકવાર્તાઈ મહાદેવે કામને બાલ્યો તે કારણેં દગ્ધ કંદર્પ (રૂપ) બલેં બિલાડે ફાલરૂપ ઝડપ આક્ષેપણા રૂપ ઝંપાવી નાંખિ સીલની નવવાડ રૂપ ઉત્ર- ... ... ...ાખી છેં, અથવા એ કામેં . હરી
ચોપિ રે રોષ તોષ કીધા ... ... સંસારરૂપ
સહજ સુભાવ સુધારસ સેચન વૃષ્ટિથી રે ... ઝંપાવ્
- ત્રિવિધ તાપનો નાસ હોવે રે, -
જોવે રે ત્રિભુવન ભાવસું ભાવથી રે. ૧૨

જ્ઞાનવિમલ ગુણ મણિ રોહણ ભૂધરા રે,
જય જય તું જગવાન નાથરે,
દાયક રે અક્ષય અનંત સુખનો સદા રે. ૧૩

—'શ્રી મહાવીરજીની કરૂણા પરદુખ ટાલવા રૂપ જે કલ્પલતા વેલડી એતલેં કલ્પવેલ તે ત્રિભુવન-સ્વર્ગ મૃત્યુ પાતાલ રૂપ માંડવાનેં પસરી કહતાં વિસ્તરી છેં. તે કેહવી છેં? જિમ મીસરી કે૦ સાકર

વિના જ્ઞાન જ્ઞાનપણેં ક્રિયા, ક્રિયાપણેં પરિણુતિ થાતિ નથી-અનુપયુક્ત દ્રવ્યં. તે જ્ઞાન ક્રિયા વિના ધર્મરૂપ રહેંટીયો (અરટીઓ) ચાલતો નથી પણ (પણિ) કિમ કરીયેં. ઇંદ્રિય નોઇંદ્રિયનેં વસ્ય પડયા અસમર્થો भवेत् साधुः इति न्यायात् મૌન (મૌનપણું) ભલું-અણબોલ્યા રહિયે તે ભલું. કેને (કેહને) કહીયેં? પરનું ઉપાદાન આત્માનેં લાગે નહી, આત્માનું ઉપાદાન જે, તે આત્માનેં લાગેં અથવા મૌન કહેતાં મુનીપણું તે ભલું છે. તે દિન કિવારેક (કદી) આવસે જે સર્વ વીરતીપણું ભજીસું. ઇત્યર્થમ્

વલિ ઋષભાદિક ચઉવીસ તીર્થંકરને જપતાં સુખ સંપદા પામીઈ, ઉપલક્ષણાથી બીજા જિન પણ જપિયે, એક મહાવિદેહે બત્રિસ વિજય એહવે પાંચ મહાવિદેહે એકસો સાઠ વિજયેં ઉત્કૃષ્ટે કાલે ૧૬૦ તીર્થંકરઃ પંચ ભરત ૫, પાંચ ઐરવત ૫, એ દશ સમયક્ષેત્ર કહીયેં તેહના દશ તીર્થંકર એતલે ૫ ભરત ૫ ઐરવત પાંચ મહાવિદેહ-એ પનર કર્મભૂમિ કહીઇ સરવાલે ૧૭૦ જિન જપીયેંઃ થાપનાદીકપણે નમીઇ સિદ્ધ ઇત્યર્થઃ (એ બીજી સ્તુતિનો અર્થઃ) ૨

ઘર વાસિદું કરોને વહુયર, ટલોનેં ઓજી સાલુજી,
ચોરટો એક કરે છે હેરા, ઓરડે દ્યોનેં તાલુંજી,
લબકયા પ્રાહુણા ચ્યાર આવે છે, તે ઉભા નવિ રાખોજી,
શિવપદ સુખ અનંતા લહીયે, જઉ જિન વાણિ ચાખોજી. ૩

—ઇતિ શ્રી અધ્યાત્મોપયોગીનિ સ્તુતિ પરિપૂર્ણજાતાઃ-લ૦ મું૦ દેવિંદ્ર. ૩ પં(જં)બુસુરાદ્રિ સ્થિતૌ

—હે સુમતી! હે કુમરી! તુમે મનમંદિરમાહેં અતિચાર આલોચનાદિરૂપ વાસિદું કરો. આહટ (આર્ત) દુષ્ટ રૌદ્ર ધ્યાંન, કૃષ્ણ નીલ વજીણાત લેશ્યારૂપ ઓજીસાલું મનમંદિરથી ટાલો. ઇહાં 'તત્રેણ' ...ને વિષેં અતિચાર આલોયણ છેં તથાપિ વાને એહવા ... મંદિર અભેદપણે ઇહા જાણિયેં જે પંડિત વીર્યના ...લોયણ ન થાયેં ઇતિ રહસ્ય.
રાજાઇ શોભે તે વહુ! મોહાદિક વિભાવરૂપ એક ચોરટો
તપસાં ચ વિચારે ...ી રહે છે, જાણે છઇ અવસર પામુ
ઇતિસ્મૃતઃ ૧; ...ન ચોરી જાઉં એ કારણે તુમે સ્વભાવ
વલી દર્શન ... શુભ ધ્યાંનરૂપ તાલું દ્યો, અથવા પ્રભાતે
કહે છે. મહા ...

ઉડી. શરીરાત્મારૂપ ઓરડે નમસ્કારાદિક પ્રત્યાખ્યાન રૂપ તાલુ સાચવો (દ્યો, જે કારણું) અવિરતિનાં ફલ માઠાં છે, અને વિરતિનાં ફલ તે સુરસુખઃ તેથી શિવસુખ છે.

હે સુમતિ વહુ! ચ્યાર કષાયરૂપ ચ્યાર પ્રાહુણા લેખકયા આવે છે. અનાદિ કાલના હાલ્યા આવે છે પણ ધણિ ધણીયાણીને અંધેરે ક્ષમાદિક રસ-વતિ સર્વે ખાઇ ગયા, ચારીત્ર ધર્મરાજાના પ્રાણને ઘુમાવે છે: તેહને યથાર્થ નામ 'પ્રાહુણા' કહીયે. હવે હે સુમતિ વહુ! તુમે ક્ષાંત્યાદિક આત્મશક્તિરૂપ કરડી નિજર દેખાડો, જિમ તે ઉભા ન રહે. હે સુમતિ! **त्वया किं बहुना स्तोकस्यमिति बहवइ ज्ञातव्यं.**

હે સુમતિ! રાગદ્વેષ જીત્યા છે જેણે એહવા જે જિન તીર્થંકર- તેહની વાંણિ આગમ પાકરસ કર્ણપુટે ચાખ્યો, પિયો, કર્ણપુટે સાંભલ્યો ઘણે આદરે કરી, તો શિવપદ મુક્તિનાં સુખ અનંતાં લહીઇ-પામીઇ, જે સુખની સંસારમેં કોઇ ઉપમા નથી, જે સુખની આદિ છે પિણ અંત નથી, એહવાં સુખ છે. ઇત્યર્થે દ્વિતીયા સ્તુતીરસ્તુ. ૩

ઘરને ખુણે કાલ ખણે છે, વહુ તુમે મનમાં લાવોજી,
પેઠે પલિંગે પ્રીતમ પોઢ્યા, પ્રેમ ધરીને જગાવોજી,
ભાવપ્રભસૂરી કહે એ કથલો, આધ્યાતમ ઉપયોગીજી
સિદ્ધાયિકા દેવી સાનિધ્યેં, થઇ યે સિદ્ધપદ ભોગીજી. ૪

—ઇતિશ્રી અધ્યાત્મોપયોગિની સ્તુતિ પરિપૂર્ણા જાતા. લ૦ મુ. દેવિંદ્ર. પં(જં)બુસરાદિ સ્થિતૌઃ

—ઇતિશ્રી કથલા, ભાસા અધ્યાત્મોપયોગિની સ્તુતિ લિ. પં. નયવિજય ગણિ સા દીપચંદ કાનજી પઠનાર્થે સં. ૧૮૮૧ વર્ષે શ્રી માઘ માસે શુક્લપક્ષે દ્વિતીયે ગુરૌ.

—હે સુમતિ! યમ રૂપ કોલ-પ્રૌઢરૂપ ઉંદર તે કાયા રૂપનો આયુ રૂપ ખુણો ક્ષણ ક્ષણમેં અવિચિ મરણને ખણે છે (તે કાયારૂપ મંદીરના ખુણાને ક્ષીણ કરે છે)-હીણુ કરે છે. દ્રવ્યપ્રાણને ધારે તેહને સંસારી જીવ કહીયે.

તેહના આયુને ઘટાડે છે. તે તુમે મનમાં લાવો-જાણો. હે સુમતિ! તુમે ચતુર છો. ઘરેનું મંડાણ (ઘરનો મંડન) તે કુલ સ્ત્રી છે. નિજ ઘર વિણસતું દેખીને-ઉવેખી મુકે નહીં.

હે સુમતિ૦ એટલા માટે તુમારો આત્મારૂપ પ્રીતમ વાલ્હો જે ધણી, તે તો પ્રમાદ રૂપ મોટઇ-પલંકે સુઇ રહ્યા છે. જાણતો નથી જે આયુ ઘટે છે, તેહને તુમે જગાવો-પ્રતિબોધવો, અમૃત અનુષ્ઠાન કરાવો, ને અનંત સુખનો ભજનારો કરો. ચેતનાની ૪ દશા છેઃ—એક તો બહુશયન ૧-તે મિથ્યાતીને, બીજી શયન તે સમકિત દૃષ્ટીને ૨, ત્રીજી જાગરણ તે મુનિશ્વરને; ચોથી અતિ જાગરણ તે કેવલી ભગવાંનને તેરમે ૧૪ મે ગુણઠાણે છે. ૪. યદ્યપિ સમકિત દૃષ્ટિ જાણે છે પિણ શયન દશા તે અવિરતિનો ઉદય છે તેણે કરી ચારીત્ર લેઇ શકતો નથી ઇત્યર્થ.

શ્રી પુર્ણિમાગચ્છના સ્વામી શ્રી મહિમાપ્રભસુરિ શિષ્ય ભટારક શ્રી ભાવપ્રભસુરિ કહે છે—એ લોકીક કથલો—લોકવચંન લાપનિકા નથી, કિંતુ અધ્યાત્મોપયોગ છે, યે (જે) તું (એતે) આત્માશ્રિત છે, શ્રી સિદ્ધાયિકા દેવીની સાનિધ્યે નિર્વિઘ્નપણે એહ અર્થ સાધસે તે સિદ્ધપદ જે મુક્તિનાં સુખનો ભોક્તા થાસ્યેજી; અથવા બીજો અર્થ લિખે છે.

ભાવપ્રભ પુદ્ગલ વિના સહજ આત્મિક જ્યોતિ છે: તે દત્ત છઇ, જેહને એહવા ભાવપ્રભ જે તીર્થંકર તેહના સુરિ પંડિત ગણધરાદિક ગીતાર્થ તે કહે છે જે અધ્યાત્મોપયોગિ છે. (તે જે કથલો) તે એકઃ સ્થલ અદ્વિતીયઃ સ્વભાવ રૂપસ્થલ એહવો છે. વિભાવમેં કહીયે પયેસતો (પેસતો) નથી. તે શુભ વિચારણારૂપ સિદ્ધાયિકા દેવી સાનિધ્યે કહેતાં સાહાય્યેઃ સાલ દેઇનિદ્ધ સિદ્ધપદ ભોગી થાયે છે ઇત્યર્થઃ વેદા (ચોથી) સ્તુતિસ્તુ ઇત્યર્થો ભવતિ એવા એ કથલા ભાસામાં પરઃ આધ્યાત્મોપયોગિની સ્તુતિઃ યઃ સંપૂર્ણમ્ ચતુસ્કા બાલાવબોધઃ સમાપ્તઃ

લખિત મુની દેવીંદવિજય ગ૦ શ્રી જંબુસર નગરે શ્રી વાસુપુજ્ય પ્રસાદાત્ શ્રેયમ્. શ્રી૦ પત્ર બે (યતિ નાનચંદજીના શિષ્ય મોહનલાલજી પાસેના પુસ્તકસંગ્રહમાંથી)

—સં. ૧૮૮૧ ના વર્ષે શ્રી પોષ માસે કૃષ્ણપક્ષે અમવાસ્યા બુદ્ધવાસરે લિ. પાદરા નગર શ્રી પેટલાદવાસી શા. દીપચંદ કાનજી પઠનાર્થે.

[આના કર્ત્તા ભાવપ્રભસૂરિ વિક્રમ અઢારમા સૈકામાં થયા છે. તેઓ મુખ્યત્વે કરી પાટણમાં ઢંઢેરવાડાના અપાસરામાં રહેતા હતા. તેમણે યશોવિજયકૃત પ્રતિમા શતકપર સંસ્કૃત ટીકા સં. ૧૭૯૩ માં રચી છે. તેમની ગૂજરાતી કૃતિઓ સં. ૧૭૯૭ માં સુભદ્રા સતી રાસ, સં. ૧૭૯૯ માં બુદ્ધિલ વિમલા સતી રાસ, સં. ૧૮૦૦ માં અંબડ રાસ અને બીજી નાની સ્તુતિ આદિરૂપ કૃતિઓ છે. વિશેષ માટે જુઓ મારો નિબંધ નામે 'આધ્યાત્મરસિક પંડિત દેવચંદ્રજી' (કે જે શ્રીમદ્ દેવચંદ્રજી જીવનચરિત્ર એ નામના પુસ્તકમાં પ્રસ્તાવનારૂપે) અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી બહાર પડેલ છે તેમાં પૃ. ૪ અને તેની ટિપ્પણી; તથા હવે પછી પ્રકટ થનાર જૈન ગૂર્જર કવિઓ—બીજો ભાગ. આ કૃતિનો ટબો જે સ્વરૂપમાં મળ્યો છે તે સ્વરૂપમાં વિરામાદિ ચિન્હો મૂકીને અત્ર મેં ઉતારી મૂક્યો છે.] તંત્રી.

---

# મેઘાકૃત તીર્થમાળા. (વિ. પંદરમું શતક)

[સંશોધક—તંત્રી]

શેત્રુંજ સામી રિસહ જિણંદ,
પાપતણી ઉમ્મૂલે કંદ,
પૂજ્યા શિવ સુખ સંપતિ દીઇ,
તૂઠઇ આપ કન્હે પ્રભુ લીઇ. ૧

જગ ચિંતામણિ ત્રિભુવન ધણી,
પૂજ કરિસુ રિસહેસર તણી,
નામિ તુમ્હારે મન ઉલટે,
પાપ પડલ સહુ પગિ ડાબટે. ૨

સોરઠ દેસ મંડણ ગિરિનાર,
તસુ સિરિ સામી નેમિકુમાર;
તજી રાજ રાજમતી નારિ,
નેમિનાથ બાલક બ્રહ્મચારિ. ૩

તીરથ અષ્ટાપદ મંડાણ,
કંચણ મણિવર બિંબ વખાણિ;
નામિ પ્રમાણિ ચઉવીસ જિણંદ,
વીરથ થાપિઉ ભરહ નરિંદ. ૪

ભરૂઅચ નયર ભલું મંડાણ,
મુનિસુવ્રત પૂજું મન રલી,
જાતી સમરિ કુંઅરી રાયતણી,
સમલી થકી ઇ ખાટકીઇ હણી. ૫

મુનિવર સુમતિ સુણો નવકાર,
તતખિણિ પામિઉ મોખદૂઆર;
રાજસિદ્ધિ સુખ લાધા ઘણાં,
એ ફલ સુણો નવકારહતણાં. ૬

સોપારે શ્રી જીવત સામિ,
સંકટ ભાજે તેહને નામિ,
કોકણ કલદાય નાઇ મલબાર,
સોપારે શ્રી નાભિમલ્હાર. ૭

થંભનયર હિવ તીરથ ભણું,
સકલ સામિ શ્રી છે થંભણું,
ધનદત્ત તણાં પ્રહણ જે હતાં,
સમુદ્ર માહિ રાખિયાં બુડતાં. ૮

ધનદત્ત સાહસ પનંતર લહે,
સાસણ તણી દેવ ઇમ કહે;
ત્રેવીસમો દેવ મનિ ધરે,
કુસલ ખેમિ પુહતાં પ્રવહણ ધરે. ૯

મંગલોર હુતાં સાંચર્યાં,
અંબનરયરિ સોપારે ફરિયાં,
પૂજ્યા સકલ સામિ થાંભણાં,
અજી મનોરથ છે ઘણાં. ૧૦

જાણું સોરઠ દેસ જાઇએ,
ઘોઘે પાસદેવ વધાઇએ;
ચંદ્રપ્રભ પાટણિ દેવકે,
કરો સાર સામી સેવકે. ૧૧

વીરમગામ નયર પાટડી,
ઝાલાવાડિ જ પૂજા કરી;
ધંધુલે ધવલક મઝારિ,
હરષિ પૂજ માંડે નરનારિ. ૧૨

નરસમુદ્ર પાટણ વર નયું,
નગરમાહિ સવહું મૂલગું;
પંચાસરો પાસ તિહાં વલી ભલો,
આસરોણુ રાયાં કુલતિલો. 13

કરો પ્રસાદ સામણિ સરસતિ,
નગરમાહિ ધુરિ કરણાવતી;
વિનય વિવેક દેખિ દંડાહિ,
હરિસુપાલ મહિસાણા માહિ. ૧૪

વીસલનયર ધર્મ અહિઠાણ,
પાસ ભુવણિ નિતુ કરે પ્રણામ,
વીતરાગ ચલણે લાગીએ,
સામિ કન્હે મુગતિ માગીએ. ૧૫

વડું નગર શેત્રુંજ તલહટી,
કાલિ ભાવે પર્વત ગયા ઘટી;
ઋષભદેવ સામીનો ઠાણ,
વડું નયર આણંદપુર માણિ. ૧૬

સિધપુર વડલી વડગામ,
આણંદે જિણ કરૂં પ્રણામ,
હાથીદરે ગામ મહિગાલ,
જિણહું પૂજ મંડું ત્રિણિકાલ. ૧૭

આદિ નગર પાલ્હણપુર વલી,
પાસ જિણંદ મન રૂલી;
પાલ્હણ રોગ અંગિ સંક્રમા,
પારસનાથ હેલાં નીગમાં. ૧૮

ચકરાસી સીકર ધરિ સાહ,
પાસ ભવણિ નિતુ કરે ઉચ્છાહ,
સોલ કોસીસાં સોના તણાં,
બીજા જિણહ ભુવણ અતિ ઘણાં. ૧૯

સીતાપુર અને સુરત રે,
માલવણ માહિ પૂજા કરે;
ધાણધાર માહિ તીરથ અનેક,
કરિસુ પૂજ નંતુ નવી વિવેક. ૨૦

ઇડરગઢિ રિસહેસર ભલો,
નાભિરાય મરૂદેવી તણઉ;
આસી પૂરવ લક્ષ કીધુ રાજ,
સંજમ લેઇ પ્રભુ કિઓ કાજ. ૨૧

તારણગઢિ અજિઅ જિણંદ,
હરખ્યાઈ થાપ્યા કુમર નરિંદ;
ચકદરે ચઉઆલ ભુવણિ,
અવરિ રાય જામલિ તું કવણ. ૨૨

પોસીને છ પાંચ પ્રસાદ,
સુરગિરિસુ તે માંડે વાદ;
ચંદન કુસુમ ધૂપ ધુરિ ધરો,
જિણવર પૂજ નિતુ કરો. ૨૩

તીરથ આરાસણ મંડાણ,
તિહાં રૂપાં સોનાની ખાણ;
સાત ધાતુ કહી નહ્વઇ,
તાંબા તરૂઆની તુઇ. ૨૪

આદિ નેમિ લોડણ તિહાં ઘણી,
સંતિ વીર પૂજઉં નતુ ભાવિ;
સરલ તરલ વનસપતિ ઘણી,
વિઘન સવેં ટાલે અંબાવિ. ૨૫

નગર ચાડાઉલિ ગુણ ઘણાં,
ભુવણ અઢાર છે જિણ તણાં;
ચઉરાસી ચહુટે હિવ ફિરાઉ,
ઠામિ ઠામિ દીસે ભુહરૂં. ૨૬

મૂલનાયક શ્રી નાભિમલ્હાર;
જિણ દીઠે મનિ હરષ અપાર;
કરે પૂજ શ્રાવક મનિ હસી;
નગર ચેડાઉલિ લંકા જસી. ૨૭

આઉલિ તડિતોલી પ્રાસાદ,
એ બિહુ થાનકિ દેવ યુગાદિ,
ત્રિસલાદેવિ કુઅરિ ધરિ ધીર,
મૂંડથલે પૂજે મહાવીર. ૨૮

ઉંબરણી લગ આબુરસી;
તેહની વાત કહું હિવ કસી;
ઊબરણી અરબુદ તલહટી,
પ્રાસાદ કરાવિઓ સંઘે હઠી. ૨૯

ઘર દેવાલે બિંબ છે ઘણાં,
લિઇ નામ સવિહું તેહ તણાં;
કારલી શ્રી સંતિ જિણંદ,
આંબથલે આદીસર વંદી. ૩૦

કાસદ્રહે અરબદ તલહટી,
આદિ નેમિ પૂજઉ પાલટી;
ઉણદેલાણાં બે છે ગામ,
ચંદ્રપ્રભ સામિ લઉં નામ. ૩૧

ડીડલોદિ સંતીસર નમું,
ચીરોલી જિણ ત્રેવીસમો;
ભારીજે શ્રી દેવ યુગાદિ,
સોઢંગી મહાવીર પ્રાસાદ. ૩૨

ભીમાણે શ્રી સુવ્રત નમું, તીર્થંકર માહે વીસમો;
અરબદ તીરથ યાત્રાતણું, ઊમાહો છે હીયડે ઘણો. ૩૩

પ્રથમ તીર્થંકર શ્રી યુગાદિ ચલણેસર નામીઅ
તુમ્હ સાથે અમ્હ મુગતિ આપિ, સેવક કહઇ સામીય,
નાભિરાય કુલિ મંડણોએ, અરબદ ગિરિ અવતાર;
વિમલ મંત્રીસર થાપિઓ, નિરમાલડીએ,
દીઠે હરિષ અપાર. ૩૪

સૂતો જાગિઓ વિમલશાહ નિસિ હુઉં વિહાણું,
પહુતા સહગુર પાસિ સામિ સપનું એક જાણું,
મેં દેઉલ દીધી ધન્ન, કુંજર સાહો કાન,
ગુરૂ આગલ સપનું કહ્યું, નિરમા૦ દીઠો વિમલ પ્રધાન. ૩૫
ગુરૂ ઉપદેશેં વિમલશાહ મનિ કરે વિચારો;
અભંગ તીરથ અરબદ ભંડારો,
ઋષભદેવિ મનમાંહિ ધરે મતિ સમરે અંબાવિ;
શ્રાવકને દ્રવ્ય સંપજે, નિરમા૦ વેવય સયલ સહાવિ. ૩૬
તે દંડીસર ગામ દેસ ભૂપતિ ભૂપાલ,
તે દૂહવિયાં તિર્યંચ ઢોર અસ્ત્રી ને બાલ,
આલોઅણ આપું કિસી, ન લહુ સંખ પાર,
સિરિ અરબુદગિરિ ઉપરિ, નિર૦ થાપિન જૈન વિહાર. ૩૭
દંડનાયક શ્રી વિમલશાહ, તીરથ થિર થાપિય,
ભરડા કન્હે લેઇ ભૂમિ ગરથ ઘણો આપીઅ,
અંબાઇ આવી કહું માંડે અડક અપાર;
થાનકિ શ્રી માતાતણે, નિરમા૦ થાપિન જૈન વિહાર. ૩૮
પહિલા તેડાવ્યા સૂત્રધાર, મહુરત લો મ લાઓ વાર;
રંગ ખણાવો દેઉલ તણી, બદરેસું કરજો પૂરણી. ૪૦
કે સોના રૂપા તણા, વિમલ નિખાવ્યા આણી ઘણા,
સુત્રધાર જોઈ કસવટી, વિમલશાહ એ આઠો હઠી. ૪૧
તિલક વધારો વિમલહશાહ, જિણ સાંસણિ જિણિ કિઉ ઉછાહ,
તીરથની કીધી થાપના, નાઠા સુંભટ સવે પાપના. ૪૨

ઠવણિ.

દિગવિજય કરી શ્રી વિમલ ઘરિ આવીઓ,
ગુરૂતણે વચને પ્રાસાદ મંડાવિયો,
મોકલ્યા જણ ઘણા ખાણિ આરાસણે
રૂપમય થંભ તુમ્હે કાઢિજ્યો તિહાં ખણી. ૪૩
પાટ થાંભા સિરાં ઘાટ દેઉલતણાં,
ખાંણિ તીરેં રહી ઘડિજ્યો અતિ ઘણાં;
પૂરવિ ચીતવિઉ આરસ વહંતણાં,
નયર ચંદ્રાવતી ઘાટ આવિ ઘરિઉ;
પાજ આરણ તણી વેગિ ઉપરિ ચડિઉ. ૪૫
પૂરિયાં બિડમલાં પી બાંધાં ઘણાં,
નીપનો ગભારો વિમલવસહી તણો. ૪૬

ઠવણિ.

ક્ષેત્રપાલ મનિ કસમસ કરે,
મૂં આગલિ કુણ દેઉલ કરે,
પખાં રીદ દાખિ ન સાંદસિઉ,
અંબાઇ આગલિ જાઇ કહિઉ. ૪૭
અંબાઈ કહે એતાવીર,
જેણિ જીતા છે રાય હમીર,
દેવિ અંબાવિ વરો એહ ખવે,
એહસિઉં પ્રાણ મ માંડે ભવે. ૪૮
બાંમ્હણીઓ રાય અરબુદ લીઉં,
રોમ નયર પૂરવ દિસિ લીઉ,
દણિ જીવા છે બાર સુરતાંણ,
કોઇ ન માંડે એહસું પ્રાણ. ૪૯
એ વર આપે દેવિ અંબાવિ,
એ બલિબાકુલ દેસિઈ ભાવિ,
વિનય કરીને નેવજ માગિ,
એહ વણિગ છે એહવા લાગિ. ૫૦
એતલ વીર મુહિ આકલા,
તુમ્હ દિવરાવસું બાકુલા,
તલવટ તેલ રંધાવ્યા ઘણા,
એતલને દિવરાવિયા ઘણા. ૫૧
વિમલ મનાવિઓ વાલીનાગ,
ટાલો ભૂત પ્રેતનો લાગ,
દીહ બિચ્યારે ઇહું ઘડિઉં,
તતખિણ દેઉલ ઊપરિ ચડિઉં. ૫૨
મનમાહિ હરખો વિમલ અપાર,
દાદો પ્રગટ હુઓ મઢમાંહિ,
અંબાઇ આવી ઇમ કહિઉં,
બિંબ હતું તે થાનક કરિઉં. ૫૩
મનમાહિ હરખો વિમલ અપાર,
તતખિણ તેડાવ્યા સૂત્રધાર,
ઘડો ઘાટ હિવ દેઉલતણો,
મુહિ માગિઉ ગરથ લો ઘણો. ૫૪
ઘડો ઘાટ મડો કોરણી,
એક એક પાહિ અતિ ઘણી,
હસત મુખ થાંભે પૂતલી,
કુતિગ કરે રૂપ તે વલી. ૫૫
અરબુદ તીરથ ગિરિ કવિલાસ,
જિણિ થાનકિ જિણ પૂજે આસ,
ગુફામાહિ દાદો પરિ ઠવિઓ,
વિમલ મંત્રિ સપનિ આપિઉ. ૫૬
કરો પ્રાસાદ ટલો સવિ અલી,
વિમલ મંત્રિસર પુગી રૂલી,
નેમિ ભુવનિ જસુ રૂલીઆમણું,
વસ્તુપાલ વિત વેચૈ ઘણું. ૫૭

આરાસણુ આણ્યા પાષાણુ,
નેમિભુવન જિસિઉં ઇંદ્ર વિમાન,
પીતલ હર સિરિ રિસહ જિણંદ,
જિણિ દીઠે મનિ હુઈ આણંદ. ૫૮

જાઇ વેલિ સેવંત્રી લેયાં,
પૂજ્યાં હુયાં પાપ સવે ગયાં,
જિમણિ પાસે છ દેહરાં,
તે મંડાવ્યાં ખમણા તણાં.
તિણુઈ બિંબ બિસારિયાં ઘણાં,
તે કહીએ સવિ ખમણા તણાં. ૫૯

વસ્તુ.

તિરથ થાપિઅ તીરથ થાપિઅ,
અંબ ગઇણે ઠામિ,
સિરિ અરબુદ ગિરિ ઉપરે,
વિમલ મંત્રિ આધાટ રોપિય,
બાર પોજ વહતી કરી,
આવઇ સંઘ અપાર,
અંબાઈ સાનિધિ કરે,
આવિઓ ગઢ ગિરનાર. ૬૦

---

ઘણી વાત અરણદની ભલી,
હિવ જાસિઉ અમ્હિ જીરાઉલી,
પ્રગટ પાસ ખરો અતિ ભલો,
સકલ સામિ શ્રી જીરાઉલો. ૬૧

સરદા સંઘ આવે અતિ ઘણા,
પ્રત્ય પૂરે સવહું તણા,
ભાંજે ભીડ રોગ સવિ ગમે,
જીરાઉલે પાસ ઇણે સમે. ૬૨

મડાહડી સાહિ વડગામ,
સાચોરો શ્રી વીર પ્રણામ,
કાકર થરાઉદ્ર જિણુ વીસ,
રતનપૂરિ પૂજઉં નિસિદીસ. ૬૩

જાઉ ભયણુ વીજૂએ,
પ્રાસાદે પૂજઉં જૂજુએ,
સીરોહડી સકલ શ્રી પાસ,
મનહતણી પૂરે જે આસ. ૬૪

સિરિ દિરિ વેલાં ગરીય વિચાર,
સુરહાડે પૂજઉં ત્રિણિ કાલ,
અરબુદ ગોઢિ આદિ અદ્દુયરે,
હરિસુ પૂજ જિણવર ટોકરે. ૬૫

શ્રી જાલોર નયર ભીનવાલ,
એક વિપ્ર બિહું નંદિ વિચાલિ,
નિઉ સહસ વાણિગનાં ઘરાં,
પંચાતાલીસ સહસ વિપ્રહતણાં. ૬૬

સાલાં તાલાં ને દેહરાં,
પ્રાસાદે જિણુ પૂજ કરાં,
મુનિવર સહસ એક પોસાલ,
આદિનગર એહવું ભીનમાલ. ૬૭

ઉહુ લાસ અને કોરટું,
રાણિગ ગામ માહિ તલહટઉં,
ફાલધરી ગામ ગોહલી,
સામી મુગતિ દઈ સોહલી. ૬૮

આદિનાથ અવદાત અનેક,
સીરોહરી નતુ નવી વિવેક,
લોટાંણુ નાણે નાંદીઈ,
નીતોડે જિણવર વાંદીએ. ૬૯

કોડીદરે સંતિ લઉ નામ,
અજાહરી ગઢિ ધીરપુર ગામ,
ઝાડાલી શ્રી સંતિ જિણંદ,
પાપતણાં અમ્મૂલઇ કંદ. ૭૦

પીડરવાડે સિરિ વર્દ્ધમાન,
પ્રહ ઊઠીને કરૂં પ્રણામ,
સકલ સામિ શ્રી બંભવાડિ,
એક મલ કહને નહી પાડિ. ૭૧

વાગડમાહિ થકોલિઇ ભોગ,
ખણુ વચન ટાલે સવિ રોગ,
વીરવાડે ઇક ધર્મવિચાર,
નાણે બિસલા દેવિ મલ્હાર. ૭૨

જાઇસી બેરે સીધલે,
માલ્હણુસુ માહિ પૂજ ભલે,
જોઈ વેલ ચંપક રૂઅડી,
પાદ્રાડે પૂજું મઉડી. ૭૩

સકલ સામિ સાનિધ્ય કરે,
આવ્યા લોક સરણુ ઊગરે,
વીસલપુર વાલ્હી ઉદિરિ,
ભાલીસામાહિ પૂજ કરી. ૭૪

તીરથ તણો ન જાણું પાર,
જાખોરે જિણુ કરૂં જુહાર,
બહેડું હાથંડી ગામ,
સિણુવારે જિણુ કરૂં પ્રણામ. ૭૫

મુંડાડે માહડી સનાથ,
વરકાણે શ્રી પાર્શ્વનાથ,
જાઉં હિવ દેસ સાતસે,
નાડાલાઈ મન ઉલ્લસે. ૭૬

જિણહ પૂજ નિહાં નિતુ સવિહાણ,
આસલકોટિ માંહિ મંડાણ,
તીરથ સંખ્યા કરૂં મેવાડિ,
તે પુણ નહી અમ્હારિ પાડિ. ૭૭

દેલવાડું નાગદ્રહ ચિત્રોડ,
આહડ કરહેડું વધણોર,
જાઉર મજાઉદ્ર માહડી,
જિણવર નામ ન મુકું ઘડી. ૭૮

હજી તીરથ ઘણાં છે ભલાં,
મેં દીઠાં કહિયાં તેતલાં,
કઈલવાડે કરહેડે પાસ,
મનહતણી જે પૂરે આસ. ૭૯

કુંભમેર રિસહેસર દેવ,
અરબુદ થકા આવ્યા હેવ,
અરબુદ થકા હિવ ઊતરી,
વલા શૃંગિ રહિયા ઘર કરી. ૮૦

કુંભકર્ણ સપંનંતર દિઉ,
તુ વિંધ્યાચલ ગિરિ આવિઉ,
દુર્ગ કોટ રાય દીઉ નામ,
કુંભમેર ગિરિ વિસમું ઠામ. ૮૧

વર્ણ છત્રી નહી કો મણા,
આવ્યા લોક ચિહુ દિસિ તણા,
કરે ભગતિ રિસહેસર તણી,
વિઘન રોગ જાઇ તિહાં ટલી. ૮૨

વ્યવહારીયાતણી ગજઘટા,
સાત સાહસ કીધા એકઠા,
ઘણા બોલ બોલ્યા ગુણવંત,
નાગોર આણ્યો હનુમંત. ૮૩

સોજિત થિકો સિણાયગ લિઓ,
કઈલવાડી પોલિઇ માંડીઓ,
નાગોર આણિઓ હનુમંત,
રાણપુર પોલે માંડીઓ. ૮૪
સોડતિ સામી અને કુલવૃદ્ધિ,
પાસ જિણેસર આપે બુદ્ધિ,
માય તાય ઠાકુર તિહાં ધણી,
પાલાવલા રાણગપુર ભણી. ૮૫
નગર રાણપુર સાત પ્રાસાદ,
એકએક સિઉ માંડે વાદ,
ધનાદંડ દીસે ગિરિ વલી,
ઇસિઉં તીરથ નહી સુરિજ તલે. ૮૬
પાયો પુરિસ સાત તેહતણો,
ઘડાબંધિ દ્રવ્ય લાગો ઘણો,
બારસાખ તોરણ પૂતલી,
ઘણો દ્રવ્ય લાગો તિહાં વલી. ૮૭
ધન જીવિઓ ધરણિગ તુમ્હ તણો,
ધન વેચિઉં ચઉમુખિ આપણું,
વલી શૃંગ રોપાવીઆ ઘાટ,
પુણ્યતણી વહતી કીધી વાટ. ૮૮
પાંચ તીર્થ તિહાં પાંચ પ્રાસાદ,
પાવા પ્ર-અ ને વૈભાર,
ચંપા મથુરા રાજગૃહી,
તે થાનક જે દીસે સહી. ૮૯
એકસો તીરથ વીસોતર નામ,
ઇણે ભણે સવિહું પ્રણામ,
શ્રાવક મુગતિ થકા અલજ્યા,
એહ તવન ભણાવ્યો હો ભયા. ૯૦
મેહઉ કહે મુગતિનું ઠામ,
સદા લિઉ તીર્થંકર નામ,
તીરથમાલો ભણો સાંભલો,
જાઈ પાપ ઘટ હુઈ નિરમલો. ૯૧

—ઇતિશ્રી તીર્થમાલા સમાપ્તા ૪–૧૩ જૂની પ્રત
મો. સેં. લા. મુંબઈ.

[ આમાં આવેલાં તીર્થસ્થલો હાલમાં ભૂગોળની નજરે ક્યાં આવેલ છે તેની તપસીલ કંઈ વિગતવાર હકીકત સાથે અખંડ ઉગ્ર વિહાર કરતા મુનિ મહારાજે યા તીર્થયાત્રા કરનારા શ્રાવકો યા તે તે ભાગમાં રહેનારા જણાવશે [illegible]]

# વીર-રાસ.

## અભયતિલકગણિની પ્રાચીન કૃતિની અર્વાચીન છાયા]

(પં. લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી. સેંન્ટ્રલ લાયબ્રેરી, વડોદરા.)

ગત દીવાલી અંકમાં આ કૃતિ મૂલમાં આપી હતી અને તે સં. ૧૩૦૭ ની જૂની ગુજરાતીમાં હોવાથી તેને વર્તમાન ગુજરાતીમાં મૂકવા માટે તથા ભાવાર્થ જોડવા માટે ખાસ કરી પંડિત બહેચરદાસને આહ્વાન કર્યું હતું. પરંતુ તેઓ તેમ કરી મોકલી શકયા નથી; જ્યારે પંડિત લાલચંદ્ર વિના આમંત્રણે સ્વયં તેમ કરી પુષ્કળ ટિપ્પણ સાથે તે કાવ્યની વર્તમાન ભાષામાં છાયા કરી મોકલી આપેલ છે તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ. તંત્રી]

પાર્શ્વનાથ જિનદત્તગુરુના, પાદપદ્મ પ્રણમીને;
પ્રભણીશ વીરનો રાસડો રે,
સાંભળો ભવ્ય મલીને. ૧
સરસ્વતી માતા વીનવું રે, મુઝ કરો વડો પસાય;
વીર જિનેશ્વર જિનસ્તવું રે, મેલ્હી અન્ય વ્યવસાય. ૨
*ભીમપલ્લીપુરી વિધિભવને રે, થાપ્યો વીર જિનેંદ્ર;
દર્શન માત્રે ભવ્યજનના, તોડે ભવદુઃખ કંદ. ૩
શ્રી સિદ્ધાર્થ નરેશ્વરના રે, કુલ-નભસ્તલે માકંદ;
ત્રિશલાદેવીઉદરસરે રે; સુવર્ણકમલ ઉદ્દંડ. ૪
નિરુપમરૂપે વીરજિન રે, સર્વ જગત્ વિસ્મયાવે;
પ્રણમતા ભવ્ય જનના રે, સઘલાં દુરિત હરેય. ૫
તસ ઉપર ભવન ઉત્તુંગ વર તોરણ;
મંડલિક રાજ-આદેશે અતિશોભન;
શાહે ૩ભુવનપાલે કરાવ્યું,
જગધરશાહ કુલે કલશ ચડાવ્યો. ૬
હેમધ્વજદંડ કલશો ત્યાં કર્યો,
પૂજ્ય ૧જિનેશ્વરસૂરિગુરુ પાસે પ્રતિષ્ઠાપ્યો;
વિક્રમ વરસ તેરસે સાત ઉત્તરે,
શ્વેત વૈશાખ દશમીએ શુભ વાસરે. ૭
આ મહમાં દિશોદિશ સંઘ મલ્યા ઘણા,
વસન ધને વરસતા જેમ નવઘના;
ઠામ ઠામ અતિ નાચે તરુણી જન;
કનકમણિ નૂપુર—રવરંજિતજના. ૮
ઘર ઘર બાંધી નવ વંદનમાલિકા,
ઉભી કરી ગૂડી ચોક પરે પૂર્યા;
આદરે સંઘ સઘલોય પરિપૂજ્યો,
સર્વદર્શન નગરલોક સંમાન્યો. ૯
રંગે ખેલે મલીને તથા ખેલો,
મધુર સ્વરે ગીત ગાય વરબાલિકા;
સીલણ દંડનાયકવર હર્ષ્યો,
વીર થાપ્યાથી પૂરિતપ્રતિજ્ઞો હૂઓ (થયો). ૧૦
જો (જ્યારે) ચડ્યો વીર-ભુવને,
દંડ કલશ સૌવર્ણ;
તો (ત્યારે) વિધિમાર્ગે સમુચ્છલ્યો,
જય જય શબ્દ સુરમ્ય. ૧૧
વીરનો ધ્વજ જો લહલહે,
હર્ષે ય જગત્ સર્વે;
હર્ષે ભટ્ટ અનગારોએ, પઢિયાં કાવ્ય અપૂર્વ. ૧૨
પવન-પ્રકંપતી વીરગૃહે, જાણીજે ય પડાય (પતાકા);
તે ઊપાડી ચપેટા કરે, દુષ્ટ અરિષ્ટ હણવા ય. ૧૩
તે ચડ્યે ધ્વજપટે વીરજિન-કલા ન અંગે સમાય;
તે જન પેખી વીર—વદન, હલ્લકલોલે જાય. ૧૪
તે વીરભુવન સુપ્રતિષ્ઠિતે, દિશિ દિશિ વાગ્યાં તૂર;
તે દિશિદિશિ વધામણું હુઉં(થયું), સંઘ-મનોરથપૂર. ૧૫
જે પ્રભુ વીરજિનેંદ્રને, નયનાંજલિપુટે પીવે;
જેમ અમૃત-નિસ્સ્યંદ, તેજ ધન્ય સુકૃતાર્થ નર. ૧૬
જે ન્હવરાવે વાંદે, અર્ચે ચર્ચે વીરજિન;
નવ નિધાન તે લહે, ભ્રાંતિ મ કરશો ભવ્યજન. ૧૭
વીરના સિંહદ્વારે; એહ રાસ જે દે નર;
તે શિવપુર મોઝાર, વિલસે સુખ ભોગવે પર. ૧૮
ખેલા કેલિ દે રાસો જયો રલિયામણો;
તાસ કરો શિવ શાંતિ, બ્રહ્મશાંતિ અને ક્ષેત્રો. ૧૯

યાવત્ મેરુગિરિ સાર, વિલસે મહીમંડલે સહુલે;
શ્રી મંડલિકવિહાર[૫], તાવત્ એહ નંદો જયો. ૨૦
[૨]અભયતિલકગણિ પાસે, એસે મળી કરાવ્યો;
એમ નિજ મન-ઉલ્હાસે, રાસલડો ભવિજન દિયો. ૨૧

---

ટિપ્પન—છાયાથી અર્થ સ્પષ્ટ થતો હોવાથી પુનરુક્તિરૂપે તેનો અર્થ ન જણાવતાં તે રાસ સાથે સંબંધ ધરાવતાં ઐતિહાસિક નામો-[૧] જિનેશ્વરસૂરિ, [૨] અભયતિલકગણિ, [૩] ભુવનપાલ, [૪] ભીમપલ્લી, [૫] મંડલિક-વિહારના સંબંધમાં મ્હારૂં વક્તવ્ય અહિં જણાવું છું—

## [૧]

## જિનેશ્વરસૂરિ.

પૂર્વોક્ત વીર-રાસની ૭ મી ગાથામાં સૂચવાયેલ વિ. સં. ૧૩૧૭ માં ભીમપલ્લીમાં વીર-વિધિભવન અપરનામ મંડલિક-વિહારમાં વીર પ્રભુની પ્રતિમાની તથા સુવર્ણમય ધ્વજદંડ, કલશ વિગેરેની પ્રતિષ્ઠા કરનાર આ જિનેશ્વરસૂરિનો સંક્ષિપ્ત પરિચય અહિં સમુચિત લેખાશે.

આ જિનેશ્વરસૂરિ મરુકોટ્ટ નિવાસી સુપ્રસિદ્ધ વિદ્વાન ભંડારી નેમિચંદ્ર ( સટ્ઠિસય પ્રકરણ, જિનવલ્લભસૂરિ-ગુણવર્ણન ગીત વિ. ના કર્તા )ના પુત્ર હતા. તેમની માતાનું નામ લક્ષ્મી, વિ. સં. ૧૨૪૫ માં તેમનો જન્મ થયો હતો. જન્મ નામ અંબડ, વિ. સં. ૧૨૫૫ માં ખેડામાં વિધિમાર્ગ ( ખરતરગચ્છ )ના સુપ્રસિદ્ધ વાદી જિનપતિસૂરિ ( સંઘપટક વિવરણ, પંચલિંગી વિવરણ, પ્રબોધોદય, તીર્થમાલા વિગેરેના પ્રણેતા ) પાસે જૈનદીક્ષાથી દીક્ષિત થતાં તેમનું નામ વીરપ્રભ રાખવામાં આવ્યું હતું. જિનપતિસૂરિનો સ્વર્ગવાસ (વિ. સં. ૧૨૭૭) પછી સર્વદેવાચાર્યે તેમને વિ. સં. ૧૨૭૮ માં જાલોરમાં જિનપતિસૂરિના પટ્ટ પર સ્થાપી જિનેશ્વરસૂરિ નામથી પ્રસિદ્ધ કર્યા હતા.

વિ. સં. ૧૨૮૫ માં જિનપતિસૂરિશિષ્ય પૂર્ણભદ્રગણિએ રચેલ ધન્ય શાલિભદ્રચરિત્ર, વિ. સં. ૧૨૯૩ માં જિનપાલગણિએ રચેલ દ્વાદશકુલક-વિવરણ, વિ. સં. ૧૨૯૫ માં સુમતિગણિએ રચેલ ગણધર સાર્ધશતક-બૃહદ્વૃત્તિ વિગેરે આ જિનેશ્વરસૂરિની આજ્ઞાથી રચેલ જણાવેલ છે.[૧]

ચિત્રકૂટનિવાસી ઉકેશવંશી આસાના પુત્ર સંઘપતિ સા સલ્હાક આ જિનેશ્વરસૂરિના પરમભક્ત હતા, તેણે આ સૂરિના સદુપદેશથી નલકમાં જયતુગિ દેવના રાજ્યમાં વિ. સં. ૧૨૯૫ માં સિદ્ધાંત વિગેરે સમસ્ત જૈનશાસ્ત્રોનો ઉદ્ધાર કરાવ્યો હતો, જેમાંની કર્મસ્તવ-કર્મવિપાક પુસ્તિકા જેસલમેર-જૈન 'બડા' ભંડારમાં વિદ્યમાન છે. ( જૂઓ જેસલમેર ભાં૦ સૂચી, પૃ. ૨૬ ) ઉપદેશમાલા બૃહદ્વૃત્તિની તથા આવશ્યક વૃત્તિની એક તાડપત્રીય પ્રતિ જેસલમેરમાં છે કે જેમાં ૩૧+૨૩ કાવ્યોની પ્રશસ્તિ છે, તે આ જિનેશ્વરસૂરિને સમર્પિત કરવામાં આવેલી છે. ( જૂઓ જે. ભાં. સૂચી પૃ. ૩૬,૪૩ )

પલ્લીવાલવંશીય લાપ(ખ)ણ નામનો ગૃહસ્થ આ જિનેશ્વરસૂરિના કરકમલથી અધિવાસિત થયો હતો, જેણે પોતાનાં માત-પિતાના પુણ્યાર્થે આ શ્રી જિનેશ્વરસૂરિ ગુરુના આદેશથી, હરિભદ્રસૂરિ રચિત સમરાદિત્ય ચરિત્ર નામનું તાડપત્રીય પુસ્તક લખાવ્યું હતું, જેનું વ્યાખ્યાન વિ. સં. ૧૨૯૯ માં ખંભાતમાં એજ લાપ(ખ)ણે રત્નપ્રભસૂરિ પાસે કરાવ્યું હતું. ( વિસ્તૃત પ્રશસ્તિ જૂઓ પીટર્સન રિ. ૩, પૃ. ૧૧૯ થી ૧૨૪ ).

વિ. સં. ૧૩૧૩ માં પાલ્હણપુરમાં આ સૂરિએ રચેલું શ્રાવક ધર્મપ્રકરણ જેસલમેર-જૈનભંડારમાં અસ્તિત્વ ધરાવે છે. તેમનો અન્ય મહાપ્રબંધ ચંદ્રપ્રભચરિત મહાકાવ્ય તથા અનેક સ્તુતિ-સ્તોત્રો હોવાનું જણાય છે, પરંતુ જોવામાં આવતાં નથી.

વિ. સં. ૧૩૨૬-૨૮ માં વીજાપુરમાં તથા અન્યત્ર પણ અનેક સ્થલે તેમણે અનેક જૈનમંદિરો, દેવકુલિકાઓ અને જૈનમૂર્તિઓની પ્રતિષ્ઠા કર્યાનું જણાય છે. અભયકુમાર ચરિત લખાવનારની કુમારગણિ કવિએ રચેલી પ્રશસ્તિ, સંઘપુરનો શિલાલેખ જિનેશ્વરસૂરિ દીક્ષા વીવાહલો ( સોમમૂર્તિ ગણિ રચિત,

૧. જૂઓ જેસલમેર ભાંડાગારગ્રંથસૂચી ( ગાયકવાડ ઓ. સિરીઝ વડોદરાથી પ્રકાશિત )

ાસસાર સાથે ભાવનગર આત્માનંદ સભાથી પ્રકાશિત ), જેસલમેર ભાં. સૂચી, ખરતગચ્છ-પટ્ટાવલી વિગેરેમાંથી આ સૂરિના સંબંધમાં થોડું ઘણું વૃત્તાન્ત મળી શકે છે.

વિ. સં. ૧૩૩૧ માં જાલોરમાં પ્રબોધમૂર્તિ નામના પોતાના શિષ્યને સ્વયં પોતાના પટ્ટપર સ્થાપી તેમને જિનપ્રબોધસૂરિ નામથી પ્રસિદ્ધ કરી જિનેશ્વરસૂરિ સ્વર્ગવાસી થયા.

જિનેશ્વરસૂરિને અનેક પ્રૌઢ વિદ્વાન શિષ્યો હતા, તેમાંના ૧૫ નો ટુંક પરિચય અહિં આપ્યો છે, જેમાં આ વીર-રાસ રચનાર અભયતિલક ગણિનો પણ સમાવેશ થાય છે' એ ઉપરથી અભયતિલકગણિના ગુરુબંધુઓ પણ કેવા સમર્થ પ્રતિભાશાલી હતા, તેનો પણ કંઇક ખ્યાલ થશે.

[૨]

(૧) અભયતિલક ગણિ.

વિ. સં. ૧૩૦૭ માં પ્રાચીન ગૂજરાતી ભાષામાં રચાયેલી જણાતી 'વીર-રાસ' નામની જેમની ૨૧ કડીની ઐતિહાસિક લઘુકૃતિ 'જૈનયુગ 'ના ગત દીપોત્સવી ખાસ અંકમાં પ્રકટ થઇ છે, અને આર્વાચીન છાયા મેં આ સાથે લખી મોકલી છે, તે અભયતિલકગણિનો પરિચય અહિં ઉચિત ગણાશે.

અભયતિલકગણિની જન્મભૂમિ, જ્ઞાતિ માતા પિતા કે જન્મસમય, દીક્ષાસમય-સ્થલ સંબંધમાં વિશેષ જાણવામાં આવ્યું નથી છતાં અનુમાનથી સમજી શકાય તેમ છે કે વિક્રમના તેરમા સૈકાના ઉત્તરાર્ધમાં અથવા અંતમાં તેમનો જન્મ થયો હશે, તેમની દીક્ષા અને ગણિપદવી પણ તેજ અરસામાં થઈ હોવી જોઇએ; કેમકે વિ. સં. ૧૩૦૭ માં રચાયેલી જણાતી તેમની આ કૃતિમાં (૨૧ મી કડીમાં) અભયતિલક ગણિ નામનો ઉલ્લેખ જોવામાં આવે છે.

જે જિનેશ્વરસૂરિનો પરિચય ઉપર કરાવ્યો છે, તે જિનેશ્વરસૂરિ આ રાસકાર અભયતિલકગણિના દીક્ષાગુરુ હતા અને વિદ્યાગુરુ લક્ષ્મીતિલક ઉપાધ્યાય હતા, જેનો પરિચય આ લેખમાં આગળ આપ્યો છે.

અભયતિલકગણિની અમરકીર્તિરૂપ વિસ્તૃત અન્ય કૃતિ સુપ્રસિદ્ધ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના સંસ્કૃત દ્વ્યાશ્રય-મહાકાવ્ય પર સંસ્કૃતમાં ૧૭૫૭૪ સાડા સત્તરહજાર શ્લોક પ્રમાણ ટીકા છે. જે મુંબઈ સરકારી સિરીઝદ્વારા બે ખંડમાં ઇ. સ. ૧૯૧૫ અને ૧૯૨૧ માં પ્રકાશિત થઈ ગયેલ છે. આ ટીકા અભયતિલકગણિએ પૂર્વોક્ત જિનેશ્વરસૂરિના આદેશથી રચી હતી અને વિ. સં. ૧૩૧૨ ની દીવાળીમાં પાલ્હણપુરમાં પૂર્ણ કરી હતી. આ ટીકાનું સંશોધન તેમના વિદ્યાગુરુ લક્ષ્મીતિલક કવિએ કર્યું હતું.

આ સ્થલે પ્રાસંગિક એક ભ્રમનિવારણની અનિવાર્ય પરમ આવશ્યકતા છે કે જેથી ભવિષ્યમાં એ ભૂલ થતી અટકે અને પરંપરાએ લેખકો તે ભ્રાન્તિનું અનુકરણ ન કરતાં સત્યસ્વરૂપ પ્રકાશમાં મૂકે. આ ભ્રાન્તિ દ્વ્યાશ્રયના કર્તા સંબંધમાં ઇતિહાસરસિક ફાર્બસ સાહેબે અને અન્ય લેખકોએ કરી જણાય છે. ફાર્બસ સાહેબની સુપ્રસિદ્ધ રાસમાળા કે જેનું ગુજરાતી ભાષાંતર રા. રા. દીવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામદ્વારા થયેલું છે, જેની પુનઃશોધિત તથા વર્ધિત ત્રીજી આવૃત્તિ (ભા. ૧) ફાર્બસ ગૂજરાતી સભાદ્વારા વિ. સં. ૧૯૭૮ માં પ્રકાશિત થયેલી છે; તેના પૃ. ૩૩૬ માં નીચેનાં વાક્યો દૃષ્ટિગોચર થાય છે:—

"દ્વયાશ્રયનો પ્રારંભ, પ્રસિદ્ધિ પામેલા હેમાચાર્યે કરેલો જણાય છે. તે કુમારપાલના રાજ્યની સમાપ્તિએ ઇ. સ. ૧૧૭૪ ની પહેલાં મરણ પામ્યો હતો. ત્યાર પછી પ્રહ્લાદનપટ્ટણ (સોવરા પાલણપુર)માં લેશરાજ્યતિલકગણી કરીને જૈનસાધુ હતો તેણે તે અધૂરા ગ્રંથનું સાંધણ ચલાવીને ઇ૦ સ૦ ૧૨૫૬ અથવા સંવત્ ૧૩૧૨ ની દિવાળીને દહાડે પૂરો કર્યો. ત્યાર પછી તેના ઉપર લક્ષ્મીતિલકકવિએ, શુદ્ધ કરીને, ટીકા રચી છે, એવું ઉપરનો સાધુ લખી ગયો છે. શ્રી દુર્લભરાજ રાજ્ય કરતો હતો તે વેળા શ્રી વર્દ્ધમાન આચાર્ય ગૂજરાતમાં પ્રવાસ કરતો હતો તેની દીક્ષાવલિમાંનો નવમો લેશરાજ્ય પુરૂષ હતો એવું પોતે માને છે."

તથા પૃ. ૩૩૭ માં નીચેનાં વાક્યો નજરે પડે છે—

"દ્વયાશ્રયમાં હેમચન્દ્રનો રચેલો કેટલો ભાગ હશે એ જાણવાને બની આવે, અને લેશરાજ્ય અને લક્ષ્મી-

તિલકના હાથથી ફેરફાર થયા વિનાનો તેમાંનો કેટલો ભાગ હાલના પુસ્તકમાં હશે, એ જણાય તો મુખ્ય રાજ્યો માંહેલાં બે રાજ્ય વિષે તેજ વેળા થયેલા ગ્રંથકારના અભિપ્રાય આપણા જાણવામાં આવે. પણ આવો પત્તો લાગવો અશક્ય છે; માટે આ જૈનોનાં લખેલાં વર્ણન, જે સમયે લખવામાં આવેલાં તેજ સમયના નોંધી રાખેલા રાસ તરીકે માની લેવાં જોઇયે. આવા પ્રકારની એ વર્ણનની તુલના કરિયે તો પણ તેઓ મુલ્યવાન નથી એમ નથી.”

મે. રા. રા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ (નાયબ દીવાન સાહેબ, વડોદરા) દ્વારા તૈયાર થયેલ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, કે જે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી અમદાવાદ માર્ફત વિ. સં. ૧૯૬૫ માં બીજી આવૃત્તિરૂપે પ્રસિદ્ધ થયેલ છે. તેમાં (પૃ. ૧૪૨ માં) પણ થોડા ફેરફાર સાથે પૂર્વોક્ત આશયને અનુસરતો ઉલ્લેખ જોવામાં આવે છે—

“હેમચંદ્રે દ્વયાશ્રય લખવાની શરૂઆત ઇ. સ. ૧૧૬૦ માં કરી હતી એવું કહેવાય છે કે એ ગ્રંથ અભયતિલકજ નામના બીજા જૈનસાધુએ ઇ. સ. ૧૨૫૫ માં પૂરો કરી સુધાર્યો હતો.”

રાવબહાદુર મનોહર વિષ્ણુ કાથવટેના ‘ભરતખંડાચા પ્રાચીન ઇતિહાસ’માં પણ આવાજ આશયનું લખાણ થયું છે કે—

“આ કુમારપાલના ગુરુપણાને પામેલ હેમચંદ્ર આ ગ્રંથ (દ્વયાશ્રય)નો ઇ. સ. ૧૧૬૦ માં પ્રારંભ કરી અપૂર્ણજ મૂકી સ્વર્ગવાસી થયા. આસ્વ (અભય) તિલકગણિ જૈનસાધુએ આ (દ્વયાશ્રય) ગ્રન્થ ઈ. સ. ૧૨૫૫ માં પૂરો કર્યો.”

આમ મૂલગ્રન્થ જાતે તપાસી નિર્ણય કર્યા વિના અનેક લેખકોએ એક બીજાના ઉલ્લેખો જોઈ પરંપરાએ એ ભૂલ ચાલુ કાયમ રાખી છે. ને ના. શ્રી. સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમની આજ્ઞાથી સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યનું ગૂજરાતીમાં ભાષાંતર (વડોદરા રેશા કેળવણી ખાતા તરફથી વિ. સં. ૧૯૪૯ માં પ્રકટ થયેલ) કરનાર મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ દ્વયાશ્રયનો સાર દર્શાવ્યા પછી વિશેષાવલોકન (પૃ. ૩૦) માં આ ભૂલ સુધારવા નીચે જણાવેલ ઉલ્લેખથી કંઇક અંશે પ્રયાસ કર્યો છે—

“એની ટીકા કોઇ અભયતિલક ગણી નામના જૈન સાધુએ લખી છે તે બહુ ઉપયોગી છે. ફાર્બસ સાહેબ આ અભયતિલકગણીને બદલે લેશાભયતિલકગણી એવું નામ આપે છે. ને તેને અપૂર્ણ રહેલા દ્વયાશ્રયનો પૂર્ણ કરનાર જણાવે છે. તથા ટીકાકાર તો કોઇ લક્ષ્મીતિલક નામે બીજોજ જણાવે છે. દ્વયાશ્રયની જે પ્રતિ મારા આગળ છે તેમાંથી આવી કશી વાત નીકળતી નથી, તેમાં તો જેને હું ટીકા કહું છું તેને વૃત્તિ કહેલી છે, ને પ્રતિસર્ગે આ પ્રમાણે સમાપ્તિ કરેલી છે:

इति श्रीजिनेश्वरसूरिशिष्यलेशाभयतिलकगणीविरचितायां श्रीसिद्धहेमचंद्राभिधानशब्दानुशासनद्वयाश्रयवृत्तौ.

ઈત્યાદિ. અભયતિલકગણી, તે જિનેશ્વર સૂરિનો શિષ્ય એમ આમાંથી જણાય છે ને શિષ્યલેશ એ ઉપનામ ચરણરજ જેવું નમ્રતાવાચક શિષ્ય એ અર્થનુંજ બોધક છે: આ નામને બરાબર ન જોવાથી લેશાભયતિલકગણી એવું ભ્રમયુક્ત નામ હોય એમ ધારૂં છું.”

તથા મુંબઇ સરકારી સિરીઝ તરફથી ઇ. સ. ૧૯૨૧ માં પ્રકટ થયેલ સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યના સંસ્કૃત પ્રસ્તાવમાં શ્રીયુત પં. દત્તાત્રેયશર્માએ રાવબહાદુર મ. વિ. કાથવટેના ઉપર દર્શાવેલ ‘ભરતખંડાચા પ્રાચીન ઇતિહાસ’નો ઉલ્લેખ ટાંકી સંસ્કૃતમાં પોતાનો અભિપ્રાય સૂચવ્યો છે કે—

‘દ્વયાશ્રય મહાકાવ્ય પૂરૂંજ હેમચંદ્રે રચ્યું અને વૃત્તિ તો અભયતિલકગણિએ રચી એમ મ્હને જણાય છે. અને તેના સમર્થનમાં—દ્વયાશ્રયના ૧૭ મા સર્ગના ૪૨ મા શ્લોકની વૃત્તિમાં વૃત્તિકારે મૂલકારથી બતાવેલ પોતાનો ભેદ, વૃત્તિકારે પ્રાન્તમાં દર્શાવેલ પોતાનું માત્ર વૃત્તિકારપણું વિગેરે સ્પષ્ટ ટાંક્યું છે.’

આવી રીતે ભ્રમનિવારણ માટે પ્રયાસ થયેલ હોવા છતાં સાક્ષરોનું લક્ષ્ય એ તરફ ખેંચાયું નથી, તેથી અમ્હે પણ સપ્રમાણ અમ્હારો અભિપ્રાય દર્શાવી નમ્રતાપૂર્વક ઇતિહાસ લેખક વિદ્વજ્જનોનું ખાસ કરીને તે તે ગ્રંથોના ભાષાંતર કર્તા, સંપાદક, પ્રકાશક મહાશયોનું લક્ષ્ય ખેંચી એ પરંપરાગત સ્ખલનાને સુધારી પ્રસિદ્ધ કરવા તેમને સૌજન્યથી સૂચવીએ છીએ.

)

ફાર્બસ સાહેબને સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યની ટીકાની પ્રાંત પ્રશસ્તિવાળી શુદ્ધ પ્રતિ પ્રાપ્ત નહિ થઇ શકી હોય તેથી તે વાંચવામાં ભ્રમ થવાથી અથવા તેનો અર્થ બરાબર નહિ સમજી શકવાથી તેવો આશય દર્શાવ્યો હશે. આજે તેઓ સાહેબ વિદ્યમાન હોત તો અવશ્ય પોતાની ભૂલ સમજી સુધારત. વૃત્તિકાર અભયતિલકગણિ પોતાને હેમચન્દ્રાચાર્યના સંસ્કૃત દ્વયાશ્રયના વિવૃતિકાર, વૃત્તિકાર કે ટીકાકાર તરીકેજ ઓળખાવે છે, મૂલ દ્વયાશ્રયના કર્તા તરીકે કે હેમચંદ્રાચાર્યના અપૂર્ણ ભાગના પૂર્ણ કરનાર તરીકે ક્યાંય ઓળખાવતા નથી. વૃત્તિને અંતે ૧૫ શ્લોકોની જે પ્રશસ્તિ વૃત્તિકાર અભયતિલકગણિએ દર્શાવી છે, તેના ૧, ૧૨, ૧૩ એ ત્રણ શ્લોકોનો બરાબર અર્થ ન સમજવાથી તેવો ભ્રાંતિયુક્ત ઉલ્લેખ કર્યો જણાય છે. વાસ્તવિક રીતે તેનો અર્થ આ પ્રમાણે થઈ શકે "અતિ વિમલ વિશાલ ચાંદ્રકુલમાં શ્રી વર્ધમાનાચાર્યના શિષ્ય જિનેશ્વરસુરિ દ્વિજપતિ (જાતિથી બ્રાહ્મણ હોવાથી, પક્ષે ચન્દ્ર) થયા, જેમણે ગૂજરાતની ભૂમિમાં (પાટણમાં) દુર્લભરાજની સભામાં વસતિમાર્ગનો પ્રકાશ કરી (ચૈત્યવાસીઓને વાદમાં જીતી) સાધુઓને સારો વિહાર કરનાર કર્યા હતા.૧" વૃત્તિકાર અભયતિલકગણિએ ત્યારપછીના દસ શ્લોકોમાં પોતાની ગુરુપરંપરા દર્શાવી છે, તેને આવા વંશક્રમમાં ગોઠવી શકાયઃ—

(ચાંદ્રકુલ)
વર્ધમાનસૂરિ
|
જિનેશ્વરસૂરિ (દુર્લભરાજની સભામાં વસતિમાર્ગ પ્રકાશક
|
જિનચંદ્રસૂરિ (સંવેગરંગશાલા રચનાર).
|
અભયદેવસૂરિ (સ્તમ્ભનમાં પાર્શ્વપ્રભુના સ્થાપક, નવાઙ્ગવૃત્તિકાર)
|
જિનવલ્લભસૂરિ
|
જિનદત્તસૂરિ
|
જિનચંદ્રસૂરિ
|
જિનપતિસૂરિ
|
જિનેશ્વરસૂરિ
|
જિનરત્નસૂરિ | બુદ્ધિસાગર | અમરકીર્તિ | પં. પૂર્ણકલશગણિ | પ્રબોધચંદ્રગણિ | લક્ષ્મીતિલકગણિ | પ્રમોદમૂર્તિ | અભયતિલકગણિ

હરેક સર્ગની વૃત્તિના પ્રાન્ત લેખમાં પોતાને જિનેશ્વરસૂરિના શિષ્યલેશ તરીકે ઓળખાવવામાં પોતે તેમના અનેક શિષ્યોમાં લઘુશિષ્ય તરીકે હતા એમ સૂચિત કરવાનો અને પોતાની લઘુતા-નમ્રતા દર્શાવવાનો વૃત્તિકારનો હેતુ કલ્પી શકાય. ૧૧ થી ૧૪ શ્લોકમાં વૃત્તિકારે જણાવ્યું છે કે—" તે સુગુરુ (જિનેશ્વરસૂરિ)ના આદેશથી મુનિ અભયતિલકગણિએ પોતાના મતિવૈભવના અનુસારે સકર્ણ-પ્રાજ્ઞજનોના કાનને ઉત્સવ-આનંદ આપે તેવી આ વિવૃતિ (વિવરણ) રચેલ છે. સર્વ વિદ્યાઓમાં પ્રવીણ; વિકલતા વિનાની કવિતા ક્રીડાના ક્રીડાગૃહરૂપ, કીર્તિરૂપ સમુદ્રના પારગામી, ત્રણ ભુવનના જનોપર ઉપકાર કરવાના નિયમવાળા, લક્ષ્મીતિલક કવિરૂપી સૂર્ય, કે જેઓ સમગ્ર ગ્રંથસમૂહમાં મ્હારા ગુરુ છે

અને આ [2]દ્વયાશ્રયમાં તો વિશેષે કરીને પ્રકૃષ્ટ ગુરુ છે, તેમણે આ ટીકાને સારી રીતે શુદ્ધ કરી છે. વિ. સં. ૧૩૧૨ માં પ્રહ્લાદનપત્તન (પાલણપુર) માં દીવાળીના શુભ દિવસે આ ટીકા પૂર્ણ[3] થઈ. આ વૃત્તિનું પ્રમાણ ૧૭૫૭૪-સત્તરહજાર પાંચસે ચુમોત્તેર શ્લોકોનું નિશ્ચિત કરેલું છે."

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પોતાના સિદ્ધહેમશબ્દાનુશાસનના સાત અધ્યાયનાં દરેક સૂત્રોના ક્રમવાર ઉદાહરણપ્રયોગો દર્શાવતું, અને શબ્દાનુશાસનના વિશેષહેતુભૂત સિદ્ધરાજ જયસિંહના વંશકીર્તનને કરતું વીશસર્ગનું એ સંસ્કૃત દ્વયાશ્રયમહાકાવ્ય અપૂર્ણ તો નથી મૂકયું. પરંતુ તેથી આગળ આઠમા અધ્યાયના પણ દરેક સૂત્રોના ક્રમવાર ઉદાહરણપ્રયોગો સમજાવતું, કુમારપાલચરિત પ્રતિપાદન કરતું આઠ સર્ગનું પ્રાકૃત દ્વયાશ્રયમહાકાવ્ય પણ પૂર્ણ રચેલ છે, જે પૂર્ણકલશ ગણિ (અભયતિલક ગણિના સતીર્થ્ય ગુરુબન્ધુ)ની વિ. સં. ૧૩૦૭ માં રચાયેલી વૃત્તિ સાથે મુંબઈ સરકારી સિરીઝ તરફથી ઈ. સ. ૧૯૦૦ માં સુપ્રસિદ્ધ થયેલ છે. કમભાગ્યે ફાર્બસ સાહેબ, મ. ન. દ્વિવેદી વિગેરેને આ પ્રાકૃત દ્વયાશ્રયનાં દર્શન થયાં જણાતાં નથી. દ્વયાશ્રયના પ્રારંભનો ઉપર્યુક્ત લેખકોએ દર્શાવેલો સમય પણ કાલ્પનિક જણાય છે, પ્રામાણિક જણાતો નથી.

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પોતાના ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત મહાકાવ્યની પ્રાંત પ્રશસ્તિમાં પોતાની દ્વયાશ્રય કૃતિનો પણ ઉલ્લેખ કુમારપાલ ભૂપાલની ઉક્તિરૂપે પ્રકટ કર્યો છે—

" अस्मत्पूर्वज सिद्धराज नृपतेर्भक्तिस्पृशो याञ्चया
साङ्गं व्याकरणं सवृत्तिसुगमं चक्रुर्भवन्तः पुरा।
मद्धेतोरथ योगशास्त्रममलं लोकाय च द्वयाश्रय-
छन्दोऽलङ्कृति-नामसङ्ग्रहमुखान्यन्यानि शास्त्राण्यपि ॥"

—ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦ મું (જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગરથી પ્રકાશિત)

ગૂર્જરેશ્વર વીસલદેવના રાજ્ય[4]કાલમાં વિ. સં. ૧૩૧૨ ની દીવાળીના દિવસે ખંભાતમાં ચન્દ્રતિલક ઉપાધ્યાયે (અભયતિલક ગણિના સતીર્થ્ય ગુરુબંધુએ) વિસ્તૃત સં. અભયકુમાર ચરિત્ર રચી પૂર્ણ કર્યું હતું, તેનું સંશોધન પૂર્વોક્ત લક્ષ્મીતિલક ગણિ અને પ્રસ્તુત અભયતિલક ગણિએ કર્યું હતું. ચંદ્રતિલકોપાધ્યાય ત્યાં જણાવે છે કે—

૨ श्रीपार्श्वनाथ-जिनदत्तगुरुप्रसादा—
दारभ्यते रभसतोऽल्पधियाऽपि किञ्चित्।
श्रीहेमचन्द्रकृतसंस्कृतदुर्गमार्थ
श्रीद्वयाश्रयस्य विवृतिः स्व-परोपकृत्यै ॥

—સં. દ્વયા. વૃ. પ્રારંભ શ્લો. ૪

(મુંબઇ સરકારી સિરીઝ તરફથી ઈ. સ. ૧૯૧૫ માં પ્રકાશિત).

૩ "सुगुरोस्तस्यादेशात् सकर्णकर्णोत्सवं विवृतिमेताम् ।
स्वमतिविभवानुसारान्मुनिर्व्यधादभय-तिलकगणिः ॥
आम्नातो सर्वविद्यास्वविकलकविताकेलि-केलीनिवासः
कोऽप्यर्वाऽर्ध्यैः पारदृश्वा त्रिभुवनजनतो-पक्रियात्स्वात्तदीक्षः ।
निःशेषग्रन्थसार्थं मम गुरुरिह तु द्वयाश्रयेऽतिप्रकामं
टीकामेतां स लक्ष्मीतिलककविरविः शोधयामास सम्यक् ॥
अब्दे द्वादशभिस्त्रयोदशशते श्रीविक्रमाब्देष्वियं
श्रीप्रह्लादनपत्तने शुभदिने दीपोत्सवेऽपूर्यत ।"

—સંસ્કૃત દ્વયાશ્રયવૃત્તિ (મુંબઇ સરકારી સિરીઝ તરફથી ઈ. સ. ૧૯૨૧ માં પ્રકાશિત પ્રાંત શ્લો. ૧૧–૧૩)

૪ श्रीमद् वीसलदेव गुर्जर धराधीशेऽधिपे सुभुजो,
पृथ्वीं पालयति प्रतापतपने श्रीस्तम्भतीर्थे पुरे ।
चक्षुः-शीतकर-त्रयोदशमिते संवत्सरे वैक्रमे
काव्यं सम्यक्तममं समर्पितमिदं दीपोत्सवे वासरे ॥

—અભયકુમાર ચરિત્ર (પ્રશ૦ શ્લો૦ ૪૭)

"દ્વયાશ્રયટીકાકારી દ્વિવ્યાકરણઃ સુદૃષ્ટ
સાહિત્યઃ।
સુકવિરભયતિલક ગણિરચાશોધયતામિદં
શાસ્ત્રમ્ ॥"

—અભયકુમાર ચરિત્ર (હી.હં. જામનગરથી પ્રકાશિત)

અર્થાત્—દ્વયાશ્રયના ટીકાકાર, બે વ્યાકરણ (સંસ્કૃત-પ્રાકૃત?)ના જ્ઞાતા, જેમણે સાહિત્ય સારી રીતે જોયેલું છે, તે સુકવિ અભયતિલક ગણિએ (લક્ષ્મીતિલક ગણિ સાથે) આ શાસ્ત્ર (અભયકુમાર ચરિત્ર) શુદ્ધ કર્યું હતું.

[5]બૃહટ્ટિપનિકાકાર પણ અમારા કથનને પુષ્ટ કરે છે. આ સિવાય બીજાં પણ અનેક પ્રમાણો આપી શકાય, પરંતુ ઉપર દર્શાવેલ પ્રમાણોથી પણ સ્પષ્ટ સમજી શકાય તેમ છે કે-**સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્ય હેમચંદ્રાચાર્યે જ પૂર્ણ રચેલ છે, તેની ટીકાજ પ્રસ્તુત અભયતિલક ગણિએ વિ. સં. ૧૩૧૨ ની દીવાળીમાં પાલણપુરમાં પૂર્ણ કરી હતી અને એ ટીકાનું જ સંશોધન લક્ષ્મીતિલક ગણિએ કર્યું હતું. દ્વયાશ્રય મૂલ કાવ્યમાં તેઓએ કંઈ સુધારો વધારો કે ફેરફાર કર્યો નથી. ટીકાકારનું નામ અભયતિલક ગણિ એ જ બરાબર છે, એ સિવાયનાં નામ યુક્ત નથી.**

અભયતિલક ગણિની અન્ય કૃતિ 'ન્યાયાલંકાર' નામની પંચપ્રસ્થાનન્યાયમહાતર્કની વિષમપદ-વ્યાખ્યા જેસલમેરના જૈન ભંડારમાં વિદ્યમાન છે, જેનો નામનિર્દેશ ગુણરત્નસૂરિ (વિ. સં. ૧૪૬૬) ષડ્દર્શન સમુચ્ચયમાં અને બૃહટ્ટિપનિકાકાર પણ કરે છે, ન્યાયસૂત્રની શ્રીકંઠની વૃત્તિપર ટિપ્પન રૂપ આ વ્યાખ્યાનો આદ્યંત ભાગ જેસલમેર જૈન ભાં૦ સૂચી (પૃ. ૪૭-૪૮)માં અમે દર્શાવ્યો છે. તેના અંતમાં પણ વૃત્તિકાર અભયતિલક ગણિએ લક્ષ્મીતિલક ઉપાધ્યાય નામના પોતાના વિદ્યાગુરુની પ્રશંસા કરી કૃતજ્ઞતા પ્રદર્શિત કરી છે. આ વ્યાખ્યાનું સંશોધન પણ ઉપર્યુક્ત લક્ષ્મીતિલક ઉપાધ્યાયે કર્યું હતું. પ્રાંત પ્રશસ્તિમાં ગુરુપરંપરા દર્શાવતાં આ વૃત્તિને વૃત્તિકારે પોતાના ગુરુ જિનેશ્વર સૂરિના પ્રસાદરૂપ સૂચવી છે. દરેક (પાંચ) અધ્યાયના અંતમાં—

"**ઇતિ યુગપ્રધાન શ્રીજિનેશ્વર સૂરિ શિષ્યલેશ શ્રી અભયતિલકોપાધ્યાય નિર્મિતાયાં**" ઇત્યાદિ ઉલ્લેખ જોવામાં આવે છે. રચનાસમય દર્શાવ્યો નથી, પરંતુ વિ. સં. ૧૩૧૨ પછી આ રચના કરી હશે એમ અનુમાન થાય છે.

વ્યાકરણ, કાવ્ય, કોશ, સાહિત્ય, ન્યાયશાસ્ત્રાદિમાં પ્રવીણ આવા એક પ્રૌઢ પ્રાજ્ઞ પુરૂષની પ્રાચીન ગૂજરાતી ભાષાની 'વીરરાસ' નામની કૃતિ લઘુ છતાં વિશેષ ગૌરવપાત્ર છે. આ રાસ ભાષાશાસ્ત્રીઓને ઉપયોગી થઇ પડે તેમ છે, એટલુંજ નહિ, ઇતિહાસની દષ્ટિએ પણ અતિ મહત્ત્વનો છે. ભીમપલ્લીમાં મહારાણા મંડલિકના આદેશથી ભુવનપાલશાહે કરાવેલ વિધિચૈત્ય કે જેનું અપરનામ 'મંડલિક વિહાર' પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું, સીલણ દંડનાયકના સમયમાં વિ. સં. ૧૩૦૭ માં વૈશાખ શુક્લ દશમીએ (વીર પ્રભુના કેવલજ્ઞાનના દિવસે) તેમાં વીર પ્રભુની પ્રતિમાની તથા તે વીર-વિધિભુવન પર સુવર્ણમય ધ્વજાદંડ, કલશની પ્રતિષ્ઠા જિનેશ્વર સૂરિ (રાસકાર અભયતિલક ગણિના ગુરુ) એ કરી હતી. એ મહોત્સવની પ્રત્યક્ષ જોયેલ ઘટનાનું કવિએ રાસના રૂપમાં વર્ણન કર્યું છે.

અભયતિલકગણિ શ્રી પાર્શ્વનાથ અને પોતાના પૂર્વજ શ્રી જિનદત્તગુરુ (બડાદાદા)ના પરમ ઉપાસક જણાય છે, કારણ કે તેમણે જેમ દ્વયાશ્રયવૃત્તિના પ્રારંભ-પ્રાંતમાં અને ન્યાયાલંકાર વ્યાખ્યાના આરંભમાં તેમનું મંગલાચરણ તરીકે સ્મરણ કર્યું છે, તેમ આ 'વીર-રાસ' નામની લઘુકૃતિના પ્રારંભમાં પણ પોતાની કૃતિના અભિધાન તરીકે શ્રી પાર્શ્વનાથ અને જિનદત્તના પાદપદ્મને પ્રણામ કરી જોવામાં આવે છે.

---

૫ 'શ્રી દ્વયાશ્રયમહાકાવ્યં શ્રી હેમસૂરીયં ૨૦ સર્ગ સંસ્કૃતં ૨૮૨૮-૩૦૨૮ દ્વયાશ્રય કાવ્યપાદ ૨૮ વૃત્તિઃ ૧૩૧૨ વર્ષે ખરતર-અભયતિલકીયા ૧૭૫૭૪'
—બૃહટ્ટિપનિકા.

અભયતિલકગણિએ રચેલી એક પ્રશસ્તિ જેસલમેર ભંડારમાં છે. (જુઓ જે. ભાં. સૂચી પૃ. ૩૬ નં. ૨૮૯), જે પ્રશસ્તિવાળી ઉપદેશમાલાબૃહદ્‌વૃત્તિની પુસ્તિકા પૂર્વોક્ત જિનેશ્વરસૂરિને સમર્પિત થઇ હતી.

અભયતિલકગણિને ઉપાધ્યાયપદ ક્યારે પ્રાપ્ત થયું, તે સંબંધમાં જાણી શકાયું નથી.

અભયતિલક ગણિના ગુરુબંધુઓ. અભયતિલકગણિએ હૈમ દ્વયાશ્રયવૃત્તિના અંતમાં (શ્લો૦ ૧૦ માં) પોતાના સતીર્થ્ય સાત ગુરુબંધુઓ (જિનેશ્વરસૂરિના શિષ્યો)નાં નામો આપ્યાં છે. તે આ પ્રમાણે—૧ જિનરત્નસૂરિ, ૨ બુદ્ધિસાગર, ૩ અમરકીર્તિ, ૪ પૂર્ણકલશગણિ, ૫ પ્રબોધચંદ્રગણિ, ૬ લક્ષ્મીતિલકગણિ અને ૭ પ્રમોદમૂર્તિ.

આમાંથી બુદ્ધિસાગર, અમરકીર્તિ અને પ્રમોદમૂર્તિ એ ત્રણના સંબંધમાં વિશેષ જાણવામાં આવ્યું નથી, પરંતુ એ સિવાયના ચાર અને બીજા દસ નવીન જાણવામાં આવ્યા છે; તે પ્રૌઢ વિદ્વાનોનો ટુંક પરિચય અહિં ઉપયુક્ત ગણી આપવામાં આવે છે.

(૨) **જિનરત્નસૂરિ**—લક્ષ્મીતિલક ઉપાધ્યાય, પૂર્ણકલશગણિ વિગેરેના વિદ્યાગુરુ, લીલાવતી સાર મહાકાવ્ય વિગેરેના કર્તા.

(૩) **કનકચંદ્ર**—વિ. સં. ૧૨૯૫ માં સુમતિગણિની ગણધરસાર્ધશતક બૃહદ્‌વૃત્તિને પ્રથમાદર્શમાં લખનાર.

(૪) **પૂર્ણકલશગણિ**—વિ. સં. ૧૩૦૭ માં હૈમ-પ્રાકૃત દ્વયાશ્રયવૃત્તિ રચનાર.

(૫) **લક્ષ્મીતિલક ઉપાધ્યાય**—અભયતિલકગણિ વિગેરેના વિદ્યાગુરુ, વિ. સં. ૧૩૦૭ માં રચાયેલી પૂર્ણકલશગણિની હૈમ પ્રા. દ્વયા. વૃત્તિ, વિ. સં. ૧૩૧૨ માં રચાયેલી અભયતિલકગણિની હૈમ સં. દ્વયા. વૃત્તિ, ન્યાયાલંકારવૃત્તિ, વિ. સં. ૧૩૧૨ માં રચાયેલ ચંદ્રતિલક ઉપાધ્યાયનું અભયકુમારચરિત્ર, વિ. સં. ૧૩૨૨ માં રચાયેલી ધર્મતિલકમુનિની જિનવલ્લભીયાજિતશાંતિસ્તવવૃત્તિ, વિ. સં. ૧૩૨૮ માં રચાયેલ પ્રબોધમૂર્તિનો કાતંત્રદુર્ગપદપ્રબોધ વિગેરેના સંશોધક અને વિ. સં. ૧૩૧૧ માં પ્રત્યેકબુદ્ધચરિત્ર વિગેરેના કર્તા.

(૬) **ચંદ્રતિલક ઉપાધ્યાય**—વિ. સં. ૧૩૧૨ માં અભયકુમાર ચરિત્ર વિગેરે રચનાર.

(૭) **ધર્મતિલક**—જિનવલ્લભસૂરિ રચિત અજિત શાંતિસ્તવની વિ. સં. ૧૩૨૨ માં વૃત્તિ રચનાર.

(૮) **કુમાર ગણિ કવિ**—અભયકુમાર ચરિત્ર લખાવનારની પ્રાંત પ્રશસ્તિ વિગેરે રચનાર.

(૯) **પ્રબોધચંદ્ર ગણિ**—વિ. સં. ૧૩૨૦ માં સંદેહ દોલાવલી વૃત્તિ વિગેરે રચનાર.

(૧૦) **જિનપ્રબોધસૂરિ (પ્રબોધમૂર્તિ)**—વિ. સં. ૧૩૨૮ માં કાતંત્ર દુર્ગપદ પ્રબોધ વિગેરે રચનાર તથા વિ. સં. ૧૩૩૪ માં રચાયેલ વિવેકસમુદ્રગણિની પુણ્યસાર-કથા વિગેરેના સંશોધક. વિ. સં. ૧૩૩૪ માં જિનદત્તસૂરિની મૂર્તિ વિગેરેનાં પ્રતિષ્ઠા કરનાર. જેમના ઉપદેશથી ઉચ્ચાપુરીવાસી શ્રે૦ હરિપાલે ઉજ્જયંત (ગિરનાર) તીર્થમાં શ્રી નેમિનાથની નિત્ય પૂજા માટે ૨૦૦ દ્રમ્મ આપ્યા હતા, જેના વ્યાજમાંથી પ્રતિદિન ૨૦૦૦ પુષ્પ પ્રભુને ચડાવવા વ્યવસ્થા કરી હતી.

(૧૧) **વિવેકસમુદ્ર ગણિ**—વિ. સં. ૧૩૩૪ માં પુણ્યસાર કથા વિગેરે રચનાર, તથા શ્રી જિનકુશલ સૂરિના વિદ્યાગુરુ.

(૧૨) **સોમમૂર્તિ ગણિ**—વિ. સં. ૧૩૩૧ માં(આશરે) 'જિનેશ્વર સૂરિ-વીવાહલો' વિગેરે રચનાર.

(૧૩) **સર્વરાજ ગણિ**—ગણધરસાર્ધશતક-લઘુવૃત્તિ વિગેરે રચનાર.

૧ જિનદત્તસૂરિના પરિચય માટે 'અપભ્રંશકાવ્યત્રયી' (ગાયકવાડ ઓ. સિરીઝદ્વારા પ્રકાશિત) ની ભૂમિકા જોવી. —લા. ભ.

(૧૪) દેવમૂર્તિ ઉપાધ્યાય—પ્રશ્નોત્તરરત્નમાલાની વિ. સં. ૧૨૨૩ માં હેમપ્રભસૂરિરચિત વૃત્તિવાળું પુસ્તક લખાવનાર સાહ અભયચંદ્રની પ્રશસ્તિ રચનાર (જૂઓ જેસલમેર ભાં. સૂચી પૃ. ૧૦)

(૧૫) જગડુ—આ ગૃહસ્થકવિ જણાય છે, આ કવિની કૃતિ 'સમ્યકત્વમાઇચઉપઇ', 'પ્રાચીન ગૂર્જરકાવ્યસંગ્રહ' ( ગાયકવાડ ઑ. સિરીઝ, વડોદરાથી પ્રકાશિત ) માં પ્રકટ થઇ છે, તેમાં જિનેશ્વરસૂરિનું સ્મરણ કર્યું છે. એ ચોપાઈની રચના વિ. સં. ૧૨૭૮ થી ૧૩૩૧ સુધીમાં થઈ હોવાનું અનુમાન છે.

ઉપર જણાવેલ અભયતિલકગણિના ગુરુબંધુઓના સંબંધમાં ઘણું લખી શકાય તેમ છે, પરંતુ અહિં તેમની ખાસ મુખ્યતા ન હોવાથી, તેમ લેખગૌરવ-ભયથી અને અવકાશની સંકુચિતતાથી સંક્ષિપ્ત કરાવેલ આ દિગ્દર્શનમાત્રથી પણ ઇતિહાસ-પ્રેમી સજ્જનોને સંતોષ થશે.

## [ ૩ ] ભુવનપાલ.

પૂર્વોક્ત વીર-રાસની ૬ ઠી ગાથામાં સૂચવેલ, મંડલિક રાજાના આદેશથી ભીમપલ્લીમાં અતિસુંદર વીર-વિધિભવન અપરનામ મંડલિક-વિહાર કરાવનાર અને તેના પ્રતિષ્ઠામહોત્સવમાં દેશદેશના સંઘનો આદરપૂર્વક સત્કાર કરનાર શાહ ભુવનપાલ કયા વંશના હતા ? તેમના પૂર્વજોએ, વંશજોએ વા તેમણે અન્ય પુણ્યકાર્યો શું કર્યાં હતાં ? એ વિગેરે જાણવાની ઇચ્છા-ઇતિહાસપ્રેમીઓને થાય એ સ્વાભાવિક છે, તેની કંઇક અંશે પૂર્તિ એક સંસ્કૃત પ્રશસ્તિ દ્વારા થઈ શકે તેમ છે. આ પ્રશસ્તિવાળી તાડપત્રીય પ્રતિ જેસલમેર-જૈનભંડારમાં છે, તે પરથી નવી લખાયેલી પ્રતિ અહિં જૈન આત્મારામ-જ્ઞાનમંદિરમાં શ્રી હંસવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહમાં છે; ત્યાંથી ઉદ્ધૃત કરી દસ શ્લોકવાળી આ પ્રશસ્તિ અમ્હે જેસલમેર ભાંડાગાર-ગ્રંથસૂચી ( ગાયકવાડ ઑ. સિરીઝ, વડોદરાથી પ્રકાશિત )ના અપ્રસિદ્ધ-ગ્રંથગ્રંથકૃત્પરિચયમાં (પૃ. ૧૭ ની ટિપ્પણીમાં) મૂકી છે. અહિં તેનો સાર જણાવીશું—

" અતિ તેજસ્વી વિભૂતિશાલી સુપ્રસિદ્ધ શ્રેષ્ઠ ઊકેશવંશમાં ક્ષેમંધરશાહ[૭]

**ક્ષેમંધર.**

થયા, સત્યમાં આસક્ત મનવાળા, ધર્મપ્રેમી, પૃથ્વીને પ્રસન્ન કરનાર જે શાહે કષ્ટવૃષ્ટિનો નાશ કરવા અજમેર-નામના નગરમાં શ્રી પાર્શ્વનાથપ્રભુની આગળ શિલામય મહામંડપ કરાવ્યો હતો. મહાસાગરસમાન ગંભીર એ શાહને દેવશ્રીની કુક્ષિથી ઉત્પન્ન થયેલા, ગુણસમૂહથી સંપૂર્ણ, સારી કાંતિવાળા રત્નસમાન ઘણા પુત્રો થયા હતા.

તેમાં એક જગદ્ધર સુકૃતશાલીઓમાં અગ્રેસર કૌસ્તુભરત્નસમાન થયા, જે

**જગધર.**

ગુણો વડે શ્રીમાન ઉત્તમ પુરુષો (શ્રીપુરુષોત્તમ)ના હૃદયમાં વાસ કરનાર થયા; જેમણે જેસલપુરી (જેસલમેર)માં ભવ્ય જનોનાં નેત્રરૂપી કમલોને, વિકસિત કરવામાં સૂર્યસદૃશ, શ્રી પાર્શ્વનાથપ્રભુનું સુંદર મંદિર કરાવ્યું અને તેની બન્ને તરફ થોડા વખતમાં ભૂષણો કરાવ્યાં. જેણે પોતાને ઘરે સાધર્મિકરૂપી વૃક્ષોના વનને અખંડિત વાત્સલ્યરૂપ નીકના પૂરવડે અત્યંત વહેતું કર્યું-નવપલ્લવિત કર્યું હતું. અધિક શું કહેવું ? મરુદેશમાં જે શાહ કલ્પવૃક્ષની સમાનતા પામ્યા હતા. તે જગધરશાહ ( વીરરાસની ૬ ઠી કડીમાં નામ સૂચવેલ છે. ) ને સૌંદર્ય શીલથી શોભતી સાલહી નામની સધર્મિણી-પત્ની હતી. તેના અખંડિતનય-નીતિમાન આ ત્રણ પુત્રો વિદ્યમાન છે. તેઓમાં પ્રથમ યશનો સાગર યશોધવલ, વચલો (બીજો) રાજસભામાં ઉજ્જ્વલ કીર્તિવાળો ભુવનપાલ અને તેમનો અનુજ (ત્રીજો) સહદેવ છે.

દિશાઓના સમૂહને પ્રસન્ન કરનાર આ ભુવ-

૭ જિનપતિસૂરિએ રચેલ 'પ્રબોધોદય' ગ્રંથમાં જણાવેલ (જેસલમેર ભાં૦ સૂચી, અપ્રસિદ્ધ૦ પૃ. ૨૯), જિનદત્તસૂરિપ્રકાશિત વિધિમાર્ગમાં પ્રતિબોધ પામેલ, વિધિ-ચૈત્ય વિગેરે વિચારોના વિજ્ઞ ક્ષેમંધર અને આ ક્ષેમંધરશાહ કદાચ એક હોવાનો સંભવ છે.— લા૦ ભ.

**ભુવનપાલ.** નપાલે અહિં (જેસલમેરમાં ? પાલણપુરમાં) સુગુરુ જિનપતિસૂરિના સ્તૂપ ઉપર વિધૃિત થયેલ ધ્વજાદંડ ચડાવ્યો હતો, જેમ ચક્રવર્તી પદ્મે અટકેલ જિનપતિ-રથને ચલાવ્યો હતો.

રામચંદ્રની પ્રિયા-જનકની પુત્રી-સીતાએ જેમ કુશ અને લવ એ બે પુત્રોને જન્મ આપ્યો હતો; તેમ તે (ભુવનપાલ)ની પ્રિયા-ત્રિભુવનપાલની પુત્રીએ ખીમસિંહ અને અભય નામના બે પુત્રોને જન્મ આપ્યો હતો.

એક ધાર્મિકજનરૂપી ઉપવનને નવપલ્લવિત કરવામાં નીક સમાન શ્રીમાન તે ભુવનપાલશાહે પોતાને ધન્ય, કૃતપુણ્ય, સતત શાલિભદ્રસ્વરૂપી બનાવવા મુનિ ( ધન્ય-શાલિભદ્ર-કૃતપુણ્ય વિગેરે )નાં ચરિત્રોથી રમણીય આ પુસ્તિકા હર્ષથી લખાવી છે, યાવચ્ચંદ્ર-દિવાકરૌ આ પુસ્તિકા જયંતી રહો.

સંભવ પ્રમાણે પૂર્વોક્ત પ્રશસ્તિ, ઉપર્યુક્ત ધન્ય-શાલિભદ્ર વિ. ચરિત્રને વિ. સં. ૧૨૮૫ માં પૂર્ણભદ્રગણિ (જિનપતિસૂરિ-શિષ્ય) એ રચ્યા પછી તે પુસ્તિકા લખાવનાર અને પોતાના ગુરુ (જિનપતિસૂરિ)ના સ્તૂપના ધ્વજાદંડ ચડાવનાર આ ભુવનપાલના પરિચયરૂપે તેજ અરસામાં રચી હશે, કેમકે તે પ્રશસ્તિવાળી પુસ્તિકાની બીજી નકલ વિ. સ. ૧૩૦૯ માં મેદપાટના વરગ્રામના વાસી શ્રે૦ અભયી શ્રાવકના પુત્ર સમુદ્રશ્રાવકની ભાર્યા, કુલધરની પુત્રી સાવિત્રિ શ્રાવિકાએ લખાવી હતી. ( જૂઓ જેસલમેર ભાં૦ સૂચી પૃ. ૩ )

વિક્રમના ૧૩ મા સૈકાના અંતમાં અને ૧૪ મા સૈકાના આરંભમાં વિદ્યમાન આજ ભુવનપાલે ઉપર્યુક્ત જિનપતિસૂરિના પટ્ટધર જિનેશ્વરસૂરિદ્વારા ભીમપલ્લીમાં વીર-વિધિભવન[૮] અપરનામ મંડલિકવિહારની પ્રતિષ્ઠા કરાવી હતી.-એ સહજ સમજાય તેમ છે.

શાહ ભુવનપાલે અને તેમના પૂર્વજોએ અજમેર જેસલમેર, ભીમપલ્લીમાં કરેલાં સુકૃત્યો પ્રશસ્તિદ્વારા વિદિત થાય છે, પરંતુ તે ઉપરથી તેમનું નિશ્ચિત વાસસ્થળ વા જન્મભૂમિ જાણી શકાતી નથી. એ સંબંધમાં ગવેષણા કરવાથી વિશેષ વૃત્તાન્ત પ્રકાશમાં આવશે તો ઇતિહાસરસિકોને આનંદ થશે.

પ્રશસ્તિના આધારે ભુવનપાલશાહનો વંશક્રમ આ પ્રમાણે દર્શાવી શકાય.




## [ ૪ ]
## ભીમપલ્લી.

પૂર્વોક્ત વીર-રાસ જે ભીમપલ્લીના વિધિભવનમાં વિ. સ. ૧૩૦૭ માં વીરપ્રભુની પ્રતિષ્ઠાને ઉદ્દેશીને રચાયેલ છે, તે ભીમપલ્લી ડીસાશહેરની પશ્ચિમમાં ત્યાંથી લગભગ ૧૧ માઇલ ઉપર આવેલું, હાલમાં ભીલડી નામથી ઓળખાય છે તે જણાય છે.

પાલ્હણપુર નિવાસી રૂદપાલશાહ અને ધારલાના પુત્ર સમરિગ, કે જેનો જન્મ વિ. સં. ૧૩૭૫ માં થયો હતો, તેણે જિનકુશલસૂરિ પાસે વિ. સં. ૧૩૮૨ માં આજ ભીમપલ્લીમાં અને એ જ પૂર્વોક્ત વીરજિનમંદિરમાં પોતાની બેન કીલ્હૂ સાથે જૈનદીક્ષા સ્વીકારી હતી. આ સમરિગનું નામ દીક્ષિત થયે સોમપ્રભમુનિ રાખવામાં આવ્યું હતું, વિ. સં. ૧૪૦૬ માં જેસલમેરમાં

---

[૮] ચૈત્ય વાસીઓએ કરેલી અવિધિથી દૂર રહેલું અને જિનવલ્લભસૂરિદ્વારા પ્રકાશેલ વિધિમાર્ગની વિધિએ પ્રમાણે પ્રવર્તતું ભવન. આ સંબંધી વિશેષ વૃત્તાન્ત 'અપભ્રંશકાવ્યત્રયી' (ગા. ઓ. સિરીઝ્ વડોદરાથી પ્રકાશિત)માં જોવામાં આવશે. લા. ભ.

તેમને વાચનાચાર્યપદ મળ્યું હતું. અને વિ. સં. ૧૪૧૫ માં ખંભાતમાં તરુણપ્રભાચાર્યે તેમને જિન-ચંદ્રસૂરિના પટ્ટ પર સ્થાપી જિનોદયસૂરિના નામથી પ્રસિદ્ધ કર્યા હતા. વિશેષ પરિચય માટે ભાવનગર જૈન આત્માનંદસભાથી પ્રકાશિત જૈનઐતિહાસિક ગૂર્જરકાવ્ય સંચયમાં જિનોદયસૂરિ-પટ્ટાભિષેકરાસ, વીવાહલો તથા તેનો સાર જૂઓ.

પૂર્ણિમાપક્ષની એક શાખા ભીમપલ્લીના નામથી ઓળખાય છે. વિક્રમના ૧૬ મા સૈકામાં ભીમ-પલ્લીય આચાર્યોએ પ્રતિષ્ઠિત કરેલી અનેક પ્રતિમાઓ મળી આવે છે, તેમાંના કેટલાક લેખો સદ્દગત બુદ્ધિસાગરસૂરિજીના 'જૈનપ્રતિમા લેખ સંગ્રહ' ( ભા. ૧, લે. ૨૯૯; ભા. ૨, લે. ૩૪, ૬૨, ૯૯, ૧૧૨, ૬૩૨ ) માં તથા બાબૂ પૂરણ-ચંદજી નાહરના 'જૈનલેખસંગ્રહ' માં ( ભા.૧, લે. ૬૦૪, ૬૨૯, ૬૯૨ માં ) પ્રકટ થયા છે.

'જૈનતીર્થ ભીમપલ્લી અને રામસૈન્ય' એ નામનો એક લેખ ઇતિહાસ-પ્રેમી સાહિત્યરસિક સાક્ષર મુનિરાજ શ્રી કલ્યાણવિજયજીએ લખેલો 'આત્માનંદ-પ્રકાશ' ના ૧૮ મા પુસ્તકના ૭ મા અંકમાં પ્રસિદ્ધ થયેલ છે. ગવેષણા કરવાથી એ સંબંધમાં વિશેષ ઐતિહાસિક વૃત્તાંત પણ મળવા સંભવ છે.

[ ૫ ]

## મંડલિક-વિહાર.

સ્મરણીય જનોનાં ( પશુ, પક્ષિ, સ્થલ, પદાર્થ-વિશેષ વિગેરેનાં પણ ) નામોથી અનેક સ્મારકો અત્યાર પૂર્વે થયેલાં જાણવામાં આવ્યાં છે, જેમાં જૈનમંદિરો જે વિહાર નામથી જાણીતાં થયાં છે. તેમાંનું એક આ વીર-વિધિભવન-મંડલિક-વિહાર પણ છે.

રાજાઓના વા રાજ્યના આશ્રયથી-રાજાઓની ભક્તિભરી સહાનુભૂતિથી તૈયાર થયેલાં-રાજ્યના ઉચ્ચ અધિકારીઓ મંત્રીશ્વરો વિગેરે દ્વારા કરાવાયેલાં અનેક જૈનમંદિરો તે તે રાજાના નામથી વિહાર નામે પ્રસિદ્ધ થયાં છે. પાટણમાં વનરાજ-વિહાર, ગિરનારમાં કર્ણવિહાર, સિદ્ધપુરમાં સિદ્ધ-વિહાર, પાટણમાં રાજવિહાર અને ત્રિભુવનપાલ વિહાર, પાટણ, દેવપત્તન, જાલોર, લાટાપલ્લી ( લાડોલ ) વિગેરે અનેક સ્થળોમાં કુમાર-વિહાર, પાલ્હણપુરમાં પાલ્હણવિહાર, જાલોરમાં ચંદન-વિહાર, જેસલમેરમાં લક્ષ્મણ-વિહાર, કચ્છ-ભુજમાં રાયર-વિહાર, વૈરાટમાં ઇંદ્ર-વિહાર જાણવામાં આવ્યા છે. તેમજ મહારાણા મંડલિકના નામે ભીમપલ્લીમાં આ મંડલિક-વિહાર પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો.

મંત્રીશ્વરોના અને શ્રેષ્ઠિઓનાં નામથી પણ અનેક વિહાર અથવા વસહિ(તિ) પ્રસિદ્ધ થયેલ છે. જેમાં આશાપલ્લીમાં ઉદયન-વિહાર, ભરૂચમાં અંબડ-વિહાર, શત્રુંજયમાં વસ્તુપાલ-વિહાર, રાણ-કપુરમાં ધરણ-વિહાર તથા આબૂમાં વિમલ-વસહિ, ગિરનારમાં લૂણિગ ( લૂણસિંહ )-વસહિ, પાટણમાં સાંતૂ-વસહિ વિગેરે સુપ્રસિદ્ધ થયેલ છે. એ સિવાય સ્મારક તરીકે ઝોલિકા-વિહાર, સમલિકા-વિહાર વિગેરે જાણવામાં આવેલ છે.

વીર-રાસમાં ( ૬ ઠી કડીમાં ) સૂચવ્યા પ્રમાણે મંડલિકરાજાના આદેશથી પ્રથમ સૂચવેલ ભુવન-પાલશાહે ભીમપલ્લીમાં ઊંચું, અતિસુંદર, શ્રેષ્ઠ તોરણવાળું વિધિભવન કરાવ્યું હતું, જેના ઉપરના ભાગમાં વીરપ્રભુના બિંબને પ્રતિષ્ઠિત કરવામાં આવ્યું હતું. મંડલિક મહારાણાની પ્રીતિભરી સહાનુભૂતિથી તૈયાર થયેલ આ વીર-વિધિભવનને રાસની ૨૦ મી કડીમાં મંડલિક-વિહાર નામે ઓળખાવ્યું છે.

ભીમપલ્લીના મંડલિક-વિહારથી સ્મરણીય થયેલા આ મંડલિક રાજાના સંબંધમાં વિશેષ જાણવામાં આવી શક્યું નથી. લેખપદ્ધતિ (ગાયક-વાડ ઑ. સિરીઝ વડોદરા તરફથી પ્રકાશિત થયેલ) ના પૃ. ૨ જામાં શાસનપત્રનું ઉદાહરણ દર્શાવતાં ભીમપલ્લી મંડલકરણના અધિકારી આ મહારાણા મંડલીકનો નામનિર્દેશ કર્યો છે. તેમાં આપેલ સં. ૮૦૨ અને વનરાજનું નામ ત્યાં ઘટતું નથી. ખરી રીતે તે સમયમાં ગૂર્જરેશ્વર વીસલદેવ હોવાથી તેનું નામ સંભવી શકે. ઉપર્યુક્ત લેખમાં શ્રીકરણને વનરાજનો આશ્રિત મહામાત્ય સૂચવ્યો છે, તે

બરાબર જણાતું નથી. પૂર્વોક્ત **વીર-રાસ**માં (ગા. ૧૦ માં) **સીલણ**ને દંડનાયક સૂચવ્યો છે અને સંભવ પ્રમાણે તે મહારાણા મંડલીકનો આશ્રિત હશે. લેખપદ્ધતિના ઉપર્યુક્ત શાસનપત્રમાં **સાંગણ**ને દંડનાયક સૂચવ્યો છે. પરંતુ લેખપદ્ધતિના સંવત, નામો વિગેરે ઐતિહાસિક દષ્ટિએ સર્વથા પ્રામાણિક લેખી શકાય તેવાં નથી, માત્ર તે દ્વારા લેખોની પદ્ધતિનું જ જ્ઞાન કરાવવાનો પદ્ધતિકારનો મુખ્ય ઉદ્દેશ જણાય છે.

વીરરાસની દસમી ગાથા ઉપરથી સૂચિત થાય છે કે-**સીલણ** દંડનાયકે **ભીમપલ્લી**ના ત્રિભુવનમાં વીરપ્રભુની પ્રતિમા પ્રતિષ્ઠિત કરાવવાને પ્રતિજ્ઞા કરી હતી; એથી સંભવ પ્રમાણે તે **જૈન** અથવા **જૈનધર્મ** તરફ પરમપ્રીતિવાળો હશે એમ સ્પષ્ટ સમજાય છે.

**ભીમપલ્લી**ના રાજાઓ સોલંકી-વાઘેલા હતા, તેઓ ગૂર્જરેશ્વરો-**પાટણ**ના ચૌલુક્ય કુમારપાલ ભૂપાલ વિગેરેના આશ્રિત હતા અને તેઓનો પરસ્પર પ્રીતિભર્યો સહકાર હતો એમ જણાય છે. અરિસિંહકવિએ રચેલ વસ્તુપાલમંત્રીશ્વરના સુકૃતસંકીર્તન મહાકાવ્ય (ભાવનગર આત્માનંદસભાથી પ્રકાશિત પૃ. ૨૨, શ્લો૦ ૧૮) માં અને ઉદયપ્રભસૂરિએ રચેલી મંત્રીશ્વર-વસ્તુપાલની સુકૃતકીર્તિકલ્લોલિની (ગાયકવાડ ઓ. સિરીઝ, વડોદરાદ્વારા પ્રકાશિત-હમ્મીરમદ-મર્દનનું પરિશિષ્ટ શ્લો૦ ૭૪) માં જણાવ્યા પ્રમાણે વાઘેલા **અર્ણોરાજ**ને કુમારપાલભૂપાલે **ભીમપલ્લી**નો સ્વામી બનાવ્યો હતો, **અર્ણોરાજે ભીમદેવ**ને ગૂર્જરેશ્વર બનાવવામાં સહાયતા કરી હતી અને **ભીમદેવે** લવણપ્રસાદરાણા ઉપર ભૂમિનો ભાર સ્થાપ્યો હતો. આ તેજ **ભીમદેવ** સમજવાના છે કે-જેની આજ્ઞાથી સુપ્રસિદ્ધ વીર મંત્રીશ્વર વસ્તુપાલ અને તેજપાલે ઉપર્યુક્ત લવણપ્રસાદના પુત્ર મહારાણા **વીરધવલ**નું આદર્શ મંત્રિપદ સ્વીકારી દિગંતવ્યાપી ઉજ્જવલ યશ મેળવ્યો હતો.

—લા. ભ. ગાંધી.

# વિક્રમ પંદરમા સૈકાના કેટલાક જૈન કવિઓની કાવ્યપ્રસાદી*

[ નરસિંહ મીરાંબાઇ આદિના યુગ પહેલાંના ]

હમણાં સં. ૧૪૪૪ માં આભીર દેશમાં લખેલી વસ્તિગની ચિહુંગતિ ચોપઇની પ્રત મળી છે તેમાંથી નમુનો સંસારની અવસ્થાઓ સંબંધી લઇએ. જોડણી તેજ રાખી છે.

સંસાર દેસ માહિ અરહ અબાહ,
રાજકરઈ છઈ તિહાં મોહરાઉ;
ચોર ચરડ ફિરતાં છઇ ચ્યારિ,
લૂસઇં છઇં તે પુણુ નરનારિ. ૫૧
રૂલીરૂલી આવઇ માણુસ માહિ,
એકિ દિવસ બાલાપણ્ણિ જાઈ;
યોવન ભરિ જુ પહુતઉ કિમઇ,
વિષઇ પાસિ બાંધિઉ છઇ તિમઇ. ૫૨
ઘર ઘરણી પહુતી ઘરમાહિ,
ચીંતઇ પડિઉ સંથલ થઇ;
ઈંધણુ તઉણ્ણિ તણીઅ સંપત્તિ,
તેહ કારણ્ણિ ભમડઇ દીહરાતિ. ૫૩
બેટા કારણ્ણિ માનઇ જાગ,
ફંદલુ કરિ તે લિઇ ઘર આગ;
બેટા પાખઇ ઘણુ દુખ ધરઇ,
બેટઇ હૂંતઇ વિઢિ વિઢી મરઇ. ૫૪
ઘરધંધઇ પડીઉ સહૂ કોઈ,
કુટુંબ મેલાવઉ ખાવા હોઈ;
ખત્ર અખત્ર કીધાં સુવિચાર,
ડોકરની કોઇ ન કરઇ સાર. ૫૫
જરા ભણુઈ હિવ મઈ તૂં સાતિ,
પહિલિઉં દાંત કરઇ જિ ફલાતિ,
ત્રિષ્ણા માહી રહીનઇ હસી,
હિવ ડોકર માંગઇ લાપસી. ૫૬
ધડિઉં માથું દેહ જાજરી,
વાંકઉ વાંસઉ ઝૂંબઈ લાલરી;
ઘર હૂંતઉ તે કિહાંઇ ન જાઇ;
સઘલા કુટંબઉ બીતઉ થાઇ. ૫૭

---

* આ લેખમાં અત્યાર સુધી ગૂજરાતી કાવ્ય સાહિત્યમાં આદિ કવિ મનાતા શ્રી નરસિંહ મહેતાના પુરોગામી જૈન કવિયો પૈકી કેટલાકનાં કાવ્યના નમુના મૂકયા છે, કારણુ કે બધા કવિઓની કૃતિઓ લેખ લખતી વખત હસ્તગત હોય નહિ તે સમજાય તેમ છે. કારણુકે કોઇ કૃતિ મુદ્રિત થઈ નથી. આ લેખ લખવાનો પ્રસંગ કેમ આવ્યો તે જણાવીએ છીએ:—

મધ્યાકાલીન ગૂજરાતી સાહિત્ય માટે જુદી જુદી ભૂમિકાઓ લખવાના ગૂજરાત સંસદ્‌ના પ્રયત્નમાં જૈન સાહિત્ય સંબંધી ભૂમિકા લખવાનું અમોને સોંપવામાં આવેલું હતું. તેમાં જે જે વિષયના પ્રકરણો મૂકવા પોતે યોગ્ય ધાર્યું તે તે વિષયોની યાદી સંસદે પૂરી પાડી, તે પરથી શ્રી મહાવીરના સમયથી આરંભી જૈન ધર્મ, તેની અને તેના સાહિત્યની અસર, તેના અનુયાયીઓ વગેરે સર્વ પર પ્રકાશ ટૂંકમાં પાડવાનું અમારે માથે આવ્યું; અને તે પર લક્ષ રાખી જૈનો અને તેમનું સાહિત્ય, એ મથાળાનો નિબંધ શરૂ કર્યો તે અતિશય સંક્ષિપ્ત રૂપે કરવા જતાં પણુ અને મૂળ ૩૫ પછી ૪૦, પછી ૫૦ એમ પૃષ્ઠો અમારે માટે સંસદ્‌ના પ્રમુખ શ્રીયુત કનૈયાલાલ મુનશીએ વધારી આપવા છતાં પણુ મધ્યકાલીન સાહિત્ય (૧૫ મા શતકથી તે સં. ૧૯૦૮ સુધીના)નો વારો આવે તે પહેલાંના પ્રકરણોનાં પૃષ્ઠો ૫૬ થઈ ગયાં. આથી જગ્યાનો અતિ સંકોચ પડયો. મધ્યકાલીન સાહિત્ય માટે પ્રધાનતઃ લખવાનું, તે અતિ ગૌણુ કરી ટૂંકમાં ટૂંક બની આખા મધ્યકાલીન સાહિત્ય માટે જૈન કવિઓ અને તેના કૃતિઓનો માત્ર નામનિર્દેશ વગેરે આપી તે ભાગ ટૂંકાવવો પડયો. આ વિક્રમ પંદરમા અને સોળમા સૈકાના કેટલાક જૈન કવિઓનાં કાવ્યોના નમુનાઓ તે મધ્યકાલીન સાહિત્ય માટેજ તૈયાર કરેલા તે ઉક્ત નિબંધમાંથી બાદ કરવા પડયા. અત્ર તેમાંથી પહેલાને વધારે ઉમેરો કરી સ્થાન આપવામાં આવે છે. આ સૈકાના કવિઓના નમુનાઓને પ્રકરણુ ૧૧ મું ક તરીકે ઉક્ત નિબંધમાં મૂકી શકાશે. અને આ નિબંધ નામે જૈનો અને તેમનું સાહિત્ય ૧૫ પ્રકરણુમાં છે અને તે ગૂજરાત સંસદ્ તરફથી પ્રકટ થઇ ગયેલ છે અને તે ત્યાંથી મળી શકશે. વિક્રમ પંદરમા સૈકામાં થયેલા જયશિખરસૂરિની 'ત્રિભુવન દીપક'—'પરમ હંસપ્રબંધ' નામની ગૂજરાતી કૃતિમાંથી નમુના ઉક્ત નિબંધના પ્રકરણુ ૧૧ માં આપવામાં આવેલ છે તેથી અત્ર મૂક્યા નથી.

તંત્રી.

વડિક ક્ષુધા પીડિઉ છઈ સોઇ,
કાકાની સુધિ ન કરઇ કોઇ;
આવઉ વહુડી ભણિઉં કરૂ માઇ,
(વ)હુ મચકોડી પાછી જાઇ. ૫૮
રીસાવિઉ તે મેલ્હઇ ઝાલ,
સિર ધુણઇ મુહિ પડઇ લાલ,
(?)ખૂણઉ બઇઠઉ ખૂં ખૂં કરઇ,
અજિય સ ડોકર કહીઇ મરઈ. ૫૯
ચિહું ગતિનુ એહજિ વિચાર,
દૂખ તણાઈ નવિ લાભઇ પાર.
સુખહ તણી જો વાંછા કરઈ,
પંચમગતિ ઊપરિ સાંચરઈ. ૬૦

સં. ૧૪૮૧ માં પ્રસિદ્ધ સોમસુંદરસૂરિએ કોશ્યા-મુખે સ્થૂલભદ્રનું વર્ણન એક ટૂંકા પણ અતિ મનોહર કાવ્યમાં કર્યું છે. તેમાં કોશ્યા નામની પૂર્વ પ્રીતિપાત્ર વેશ્યા ગમે તેટલો હાવભાવ કરે છે પણ વૈરાગી સ્થૂલિભદ્ર માનતો નથી એટલી વાતનો કાવ્ય-નમુનો અત્ર લેવામાં આવે છે.

અજિઅ સ પોતઇ પુન્ય અમ્હારઈ,
અમ્હ ઘરિ વલી પ્રીઅ આવિઉ;
દેવવિમાણ જિસી ચિત્રશાલી,
તિહાં ચુમાસિ રહાવિઉ. ૧૨
દૂર દાલિથી દિઉં નિત ભોજન,
અમી મહારસ તોલઇ;
બાલપણાનું નેહ ગમિઉ સખિ,
મઝસિઉં હસઇ ન બોલઈ. ૧૩
અંગિ ન ઊગટિ સુરભિ ન ચંદન,
પરિમલ ફૂલ તંબોલ;
ભોગવિલાસ નવી કથારસ,
કંત ન કરઈ ટકોલ. ૧૪
ઘાટ પટોલી ચરણા ચોલી,
નાગ નિગોદર હાર;
કરિઅલિ કંકણ ચૂડિ ઝણુકઈ,
પયનેઉર ઝમકાર. ૧૫
ચંદનસિઉં ચરચિઉં મઇ અંગજ,
પરિમલ બહુલ કપૂર,
પૂગી પાન કસ્તુરી કાજલ,
સથિ સુરંગ સિંદૂર. ૧૬
નિતુ નવનવા કરૂં સિણગારજ,
મણિ મોતી પરવાલા;
ઘડિ ખીટલી તિલક ઝગમગતાં,
ટીલી ઝાલિકમાલ. ૧૭
ગીત નાદ નવ નવ રસિ પરિ,
નાટક નૃત્ય અપાર;
પંચમ રાગ વસંત વીણા રસિ,
ભ્રમિ ન સકિઉ ભરતાર. ૧૮
વિનય વિવેકિ વલી બોલાવું,
વાલંભ મ કરિ અણાહ,
હું આગઇ ભરમિતાં ભૂલી,
તું અતિ નીકર નાહ. ૧૯

સં. ૧૪૮૫ માં હીરાણંદે વિદ્યાવિલાસ રાસ રચ્યો છે તેમાંથી બે ત્રણ નમુના લઈએ. પહેલામાં રાજકન્યાનું વર્ણન છેઃ—

૧

તિણિ નયરિ સુરસુંદર રાજા,
તસુ ઘરિ કમલા રાણી,
સોહગ સુંદરિ તાસ તણી ધૂઅ,
રૂપિં રંભ સમાણી,
સોલ કલા સુંદરિ સસિવયણી,
ચંપકવન્ની બાલ,
કજ્જલ સામલ લહકઈ વેણી,
ચંચલ નયણ વિસાલ. ૧૬
અધર સુરંગ જિસ્યા પરવાલી,
સરસ સુકોમલ બાહુ,
પીણ પયોહર અતિહિં મણોહર,
જાણે અમિય પ્રવાહ;
ઊરૂ યુગલ કારિ કદલી થંભા,
ચરણ કમલ સુકુમાલ,
મયગલ જિમ માલ્હંતી ચાલઈ,
બોલઇ વયણ રસાલ. ૧૭
રાજકુંઅરિ તે તિણિ નેસાલઇ,
પંડિત પાસિ ભણંતિ,
લક્ષણ છંદ પ્રમાણ કલાગમ,
નાટક સવિ જાણંતિ;

ઘણુઉ વખાણુ કિસિઉ હિવ કીજઇ,
અભિનવ શારદ દેવિ;
તેહ તણુઉ જે કઉતિગ વીતઉં,
તે નિસુણુઉ 'સંખેવિ. ૧૮

૨

આ રાજકન્યા અને પ્રધાનપુત્રને સાથે ભણતાં પ્રીતિ જામે છે તે હવે કહે છેઃ—

મંત્રીસરનંદન મનમોહન,
નામિં લછિનિવાસ,
તેહૂ તીણઇ ભણઇ મનિ ખંતિ,
લહૂઉ લીલવિલાસ;
રાજકુંઅરિનઇ મનિ વસીઉ,
દેખીઅ સરસ સુજાણ,
એક દિવસિ એ અક્ષર લિખીઆ,
બોલ એ કર પ્રમાણ. ૧૯

" મઇ તરણી પરણીનઇ સામી,
સાચઉ કરિ નિય નામ,
લચ્છિનિવાસ કહાવઇ મઝ વિણુ,
એ તુઝ કૂડઉં નામ."
એ અક્ષર વાંચીનઇ હસિઉ,
મુહતાનંદન ચીતિ,
મધુરી વાણી બોલઇ સામિણિ,
એસિઉ ઉત્તમ રીતિ. ૨૦

હિવ દૂહા રાગ સામેરી

" સામિણિ સેવક ઊપરિહિં,
નીચ મનોરથ કાંઈ?
એહ વાત યુગતી નહી,
આથી વરઇ ન થાઇ. ૨૧
કિહાં સાયર કિહાં છિલ્લરહ,
કિહાં કેસરિ સીયાલ;
કિહાં કાયર કિહાં વર સુહડ,
કિહાં કઇર કિહાં સુરસાલ. ૨૨
કિહાં સિરસવ કિહાં મેરગિરિ,
કિહાં ખર કિહાં કેકાણુ;
કિહાં જાદર કિહાં ખાસરૂ,
કિહાં મૂરખ કિહાં જાણુ. ૨૩

કિહાં કસ્તૂરી કિહાં લસણુ,
કિહાં માનવ કિહાં દેવ;
કિહાં કાંજી કિહાં અમીરસ,
કિહાં રાણિમ કિહાં સેવ. ૨૪
કિહાં રીરી કિહાં વર કણુય,
કિહાં દીવઉ કિહાં ભાણુ;
સામિણિ તુઝ મઝ અંતરૂ,
એ એવડઉ પ્રમાણુ." ૨૫

૩

આ પછી બંને પરણે છે, અને ત્યાર પછી તે સુંદરીને પિયુનો વિયોગ થયો તેથી વિરહિણી વિલાપ કરે છેઃ—

રાગ સિંધુઓ

નીસ ભરેં સોહગસુંદરી રે,
જોઇ વાલંભ વાટ;
નિદ્રા ન આવઇ નયણલે રે,
હઇઅડઇ હરખ ઉચાટ.
સુણિ સામીઅ લીલ વિલાસ,
વલિ વાલંભ વિદ્યાવિલાસ;
મુઝ તુમ્હ વિણુ ઘડીઅ છમાસ,
પ્રભુ પૂરિ ન આસ.
ઇમ વિરહિણ પ્રિય વિણુ બોલઇ—આંકણી.
સીહ સમાણી સેજડી રે,
ચંદ જેહવી ઝાલ;
દાવાનલ જિમ દીવડઉ રે,
કમલ જિસ્યાં કરવાલ. ૧૬ સુણિ સા.
મઝ ન સુહાઈ ચાંદલઉ રે,
જાણે વિષ વરસંતિ;
સીતલ વાઉ સુહામણઉરે,
પ્રિય વિણુ દાહ કરંતિ. ૧૭ સુણિ સા.
દાખી ડાહિમ આપણી રે,
રંજિઅ મઝ મન-મોર;
છઇલપણઇ છાનઉ રહિઉરે,
હીઅડઉં કરી કઠોર. ૧૮ સુણિ સા.
એતા દીહ ન જાણિઉરે,
નિગુણ જાણી કંત;

હિવ ક્ષણુ જાતઇ વરસ સુઉરે,
જાઇ મઝ વિલવંત. ૧૯ સુણિ સા.
જઇ કરવત સિર તાહરઇ રે,
દીજત સિરજણહાર;
વિરહ વિછોહ્યાં સાજણાં રે.
તુ તું જાણત સાર રે. ૨૦ સુણિ૰
ઉલંભા કહિઉં કણુ હરહં રે,
કુણુનઇ દીજઇ દોસ;
હીરાણંદ હિવ ખૂઝવઇ રે,
કીજઇ મનિ સંતોસ. ૨૧ સુણિ૰

હીરાણંદ કૃત વિદ્યાવિલાસરાસ ર. સં. ૧૪૮૫ લ. સં. ૧૬૨૬.

સોમસુંદર સૂરિએ રચેલો કહેવાતો પણ ખરી રીતે તેમના શિષ્ય રત્નમંડન ગણિએ રચેલો રંગ સાગર નેમિફાગ ત્રણ ખંડમાં છે તેમાં પહેલાં નેમિનાથનો જન્મોત્સવ, બીજામાં વિવાહ અને ત્રીજામાં મોક્ષગમનનો અધિકાર છે. વિષય રસિક છે ને કૃતિ પણ રસમય છે. પંદરમા શતકની ભાષાનો સુંદર નમુનો પૂરો પાડે છે. આમાં પહેલાં કાવ્ય (શાર્દૂલ) પછી રાસક, ને પછી આંદોલ ને ત્યાર પછી ફાગ અનુક્રમે એમ છંદમય રચના છે. આમાંથી નમુના લઇએઃ— વસંત માસમાં વનરાજી ખીલી છે ત્યાં કૃષ્ણની સ્ત્રીઓ પોતાના દીયર નેમિનાથને વસન્તોત્સવ ઉજવવા ગિરિનાર લઇ જાય છે તે પરણવા સમજાવે છે.

કાવ્યં (શાર્દૂલ)

આવી એ મધુ માધવી રતિ ભલી ફૂલી સવે માધવી,
પીલી ચંપકની કલી મયણુની દીવી નવી નીકલી,
પામી પાડલ કેવડી ભમરની પૂગી રૂલી કેવડી,
ફૂલે દાડિમિ રાતડી વિરહિમાં રોસ્ડી હુઈ રાતડી. ૨૭

ફાગ.

સુલલિત ચરણ પ્રહારઇ મારઇ કામિની લોક,
ધિક વિદસંતિ અભાગીયા અભાગીયા તદવિ અશોક.૨૮
કુવભરિ કરઇ પરીરંભ રંભા સોભાગી નારિ,
વનિવનિ કુસુમ રોમ રોમાંકુર કુરબક ધરઇ અપારિ.૨૯
પુરઇ પદ્દપદ ઉલટ ફૂલિ ટયાં વનખંડ
ત્રિભુવનિ મદન મદીપતિ દીપતિ અતિ પ્રચંડ. ૩૦

કાવ્ય.

ઓઢી ચાદર ચીર સુંદર કસી દીલી કસો કાંચલી,
આંજી લોચન કાજલે સિરિ ભરી સીમંત સિંદૂરની,
લેઇ સાથિઇ નેમિકુંવર સવે ગોવિંદની સુંદરી,
વાડીએ ગિરિનાર ડુંગરિ ગઇ સિંગારિણી ખેલિવા. ૩૧

રાસક.

વસંત ખેલણિ સાથિઇ દેવર દેવરમણી સમ ગોરીરે
પહુતલી ગિરિનાર ગિરિ અંબાવનિ બાવનિ ચંદની ગોરી રે. ૩૨
અનંગ જંગમ નગરા બહુપરિ પરિણેવા મનાવણ હારી રે,
લલાટ ધટિત ઘન પીયલિ કુંકુમ કુમરં રમાડઇ નારીરે.૩૩

આંદોલ.

કુમર રમાડઈ નારિ હીંડાલે હીંચણહારિ,
ઉચ્છંગિ બઇસારીએ સયરિ સિંગારીએ,
થાઇ થુમણિ થોર દોલઈ દીહર દોર;
કંચણ ચૂડી એ રણુકઇ રૂપડીએ. ૩૪
દેઉર (માર) ઉરવરિ હાલ, વઉલ સિરિ સુકુમાર,
નવ નવ ભંગી એ કુસુમચી અંગીએ.
ત્રીકમ તરણી તુંગ, વિરચઇ સુચંગ
અતિ અણીયાલડું એ ખૂંપ ખુણાલડું એ. ૩૫

આજ રત્નમંડન ગણિએ નારીનિરાસ નામનો ફાગ (શાંતરસપયોરાશિ રાસક) બાવન કડીનો રચ્યો છે તે પણ ઘણો લલિત, અર્થગંભીર અને કાવ્યમય છે. તેમાંની એક કડી નીચે પ્રમાણે છે.

રતિ પહુતી મધુ માધવી સાધવી શમરસપૂરિ,
જિમ મહમહી મહીતલ સીતલ સ્વજસ કપૂરિ. ૨

માંડણ શ્રેષ્ઠીએ સં. ૧૪૯૮ માં રચેલા શ્રીપાલ રાસની જૂની પ્રત પરથી એક નમુનો આપીએ છીએ. શ્રીપાલ રાજા ઘોડેસ્વાર થઇ ફરવા જતાં કોઇ તેને રાજાના જમાઇ તરીકે ઓળખાવે છે તે સાંભળી પોતાને દુઃખ થતાં સસરાનું સુખ છોડી સ્વભુજાએ સુખ પ્રાપ્ત કરવા વિદેશે જવાનો નિશ્ચય કરે છે.

એકદા એ શ્રીપાલ રાઉ,
ચડ્યા તુરંગમિ સાંચરઇ એ;
ગામડાનુ અબુઝ કોઈ એક,
ચહુટઉ ઊભુ તે વાત કરઈ એ. ૭૫

પૂછઇ એકણુહ એક પાસિ,
અલવિ કૂંઅર એ કહિતણુંએ;
તે કહઇ એ રાય જામાત,
કુમારિ સુણી તિહાં મનિ ઘણુ એ. ૭૬

સાંભલી એ વચન કુમારિ,
રદય દુખ ગહૂ ધરેઇ એ;
તુરંગમ એ વાલીય જાઇ,
અવાસ ભીતરિ પઉઢી રહઇ એ. ૭૭

પૂછીઉ એ આવીય માઇ,
કહિ વછ તૂં કુણિઈં દૂહવિઉ એ;
કઇ તુય એ દૂહવીઉ નારિ,
કઇ તુય રાઇ ન માનીઉ એ. ૭૮

નારિ તો એ સતીય સુસીલ,
રાય તૂં દીઠઈ આણંદીઇ એ;
સો ભણઇ એ મ પૂછિસિઉ માઈ,
નામ ઠામ કુલ હારવિઉ એ. ૭૯

મો કહઇ એ વાલિન રાજ,
વછ ક્ષેઇ સેન સુસરા તણાં એ,
સો ભણઇ એ તેણઇ નહી કાજ;
જાં નહી બલ મઝ ભુજતણાં એ. ૮૦

જાઇસૂં એ વદેસિ હું માઈ,
ધન ઊપાઈ રાજ વાલિસૂં એ;
તવ કહઇ એ કમલપ્રભાય,
વછ અમ્હિ સરસાં આવિસૂં એ. ૮૧

કુમર ભણુ એ જુ તમ્હઇ સાથિ,
તુ અમ્હ પગ મોકલા નહીય;
સુંદરી એ જંપઇ એ ઇમ પ્રલ,
તમ્હ પાખઇ આહાં રહૂં નહીય. ૮૨

કુમર તિહાં એ જંપઇ જામ,
સુંદરિ સાસૂ સેવા કરૂ એ;
તવ કહઇ એ સુંદરી ત્યાંહ,
પ્રભ તમ્હ નવપદ રદય ધરિઉ એ. ૮૩

તેજ માંડણ કવિના રચેલા જણાતા નલ દમયંતી રાસમાંથી એક નમુનો લઇએ. નલ રાજા કુબડો થયો છે ત્યાં દમયંતીના પિતા ભીમ રાજાનો મોકલેલો વિપ્ર આવે છે અને નલને જોતાં તે હોવાનો સંદેહ થતાં અમુક 'શલોકા' બોલે છે.

ભીમિ વિપ્ર કુસલ કહઇ એ,
જાઉં તમ્હિ તેહ પાસિ;
દ્વિજ આયંસિ રાજા તણુઈ એ,
ગયુ કૂબડ આવાસિ ૨૦૧

સુણુ ભલા જાતા હૂઆ એ,
હરખિઉ તું મન માહિ;
તુ દેખી રૂપ કૂબજ તણું,
હઇઇ પડી અતિ દાહિ. ૨૦૨

કુસલ વિપ્ર ઇમ ચીંતવઇ એ,
નલ કિહિં ન હોઇ;
મનિ સંદેહ ભાંજિવા એ,
કહઇ સલોકા દોઇ. ૨૦૩

વસ્તુ

નલ જિ નીલજ, નલ જિ નીલજ,
નલજિં નીસત્ત,
નલ વિણુ કોઇ ન પાડુઉ,
નલ કઠોર નલ અધમ દ્વિજજઇ,
મેલી દવદંતી સતીય,
તેહ તણું સ્યૂં નામ લીજઇ;
વલી વલી ઇમિ ઊચરઇ,
વિપ્રં સલોકા દોઇ;
ઝરઇ નયણે દુખ સાંભરી,
નીચૂં જોઈ તેઈ. ૨૦૪

ઢવણિ

રોયંતુ એ કૂબડુ દેખિ,
કારણુ કુસલ કહઇ કિસિઉ એ;
જો ભણી એ સતીય ઊવેખિ,
ગયુ નલ દુઃખ તે મનિ વસિઉ એ.

તંત્રી.

# ડાહ્યાભાઈ ધોળશાજી.

[ શ્રી ડાહ્યાભાઇ ૩૫ વર્ષની નાની વયે સ્વર્ગસ્થ થયા. સફલ અને ઉત્તમ નાટકકાર તરીકે અનેક નાટકો રચ્યાં તે સર્વનાં ગાયનો સ્વર્ગસ્થનું ઉંચી કક્ષાનું કાવ્યત્વ રજુ કરે છે. આ કાવ્યત્વને તે સર્વ નાટકોની સુંદર વસ્તુ સંકલનાથી સુઘટિત કરેલાં નાટકો પોતાની સ્થાપેલી 'શ્રી દેશી નાટક સમાજ' દ્વારા ગુજરાતી પ્રજા સમક્ષ ભજવી બતાવ્યા ને તેથી ગૂજરાતી નાટ્યકલામાં જૂદીજ ભાત પાડી તેમાં ઉત્ક્રાંતિ કરી. આ નાટકકાર જૈન હતા અને તેથી જૈનસમાજને ખાસ અભિમાન લેવા જેવું છે. વળી દુકાળ આદિ અનેક પ્રસંગોએ પોતાનાં નાટકોના પ્રયોગોની આવક આપી જનસેવા બજાવી હતી. ]

તેમનો જન્મ સં. ૧૯૨૩ ના ફાગણ સુદ ૧૪ ને દિને થયો અને સં. ૧૯૫૮ના ચૈત્ર વદ ૮ ને દિને સ્વર્ગવાસ થયો.

તેમનાં રચેલાં નાટકોનાં નામ ૧, મ્યુનીસીપાલ ઇલેક્શન, ૨ કેસર કિશોર આવૃત્તિ પહેલી સં. ૧૯૫૧, ૩ સતી સંયુક્તા આવૃત્તિ ચોથી સં. ૧૯૫૨, ૪ મદનમંજરી આવૃત્તિ પહેલી સં. ૧૯૫૭, ૫ સતી પાર્વતી, ૬ અશ્રુમતી આવૃત્તિ ૭ મી સં. ૧૯૫૫, ૭ રામવિયોગ આવૃત્તિ ચોથી સં. ૧૯૫૫, ૮ સરદારબા આવૃત્તિ ૬ ઠી સં. ૧૯૫૭, ૯ ભોજકુમાર, ૧૦ તેથી તે ડાહ્યાભાઇની કૃતિઓ હોવાનું સંભવે છે એટલું અત્યારે કહી શકાય.

કેસરકિશોર નાટકનાં ગાયનોની પ્રથમાવૃત્તિ સં. ૧૯૫૧ માં પોતે પ્રકટ કરી છે તેમાં પોતાને માજી સંસ્કૃત શિક્ષક, મિશન હાઇસ્કુલ, અમદાવાદ એમ જણાવેલ છે તેથી તે પહેલાં તે શિક્ષક તરીકેનો વ્યવસાય બંધ કર્યો હતો એમ સમજાય છે. તેઓ અમદાવાદમાં ડોશીવાળાની પોળમાં રહેતા.

તેમનાં નાટકોના સંબંધમાં 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન'માં તેના લેખક સાક્ષર દેરાસરી પૃ. ૧૧૪ પર જણાવે છે કે

'નાટકોમાં જો ઉંચી ભાવના દાખલ થાય, માત્ર હલકી પ્રતિના પ્રેક્ષકોના વિનોદાર્થે નહિ પણ જનસમૂહની વૃત્તિ અને નીતિ ઉચ્ચતર કરવાના સ્તુત્ય અને પ્રશંસનીય હેતુથીજ માત્ર તે લખાય અને ભજવાય તો બેશક ધીરે ધીરે પ્રેક્ષકોની રૂચિ પણ ઉંચી થાય તેમજ લેખકોની દૃષ્ટિ પણ સર્વદા ઉચ્ચ લક્ષ તરફજ રહે. કેટલીક મંડળીઓનાં કેટલાંક નાટકો સારા અંશવાળાં છે, એ કહેવું જોઇએ. મર્હુમ ડાહ્યાભાઇ ધોળશાનો નાટકના સાહિત્યની ઉન્નતિ કરવાનો પ્રયાસ સારી રીતે જાણીતો છે. રા. ડાહ્યાભાઇનું નાની વયમાં મૃત્યુ થવાથી તેમનો પ્રયાસ અટકી પડ્યો.''

ડુંખરામ ઝવેરી તરફથી વીણાવેલીનો ખેલ લીધેલો તે ભજવાયો હતો એ પ્રસંગે પ્રમુખ તરીકે ગુજરાતના માનનીય સાક્ષર, પત્રકાર અને તે વખતે ગુજરાત કાલેજના પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવે લીધું હતું અને તેમણે નાટકોનો પવિત્ર ધંધો, એ પર તેના પ્રાચીન ઇતિહાસ અને કેટલાંક લક્ષણો સહિત એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું તેમાં નીચેનો સદ્દગત સંબંધી ઉલ્લેખ કર્યો હતો:—

"મને આપે અમદાવાદથી અત્રે બોલાવી આ પ્રસંગે પ્રમુખપદનું માન આપ્યું છે તે માટે હું આપનો ખરા અન્તઃકરણથી ઉપકાર માનું છું. આપણે સર્વ—'આપણે' શબ્દમાં હું પારસી તથા ગુજરાતી બોલતા મુસલમાન ભાઇઓનો પણ સમાવેશ કરૂં છું—આપણે સર્વ ગુજરાતી ભાષા બોલીએ છીએ, લખીએ છીએ, અને એનો ઉત્કર્ષ ઇચ્છીએ છીએ; અને એ ઉત્કર્ષ સાધવાના કાર્યમાં કાંઇક કાંઇક ભાગ પણ લઇએ છીએ. પણ આ કાર્ય હાલના કરતાં વધારે સારી રીતે સિદ્ધ થવા માટે, ગુજરાતી ભાષાના વિવિધપન્થી ઉપાસકો એક બીજા સાથે મળે હળે, એક બીજાના વિચારથી અને કાર્યની રીતિથી વાકેફ થાય, અને સર્વે કાર્યચક્રો એક મહાન કાર્યયન્ત્રનાં અવયવો છે એમ સમજી પરસ્પર મદદ કરે—અને હિન્દુ ગુજરાતી, પારસી ગુજરાતી, અમદાવાદી ગુજરાતી, સુરતી ગુજરાતી, મુંબાઇ ગુજરાતી, કાઠીઆવાડી ગુજરાતી એવા ક્ષુદ્ર ભેદો નષ્ટ થાય—એ આપણી ભાષાના તેમજ દેશના ઉત્કર્ષ માટે જરૂરનું છે. એકાદ પ્રબળ લોકપ્રિય ગ્રન્થકાર પોતાની કૃતિના પ્રભાવથી સર્વ વિવિધ કોમના અને વિવિધ સ્થળના વાચકોને અને ન્હાના લેખકોને પોતા તરફ ખેંચે, અને એમ અનેકતાને એકતા તરફ વાળે, એ તો ભાષાપ્રવાહની સ્વાભાવિક ગતિ છે. અનેક ન્હાનાં ઝરણાં ગુરુત્વાકર્ષણ ("Law of gravitation") ના નિયમથી ખેંચાઇ મહાનદીમાં ભળે, એમાં તો મનુષ્યે કાંઇ કરવાનુંજ રહેતું નથી. પણ જ્યારે જળચક્રીઓ ચલાવવા માટે અને વિસ્તીર્ણ ક્ષેત્રો પાવા માટે વિપુલ પ્રવાહની જરૂર પડે, ત્યારે તો અનેક ન્હાની મોટી નદીઓને પરસ્પર ન્હેરોથી જોડવી જ જોઇએ. અને આમ સ્વાભાવિક વસ્તુસ્થિતિને ઓળંગી કાંઇક અધિક સાધવું એમાં જ મનુષ્યનું 'પરાક્રમ' યથાર્થ (પરા+ક્રમ્) ધાત્વર્થરૂપે રહેલું છે. મુંબાઇના તેમજ કાઠીઆવાડના ઉત્તમ સાક્ષરોને મૂકી મ્હારા પર્યન્ત આવવામાં, માંગરોળ જૈન સભાનો હેતુ મુંબાઇને મ્હારા ભાગના ગુજરાત સાથે જોડવાનો જ હશે, એમ હું અનુમાન કરૂં છું; અને તેથી આ પ્રસંગે પ્રમુખપદ હું બહુ જ આનન્દથી સ્વીકારૂં છું. વળી તેમ કરવામાં આ ઉપરાંત મ્હારે એક બીજું પણ કારણ છે. સ્વર્ગસ્થ ડાહ્યાભાઇ ધોળશાહજી આજથી વીસ વર્ષ ઉપર મારા સહાધ્યાયી હતા, અને એમની જયન્તીને અંગે પ્રમુખપદ લેવાથી હું કાંઇક બન્ધુકૃત્ય કરૂં છું એ પ્રકારનો મને સન્તોષ થાય છે.

'સદ્દગૃહસ્થો—મેં આપને કહ્યું તેમ સ્વ. ડાહ્યાભાઇ વીસ વર્ષ ઉપર મારા સહાધ્યાયી હતા; પરન્તુ તેજ અરસામાં કૉલેજ છોડી થોડાંક વર્ષ પછી તેઓએ નાટકનો **પવિત્ર** ધંધો હાથ ધર્યો. સદ્દગૃહસ્થો, 'નાટકનો પવિત્ર ધન્ધો' એ શબ્દો જ કેટલાકને વદતોવ્યાઘાતવાળા અને મસ્કરી જેવા લાગશે, પણ એ ધંધો ખરેખર પવિત્ર છે એમ હું સમજું છું; અને એટલી વાત હું આજ પ્રમાણ સાથે પ્રતિપાદન કરી શકું તો હું ધારૂં છું કે મારૂં પ્રમુખ તરીકેનું કર્તવ્ય મેં બજાવ્યું ગણાશે."

આ આખું વ્યાખ્યાન 'વસન્ત'માં પ્રકટ થયું છે, અને તેમાં સદ્દગત સંબંધી બીજું કંઇ નથી તેથી અત્ર આપ્યું નથી. આ વ્યાખ્યાન ઉપરોક્ત પ્રબંધક મંડળ તરફથી (સ્વ૦) સાક્ષર શ્રી રણછોડરામ વાવાભાઇના વિવેચનાત્મક લેખ સહિત સન ૧૯૦૬ માં પ્રસિદ્ધ થયું હતું. તેમાં 'આરંભ વચન' આ પ્રમાણે હતા.

'ડાહ્યાભાઇ લોકોને અજાણ્યા નથી. ઉચ્ચ પ્રતિના વિદ્વાનથી તે એક ગામડિયા સુધી.

'ડાહ્યાભાઇ જૈન હતા, અને તેવા એક લોકાદર પામેલા જૈનને માટે માંગરોળ જૈન સભા ગુર્જર સાક્ષરો પાસે તેની કસોટી કરાવે એ સ્વાભાવિક છે.

'કેટલે અંશે ડાહ્યાભાઈનું જીવન પ્રશંસનીય છે, તેના પ્રસ્તાવરૂપે આ પ્રસિદ્ધ છે.

'જણાવવાની જરૂર નથી કે આ પ્રસિદ્ધિના વિચારો તે લેખકોનાજ છે. વાંચનારે તો હંસ ક્ષીર ન્યાયે અનુસરવાનું છે.

'ચર્ચાને અંગે જવાબ આપવાને સભા બંધાએલી નથી.

ઉક્ત સાક્ષરથી રણજીતરામનો લેખ અત્ર અમે આપીએ છીએ. ઉક્ત મંડળની સદ્દગતનું ચરિત્ર લખવાનું કામ ગુજરાતના એ પ્રસિદ્ધ લેખક રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા અને ઉક્ત રણજીતરામને સુપ્રત કરવાની ઇચ્છા એ ઉભય લેખકો તરફથી પૂર્ણ કરવાની સમ્મતિ મળી ચુકી હતી. રણજીતરામ અકાળે સ્વર્ગસ્થ થયા તેથી ચરિત્ર તેમના તરફથી ન લખાયું પણ આટલો લેખ જે મૂકી ગયા છે તે અમારે મન ઘણું છે. શ્રીયુત અંજારિયા તેમ જ શ્રીયુત નારાયણદાસ વિસનજી ઠક્કુર આદિ ગૂજરાતના લેખકો સદ્દગતનું ચરિત્ર મેળવી તેમજ તેનાં નાટકોનું પરિશીલન કરી લેખો લખશે તો અમારા પર ઉપકાર થશે ને તે પ્રકટ કરવા અમને અતિ આનંદ થશે.

સદ્દગતનાં નાટકો સમસ્તાકારે છપાયાં નથી તે શોકનો વિષય છે. જ્યાં સુધી તે પ્રકટ ન થાય ત્યાં સુધી તેનું તોલન પણ કેમ થઇ શકે ? સ્વ. વિભાકર જયંતી વખતે કવિવર્ય નાનાલાલ દલપતરામે તા. ૨૨-૮-૨૬ ને રોજ પ્રમુખ તરીકે જે જણાવ્યું હતું કે:-'વાઘજીભાઇ, ડાહ્યાભાઇ, મૂળશંકર, વિભાકર-એ નાટ્યકારોનાં મૂલ આંકવાનાં સાધનો આપણી પાસે હજુ પૂરાં નથી' અમે ઇચ્છીશું કે સત્વર સદ્દગતનાં સર્વ નાટકો આખાં બહાર પાડનાર કોઇ નીકળી આવે. તંત્રી. ]

ઇ. સ. ૧૮૯૪ માં અમદાવાદની મિશન સ્કુલમાં મનુ(મચ્છુ)ના રૂપાખ્યાન શીખનારને સ્વપ્નેય પણ ખ્યાલ ન્હોતો કે ઇ. સ. ૧૯૦૬ માં અર્થાત્ બાર વર્ષ જેટલી ટુંક મુદત બાદ પોતાના સંસ્કૃત જીવનની જાહેર સેવાની નોંધ લેવાનો પ્રસંગ આવશે.

આઠ દશ વર્ષ જેટલા અલ્પ સમયમાં શ્રી દેશી નાટક સમાજના મહુંમ માલિક રા. રા. ડાહ્યાભાઇ ધોળસાજી વિદેહ થયા એ બીના ઉક્ત સ્મૃતિસંસ્કાર પ્રદીપ્ત કરે છે એટલુંજ નહિ પણ પોતાના નાટકોમાં ઠેર ઠેર જે ઉપદેશ અંશસ્વર તરીકે ગાયો છે તે તેમના પોતાનાજ જીવનમાં તેમણે સાક્ષાત્કાર કર્યો એવી પ્રતીતિ કરાવે છે.

એ અશંસ્વર કયો ?

" કાયા કાચો કુમ્ભ છે, જીવ મુસાફર પાસ;
તારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ."

**વીણાવેલી.**

જીવન નશ્વર છે; પંખીનો મેળો જામ્યો છે, ઘડી પછી તે વીખરાઇ જશે; પાણીમાં વાદળાંનો પડછાયો પડ્યો છે, પળ પછી પડછાયો વિલુપ્ત થશે; ચાંદની પથરાઇ છે, ચંદ્ર અસ્ત થયો ને સર્વત્ર અંધકાર ફેલાયું, મનુષ્યની મેદની જામી છે, માણસો વેરાયાં અને બધે શૂનકાર છે; કાયાનો ઘડો કાચો છે, અને ફુટતાં વાર નથી, આવી રીતે રા. રા. ડાહ્યાભાઇએ ઇહજીવન નાશવંત છે એવો ઉપદેશ બોધ્યો છે.

સંસાર પ્રત્યે વિરાગ ઉપદેશનારાના દૃષ્ટિબિન્દુ વિવિધ હોય છે. સંસારના કર્દમમાં પચી રહી વિશાળ આકાશમાં ઉડવાની જેને સ્હેજ પણ અભિલાષા નથી, અર્થાત્ અધમ જીવન જીવનારને આચરણો આચરવાની વૃત્તિ નથી ત્હેને અધમતામાંથી ઉદ્ધારવા નશ્વરતાનો બોધ કરવામાં આવે છે; અધમતા અનેકરંગી હોય છે ! સ્વહાનિપ્રદ ને પરહાનિપ્રદ એવા બે વિશાળ સ્વરૂપ થઇ શકે. બેશક જગતની ઘટના એવી છે કે પોતાને અધમ કરનાર વસ્તુ જગતને પણ અધમ બનાવે છે અને તેથી ઉલટું પણ થાય છે. ફકત સ્પષ્ટતાને ખાતર ઉક્ત સ્વરૂપો લખ્યાં છે.

રા. રા. ડાહ્યાભાઇનું રંગભૂમિપર વિહરતું વિશ્વ સાંકેતિક છે તેથી જે વસ્તુસંવિધાન અને પાત્રઘટના ત્યાં ગોચર થાય છે તે પણ સાંકેતિક છે. પાપનું સૂક્ષ્મ અને તીક્ષ્ણ પૃથક્કરણ નથી તેમ જુગુપ્સા કે

સંપૂર્ણ વૈરાગ્ય ઉપજે એવું કલાવિધાન નથી. પશ્ચાત્તાપના દાવાનળમાં શુદ્ધ થતાં કંચન પાત્રો જેવાં ઉત્કૃષ્ટ પાત્રો જવલ્લેજ દર્શન દેછે. Poetic Justice (અર્થાત્ કવિઓની સૃષ્ટિમાં વપરાતી ન્યાયબુદ્ધિ—સત્યનો જય અને પાપનો ક્ષય)નું અવલમ્બન લેવામાં આવ્યું છે. પોતાના બધા પાસા અવળા પડે અને છેવટે જીવનનો હેતુ નિષ્ફલ નિવડે એ શઠપાત્રોના અનુભવ છે. તેઓની અધમતા, સ્વાર્થસાધના, ઇર્ષ્યા, અસૂયા, કામવાગ્છના, અહંતા આદિમાં સમાયલી છે. પોતાનો હેતુ બર લાવવા અનેક પ્રપંચો તેઓ રચે છે. પોતાનું મમત્વ પ્રતિપાદવા નાનાવિધના અનાચારો આચરે છે. આવી જેની રહેણી છે તેઓ પૂર્ણ અંશે આત્મશ્રદ્ધાશીલ હોવા જોઇએ. દુનિયા ઉથલાવી નાંખવાની—ધાર્યું સાધવાની શક્તિ આપણામાં છે એવી જ્યાં લગી પ્રતીતિ ન હોય ત્યાં લગી તેમનાથી એક ડગલું પણ ભરવું બને એમ નથી. ઉત્તમ જીવનોને આત્મશ્રદ્ધા (self-confidence) ઉન્નત પંથે લઇ જાય છે પરંતુ પામર જીવો તો તેથી અભિમાની, દમાગી, મમતીલા, જોહુકમી અને ખારીલા થાય છે. આપણાં લૌકિક નીતિશાસ્ત્રે આ દુર્ગુણોની સખ્ત ખંખેરણી કરી છે. નીતિતત્વો એવાં વિચિત્ર છે કે મર્યાદામાં રહીને દુર્ગુણો પણ સદ્‌ગુણો થઈ શકે છે અને મર્યાદા છોડતાંજ સદ્‌ગુણો દુર્ગુણો થઇ જાય છે. રાજ્યની લગામ તાણીને પકડવી જોઇએ પણ તે નીમસર. હદબ્હાર ખેંચાણ થતાં જુલ્મના રૂપમાં બાદશાહી કરબ ફેરવાઇ જાય છે અને પરિણામે પદભ્રંશના કે વિદ્રોહ થાય છે. તેજ પ્રમાણે અભિમાન, મમત, દમામ વગેરે પણ શુભ અને કલ્યાણકારી કામો કરી શકે છે એ વાત રા. ડાહ્યાભાઇના લક્ષ બ્હાર રહી ગઇ હતી. ઉચ્છૃંખલ દુર્ગુણોના હાનિપ્રદ પરિણામોજ એમણે બતાવ્યાં છે. એ દુર્ગુણોનું જનન અને પોષણ શી રીતે થાય છે તે યથાર્થ જાણવાની ઉત્કંઠા અતૃપ્તજ રહે છે.

દુર્ગુણોને ધિક્કારવામાં આવ્યા છે તે તેમના અનીષ્ટ પરિણામને લીધેજ નહિ—જન સમાજને જાલીમ નુકસાન તેઓથી થાય છે તે સારૂ નહિ પણ મનુષ્યની નિર્બળતા અને અંધતાની ખાતર.

"દશા કરે તે કોઈ ન કરશે, મુરખ કરે અભિમાન;
પ્રાણી બિચારૂં તુચ્છ મગતરૂં, કાળ કથા અણુનાણ;
હુંપદમાં મરડાઇ મરે પણ, ધાર્યું કરે ભગવાન—દશા."

મનુષ્યથી પર કોઇ એક શક્તિ છે—જે દશા, સમય, નસીબ કે કર્મના નામે રા. ડાહ્યાભાઇના નાટકમાં ઉલ્લેખાઇ છે—તેને આધીન માનવી છે, તેનો નચાવ્યો તે નાચે છે. ભવિષ્યનું ક્ષિતિજ ધુમ્મસથી આવૃત્ત છે—ત્યાં—શું છે તે કહી પણ નથી શકાતું: જરાક દોડતાં ઉંધે માથે બોખ જેવા ખાડામાં નિપાત થવાનો છે છતાં આંધળો થઈ માનવી દોડી જાય છે. છતાં "હું" "હું" કરતો તે ફરે છે તે ખોટું છે—અહંભાવ રાખવો તે પાપાચરણ છે. સમયના સામર્થ્ય આગળ અહંભાવ ટકતો નથી—મગતરાં જેવાં માનવીને ચોળાતાં વાર શી?

વસ્તુસ્થિતિ આમ છે ત્યારે વર્તવું શી રીતે? દશાને તાબે થાઓ. સુખ દુઃખ સરખાં ગણો. જે સ્થિતિ પ્રાપ્ત થાય તેનો તિરસ્કાર ન કરતાં તે આદરથી સત્કારો. મુફલેશ ભટકતા કઠિયારા સાથે પિતાએ વીણાને પરણાવી; પોતાના કર્મમાં જે હશે તે થશે એમ ધારી પતિભાવ સંપૂર્ણતઃ કઠિયારાની શુશ્રૂષામાં સમર્પ્યો. પોતાને ચેડવી પડતી આસમાની સુલ્તાનીમાં મેવાડનો વીરકિરિટિ રાણો પ્રતાપ પણ આજ સિદ્ધાંતના અન્વયે સ્હેજ પણ વિષમતા વિના જીવન ગાળે છે.

આ સિદ્ધાંતો અમને તો ઊણાં લાગે છે. "હું" "હું" કરતો માનવી સંસારનું શ્રેય કેમ ન સાધી શકે? ઉદાત્ત અહંભાવવાળો વૉશિંગ્ટન કે મિકાડો પોતાના દેશનો ઉદ્ધાર કરી શકે છે, વિજ્ઞાની કે વૈદ નવી નવી શોધખોળ કરી શકે છે, અને માનવીની અપ્રતિમ સેવા બજાવી શકે છે. સેનાની રણક્ષેત્રમાં વિજય મેળવે છે ઇત્યાદિ. કર્તવ્યનો ઉચ્ચ આદર્શ નિષ્કામતા અને સમર્પણમાં મનાયો છે; અહંભાવને ભસ્મીભૂત કરવામાં નહિ. વીણાના જીવનની ખરી કસોટી એનો પતિ રાજકુંવર ન નીકળતાં કઠિયારોજ રહ્યો હોત ત્યારે થાત. ગરીબ દેખાતા નાયકો અને રાજબીજ નિવડે એવો સંપ્રદાય ઉચ્ચ આદર્શો ઉત્પન્ન કરી શકતો નથી. જીવનની નશ્વરતા દુઃખીને દિલાસો દેવા બોધાય તો ઠીક છે. સુખદુઃખ ફરતા ફરતી

છાંયડી જેવાં છે એમ માનવાથી દુઃખની વેદના ઓછી થાય છે પણ તેથી કર્તવ્યપરાયણતા પ્રદીપ્ત થતી નથી. પોતાનું કે પારકાનું કલ્યાણ કરવાની વૃત્તિ અને આચરણ ઉદ્‌ભવતાં નથી. સંસાર ક્ષણભંગુર છે એવા નિરાશાવાદથી જનસમાજને અનેકધા હાનિ થાય છે. સમાજ કરાલ, નિર્વીર્ય, બેનૂર, અસ્ફળ અને વખતે તો અતીવ અધમ થાય છે. હિંદુસ્તાનને આજ નિરાશાવાદનો ખપ નથી. પ્રોત્સાહક આશાવાદનો નિનાદ દિશાઓ મુખરિત કરશે—શતકોની બધિરતા દૂર કરશે ત્યારેજ આ પતિત દેશનો ઉદ્ધાર થશે. "એક ફુલ ખરે તે માટે શોચો નહિ પણ બીજો ફુલછોડ વાવો" એવો ઉપદેશ પીશું ત્યારેજ અમારૂં જીવન પ્રફુલ્લ ખીલશે.

વળી મનુષ્યને અંધ અને દયાનું રમકડું ગણવાથી "અનુભવ" એવી વસ્તુને નિષ્કાસન આપવામાં આવે છે—મનુષ્યનું મનુષ્યત્વ ખુંચવી લેવામાં આવે છે: દયાના હાથમાં રહેનાર સ્વતંત્ર નથી એમ માન્યાં છતાં સ્વતંત્ર આચરણ કરે છે. Determinismમાં માન્યાં છતાં આચરણો Free Willથી આચરે છે. રા. ડાહ્યાભાઈની ફીલસુફી આટલે અંશે ન્યૂન લાગે છે.

કર્મને આધીન થવામાં પણ એક પ્રકારનો અહંભાવ રહ્યો છે. કઠિયારા સાથે પરણેલી વીણા, વેષધારી મારવાડના કુમાર સાથે પરણેલી વેલીના ઉપર મનમાં સરસાઇ ભોગવે છે અને છેલ્લા પ્રવેશમાં એજ અહંભાવ પિતાને ટાણો મારવાની યુક્તિ રચવાની પ્રેરણા કરે છે. દયા, સમો, કર્મ આદિનો પ્રભાવ સ્વીકાર્યા છતાં પણ આવું પરિણામ આવે છે.

વળી નૈરાશ્ય જે પ્રગટ કરવામાં આવ્યું છે તે દીમ જેવું છે. બાળી નાંખે એવું છે. જેમના દહાડા નબળા નથી—જેઓ વૈભવમાં રાચે છે તેમના તરફજ નૈરાશ્યના કટાક્ષ ફેંકવામાં આવ્યા છે. વસંતમાં હરનારને પાનખરનું સ્મરણ આપવાથી કે યૌવનમાં મ્હાલનારને વાર્ધક્યનું ચિત્ર બતાવવાથી શો અર્થ સરતો હશે! ઉલ્લાસ, ઉમંગ, આશા, અભિલાષા, ઉદ્યમ આદિ જમાવવા જો દયાના ફેરફારો વિશે કહેવામાં આવ્યું હોત તો કેવું સારૂં થાત? મહેનત કરો—મંડ્યા રહો કોઇક દિવસ પણ ઉત્તર કે દક્ષિણ ધ્રુવના પ્રદેશમાં પ્હોંચશો, કોઇક દિવસ પણ હિમાલયના ઉત્તુંગતમ શિખરે માનવી જઇ ઉભો રહેશે, કોઇક દિવસ પણ પૃથવી અને બીજા ગ્રહો વચ્ચે અવરજવર થશે, કોઇક દિવસ પણ માનવી પ્રયોગશાળામાં ઉપજાવી શકશે, એવો ઉપદેશ જગતનું કલ્યાણ સાધે છે; નૈરાશ્યમાંથી આશા પ્રગટાવે ત્યારેજ જીવન સાફલ્ય.

સ્હેજ વિસ્તારથી રા૦ ડાહ્યાભાઇના ઉપદેશોનો પ્રધાન ઉપદેશ વિવેચ્યો છે. વિરક્તિ આગળ કહ્યું તેમ વિવિધ કારણસર ઉપદેશવામાં આવે છે. કર્દમમાં ન પડી રહે—ઉદ્યમની પળો વિરલ છે માટે લ્હેનો થાય તેટલો શુભ ઉપયોગ કરી લે. પાપાચરણથી ત્હારૂં અને જગત્‌નું નુકશાન થાય છે, ક્ષણભંગુર જીવનમાં એટલું નુકસાન શા માટે કરે છે? માથે આવી પડેલી દશામાં વિષમતા વિના જીવન ગાળ: આદિ આદિ પ્રસંગો માટે સંસારનો વૈરાગ્ય અને ક્ષણભંગુરતાનો ઉપદેશ લાભપ્રદ છે.

સાથે સાથે રા. ડાહ્યાભાઈના ખલપાત્રો વિશે સંક્ષેપમાં વિવેચન કરી લઇશું. આ પાત્ર સંસ્કૃત નાટકોમાં હાલ જે સ્વરૂપમાં તે ગુર્જર રંગભૂમિપર જોવામાં આવે છે તે સ્વરૂપમાં નથી. શેક્સપિઅર અને અંગ્રેજી નવલકથાનો પ્રભાવ જેમ જેમ આપણી રંગભૂમિપર વધતો ગયો તેમ તેમ આ પાત્રનો વિકાસ થતો ગયો. એ પાત્રોમાં શેક્સપિઅરના આએગો (Iago)ની છાયા જણાય છે. પ્રપંચ, સ્વાર્થ, ઔલંપટતા અને ભોળાઓને પોતાનાં રમકડાં બનાવવાની કળાના તેઓ ઉસ્તાદ હોય છે. સતીને તેઓ હેરાન કરે છે—તેનું સતીત્વ કસે છે. સતીત્વ આ પ્રમાણે કસવામાં આવે છે તેમ પુણ્યભાવથી પ્રશંસવામાં આવતું હોય તો કૌશલ ઉત્તમ થાય.

કરુણાંત પ્રબંધોમાં જેવું સાહ્ય કુશળ અભિનય દ્વારા પાડી શકાય છે તેવું સુખાંત પ્રબંધોમાં નથી થતું. ખલપાત્રોની સત્તા એકતાનાત્મક હોય છે. વિવિધરંગી નથી હોતી. વળી એકજ નટ દરેક નાટકમાં ખલ થતો હોવાથી ખલની રચના કરતાં તે નટના

વ્યક્તિત્વપર પ્રેક્ષકોનું લક્ષ જાય છે. અભિનય પણ બીજાંની ભાત જેવા થઇ જાય છે. શઠ અને ત્હેના સાગ્રીતોની પાત્રતા મારફત સાંકેતિક રીત્યે સમાજમાં પ્રચલિત અનર્થો રા. ડાહ્યાભાઇએ ઝાટકી કહાડયા છે. વ્યભિચાર, વેશ્યાસંગ, મદ્યપાન, લોભ વગેરે સપાટામાં આવી ગયા છે. શઠની પાત્રતા આગળ નાયકની પાત્રતા ઝાંખી પડી જાય છે. આ દૂષણ ઇંગ્લંડની રંગભૂમિનું પણ છે. ગુર્જર રંગભૂમિપર રા. ડાહ્યાભાઇને લીધેજ આજ શઠ અવિરલ થયો છે.

શઠ અને નાયિકાને સંઘર્ષણમાં આવવાના અનેક પ્રસંગો બને છે. શઠની મોહજાળમાં તે સપડાતી નથી અને પોતાના શીલને અખંડ જાળવી રાખે છે. જૈનસૂરિઓના કથાનકપરથી રા. ડાહ્યાભાઇએ પોતાના નાટકોનાં વસ્તુ લીધા છે. સૂરિઓ શીલનો મહિમા હમ્મેશ ગાતાં. એટલે રા. ડાહ્યાભાઇના નાટકોમાં પણ એનો મહિમા ગવાયેલજ. શીલ અને પાતિવ્રત્ય સંબંધી પાત્રોનાં સંભાષણો અને ગાયનો દરેક નાટકમાંથી મળશે.

"સખિ! જેને પતિનું માન–તેનાં ગાંધર્વ ગાયે ગાન;
પામે દેવી સમાન સન્માન–રમે રામા રસિક લઇ તાન"
**વીણાવેલી.**

"ફરે કામની શું સંસારે, વારે વારે પતીને સંભારે
બધી આળ પંપાળ વિસારે, પતિ રામનું નામ ઉચ્ચારે–
ભલેને હાબો બ્રહ્માંડ ભારે, ભલેને કાપો તિક્ષણ ધારે—
દેહ ગેહ શુદ્ધિ નહી, તુટી ગઈ જગ પ્રીત,
ગોરી તો ગાતી ફરે, રસીઆનું રસ ગીત;
ખાન પતિનું ને પાન પતિનું ગાન પતિ ગુલતાન."
**વીણાવેલી.**

"પટોળીએ ભાત પડી, પડી તેતો પડી પડી
સાચી પ્રીત સમજવી જેવી એક ચુંદડી
ફાટતાં બેહાલ થતાં ભાત દીસે ખડી ખડી
પતિવ્રત્ત પટોળીએ પ્રીત ભાત તેવી પડી
કમનત પતિરત્ત રત્ન અરેરે ગુમાવે." **સરદારબા.**

એક પત્નીવ્રત અને એક પતિવ્રત એ રા. ડાહ્યાભાઇની ભાવના છે; બેશક એક પત્નીના મૃત્યુ બાદ બીજું લગ્ન પતિ કરે શકે છે. પતિ પરમેશ્વર છે–પૂજ્ય છે; પત્નીપર ગમે તેવો જુલમ ગુજારવાનો અધિકાર ત્હેને છે. પત્નીનો તિરસ્કાર તે કરે છે. રા. ડાહ્યાભાઇ વનિતાદ્વેષી નથી; તેમનાં નાટકોમાં વનિતાસન્માન છે. તોપણ "ઉદયભાણ"માં ભાણજીનું ભાણીબા વિશેનું ગાયન, પત્ની વિશે પતિને ખોટી ભંભેરણીથી ઉપજતો સંશય વગેરે આપણને ખુંચે છે. જ્યાંથી પોતાનાં વસ્તુ લીધાં હતાં તેનાં સંસ્કારોને લીધે આવું થયું હશે. સ્ત્રીઓથી પોતાના પતિઓનો ઉદ્ધાર થતો એવું ઘણાં નાટકોમાં આલેખાયલું છે.

શીલનો મહિમા વિષયપરત્વેના વિરોધને લઇ ગવાયો છે. શીલવતી સતીનો પ્રભાવ સંતતિપર પાપવાન્છનાહીન અનુચરો અને સમાગમીઓ, કે પ્રજા પર પડ્યો હોય એવું વિધાન નથી; સાધુની સાધુતા વધારે, વીરનું વીરત્વ ઉત્તેજે, અર્થાત્ મનુષ્યની દૈવી સંપત્ અધિક ઓજથી પ્રકટાવે એવા પ્રસંગ શીલગૌરવ દર્શાવવા યોજાયા નથી. આસુરી સંપત્નો વિનાશ કરવા સાથે દૈવી સંપત્ને વધારે કલ્યાણ કરતું કલાવિધાન હિતાવહ અને પ્રેય છે.

નીતિના સબળ પાયાપરજ દરેક નાટકની ઇમારત ચણાયલી છે. રા. ડાહ્યાભાઇ એટલા બધા નીતિપ્રચારણ માટે આતુર હતા કે રૂચિરતાની ક્ષતિ થાય તેવે પ્રસંગે પણ નીતિતત્વો પ્રત્યક્ષ રીતે ઉદ્ઘોષ્યા વિના રહેતા નહી. તેમનાં ગાયનોમાં એ તત્ત્વોનો સંભાર છે. પ્રબંધ ભાષણોદ્વારા એ તત્ત્વો ભાર દઇ પ્રેક્ષકો સમક્ષ રજુ થતાં. આ દેશની પ્રજાને 'શીખામણીઆં' લખાણ ( didactic writings ) વધારે અસર કરે છે. રા. ડાહ્યાભાઇના નાટકોમાં આ તત્વોનો જેટલો વિસ્તૃત ઉપયોગ થઇ શકે તેટલો કરવામાં આવ્યો હતો. સરળ પણ સચોટ ભાષામાં, કહેવતો, સંસ્કૃત અને ગુજરાતી ગ્રંથોના અભ્યાસે હાથ લાગેલા અલંકારો જેમાંના કેટલાંક વર્ષો થયાં હીન્દુ સમાજને પરિચિત હતાં તેમનો ઉપયોગ કરી પોતાને કહેવાનું રા. ડાહ્યાભાઇ કહેતા. એમના નાટકપર આ પ્રમાણે નીતિના પટ્ટ ઉજ્જ્વલ અને વિશાળ પડ્યા છે. પરોક્ષ ઉપદેશ જે કલાવિધાનનો પ્રધાન ઉદ્દેશ છે તે આજના અશિક્ષિત કે અલ્પ શિક્ષણવાળા શ્રોતાઓને માટે

હિતાવહ નથી એમ માની પ્રત્યક્ષ ઉપદેશ એમણે ઉચ્ચનાદે કર્યો છે.

રા. ડાહ્યાભાઇની કૃતિનાં મુખ્ય લક્ષણ તપાસતાં પાત્રતા વિશે પણ વચ્ચે ચર્ચા કરી. વસ્તુસંવિધાન તપાસતાં પણ એમણે બજાવેલી સેવાની કદર પીછાનીશું. ગુર્જર રંગભૂમિપર સંસ્કૃત નાટકોના વિદૂષક અને રંગલાનો અવતાર હાસ્યરસ ઉપજાવવા લાવવામાં આવતો. આથી સંકલના શિથિલ રહેતી અને રસનિષ્પત્તિમાં ક્ષતિ લાગતી. પારસી કંપનીઓએ આ દિશામાં સુધારો કર્યો હતો. રા. ડાહ્યાભાઇએ વિદૂષકને રૂખ્સત આપી હાસ્યરસ જમાવવા અને સાથે સાથે ઉપદેશ આપવા ઉપકથા યોજી નાટકના મૂળ વસ્તુમાં સંયોજી લીધી. પ્રારંભમાં ઉપકથા છૂટી રહેતી. રફતે રફતે કૌશલથી ઉપકથા દાખલ કરવામાં આવી. મોલિઅરનાં નાટકોની કથાને ગુજરાતી લેબાસમાં આપણી રંગભૂમિપર આણ્યાં. આથી કાંઇક કૌશલ ઉચું થયું. આ ફેરફાર પ્રેક્ષકોને પસંદ પડયો અને બીજી કંપનીઓએ પણ અખત્યાર કીધો, વાણીઆ, હોરા, બાવા, પારસી, સસરાજમાઇ, અનેક પત્નીવિવાહ, વગેરે કોમો અને સંબંધો તેમજ સંસ્થાઓના દૂષણોથી જે રીતે આપણો સમાજ આનંદ મેળવે છે-એ દૂષણોના ઉપહાસથી એમનાથી થતી હાનિ સમજે છે તેજ રીતે એ સર્વનો રા. ડાહ્યાભાઈએ ઉપયોગ કીધો છે.

આજની આપણી રંગભૂમિના અધ્યક્ષોનો હાસ્યરસનાં શક્તિ અને સ્થાન વિશેનો અભ્યાસ અધૂરો છે એ અસંદિગ્ધ વાત છે. શૃંગાર અને હાસ્ય, વીર અને હાસ્ય, કરૂણ અને હાસ્ય તથા અદ્દભૂત કે જુગુપ્સા અને હાસ્યના સમવાય કેવા અને કેટલે અંશે યોજવા જોઇએ તે હજુ રંગભૂમિના રસજ્ઞશાસ્ત્રીઓને શીખવાનું છે. હાસ્યોત્પાદક પ્રવેશો હલકા પ્રેક્ષકોને રંજાડવા, મોઝમાં રાત ગાળવા આવેલાની વૃત્તિ સંતોષવા, કરૂણ કે શૃંગારનું આધિક્ય છાંટવા, કે "સીનરી" ગોઠવવામાં લાગતો વખત મેળવવા નાટકના તખ્તાપર બજાવવામાં આવે છે. રા. ડાહ્યાભાઇના નાટકોના આ પ્રસંગો પણ સાંકેતિક છે; આજ દિવસે દિવસે નવીન થતા જતા આપણા સંસારનું તેઓ નિરીક્ષણ કરતા હતા એવી પ્રતીતિ કરાવનાર પ્રસંગો જવલ્લેજ એમની કલમથી લખાયા છે. **"ઈલેક્શન અને કવોરન્ટાઇન"**નો ખેલ ફક્ત અપવાદરૂપ છે. તેમાં પણ ઉપહાસ અસ્થાને છે-પ્રતિનિધિરાજ્યતત્વ આદિ નવીન પાશ્ચાત્ય રાજકીય પ્રશ્નો સમાજ સરળતાથી સમજી ઉપયોગમાં લઇ શકે એવા દષ્ટિબિન્દુનો આશ્રય લેવામાં નથી આવ્યો. કોલેજનું શિક્ષણ લેનાર રા. ડાહ્યાભાઇએ પોતાના નાટકોદ્વારા રાજ્ય, સંસાર, ગૃહ અને ધર્મના પ્રશ્નો ચર્ચી શ્રોતાઓમાં અલૌકિક પ્રબળ ચેતન જગાવ્યું હોત તો જે જે સેવાઓ એમણે કરી છે તે વધુ શ્રેયસ્કર અને ચિરંજીવ થઈ હોત-ભારતના આધુનિક ઇતિહાસ ઘડનારની કક્ષામાં તેઓ સ્થાન પામ્યા હોત.

ગાયનોના સંગીત વિશે ચર્ચા કરતાં અતિ વિસ્તાર થાય માટે આજ તે મુલતવી રાખવી વાજબી ગણાશે. રા. ડાહ્યાભાઇના ગરબા યોગ્ય લોકાદર પામ્યા છે. કાઠીયાવાડના રાસડા રા. રા. વાઘજી આશારામ ઓઝાએ નાટકોમાં દાખલ કર્યા. રા. રા. ડાહ્યાભાઇની રસિકતા આ રાસડાઓની રસનિષ્પાદન શક્તિ, પ્રેક્ષ (Scene) સરીકે અને સંગીત પરત્વેની ખુબી પામી શકી. દરેક ખેલમાં એકેકો ગરબો સ્થાન પામ્યો. આ દેશના આલંકારિકોએ નાના વિધની નાયિકા વર્ણવી છે તેવી નાયિકાના પ્રસંગો આછા પ્રકૃતિ વર્ણનોથી રંગી ગરબામાં રા. ડાહ્યાભાઈએ આણ્યા છે. લય લલિત; સુરાવટ મધુર અને ભાષા કોમળ છે; અલંકાર રૂચિકર છે; શૈલી સરળ અને સાદી છે; વચ્ચે વચ્ચે પ્રાચીન કાવ્યોની ભાષા, કે અલંકારો કે વિચારો સૌરસ્યથી ગોઠવ્યા છે. ગોપીગીતો અથવા કલગીતોરાની છકેલ મસ્તી કે અનીતિ છેકી નાંખી તેમની મનોહરતા, શ્રુતિપ્રિયતા, સુગમ્યતા, લાલિત્ય, માધુર્ય, અને પ્રવાહીત્વ પોતાનાં ગીતોમાં રા. ડાહ્યાભાઇ લાવ્યા છે. આજનાં ઘણાં નાટકી ગાયનોમાં અસંબદ્ધતા, શિથિલતા, નિરર્થકતા, અવિશદતા, પ્રયોજનહીન શબ્દપ્રાચુર્ય વગેરે જે અરૂચિકર તત્ત્વો હોય છે તે દૂષણો રા. ડાહ્યાભાઈના સમગ્ર ગીતોમાં નથી; બેચાર

સંપૂર્ણ અંશે શુદ્ધ તો બધાં નથીજ. હલકાં જોડકણાંને બદલે રસભર્યાં ગીતો એમણે રચ્યાં છે. ગરબા અને નાયિકાને ગાવાના ગીતોના ભાવ સારા આલેખવા પ્રયત્ન કરવામાં આવ્યા છે. કંચનીઓનાં ગીતો પણ ઉસ્તાદી સંગીતની પ્રસાદી પામ્યાં છે. "મોરી ધીરેસે ગગરી ઉતાર લીજોરે" થી શરૂ થતું ગીત ઉદાહરણ તરીકે બસ થશે. અલંકારો વર્ણવતાંજ ધારેલો ભાવ ઉદ્દીપન કરે—અર્થાત્ આજના પ્રેક્ષક વર્ગને સ્હેજ પણ આયાસ વગર તે ભાવ સમજાય એવા પસંદ કરવામાં આવ્યાં છે.

સંસારને રૂડે રસોડે દેવતા દુઃખનો ભર્યો;
પેઠો વિષયદુધ લાલચે તો મનબિલાડા ઠાર મુઓ;
સાચે ન સુખનો રોટલો છે પાણીમાંનો છાંયડો,
કુતરા ખુએ કર્મમાં હાડકાંનો હાયડો."

મોહિનીચંદ્ર.

"કળી કુંમળી કેમ ઉપાડે, કોવાડાના માર
ગુલાબના ઢગલામાં શોભે ધગધગતા અંગાર,
અંગ આપણું અબળા કહીએ, કહો ભાઇ અંગ તજીને રહીએ."
વગેરે.

વીણાવેલી.

"પોપટ પુરીને પુરૂ પાંજરે ન પાણી પાય;
મામો કહીને દુધ સાપને તો દેવા જાય."

વીણાવેલી.

"બાંધે હવામાં બાપડાં પાપી બરફના માળીઆં
કાળનો ઉકળાટ થાતાં હાય વહેતાં ચાલીઆં."

સરદારબા.

"પતિપરાયણ તારામતી ભોડ, નારાયણેજ નિવારી,
નરસિંહ મ્હેતાની હોંસથી હુંડી, શામળીઆએ સ્વિકારી,
કંકોતરી વિના શ્રી કિરતારે પરણાવી ઓખા કુમારી."

ઉદયભાણ.

આવાં અનેક ઉદાહરણો ટાંકી શકાય. કેવા કેવા પ્રકારનાં ઉપમાનો રા. ડાહ્યાભાઇ વાપરતાં તેનો ખ્યાલ આપવા ઉપરનાં ઉદાહરણો પૂરતાં થશે એવી આશા છે. દંભી જોગ, કે સંસારીઓની અધમતા અને નિર્બળતા ખંખેરતાં અથવા ઇશ્વરપર ભરોસો રાખતાં જૂના ગુજરાતી કવિઓની શૈલી અખત્યાર કરી છે; તેથી તે તે ભાવવાળાં ગીતો લોકપ્રિય થયાં છે. "તુંહી તુંહી"થી શરૂ થતું સરદારબા નાટકમાંના ગુરુનું ગીત, "જો જો કૌતક જગનું કામ સધાય ઠગનું" એ ધમલાનું ગીત, "નથી જગતમાં સાથ સંબંધી વિના ત્રિભુવન નાથ" એ ભીખીનું ગીત, "સુંદર શામળીઆ, નામ જપીશ, નિત્ય તારૂં" એ વીણાનું ગીત ઇત્યાદિ ગીતો વિશે પ્રશંસા વચન કથવાની જરૂર રહી નથી. "વીણાવેલી"માં કુંભારોનું ભજન, "ઉમાદેવડી"માં પુજારીનું ભજન વગેરે પણ જૂનાં ભજનોની ધાટીપર રચાયલાં હોવાથી શ્રોતાઓને રૂચ્યાં છે; બેશક નવીનતા, ચમત્કાર કે ગાંભીર્ય નથી.

ઉપમાનો રમણીય કે સાધારણ વપરાયાં છે. કેટલેક સ્થળે તો ક્ષતિ ઉપજે છે.

"લોલના લગડે નહિ લાધે—પ્રેમતણું પરવાળજો,
સ્વારથ કાકાકીઆ કોટે નહીં પ્રીત મોતીમાલજો."

વિજયાવિજય.

અહીયાં સ્વાથને કાકાકૌઆનો સંબંધ શી રીતે બેસાડયો છે? કાકાકૌઆ કોટે મોતીમાલ કેમ ન શોભે? શ્વેત અને શ્વેતના સમાગમથી સુન્દરતા અલૌકિક પ્રકાશી નિકળ્યા વિના રહેજ નહિ.

જગતમાં તે નરને ધિક્કાર—તજે જે પરણી ઘરની નાર,
બગાડે મુરખ તે સંસાર, ભેળવે દીવેલમાં કંસાર."

વીણાવેલી.

"કોને કહીયે કન્તેડાની કહાણીરે,
જેમ બળદ પીલાયે ઘાણીરે."

સરદારબા.

વગેરે સ્થળે અવિશદતા અને ગ્રામ્યતા છે.

ભાષા અમુક અંશે સંસ્કારી રા. ડાહ્યાભાઇએ વાપરી છે. વર્ણસગાઇપર ઝોક જબરો છે.

"બોલો મારા પ્રેમી પોપટજી બોલે બોલો
બોલો બોલો મેના બોલાવે."

ઉદયભાણ.

"કોઈ ફુલ ક્યારે ફુલ—
ફુલ સાથે દિલ છે ડુલરે——"

ઉમાદેવડી.

"જપતી પ્રીતમની જપમાળ જુવતી જો અલબેલી,
જોબન રસરંગે જોની આ બની ઘેલી."

અશ્રુમતી.

"પ્રીતમની પાછળ હું જોગણ બની,
વ્હાલાની વાંરો વિજોગણ બનીરે—"

વિજયાવિજય.

આ ઉતારાઓ વર્ણસગાઇ, અનુપ્રાસ આદિ શબ્દાલંકારોનો કેવો વપરાશ થયો છે તે દાખવે છે. બેશક ગુજરાતમાં જે જાતની કવિતા આજ દિન લગી પ્રચારમાં છે—જે કવિતા લોકો હોંશથી વાંચે છે તેના કેટલાક ગુણો પોતાનાં ગાયનોમાં આણ્યાથી રા૰ ડાહ્યાભાઇએ લોકપ્રિયતા મેળવી એ સ્વાભાવિક છે.

ફક્ત ગાયનોજ પ્રગટ કરવામાં આવે છે—સમગ્ર નાટકો છાપવામાં આવતાં નથી એટલે વિવેચન સંપૂર્ણતઃ યથાર્થ થઇ શકવાનો સંભવ નથી. ગદ્યની ભાષા, વિવિધ વૃત્તિ દાખવતી ભાષા કેવી રીત્યે ઘડાઇ હતી, કેવા પ્રકારના સંવેગનો પાસ દેવામાં આવતો—એ વિશે ચર્ચવાને સાધનો નથી. ઉપદેશ આપતી વખત આલંકારિક ભાષાનો બ્હોળે હાથે ઉપયોગ કરવામાં આવે છે. આથી કહેવાનું સચોટ રીત્યે કહેવાય છે અને નટ શાબાશીની તાળીઓથી વધાવાય છે. કલ્પના કરતાં "દુનીયાદારી" તરંગ (fancy) આવી ભાષા રચવામાં સહાય આપી શકે છે. ઉચ્ચ કવિત્વની આશા ખપુષ્પ મળે તો ફળીભૂત થાય. "ગૌડબંગાળાકાશી" બંગાલની ભીખારણોની એક પછી એક ઉથલાતી છબી અકંપનું ભાન કરાવતી નથી. તેમજ જોનાર બાળકોને ફક્ત અલ્પજીવી આનંદ આપે છે, પણ તેમનાં જ્ઞાનને વધારતી નથી એજ પ્રમાણે કેટલીક વખત અલંકારપરંપરા સાંભળવાથી સારસ્યનું બાષ્પીભવન થાય છે, એકતા ખંડિત થાય છે અને શ્રોતાઓનાં જ્ઞાન કે અનુભવ હતાં તેવાંને તેવાં રહે છે. રા૰ ડાહ્યાભાઇ વધારે જીવ્યા હોત તો એમનું કલાવિધાન હજુ વિકસત અને આવી ખામીઓ જતી રહી હોત.

અભિનય પરત્વે બોલતાં કહેવું પડશે કે આજની આપણી રંગભૂમિ પર જેટલા અભિનયદોષ થાય છે તે સર્વથી પુરે અંશે રા૰ ડાહ્યાભાઇના ખેલો મુક્ત નથી. "ટેબ્લો" ના અભિનયની ખુબી પીછાની તેને રંગભૂમિપર સ્થાન આપવા માટે પ્રેક્ષકો રા૰ ડાહ્યાભાઇના અતીવ આભારી છે. અમુક વૃત્તિ કે સંવેગ મૂક અને નીરવ રીત્યે પ્રકૃષ્ટ સ્વરૂપમાં દાખવનાર અભિનયની કિમ્મત આંકવા લેખિની અસમર્થ છે. જ્યારે હૃદયમાં તુમુલ તુફાન ચાલે છે, ભક્તિ અને પૂજ્યભાવના મહાઘોષ ગડગડે છે, વૈરવૃત્તિ ભડભડ ભભુકતી હોય છે ઇત્યાદી પ્રસંગે માનવીની વાચા નિર્બળ થાય છે; ફક્ત તેના મુખ અને શરીરનાં બીજાં અંગોના હાવભાવથી હૃદયમાં ચાલતા વ્યાપારનો પ્રભાવ કે માપ પમાય છે. "ટેબ્લો" ક્રમશઃ તીવ્ર થતા જતા સંવેગ કે વિકારની પ્રબળ અને પ્રલંબ અસર નીરવ અભિનયથી ઉપજાવે છે. કરૂણરસ જ્યારે ઘાડો જામ્યો હોય ત્યારે રસિક કલાવિધાન "ટેબ્લો" નો ઉપયોગ કરે તો પ્રેક્ષકોને નવો પ્રકાશ—નવું જીવન જગાવતું ચેતન આપી શકે.

વસ્તુ, ગીત, ભાષા અને અભિનય સંબંધી 'ઉપર ચૂટકી' કરેલી ચર્ચા આજના પ્રેક્ષકો વિષે સંક્ષેપમાં કાંઇ કહેવાને પ્રેરે છે. પૈસો કમાવવા નાટકો ભજવવામાં આવે છે. દુકાનદાર પોતાનો માલ કેમ વધારે ખપે—પોતાને અધિક લાભ શાથી થાય એ વિચાર કરી વર્તે છે. તેજ પ્રમાણે નાટકવાળાઓ પોતાને ત્યાં પ્રેક્ષકની ઠઠ શાથી જામે અને પોતાને ત્યાં કેવી રીતે ટંકશાલ પડે એ હેતુ લક્ષમાં રાખી પોતાનો ધંધો ચલાવે છે. પ્રેક્ષકોની રૂચિને અનુસરવાથી નાટયકલા અધોગતિ પામે તો ઉક્ત દૃષ્ટિબિન્દુથી તેઓ દોષમુક્ત. પ્રેક્ષકોની રૂચિ શું અધોગતિ આણે એવી છે? પ્રેક્ષકો કોણ હોય છે? સારો દિવસ કામ કરી થાકી ગયલા લોકો જેઓ થાક ઉતારવા અને પોતાના સંસ્કારને અનુરૂપ આનંદ અને ગમ્મત મેળવવા નાટયગૃહમાં જાય છે. સખ્ત મજૂરી કરનાર અધિક અંશે વિકારોને વશ હોય છે. પીઠામાં કે વેશ્યાલયમાં, આરામ માટે મળેલી રાત્રિ, નિર્ગમવાને બદલે અમુક વર્ગ નાટકશાળામાં રાત ગાળે છે. ઉક્ત સ્થળે પોષાતી વૃત્તિઓ નાટકશાળામાં ન પોષાય તો તેઓ નાટકોને ઉત્તેજન અને દ્રવ્યસહાય આપતા અટકી જાય. પૈસો રળવા બેઠેલા માલિકો એ વર્ગથી ઉપજતી દ્રવ્યની ખોટ ખમવા તૈયાર નથી; એટલે નાટકોમાં અધમતા, ક્ષુદ્રતા કે ગ્રામ્યતા પ્રવેશે છે. બીજો વર્ગ અભણ અને અસંસ્કારી ધામંતોનો છે. પૈસાના તુમાખમાં છકેલા મોઝશોખ માણવાનું સ્થળ નાટકશાળામાં શોધે છે. જ્યાફત અને નાચરંગની મઝા નાટકના

તખ્તા પર ઘુમતા પાત્રો પાસેથી મેળવે છે. આ દેશને જોઈએ એવા, ધર્મનાં ધતીંગથી મોકળા જાહેર વિનોદો બહુ થોડા છે; ને જે છે તે પણ વિલુપ્ત થતાં જાય છે. આવા સમામાં નાટકો વિનોદો મેળવવા જોવા જવાય એ સ્વાભાવિક છે. અંગ્રેજોના આવ્યાં પહેલાં ભવાઇ કે કલગીતેરાવાળાની મહેફિલ કે અફીણીઆનો ડાયરો કે હોળી જેવા બિભત્સ તહેવારો વિનોદને વિરામ મેળવવાનાં સાધનો હતાં. જ્યારે આવાં અધમ સાધનોનો સંપ્રદાય પ્રચલિત હોય ત્યારે નાટકો ઉચ્ચગ્રાહી ભજવાય એ અસંભવિત છે. જે દેશમાં સ્હેજ પણ સંકોચ વિના અશ્લીલ ભાષાનો બારે પ્હોર ને બત્રીસે ઘડી ઉપયોગ થતો હોય, ઓચરિત્ર અને એવી જાતના વિષયો વંચાતા કે ચર્ચાતા હોય ત્યાંના વતનીઓ પાસે ઉંચા સંસ્કારની આશા રાખવી એ ફોકટ છે. સંસ્કૃત અને ઇંગ્લીશ સાહિત્યના ગાઢ વાંચન—બેશક જીવન પર્યંત રહેતો સમાગમ તો નહિજ—છતાં પણ જે દેશના ગ્રેજ્યુએટોની હલકી રસવૃત્તિ ટળી શકતી નથી, ત્યાંની રંગભૂમિપર ઉત્કૃષ્ટ ભાવનામય કૃતિ ભજવાતી જોવાની અભિલાષા વ્યર્થ છે. નાટકશાળામાં પ્રેક્ષકો મઝા અને ગમ્મતને માટે જાય છે-જ્ઞાન કે અનુભવ લેવા નહિ; ધાર્મિક વધારે ધાર્મિક થાય, કે પાપી ઓછો પાપી થાય એવા હેતુથી અથવા નવીન ભાવના મેળવવા ત્યાં કોઈ જતું નથી.

જેઓની રસવૃત્તિ સંસ્કારી નથી, કેળવાયેલી નથી, જગતના અનુપમ અને ઉન્નત સાહિત્યનો જેમને સમાગમ નથી તેવા પ્રેક્ષકોને માટે ઉચ્ચ પ્રકારનાં નાટકો ન રચાય એ સર્વ રીતે વાસ્તવિક છે.

રા. રા. ડાહ્યાભાઇ આ બધું સમજતા હશે. પોતાના પ્રેક્ષકોને ધીરે ધીરે સંસ્કારી કરવા, તેમની સન્મુખ તેમને પચે એવા આદર્શો મૂકવા, અને તેટલી ભભક ઓછી રાખી સંગીન ઉપદેશ આપવો એવા કાંઇક એમના હેતુ હશે. પોતાની શક્તિના પ્રમાણમાં તેઓથી બન્યું તેટલું એમણે કર્યું છે-છતાં એમની વિદ્યા જોતાં વધારેની અપેક્ષા રહે છે.

રા. રા. ડાહ્યાભાઈની કૃતિ વિશે સ્હેજસાજ કહ્યા પછી એમના જીવન વિશે બોલવાનું રહે છે. દઢતા અને મંડ્યા રહેવાના ઉત્તમ ગુણો એમનામાં હતા. શરૂઆતમાં આગ લાગવાથી તેમજ બીજાં કારણોથી તેમને ખમવું પડ્યું હતું. છતાં નાસીપાસ ન થતાં પોતાનું ચિત્ત નાટકના પેશામાં લગાડી પોતાની કંપનીને આજની સ્થિતિ સંપાદી આપી, તેમજ પોતાના જીવનનું સાર્થક્ય કીધું છે. અમદાવાદના "આનંદભુવન" 'થિએટર'માં પોતાની પુનર્જીવિત કંપની પાસે "ભોજરાજ"નો ખેલ ભજવાવ્યો હતો. તે વખત અને આજનો ખેલ જોતાં રા. ડાહ્યાભાઈની બુદ્ધિ હિમ્મત અને કાર્યકુશળતાનો ખ્યાલ આવશે.

જ્યારે દુકાળના પંઝામાં આ દેશ સપડાયો હતો ત્યારે પોતાનાં નાટકો ભજવી તેથી થતી ઉપજ રાંકાંઓનાં નિર્વાહ અર્થે એમણે આપી દીધી હતી. આવાં અપૂર્વ સ્વાર્થત્યાગ અને વિરલ દાનશીલતા તેમનામાં હતાં. પોતાની કોમની સેવા કરવા માટે; દુઃખી બંધુઓની વ્હાર કરવા માટે અને નાટકના ધંધાને સ્હેજ ઉન્નત કરવા માટે શ્રી માંગરોળ જૈન સભા તરફથી આજનો પ્રસંગ ઉજવાય એ સુસંગત અને યોગ્ય છે. આ પરાસ્ત દેશની અલ્પ પણ જે સેવા કરે છે, તે તેનું પ્રારબ્ધ ઉઘાડવામાં મદદ કરે છે-તે આ દેશનો ઉદ્ધાર સમીપ આણતી જાય છે માટે તે તે સેવાની કદર બુજાવી જોઇએ અને ઋણું ફીટાવવું જોઈએ. શ્રી માંગરોળ જૈન સભાએ આવો સ્તુત્ય સમારંભ યોજ્યો માટે તેમને અનેકવાર ધન્યવાદ છે અને જેમના સ્મારક માટે અત્રે આપણે મળ્યા છીએ તેમની અને તેમના ધંધાની યોગ્ય કીમ્મત જો આજે આપણાથી અંકાઇ હશે તો સભાનો પ્રયાસ સફળ, ઉપયોગી અને આદરણીય લેખવો જોઇશે.

રણજીતરામ વાવાભાઈ.

# સ્વીકાર અને સમાલોચના.

અભિમન્યુ આખ્યાન તથા અભિમન્યુનું લોક સાહિત્ય–પ્રયોજક અને પ્રકટ કર્તા રા. મંજુલાલ રણછોડલાલ મજમુંદાર બી. એ. એલ. એલ. બી. હાઇકોર્ટ વકીલ વડોદરા મૂલ્ય રૂ. દોઢ અને પાકા પુંઠાના ચાર આના વધારે.] આમાં મહાકવિ પ્રેમાનન્દના પુરોગામી કવિ તાપીદાસ કૃત સં. ૧૭૦૮ નું અભિમન્યુ આખ્યાન નવ પ્રતો પરથી સંશોધિત કરી મૂક્યું છે અને તેના પર લંબાણ પ્રસ્તાવના છે કે જેમાં કવિ, તેની કવિતા, મહાભારતની કથાનો સાર, કવિતાનો સાર અને અભિમન્યુ પરનાં ગૂજરાતી કાવ્યોની સમીક્ષા કરી છે. પછી મૂળકાવ્ય તેના અનેક પાઠાંતરો સહિત આપેલ છે. પછી અભિમન્યુનું લોકસાહિત્ય આપ્યું છે તેમાં અભિમન્યુનો રાસડો, કુન્તાની અમર રાખડી, અભિમન્યુનો રાજિયો, અને અભિમન્યુનો પરજિયો એ ચાર લોકકાવ્ય મૂક્યાં છે પછી 'સમજૂતી'માં દરેક કડવામાંના કઠિન શબ્દોના અર્થ, તેની ઉપયુક્ત માહિતી અને વ્યુત્પત્તિ સહિત મૂકી છે. પછી ૪ પરિશિષ્ટ આપ્યાં છે તેમાં ૧ મહાભારતનાં કાવ્યોની સંવતવાર નોંધ, ૨ રસાલંકાર પ્રકરણ ૩ પાઠાંતર ચર્ચા અને ૪ વ્યુત્પત્તિના ૨૫૦ શબ્દોનો કોષ અને અનુક્રમણિકા આપેલ છે. આ સર્વ જોતાં રા. મજમુદારે આ પ્રાચીન કાવ્ય સંબંધે કંઈ પણ આવશ્યક અંગ મુકી દીધું નથી. અને કોલેજીયન કે કાવ્યાભ્યાસી માટે જોઈએ તે કરતાં વધુ સામગ્રી પૂરી પાડી છે. પ્રયોજકનો શ્રમ પાને પાને દેખાય છે, અને સફળ છે એમ અમે છાતી ઠોકીને કહીશું. આવા પ્રયોજક અને પ્રકાશક દરેક પ્રાચીન કાવ્યને મળે તો ગૂજરાતી પ્રાચીન સાહિત્યની તુલના રસપ્રદતા સમન્વય, વિવેચન કલાનો પ્રચાર આ સાહિત્યનો ઉત્કર્ષ સધાય અને ગૂજરાતી કાવ્ય સાહિત્યના ઇતિહાસને સર્વાંગે રચનાર માટે પૂરતી સામગ્રી મળે. આ માટે પ્રયોજક મહાશયને અમે પૂરો ધન્યવાદ આપીએ છીએ.

શ્રીયુત મંજુલાલે કેટલાક જૈન સાહિત્યકારોને પણ વિસાર્યા નથી. તે સંબંધીના ઉલ્લેખો ખાસ અત્ર નોંધવા લલચાઇએ છીએઃ—

૧. તે વખતે પૂર્ણ જાહોજલાલીએ પહોંચેલા ખંભાત બંદરમાં રહીને "હીરવિજયસૂરિ"નો પ્રસિદ્ધ રાસ રચનાર શ્રાવક કવિ ઋષભદાસ જૈન ધર્મનું સાહિત્ય ગૂજરાતીમાં ઉતારી લેવા મહાભારત પ્રયાસ કરી રહ્યો હતો.

૨. ઉત્તરમાં ઘણે દૂર મ્હોટે ભાગે મેડતા (મારવાડ)માં રહેનાર "નળદમયંતી રાસ' તથા સામ્બપ્રદ્યુમ્ન પ્રબંધ જેવા અનેક રાસ રચનાર સમર્થ કવિ સમયસુન્દરે સં. ૧૭૦૮ માં 'દ્રુપદી સતી સંબંધ ચઉપાઇ' રચી છે, તે કવિ અઢારમા શતકના પહેલા દસકામાં જીવતો હશે એમ કહેવાને કોઇ બાધ નથી.

૩. જૈન સંઘોને શીલનો મહિમા સમજાવવા લખેલો 'શીલવતીનો રાસો' (સં. ૧૭૦૦) રચનાર નેમીવિજય પણ આ અરસામાં થઇ ગયેલો લાગે છે. (આમાં સં. ૧૭૦૦ એ સાલપર ટિપ્પણી મૂકી છે કે) 'આ રાસાની રચના સંવત્ ૧૭૬૨ હોવાનું કેટલીક પ્રતો ઉપરથી તેમ જ આ કવિનાં આ અરસાની આસપાસ રચેલાં કાવ્યો ઉપલબ્ધ થયાં છે તે ઉપરથી જણાય છે. આ હકીકત સાચી ઠરે તો ઉપર લખેલું વિધાન જરૂર ફેરવવું પડશે.

(વિશેષમાં તેઓ જણાવે છે કે) ઉત્તરમાં છેક મેડતાથી માંડીને નડિઆદ સુધી ન્હાના મ્હોટા કવિતા કરનારાઓ [કવિ નામને યોગ્યતો કેટલા હશે?] પોતાનું સાહિત્ય જીવન ગાળી રહ્યા હતા. વિશેષ ઇતિહાસને અભાવે આ કવિઓ વચ્ચે પરસ્પર ઓળખાણ કે પ્રસંગ હશે કે કેમ, ત્હેમનાં કાવ્યોની નકલો એક ગામથી બીજે ગામ ક્યારે ક્યારે અને કેવા કેવા ભાવિક લોકોની મારફત પ્રચાર પામતી હશે તથા જૈનસંઘના કવિઓ અને જૈનેતર ગૂજરાતી કવિઓ એકજ ઠેકાણે તથા એકજ ગામમાં સાથે સાથે સાહિત્યજીવન ગાળતા હોવા છતાં તેમના અનેક ધર્મો આવા વર્ગ વચ્ચે સમભાવ સદ્ચાર અને સહાનુભૂતિ હશે કે કેમ એ બધા પ્રશ્નોના ઉત્તર માટે હમણાં તો 'આપણે મૌનજ રાખવું પડશે."

'તે વખતે' એટલે વિક્રમ સત્તરમા સૈકાનો અંતકાળ અને અઢારમાના પહેલા દસકામાં એમ

ગણીને ઉપરના ઉલ્લેખ કર્યા છે. ઋષભદાસનો કવન કાળ સં. ૧૬૬૬ થી સં. ૧૬૮૭ છે, અને તે કવિ સત્તરમા સૈકાના અંતકાળ પહેલાંનો ગણાય. સમયસુંદર તો લગભગ ૮૦ વર્ષ ઉપરાંત જીવ્યો લાગે છે અને તેનો કવનકાળ સં. ૧૬૫૮ થી ૧૭૦૦ ઉપર છે, તેથી તે કવિ અઢારમા શતકના પહેલા દશકમાં વિદ્યમાન હતો એ વિધાન સાચું છે, ને તે કવિ સત્તરમા સૈકાના મધ્યથી તે અંત સુધી હતો તે પણ નિર્વિવાદ છે. નેમવિજયની કૃતિ શીલવતી રાસ સં. ૧૭૦૦ માં રચાયેલ છે એવું જે બહાર પડેલ છે તે ભૂલ છે. તે કૃતિ 'રાસ સંપૂર્ણ સંવત સતરસે, અખાત્રીજ રસ ધારસે હો' એમ છપાયું છે તેથી ૧૭૦૦ લાગે છે, પણ એક પ્રતમાં 'રાસ સંપૂર્ણ સત્તર પંચાસે, અખાત્રીજ રસ ધારસે હો' એમ છે તેથી સં. ૧૭૫૦ માં રચાઈ જણાય છે. સં. ૧૭૬૨ ના અંકવાળી પ્રત અમોએ જોઈ નથી. તે કવિની અન્યકૃતિઓ આ પ્રમાણે છેઃ-(૧) વછરાજ ચારત્ર રાસ સં. ૧૭૫૮ માગશર શુદ ૧૨ બુધ વેલાકુલ (વેરાવળ) બંદરમાં, (૨) ધર્મ બુદ્ધિ પાપ બુદ્ધિ મંત્રી નૃપ રાસ અથવા કામઘટ રાસ સં. ૧૭૬૮ આષાઢ વદ ૭, (૩) તેજસાર રાજર્ષિ રાસ સં. ૧૭૮૭ કાર્તિક વદ ૧૩ ગુરૂ (કવિની સ્વહસ્ત લિખિત પ્રત તેજ વર્ષમાં લખેલી વડોદરાના પ્રવર્તક કાંતિ વિજયજીના ભંડારમાં મોજુદ છે.)-આ પૈકી શીલવતી, વછરાજ, અને ધર્મબુદ્ધિ પાપબુદ્ધિ મંત્રીનૃપ એ રાસો તપગચ્છના વિજયરત્ન સૂરિના રાજ્યમાં-વિદ્યમાનપણામાં રચ્યા છે, જ્યારે તેજસાર રાજર્ષિ રાસ વિજયદયાસૂરિના રાજ્યમાં રચ્યો છે એમ કવિએ પોતેજ પ્રશસ્તિમાં જણાવ્યું છે. વિજયરત્નને સૂરિપદ સં. ૧૭૩૨ માં મળ્યું તેથી તેના પહેલાં તો એક પણ કૃતિ નેમિવિજયની થવી સંભવતીજ નથી; ને તે સૂરિ સં. ૧૭૭૩ માં સ્વર્ગસ્થ થયા ને તેની પછી વિજયક્ષમાસૂરિ આવ્યા ને તે સં. ૧૭૮૫ માં સ્વર્ગસ્થ થયા કે જેની પછી વિજયદયાસૂરિ આચાર્ય ને પટધર તેજ વર્ષમાં થઇ આવ્યા ને તે સં. ૧૮૦૯ માં સ્વર્ગસ્થ થયા.

જૈન અને જૈનેતર કવિઓમાં એક બીજાની સદ્‌ભાવવિદ્યમાનપણામાં સહકાર હતો કે નહિ એ પ્રશ્ન છે તેવોજ પ્રશ્ન જૈનો એકબીજા સહકાર કરતા કે નહિ તેમજ જૈનેતરો એકબીજા સાથે સહકાર કરતા કે કરી શકતા કે નહિ તે છે. જૈનોમાં તો સહકારપણાના ઘણા દાખલા ઘણાના સંબંધમાં મળી આવે છે.—બધાંના સંબંધમાં નહિ હોય. જૈનોમાં એક બીજાની કૃતિઓ જૂદી જૂદી પ્રત કરી કરાવી એક બીજાને મોકલતા અને જુદા જુદા સ્થળના ભંડારોમા સંગ્રહ કરાવતા. એક બીજાની કૃતિપર બાલાવબોધ રચતા. ઋષભદાસની કૃતિઓનો તેના મુનિ ગુરૂઓએ વિસ્તાર કર્યો. ઋષભદાસ પોતાના હીરવિજયસૂરિના રાસની પ્રશસ્તિમાં પૃ. ૩૨૨ જણાવે છે કેઃ—

તવન અઠાવન ચોત્રીસ રાસો,
પુણ્ય પ્રસર્યો દીયે બહુ સુખ વાસો,
ગીત થુઈ નમસ્કાર બહુ કીધા,
પુણ્ય માટે લિખી સાધુને દીધા.

આજ પ્રકારે કવિ નાકર લખે છે કે 'કવિ નાકરે વિપ્રને દીધા.'

સાક્ષર શ્રી કૃષ્ણલાલભાઈ આ પ્રશ્નનો કંઈક ઉકેલ ટુંકાક્ષરી શબ્દોથી કરતા હોય એમ જણાય છે—તે શબ્દો આ છેઃ—

'જૂના ગૂજરાતી સાહિત્યનો સિલસિલાબંધ સંબંધ, (connected) ઇતિહાસ લખવા હોય તો જૈનોથી જૈનેતરની કૃતિ તરફ અને જૈનેતરથી જૈનોની કૃતિ તરફ દુર્લક્ષ થઇ શકે નહિ. અમુક વિષયો સંબંધે બંને કોમોએ એકજ નદીના મૂળમાંથી પાણી પીધેલું એટલે કે સંસ્કૃત ગ્રંથ પર આધાર રાખેલો, **અમુક બાબતમાં વિચારની પરસ્પર આપલે થયેલી** ( They acted and reacted on each other ) એટલે ખરા ઇતિહાસની રચનામાં તો એ બંને કોમની કૃતિની આલોચના થવી જોઇએ'-(જુઓ આ અંકમાં 'મધ્યકાલીન સાહિત્ય પર સાક્ષર શ્રી કૃષ્ણલાલભાઇ' એ લેખ તથા ઉપોદ્‌ઘાત આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૭ મું કે જે થોડા વખતમાં બહાર પડનાર છે.)

છેવટે શ્રીયુત મંજુલાલ ગૂજરાતી કાવ્યો આ રીતે અનેક બહાર પાડી અભ્યાસીઓનો માર્ગ સરળ કરી આપે એમ ઇચ્છી વિરમીએ છીએ.

**जैसलमीर भांडागारीय ग्रन्थानों सूची—** ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાલા નં. ૨૧ મૂળ સંગ્રા-

હક સ્વ. ચીમનલાલ ડી. દલાલ એમ. એ. અને સંશોધન કરી વિસ્તૃત ઉપોદ્‌ઘાત અને અનુક્રમણિકાઓ લખી તૈયાર કરનાર પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી. મૂલ્ય રૂ. સવાત્રણ.) સન ૧૯૧૬ પહેલાં પાટણના ભંડારોની મૂલ્યવાન્ અને પ્રમાણભૂત ગ્રંથોની ફેરિસ્ત કરનાર સદ્‌ગત ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ એ જબરા જૈન વિદ્વાન હતા; અને જૈનોમાં એક બીજા ભંડારકર હતા એમ કહેવામાં અત્યુક્તિ અમને જણાતી નથી. તેમણે સન ૧૯૧૬ માં જેસલમેર જઇ ત્યાંના પ્રસિદ્ધ ભંડારમાંના પુસ્તકોની ટીપ તૈયાર કરી. આ ભંડાર જગત્‌માં એક પ્રખ્યાત ગ્રંથભંડાર છે. તેમાં અતિ પ્રાચીન અને અલભ્ય પુસ્તકો સુરક્ષિત છે. તેના સંબંધમાં સન ૧૮૨૯ માં ટૉડે તેનો ઉલ્લેખ કર્યો. ડૉ. બુહ્‌લર સન ૧૮૭૨ માં જઈ માત્ર ૪૦ પોથીઓ તપાસી શક્યા. પછી પ્રો. એસ. આર. ભંડારકર ...વા ગયા હતા. પણ ફત્તેહમંદ પૂરા ન થયા. ...૦૪ માં આપણી જૈન શ્વે૦ કૉન્ફરન્સે પંડિત ...રાલાલ હંસરાજને મોકલી ગ્રંથોનાં નામોની ટીપ ...ન ગ્રંથાવલી' માટે કરાવી કે જે ટીપ હજુ પણ ...ટ્રલ લાયબ્રેરી વડોદરા'માં પડી છે કારણ કે તે ...યુત દલાલને મોકલવામાં આવી હતી અને હજુ કૉન્ફરન્સ ઑફિસને પાછી અઇ નથી તેમ તે ઑફિસે મંગાવી લીધી નથી. પણ વિસ્તૃત અને સંપૂર્ણ તથા ગ્રંથોને તપાસી કરવામાં આવેલી સૂચી તો સદ્‌ગત દલાલેજ કરી. જેસલમેર જવાનો રસ્તો વિકટ છે છતાં તેની મુસાફરી કરી ત્યાંના સંઘની પ્રેમભાવભરી સહાનુભૂતિ અને સહકારિતા મેળવી પોલીટીકલ એજંટ ને રાજ્યાધિકારીઓની લાગવગથી દલાલ મહાશયે પોતાનું કાર્ય અતિશ્રમે પણ ફત્તેહમંદીથી કર્યું અને તે પ્રકટ થાય તે પહેલાં તો સન ૧૯૧૮ ની ત્રીજી અક્ટોબરે ઇન્ફ્લુએન્ઝામાં દલાલનું સ્થૂલ દેહાવસાન થયું. તેમનો યશોદેહ જ્વલંત અને ચિરસ્થાયી રહેશેજ.

હવે આ સૂચી સંશોધિત કરી સુંદર અને ઉપયોગી સ્વરૂપમાં મૂકી પ્રેસમાં મોકલવાનું કામ વડોદરાની સેંટ્રલ લાયબ્રેરીના પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધીને સોંપવામાં આવ્યું અને તે અતિશય કુશલતાથી ગ્રંથકારો અને ગ્રંથોનો પરિચય કરાવતી અને તે સંબંધી અનેક નવીન ઐતિહાસિક હકીકતો જૈન અને જૈનેતર ગ્રંથકારોની; નિર્દિષ્ટ થયેલા જૈનાચાર્ય મુનિ વગેરેની જૈન જૈનેતર શ્રેષ્ઠી વગેરેની જૈનમુનિવંશ ગચ્છાદિની ગૃહસ્થવંશકુલ જ્ઞાતિ ગોત્રાદિની, રાજાઓની, સ્થાનોની એમ વિધ વિધ અક્ષરાનુક્રમણિકાઓ તૈયાર કરી લાલચંદ પંડિતે જે મહેનત અને વિદ્વત્તાનો વ્યય કર્યો છે તે માટે અને તેમ કરી તેને બને તેટલી સંપૂર્ણ અને સત્તાધારી બનાવેલ છે તે માટે તેમને અનેકશઃ ધન્યવાદ ઘટે છે.

આવી સૂચી આપણી સંસ્કૃતિના શબ્દદેહનું દિગ્દર્શન કરાવવામાં, પ્રાચીન ઇતિહાસની સાંકળમાં તૂટતા મંકોડા પૂરા પાડનારી સામગ્રી પૂરી પાડવામાં પ્રબલ સહાયભૂત છે અને તેનું તે મહત્ત્વ ઓછું નથી.

ભાવનગરના ચીફ જસ્ટિસ એ. જે. સુનાવાલાએ તા. ૧૭-૧૧-૨૫ નો નીચેનો અભિપ્રાય આ સંબંધે આપ્યો છે તેને અમે મળતા થઇએ છીએ.

"The Descriptive Catalogue now offered to the public, the result of the joint labours of the late Mr. C. D. Dalal, Sanskrit Librarian of the Baroda Central Library, and the Jain Pandit Mr. L. B. Gandhi is supposed to be pretty exhaustive, and embraces almost all important palm-leaf and paper MSS of the world-renowned Jain Bhandars of Jessalmere. The learned editor, Mr. L. B. Gandhi, a deep and well-read scholar of the old school-seems to have spared no pains to make the catalogue as complete and accurate as possible. Every endeavour has been made to gather together all phases of available information bearing on the subject, and present them here in a condensed

and compact form, classified and arranged under appropriate headings. A brief historical sketch given in the Sanskrit Preface, the plan and scope of the work fully explained, the extra information of inestimable value embodied in the Introduction, the variety of matters set forth in the appendices, the peculiar feature of the Notanda and other minor details will prove useful alike to the scholar and the layman"

છેવટે સદ્ગત દલાલે પાટણના ભંડારોની વિસ્તૃત સૂચી કરી છે કે જે સંશોધિત અને પ્રકટ કરવા માટે સર્વ યોગ્ય સામગ્રીથી વિભૂષિત કરવા માટેનું કાર્ય પંડિત લાલચંદ્રનેજ સોંપવામાં આવ્યું છે તે સત્વર બહાર પડે અને તેમાં પંડિતજીને આવોજ યશ અને ધન્યવાદ સંપ્રાપ્ત થાય એમ પ્રચ્છીએ છીએ.

**મેઘમહોદય-વર્ષપ્રબોધ**—મૂલ સંસ્કૃત પદ્યમાં. કર્તા મેઘવિજય ઉપાધ્યાય-હિંદીમાં અનુવાદક અને પ્રકાશક પંડિત ભગવાનદાસ જૈન. દી શેઠિયા જૈન પ્રિન્ટીંગ પ્રેસ બીકાનેર. મૂલ્ય રૂ. ચાર).

આ ગ્રંથ તેર અધિકારમાં છે. ૧ ઉત્પાત પ્રકરણ, ૨ વાતાધિકાર, ૩ દેવાધિકાર, ૪ સંવત્સરાધિકાર–ગુરૂચારફલ, ૫ શનિવત્સર નિરૂપણ, ૬ અયનમાસ પક્ષ દિન નિરૂપણ, ૭ વર્ષરાજાદિકથન, ૮ મેઘગર્ભ-કથન, ૯ તિથફલકથન, ૧૦ સૂર્યચાર કથન, ૧૧ ગ્રહણ વિમર્શન, ૧૨ દ્વારચતુષ્ટય કથન, ૧૩ શકુનનિરૂપણ. એકંદરે અમુક વર્ષ કેવું નિવડશે તે સંબંધી જે જે રાશિ, નક્ષત્ર, વગેરે ચિન્હો જોઇ તેનાં ફલ આમાં આપેલ છે તે વિચારી વિમર્શન કરવા માટેનો આ ગ્રંથ છે. તેનું હિંદી ભાષાન્તર અનુવાદક ગૂજરાતી હોવા છતાં ઠીક કર્યું છે એમ જણાય છે. પ્રેસ સારૂં શોધ્યું હત તો વધારે સુંદર અને આકર્ષક સ્વરૂપમાં આ ગ્રંથ રજુ કરી શકાયો હત છતાં મોટા ટાઈપમાં ગ્લેઝ કાગળ પર પુસ્તક છપાયેલ છે તે એકંદરે સારૂં થયું છે.

ગ્રંથકર મેઘવિજય જબરા જ્યોતિષી, મંત્રશાસ્ત્રી, કવિ, પંડિત અને રસજ્ઞ હતા એમ તેમના અનેક ગ્રંથો પરથી જાણી શકાય છે. તે સ્પષ્ટતાથી વિસ્તારપૂર્વક પૂરવાર કરવા માટે તેમના દરેક ગ્રંથો હસ્તગત કરી તેમાંની અંતર્ગત હકીકતો મેળવી એક જબરો લેખ લખી શકાય તેમ છે. અનુવાદક મહાશયે પ્રસ્તાવનામાં ટુંકમાં હકીકત આપી છે તે ઉપયુક્ત છે. મુનિમહારાજશ્રી વિચક્ષણવિજય પાસે આ ગ્રંથકારના અનેક ગ્રંથોની હસ્તપ્રતો છે, તે જો ગ્રંથકારનું ચરિત્ર લખવા લેખકને આપવાની કૃપા કરે તો આલોચનાત્મક સારો પરિચય ગ્રંથકર્ત્તા અને તેમના ગ્રંથોનો કરાવી શકાય તેમ છે. તેમના ગ્રંથોનું જેમ વિતરણ અને પ્રકાશન થાય તેમ કરવું યોગ્ય છે. આ ગ્રંથો થોડા વખત માટે અમને જોવા તપાસવા માટેજ પૂરાં પાડવામાં આવશે, તો અમે તેવો પરિચય કરાવવા બનતું કરીશું. અનુવાદક મહાશય આ જેવા અન્ય ગ્રંથો—ગણિતસાર સંગ્રહ, ભુવન દીપક સટીક, વાસ્તુસાર (શિલ્પશાસ્ત્ર), ત્રૈલોક્ય પ્રકાશ આદિ જૈન ગ્રંથો સાનુવાદ પ્રકટ કરનાર છે જાણી આનંદ થાય છે. દરેક જૈન લાયબ્રેરી તેમજ તદ્દજ્ઞ જૈનો આવા ગ્રંથને ખરીદી ઉત્તેજન આપશે એમ પ્રચ્છીશું.

**જૈનેતર દૃષ્ટિએ જૈન**—અથવા જૈનેતર અનેક મધ્યસ્થ વિદ્વાનોના જૈનધર્મ સંબંધી અભિપ્રાયો–સંગ્રાહક મુનિ મહારાજશ્રી અમરવિજયજી, પ્ર૦ શા. ડાહ્યાભાઇ દલપતભાઈ, ભરૂચ–મૂલ્ય જણાવ્યું નથી.)

આ પુસ્તક પ્રસિદ્ધ કરી એક સારી સેવા પૂજ્ય મુનિશ્રી અમરવિજયજીએ જૈનધર્મ અને સાહિત્યની બજાવી છે એમાં કોઇપણ જાતનો શક નથી. ભાષા ગૂજરાતી છે છતાં ટાઇપ બાલબોધ રાખ્યા છે. તેથી તેનો લાભ હિંદી અને મહારાષ્ટ્રી જૈનો પણ લઈ શકે તેમ છે. વાસુદેવ ઉપાધ્યે, એક પરમહંસ, રામતીર્થશાસ્ત્રી, લોકમાન્ય ટિલક, કાકા કાલેલકર, પ્રો૦ આનંદશંકર ધ્રુવ, શ્રીયુત રાજવાડે આદિનાં વક્તવ્યો પ્રથમ ભાગમાં આપ્યાં છે અને ડા. હર્મન જેકોબીની જૈનસૂત્રો પરની પ્રસ્તાવનાઓ, હર્ટૈલ,

હર્ટલ આદિ યૂરોપીય વિદ્વાનોનાં મતો બીજાભાગમાં આપ્યાં છે. પ્રસ્તાવના પણ સુન્દર ઘડી છે. જૈનધર્મ સંબંધી અન્ય શું ધારે છે, સમજે છે તેનો તેમજ અન્ય વિદ્વાનો તેનો અભ્યાસ કેટલો સૂક્ષ્મતાથી કરી શકે છે તેનો ખ્યાલ આ પુસ્તકથી સારી રીતે આવશે. જર્મન ભાષામાં જૈનધર્મ અને સાહિત્ય સંબંધી અનેક લેખો અને પુસ્તકો બહાર પડયાં છે તેનો, અને હિંદના ઇંડિયન એંટિક્વરી, રૉયલ એશિયાટિક સોસાયટીનાં જર્નલો આદિમાં જૈન સંબંધી જે જે લેખો, ઉલ્લેખો વગેરે આવ્યા છે તેનો અનુવાદ કરાવી પ્રકટ કરાવવાનું કાર્ય આ મુનિમહારાજ તેમજ અન્ય મુનિઓ યા સંસ્થાઓ ઉપાડી લેશે તો અત્યંત પ્રકાશ પડતાં શાસનનો ઉદ્ધાર થશે એમ અમે હૃદયપૂર્વક માનીએ છીએ.

**નલ વિલાસ નાટક**—મૂળ કર્ત્તા રામચંદ્રસૂરિ. સંશોધક જી. કે. શ્રીગોંડેકર અને લાલચંદ્ર બી. ગાંધી—વડોદરા સેંટ્રલ લાયબ્રેરી વાળા. પ્રસ્તાવના-લેખક ઉક્ત પંડિત લાલચંદ્ર—ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા મણકો ૨૯ મો. પૃ૪ ૪૦+૯૧ મૂલ્ય સવાબે રૂ. ]

પ્રસિદ્ધ શ્રી હેમચંદ્રાચાર્યના વિદ્વાન્ શિષ્ય રામચંદ્રસૂરિએ અનેક નાટકો તેમજ ગ્રંથો રચ્યા છે અને પ્રબંધશત નામનું પુસ્તક સો પ્રબંધવાળું રચી 'પ્રબંધશતકર્ત્તા' એ ઉપનામ મેળવ્યું છે. તે સૂરિના સંબંધમાં જૂદા જૂદા ગ્રંથો જેવા કે પ્રબંધચિંતામણી, પ્રભાવકચરિત્ર આદિ પરથી મળતી બધી હકીકતો તેમજ તેમના ગ્રંથોમાંથી આંતરિક પ્રમાણુ તરીકે પ્રાપ્ત કરેલી વિગતોને એકઠી કરી પંડિત લાલચંદ્રજીએ વિદ્વત્તા ભરેલી સંસ્કૃત પ્રસ્તાવનામાં મૂકી છે તે ખાસ ઉપયોગી અને રસપ્રદ છે અને તેનું ગૂજરાતી ભાષાંતર કરી યા કરાવી આ માસિકમાં ભવિષ્યમાં આપવા ઉમેદ રાખીએ છીએ.

નલરાજા અને દમયંતીની કથા એટલી બધી રસભરિત છે કે તેના સંબંધી સંસ્કૃતમાં અનેક આખ્યાનો રચાયાં છે એટલુંજ નહિ, પરંતુ સંસ્કૃતના મનાતા પંચમહાકાવ્યમાં શ્રી હર્ષનું તેમના સંબંધીનું નૈષધ કાવ્ય એ એક મહાકાવ્ય થયું છે અને તે ઉપરાંત બીજાં અનેક કાવ્યો રચાયાં છે. ગૂજરાતીમાં જૈન કવિઓ નામે માંડણકૃત સં. ૧૪૯૮ આસપાસ, ઋષિવર્ધન કૃત સં. ૧૫૧૨ માં, મેઘરાજ કૃત સં. ૧૬૬૪, નયસુંદર કૃત ૧૬૬૫માં, સમયસુંદર કૃત ૧૬૭૩માં, જ્ઞાનસાગર કૃત સં. ૧૭૨૦ માં નલદમયંતીરાસ રચાયા છે જ્યારે જૈનેતર કવિઓમાં અનુક્રમે ભાલણ (૧૫૪૫?) નાકર (૧૫૮૧), પ્રેમાનંદ (૧૭૨૮? ૧૭૪૨) આદિએ તે પર કાવ્યો રચ્યાં છે. નલ દમયંતી સંબંધી ગૂજરાતી ભાષામાં લખવાની પહેલ જૈન કવિઓએ કરી છે.

શ્રીયુત શ્રી ગોંડેકર અને પંડિત લાલચંદ્રે આ ગ્રંથનું સંશોધન સુયોગ્ય રીતે કર્યું છે—તેમાં આવેલા પ્રાકૃત ભાષાના ભાગોની સંસ્કૃત છાયા કરી 'ફુટનોટ'માં આપેલ છે. પાઠાંતરો પણ આપ્યાં છે જૈન કથા અને બ્રાહ્મણ કથામાં શું શું ભેદ છે, આ નાટકકાર રામચંદ્રસૂરિએ કયા વસ્તુપર આધાર રાખી પોતાની પ્રતિભા બતાવી છે એ વગેરે આના ઉંડા અભ્યાસી માટે મજાનો વિષય છે. રામચંદ્રસૂરિનો નાટયદર્પણ નામનો ગ્રંથ જો બહાર પડે તો આખા નાટક, અલંકાર અને કાવ્યના સાહિત્ય પર જબરો પ્રકાશ પડશે. તે ગ્રંથની વિદ્વાનો બહુ રાહ જુએ છે. શ્રીમંત ગાયકવાડ સરકારે આ પૌર્વાત્ય ગ્રંથમાળા કાઢી તેમાં જૈન સાહિત્યનો સમાવેશ કરી શ્રી બોકેશ ભટ્ટાચાર્ય જેવા વિદ્વાન્ જનરલ એડિટર, શ્રી ગોંડેકર અને પંડિત લાલચંદ્ર જેવા વિદ્વાનો નિયોજી જૈન સમાજ પર ઉપકાર કર્યો છે એ માટે અમે તેમને અનેકશઃ ધન્યવાદ અર્પીએ છીએ, અને ઇચ્છીશું કે તે ગ્રંથમાળામાં નાટયદર્પણ પણ સંશોધિત થઇ બહાર પડે.

**લોક પ્રકાશ**—પ્રથમ વિભાગ. મૂળકર્તા શ્રી વિનયવિજયજી પ્ર૦ દેવચંદલાલભાઇ જૈન પુ. ફંડ. સુરત પાનાં ૧૩૧ નિર્ણયસાગર પ્રેસ મૂલ્ય બે રૂ.) આમાં ૧૧ સર્ગવાળો દ્રવ્યલોક પ્રકાશ મૂકેલ છે. ક્ષેત્ર કાળ અને ભાવથી લોકનું સ્વરૂપ હવે પછીના ભાગોમાં આવશે. જૈન વિશ્વઘટના (cosmology) સંબંધે.

માન્યતા છે તે આ ગ્રંથ પરથી વિશેષ પ્રમાણમાં મળશે. આ સંસ્કૃતમાં વિ૦ ૧૮મા શતકમાં થયેલ નયવિજયજીએ કરેલી સુંદર રચના છે. તે આખી તે જામનગરના પંડિત હીરાલાલ હંસરાજે પ્રકટ રી છે. તે પંડિત સંબંધી સામાન્ય રીતે કહેવાય છે કે મોટા ટાઇપમાં અનેક પાનાંઓમાં ગ્રંથો છાપી ણી વધારે કિંમત રાખે છે-તે ફરિયાદ દૂર કરવાનો મા ગ્રંથના પ્રકાશનનો હેતુ જણાય છે તે અયોગ્ય થી. ઉક્ત પંડિતની પ્રકાશિત કૃતિમાં અને આમાં ઈ વિશેષતા છે તે સમજાતું નથી. આમાં કંઈ પણ પ્રસ્તાવના નથી, તેમજ આ સંસ્થા જે રીતે અન્ય ગ્રંથોમાં પ્રાકૃત ગાથાઓ કે વાક્યોની સંસ્કૃત છાયા ફુટનોટમાં મૂકાવે છે તે રીતે આ ગ્રંથ સંબંધે કર્યું નથી. હવે પછીના વિભાગોમાં એમ કરવા લક્ષ આપશે. આમાં વિષયાનુક્રમ, સાદો અને વિસ્તૃત મૂકવો ઘટે એ પણ લક્ષ બહાર જવું ન જોઇએ. આવા ગ્રંથો ગૂજરાતીમાં અનુવાદ કરવા યોગ્ય છે, ને અંગ્રેજીમાં પણ અનુવાદ કરવા લાયક આ ગ્રંથ છે એમ માનીએ છીએ.

**ત્રિભુવનદીપક-પ્રબંધ**—[ રચનાર કવીશ્વર શ્રી જયશેખરસૂરિ સંપાદક પંડિત લાલચંદ્ર ભગવાનદાસ. પ્ર૦ અભયચંદ ભગવાનદાસ ગાંધી; કુલ પૃ. ૯૦ મૂલ્ય આઠ આના ]

અંચલ ગચ્છમાં જયશેખરસૂરિ એક મહાકવિ અને ગ્રંથકાર થયા છે. સંસ્કૃતમાં અનેક ગ્રંથો (૧૪૩૬ થી ૧૪૬૨ સં. માં) રચ્યા છે. ઉપદેશ ચિન્તામણી સં. ૧૪૩૬, પ્રબોધ ચિંતામણિ અને ધમ્મિલ ચરિત મહાકાવ્ય સં. ૧૪૬૨, જૈનકુમાર સંભવ મહાકાવ્ય, અને શત્રુંજય, ગિરનાર, મહાવીર જિન એ ત્રણ પર દ્વાત્રંશિકા, આત્માવબોધ કુલક, ધર્મસર્વસ્વ, ધર્મકલ્પદ્રુમ વગેરે વગેરે. આ પૈકી પ્રબોધ ચિંતામણી એ રૂપક ગ્રંથ છે. જૈનમાં ઉપમિતિભવપ્રપંચકથા સિદ્ધર્ષિકૃત રૂપકનો મહાન્ અને પ્રાચીન (૧૦ મા સૈકાનો) ગ્રંથ છે કે જેટલો પ્રાચીન રૂપક ગ્રંથ વિશ્વના કોઈ પણ સાહિત્યમાં થયેલો જાણવામાં નથી. આ પ્રબોધ ચિંતામણી ગ્રંથમાં મોહ અને વિવેકનું સ્વરૂપ આપ્યું છે અને પરમહંસ એવા આત્મરાજની શ્રેષ્ઠતા બતાવી છે. આ ઉપરથી ધર્મમંદિરે મોહ અને વિવેકનો રાસ ગૂજરાતમાં રચ્યો છે અને બીજાઓએ ઉદયરત્ન, નેમિવિજય આદિએ પણ તેવો રાસ રચ્યો છે.

જયશેખરસૂરિએ આ પોતાના સંસ્કૃત રૂપક ગ્રંથને સ્વતંત્ર રીતે ગૂજરાતીમાં આ ત્રિભુવનદીપક પ્રબંધરૂપે રચ્યો છે. તેની રચના સંવત્ ૧૪૬૨ માં યા તે પહેલાં મૂકી શકાય. આથી આ કૃતિ આદિ કવિ તરીકે હમણાં સુધી મનાતા શ્રી નરસિંહ મહેતાના પહેલાની છે અને તેથી તે પહેલાંની ગૂજરાતી ભાષાની કૃતિ તરીકે પસંદ કરી પંડિત લાલચંદજીએ પ્રસ્તાવના, સંક્ષિપ્ત સાર, વગેરે સહિત સંશોધિત કરી જનસમૂહ પાસે સં. ૧૯૭૭ માં રજુ કર્યો તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. ગૂજરાતી સાહિત્યના પ્રખર સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ એક પત્રદ્વારા જણાવે છે તે યથાર્થ છે કેઃ—

'જૂની ગૂજરાતીના અભ્યાસને માટે જૂનાં જૈન કાવ્યો બહુ જરૂરતાં છે. પંદરમા સોળમા સૈકા પછી તો જૈનેતર સાહિત્ય પણ મળી આવે છે પરંતુ તે પહેલાંના સૈકા ઉપર તો જૈન સાહિત્યજ પ્રકાશ નાંખી શકે એમ છે.'

આમ લખી વાચક વર્ગને અને અભ્યાસકવર્ગને આભારી કરવા માટે તેવું જૂનું જૈનસાહિત્ય છપાવવાની પ્રવૃત્તિ કરવા માટે આનંદકાવ્ય મહોદધિ પ્રકટ કરનારી સંસ્થાને ધ્રુવ મહાશય પોતે જણાવે છે તે યોગ્ય છે. હજુ આ સંસ્થા તરફથી આવી પ્રાચીન કૃતિઓ પ્રકાશન પામી નથી, પણ લાલચંદભાઇએ પહેલાં પ્રથમ આટલી જૂની કૃતિ સંશોધિત કરી પ્રકાશિત કરાવી તે માટે અભ્યાસક વર્ગ તેમનો ઋણી છે. આ ગ્રંથ બી. એ. ને એમ. એ. ના ગૂજરાતી અભ્યાસક્રમમાં હજુ સુધી દાખલ થઇ શકયો નથી એ ખેદજનક છે. લાલચંદભાઇએ આ કાવ્ય પાછળ લીધેલ શ્રમ પ્રશંસનીય છે.

શ્રી નરસિંહ મહેતાના પહેલાનું ગૂજરાતી સાહિત્ય જૈન કવિઓકૃત ઘણું છે અને તે ધીમે ધીમે બહાર પડતું જશે તો તેમને આદિ કવિ તરીકે હવે નહિ

કહી શકાય કે નહિ માની શકાય. આથી આઘાત પામવાની ભાષાભ્યાસીઓને જરૂર નથી, પણ ઉલટું ખુશ થવા જેવું છે. લાલચંદ પંડિતે શ્રી શાલિભદ્ર સૂરિએ સં. ૧૨૪૧ માં રચેલ ભરત નરેશ્વર ચરિતને સંશોધિત કરેલ છે તે પ્રકાશિત કરવા તેઓ ઘણાં વર્ષોથી ઇચ્છે છે. તો તેઓ હવે સત્વર પ્રકટ કરશે એમ ઇચ્છીશું.

આ કાવ્ય ઉચ્ચ પ્રતિનું છે. તે ૪૩૨ કડીનું લાબું છે અને તેમાં જૂની ગૂજરાતીનું શુદ્ધ સ્વરૂપ મળી આવે છે. તે સ્વરૂપને છણી તેને વિસ્તૃત ટીકા રૂપે બહાર લાવવાનું કાર્ય શ્રી કેશવલાલ ધ્રુવ જેવા ભાષાશાસ્ત્રી કરે તો ઘણો પ્રકાશ પડી શકે તેમ છે. અમને જણાવવાને આનંદ થાય છે કે આ કાવ્યને પુનઃ બીજી પ્રતિઓ મેળવી સંશોધિત કરી તે પર વિધવિધ ટિપ્પણો-રૂપકનો ઇતિહાસ, કવિના સંસ્કૃત પ્રબોધ ચિંતામણી અને આ ગૂજરાતી પ્રબંધની સરખામણી, કવિ અને કાવ્યનો પરિચય, કાવ્યમાં વપરાયેલ છંદ અને ઢાળ પર વ્યકતવ્ય, પાઠાંતરોની મીમાંસા, જૂની ગૂજરાતીનું સ્વરૂપ અને તેની વિશેષતાઓ તેઓશ્રી લખી પ્રકટ કરવાના છે અને તેમ થયે તે એમ. એ. ના અભ્યાસક્રમમાં દાખલ થશે, તો તેનાથી ભાષાપર જબરો પ્રકાશ પડશે અને તેનો અભ્યાસ થઈ ભાષાનો ઉત્કર્ષ પણ થશે. લાલચંદભાઇના પ્રકાશન પછી પાંચ છ વર્ષે સાક્ષરશિરોમણી ધ્રુવ સાહેબના હસ્તથી આ ગ્રંથ આદર પામે એ ઓછું ખુશ થવા જેવું નથી. તેઓ પોતાનું કાર્ય સુન્દર રીતે પ્રમાણભૂત કરી શકે તે માટે ત્રિભુવન દીપક પ્રબંધની હસ્તપ્રતો જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાંથી મેળવી સાહિત્યરસિક મુનિઓ અને શ્રાવકોએ તેમને પૂરી પાડવાની જરૂર છે. આની એક પ્રત શ્રી વિજયધર્મ સૂરિના આશ્રમમાં રાખેલ ભંડારમાં છે તો તે તેમને જલ્દી મોકલે એમ તે ભંડારના કાર્યવાહકોને વિનવીએ છીએ.

जीतकल्प-सूत्रं—કર્તા શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ સંપાદક મુનિ જિનવિજય પ્રકાશક જૈન સાહિત્ય સંશોધક સમિતિ અમદાવાદ. નિર્ણયસાગર પ્રેસ પૃ. ૨૦+૬૦ મૂલ્ય ત્રણ રૂપીઆ) આમાં મૂલ પ્રાકૃત સૂત્ર ઉપરાંત શ્રી સિદ્ધસેન ગણિકૃત બૃહચ્ચૂર્ણિ અને ચંદ્રસૂરિકૃત વિષમપદ વ્યાખ્યા મૂકવામાં આવેલ છે. પ્રસ્તાવનામાં જિનભદ્રગણિનો સમય અને તે ઉપરાંત બીજી અનેક વિગતો વિદ્વત્તાભરી દૃષ્ટિથી મૂકવામાં આવી છે.

જીતકલ્પ એટલે વિષમપદ વ્યાખ્યામાં સમજાવ્યું છે તેમ જીત એટલે આચરિતવ્ય સર્વકાલધરણા વા જીત અને તેનો કલ્પ એટલે વર્ણના. શ્રમણના આચાર-એક આચારની વર્ણના. કલ્પ એ શબ્દ દશ અર્થમાં વપરાય છેઃ—

સામર્થ્યે વર્ણનાયાં ચ છેદને કરણે તથા
ઔપમ્યે ચાધિવાસે ચ કલ્પ શબ્દં વિદુર્બુધાઃ।

તે દશમાં વર્ણના એ અર્થમાં અત્ર કલ્પ એ શબ્દનો વ્યવહાર થયો છે. આમાં ૧૦ પ્રકારના પ્રાયશ્ચિત્તનું વિધાન કરવામાં આવ્યું છે.

જિનભદ્રગણિ એ મહા આગમવાદી આગમજ્ઞ અને આગમ પરંપરા પર સૌથી વધુ ભાર મૂકનાર એક સમર્થ વિદ્વાન હતા, અને તેમને 'ક્ષમાશ્રમણ' 'યુગપ્રધાન' એ નામના મહાબિરૂદ યોગ્યતાથી આપવામાં આવ્યાં છે.

તેમણે 'પોતાની અનુપમ મતિના પ્રભાવે જ્ઞાન, જ્ઞાની, હેતુ, પ્રમાણ અને ગણધર પૃચ્છાનું સવિશેષ વિવેચન વિશેષાવશ્યકમાં ગ્રંથ નિબદ્ધ કર્યું' આ વિશેષાવશ્યક તે આવશ્યક સૂત્રના સામાયિકાધ્યયન ઉપરનું લગભગ પાંચ હજાર ગ્રંથ પ્રમાણે પ્રાકૃત ગાથા બદ્ધ છે તે એટલું બધું સુપ્રતિષ્ઠિત અને જૈન ધર્મના સિદ્ધાન્તોપર એટલું બધું અજવાળું પાડનાર છે કે તેના અધ્યયન વગર જૈન ધર્મનો મર્મ પામી શકાય નહિ. તે તત્વજ્ઞાનથી ભરપૂર છે અને તેથી 'મહાભાષ્યકાર' તરીકે તેમની ગણના થઇ છે. આ પ્રસિદ્ધ થયેલ છે પરંતુ દુર્ભાગ્યે તેના પર તેમણે કરેલી સ્વોપજ્ઞ સંસ્કૃત ટીકા દુર્લભ છે. તેમના બીજા ગ્રંથો બૃહત્ સંગ્રહણી, બૃહત્ ક્ષેત્ર સમાસ અને આ ગ્રંથ પ્રસિદ્ધ થયા. પણ વિશેષણવતી નામનો પ્રકરણ ગ્રંથ અપ્રકાશિત છે. તે પ્રકાશિત કરવા માટે હાલની પુસ્તક પ્રકાશિની સંસ્થાઓ યોગ્ય વિચારશે. મુનિ જિનવિ-

જયજી જૈન સમાજમાં એક પ્રખર પ્રભાવશાળી વિદ્વાન્ છે; ગુજરાત પુરાતત્ત્વ મંદિરના આચાર્ય છે, સંસ્કૃત પ્રાકૃત હિંદી ગૂજરાતી વગેરે અનેક ભાષાના જાણકાર છે. તેમણે સંશોધક તરીકે સુંદર કાર્ય કરી આ અપૂર્વ ગ્રંથ પ્રકાશમાં લાવ્યા છે, તે માટે તેમને અવશ્ય ધન્યવાદ ઘટે છે. 'આચારાંગસૂત્ર'ની પેઠે આમાં અક્ષરાનુક્રમે શબ્દકોષ સંસ્કૃત શબ્દ સહિત' આવ્યો હત તો ગ્રંથની ઉપયોગિતા વધત.

આ પુસ્તક પ્રકટ કરવામાં જૈનેતર વકીલ રા. બ. ગિરધરલાલ ઉત્તમરામ પારેખે સદ્ગત શ્રાવક પ્રેમચંદ દોલતરામ મોદીના પુણ્ય સ્મરણાર્થે કાઢેલા દ્રવ્યમાંથી સહાય આપી છે તે માટે તેમનો જૈનસમાજપર ઉપકાર છે. જૈન સમાજ પુરાતત્ત્વમંદિરના આચાર્ય શ્રી જિનવિજયજી પાસેથી તેમના લાયકનું કાર્ય લેતાં શીખે તો ઘણું મેળવી શકાય તેમ છે. તેમણે અનેક ગ્રંથો સંશોધિત કર્યાં છે કે જેની ટીપ આ ગ્રંથના પુંઠાપર મૂકેલી છે. હવે પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભ, પટ્ટાવલી સંગ્રહ, વિજયદેવ માહાત્મ્ય, ગૂજરાતનાં ઇતિહાસનાં સાધનો એ નામના તેમના ગ્રંથો છપાવાના છે. પહેલા ગ્રંથમાં વિક્રમ પંદરમા સૈકાનું ગૂજરાતી ગદ્ય સાહિત્ય કે જે પદ્યસાહિત્યની પેઠે જૈન ગ્રંથકારોરચિતજ આખા ગૂજરાતી સાહિત્યમાથી મળી આવે તેમ છે તે મૂકવામાં આવનાર છે–તેમાં મુખ્ય કરી તરુણપ્રભસૂરિ, સોમસુંદર સૂરિ આદિએ રચેલા બાલાવબોધ માંથી નમુના લેવામાં આવ્યા છે. આ ગૂજરાત પુરાતત્ત્વ મંદિરમાંથી પ્રકટ થનાર છે, અને તે જિનવિજયજીની પ્રસ્તાવના સહિત બહાર પડશે ત્યારે નવીન પ્રકાશ, ભાષાના સંગઠન અને રચનામાં જૈનોના ફાળાનું માપ કાઢવામાં, પડશે એ નિર્વિવાદ છે. બીજો પટ્ટાવલીઓનો સંગ્રહ બહાર પડે તો ઇતિહાસનું એક આવશ્યક અંગ પ્રાપ્ત થાય. અત્યાર સુધી એક પણ જૂની પટ્ટાવલિ સંપૂર્ણાકારે બહાર પડી નથી અને તે પર કોઈ પણ સંસ્થાનું કે પ્રકાશકનું લક્ષ ગયું નથી તે નવાઇ છે. આ અને બીજા ગ્રંથો માટે જૈન શ્રીમંતો કે પ્રકાશિની સંસ્થાઓના દ્રવ્યની સહાય તુરતમાં મળે તો તે જલદી બહાર પડી શકે તેમ છે. મુનિશ્રી પાસે જૈન ઇતિહાસનું બીજું અંગ તે જુદા જુદા સંસ્કૃત પ્રાકૃત ગ્રંથોની પ્રશસ્તિઓ તૈયાર છે તે જો બહાર પાડવા માટે દ્રવ્ય આપનાર કોઇ નિકળી આવે તો જેમ અમારો 'જૈન ગૂર્જર કવિઓ' એ ગ્રંથ ગૂજરાતી સાહિત્યમાં જૈનોના જબરા ફાળાનું ભાન કાન પકડીને કરાવે તેવો નિવડે તેમ છે તેજ રીતે સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં જૈનોનો મોટો ફાળો નિર્વિવાદ રીતે પૂરવાર કરી શકે. અને તેમ થાય તો જૈન સાહિત્યનો સર્વાંગ સુંદર ઇતિહાસ લખવામાં અતિ અનુકૂળતા પ્રાપ્ત થાય.

આ જરા અપ્રસ્તુતમાં જવાયું પણ તે જરૂરનું હોઇ અત્ર નિવેદ્યું છે. જૈન ધાર્મિક સાહિત્ય અને ખાસ કરી સૂત્ર સાહિત્યનો ઇતિહાસ લખવાની પૂરી આવશ્યક્તા છે. ડૉ. વેબરે અનેક હકીકતો તે સંબંધી મૂકી છે. પ્રો. લોયમને અને બીજાએ ઘણું લખ્યું છે તે સર્વ જર્મન ભાષામાંથી વાંચી સમજી તેમાં રહેલા દોષ નિવારી ગુણો ગ્રહણ કરી તેવો ઇતિહાસ રચી શકાય તેમ છે અને તેવું કાર્ય કરવામાં જૈનસમાજમાં યોગ્ય અને પ્રતિભાશાલી વિદ્વાનો અમારી દૃષ્ટિમાં ઉક્ત આચાર્યશ્રી, પંડિત સુખલાલજી, પં૰ બહેચરદાસ, પં. હરગોવિંદદાસ, મુનિશ્રી વિદ્યાવિજયજી, મુનિશ્રી કલ્યાણવિજયજી આદિ આવે છે. સમાજ તે સર્વનો લાભ લેવા બહાર આવે એ ઇચ્છીશું; અને એવો ઇતિહાસ લખાય તે પહેલાં આવા ગ્રંથો ચૂર્ણિ આદિ પંચ અંગ સહિત સંશોધત થઈ બહાર પડે તે પ્રથમ જરૂરની વાત છે. આગમોદય સમિતિએ કેટલાંક આગમો બહાર પાડી સાનુકૂળતા કરી આપી છે.

દરેક જૈનગ્રંથ ભંડાર, લાયબ્રેરી, અને આગમભ્યાસી આ ગ્રંથ ખરીદી ઉત્તેજન આપશે. છપાઇ અને કાગળ સુંદર છે.

**તરંગવતી**–મૂળ કર્તા પ્રાકૃતમાં પાદલિપ્તાચાર્ય, તેનો સંક્ષેપ પ્રાકૃતમાં કરનાર નેમિચંદ્ર ગણિ, જર્મન અનુવાદક પ્રો. લૉયમન. ગૂજરાતી અનુવાદક નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ. પૃ. ૯૨ પ્રં૰ બબલચંદ્ર કેશવલાલ મ. મોદી હાજાપટેલની પોળ અમદાવાદ મૂલ્ય આના બાર.

પાદલિપ્તાચાર્યનો સમય નિર્ણય કરવા માટે નિર્વાણ-કલિકાના સંશોધક રા. મોહનલાલ ભ૦ ઝવેરીએ તેની પ્રસ્તાવનામાં પ્રયત્ન કર્યો છે. તે આચાર્ય ઘણા પ્રાચીનકાળમાં એક પ્રભાવક પુરૂષ થયા છે એમાં કોઇ જાતનો શક નથી. તેમણે રચેલો કથાનો આ ગ્રંથ દુર્ભાગ્યે હજુ સુધી અપ્રાપ્ત છે, પણ પ્રાચીન કાળથી તેની સુવિખ્યાતી એટલી બધી હતી કે તેનો ઉલ્લેખ યુગપ્રધાન જિનભદ્ર ક્ષમાશ્રમણે પોતાના વિશેષાવશ્યક ભાષ્ય (ગાથા ૧૫૦૮)માં, હરિભદ્રસૂરિએ આવશ્યક ટીકામાં, દાક્ષિણ્યાંક-ઉદ્યોતનસૂરિએ કુવલયમાલા (રચ્યા સંવત્ ૮૩૫)માં અને ત્યાર પછીના અનેક વિદ્વાનોએ કર્યો છે. આ ગ્રંથનો પ્રાકૃતમાં સંક્ષિપ્ત સાર હાઇવગચ્છના વીરભદ્રના શિષ્ય નેમિચંદ્ર ગણિએ કરેલો તેની પ્રત પરથી જર્મન પ્રોફેસર લૉઇમને સંશોધન કરી મૂળ તેમજ તેનો જર્મન ભાષામાં જાણે કાવ્ય ન હોય તેવા ગદ્યમાં અનુવાદ કર્યો તે યૂરોપીય વિદ્વાનોમાં બહુ વખણાયો. આ જર્મન પરથી નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ (પાટીદાર પત્રના સંપાદક) નામના વિદ્વાને ગૂજરાતીમાં કર્યો તે આમાં મૂકેલો છે.

રા. કેશવલાલ પ્રેમચંદ મોદીએ આની એક પ્રત મેળવી ડૉ. યાકોબીને મોકલેલી કે જેમણે પોતાના મિત્ર ડૉ. લોયમનને આપી. ડૉ. લોયમને મુગ્ધ થઇ તેનું ભાષાંતર જર્મનભાષામાં કર્યું. આવી રીતે આપણા વિદ્વાનો સારા ગ્રંથો જર્મનાદિ વિદ્વાનોને પૂરાં પાડી તેમની મહેનતનું ફલ જૈન સમાજને અપાવ્યાં કરે તો કેટલું બધું ઉત્તમ કાર્ય થાય. શ્રીયુત મોદી જેવા અનેક નિકળે એમ ઇચ્છીશું.

આ ગૂજરાતી અનુવાદનું સંશોધન સાહિત્યપ્રેમી શ્રી જિનવિજયજીએ કર્યું છે અને તે સાથે પાદલિપ્તાચાર્યના સમય વગેરેના વિચાર સંબંધમાં એક વિસ્તૃત નિબંધ લખી આપવા ઇચ્છા તેમણે દર્શાવી હતી પરંતુ સમયાભાવે તેઓશ્રી લખી નથી શક્યા. હવે સમય મળ્યે તેઓ લખશે તો ઉપકાર થશે.

પ્રો૦ લોયમનની પ્રસ્તાવના ખાસ વાંચવા જેવી છે. તે પ્રોફેસરે આવશ્યક સૂત્ર પર ઘણાં વર્ષો પહેલાં વિસ્તૃત નિબંધ લખી, તેમજ 'બુદ્ધ અને મહાવીર' એ નામનો તુલનાત્મક નિબંધ તાજેતરમાં લખી જૈન સાહિત્યની જબરી સેવા બજાવી છે. આ કથા સંબંધે તેમનો પત્રવ્યવહાર આ પુસ્તકમાં છપાયો હત તો વિશેષ અજવાળું પડત.

ઘણા પ્રાચીનકાળથી પ્રાકૃત ભાષામાં સુંદર કથાનકો બહાર પાડવામાં જૈનોએ મોટો ફાળો આપ્યો છે.

પ્રો૦ લૉયમન પ્રસ્તાવનાના પ્રારંભમાંજ કહે છે કે 'હું આ જે કથા રજુ કરૂં છું તે ખરેખર એક નવીન કથા છે. કારણ કે ભારતવાસીઓ સિવાય બહારના કોઇએ અદ્યાપિ એ વાંચી નથી, અને જે ભારતમાં એકવાર એ લોકપ્રિય થઈ પડી હતી, તે ખુદ ભારતમાં પણ અત્યારે એને કોઈ જાણતું નથી. આ કથા પ્રાચીન ભારતનું દાન છે, પણ એને વાંચીને વાચક કયા કાળમાં મુકશે એ હું ચોક્કસ રીતે જાણતો નથી. ટુંકામાં એટલુંજ કહેવાનું કે એમાં વર્ણવેલા ધાર્મિક સિદ્ધાંતો બૌદ્ધકાળમાં પ્રકટ થાય છે. તેથી આ કથા ક્રાઇસ્ટના પછીના કાળમાં એટલે કે બીજી કે ત્રીજી સદીમાં લખાઈ હોવી જોઇએ.'

અને આજ પ્રોફેસર સૂત્રોપરના વ્યાખ્યાન સાહિત્યના કાલક્રમમાં સ્પષ્ટીકરણ કરતાં કહે છે કે

'જૈન આગમો ઉપર સૌથી પ્રથમ નિર્યુક્તિ નામે પ્રાકૃત ગાથાબદ્ધ ટૂંકી ટિપ્પણીઓ રચાઇ; તે પછી પ્રાકૃત ગાથામાંજ વિસ્તૃત ભાષ્યો રચાયાં, તે પછી પ્રાકૃતબહુલ અને ક્વચિત્ સંસ્કૃતવાળા ગદ્યમાં ચૂર્ણિઓ રચાઇ; તે પછી સંસ્કૃતબહુલ અને ક્વચિત્ પ્રાકૃતવાળા ગદ્યમાં ટીકાઓ રચાઇ, અને તે પછી છેવટે કેવલ સંસ્કૃતમાંજ વ્યાખ્યાઓની રચના થઇ.' જુઓ જીતકલ્પસૂત્રની પ્રસ્તાવના પૃ. ૧૯. આ સર્વમાં કથાનકો ઘણાં આવ્યાં છે. અને ચૂર્ણિઓમાંનાં પ્રાકૃત કથાનકોજ પછી સંસ્કૃત ટીકા કરનારે એમને એમજ પ્રાકૃતમાં પોતાની ટીકામાં લીધાં છે.

આ સર્વ કથાનકો પરથી તેમનો ઇતિહાસ લખી શકાય તેમ છે. તરંગવતી એ એક પ્રાચીન કથા છે તે મૂળ પ્રાકૃતમાં કે જૂની અપભ્રંશમાં હતી તે જોવાનું રહે છે, પણ દુર્ભાગ્યે તેની મૂળ પ્રત (પાદલિપ્ત કૃત કથાની) અપ્રાપ્ય છે. વિદ્વાન્ શોધકો અને મુનિઓ આ બાબત પર લક્ષ રાખે અને જૂના પુરાણ ભંડારામાંથી જો મૂળ ગ્રંથ મળી આવે તો જૈન કથાસાહિત્યની કીર્તિ દિગંતપર્યંત ઝગશે

ઉઠે તેમ છે' એ પ્રકાશકના વચનો સાથે સહમત છીએ. આ પહેલી આવૃત્તિ છે.

**તરંગવતી**—ઉપરનીજ કથાનો ઉપર મુજબનોજ અનુવાદ પ્રકાશક–સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજયજી. પૃ. ૧૦૮ પાલીતાણા બહાદુરસિંહજી પ્રેસ. મૂલ્ય–મનન પૂર્વક વાંચન અને પરિશીલન. ]

મુનિશ્રી કર્પૂરવિજયજીએ ઉપરોક્ત તરંગવતીનાં ભાષાંતરમાં 'વાંચનારની અનુકુળતા ખાતર પહેલી આવૃત્તિમાંના સઘળા ગાથાંક તથા કૌંસમાંનું કેટલુંક અનુપયોગી (!) લાગતું લખાણ કમી કરેલ છે' ને એક સ્થળે થયેલી જરી ભૂલને સુધારી આ બીજી આવૃત્તિ પ્રકટ કરી છે. જે લખાણ કમી કરેલ છે, તે 'અનુપયોગી' અમારી દૃષ્ટિએ જરાપણ લાગતું નથી, પણ અમને તો તે અતિ 'ઉપયોગી' લાગે છે, પણ પ્રકાશક મહાશયને જે યોગ્ય લાગ્યું તે ખરૂં. આ બીજી આવૃત્તિ વિના મૂલ્યે ભેટ આપવા વાંચનની વૃદ્ધિ કરવા અર્થે પ્રકટ કરવા માટે મુનિશ્રીને ધન્યવાદ આપીએ છીએ. પ્રેસ સારૂં શોધ્યું હત તો છપાઇ, રૂપ રંગ વધારે સુંદર થાત.

**निर्वाण कलिका**—મૂળ કર્ત્તા પાદલિપ્તાચાર્ય. સંશોધક મોહનલાલ ભગવાનદાસ ઝવેરી બી. એ. એલ એલ. બી. સોલિસિટર. મુનિ શ્રી મોહનલાલજી જૈન ગ્રંથમાલા નં. ૫ પ્ર૦ શેઠ નથમલજી કનૈયાલાલજી રાંકા, મંબાદેવી પોસ્ટ ઓફીસ ઉપર મુંબઇ. પાનાં ૬૮ નિર્ણયસાગર પ્રેસ. મૂલ્ય દોઢ રૂ;

પહેલાં પંડિત રમાપતિ મિશ્રની આર પાનાની સંસ્કૃત ભૂમિકા છે અને રા. મોહનલાલે અંગ્રેજીમાં ૨૦ પાનાની પ્રસ્તાવના લખી છે તેમાં પુસ્તકનું વસ્તુ, તાંત્રિક અસર, કર્ત્તાનો સમય અને પરિચય વગેરે અનેક બાબતો પર પ્રકાશ પાડ્યો છે. આનું ગૂજરાતી ભાષાંતર યા ગૂજરાતીમાં સ્વતંત્ર પ્રસ્તાવના સાથે સાથે મૂકી હત તો વિશેષ યોગ્ય થાત. પાદલિપ્ત–પાદલિપ્ત–પાલિત્ત સૂરિપરથી પાલિતાણા એ ગામનું નામ પડ્યું છે એમ મનાય છે. વિક્રમના પહેલા શતકમાં તેમનો સમય સંશોધક મૂકે છે. ભદ્રેશ્વરની કથાવલિ નામનો પ્રાકૃત મુખ્ય ગ્રંથ પાટણના ભંડારમાં તાડપત્ર પર લખેલો છે કે જેમાં ૨૪ જિન ૧૨ ચક્રીથી માંડી હરિભદ્રસૂરિ સુધીનાં સત્પુરુષોનાં ચરિત્ર છે તે પરથી પાલિત્ત ચરિયમનો ફેરો પ્રત રા. કેશવલાલ પ્રેમચંદ મોદીએ કરાવી અમને આપેલી અને તે સંશોધક મહાશયને પૂરી પાડી, તે આખું ચરિત્ર આમાં ઉમેર્યું હત તો વધારે ઉપયોગી થાત. હવે તેનો ગુજરાતી સાર પણ તેઓ પૂરો પાડે એમ ઇચ્છીશું.

પુસ્તકમાં વિષય પ્રમાણે પ્રકરણો પાડ્યાં છે તેમાં નિત્યકર્મવિધિ, દીક્ષાવિધિ, આચાર્યાભિષેક, ભૂપરીક્ષા ભૂમિ પરિગ્રહ, શિલાન્યાસવિધિ–વાસ્તુપૂજન, પ્રતિષ્ઠા વિધિ, પાદપ્રતિષ્ઠા. દ્વારપ્રતિષ્ઠા, બિંબપ્રતિષ્ઠા, હૃતપ્રતિષ્ઠા, ચૂલિકા પ્રતિષ્ઠા, ચૂલિકાકલશધ્વજધર્મચક્ર પ્રતિષ્ઠા, વેદિકા લક્ષણ, જીર્ણોદ્ધારવિધિ, પ્રતિષ્ઠોપયોગી મુદ્રાવિધિ, પ્રાયશ્ચિત્તવિધિ, અર્હદાદીનાં વર્ણાદિક્રમ, દશદિક્પાલાદિ વર્ણન, નવગ્રહાદિ વર્ણન, બ્રહ્મ શાંતિક્ષેત્રપાલાદિ વર્ણન છે. આ બધો મંત્રાદિક પ્રયોગનો વિધિ ગ્રંથ છે. જૈન સાહિત્યમાં મંત્ર જ્યોતિષાદિ પર પુસ્તકો છે અને તેમાં પૂર્વના જૈન આચાર્યો પ્રવીણ હતા, એમ સ્પષ્ટ ભાસે છે. આ નિર્વાણકલિકા અને તરંગવતીના રચયિતા એક નામના સૂરિ એકજ છે એ સિદ્ધ થવા માટે હજુ અનેક પ્રમાણની જરૂર રહે છે એમ અમને લાગે છે. આજ ગ્રંથ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધારફંડ તરફથી જુદી જુદી દેવીઓનાં ચિત્રો સહિત પ્રકટ કરવાના છે તેમાં તેના સંશોધક મહાશય કર્ત્તાના સમયાદિ પરત્વે કંઇક નવીન પ્રકાશ પાડશે તો ઠીક થશે શ્રીયુત મોહનલાલે અતિપરિશ્રમ લઇ પ્રસ્તાવના લખી છે એ નિઃસંદેહ છે. હજુ આ મહાશય તરફથી બીજા ગ્રંથો તૈયાર થવાની આશા રાખીશું.

**तत्त्वार्थाधिगम सूत्र**—મૂળ કર્ત્તા શ્રી ઉમાસ્વાતિ વાચક. તેનો ગૂજરાતીમાં ભાવાર્થ અને તેના પરના ભાષ્યનો ટુંક સાર. પ્ર૦ જૈનશ્રેયસ્કર મંડળ, મહેસાણા પૃ ૧૬૪ જૈન વિદ્યાવિજય પ્રેસ અમદાવાદ. મૂલ્ય નથી.)

આમાં ૩૨ પૃષ્ઠ લગભગની પ્રસ્તાવના અમારી ખબર પ્રમાણે અમદાવાદના પ્રસિદ્ધ વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદીએ એક વકીલ મુદ્દા માત્ર લખે તે રીતે લખી છે અને કર્ત્તા અને તેમની કૃતિ સંબંધીના

ઉલ્લેખો આપી ઘણું અજવાળું પાડયું છે, પણ કર્તાનો સમય નિર્ણીત કરવામાં તેનાથી ઉભી થતી ધુંચોનો ઉકેલ કરવાનું સાહસ કે પરાક્રમ માથે ન લેતાં વાંચકોની વિચારશક્તિ પર મૂકયું છે. આ પ્રસ્તાવના ખાસ વિચારવા જેવી છે. આજ વકીલે પહેલાં મૂળ સંસ્કૃતમાં તેના ભાષ્ય સાથે સંશોધિત કરી તે રોયલ એ. સોસાયટી બેંગાલે છપાવી હતી. ત્યાર પછી રાયચંદ્ર ગ્રંથમાલામાં તે સર્વ તેના હિંદી અનુવાદ સાથે પ્રગટ થઈ.

ભાવાર્થ પણ ટૂંકમાં અને સરળ ભાષામાં મૂકવામાં આવ્યો છે અને આ રીતે તત્ત્વાર્થ જેવા તત્વજ્ઞાનના સાગરને મોઢે રાખવાને ટુંકમાં સમજવાની અનુકૂળતા પ્રકાશક મંડળે પ્રકટ કરીને આપી છે તે તેને માટે પ્રશંસનીય છે. દિગંબર બંધુઓમાં નાનપણથી બાળકોને આ તત્ત્વાર્થ મૂળ ગોખાવવામાં આવે છે તેથી તેઓને નાનપણથી કંઠે હોય છે અને પછી તેનો અર્થ-વિશેષાર્થ અન્ય ટીકા પુસ્તકોથી કરી જૈન તત્ત્વજ્ઞાનના સારા જાણકાર થાય છે, જ્યારે શ્વેતાંબર સમાજમાં તેવી સ્થિતિને અભાવે બાળકોને ઉપર વધતાં આવા ગ્રંથોમાં જેવો જોઇએ તેવો ચંચુપાત થયો ન હોવાથી તત્ત્વજ્ઞાનનું જાણપણું બહુ ઓછું જોવામાં આવે છે એ શોચનીય છે. માબાપો પોતાનાં બાળકોને નાનપણથીજ કંઠાગ્રે કરાવવાનું લક્ષમાં લેશે અને તેમાં આ ગ્રંથ મદદ રૂપ થશે. આ બોટાદનિવાસી નંદલાલ બહેચરદાસ બગડીયાના સ્મરણાર્થે ભેટ અપાય છે.

**તત્ત્વાર્થાધિગમ સૂત્ર**—મૂળ કર્તા ઉમાસ્વાતિ વાચક સ્વોપરી ભાષ્ય અને તે પર દેવગુપ્તસૂરિ અને સિદ્ધસેનગણિ ટીકા સહિત પ્રથમ વિભાગ સંશોધક હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. પ્ર૦ શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ. પૃ. ૫૨૮. કર્ણાટક પ્રેસ મુંબઇ મૂલ્ય રૂ. ૭]

આ તત્ત્વજ્ઞાનના સૂત્રરૂપ ગ્રંથ પર દિગંબર અને શ્વેતામ્બર અનેક આચાર્યોએ ટીકા રચેલ છે અને તે દરેક ટીકા પ્રકટ થયે આ ગ્રંથ રત્નાકરની મહત્તા તેમજ આ ગ્રંથસાગરની ઉંડાઇ અને રહસ્ય પ્રાપ્ત થઇ શકે તેમ છે. જ્ઞાનશ્રેણીએ આવતાં તત્ત્વજ્ઞાનપર ગયા વગર ચાલતું નથી. **धर्मस्य तत्त्वं निहितं गुहायां** એ વાકયની યથાર્થતા સ્વીકારીએ તો જ્ઞાનથી હૃદય ગુહામાં જતાં ધર્મનું છૂપાયેલું તત્ત્વ પમાય છે. કોઇ પણ ધર્મની કસોટી તે તેના તત્ત્વજ્ઞાન પર છે. મહર્ષિ પાતંજલિએ સૂત્રમાં યોગદર્શન ગુંથ્યું છે. શ્રી ઉમાસ્વાતિએ સૂત્રમાં જૈન દર્શન ગુંથ્યું છે તે પ્રમાણે મહર્ષિ પતંજલિએ સૂત્રમાં યોગદર્શન ગુંથ્યું છે.

સંશોધકે શ્રી ઉમાસ્વાતિ સંબંધમાં જે જે હકીકતો-ઉલ્લેખો મળે છે તેની ટીપ ઉતારી છે અને ઉપરોક્ત મહેસાણાના શ્રેયસ્કર મંડળના પુસ્તકની પ્રસ્તાવનાનો અમુક ભાગ તથા અન્ય પ્રકાશ તેમાંથી ભાગ લઇ તેમનો બાહ્ય અને આંતરિક પ્રમાણોથી નિર્ણય કરવાનો પ્રયત્ન કર્યો નથી, અને તે વાત વિદ્વાનોપર મૂકી છે. દેવગુપ્તસૂરિ અને સિદ્ધસેનસૂરિનું પણ તેમજ થયું છે. દેવગુપ્તસૂરિ ઉપદેશ ગચ્છમાં અનેક થઈ ગયા છે; અને તેવા નામના સૂરિ સામાન્યતઃ તેજ ગચ્છમાં મળી આવે છે જુઓ ઉપદેશ ગચ્છપટ્ટાવલી (જૈન સાહિત્ય સંશોધક ખંડ ૨ અંક ૧ નો પ્રાંત ભાગ) સિદ્ધસેનસૂરિ પણ અનેક થયા છે. સંશોધક મહાશય વિશેષ શ્રમ લેશે તો ઘણું મળી આવશે. આ ગ્રંથ પ્રકટ કરી પ્રકાશિની સંસ્થાએ જૈન તત્ત્વજ્ઞાનના સાહિત્ય પર ઉપકાર કર્યો છે.

---

# વિવિધ નોંધ.

( કૉન્ફરન્સ આફીસ—પરિષદ્ કાર્યાલય તરફથી )

## ૧ પ્રચાર સમિતિ Popaganda Comittee નું કાર્ય.

આ સમિતિની એક બેઠક તા. ૨૫-૯-૨૬ ના રોજ મુંબઇમાં મળેલી હોવાનો ઉલ્લેખ ગતાંક પૃષ્ઠ ૭૪ મે કરવામાં આવ્યો છે, અને તેમાં જણાવ્યા મુજબ કાર્ય થયા બાદ સમિતિના સભ્ય રા. મણિલાલજી કોઠારી તથા બાબુ કીર્તિપ્રસાદજી ને બીજી બેઠક આબુ જેવા બીજા સ્થળે ફરી બોલાવવા જરૂર જણાઇ. તેમની ઇચ્છાને માન આપી આ બેઠક અમે સોજત મુકામે મેળવવા ઇષ્ટ ધારતા તે મુજબ તેવી મીટીંગ બોલાવવામાં આવી હતી. તે સંબંધી વિગતો નીચે આપવામાં આવી છે. અમને આ બેઠકની ખાસ જરૂરીઆત જણાઇ નહોતી પરંતુ આ બન્ને સભ્યોની તીવ્ર ઇચ્છા જોતાં તે બેઠકની ગોઠવણ કરવામાં આવી હતી.

શત્રુંજય ડિસ્પ્યુટ–Satrunjaya Dispute–અને "જૈનો અને પાલિતાણા"–Jains and Palitana, એ નામનાં પુસ્તકો છપાવી બહાર પાડવામાં આવ્યાં છે અને તેની યોગ્ય સ્થળોએ વ્હેંચણી ટપાલદ્વારા અત્રેથી કરવામાં આવી છે.

આ સમિતિ માટે થએલ ફંડ પૈકી જે વસુલાત અત્યાર સુધી આવી છે તેની નોંધ વિગત સાથે અમારા હવે પછીના અંકમાં પ્રકટ કરવામાં આવશે. જે ભાઇઓ તરફથી ભરાયલી રકમો હજુ સુધી મોકલવામાં આવી ન હોય તેમને વિનંતિ કરવામાં આવે છે કે તે રકમ અમને સત્વર મોકલી આપવી.

શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ પ્રચાર કાર્ય સમિતિની મીટીંગ સં. ૧૯૮૨ ના આસો વદ ૪ રવીવાર તા. ૨૪-૧૦-૨૬ ના રોજ સોજત મુકામે મળી તે વખતે નીચે મુજબ કામકાજ કરવામાં આવ્યું. સભ્યોની હાજરી.

(૧) કોઠારી મણીલાલ વલભજીભાઈ.
(૨) બાબુ સાહેબ ડાલચંદજી.
(૩) પારી મણીલાલ ખુશાલચંદ.
(૪) હીરાલાલજી સુરાણા.
(૫) મકનજી જુઠાભાઈ ( કૉન્ફરન્સના સેક્રેટરી, આ પ્રસંગે આગામી કૉન્ફરન્સ સોજતમાં નક્કી કરવા કૉન્ફરન્સના જનરલ સેક્રેટરી ગુલાબચંદજી ઢઢ્ઢા પણ આવેલા અને તેઓ પણ હાજર હતા.

૧. સમિતિનું બંધારણ નક્કી કરવામાં આવ્યું.

૨. પ્રવાસનો અહેવાલ સભ્યોએ બહારોબાર છાપામાં મોકલી આપવો.

૩. આ સમિતિના સેક્રેટરી ગુજરાનવાળા બાબુ કીર્તિપ્રસાદજીને નીમવામાં આવ્યા.

૪. શત્રુંજય ડીસ્પ્યુટની અંગ્રેજી ચોપડી છપાય છે તે અને ગુજરાતી તથા હીંદી છપાય છે તે સર્વેનું ખર્ચ આ સમીતિના ખર્ચના ફંડ ખાતે લખવું.

૫. પુનાવાળા કેશવલાલ-મંગલદાસ. બી. એ. નો આવેલ કાગળ વાંચ્યો. તે ઉપર વીચાર કરતાં તે કાગળ ભાઈ પોપટલાલ રામચંદ શાહને મોકલી તે નીચે તેમનો અભિપ્રાય શ્રીમાન રેસીડન્ટ જનરલ સેક્રેટરીએ મંગાવવો અને અભિપ્રાય તરફેણમાં આવ્યાથી તેમણે તે ભાઈને પોપટલાલભાઇના પેટામાં કામમાં લેવા અને જોઇતું મુસાફરી ખર્ચ વીગેરે આપવા અને હીસાબ લેવાની ગોઠવણ કરવા પોપટલાલભાઇને લખવું.

૬. પાલણપુર બોર્ડીંગના ધાર્મિક શિક્ષક શાહ. રાજકરણ હેમચંદને ૧ માસ સુધી ફક્ત મુસાફરી અને ટપાલ વીગેરે જરૂરી ખર્ચ લઇ સેવા આપવાનો આવેલ પત્ર વાંચવામાં આવ્યો. તે ઉપર વીચાર કરતાં મણીલાલ ખુશાલચંદનો અભિપ્રાય તરફેણમાં થતા તેમના પેટામાં તેમની માગણી મુજબ કામમાં લેવા નક્કી કરવામાં આવ્યું.

૭ પંજાબ આત્માનંદ જૈન સભા લાહોર તરફથી મળેલ ઠરાવ ઉપર વિચાર કરતાં તેમના તરફથી એક પ્રતિનિધિને આ સમીતીના સભ્ય તરીકે

લેવા નક્કી કરવામાં આવ્યું માટે તેવા ગૃહસ્થનું નામ મોકલવા તેમને લખવું.

૮ હાલ તરત આ સમિતિના સભ્યોએ શત્રુંજય સંબંધી તેમજ આગામી કૉન્ફરન્સને અંગે ખાસ ધ્યાન આપી કામ કરવું.

## ૨ શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ શ્રી શત્રુંજય પ્રચાર કાર્ય સમીતિનું બંધારણ.

૧. આ સમિતિનું નામ "શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ પ્રચાર કાર્ય સમીતિ" રાખવું.

૨. સમીતિના સભ્યોમાંથી એક જણને સેક્રેટરી નીમવા; તેઓએ બંધારણ અનુસાર કામકાજ કરવું.

૩. કરવાનાં કામકાજ,

(૧) કાર્યક્રમ, (૨) પ્રચાર અંગેનું પ્રોગ્રામ (૩) ખર્ચ, એ કામો નક્કી કરવા માટે પ્રસંગોપાત સેક્રેટરીએ કમીટીની મીટીંગ બોલાવીને અથવા જરૂર પડેથી પત્ર વહેવારથી સંમતિ મેળવીને કામકાજ કરવું.

૪. મીટીંગ બોલાવવા પહેલાં સદરે મીટીંગનો કાર્યક્રમ શ્રીમાન્ રેસીડન્ટ જનરલ સેક્રેટરીઓ ઉપર મોકલવું અને હાજરી આપવા લખવું અને જો તેઓ હાજર ન થઇ શકે તો તેઓની સૂચનાઓ અથવા અભિપ્રાય મોકલી આપે.

૫. મીટીંગમાં થયલા ઠરાવ અનુસાર ખર્ચ કરવાની રકમ કૉન્ફરન્સ ઑફીસથી મંગાવવી. તેનો વિગતવાર હિસાબ રાખવો અને દરેક મહિને સદરહુ હિસાબ અને કામકાજનો રિપોર્ટ ઓફીસને મોકલી આપવો.

૬. સેક્રેટરી ઓફીસમાંથી મંગાવી રૂ. ૧૦૦૦) એક હજાર સુધી પોતાની પાસે રાખી શકશે.

૭. આ સમિતિ તરફથી કંઇ પણ સાહિત્ય છપાવવા જરૂર જણાય તે તેના નામથી તેના સેક્રેટરીએ રેસીડન્ટ જનરલ સેક્રેટરીઓની સલાહથી છપાવવું.

૮. આ કમીટીના જે જે ઠરાવો પ્રોસીડીંગો થાય તેની નકલ કૉન્ફરન્સ ઓફીસને તથા દરેક સભ્યને મોકલી આપવી.

૯. કમીટીના સભ્યોમાંથી ૩ ની હાજરીથી કોરમ ગણી કામકાજ ચલાવવામાં આવશે (રેસીડન્ટ જનરલ સેક્રેટરી સીવાય) તેઓની સાથે ૪ ની હાજરી હતી

## ૩. પ્રચારકાર્ય સમિતિના સભ્યોનો પ્રવાસ.

રા. પારી. મણીલાલ ખુશાલચંદ—આ ભાઇ તરફથી અમને સવિસ્તર રિપોર્ટ મલ્યાં કર્યો છે તેમાં જણાવ્યા મુજબ નીચેના સ્થળોએ તેઓ ગયા હતા અને દરેક સ્થળે સ્ત્રી પુરૂષોની મ્હોટી સભાઓ મેળવી પ્રચારકાર્ય કર્યું હતું. દરેક સ્થળે શ્રી શત્રુંજય સબંધી આપણી લડત આપણા હકકો અને સંપૂર્ણ સંતોષકારક સ્થીતિ પુનઃ પ્રાપ્ત ન કરી શકીએ ત્યાં સુધી આપણે શું કરવું વિગેરે બાબતો પર દરેક સ્થળે સારાં વ્યાખ્યાન આપ્યાં હતાં. તેમજ સ્થળે સ્થળે પાઠશાળાઓ લાઇબ્રેરી વિગેરે સમાજને ઉપયોગી સંસ્થાઓમાં પણ પૂરતો રસ લીધો છે અને જ્યાં જ્યાં તેની ખામીઓ જણાઇ છે ત્યાં ત્યાં તે દુરસ્ત કરવા બનતું કર્યું છે, દરેક સ્થળે તેમનું કાર્ય તેમણે ઘણાજ ઉત્સાહથી કર્યું જણાય છે. તેઓ ગયા તે તે સ્થળોની યાદી—વાપી, દમણ, દહેણુ, બોરડી, બંગવાડા, ગોલવાડ, ઉદવાડા, બીલાડ-સોજંત, પાલણપુર, કુંભલમેર, ડીસા, શરાદ, વાવ, સાચોર, ઢીમા, ભારોલ, નારોલી, કુરબાણ, વાઘાસણ, વાતડાઉ, ગોળાસણ, વિગેરે સ્થળોએ ગયા હતા. સોજત મુકામે મળેલી બેઠકમાં હાજરી આપી હતી. દહેણુમાં સ્ત્રીઓ તથા પુરૂષોની જૂદી જૂદી સભાઓ કરી હતી. બોરડી ગામમાં કુસંપ ઘણો હોવાથી સભા મેળવવા ઘણો પ્રયાસ કર્યો છતાં સફલતા મલી નહિં. બંગવાડામાં આસપાસના સબંધ ધરાવતાં આઠ ગામોના લોકોને એકઠા કરી નવે ગામની એક મ્હોટી સભા થઇ હતી. સામાન્ય રીતે દરેક સ્થળે લોકો મક્કમ જણાય છે છતાં તેવીજ મક્કમતા જાળવી રાખવા ભલામણ કરવામાં આવી હતી. કાર્તક શુદ ૫ વાવમાં શત્રુંજય સબંધી વ્યાખ્યાન આપી બીજે દિવસે ધર્મ સમાજ વિગેરે સબંધી ભાષણ આપ્યું હતું. તથા ગુજરાતિ સ્કુલમાં 'વિદ્યાર્થી જીવન' એ વિષયપર પણ ભાષણ આપ્યું હતું.

રા. મણિલાલજી કોઠારીના પ્રવાસ સબંધી હકીકત અન્યત્ર બીજા પેપરોમાં છપાય છે. તેમના તર-

ફથી તેમની પ્રવૃત્તિનો રિપોર્ટ મળ્યો નથી, જેથી તેની નોંધ અત્રે થઇ શકી નથી.

બાબુ કીર્તિપ્રસાદજી-તેઓનો ઘણો સમય નાદુરસ્ત તબીયતના કારણસર ગયો હોવાનું જણાવે છે. હાલ તેઓએ કાર્ય શરૂ કર્યું છે. સમાના પંજાબ મહાસભાના વાર્ષિક સંમેલન વખતે તેમને તથા રા. કોઠારીજીને હાજરી આપવા વિનંતિ કરવામાં આવી હતી. અને તેઓ બન્નેએ ત્યાં હાજરી આપી હતી બાદ તાં. ૯-૧૧-૨૬ ના રોજ ઝીરામાં એક સભા સ્થાનકવાસી તથા શ્વેતાંબર ભાઇઓની બોલાવીને ત્યાં પ્રચારકાર્ય કર્યું હતું તથા તા. ૧૭-૧૮ નવેંબરના રોજ શ્રી હસ્તિનાપુરમાં મેળાના પ્રસંગે હાજરી આપી હતી. અને તે ભાઇ જણાવે છે કે "હસ્તિનાપુરનો જલસો બહુ સારો થયો હતો લોકોએ મ્હોટી સંખ્યામાં હાજરી આપી હતી. શત્રુંજય સબંધી ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા, તેમજ આખા પંજાબમાં એક શત્રુંજય સ્વયંસેવકમંડલ સ્થળે સ્થળે સ્થાપન કરવા ઠરાવુવામાં આવ્યું અને તે માટે કાર્યવાહકોની ચુંટણી પણ કરવામાં આવી હતી. હું હસ્તિનાપુર ગયો હતો અને ભાઇ કોઠારીજી તથા બાબુ દયાલચંદજીના આવવાથી ઠીક થયું."

રા. પોપટલાલ રામચંદ શાહ-દક્ષિણમાં માલેગાંવ, જૂન્નેર વિગેરે આસપાસના સ્થળોએ ગયા હતા. અને પ્રચારકાર્ય કર્યું હતું. શેઠ સારાભાઇ નેમચંદ હાજીની એસેંબ્લીની બેઠક માટેની ઉમેદવારીના કામકાજમાં રોકાએલા હોઇ વિશેષ કાર્ય થઇ શક્યું ન હોવાનું તથા દીપોત્સવી બાદ વધારે કાર્ય કરવા જણાવે છે. બાબુ દયાલચંદજીએ તા. ૧૫ ઓગસ્ટનો શોકનો દિવસ દરેક સ્થળે પળાવવા માટે પત્રોદ્વારા પ્રયાસ કર્યો અને આગ્રામાં ત્રણ સભાઓ કરી. અને ભરતપૂર ફીરોઝાબાદ લખનૌ આદિ સ્થળોના શ્રાવકોને યાત્રા ત્યાગના ઠરાવો ઉપર મક્કમ રહેવા સમજાવ્યું. અને સીકંદરાબાદ (જીલ્લે બુલંદશહેર)માં શેઠ જવાહરલાલ જૈનીના અધ્યક્ષપણા હેઠલ એક મ્હોટી સભા મેલવી પ્રચારકાર્ય કર્યું હતું.

રા. હિરાલાલ સુરાણા-જયપુર, બીઆવર, ઘાણેરા, નાડોલ, ખુલાલા, સાદડી, બીલાવાસ, ઘીતાવાસ, ધાકડી, વગડી, જાઠણુ, પાચોરા આદિ સ્થળોએ ગયા હતા. અને આશરે ચાલીશેક સ્થળોએ પત્રવ્યવહાર મારફતે યાત્રાત્યાગનો ઠરાવ અને તે સબંધી ટુંકી હકીકત પહોંચાડી હતી તથા ઉક્ત ઠરાવ મક્કમ રીતે અમલમાં મૂકવા ભલામણ કરી હતી. નાડોલ મુકામે એક સમસ્ત નગર નિવાસીઓની મીટીંગ કરી હતી જેમાં શ્રીમાન્ ઘાણેરાવ ઠાકોર સાહેબને પણ આમંત્રણ કરવામાં આવ્યું હતું. તે શ્રીમાન્ તરફથી સંવત્સરી ભાદ્રપદ શુદ ૪ ના રોજ પોતાના ચાલીશ ગામોમાં યાવત્ ચંદ્ર દિવાકરૌ શિકાર નહિં કરવા તેમ જીવહિંસા સર્વથા બંધ કરવા માટે લેખિત હુકમ કરવામાં આવ્યો છે. જે બદલ તેમને ધન્યવાદ આપવામાં આવ્યો હતો.

શ્રીયુત ગુલાબચંદજી ઢઢ્ઢા તથા હિરાલાલ સુરાણા-શ્રી ફલોધી પાર્શ્વનાથના મેલા ઉપર હાજરી આપી બે દિવસ સુધી સભા મેલવી હતી તથા અસરકારક વ્યાખ્યાન આપ્યાં હતાં. જે વખતે શ્રી નેમચંદજી ગુલેચ્છા એ અધ્યક્ષ સ્થાન સ્વીકાર્યું હતું. સોજત મુકામે પ્રચાર સમિતિની બેઠક મલી હતી. અને તેજ સમયે ત્યાંના સ્થાનિક સંઘની એક સભા મલી હતી જે વખતે હાજર રહેલા પ્રચાર સમિતિના સભ્યો તથા રા. શ્રીયુત ગુલાબચંદજી ઢઢ્ઢા તથા રા. મકનજી જે. મ્હેતાએ ભાષણો આપ્યાં હતાં.

**૪. શેઠ ફકીરચંદ પ્રેમચંદ સ્કોલરશીપ પ્રાઇઝ:-**

આ પ્રાઇઝ માટે ઉમેદવારોની અરજી મંગાવવામાં આવી હતી અને તે બદલ આ માસીકમાં તેમજ 'જૈન'માં જાહેરખબર આપવામાં આવી હતી. તે પરથી કુલ્લે સાત ઉમેદવારોની અરજી આવી હતી જેમાંથી મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં સંસ્કૃત વિષયમાં સૌથી વધારે માર્ક મેલવનાર તરીકે **મી. ખોડીદાસ ડોસાભાઈ કોઠારી** તથા સુરતના રહેવાસી અને કુલ્લે સૌથી વધારે માર્ક મેલવનાર તરીકે **મી. શાંતિલાલ મણિલાલ દીવાનની** અરજીઓ પાસ કરવામાં આવી. અને તે દરેકને રૂ. ૪૦) ચાલીશનું ઇનામ આપવાનું નક્કી કરવામાં આવ્યું છે.

**૫. ઉપદેશકો મારફતે સંસ્થાનું પ્રચારકાર્ય.**

આ સંસ્થા તરફથી ફરતા ઉપદેશકો જૂદે જૂદે

સ્થળે ગયા હતા અને તે તે સ્થળોએ સંસ્થાના ઉદ્દેશાનુસાર વિવિધ વિષયો ઉપર અસરકારક ભાષણો આપ્યાં હતાં. તેમજ સુકૃત ભંડારફંડની યોજના સમજાવતાં તે તે સ્થળોએથી જે જે રકમો આવી છે તેનો નોંધ ગામવાર નીચે આપવામાં આવી છે. સંસ્થાના પ્રચારકાર્યથી સમાજ પર કેવી અસર થઈ શકે છે તેના તે તે ગામોના પત્રો અમને મલતા રહે છે તે પરથી સ્પષ્ટ થાય છે. તેમાંના બે પત્રો આ સાથે પ્રકટ કરવામાં આવે છે.

ઉપદેશક પુંજાલાલ પ્રેમચંદ.

તા. ૪–૭–૨૬ થી તા. ૨૨–૧૧–૨૬ સુધી.

ગઢ–૭૭) કુંભાસણ ૧૮) હરસોલ ૧૬ાા બડોદરા ૪ાાા આંત્રોલી ૧) નાના ચેખલા ૨) મોટા ચેખલા ૧ા મોઢુકા ૩ા મોહનપુર ૧૨ાા રણાસણ ૭) હાથરોલ ૪) કાબોદરા ૪ાાા ખેડબ્રહ્મા ૨૦) વડાલી ૧૧૧ા ઇડર ૫૧) કુકડીઆ ૬) સાબલી ૪) જામલા ૫ા વખતાપુર ૭) હિમતનગર ૩૧) ગઢોડા ૭ાા હડીઓલ ૨) આગીયોલ ૫ાા બેરણા ૩ાા વીરાવાડા ૨) દુદોળ ૧૨) રૂપાલ ૧૯) અડપોદરા ૧૩) સરડોઇ ૪ાાા ટરોઇ ૬૪ાાા દધાલીયા ૪૨ાા મોડાશા ૧ા સલાલ ૨ા તાજપુરી ૯) રૂપાલ ૨ાા (પાછળથી) હાપા ૧ાા નવલપુર ૧) પ્રલોલ ૬૦ા દાવડ ૧૦ાાા એકલારા ૧૨ાાા વાઘપુર ૧૮ાા તાશપુર ૧૦ાાા ઓરાણ ૧૮ાાા પ્રાંતીજ ૨૯ાા

ઉપદેશક ગુલાબચંદ શામજી.

તા. ૫–૭–૨૬ રૂ ૪ાાા બજાણા

તા. ૬–૭–૨૬ રૂ ૯ાાા દસાડા

તા. ૧૬–૯–૨૬ રૂ ૫૦) રાજકોટ તપાગચ્છના–

ઉપદેશક વાડીલાલ સાંકળચંદ.

તા. ૨૮–૬–૨૬ થી ૨૧–૧૧–૨૬ સુધી.

મગોડી ૫ાા ઇસનપરમોટા ૭ાા મહુન્દ્રા ૩ા લવાડ ૬ા રંગજીનું મુવાડું ૬) અમરાભાઇનું મુવાડું ૧૦ાા પાણુંદરા ૯) હાથીજણ ૦ાા બહીઅલ ૨૭ાા કનીપર ૭ાા ધમીજ ૪ા કોડી ૧૦ા દરસોલી ૪ાા રાહોડવાસણા ૪ાાા કંદાદરા ૮ાા જણુરા ૫ાા પરઢોલ ૬ાાા અણુાસણ ૬) વલાદ ૭) કોબા ૫) ડભોઇ ૨૭૫) ડભોઇ ત્યા પાછલથી ૧૬ાાા બારેજા ૨૦) લાલી ૧) બીડજ ૪) મહીજ ૮ાા નાંદેજ ૫) હીરાપુર ૧૩) અણીઆલ ૩ાા ધામતવાણ ૨ા ગતરાડ ૪) હીરાપર ૦ાા વાંઝ ૭ા હાથીજણ ૧૧ા નરોડા ૩ મેમદાવાદ ૯) ભાલેજ ૮ાા ઓડ ૮ા અહીમા ૧૪ાા સારસા ૩ાા બેડવા ૨૦) ગોપાલપુરા ૧) નાપાડ ૨૦) મ્હેલાવ ૪ાા કાશર ૧૮) સોજીત્રા ૬) ભડકદ ૮) ડભોઊ ૧૦) મલાતજ ૩ા ચાંગા ૭) પારગોળ ૮) મેલાવ ૨) બાંધણી ૭) રામોલ ૫) કરોલી ૨ાા વરોટવા ૫) સંજાયા ૩) વડતાલ ૭ાા નરસન્ડા ૨ાા

**૬ અમને મળેલા પત્રો.**

શ્રી ૧ા

શ્રી જૈન શ્વેતાંબર કાનફરન્સે

જયજીનેંદ્ર સાથે લખનાર આમરોલીના જૈન સંઘ સમસ્ત આપણી તરફથી ઉપદેશક વાડીલાલ સાંકલચંદને લઇને ગામ થાલા તાલુકે તિલકવાડાના ગામમાં મહંત વિશ્વનાથ મહારાજે છપન ભોગ-સંવત ૧૯૮૩ ના કારતક વદી ૧ ના રોજ કરેલો તે પ્રસંગ ઉપર આસરે માણસ ૬૦૦૦ થી ૭૦૦૦ સુધી ભેગા થયલા હતા તે વખતે વદી ૧ ના રાતના એક વાગે ભાસણની સરૂવાત કરવામાં આવી હતી અને પાંચ વાગે ભાસણ બંધ કરવામાં આવ્યું હતું. તે વખતે ચરચાયલા વીસયો જેવા કે દારૂ નહી પીવો માંસ ભક્ષણ નહી કરવું અને જીવોને અભયદાન આપવા એ ત્રણ વીસયો ઉપર મચકુર ઉપદેશક સરલ ભાષામાં કરેલું અને લોકોના મનને સચોટ અસર બેઠેલી છે અને તે પ્રસંગે આસરે બેથી ત્રણ હજાર માણસે ગુરૂના સોગનથી ઊપલી ત્રણ બાબતો નહી કરવાની પ્રતીજ્ઞાઓ લીધી હતી અને બળદને હાંકવાના પરાણામાં જે આરો રાખવામાં આવે છે તે આરો નહી રાખવી તેવી ત્રણસો માણસે બાધા લીધી હતી આમ ઉપદેશકની મહેનતથી રાજી થઇ. વિસ્વનાથ મહારાજે કાન્ફરન્સને ધનવાદ આપી મચકુર ઉપદેશકને ફુલની માળા પોતાના હાથે પહેરાવી હતી અને ભલામણ કરવામાં આવી હતી કે ઉપરની તમામ લીધેલી બાધાઓની હકીકત દરેક પેપરમાં છપાવવાને માટે તેમને ઘણોજ આગ્રહ કર્યો હતો અને જણાવ્યું હતું કે આ બાગમાં

. કરનારા માણસો બીજા આવા પ્રસંગે જોડાઈ
. ન કરે તેવી જરૂરી બતાવી હતી. હવે પછી
તા એટલે સંવત-૧૯૮૪ ના કારતક સુદી ૧૫
મોટા સોકુડનો અને ચાર ધામની રચના વાળો
ાગ ા કરવાનો છે તે પ્રસંગે તમે અહી આવજો
. આમરેલીના જૈન સંઘ તમને ખબર આપશે
. જાહેર કર્યું હતું અમો નીચે સહી કરનારા
મરેલીના જૈન સંઘ વિનંતી કરીએ છીએ કે
વા ઉપદેશકોની ખાસ જરૂર છે તમારી તબીયત
મ હોવા છતાં તબીયતની દરકાર રાખ્યા સીવાય
ફરન્સને જીવદયાનો પુર્ણ લાભ આપ્યો છે. એમના
વાં ઉપદેશથી હમને ઘણી ખુશાલી થઇ છે. દા.
ઘ કહેવાથી શેઠ નગીનદાસ દોલતભાઈ તથા
જી સહીઓ.

૩) ઉપદેશક વાડીલાલને સુકૃતભંડાર ફંડમાં આપ્યાછે.

શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ.

જયજીનેદ્ર સાથે લખનાર નાપાડના જૈન સંઘ
મસ્ત.

ઉપદેશક વાડીલાલ સાંકળચંદ આવી સકળ
ઘને તેમજ ગામની તમામ વસ્તીને જુદા જુદા
ષયો ઉપર ભાષણો આપ્યા હતા. ભાષણકાર રાત્રે
ડાસાતથી સાડા અગીઆર વાગ્યા સુધી પોતે
કોને સમજાવવાને તનતોડ મહેનત કરતા હતા.
મના બ્રહ્મચર્યના ભાષણથી નીચેના સદ્‌ગૃહસ્થોએ
રદારા ગમન ન કરવાની. સભા સમક્ષ ઉભા થઇ
તિજ્ઞાઓ કરી હતી. જેનાં નામ નીચે મુજબ છે.

× × × ×

શ્રી કેળવણી વીષે પણ ઘણી સારી અસર કરી હતી
જીવદયાના ભાષણમાં પાટીદાર લોકોએ વિશેશ ભાર
ન ભરવા તથા સુડ ન કરવા તેમ ઝેરી પ્રાણી સર્પ
વીછીને ન મારવા. તેમજ માંકણને ન મારવા મહા-
ભારતા વાકયોથી સમજાવ્યું હતું લોકો ઉપર સારી
અસર થવાથી ગામના તમામ લોકોએ તેમજ સંઘે
દરવરસે આવવા અને આમ બોધ આપવા. તમામે
ઇચ્છા બતાવી હતી. તેમજ તેમના ચાર ચાર કલાક
સુધી બોલવાથી અત્રેના મુખીએ નીચે મુજબ
જણાવ્યું હતું.

હું ભાષણ સાંભળવાનો રાગી છું અને આ ગામે
બહારથી આવનારાએ ઘણી વખત ભાષણો આપ્યાં
છે મેં સાંભળ્યાં છે તેથી કહી શકું છું કે આપના
ભાષણમાં જેવી લોકની વૃત્તિ ઠરી છે તેવી વૃત્તિને
બોધ લાગે તેવાં ભાષણ આ ઉપદેશકનાં સાંભળ્યાં
છે માણસોની સંખ્યા બેનો સીવાય બસો પુરૂષોની થતી
હતી. અહીંઆં લેવા પાટીદારની સ્ત્રીઓ હોજલ હોવાને
લીધે તેઓ જાહેરાત બોલી શકી નહતી પરંતુ એમ
કહેવડાવવામાં આવ્યું હતું કે ફટાણાં તેમજ રૂદન
કુટન કરવામાં અમોને ઘણીજ ઉંડી છાપ પડી છે.
વિશેશ દિવસ રોકવા તેમને તમામ ગામનો આગ્રહ
હતો છતાં તેઓ ચાર દિવસ રહી ગયા છે જો તેઓ
રહ્યા હોત તો ગામમાં લાભ થવા વકી હતી એજ
દા. કાન્તિલાલ ભાઇલાલ શાહ. ૨૧-૧૦-૨૬ તથા
બીજી સહીઓ.

---

# શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ

[ સેક્રેટરી શા. વીરચંદ શાહ તરફથી. ]

ઉક્ત સંસ્થા તરફથી દર વરસે લેવામાં આવતી " શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ધાર્મીક હરીફાઇની ઇનામી પરીક્ષા"ની "૧૯" મી પરીક્ષા ચાલુ માસની તા ૨૬-૧૨-૨૬ ને રવીવારના રોજે સંસ્થામાં રજીસ્ટર થયેલાં જુદા જુદા સેન્ટરોમાં લેવામાં આવનાર છે.

પરીક્ષા માટે લગભગ ૧૦૦ ગામની પાઠશાળાઓને લખવામાં આવેલ હતું તેમ જાહેર પેપરોમાં પત્રીકા નં ૧ લી પ્રસિદ્ધ થઇ હતી તથા "જૈન" અને "વીરશાશન" એ બે પત્રોમાં બે અઠવાડીયા સુધી જાહેર ખબર છપાવવામાં આવી હતી આથી આ વરસે કુલ્લે ૩૪ સેન્ટરો થયાં છે અને બધા મલીને ૮૦૦ વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેસવાના છે.

મજકુર પરીક્ષા દિન પરદિન ઘણીજ લોક પ્રિય થતી જાય છે અને આવી પરીક્ષાથી "ધાર્મીક કેળવણી"નો પ્રચાર વિશેષ થાય તે સ્વભાવીક છે. વળી અભ્યાસ પણ બધી પાઠશાળામાં એક સરખો ચાલુ થવાનો સંભવ પણ છે. હાલના અભ્યાસક્રમમાંના કેટલાક પુસ્તકો મલી શકતાં નથી તેથી તેમજ બીજે પણ ફેરફાર " પાઠ્યપુસ્તકો"માં કરવાનો છે. વળી બની શકે તો દરેક ધોરણવારના પાઠ્યપુસ્તકો બોર્ડ તરફથી તૈયાર કરવામાં આવે અને તેને બોર્ડ તરફથી છપાવીને વિદ્યાર્થીઓને પડતર કીમ્મતે પુરા પાડવામાં આવે તો તેથી ધાર્મીક અભ્યાસમાં વધારે અનુકુળતા થાય તેમ છે આ સંબંધી યોગ્ય વ્યવસ્થા કરવાની સંસ્થાની ઇચ્છા છે અને તે દીશામાં કાર્ય કરવા માંડયું હતું કોમના જુદા જુદા વિદ્વાનોને તેમજ મુની મહારાજોને તેમજ ધાર્મીક કેળવણી આપતી સંસ્થાઓને બોર્ડના ચાલુ અભ્યાસક્રમની બુક તથા પરીક્ષાના સવાલોની બુક તેમ વિનંતિ પ મોકલવામાં આવેલ હતું પણ તેનો જોઇએ તે સ્વીકાર થયો નથી અને જુજ જવાબો આવ્યા એટલે આ દીશામાં કાર્ય કરવા માટે સારા વિદ્વા અને પંડીતોની ખાસ અગત્ય છે. આશા છે કે તે સહકાર મલતાં સંસ્થા તે દીશામાં કાર્ય કરવા ઘટ પ્રબંધ કરશે.

બોર્ડ તરફથી પાઠશાળાઓને તેમજ વિદ્યાર્થીઓને સ્કોલરશીપ (મદદ) આપવામાં આવે છે. અ તે સંબંધી પાઠશાળાઓના માસિક પત્રકો ત વિદ્યાર્થીનું " પ્રમાણપત્ર " માંગવામાં આવે છે અ બની શકે તે પ્રમાણે યોગ્યને યોગ્ય મદદ અપાય તે બનતી કાળજી રાખવામાં આવે છે.

બોર્ડનો સઘળો આધાર બોર્ડના ફંડ ઉપર જૈનકોમની વ્યવહારીક, ધાર્મીક, અને વેપારી કેળવણીમાં સંગીન સુધારો કરવાની ઘણીજ અગત્ય છે અ કેળવણીને માટે જુદી જુદી દીશામાં કાર્ય કરી શ તેવી આ એકજ સંસ્થા છે અને તેથી તેને સંગ બનાવવા બોર્ડના મેમ્બર થવા તથા કોન્ફરન્સના સુ ભંડાર ફંડની યોજનાને વધાવી લઇ તેમાં ફાળો આપ હમારી નમ્ર વિનંતિ છે કારણકે બોર્ડને ઉપલા ફંડમાં તેનો ખર્ચ બાદ કરતાં અડધાં નાણા મલે છે આ છે કે સકળ જૈન સંઘ આ હમારી વિનં સ્વીકારી, તે બદલ યોગ્ય કરશે.

છેવટમાં આ સંસ્થાના કાર્યમાં ઉલટ ભર્યો ભ લેવા દરેક બંધુઓને વિનંતિ છે. તથા હમોને ? પણ જાતની સૂચના આપશો અને તે સૂચના પ્રમ કાર્ય થઇ શકે તેમ હશે તો ઘણીજ ખુશીથી સ્વ માન્ય કરવામાં આવશે માટે આ સંસ્થાને આ દરેક રીતે સહકાર આપશો તેમ ઇચ્છી વિરમું છુ

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૨ | પોષ

અંક ૫ | ૧૯૮૩



ઑનર તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

## સામાજિક અંક.

# વિષયાનુક્રમ



## જૈનયુગ

# જૈન યુગ

## સામાજિક અંક.



ॐ સર્વજ્ઞાય નમઃ—દેહનું અને પ્રારબ્ધોદય જ્યાં સુધી બળવાન હોય ત્યાં સુધી દેહ સંબંધી કુટુંબ, કે તેનું ભરણ પોષણ કરવાનો સંબંધ છૂટે તેવો ન હોય, અર્થાત્ આગારવાસ પર્યંત જેનું ભરણપોષણ કરવું ઘટતું હોય તેનું ભરણપોષણ માત્ર મળતું હોય તો તેમાં સંતોષ પામીને મુમુક્ષુ જીવ આત્મહિતનો જ વિચાર કરે, તથા પુરૂષાર્થ કરે. દેહ અને દેહ સંબંધી કુટુંબનાં મહાત્મ્યાદિ અર્થે પરિગ્રહાદિની પરિણામપૂર્વક સ્મૃતિ પણ ન થવા દે, કેમકે તે પરિગ્રહાદિની પ્રાપ્તિ આદિ કાર્ય એવાં છે, કે આત્મહિતનો અવસરજ ઘણું કરીને પ્રાપ્ત થવા ન દે. S. R.

પુસ્તક ૨ અંક ૫. વીરાત્ ૨૪૫૩ વિ. સં. ૧૯૮૩. પોષ.

## તંત્રીની નોંધ.

**૧. દ. મ. જૈન શ્વે. પ્રાંતિક પરિષદ્‌. ૪થું અધિવેશન**

ગત ડિસેંબરની ૨૭ અને ૨૮ મીએ આ પરિષદ્ કોલ્હાપુર રાજ્યના શિરોલરોડ સ્ટેશનપર ખાસ ઉભા કરેલા સાદા મંડપમાં ભરાઈ હતી. દક્ષિણ મહારાષ્ટ્રમાં અનેક જૈન ગૂજરાતીઓ પોતાનાં કુટુંબ સહિત વસે છે અને તેમનો વંશ તપાસતાં દેઢિક સૈકાં લગભગ તેમના પૂર્વજો અમદાવાદ પ્રાંત અને તેની આસપાસથી આવેલા જણાય છે અને પછી પૈસે ટકે સુખી થઇ એક બીજા સાથે સંબંધ સગપણું રાખી પોતાનો સંસાર વ્યવહાર ચલાવતા ગયા અને તેથી મોટે ભાગે ગૂજરાત આવી લગ્નાદિ પ્રસંગો કરવાનું અટકી ગયું. આ રીતે સાક્ષાત્ સંબંધ ગૂજરાત સાથે બંધ પડયો; છતાં ગૂજરાતી સંસ્કૃતિ તો કાયમજ રહી. માતૃભાષા ગૂજરાતીનો હજુ સર્વાંશે લોપ થયો નથી. બાપદાદાનો જૈન ધર્મ કાયમ છે અને તેના સંસ્કારો પણ અબાધિત ચાલ્યા આવે છે.

આ ગૂજરાતી ભાઇઓના ઉત્સાહ અને પ્રેમથી દક્ષિણ મહારાષ્ટ્ર જૈનશ્વેતામ્બર પ્રાંતિક પરિષદ્‌નો જન્મ થયો. ત્રણ અધિવેશનો ભરી ચોથું અધિવેશન આ પત્રના તંત્રીના અધ્યક્ષપણા નીચે ભરાયું. પ્રમુખ તરીકેનું ભાષણ આ અંકમાં પ્રકટ થયેલ છે તેમજ તે પરિષદ્‌ના સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી સખારામ દેવચંદનું ભાષણ અને પરિષદ્‌માં થયેલા ૧૩ ઠરાવો પણ પ્રકટ કરવામાં આવ્યા છે તે પરથી આખી પરિષદ્‌નું કાર્ય અને ગૌરવ સમજી શકાશે.

પોષ ૧૯૮૩ ના 'જૈન ધર્મ પ્રકાશ'માં વર્તમાન ચર્ચાના સુજ્ઞ લેખકે જણાવ્યું છે કે

"આપણી કોન્ફરન્સના સંદેશા સર્વત્ર ફેલાવવા માટે પ્રાન્તિક અધિવેશનની બહુ આવશ્યક્તા છે, અને એ સંબંધમાં મહારાષ્ટ્રના જૈન બંધુઓનો સતત્ પરિશ્રમ ખરેખર પ્રશસ્ય છે. શ્રી કોન્ફરન્સે જે ઠરાવો કર્યા હોય તેને આધીન રહીને આવા પ્રાન્તિક મેળાવડા થાય તેમાં યોગ્ય ઠરાવો થાય અને કોઈ વાર મુખ્ય સંસ્થા શિથિલ કે મંદ પડી જતી જણાય તો તેને જાગૃત પણ કરાય એટલે અનેક રીતે આવા મેળાવડા લાભકારક થઈ પડે એ સ્વાભાવિક છે. વળી આખા સમુદાયમાં કેટલાક વ્યાવહારિક સુધારાઓ કરવામાં ઘણી અગવડ પડે છે, પણ પ્રાન્તિક પરિસ્થિતિ સમજીને વિચારક આગેવાનો ઘણું કાર્ય કરી શકે. કોન્-

રન્સના ઠરાવો ભલામણ રૂપનાજ હોઇ શકે, ત્યારે અનુકૂળતા પ્રમાણે પ્રાન્તિક પરિષદમાં અમલના રૂપમાં પણ ઠરાવો થઈ શકે. એ ઉપરાંત એક પ્રાંતના લોકો પોતાના વ્યાપાર અને કેળવણીના સવાલો પર તથા બોર્ડિંગ આદિ સંસ્થાઓપર સીધું ધ્યાન આપી શકે, અગવડો દૂર કરાવી શકે અને સક્રિય રચનાત્મક કાર્યનો વિચાર કરીને અમલ કરી શકે."

આ વિચારો સાથે મુખ્યતઃ અમે સંમત છીએ. આ પ્રાંતિક પરિષદ્‌ના બાંધેલા નિયમોમાં એક એ પણ નિયમ ઉમેરવામાં આવ્યો છે કેઃ—

"આ પ્રાંતિક પરિષદ્ આપણી મુખ્ય એવી શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સની ઓફિસ–મુંબઇ સાથે સંબંધ રાખી તેની સાથે વ્યવહાર રાખવો ને તેની સલાહ સૂચના લેવી."

આ નિયમ પ્રમાણે પરિષદ્‌ના કાર્યવાહકો વર્તશે તો ઘણો લાભ અરસપરસ સંબંધથી અને વ્યવહારથી મેળવી શકાશે. અમે મુખ્ય કૉન્ફરન્સના મંત્રીઓ અને કાર્યવાહકોને ખાસ વિનંતિ કરીએ છીએ કે તેઓએ દરેક પ્રાંતમાં જઇ ત્યાં પોતાના પ્રાંતિક સેક્રેટરીઓની મદદ લઇ પ્રાંતિક પરિષદોનો પ્રબંધ કરવો ઘટે અને તે રીતે કૉન્ફરન્સ–જૈન મહાસભાના સંદેશ દરેક પ્રાંતમાં ફેલાવવા ઘટે. જ્યાં સુધી આમ નહિ થાય ત્યાં સુધી વિશેષ વ્યાપક કાર્ય નહિ બની શકે. આ પ્રાંતિક પરિષદ્‌માં આપણી કૉન્ફરન્સના એક પણ મંત્રી હાજર રહ્યા હોત તો વધારે ઉપયોગી કાર્ય કરી શકત, હમણાં તો દરેક પ્રાંતિક પરિષદ્ પોતાને યોગ્ય લાગે તેમ કાર્ય કરે છે. તે એક રીતે યોગ્ય છે, પણ મુખ્ય કૉન્ફરન્સની બાંહેધરી નીચે તે કાર્ય થાય તે ઘણું સુંદર પરિણામ લાવી શકે. દરેક પ્રાંતમાં અને ખાસ કરી આ ભૂલાયેલા દક્ષિણ મહારાષ્ટ્રના ભાગમાં કૉન્ફરન્સે પોતાના ઉપદેશકો અને ઉત્સાહી કાર્યકરો મોકલી ત્યાંના બંધુઓને ઉત્સાહિત અને જાગ્રત કરવાની જરૂર છે.

મુંબઈથી રા. મોધવજી ધનજી સોલિસિટર, શેઠ લલુભાઇ કરમચંદ દલાલ, શેઠ વાડીલાલ સાકલચંદ ઘા. શાંતિલાલ ઉજમશી, તથા રાજકોટવાળા રા. ગોકળદાસ નાનજી ગાંધીએ આ પરિષદ્‌માં ખાસ આવી પોતાની હાજરી તેમજ પોતાના વિચારોનો લાભ આપ્યો તે માટે તેઓને ધન્યવાદ ઘટે છે. રા. ગોકુળદાસે આખી પરિષદ્‌નો વિગતવાર રીપોર્ટ લીધો હતો અને તે વૃત્તપત્રોમાં આવવાનો હતો પણ આવી નથી શક્યો તે માટે અમે દિલગીર છીએ. કોલ્હાપુર રાજ્યના દિવાન રા. બ. લઠ્ઠે સાહેબ એક સુશિક્ષિત દિગંબર જૈન છે તેમણે ખાસ તે રાજ્યના ક્ષાત્ર જગતગુરૂની સંગાતે આ પરિષદ્‌માં આવી ઉચ્ચ શિક્ષણની જૈન સમાજને પૂરી જરૂર છે, શિક્ષણ-અંગ્રેજી શિક્ષણ વગર સુધારા થઇ શકે તેમ નથી તેમ સમાજની ઉન્નતિ અને વેપારની પ્રગતિ બને તેમ નથી એ પર મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. ક્ષાત્ર જગતગુરૂશ્રીએ સરસ્વતિ અને લક્ષ્મી એ બંનેની ઉપયોગિતા સમજાવી સરસ્વતીની પ્રધાનતા વ્યાખ્યાનથી સિદ્ધ કરી હતી. આ બંને મહાશયોને તેમની હૃદયવિશાલતા માટે ધન્યવાદ ઘટે છે. એવી હૃદયવિશાલતા આપણા આગેવાનોએ ગ્રહણ કરવાની છે. આવી પરિષદ્ વખતો વખત દરેક પ્રાંતમાં ભરાય ને તે માટે તેમને વિજય મળો એમ ઇચ્છીએ છીએ.

**૨ સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સ.**

શ્વે૦ સ્થાનકવાસી જૈનો શ્વેતામ્બર દેરાવાસી મૂર્તિ પૂજક જૈનોથી કેમ જૂદા થયા તેનો ઇતિહાસ જોતાં જણાય છે કે સ્થાનકવાસી સંપ્રદાયના સ્થાપક શ્રી લોંકાશા સં. ૧૫૦૮ માં થયા. અને તેનો સમુદાય વધી ચારેક લાખ થઇ ગયો. આ રીતે આ સમુદાય ઉભો થવામાં વધવામાં શું શું કારણો, પરિસ્થિતિ ઉપસ્થિત થયેલ હશે તે ઇતિહાસકાર માટે ઘણો સુંદર અને મનનીય વિષય છે. મૂર્તિપૂજાના નિષેધ સિવાય બીજા થોડા અહીં તહીંના વિધિ વિધાનના તેમજ અમુકજ સૂત્રો માનવા ઉપરાંત બીજા વિશેષ ભેદ નથી. તે સંપ્રદાય શ્રી વીરપ્રભુના સંતાનરૂપ છે અને પોતાની પ્રગતિ જે જે રસ્તે સહુ અન્ય ભાઇઓ કરી રહ્યા છે તે તે રસ્તે પોતે કરી રહ્યાં છે એ આનંદનો વિષય છે.

તેઓએ પોતાની પરિષદ્ તા. ૩૧ મી ડીસેંબર ૧૯૨૬, ૧લી અને બીજી જાન્યુઆરી ૧૯૨૭ ને રોજ મુંબઇમાં મોટા પાયા પર ભરી હતી અને તેમાં લગભગ ૧૩ ઠરાવો કર્યા હતા. (૧) સ્વામી

શ્રદ્ધાનંદજીના ખૂન પ્રત્યે તિરસ્કાર (૨) પરિષદ્‌ની કાર્ય પદ્ધતિ માટે દરેક પ્રાંતમાં સેક્રેટરીની નિમણુક, દરેક પ્રાંતમાં, બને ત્યારે પગારદાર એસિસ્ટંટની યોજના, (૩) સેવા સમર્પણ કરનારાનો 'વીરસંઘ' સ્થાપવાની આવશ્યકતાનો સ્વીકાર અને તે માટેના નિયમો ઘડવા નીમેલી કમિટી. (૪) જુદે જુદે દિવસે જુદે જુદે સ્થળે પર્યુષણ સંવત્સરી થવાના દાખલાથી તેને માટે એક નિશ્ચિત દિવસ દર વર્ષે કરવા માટે એક કમિટીની નિમણુક (૫) શત્રુંજય તીર્થની પરિસ્થિતિથી દુઃખ, તે સંબંધીના મી. વૉટ્સનના ચુકાદા સામે વિરોધ અને બ્રિટિશ સરકારને ન્યાય આપવાની અપીલ. ને ખાસ કરીને પાલીતાણાના હિંદુ રાજા, શ્વેતામ્બરોની ભાવના ધ્યાનમાં લઈ તેને માન આપવાની જરૂર ઉદારતા બતાવશે એવી આશા (૬) પરિષદ્‌નો સંદેશ સર્વસ્થળે મળે તે માટે જુદા જુદા પ્રાંતમાં પ્રાંતિક પરિષદ્ ભરવાની ભલામણ (૭) ઘાણેરાવ સાદડીના સ્થાનકવાસીઓને શ્વેતાંબર મંદિરમાર્ગી ભાઇઓ તરફથી અન્યાય ને તે દુર કરવાની સૂચના (૮) પરિષદ્‌માં પ્રતિનિધિ માટે કરેલા ૨૫ પ્રાંતોમાં પૂર્વ અને પશ્ચિમ દક્ષિણની સ્ફુટતા અને બર્માનો સ્વતંત્ર પ્રાંત વધાર્યો. (૯) જુદી જુદી ધારાસભામાં થયેલા જૈન સભાસદો માટે હાર્દિક હર્ષ (૧૦) સ્વર્ગસ્થ થયેલા આગેવાનો માટે શોક (૧૧) ગાય તેમજ દૂધાળાં અને ખેતીને ઉપયોગી ઢોરનો વધ બંધ કરવા મુંબઇ સરકારને પ્રાર્થના અને ધારાસભાના સભાસદોને પ્રયાસ કરવા આગ્રહ (૧૨) વેજીટેબલ ઘીના પ્રચાર સામે વિરોધ ને બહિષ્કાર (૧૩) બર્મામાં થતો માંસાહાર દૂર કરવા ઉપદેશકો મોકલવાના પ્રબંધની ભલામણ.

આ ઉપયોગી પ્રસ્તાવોમાં શત્રુંજય તીર્થ સંબંધી કરેલા ઠરાવથી શ્વે૦ મૂર્તિપૂજક બંધુઓ પ્રત્યે બતાવેલી સહાનુભૂતિ, અને સંયુક્ત જૈનોની પરિષદ્ મેળવવાના ઠરાવથી શ્રી વીરપ્રભુના સર્વ સંપ્રદાયોની એકત્રતા કરવાની ઇચ્છા બનાવી આ પરિષદે પોતાની હૃદયવિશાળતા (liberalism) બતાવી આપી છે. મુસલમાનો હિંદુ સાથે, હિંદુ અહિંદુ સાથે, જૈન જૈનેતરો સાથે સહકાર કરે તો દેશની એકસંપીમાં વધારો થાય. પણ સાથે સાથે સર્વે કોમ અને સંપ્રદાયો એક બીજા સાથે સહકાર સાધે એ ખાસ આવશ્યક છે. ઠરાવોમાં કેળવણી, હાનિકારક રિવાજો દૂર કરવા વગેરે સંબંધી ચુપકીદી અમને તાજુબીમાં નાંખે છે.

આ પરિષદમાં એક લાખ રૂપિયા જેટલી મોટી રકમ એકઠી કરી તે પૂનામાં જૈન વિદ્યાર્થીઓ માટે બોર્ડિંગ ખોલવા ને નિભાવવા વાપરવાનો ઠરાવ કર્યો છે તે માટે તેના સંચાલકોને ધન્યવાદ ઘટે છે. ઉચ્ચ શિક્ષણ વગર કોમનો અભ્યુદય નથી તેથી તે પર તેઓએ આ રીતે ખાસ લક્ષ આપ્યું છે એ જોઇ અમને અતિ સંતોષ થાય છે.

### ૩ જૈન સાહિત્ય પરિષદ્‌ની જરૂર.

જોધપુરમાં જૈનસાહિત્ય સંમેલન થયું હતું અને તેનું બંધારણ એટલું બધું પકવ ને મક્કમ રહી શક્યું નહિ ને તેથી સાહિત્ય સંમેલનનું બીજું અધિવેશન ન થયું. 'આરંભે શૂરા' આપણે છીએ તેનું આ દૃષ્ટાંત છે. વળી જે કાર્ય થાય છે તે 'શૂરવીરતા' બતાવતાં બતાવતાં એટલું બધું ઉતાવળીઉં થાય છે, કે તેમાં પકવ વિચાર, ગંભીર કાર્યક્રમ અને ભવિષ્યની કાર્યકારી અમલમાં મૂકવા જેટલી મક્કમતાનું પ્રદર્શન થતું નથી. આવો ઉતાવળીઓ પ્રયત્ન સુરતમાં જૈન સાહિત્ય પરિષદ્‌નો સમારંભ અમુક ધાર્મિક ઉત્સવનો લાભ લઇને કરી નાંખવામાં આવ્યો હતો. જોધપુરના સંમેલનનો રીપોર્ટ—નિબંધો સહિત પ્રકટ થયો હતો, પણ આ સુરતની 'પરિષદ્'નો રીપોર્ટજ હજુ અપ્રકટ રહ્યો છે તે ક્યારે બહાર પડશે તેનાં સ્વપ્નાં આવે છે.

જમાનો કાર્ય કરવાનો જાગૃતિનો અને અપ્રમાદનો છે; સૌ સૌ પ્રયત્નો કરી રહ્યા છે, જ્યારે જૈનોની નિર્બળતા અને નિષ્ક્રયતા ચાલુજ છે. તેનો લાભ લઈ કોઈ 'કલિકાલ સર્વજ્ઞ'ના બિરુદવાળા આજન્મ નૈષ્ઠિક બ્રહ્મચારી પ્રખર વિદ્વાન્ શિરોમણી અને શાસન પ્રભાવક શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને 'માનસિક વ્યભિચારી' તરીકે નવલકથાના બહાના તળે ચીતરે છે, કોઇ મેવાડના રાણા પ્રતાપને અણીને સમયે મહાન્ સહાય આપનાર જૈન ભામાશાને વૈષ્ણવ તિલકધારી અને વિલાસી સિનેમાની ફિલમમાં બતાવે છે. કોઇ જૈનધર્મના સંબંધે ઇતિહાસ વિરુદ્ધ કપોલકલ્પિત

તો 'ભારતવર્ષના ઇતિહાસ'ની અંદર મૂકે છે, કોઈ જૈન ધર્મ અને સાહિત્યની વિરૂદ્ધ મિથ્યા આરોપો અને આક્ષેપો મૂકવા ધૃષ્ટ બને છે. આના પ્રતિકાર રૂપે નિષેધક નહિતો વિધાયક સ્વરૂપે જૈનધર્મ અને સાહિત્યનો ઇતિહાસ એકત્ર કરવા, તે માટેની સામગ્રીનો સંગ્રહ કરવા, તે સામગ્રીનો ઉપયોગ કરી નિબંધો લખવા લખાવવા માટે જૈન સાહિત્ય પરિષદ્ અમુક અમુક સમયના આંતરે થવાની અતિ જરૂર છે એમ સર્વ કોઈ સમજુ વીરશાસનરસી જૈન સ્વીકારશે.

આવી પરીષદ્ થવા માટે—તેને અર્થેની ભૂમિકા તૈયાર કરવા અર્થે જૈનોની સારી સંખ્યા ધરાવતા દરેક શહેરોમાં જૈન સાહિત્ય સભા સ્થાપિત કરવી ઘટે છે અને તેમાં ત્યાં ત્યાંના જૈન અને જૈનેતર લેખકો અને વિદ્વાનોનાં ભાષણો કરાવવાં યા નિબંધો વંચાવવાં ઘટે છે–અને તે ભાષણો યા નિબંધો આ પત્ર કે એવાં સાહિત્યમાં રસ લેતાં માસિકોમાં યા જુદા ચોપાનિયા રૂપે પ્રકટ કરવા યોગ્ય છે. જૈન સાહિત્ય પરિષદ્ સ્થાયી રૂપ લે તે માટે તે પહેલાં આવી જૈન સાહિત્ય સભાઓ સ્થાપવાની જરૂર છે.

સુરતની જૈન સાહિત્ય પરિષદ્ ભરાઇ ગયા પછી ૧૯૨૫ ના જાન્યુઆરીમાં પરિષદ્ની ઑફિસ સ્થાપવા માટે મુંબઇમાં અમારા પ્રમુખપણા નીચે મળી હતી તેમાં તે પરિષદ્ના છએ ઠરાવો વંચાયા પછી તેના એક ઠરાવમાં નીમેલી કમિટી માથે તે ઠરાવની રૂએ કંઇ પણ કરવાપણું રહેતું નહોતું એમ અમે જણાવ્યું હતું. વિશેષમાં જો કંઇ પણ કાર્ય થાય તો જ ઓફિસ જેવી સંસ્થા સ્થાપવી તેમજ શું શું કાર્ય કરવા જેવું હતું તે નીચે પ્રમાણે સૂચવ્યું હતું કે—

(૧) આનંદકાવ્ય મહોદધિનું પ્રકાશન તથા સંપાદન કાર્ય પરિષદ્ને આપવા તેના કાર્યકર્તા ખુશી છે તો તે માટે તેમનો સર્વ સરતો સાથેનો પત્ર મેળવવો ને પછી કાર્ય હાથ ધરવું.

(૨) શ્રી બુદ્ધિસાગરજી સૂરિ પોતાનો વીજાપુરનો ભંડાર તથા તે માટેનું મકાન પરિષદ્ને આપવા તૈયાર છે તો તેમનો તે બાબતનો લિખિત પત્ર લેવો. (હાલ તેઓશ્રી સ્વર્ગસ્થ થયા છે)

(૩) ત્રિમાસિક 'જૈન સાહિત્ય' કે એવા નામથી મહાવારી કાઢવું.

(૪) ઇતિહાસનાં જે પુસ્તકો છે તેને ભાષાંતર કરી કરાવી છપાવવાં.

(૫) 'Men of Letters' જેવી ગ્રંથમાળા આપણા જૈન ગૂર્જર કવિઓ માટે રચાવવી ને કાંઇ નહિ તો તેમનું જીવન વૃત્તાંત અને કાવ્ય વિવેચન સહિતનાં ચોપાનીઆં લખાવી તૈયાર કરાવવાં–છપાવવાં.

(૬) જુદા જુદા મુનિ મહારાજાઓ દ્વારા તેમનાં પુસ્તકો–ગ્રંથ ભંડાર લેવા તેમજ તેમની દ્વારા આર્થિક સહાય મળે તો મેળવવી.

(૭) પ્રદર્શન અંગેની ખાસ ચીજો–તાડ પત્ર પરનાં પુસ્તકો, કપડાંઓ પરનાં પુસ્તકો–લખાણો, શ્રીમદ્ યશોવિજયાદિની હસ્તાક્ષરની પ્રતિઓ, તામ્રપત્રો, રાજ તરફથી મળેલા લેખો, ચિત્રપટ્ટો, અસલનાં વિજ્ઞપ્તિપત્રો વગેરે એકઠાં કરવાં ઇત્યાદિ.

રા. પાદરાકરે wholetime worker–આખો સમય કાર્ય કરશે એ વીશે ખાયેશ બતાવી હતી, તેથી તેમને તથા તેમની સાથે શેઠ જીવણચંદ સાકરચંદ ઝવેરી અને રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી સોલીસીટર એ ત્રણને મંત્રીઓ નીમવામાં આવ્યા; પરિષદ્ની ઑફીસ મુંબઇમાં રાખવી એ નક્કી થયું ને ફંડને માટે બીજી સભામાં ચર્ચા કરવાનું ઠર્યું. આ પછી આ સંબંધી કંઇ પણ થયું નથી. મંત્રીઓ નીમાયા હતા તેઓ જાગૃત થાય તો સારૂં. બધું કાગળપર રહી ન જાય એમ થવું ઘટે.

કચ્છી સાહિત્ય માટે મુંબઇમાં કચ્છી સાહિત્ય સભા હમણાંજ થઈ છે. જૈન સાહિત્ય તો સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, ગૂજરાતી, તામિલ, કાનડી આદિ દરેક ભાષામાં અને વળી સાહિત્યના દરેક અંગ ઉપર વિદ્યમાન છે તો તે માટે તો જબરો પ્રયાસ જૈનોએ સેવ્યા વગર છૂટકો નથી. પરાવલંબી ક્યાં સુધી રહેવાનું થશે? જૈન સાહિત્યના દરેક અંગ તેમજ દરેક ભાષામાંના જૈન સાહિત્યના ઇતિહાસ લખાવાની જરૂર છે. જૈન લેખકો, વિદ્વાનો; શ્રીમંતો, મુનિ મહારાજાઓ કંઇ ચેતશે કે? સાંભળવા પ્રમાણે પુરાતત્વમંદિરના આચાર્ય શ્રી જિનવિજયજી પોતાનું બંધ પડેલું 'જૈનસાહિત્ય સંશોધક' નામનું ત્રિમાસિક સજીવન કરવાના છે–એમ થાય તો તે અમને વધામણીરૂપ છે.

# મારી કેટલીક નોંધો.

[ લેખક—તંત્રી ]

## ૧ જૈન શુદ્ધિ.

જૈનોનો ઇતિહાસ જોતાં અનેક જૈન ધર્મમાંથી નિકળી પરધર્મી થયા છે. આનાં કારણો ઘણાં છે—૧ તો જૈનમાં નાની જ્ઞાતિઓને બીજી મોટી જ્ઞાતિઓથી જેવું જોઇએ તેવું ઉત્તેજન મળેલું નહિ, તેમજ પોતાનામાં લેવાની સ્પષ્ટ ના થયેલી. ૨ જૈન મુનિઓનો સર્વત્ર અખંડ અને ગ્રામાનુગ્રામ વિહાર કેટલાયે આખા પ્રાન્તોના પ્રાન્તોમાં થયો નહિ, ૩ જૈન ધર્મની સંયમ અને વૈરાગ્ય—પ્રધાનતા તે હાલના અસંયમી જમાનામાં કેટલાકથી સચવાઇ નહિ ૪ પરધર્મી થયેલાને પાછા સ્વધર્મમાં આવવા માટે જોઇતી સગવડતાઓ મળે નહિ. ૫ કડક બંધનો અને ચુસ્તતા હોવાથી બીજા શિથિલ અને અલ્પચુસ્ત પ્રત્યે તિરસ્કાર ને દ્વેષ, ૬ પર ધર્મીઓનો જુલમ વગેરે. હિન્દુ સમાજમાં 'આર્ય સમાજ' અહિન્દુને હિન્દુ બનાવવા માટે નિકળ્યો, પણ જેમ પૂર્વના આચાર્યો, યતિઓ, સાધુઓએ અન્યને જૈન બનાવ્યા તેમ જૈન બનાવવાનો લગરીકે પ્રયત્ન થતો હોય એમ હાલમાં જોવાતું નથી. હાલના સમયમાં હિન્દુ મહાસભા આદિ તરફથી સંગઠન અને શુદ્ધિની હિલચાલો ચાલી રહી છે તે વખતે એક જૈન મહાશય નામે અયોધ્યા પ્રસાદ ગોયલીય ('દાસ') દીલ્હીમાં થયેલ જૈન સંગઠન સભાના મંત્રીએ નીચેની જુસ્સાદાર ગઝલ બનાવી છે તે 'જૈન જગત'માંથી આપીએ છીએ.

વોહ કોમ કરકે આજ હમ તુમકો દિખાયેંગે,
દુનિયાં મેં સચ્ચે ધર્મકા ડંકા બજાયેંગે. ૧
ચિઢતે હૈં સંગઠનસે પુરાને ખયાલકે,
ઉનકો ભી દેખ લેના હમ અપના બનાયેંગે. ૨
ગફલતસે અપની હો ગયે ગૈરોંકે જો રફીક,
સીનેસે અપને શૌકસે ઉનકો લગાયેંગે. ૩
ગૂજર સરાગ મીને યે ભી તો એક દિન,
મુંહસે તુમ્હારે દેખના જૈની કહલાયેંગે. ૪
સીને પૈ હાથ રખલેં જો શુદ્ધિ કે હાં ખિલાફ,
ફરદો બશર કો ફિરસે હમ જૈની બનાયેંગે.
પિનહાં હમારે સીને મેં ક્યા ક્યા ઔસાફ હૈં,
જલવા હમ અપની શાનકા તુમકો દિખાયેંગે. ૬
રશ્કે ઉદૂકે ધર્મ કે મૈદાનમેં એ 'દાસ'
જૌહર હમ અપની તેગકા એક દિન દિખાયેંગે. ૭

આનો અર્થ સરલ થાય તે માટે આમાંના ઉર્દુ શબ્દો બીજા પાસેથી જાણી અત્ર મૂકીએ છીએ. ચિઢતે—ગુસ્સે થતા, ગફલત—ભૂલ, ગૈરોં—બીજા, પરધર્મી, રફીક—દોસ્ત, સીનો—છાતી—હૃદય, શૌક—પ્રેમ. ખિલાફ—વિરૂદ્ધ, ફરદો બશર—મનુષ્ય જાતના આદમીઓ—વ્યક્તિઓ. પિનહાં—છુપાયેલા. ઔસાફ—ગુણ. જલવા—ભવ્યતા. શાન—બુદ્ધિ, ફત્તેહ. રશ્કે ઉદુ—શત્રુઓની અદેખાઇઓ. જૌહાર—જવાહીર, પાણી, સત્તા. તેગ—તલવાર.

મહાત્મા ગાંધી તા. ૫—૧—૨૭ ના નવજીવનમાં શુદ્ધિ સંબંધી પોતાના વિચાર 'શ્રદ્ધાનંદજી સ્મારક' પર લખતાં જણાવે છે તે પણ મનનીય છે.

'મને પોતાને તો અત્યારે શુદ્ધિનો જે સામાન્ય અર્થ કરવામાં આવે છે તેવી શુદ્ધિની પ્રવૃત્તિની અગત્યની વાત હજુ પણ ગળે ઉતરતી નથી. પાપીની શુદ્ધિ એ તો એક કાયમની આંતરક્રિયા છે. જેઓ નથી હિંદુમાં, નથી મુસલમાનમાં, અગર તો જેઓ તાજાં વટલાએલાં છે પણ ધર્માન્તર એટલે શું એ કશું જાણતાં નથી ને માત્ર પોતાને હિંદુ તરીકે ગણાવવા જ માગે છે, તેમનું ધર્માન્તર ધર્માન્તર નથી પણ પ્રાયશ્ચિત છે. ત્રીજું શુદ્ધિનું સ્વરૂપ એ ચોખ્ખી ધર્માન્તરની પ્રવૃત્તિ છે અને એવા ધર્માન્તરની પ્રવૃત્તિ આજના વધતી જતી સહિષ્ણુતા અને જ્ઞાનના જમાનામાં કેટલે દરજ્જે ઉપયોગી છે એ વિષે મને શંકા છે. હું તો કોઇ પણ જાતની ધર્માન્તરની પ્રવૃત્તિથી વિરૂદ્ધ છું, પછી તેને હિંદુઓ શુદ્ધિ કહેતા હોય, મુસલમાનો તબલીગ કહેતા હોય કે ખ્રિસ્તીઓ ધર્મપ્રચાર કહેતા હોય. ખરૂં ધર્માન્તર એ તો હૃદયની પ્રવૃત્તિ છે જેનો સાક્ષી એક અંતર્યામી ઇશ્વર જ છે. એ પ્રવૃત્તિને બેદખલ વહેવા દઇ સ્વતંત્ર ભાવે પોતાનું કામ કર્યે જવા દઇએ.

આમાં કાળા અક્ષર અમે મૂકાવ્યા છે. જો તે પ્રમાણે થયું હોય તો ઘૃણા-તિરસ્કાર એક રીતે વ્યાજબી ઠરે, પણ મૂલં नास्ति कुतो शाखा એ ન્યાયે ત્યાં એકઠા થયેલા શ્વેતામ્બરીઓએ મારવામાં ભાગ લીધો હોય એમ નજરે જોનાર દિગંબર ભાઇનાજ ઉપલા અહેવાલ પરથી પણ દેખાતું નથી, તેમજ શ્રીયુત જરીવાલાએ કોન્ફરન્સ પર શરૂઆતના જે બે પત્રો લખ્યા અને તેમાં પોતાને મળેલા તારની હકીકત જણાવી તેમાં પણ એમ નીકળતું નથી. એ બધું તો લશ્કર ને ઓફિસર (હકીમ કે કોઈ બીજા) એ મારવામાં ભાગ લીધો એમ જણાવે છે. એ બધું ખરૂં હોય તો 'પખાલીના વાંકે પાડાને ડામ' એ પ્રમાણે એકના દોષનું આરોપણ બીજાના પર કરવામાં આવે છે એવું ફલિત આ પરથી સ્પષ્ટ રીતે થઈ શકે.

મારવું અને બીજા એટલે અમલદાર કે લશ્કર મારે તે અમુકે જોવું એ બે ભિન્ન ભિન્ન વસ્તુ છે. તેમાં પણ શ્વેતાંબરીઓએ રાજકર્મચારીઓ દ્વારા દિગંબરોને બુરી તરેહથી પીડાવીને મરાવી નંખાવ્યા છે એવું શ્વેતાંબરીઓ પરતું આળ પણ ઉચિત ન ગણાય. દિગંબરી ભાઇઓના મનમાં શ્વેતામ્બરીઓનો મોટો ગુન્હો એ વસેલો જણાય છે કે શ્વેતામ્બરીઓ ધ્વજા દંડ ક્રિયા કેમ કરી જાય ? એમ થઇ જાય અને થઇ ગયું તો પોતાના હકોપર તે આક્રમણ થાય છે, અને તેથી ગમે તે ભોગે તે ન થવા દેવું જોઇએ આવો ખ્યાલ દિગંબરી ભાઇઓના મનમાં આવ્યો હોય તો તે અમે સ્વાભાવિક ગણીએ. તે ખ્યાલથી પોતે જે કરવા દોરાયા હતા અને જે કર્યું હતું તેનું વર્ણન કંઇક અંશે ભાગે ઉપરની સભાના નજરે જોનાર દિગંબર ભાઇએ જે જણાવ્યું છે. તે એ છે કે દિગંબરી ભાઇઓને અગાઉથી ખબર મળી ગઇ હતી (કે જેની ખબર અમે ધારીએ છીએ કે મુંબઇની દિગંબરીય જૈન તીર્થક્ષેત્ર કમિટીને પણ ઉપરનો પ્રસંગ બન્યો તે પહેલાં અગાઉથી મળી ગયેલી હોવી જોઇએ) તેથી શ્રી મહારાજકુમાર ને પછી શ્રી મહારાણાને તેઓ મળી આવ્યા. કહેવાય છે કે તેઓએ જણાવ્યું હતું કે શ્વેતામ્બરીઓને ધ્વજાદંડ ચઢાવવાની પરવાનગી નથી આપી. તે ઉપરથી સેંકડો દિગંબરીઓ વખત પહેલાં મંદિરમાં હાજર થઇ ગયા. શ્વેતાંબરીઓને ધાર્મિક ક્રિયાઓ કરતાં એક દિગંબર ભાઈએ અટકાવ્યા. તે પછી લશ્કર વગેરે આવ્યું ને આ પ્રસંગ બન્યો' કેવી રીતે અટકાવ્યા ? તેમાં કંઈ અતિરેક કરવામાં આવ્યો હતો કે નહિ ? ઓફિસરે વાર્યા હતા કે નહિ ? વગેરે કંઈ પણ બતાવવામાં આવતું નથી. અમે તો પોતાને થયેલા ઉપલા ખ્યાલથી કંઇ પણ અતિરેક કરવા પ્રેરાવાનું સ્વાભાવિક માનીએ તો પછી તે સંબંધી ઢાંકપિછોડો શું કામ કરવામાં આવે છે ? આ મારામારી ૪થી મેએ સવારમાં બની એમ દિગંબરભાઇઓ જણાવે છે.

તા. ૧૦ મી મેના મુંબઇ સમાચારમાં 'નજરે જોનાર દિગંબરભાઇ તરફનો અહેવાલ, એક જુદા લેખમાં પ્રકટ થાય છે તેમાં મુગટ કુંડળ ચઢાવવાની ક્રિયાની વાત તેમજ બંદુકના ગોદાથી મારવાની વાત વિશેષમાં આમેજ થાય છે, આ ભાઈ ઉપરોક્ત સભામાંનો 'નજરે જોનાર' હોય કે અન્ય, તે અમો કળી શકતા નથી.

'ચોથી તારીખની સવારે આ સઘળું જોઇ સ્થાનિક તેમજ જાત્રાએ આવેલા દિગંબર ભાઇઓ મંદિરમાં એકઠા મળ્યા અને દેવસ્થાનહાકેમ કે જેઓ પણ શ્વેતાંબર છે તેમને હુકમ બતાવવા માટે લેખિત તેમજ મોઢેથી કહ્યું પરંતુ તેઓએ હુકમ બતાવ્યો નહીં અને ત્યાં આવેલા બાવન જિનાલયમાંની મૂર્ત્તિઓ ઉપર **શ્વેતાંબરો મુગટકુંડળ ચઢાવવાની તદન નવી ક્રિયા કરવા લાગ્યા** કે જે દિગંબર ધર્મથી તદન વિરૂદ્ધ છે તેમજ આગળ કદિપણ આ મુગટકુંડળ ચઢતા નહીં, કારણકે મંદિર દિગંબરીઓનું બનાવેલું અને તેમનું છે. જેના પુરાવા તરીકે શિલાલેખો મૂર્ત્તિઓ વગેરે અત્યારે પણ મોજુદ છે. આ ક્રિયા થતી જોઈ દિગંબરીઓમાંથી એકે અટકાવવાની કોશીશ કરી, જે ઉપરથી મવશાહાકેમ કે જે શ્વેતાંબરી છે તેમણે બ્યુગલ વગાડી આગળથી તૈયાર રાખેલા સીપાઇઓને અંદર બોલાવ્યા. અને દરવાજા બંધ કરી ત્યાં પડેલાં બાળવાનાં લાકડાંથી તેમજ **બંદુકના ગોદાથી** મારવાનો હુકમ આપ્યો. સામે થનાર પંડિત ગિરધરલાલજી ન્યાયતીરથ ( ન્યાયાંધીશ ? નહિ ) ને પહેલોજ ફટકો માથા પર માર્યો કે જે ત્યાં મરણને શરણ થયા. અને **સીપા-**

હશે? તે ભાઇઓ પૈકી વિદ્વાનો, પંડિતો આનો ઉત્તર શાંત અને સંયમી ભાષામાં ઐતિહાસિક દૃષ્ટિથી આપશે તો કંઇક અજવાળું જરૂર પડશે.

અમને તો હિન્દુ અને જૈન બંનેને માન્ય આ જૈન તીર્થના ગૌરવ માટે આનંદ ઉપજે છે. વૃથા આરોપો કરવા, ઝઘડા ઉપસ્થિત કરવા એ તો સમગ્ર જૈન સમાજના સંગઠનમાં અંતરાય રૂપે છે અને તે માટે પૂર્ણ ખેદ થાય છે.

### શ્વેતાંમ્બર અહેવાલો.

(૧) પાટણવાળા શેઠ પુનમચંદ કોટાવાલા કે જે શ્રીમંત જૈન શ્વેતાંબર આગેવાનના હાથથી ધ્વજાદંડની છેલ્લી ક્રિયા થઇ હતી. (૨) રા. રા. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ કે જે મુંબઇમાં એક શ્વેતાંબર આગેવાન છે, કૉન્ફરન્સના માજી જનરલ સેક્રેટરી અને સોલીસીટર છે. (૩) શેઠ રણછોડભાઇ રાયચંદ મોતીચંદ ઝવેરી કે જે પણ મુંબઇના શ્વેતાંબર આગેવાન છે—એમ એ ત્રણ કેશરીઆજીની યાત્રાએ ઉપલો બનાવ બન્યા પછી લગભગ તુરતમાં ગયા હતા તેમના તરફથી કેટલીક હકીકતો ત્યાંની પરિસ્થિતિથી વાકેફ થઇ રજુ થઈ છે. આ પૈકી કોઇ પણ મૃત્યુના બનાવ વખતે હાજર નહિ હતા.

શેઠ કોટાવાલાએ જણાવ્યું કે 'ઘણા આનંદથી મારે હાથે ધ્વજાદંડ શાંતિ પૂર્વક ચડાવવામાં આવ્યો છે. બધું સારૂં છે. ઝઘડો નથી'—આ વાત ૬ ઠી એ બની અને તે ક્રિયા શાંતિપૂર્વક બની—તે વખતે કંઈ પણ ઝઘડો થયો નથી. એ તો દિગંબર ભાઇઓ પણ સ્વીકારે છે.

મોતીચંદભાઇને હાઇકોર્ટની રજા હતી અને તેમણે કેશરીયાજીની યાત્રા કરવાનો અગાઉથી નિશ્ચય કર્યો હતો ને તે પ્રમાણે તેમણે નીકળી ૬ ઠી એ કરેડા તીર્થની યાત્રા કરી તે વખતે રણછોડભાઇ સાથે હતા. ૭ મી એ ઉદયપુર પહોંચ્યા. ત્યાં કૉન્ફરન્સ તરફથી ખરી હકીકત શું છે તે વિગતવાર જણાવવા તેમના પર તાર મળ્યો ને બીજા પણ તેવા તારો મળ્યા એટલે ઉદયપુરમાંજ તપાસ કરી ટુંકો તાર કર્યો કે 'દિગંબરોએ સ્ટેટની પોલીસ સાથે ઝઘડો કર્યો અને પાછા હઠતાં પોતાનીજ વડે ચાર જણાં દાબી માર્યા. દિગંબર અને શ્વેતાંબર વચ્ચે કો ઝઘડો થયો નથી...વધારે વિગત માટે રાહ જુઓ. ને તેજ ૭ મી ની સાંજે કેશરીઆજી પહોંચ્યા. ત્યાંથ હકીકત મેળવી ૮ મી એ ગુજરાતી તથા અંગ્રેજીમ હકીકતો લખી કૉન્ફરન્સ ઑફિસ પર મોકલી. એ બંને તા. ૧૨ મી ના ગુજરાતી તેમજ અંગ્રેજી પત્રોમ છપાયેલ છે. તેમજ રણછોડભાઇએ આપેલ ઇન્ટર વ્યુ પણ છપાયો છે. તેમાં પણ પોતે નજરે જોના તરીકે નહિ, પણ ત્યાં યાત્રાએ ગયેલા ને જે હકીકત તપાસ કરી મેળવેલી તે પોતે જણાવેલી છે. આમ મારામારી કોની વચ્ચે અને કેવી રીતે થઇ તેને સાર મોતીચંદભાઇના શબ્દોમાં એ છે કેઃ—

'વૈશાખ શુદ ૩ ના રોજ સવારે અભિષેક કરવાને હતો, ચાર કલાક તે ક્રિયા ચાલી. દિગંબરીઓએ આમ ત્રણ કરી આઠસો ઉપર જૈનોને એકઠા કર્યા હતા. તેએ આ આખી ક્રિયા જોઈ રહ્યા હતા. લગભગ બપોરના બા વાગે ક્રિયા પૂરી થઈ અને શ્વેતાંબરો જમવા માટે ધર્મ શાળામાં ગયા. તે વખતે માત્ર બેજ શ્વેતાંબરો મંદિરમ હાજર હતા અને સોની પ્રતિમાજીઓને મુગટકુંડળ ચઢા વતા હતા. નાનામોટા હોય તો બરાબર બેસાડતા હત લગભગ તેર પ્રતિમાજીને મુગટ ચઢી ગયા ત્યાં એક દિગ બરે ધમાધમ કરી, બૂમ બરાડા કર્યા અને બે મુગટ ભાંગ ફેંકી દીધા. બીજા દીગંબરો ચારસે જેટલા બુમો પાડવ માંડયા અને ધમાલ મચી. સ્ટેટની પોલીસે બધાને એકદમ બહાર જવા હુકમ કર્યો અને પકડો પકડોની બૂમ પડી દિગંબરો બીકમાં પડી ગયા અને દોડયા. દશ પગથીઅ છે તે લપસણા છે તે પર દોડતાં કેટલાક પડી ગયા દરમ્યાન સામે દરવાજે એક દિગંબર મુનિ જે ઉદેપુર વિદ્યાલયમાં ગૃહપતિનું કામ કરે છે તે બહાર નીકળવાન દરવાજા આડો ઉભો રહી બૂમ પાડવા લાગ્યો અને કોઇ બહાર ન નીકળે તેમ ઉંચેથી કહેવા લાગ્યો અને આડ હાથ કરી બહાર આવનારને રોકવા લાગી ગયો ( આ એકવચન અમને અનુચિત લાગે છે. તંત્રી ) બહાર પણ બુમ પડી અને બહારના લોકો આવવા લાગ્યા. આ ધમા લમાં કેટલા પડી ગયા અને તેના શરીરપર પછવાડેવાળ પગ મૂકી દોડયા. આ ધમાધમમાં ચાર દીગંબરોના શરી રૂંધાઇ ગયા અને બીજાના ભારથી દબાઈ મરણ પામ્યા.

'આ ધમાલમાં શ્વેતાંબરોનો બીલકુલ હાથ નથી. તેઓ હાજર પણ નહોતા અને હતા તે એટલી નાની સંખ્યામાં હતા કે એ લડાઇ કરી શકે તેવી સ્થિતિમાંજ ન હોતા. કોઈ ઘાયલ થયું નથી. લોહીનું એક ટીપું પડયું નથી, હથિયાર કે લાકડી વપરાયા નથી અને જે બનાવ બન્યો છે તે ઘણો દિલગીરી ભરેલો પણ એને માટે જવાબદાર મોટી સંખ્યામાં શોરો મચાવનાર દીગંબર ભાઇઓજ છે.

'સ્ટેટની પોલિસે તુરતજ શાંતિ પાથરી દીધી. મરનારની લાસ પર તપાસ કરી. કોઇ જાતનો ઘા મળી આવ્યો નથી. કચરથી દબાઈને શ્વાસ રૂંધાવાથી મરણ થયાના અભિપ્રાય આપ્યો છે. પાંચમને દિવસે નીમેલ વખતે ધ્વજદંડ ચઢાવ્યો છે. એ ક્રિયામાં કોઈ જાતની અગવડ થઈ નથી. ઉદેપુર તરફથી તપાસ કરવા કમીશન નીમાયું છે, તેની તપાસમાં પણ કોઈ શ્વેતાંબરને જવાબદાર ગણવામાં આવ્યો નથી. વગેરે ''

આ–મોતીચંદભાઇએ તપાસ કરી જે કંઇ હકીકત પોતાને મળી શકી તે–પોતાની information એટલે ખબર પ્રમાણે મળી તે જણાવી છે. પોતે તેના સાક્ષી નથી. એટલે પોતાના Knowledge–જાત માહિતીની આ વાત જણાવી નથી. આમાં જે કંઇ ખાસ ધ્યાન ખેંચે છે તે એ છે કે સ્ટેટના લશ્કરે મારામારી કરી અને તેથી ચારનાં મરણ થયાં એમ આમાં જણાવ્યું નથી, પણ દિગંબરીઓ ભાગવાથી' તેની બહુ સંખ્યાના ધસારામાં અમુક માણસો પડી ગયા ને તેનું ટોળું તેના પર ફરી વળ્યું ને તે કચડાઇ મુઆ (જેમ હરદ્વારના કુંભ મેળામાં ૩૨–૪૦ માણસો મરી ગયા તેમ). શ્રી કૉન્ફરન્સ ઓફીસ સાથેનો આ સંબંધી પત્ર વ્યવહાર તથા મોતીચંદ ભાઇનો રીપોર્ટ આવતા અંકમાં આવશે. કૉન્ફરન્સ ઓફીસે રીપોર્ટ અને હકીકત મેળવવા માટે પોતાથી બન્યું તેટલું બધું કર્યું છે અને તે પરથી જણાશે.

'તરુણ રાજસ્થાન' પોતાને દિગંબરી ભાઇઓ તરફથી મળેલા ખબર ઉપરથી ટેક તા. ૩૦–૫–૨૭ ના અંકમાં જણાવે છે કેઃ—

'ઉજડ્ડ સિપાહી નિહત્થે દિગંબરિયોં પર ટૂટ પડતે હૈં, ઔર લકડી કે ડંડો તથા બંદૂકોં કે કુન્દોંસે ઉન્હેં મારના પીટના શુરૂ કર દેતે હૈં! ધસસે ૫ં. (આદિ ચાર જણ) કા વહીં કામ તમામ હો જાતા હે! કઇ જખ્મી હોતે હૈં ઔર શેષ ભાગ જાતે હૈં!'

'મગરા–હાકિમ વહાં મૌજૂદ થે હિ, દેવસ્થાન–હાકિમ ભી ખબર પાકર તુરન્ત આ જાતે હૈં, ભિશ્તિયોંસે મંદિર ધુલવાકર ખૂન આદિકે નિશાન મિટા દિયે જાતે હૈં! ઔર ફિસલ કર ગિર પડને ઔર દમ ઘુટકર મર જાનેકા કિસ્સા ગઢ કર સબકો ઉસકા પાઠ પઢા દિયા જાતે હે!! કયા તાંગેવાલા, કયા મોટરવાલા, કયા મંદિરકા સેવક, કયા સિપાહી, જિસસે સુનો સબકે મુંહ યહી બાત સુનાયી દેગી!...'

એટલે સીપાઇઓએ મારેલો માર તે છુપાવવા માટે હાકિમ લોહીને સાફ કરાવે છે ને પડી ગયા ને શ્વાસ રૂંધાઇ મરી ગયાનો બધાને પાઠ પઢાવી દે છેઃ–આમ વાત જણાવે છે.

આમાં પણ શ્વેતાંબરીઓએ દિગંબર ભાઇઓને મારવાનું કયાંય નથી; છતાં 'ઉદયપુરનો હત્યાકાંડ' કે એવા મથાળાના બીજા કેટલાક લેખો' આવ્યા છે તેમાં દોષનો પોટલો શ્વેતાંબરો ઉપર મૂકવામાં આવે છે એ તો બેહુદું, અને સત્ય વિરૂદ્ધ હોય એમ સ્પષ્ટ અને સિદ્ધ છે.

સવાલ માત્ર એ છે કે લશ્કરના મારથી મરણ થયાં કે પડી જવાને લીધે શ્વાસ રૂંધાવાથી મરણ થયાં. આનો નિર્ણય મરેલા ભાઇઓની ડાક્ટરોની 'પોસ્ટ મોર્ટમ' તપાસ તથા કમિશનના રિપોર્ટપરથી તુરતજ જણાઇ શકાશે. તેમાં પણ ચશમપોશી થયાના આરોપ મૂકાય તો તે આરોપ મૂકનાર જાણે.

અમે તો જે કંઇ મૃત્યુ થયાં છે તે માટે અત્યંત દિલગીર છીએ અને સૌ શ્વેતાંબરી ભાઇઓ પણ દિલગીર થાય તે સ્વાભાવિક છે. અહિંસાના ઉપાસક દિગંબરો અને શ્વેતાંબરો બન્ને છે અને વ્યવહારથી તેમજ પરમાર્થથી રહેવા ઘટે. સર્વેએ આ મરણના દાખલાથી શોક કરવો–દર્શાવવો ઘટે.

રા. વાડીલાલ મોતીલાલ શાહે સ્થાનકવાસી જૈન સંપ્રદાયમાં પોતાના તંત્રીપણા નીચે જૈન હિતેચ્છુ અને જૈન સમાચાર એ પત્રો કાઢી ઘણી સેવા બજાવી છે. તે પત્રો અસ્ત થઇ ગયાં એથી અમને દિલગીરી થઇ છે. તેમણે 'જર્નાલિસ્ટ'–પત્રકારનો

ધંધો એક વેપારી થઇ ગયા પછી ધીમે ધીમે છોડી દીધો એ ઠીક નથી કર્યું. તેઓ જર્મન ફિલસુફ નીશીના વિચાર પ્રવાહથી એટલા બધા આકર્ષાયા છે કે આજના નીતિનાં ધોરણો અને તેની કિંમત પર પોતે નવી તેમજ જુદીજ કિંમત તે ફિલસુફને અનુસરી મૂકતા થયા છે. તેથી તેના વિચાર-વાતાવરણમાં અદ્ભુત પરિવર્તન થયું છે. અમોએ થોડો ઘણો નીશો વાંચ્યો, પણ અમે કબૂલ કરીએ છીએ કે તે જીરવવાની અમારી અશક્તિ જણાતાં તેને અમારે છોડી દેવોજ પડયો. રા. વાડીલાલે 'ઉદયપુરનો હત્યાકાંડ' એ મથાળા નીચે અનેક લેખો લખ્યા છે. અને લખતા જાય છે-હજુ તેનો અંત અમે આ લખીએ છીએ ત્યાં સુધી આવ્યો નથી. તેમાં શ્વેતામ્બરીઓ ઉપરજ આરોપ, તિરસ્કાર, વગેરેનાં બાણો છોડયાં છે અને અનેક જાતની અપ્રસ્તુત ફિલસુફી ડોળી છે. આ તર્કજાળ માટે આ અંકના પ્રથમ પૃષ્ઠે મૂકેલા શ્રી હરિભદ્રસૂરિનાં વાક્યો લાગુ પડતા હોય એમ અમને જણાય છે. આમ અમારાથી મોટા તે મિત્રને મિત્ર ભાવેજ કહેવામાં આવે છે તો અમારા પ્રત્યે દુઃખ નહિ લગાડે એમ અમે એમની પાસેથી માગી લેઇએ છીએ.

અમે રા. વાડીભાઇના લેખોની ઝીણવટમાં ઉતર્યા વગર જે કંઈ તેમને કહેવા ઇચ્છીએ છીએ તે એજ કે તેમના આ લેખોથી શ્રી દિગંબર અને શ્રી શ્વેતાંબર એ બંને સમાજનું એક બીજા પ્રત્યે વૈમનસ્ય વધે છે કે ઘટે છે એ કદિ તેમણે એક વિચારક તરીકે વિચાર્યું છે? એક વિચારકે પોતાની દૃષ્ટિ પોતાના સમયથી ઘણી આગળ-૫૦ વર્ષ આગળ ખેંચીને પોતાના વિચાર જણાવવા ઘટે. વર્તમાન ક્ષુદ્રતાથી તે પર રહે, વૈમનસ્ય અને વિરોધને દૂર કરનારા વિશુદ્ધ વિચાર બહાર પાડે, અને પોતાના જમાનાનો prophet-પયગંબર અમુક અંશે બને, આવું શ્રીયુત વાડીલાલ પાસેથી મળે તો તેમને અમે જરૂર ધન્યવાદ આપીએ અને વધાવીએ. સત્ય કેટલીક વખત કડવું હોય છે, નગ્ન સત્ય તો કેટલીક વખત અસહ્ય હોય છે, છતાં નગ્ન સત્ય તોજ કામનું, જો તેનાથી ગંદી ભૂમિ સાફ થાય ને શુદ્ધ નિર્દોષ ફલવતી ભૂમિ ભવિષ્યમાં તૈયાર થાય; પણ કહેવાતા 'નગ્નસત્ય'થી વૈમનસ્ય અને વિરોધનો ઉકરડો ભેગોજ થતો જાય એ શું કામનું? વિવેક-મર્યાદાનું ઉલ્લંઘન વિચારક ન કરે. 'પેલો આવો...' એમ તુંકારામાં કોઇને કહેવું એ પણ ઠીક લાગતું નથી.

કોઇ આવેશમાં આવી કંઇ જણાવે તો તે પ્રત્યે વિચારક પોતાની Sanity-સમતોલતા તજી ન દેતાં વિવેકપૂર્ણ ભાષામાં પોતાના વિચાર જણાવે છે. અમે તો શ્રીયુત વાડીલાલને શાંતિના દૂત તરીકે આ પ્રકરણથી યત્ર તત્ર ઉપજેલા વિરોધના શમાવનાર-લવાદના સ્વાંગમાં જોવા ઇચ્છીએ છીએ. સર્વત્ર શાંતિ થાય એ દિન પ્રભુ સત્વર આપે!

મોતીચંદભાઇ પણ અમારા મોટા મિત્ર છે. તેમણે મી૦ મુનશી કમિટીમાં જે વિરોધી મિનિટ કરીને ગેરસમજુતી ઉભી કરી હતી તે પ્રકરણ શમ્યું ન હતું ત્યાં તીર્થયાત્રા કરવા ગયા અને ત્યાં પણ તેમના હાથે થયેલ રીપોર્ટથી દિગંબરીના તરફથી ગેરસમજુતી થઇ. એ એક કાલનો પ્રભાવ છે. તે ગેરસમજુતી દૂર કરવા માટે અને ખાસ વાડીભાઇના લેખ સામે રદિયા આપવાના લેખો તેમને લખી બહાર પાડવા પડયા. મી૦ મુનશી કમિટીની પોતાની 'મિનિટ' સંબંધી હજુ જોઇએ તેવો રદીયો તેમણે આપેલ નથી અને તેમણે કરેલી ગેર સમજુતી દૂર કરવા ગત ફાગણ-ચૈત્ર અંકમાં અમારૂં વક્તવ્ય સ્થાનાભાવે મોકુફ રાખીએ છીએ એમ અમે જણાવ્યું હતું તેજ અત્ર પુનઃ અમારે જણાવવું પડે છે. કારણ કે શ્રી કેશરીયાજીનો મામલો જાહેર પત્રોમાં એટલો બધો ફૂટી પડયો કે અમારે આવડી મોટી નોંધ લખ્યા વગર રહેવાય તેમ ન હતું. તેથી તે અને બીજી પણ અનેક નોંધ અત્યારે અમારે સ્થાનાભાવે મુલતવી પડે છે. પ્રભુ! સૌને સદ્બુદ્ધિ અર્પો!

# જૈન સાહિત્ય સંશોધક.

[ જૈન ઇતિહાસ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન આદિ વિવિધ વિષયક સચિત્ર ત્રૈમાસિક પત્ર ખંડ ૩ અંક ૧ પૃ.૧૬૦ સંપાદક શ્રી જિનવિજય આચાર્ય—ગૂજરાત પુરાતત્ત્વ મંદિર. અમદાવાદ પ્રકાશક જૈન સાહિત્ય સંશોધક કાર્યાલય એલિસબ્રિજ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. જણાવેલ નથી. ઘણું કરી પાંચ રૂપીઆ. ]

આ ત્રિમાસિક કેટલાંક વર્ષો થયાં બંધ હતું તેનો આ ત્રીજો ખંડ શરૂ થઇ પહેલો અંક બહાર પડયો, જાણી અતિ આનંદ થાય છે. જૈન ઇતિહાસ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનો ફાળો જગતથી અવગણી શકાય તેમ નથી, પણ જગત્ પાસે મૂકવાનું કાર્ય તો જૈનોનું છે. શ્રીમંતો દ્રવ્ય આપી, વિદ્વાનો અધ્યયન કરી લેખ લખી, પંડિતો પ્રાચીન ગ્રંથોને સંશોધિત કરી તે તે સંબંધી બહાર પાડવામાં સહાયભૂત થાય તોજ આ વિશાલ વિષયોને કોઇ પણ અંશે પહોંચી વળાય. સંપાદક મહાશય એક જબરા વિદ્વાન્ છે અને જૈનેતર વિદ્વાનો તેમજ જર્મન વિદ્વાન્ યાકોબી જેવાએ તેમની વિદ્વત્તા સ્વીકારી-પ્રમાણી છે; તેથી તેમની પાસેથી ઘણાની આશા સમાજ રાખે તે યોગ્ય છે. સમાજે માત્ર એવી એક પક્ષી આશા રાખવા સાથે તે આશા ફલિભૂત થાય તે માટે ગ્રાહકો સંખ્યાબંધ મેળવી આપવાની તેમજ બીજી સગવડો પ્રાપ્ત કરી આપવાની છે. સંપાદક મહાશય હવે આ પત્રને અખંડ ધારાએ ચલાવવા શક્તિમાન થાય એમ જરૂર ઇચ્છીશું.

આ અંકમાં સંપાદકે દેવવાચક કૃત શ્રી મહાવીર સ્તુતિ-શ્રવણ સંઘ સ્તુતિ-વીરશાસન સ્તુતિ શ્રી હેમચંદ્ર સૂરિ પ્રસાદી કૃત મંત્રપદો, જિનપ્રભ સૂરિનું ફારસી ભાષામાં ઋષભસ્તવન, વસ્તુપાલ તેજપાલના બે રાસ વગેરે સંશોધિત કરી બહાર પાડયા છે. તે ઉપરાંત વડોદરા નરેશનો જૈન સાહિત્ય પ્રેમ સ્વતંત્ર લેખ લખેલ છે. પંડિત બહેચરદાસે ધર્માસ્તિકાય એટલે શું ? એ ચર્ચાત્મક લેખ લખ્યો છે પંડિત સુખલાલજીએ રત્નસિંહસૂરિ કૃત આત્માનુશાસ્તિ ભાવનાનું ભાષાંતર કર્યું છે અને તે ઉપરાંત ખાસ મનનીય અને ઉચ્ચ કક્ષાનું શ્રી સિદ્ધસેન દિવાકરકૃત ન્યાયાવતારસૂત્રનું ભાષાંતર અને તે પર વિવેચન કરેલ છે તેમાંથી ઘણું જાણવાનું મળે છે. અમને આ ન્યાયાવતાર ખાસ ન્યાય પ્રવેશક ગ્રંથ લાગે છે ને તે ધાર્મિક શિક્ષણક્રમમાં સારૂં સ્થાન લે તેમ છે. શ્રીયુત રસિકલાલે એક ઐતિહાસિક શ્રુત પરંપરા એ નામના લેખમાં વસ્તુપાલ મંત્રીના પ્રબંધમાં આવેલ મૌજુદીનની હારનો પ્રસંગ ઇતિહાસની દૃષ્ટિએ સાધક પ્રમાણો આપી સુંદર રીતે છણ્યો છે અને બીજાં અનુસંધાનના લેખમાં બીજી કેટલીક હકીકતો પર પ્રકાશ પાડવાની આગાહી આપી છે. રા. મોહનલાલ ભ. ઝવેરી સોલીસીટરે શ્રી જિન ભદ્રગણિના સમયની ચર્ચા કરી છે તે વિચારવા યોગ્ય છે. શ્રીયુત વાલજી ગોવિંદજી દેશાઇએ આહાર શુદ્ધિ અને રસ ત્યાગ નામનો લેખ લખી દૂધનો આહાર તરીકે ઉપયોગનો પ્રશ્ન પણ જૈન દૃષ્ટિએ બતાવી છેવટે જણાવ્યું છે કે 'દૂધાદિનો ત્યાગ અવશ્ય ધર્મ છે. પણ તીર્થંકરોયે લાંબા ઉપવાસનું પારણું દૂધેજ કરતા એમ લાગે છે, એટલે એ ધર્મનું આચરણ આ કઠણ કલિકાલને વિષયે જેવું તેવું કામ નથી. એ ધર્મના પાળનાર મહારથીઓને સહસ્રવાર વન્દન હો."

જૈનેતર વિદ્વાનોમાં મહાત્મા ગાંધીજીનાં રાયચંદભાઇનાં કેટલાંક સ્મરણો મનનીય છે, રા. નાનાલાલ સિવિલિયનના જૈન પ્રતિમાવિધાન અને ચિત્રકલા એ લેખમાં કેટલાંક દૃષ્ટિબિંદુઓ છે તે પર શોધ કરતાં ઘણું મળી શકે તેમ છે, તેમજ પ્રસિદ્ધ ચિત્રકાર શ્રીયુત રાવલના હિંદી કલા અને જૈન ધર્મ સંબંધે. દિ. બ. કેશવલાલ હ. ધ્રુવ એ પ્રસિદ્ધ સાક્ષરે પવન દૂતના કર્તા ધોયી પર પુષ્કળ પ્રકાશ પાડયો છે. છેવટે આ ત્રિમાસિકનો વિજય ઇચ્છી તે માટે મહાત્મા ગાંધીજીએ જે સંદેશો મોકલ્યો છે તે ટાંકીએ છીએ કેઃ—

'જૈન મતના મારા 'પક્ષપાત'ને લીધે ને જૈનોના સત્સંગને લીધે કેટલાક મને જૈન જ માને છે. એવો હું તો જરૂર ઇચ્છું કે આ ત્રૈમાસિક દ્વારા જૈન મત જે અત્યારે તો જીવદયા એટલે ઓછી જંતુદયાના પ્રવર્તનને નામે વગોવાય છે તે જીવદયા એટલે મનુષ્ય સુધાં પ્રાણીમાત્ર પ્રત્યેના વિશુદ્ધ વ્યવહારના શિક્ષક તરીકે ઓળખાતો થાઓ.'

# જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧લો.

## તે સંબંધી અભિપ્રાયો.

સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. M. A. L. L. B. મુંબઈની સ્મોલ કૉઝીઝ કોર્ટના વડા જજસાહેબે જે અભિપ્રાય ગત ડીસેંબરમાં આપ્યો તે જાન્યુઆરીના ૨૭ ના મોડર્ન રિવ્યુમાં પ્રકટ થયો છે:—

(1) JAIN GURJAR POETS. PART I :—*By Mohanlal Dalichand Desai, B. A. LL. B., Vakil, High Court. Printed at the Diamond Jubilee Printing Press. Ahmedabad. Cloth Cover. Pp. 320—656. Price Rs. 5-0-0 (1926).*

This is a treasure house of old poems written by Jain poets in Gujarati between the XIIth and XVII centuries of the Vikrama Era. The collection is the 'result' of Mr. Desai's persistence and assiduity as he has left hardly a single Jain Bhandar unexplored, wherever and whenever he could help it. His opinion is that prior to the XIIIth century, the literature of Gujarat was written in *Apabramsha* (very old Gujarati) and hence he has taken that century as the starting point for his collection. A preface of staggering volume consisting of 320 pages, containing a *short* history of old Gujarati forms an important part of this book. If the author calls this a *short* history we wonder what the 'size' his preface would have been, had it been a full one. He passes in rapid review the different stages of the development of the language from Sanskrit to Prakrit, thence to Shaurseni and Paishachi, Apabramsha, old Gujrati to its present state. He asserts the principle that the prior or older forms of the language were not dying or becoming dead, but that they were developing and presenting an altered exterior. The preface is replete with quotations, from very old writers in support of the facts stated by the writer who is at pains to show that so far as the language or vehicle for expression was concerned there was no difference or distinction between the writings of Jain and Non-Jain (Brahmin) writers in those far off days, just as there is none now. We congratulate Mr. Desai in his *magnum opus*, and await the second part with great interest.

K. M. J.

Modern Review January 27.

જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧લો—કર્તા મોહનલાલ દલીચંદ દેશાઈ બી. એ. એલ એલ. બી. વકીલ હાઇકોર્ટ. મુદ્રિત–ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસ અમદાવાદ. લુગડાનું પુઠું પૃ. ૩૨૦+૬૫૬ કિંમત રૂ. પાંચ (૧૯૨૬).

આ પુસ્તક વિક્રમ સંવત્ ૧૩ મા સૈકાથી તે ૧૭ મા સૈકા સુધીના ગૂજરાતીમાં જૈન કવિઓએ

લખેલાં જૂનાં કાવ્યોનો એક ખજાનાનો સંગ્રહ-મહા સંગ્રહનિધિ છે. આ સંગ્રહ મી. દેશાઇના સતત્ આગ્રહ અને ખંતવાળા ઉદ્યમનું 'પરિણામ' છે કારણ કે તેણે પોતાથી બની શક્યું ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે કોઇ પણ જૈન ભંડારને તપાસ્યા વગરનો ભાગ્યેજ રાખેલ છે. તેનો અભિપ્રાય એ છે કે ૧૩ મા શતકની પહેલાં ગૂજરાતનું સાહિત્ય અપભ્રંશ (ઘણી જૂની ગૂજરાતી)માં લખાયું હતું અને તેથી તેણે પોતાના આ સંગ્રહના પ્રારંભના અગ્રબિંદુ તરીકે તેજ-તેરમા શતકને લીધું છે. જૂની ગુજરાતીના 'સંક્ષિપ્ત' ઇતિહાસ વાળી ૩૨૦ પૃષ્ઠોની આંકે નાંખે તેટલા મોટા પ્રમાણવાળી પ્રસ્તાવના એ આ ગ્રંથનો એક અગત્યનો ભાગ સારે છે. જો કર્તા આને 'સંક્ષિપ્ત' ઇતિહાસ કહે છે તો અમને અચરજ એ થાય છે કે તે પૂરો ઇતિહાસ હોત, તો પોતાની પ્રસ્તાવનાનું 'કદ' કેવડું હોત! તે સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં, પછી શૌરસેની અને પૈશાચી, અપભ્રંશ, જૂની ગૂજરાતી તે અત્યારની વર્તમાન સુધીના ભાષાના વિકાસની જુદી જુદી ક્રમિક અવસ્થાઓનું ઝડપથી અવલોકન કરે છે. ભાષાનાં પૂર્વનાં યાતો વધુ જૂનાં રૂપો મરતાં નહોતાં યા મૃત થતાં નહોતાં પરંતુ તેઓ વિકાસ પામીને ફેરફાર થયેલો-વિકૃત થયેલો બાહ્ય ઘાટ દાખવતા હતા એ મુખ્ય સિદ્ધાંતને તેણે સિદ્ધ-સ્થાપિત, યા નિશ્ચયપૂર્વક પ્રતિપાદિત કરેલ છે. આ પ્રસ્તાવના લેખકે મૂકેલી હકીકતોના સમર્થનમાં લીધેલાં ઘણા પ્રાચીન લેખકોનાં અવતરણોથી ભરપૂર છે. કર્તાએ શ્રમ લઇને બતાવ્યું છે કે જ્યાં સુધી ભાષા અથવા વિચારપ્રદર્શન માટેના વાહનને લાગે વળગે છે ત્યાં સુધી જેવી રીતે વર્તમાનમાં ખીલકુલ નથી તેજ પ્રમાણે તે જૂના કાલમાં પણ જૈન અને જૈનેતર (બ્રાહ્મણ) લેખકોનાં લખાણોમાં કંઇ પણ તફાવત કે ભેદ હતો નહિ. મી. દેશાઇને તેના આ મહાભારત ગ્રંથ માટે અમે અભિનંદન આપીએ છીએ અને તેના બીજા ભાગની અતિ રસપૂર્વક રાહ જોઇએ છીએ.

મોડર્ન રિવ્યુ જાન્યુ. ૨૭.

(૨) ત્હમારી વિસ્તૃત પ્રસ્તાવના જૂની ગૂજરાતીના સંબંધમાં હકીકતની ખાણ રૂપ છે. હું ધારૂં છું, ત્હેમાં આવી છે ત્હેવી અને તેટલી હકીકત એક ઠેકાણે તો માત્ર ત્હમારા પુસ્તકમાંજ કેન્દ્રસ્થ કરવામાં આવેલી છે. વળી ત્હમે સંસ્કૃત અને પ્રાકૃત અપભ્રંશના અર્થનો સ્ફોટ પણ ગૂજરાતીમાં આપ્યો છે તેથી ત્હમારી પ્રસ્તાવનાનો ઉપયોગ ખૂબ બળાળો થવા સંભવ છે. આટ આટલી હકીકતોને એક ઠેકાણે આપવા માટે, ખરેખર ત્હમારા પ્રેમ-પરિશ્રમને અભિનન્દન જ ઘટે છે.'

વડોદરા તા. ૩૧-૧૨-૨૬

મંજુલાલ મજમુદાર, B. A. LL. B.

---

(૩) 'કલાને મંદિરે' એ મથાળા નીચે વિદ્વાન્ લેખક રા. કેતુ નીચે પ્રમાણે જણાવે છેઃ—

જૈન સાહિત્યકારોએ ગુર્જરી વાણીની શી શી સેવા કરી તેની આજ પ્રતીતિ પડે છે. નરસિંહ મહેતાની પૂર્વે પણ પાંચ-છ સદીઓ સુધી ગુર્જર સાહિત્યનું ગૌરવ, મધપુડામાં મધુ પૂરતી મધમાખીઓની માફક પુષ્કળ જૈન કવિઓ સંઘરી રહ્યા હતા અને તે કેવળ એક જ દિશામાં નહિ. ઇતિહાસ, વાર્તા, કાવ્યો, સુભાષિતો, અલંકારશાસ્ત્રો અને કઠોર વ્યાકરણઃ એવી સર્વદેશીય સાહિત્ય-આરાધનામાં સાધુઓ સુદ્ધાં શામિલ હતા. બેશક, ભાષા તે વખતે અપભ્રંશ હતી. પણ તે અપભ્રંશ હોવાને કારણે જ શિષ્ટ અશિષ્ટ સહુ નરનારીઓને સુગમ્ય હતી. અપભ્રંશ હતી, છતાં અર્થવાહિની, ઉંડાણવાળી, જાજરમાન અને સુમિષ્ટ કેવી હતી તે એનાં સુભાષિતો બતાવે છેઃ—

મહુ કન્તહો બે દોસડા, હેલ્લિ મ ઝંખહિ આલુ
દેન્તહો હઉં પર ઉવ્વરિઅ જુજ્ઝન્તઓ કરવાલુ

[ હે સખી! મારા કંથના બે દોષ: આળ મ દે: એક તો તેના (દાન) દેતાં દેતાં હું જ ફક્ત ઉગરી. અને ઝુઝતાં ઝુઝતાં ફક્ત તલવાર જ બચી! ]

કણ મારગ કેદરિ સુવો, રજ લાગી તિરણાંહ
તે ખડ ઉભી સૂખસી, નદિ ખાસી હરિણાંહ

આજ એ દુહો ભાષા-પલટો ખાઇને એમ બોલાય છે કે,

જે મારગ કેસરી ગયો, રજ લાગી તરણાં
તે ખડ ઉભાં સુકશે, નવ ખાશે હરણાં.

ન ભૂલીએ કે એક દિવસ આ ભાષા જીવતી હતી. લોકોના પ્રાણુમાંથી વ્હેતી હતી. આ દૃષ્ટાંતો તો બિન્દુ સમાન જ છે. એક પ્રચૂર સાહિત્ય-ખાણુની એ નિશાની છે.

* * *

પાંચ સદીઓની આ અંધારી ગુફામાં મશાલ લઇ જવાનો યશ રા. મોહનલાલ દલીચંદ દેસાઇને મળે છે. આ દટાયેલ સમૃદ્ધિની મૂળ ભાળ દેનાર તો સ્વ. મનસુખભાઇ. પરંતુ ભા. દેસાઇના અપરિશ્રાંત ઉદ્યમ વિના એ રત્નાકર ઉખેળવાનો સમય આટલો નજીક કોણુ લાવત! સવા વર્ષથી એ બંધુ 'જૈનયુગ' નામનું માસિક કાઢી, ઇતિહાસ, ભાષા અને સંસ્કૃતિની દૃષ્ટિએ ચુપચાપ સંગીન સંશોધન કર્યે જાય છે. પણુ કમભાગ્યે જનસમુદાયની આંખો આડે પંથ-દૃષ્ટિના કાચો જડાયા હોવાથી એમના પ્રયાસો બહુ થોડાની જ નજરે ચડતા હશે. દરમીઆન આજ એમણે 'જૈન ગુર્જર કવિઓ' નામનો છસો પૃષ્ઠોનો સંશોધન-ગ્રંથ ગુજરાતને ખોળે મેલ્યો છે. અને એની પાછળ બીજો ભાગ પણુ ચાલ્યો આવે છે. અમને લાગે છે કે ગ્રંથ-દૃષ્ટિની સંકુચિતતા ભેદી અન્યોન્ય સેવા-વિનિમયનો ભાવ જગાડવામાં આ પ્રયાસ મોટો ફાળો આપશે.

સૌરાષ્ટ્ર ૫-૨-૨૭.

---

(૪) 'નવો ફાલ' એ મથાળા નીચે નીચે પ્રમાણે તા. ૫-૨-૨૭ ના સૌરાષ્ટ્રમાં સમાલોચના પ્રકટ થઇ છે:—

**સંશોધન**

**જૈન ગૂર્જર કવિઓ** (પ્રથમ ભાગ): પ્રયોજક મોહનલાલ દલીચંદ દેશાઇ. બી. એ. એલ એલ. બી, પ્રકાશક શ્રી જૈન કોન્ફરન્સ ઓફીસ, મુંબાઇ. પાકું પૂઠું, પૃષ્ઠ ૬૫૬, મૂલ્ય પાંચ રૂપિયા.

ગુર્જર સાહિત્યમાં પ્રાંતિક અસ્મિતાની જે જ્વાલા પ્રગટ થઇ છે, તેને અજવાળે અજવાળે આપણી ભાષા તથા ઇતિહાસના ઉંડા ભૂતકાળની ગુફામાં પ્રાચીનતાના અનેક આશકો આજે પરિભ્રમણુ કરી કરી, આપણા અસલી બળનું પ્રેરણા-સ્થળ શોધી રહ્યા છે. એ ત્વરિત ગતિથી ખોદાઇ રહેલા સંશોધન પ્રદેશમાં પ્રસ્તુત ગ્રંથના કર્તાએ કરેલું અપૂર્વ સાહસ આજે ગુજરાત સહર્ષ વધાવી લેશે. નરસિંહ મહેતાની પૂર્વે તો કેમ જાણે ગુજરાતી સાહિત્ય જીવતું જ નહોતું, એવી તમામ ભ્રમણાઓને વિદારીને આ ગ્રંથ દસમી સદીથી માંડીને સત્તરમી સદી સુધીના અપભ્રંશ સાહિત્યના વિપુલ ભાજનાને આપણી સમક્ષ ખુલ્લો મૂકી દે છે. આશ્ચર્ય ઉપજાવે તેટલા બધા પ્રાચીન રાસાઓ ને હસ્તલિખિત પુસ્તકોમાંથી અવતરણો ટાંકી ટાંકી, પ્રકરણોવાર એ વિષયને ક્રમશઃ વ્હેંચી નાખી, ગુર્જર સાહિત્યના પાયામાં બળવાન ચણતર કરનાર ત્રણુસો જેટલા જૈન કવિઓનાં કાવ્યો ઉતારી, ગ્રંથકાર વિદ્વત્તાભેર સિદ્ધ કરે છે કે અપભ્રંશ વાણી વાટે વિકસેલું ગુર્જર સાહિત્ય સારી પેઠે સમૃદ્ધિવંત હતું. ભાષાના ઘડતર ઉપર તો આ ગ્રંથ અત્યંત ઉજ્જ્વલ જ્યોતિ પાથરે છે, અને ગુર્જર સાહિત્યને જાજ્વલ્યમાન બનાવવામાં જૈન કવિઓનો મહાન્ હિસ્સો પૂરવાર કરે છે. ગ્રંથકારના આવા ભગીરથ પરિશ્રમ માટે ઉચ્ચ આદર ઉપજે છે.

સૌરાષ્ટ્ર તા. ૫-૨-૨૭.

---

(૫) શ્રીયુત **નાનાલાલ ચીમનલાલ મહેતા** આઇ. સી. એસ. ડેપ્યુટી કમિશનર પર્તાબગઢ, અવધ તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૯૨૭ ના પત્રથી આ સંબંધે જણાવે છે કે:—

I have read the introduction of your book which alone I am in a position to appreciate. Your book is really a book for the book-makers. There is so much matter new and interesting that nobody interested in Jaina and Prakrit literatures can afford to ignore it. The only criticism I have to make is that the presentation might have been more concise and systematic with a detailed Syno-

pals at the beginning. A few foot-notes for the old verses would have been also useful.

—મેં તમારા પુસ્તકની પ્રસ્તાવના વાંચી છે, કે જે એકજની કદર કરવાની સ્થિતિમાં હું છું. તમારૂં પુસ્તક ખરેખર પુસ્તકના કર્તા થવા માંગતાને માટે છે. તેમાં એટલું બધું નવું અને રસપ્રદ દ્રવ્ય-વસ્તુ છે કે જૈન અને પ્રાકૃત સાહિત્યોમાં રસ લેનાર કોઇને પણ તેથી અજાણ્યા રહેવાનું પાલવે નહિ. ફક્ત એક ટીકા સૂચન મારે કરવું પડે છે કે આરંભમાં વિગતવાર સારાંશ આપીને વસ્તુનિવેદન -પ્રતિપાદન વધુ સંક્ષિપ્ત અને વધુ વ્યવસ્થિત કદાચ થઇ શકત. જૂની કવિતા માટે થોડી 'ફુટનોટ' પણ ઉપયોગી નિવડત.

---

(૬) માર્ચ ૧૯૨૭ ના 'સાહિત્ય'માં નીચે પ્રમાણે 'ગ્રંથાવલોકન'માં પ્રગટ થયું છે.

**જૈન ગુર્જર કવિઓ**—પહેલો ભાગ સંઘરનાર મોહનલાલ દલીચંદ દેશાઇ, મુંબાઇ, જૈન શ્વેતામ્બર કોનફરંસ ઓફિસ, કિંમત રૂ. ૫) આ સાલમાં બહાર પડેલા પુસ્તકોમાં આને અમે સૌથી અગત્યનું ગણીએ છીએ; તેનાં બે કારણો આઃ આમાં જૂની ગુજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ એ નામનો નિબંધ ભાઇ મોહનલાલે લખ્યો છે; અને વિક્રમના તેરમા સૈકાની કવિતા પહેલી વાર બહાર પાડી છે. એ ખરૂં, કે નિબંધ જૂદી જૂદી તૈયાર સામગ્રી પરથી ઘડાયો; પરંતુ મુદ્દાની વાત એ કે તૈયાર સામગ્રીની યથા યોગ્ય ચાળવણી કરીને ઉપયોગી સાધનોને એકઠાં કરી તે પરથી ગ્રાન્ય થઇ શકે એવા સિદ્ધાંતો બાંધવા એ મુશ્કેલ કામ ભાઇ મોહનલાલે કર્યું છે. એમનો આ નિબંધ ભાષાશાસ્ત્રીને જોબ આપે તેવો અને ભાષાશાસ્ત્રના અભ્યાસીને કામમાં લાગે તેવો છે. એમાં વિદ્વતા, વાંચન અને મનનનાં પરિણામો સ્પષ્ટ તરવરી રહે છે. એઓ સાચું કહે છે, કે "જૂની અપભ્રંશ સંસ્કૃત અને પ્રાકૃત સાથે મળતી છે અને પાછળની અપભ્રંશ જૂની ગુજરાતીને મળતી છે." આમજ ચાલતાં તેઓ સારી રીતે સાબીત કરી શક્યા છે, કે "તેરમી ચૌદમી સદીમાં ગુજરાતીનું વાંગ્મય નિર્માણ થયું; તેથી ગુજરાતી ભાષા તેટલી પ્રૌઢ થઇ હતી એવું જણાય છે. તે પૂર્વે ત્રણ સદી તો તે બોલાતી હોવી જોઇએ. + + આ સંબંધે કેવળ અનુમાન પર તે વાતનો આધાર રાખવા જેવું નથી રહ્યું. + + સંવત ૮૩૫ માં રચાયેલી કુવલયમાળામાં મુખ્ય દેશમાં + + ગુર્જર લોક ને તેમની ભાષાનો સ્પષ્ટ ઉલ્લેખ છેઃ—

'ન ઉરે ભલ્લઉં ભણિરે અહ પેચ્છઇ ગુજ્જરે અવરે

એટલે—પછી ગુર્જર લોકોને જોયા. એ લોકો + + ન ઉરે ભલ્લઉં એમ બોલનારા હોય છે. " મતલબ કે અમારી માન્યતા છે કે ગુજરાતી ઘણી જૂની છે. પારસીઓના હિંદમાંના વસવાટ જેટલી જૂની છે, તે બીજી રીતે ભાઇ મોહનલાલ સાબીત કરી શકયા છે. હવે જોવાનું છે, કે પૂ. નરસિંહરાવ ભાઇ કેવી રીતે આનું 'ખંડન' કરે છે.

આ નિબંધમાંના એક મંતવ્યનો અમારે વિરોધ કરવો જોઇએ. ભાઇ મોહનલાલ માને છે, કે જૈનો અને બ્રાહ્મણોનાં સાહિત્ય જૂદાં જૂદાં ખીલ્યા નહોતાં. આને માટે કશો આધાર તેઓ આપી શકયા નથી, પોતાની વિરૂદ્ધનો પુરાવો એમણે પ્રગટ કરેલી આ ચોપડીથી મળી રહે છે. 'જૈન ગુર્જર કવિઓ' એ નામ સંપ્રદાયનું, તેમ અંદરની કવિતા પણ સંપ્રદાયની છે. એથીજ અમે કહીએ છીએ, કે જૈન ગુજરાતીને જૂની ગુજરાતી માનવાની ભૂલ ન કરો. **જૈન ગુજરાતી એજ તે તે કાળના હિંદુ લખનારની ભાષા હતી** અને હાલનાં રૂપ તો બહુ પ્રતના ક્રમને લીધે લાધ્યાં એમ કહેવું ન્યાયયુક્ત નથી. એ ચર્ચા જવા દઇશું, અને આ ચોપડીમાંથી સંવત ૧૨૪૧ માં લખાયેલ કવિતાઓની બે ચાર લીટી વાનગી તરીકે રજુ કરી અટકીશું.

"ગુણ ગણહ એ તણઉ ભંડાર,સાલિભદ્રસૂરિ જાણીઇએ
કીધીઉ એઃ તીણિ ચરિતુ ભરહ નરેસર રાસ છંદિઇ
× × × ×
સંવત એ બાર એકતાલિ ફાગણ પંચમિઇ એઉ કીઉએ

સાહિત્ય. માર્ચ. ૨૭.

---

(૭) 'ગુજરાત'માં મી. જ્યોતીન્દ્ર હ. દવે 'નવું સાહિત્ય' એ નામના વિભાગમાં ફાલ્ગુન સં. ૧૯૮૩ ના અંકમાં નીચે પ્રમાણે લખે છેઃ—

**જૈન ગુજર કવિઓઃ**—પ્રથમ ભાગઃ પ્રયોજકઃ રા. મોહનલાલ દલીચંદ દેસાઇઃ પ્રકાશકઃ શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરંસ ઓફીસ, મુંબાઇ. મૂલ્ય રૂ. પાંચ.

જૈન સાહિત્યના પ્રખર અભ્યાસક તરીકે રા. મોહનલાલનું નામ સુપરિચિત છે. સંસદ પ્રયોજિત 'ગુજરાતી સાહિત્ય'ના પાંચમા ખંડમાં તેમણે મધ્ય યુગના જૈન કવિઓનો પરિચય કરાવ્યો છે.

આ પુસ્તકમાં વિક્રમના તેરમા શતકથી તે સતરમા શતક સુધીના ગુજરાતી ભાષાના જૈન કવિઓની તેમની કૃતિમાંથી નમુના આપીને ઓળખાણ કરાવી છે.

આપણા આદિ કવિ નરસિંહ મહેતા પહેલાં અનેકાનેક જૈન કવિઓ થઇ ગયા છે; અને ત્યાર પછી પણ ઘણા થઇ ગયા છે. એ સર્વની કૃતિઓનું પરિશીલન કરીને તેમાંથી સારદોહન કરવાનું કાર્ય કેટલું કઠણ છે તે સહજ સમજાય એમ છે. પ્રસ્તુત સંગ્રહ તૈયાર કરતાં રા. મોહનલાલને કેટલો પરિશ્રમ કરવો પડયો હતો. કેટકેટલી પ્રતોનું અવલોકન કરવું પડયું હતું તેનો ઝાંખો ખ્યાલ 'નિવેદન' વાંચ્યાથી આવે એમ છે. આ ગ્રંથને જૈન સાહિત્યની Encyclopidea નું નામ આપીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી.

આ ઉપરાંત ગ્રંથના આરંભમાં 'ગુજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ' આપ્યો છે તે બહુ ઉપયોગી છે. એના સાત વિભાગ પાડયા છે. પહેલા વિભાગમાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષા સંબંધી વિવેચન છે. બીજા વિભાગમાં દશમી સદીથી માંડી સોળમી સદી સુધી અપભ્રંશ સાહિત્યનો પરિચય કરાવવામાં આવ્યો છે. ત્રીજા વિભાગમાં હેમચંદ્રાચાર્ય તથા તેના વ્યાકરણ પર વિસ્તારપૂર્વક ચર્ચા કરવામાં આવી છે. ચોથા વિભાગમાં સોમપ્રભાચાર્યના કુમારપાલ પ્રતિબોધ વીશે. પાંચમામાં પ્રબંધ ચિંતામણિ વીશે બહુજ ઉપયુક્ત માહિતી આપવામાં આવી છે. છઠ્ઠા વિભાગમાં 'અપભ્રંશ સબંધી કેટલીક હકીકતો' અને સાતમામાં 'જુની ગુજરાતી સંબંધી કેટલીક હકીકતો' આપવામાં આવી છે. ૩૨૦ પાનાનો આ વિસ્તૃત નિબંધ ઘણી રીતે ઉપયોગી છે. વર્ષોના અભ્યાસનું એ પરીણામ છે એમ તરત જણાઇ આવે છે. આખો નિબંધ રા. મોહનલાલ છુટો છપાવશે તો ગુજરાતી ભાષાના અભ્યાસીઓ પર એમનો મોટો ઉપકાર થશે.

રા. મોહનલાલ આનો બીજો ભાગ સત્વર પ્રગટ કરશે એવી આશા સાથે વિરમીશું.

ગુજરાત—ફાલ્ગુન ૧૯૮૩.

---

(૮) **જૈન સાહિત્ય સંશોધક** નામના ત્રિમાસિકના ફાલ્ગુન સં. ૧૯૮૩ ના અંકમાં આચાર્ય શ્રી જિનવિજય 'નવ પ્રકાશિત ગ્રંથ પરિચય'માં પોતાના વિચારો અને ઉદ્દગારો નીચે પ્રમાણે જણાવે છેઃ—

**જૈન ગૂર્જર કવિઓ**—પ્રથમ ભાગ. [ વિક્રમ તેરમા શતકથી તે સત્તરમા શતક સુધીના ગૂજરાતી ભાષાના જૈન કવિઓની તેમની કૃતિ સહિત વિસ્તૃત સૂચિ. 'જૂની ગૂજરાતી ભાષાના ઇતિહાસ'ની વિસ્તૃત પ્રસ્તાવના સમેત **સંગ્રાહક અને સંપ્રયોજક** શ્રીયુત **મોહનલાલ દલીચંદ દેસાઇ**, બી. એ. એલ્એલ્. બી. વકીલ હાઈકોર્ટ મુંબઈ. પ્રકાશક જૈન શ્વેતાંબર કોન્ફરન્સ ઑફીસ, મુંબઈ. ]

આ ગૌરવ ભરેલા ગ્રંથના 'સંપ્રયોજક' શ્રીયુત મોહનલાલ દ. દેશાઈ. આ વિષયમાં, અમારા સમવ્યસની અને સમસ્વભાવી ચિરમિત્ર છે. જૈન સાહિત્ય અને જૈન ઇતિહાસના પરિશીલનનો તેમને ઘણો જૂનો રોગ છે. જે વખતે અમને કલમયે ઝાલતાં નહોતી આવડતી તે વખતના એ જૈન ઇતિહાસ અને જૈન સાહિત્યના વિચારઘેલા અને અનન્ય આશક બનેલા છે. કોઇ ૨૦-૨૨ વર્ષથી જે એક પોતાના પ્રિય-વિચારરૂપ સુપુત્રની એ પ્રતિપાલના કરતા આવ્યા છે તેના લગ્નોત્સવ સમાન સૌભાગ્ય ભરેલા સુપ્રસંગ જેવો, આ ગ્રંથને પ્રકાશમાં મૂકવાનો તેમના માટે સુઅવસર આવેલો ગણાય. અને એ સુઅવસરને જોવા મોહનભાઇ સફળ થયા તે માટે અમે એમને વધામણી આપીએ છીએ.

આ યુગના જૈન વ્યવસાયી ગૃહસ્થોમાં મોહન-

ભાઇ જૂના જૈન ગૂજરાતી સાહિત્યના અભ્યાસી તરીકે સર્વોચ્ચ છે એમ જો કહીએ તો તેમાં જરાયે અમને અતિશયતા નથી લાગતી. ક્યાં તો વકીલાતનો વહેતો ધંધો અને ક્યાં આ અખંડ સાહિત્ય સેવા ! ખરી રીતે જ્યાં આ બે પ્રવૃત્તિઓને જરાયે મેળ નથી ત્યાં મોહનભાઈ આવું અત્યુત્તમ ફળ નીપજાવી શક્યા તે માટે એમના ઉદ્યોગની શી વર્ણના કરી શકાય. કેવળ સાહિત્ય પ્રવૃત્તિ એ જ જેમના જીવન-નિર્વાહનો ખાસ ઉપાય હોય અને એ જ જાતનું જીવન જીવવા માટે જેઓ સરજાયા હોય તેવા પુરુષો પણ, જે કાર્ય મોહનભાઇએ કરી બતાવ્યું છે તે, કરી બતાવવા ભાગ્યે જ ભાગ્યશાળી નીવડે છે. મોહનભાઇ જો ન જન્મ્યા હોત તો કદાચ જૈન ગૂર્જર કવિઓની ઝાંખી કરવા જગતને ૨૧ મી સદીની વાટ જરૂર જોવી પડત.

હવે મુદ્દા ઉપર આવીએ. આ ગ્રંથમાં ગૂજરાતી ભાષામાં પદ્ય રૂપે, જે જે જૈન વિદ્વાનો, જે કંઇ લખી ગયા છે તેની વિગતવાર યાદિ આપવાનો મુખ્ય ઉદ્દેશ રાખેલો છે. આ ભાગમાં ૨૮૦ લેખકોની ૫૪૦ કૃતિઓની નોંધ આવેલી છે અને તેણે લગભગ ૬૦૦ પાના રોકેલા છે. એ એકલી નોંધ જ નથી પણ ખરી રીતે ૫૦૦ વર્ષના ગાળામાં થએલા ૩૦૦ જેટલા ગૂજરાતી ભાષાના ઉત્કર્ષક અને પોષક એવા જૈન વિદ્વાનોના જીવનકાર્યનું સારભૂત તારણ છે. આ ૬૦૦ પાનાના મૂળ ગ્રંથ ઉપર ૩૦૦ કરતાંયે વધારે પાનાની 'પ્રસ્તાવના (!)' છે. એનું નામ પ્રસ્તાવના છે, પણ વાસ્તવિકમાં ગૂજરાતી ભાષાના બંધારણ અને ઇતિહાસ ઉપર પ્રકાશ પાડનારા અનેકાનેક પ્રસ્તાવો–પ્રકરણો–પ્રબંધોના સંગ્રહનો આ એક મોટો ગ્રંથ જ બનેલો છે. સુંઠના ગાંઠિએ ગાંધી જેવા બનેલા સાક્ષર વર્ગમાંના મોટા ભાગને તો આ ગ્રંથનાં પૂરાં પાનાં ફેરવી જવાં જેટલું ધૈર્ય પણ હોવું કઠણ છે ત્યારે મોહનભાઈ તો આવા અનેક ભાગો લખી, સુધારી, છપાવી બહાર પાડવાના હજી તો મોટા મનોરથો કરી રહ્યા છે. ભગવતી શ્રુતદેવતા એમના એ મહનીય મનોરથોને સફળ કરવાની શુભ તક આપે.

—જૈન સાહિત્ય સંશોધક–ફાલ્ગુન સં. ૧૯૮૩.

[ આ ગ્રંથ (૧) જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ ઑફિસ, પાયધુની મુંબઇ, (૨) મેસર્સ મેઘજી હીરજી જૈન બુકસેલર, પાયધુની, મુંબઇ ને ત્યાંથી મળી શકશે. કિંમત રૂ. પાંચ છે. ]

---

## "સ્નેહના સરજ્યા"

અમે તો સ્નેહના સરજ્યા સદાના સ્નેહિ રહેવાના,
ઉરેઉર એકતા સાધી લલિત ઉર લ્હાવ લેવાના. અમે.

અમારે સ્નેહથી જીવવું, અમારે સ્નેહથી મરવું;
અમારે સ્નેહથી તરવું, અમે તો સ્નેહિ દિવાના. અમે.

રહે જો જળવિના મત્સ્ય, રહે જો દેહી વીણ દેહ;
અમારે સ્નેહ વીણ તેમ ખરેખર પ્રાણ જાવાના. અમે.

સમુદ્ર છાતીપર જહાજ, અમે ત્યમ સ્નેહની સાથ;
દ્દઢીભૂત બાથ ભીડાવી સમાધિ મસ્ત થાવાના. અમે.

ધીરજલાલ બે. શાહ.

# અધ્યાત્મરસિક પંડિત દેવચંદ્રજી.

"અનુક્રમે સંયમ સ્પર્શતોજી, પામ્યો ક્ષાયિક ભાવ રે;
સંયમશ્રેણી ફુલડેજી, પૂજું પદ નિષ્પાવ રે.
—સંયમ શ્રેણીની સ્વાધ્યાય.

—( આત્માની અભેદ ચિંતારૂપ ) સંયમના એક પછી એક ક્રમને અનુભવીને ક્ષાયકભાવ ( જડપરિણતિનો ત્યાગ ) ને પામેલો એવો જે શ્રી સિદ્ધાર્થ પુત્ર, તેનાં નિર્મળ ચરણકમળને સંયમશ્રેણિરૂપ ફુલથી પૂજું છું."

આ અતિશય ગંભીર વચનો છે. તે દ્વારા, શ્રીમન્ મહાવીર પ્રભુનું સ્મરણ કરી, શ્રી વીરના એક સુપુત્રનું સ્મરણ–ગુણોત્કીર્તન–ચરિત્રાલેખન થોડું થોડું મારી અધૂરી વાણીમાં કરવા પ્રવૃત્ત થાઉં છું.

૧. દેવચંદ્રજીના [1]જીવનનો ઇતિહાસ અલભ્ય હતો, પણ હમણાં એક 'કવિયણ'નો તેમના સ્વર્ગવાસ પછી તેર વર્ષે ( સં. ૧૮૨૫ આશો શુદ ૮ રવિવારે ) રચેલો 'દેવવિલાસરાસ' પ્રાપ્ત થતાં તેમાંથી મળતી ટુંક હકીકત લઇ લઇએ.

૨. "મરૂસ્થલ—મારવાડના વીકાનેર પાસેના એક ગામમાં ઓસવાલ વંશીય લૂણીઆ ગોત્રના શાહ તુલસીદાસજી વસતા હતા. તેને ધનબાઇ નામની ભાર્યા હતી. ઉપાધ્યાય રાજસાગર આવતાં તેણીએ જણાવ્યું કે પોતાને જો પુત્ર થશે તો તે ગુરૂને ભાવપૂર્વક વહોરાવશે. ધનબાઇને ગર્ભ વધતો ચાલ્યો, અને શુભ સ્વપ્નો આવવા લાગ્યાં. ત્યાં ખરતરગચ્છના આચાર્ય શ્રી [2]જિનચંદ્રસૂરિ વિહાર કરતાં કરતાં તે ગામે આવી ચડયા, ને તેમને આ દંપતિએ સ્વપ્નો જણાવ્યાં, તે પરથી તેમણે સ્વપ્નશાસ્ત્રાધારે જણાવ્યું કે પુત્ર એક મહાન્ થશે, કાંતો તે છત્રપતિ થશે અને કાંતો પત્રપતિ થશે–દીક્ષા–સંન્યાસ લેશે. સૂરિજી ગયા પછી સં. ૧૭૪૬ માં પુત્ર જન્મ્યો ને નામ દેવચંદ્ર આપ્યું. તે આઠ વર્ષનો થયો ત્યાં અનુક્રમે વિહાર કરતાં કરતાં ઉપરોક્ત રાજસાગર

---

૧—દેવચંદ્રજીનું સંક્ષિપ્ત જીવન લખવાનું ભાગ્ય મને રા. રા. મોહનલાલ હીમચંદ વકીલે તેમના આગમસાર–આગમસારોદ્ધાર એ નામનો ગ્રંથ તેમના તરફથી જુદો ને એક નાની ચોપડીના આકારે છપાતો હતો તેમાં મૂકવા પ્રેરણા કરેલી ત્યારે થયું હતું. તેને આજે ૧૫ વર્ષ થઇ ગયાં. તે વખતે જુજ હકીકત મળી તે પરથી લખેલું ટુંક જીવન તેમાં તેમજ જૈન શ્વે. કૉન્ફરન્સ હેરૅલ્ડમાં તેમજ, જૈન કાવ્યદોહન ( રા. મનસુખલાલ રવજી પ્રકાશિત ) માં પ્રકટ થયું છે. ત્યારથી તે અત્યાર સુધીમાં શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી તેમના સર્વ ગ્રંથો બે ભાગમાં 'શ્રીમદ્ દેવચંદ્ર' એ નામથી પ્રકટ થયા છે–અને હમણાં આ સાથેજ 'દેવવિલાસ' એ નામનો રાસ અધ્યાત્મજ્ઞાન પ્રચારક મંડળ તરફથી શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાલા ગ્રંથાંક ૧૦૩–૧૦૪ માં પ્રકટ થયો છે તે સર્વ પરથી, તેમના સંબંધી ઘણું જાણવાનું મળે છે. તેમાંથી અહીં જરા વિસ્તારથી જણાવવાનું સુભાગ્ય ફરીથી ઉક્ત રા. મોહનલાલ હીમચંદ વકીલ પાદરાવાળાની પુનઃ પ્રેરણાથી મને પ્રાપ્ત થાય છે. આમાં શ્રીમદ્ દેવચંદ્રના બંને ભાગોનો સ્થળે સ્થળે ઉલ્લેખ આપેલ છે, તેમાં પહેલા ભાગને ૧ ને બીજા ભાગને ૨ એમ જણાવી પછી આડી લીટી દોરી તે તેના પૃષ્ઠની સંખ્યા જણાવી છે.

૨—દેવચંદ્રજી પોતાને યુગપ્રધાન ખરતર ગચ્છાચાર્ય જિનચંદ્રસૂરિની પરંપરા શાખામાં થયેલ જણાવે છે. ( જુઓ વિચારસાર પ્રશસ્તિ ) અને તે જિનચંદ્રજી કે જેમણે બાદશાહ અકબરને પ્રતિબોધેલો, અને તે અકબર પાસેથીજ 'યુગપ્રધાન' એ નામનું બિરૂદ મેળવેલું. તેઓનો જન્મ સં. ૧૫૯૫, દીક્ષા સં. ૧૬૦૪, સૂરિપદ સં. ૧૬૧૨, સ્વર્ગવાસ સં. ૧૬૭૦ માં થયો હતો તેથી તેઓ ૧૭૪૬ માં દેવચંદ્રજીના જન્મ પહેલાં ૭૬ વર્ષે સ્વર્ગસ્થ થયેલા. એ કારણે જે જિનચંદ્ર સૂરિએ દેવચંદ્રની માતાનાં સ્વપ્નનો વિચાર કહ્યો અને જેમણે દેવચંદ્રજીને વડી દીક્ષા આપી તે ઉક્ત યુગપ્રધાન ખરતરગચ્છની પટ્ટાવલિના ૬૧ મા પટ્ટધર નહિ, પણ તે પછીના ૬૫ મા પટ્ટધર સમજવા. તેમના ગણધરચોપડા ગોત્રના સાહ, સહસકરણ પિતા, અને સુવિચાર દેવી માતા હતાં. મૂલ નામ હેમરાજ અને દીક્ષા નામ હર્ષલાભ. તેમની પદસ્થાપના સં. ૧૭૧૧ ના ભાદ્રપદ વદ ૧૦ ને રોજ રાજનગરમાં નાહટા ગોત્રના સાહ જયમલ્લ તેજસીની માતા કસ્તુરબાઇએ મહોત્સવપૂર્વક કરી હતી. ત્યાર પછી તેમણે જોધપુરવાસી શાહ મનોહરદાસે કરાવેલા ચૈત્યમાં ઋષભાદિ ૨૪ જિનની પ્રતિષ્ઠા કરી. એ રીતે વિધવિધ દેશવિહારી સિદ્ધાંતજ્ઞાતા જિનચંદ્રસૂરિ સુરત બંદરે સં. ૧૭૬૩ માં સ્વર્ગસ્થ થયા. (જુઓ ક્ષમાકલ્યાણકૃત ખરતરગચ્છ પટ્ટાવલિ.)

વાચક પધાર્યા. દેવચંદ્રને માતપિતાએ વહોરાવ્યો, ને શુભ મુહૂર્તે તે ગુરૂએ સં. ૧૭૫૬ માં તેને લઘુદીક્ષા આપી. પછી ઉક્ત જિનચંદ્ર સૂરિએ વડી દીક્ષા આપી, ને નામ રાજવિમલ રાખ્યું. પછી રાજસાગરજીએ દીક્ષિતને સરસ્વતી મંત્ર આપતાં શિષ્ય દેવચંદ્રજીએ તેનું ધ્યાન બેલાડા ગામમાં રમ્ય વેણાતટે ભૂમિગૃહમાં (ભોંયરામાં) યથાર્થ કરતાં સરસ્વતીએ પ્રસન્ન થઇ રસનામાં વાસ કર્યો[3] શાસ્ત્રાભ્યાસ શરૂ કર્યો. ષડાવશ્યક સૂત્ર, અન્યદર્શનનાં શાસ્ત્ર, પંચકાવ્ય-નૈષધાદિ, નાટક, જ્યોતિષ, ૧૮ કોષ, કૌમુદી મહાભાષ્યાદિ વ્યાકરણો, પિંગળ, સ્વરોદય, તત્ત્વાર્થસૂત્ર, આવશ્યક બૃહદ્વૃત્તિ, વિશેષાવશ્યક, શ્રી હરિભદ્ર સૂરિ, હેમાચાર્ય, અને યશોવિજયજીના રચેલા ગ્રંથો, ૭ કર્મ ગ્રંથ, કર્મ પ્રકૃતિ આદિ અનેક શાસ્ત્રોની જૈન આમ્નાયથી સુગંધ લઇ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન મેળવ્યું. (દેવચંદ્રજીએ મુલતાનમાં સં. ૧૭૬૬ ના વૈશાખમાં ધ્યાનદીપિકા લખી; મુલતાન તથા વીકાનેરમાં ચોમાસાં કર્યાં, ને સં. ૧૭૬૭ ના પોષ માસમાં દ્રવ્ય પ્રકાશ બનાવ્યો.) સં. ૧૭૭૪ માં રાજસાગર વાચક દેવલોકે ગયા, સં. ૧૭૭૫ માં જ્ઞાનધર્મ પાઠક સ્વર્ગસ્થ થયા.

૩. 'દેવચંદ્રજીએ વિમલાદાસની બે પુત્રી નામે માઇજી અને અમાઇજી માટે આગમસાર નામનો ગદ્યમાં ગ્રંથ રચ્યો.[4] તેઓ સં. ૧૭૭૭ માં ગૂજરાત આવી પાટણમાં પધાર્યા; ત્યાં પૂર્ણિમ ગચ્છના ભાવપ્રભસૂરિ[5]ના ઉપદેશથી પૂર્ણિમ ગચ્છના શ્રાવક નગરશેઠ શ્રીમાલી વંશીય દોસી તેજસી જેતસીએ સહસકૂટ જિન બિંબ ભરાવ્યાં[6] હતાં, અને તે ભાવપ્રભસૂરિ પાસે તેમાં પ્રતિષ્ઠા કરાવી હતી; તે શેઠને દેવચંદ્રે પૂછ્યું કે તમે સહસકૂટનાં જિનબિંબ તો ભરાવ્યાં, પણ તે

૩-આમ હોય તો દેવચંદ્રજીએ ગમે ત્યાં પણ સરસ્વતિની સ્તુતિ અવશ્ય કરી હશે એમ મનમાં આવતાં તેના ગ્રંથોના બંને ભાગ ફેરવી ગયો, પણ મારા જોવામાં ન આવી.

૪-જ્યારે દેવચંદ્રજી પોતે તે ગ્રંથના અંતની પ્રશસ્તિમાં સ્વમિત્ર દુર્ગદાસને શુભચિત્તે સમજાવવા માટે મરોટકોટમાં સં. ૧૭૭૬ ના ફાગણ શુદ ૩ સોમવારે આગમસાર રચ્યો એમ કહે છે.

સંવત સત્તર છિહુત્તરે, મન શુદ્ધ ફાગુણ માસ,
મોટિ કોટ મરોટ મે, વસતા સુખ ચોમાસ. * *
આગમસારોદ્ધાર એહ, પ્રાકૃત સંસ્કૃત રૂપ,
ગ્રંથ કિયો દેવચંદ્ર મુનિ, જ્ઞાનામૃતરસરૂપ,
કર્યો ઇહાં સહાય અતિ, દુર્ગદાસ શુભ ચિત્ત,
સમજાવન નિજ મિત્રકું, કીનો ગ્રંથ પવિત્ત.
ધર્મમિત્ર જિન ધર્મ રત્ન, અવિજન સમકિતવંત,
શુદ્ધ આગમરસ ભોગવનૂ, ગ્રંથ કીયો ગુણવંત. * *
ગ્રંથ કિયો મનરંગસો, સિતપખ ફાગુણ માસ,
સોમવાર અરૂ તીજ તિથિ, સફલ ફલી મન આશ.

૫-ભાવપ્રભસૂરિ-પૌર્ણમિક ગચ્છના સ્થાપક ચંદ્રપ્રભસૂરિ સં. ૧૧૫૦-તેની પટ્ટ પરંપરામાં પ્રધાન શાખામાં વિદ્યાપ્રભસૂરિ-તેના પટ્ટે લલિતપ્રભસૂરિ-તેની પાટે વિનયપ્રભસૂરિ-તેની પાટે મહિમાપ્રભસૂરિ અને તેની પાટે ભાવપ્રભસૂરિ. તેમનું સૂરિપદ પહેલાં ભાવરત્ન નામ હતું અને પિતાનું નામ માંડણ અને માતાનું નામ બાદૂલા (?) હતું. તેમણે સં. ૧૭૯૩ ના માઘ શુદ ૮ ગુરૂએ યશોવિજય ઉપાધ્યાયકૃત સંસ્કૃત પ્રતિમાશતક પર સં. ટીકા રચી છે. તેમનો સૂરિપદ મહોત્સવ પાટણમાં માતા રામા અને પિતા જયતસીના પુત્ર તેજસી (કે જેમણે સહસ્રકૂટ મંદિરમાં બિંબ તેમનાજ હસ્તથી ભરાવ્યા હતા) એ કર્યો હતો. તેમણે સં. ૧૭૬૯ માં રૂપપુરમાં હરિબલ મચ્છીનો રાસ, સં. ૧૭૯૭ માં પાટણમાં સુભદ્રા સતી રાસ, સં. ૧૭૯૯ માં પાટણમાં બુદ્ધિલ વિમલા સતી રાસ, સં. ૧૮૦૦ માં અંબડરાસ તથા નવવાડ સઝાય, ૧૩ કાઠીયાસઝાય, અધ્યાત્મ સ્તુઇ વગેરે ગૂર્જર ભાષામાં રચેલ છે. આ દેવચંદ્રજીના સમકાલીન હતા. તેઓ પાટણમાં ઢંઢેરવાડાના અપાસરામાં રહેતા ને તેની શાખા ઢંઢેર પડી હતી. તેમણે કાલિદાસકૃત જ્યોતિર્વિદાભરણ પર સુખબોધિકા નામની સંસ્કૃત ટીકા પણ રચી છે.

૬-દેવચંદ્રજી પોતે આ પાટણના સહસ્રકૂટ સંબંધે સ્તવન રચ્યું છે (શ્રીમદ્ દેવચંદ્રજી ભાગ ૨ જો પૃ. ૯૨૩-૯૨૪) તેમાં જણાવ્યું છે કે:—

સહસકૂટ સિદ્ધાચલ ઉપરેં, તિમહિજ ધરણી વિહાર,
તેથી અદ્ભુત એ છે સ્થાપના, પાટણ નગર મઝાર. ૯
તીર્થ સકલ વળી તીર્થંકર સહુ, એહનું પૂજન તે પૂજાય,
એક જીહથી મહિમા એહનો, કિમ જાતે કહેવાય. ૧૦
શ્રીમાળી કુલ દીપક જેતસી, શેઠ સુગુણ ભંડાર,
તસ સુત શેઠ શિરોમણી તેજસી, પાટણ નગરમેં દાતાર. ૧૧
તેણે એ બિંબ ભરાવ્યા ભાવશું, સહસ અધિકા ચોવીસ,
કીધી પ્રતીષ્ઠા પુનમગચ્છધર, ભાવપ્રભ સૂરીસ. ૧૨

આ સહસ્રકૂટનું મંદિર પાટણમાં તંબોળીવાડામાં સહસ્રફણા પાર્શ્વનાથજી પ્રમુખ સાત દેહરાસરજી છે તેમાંનું એક છે.

સહસકૂટના ૧૦૨૪ જિનનાં નામ ગુરૂ મુખે કદિ ધાર્યા છે ? શેઠે અજાણપણું બતાવ્યું. એ અવસરે તપગચ્છીય જ્ઞાનવિમલ સૂરિ હતા તેની પાસે જઇ શેઠે સહસ્રકૂટનાં નામ પૂછ્યાં, ત્યારે તેમણે એમ કહ્યું કે અવસરે જણાવીશું. એક વખત ત્યાં શાહની પોળમાં ચોમુખ વાડીપાર્શ્વનાથનાં મંદિરમાં સત્તરભેદી પૂજા ને સ્તવના થતી હતી ત્યાં [7]જ્ઞાનવિમલ સૂરિ આવ્યા ને તેમને સહસકૂટનાં નામો પૂછ્યાં તેમણે જણાવ્યું કે પ્રાયઃ શાસ્ત્રમાં તે નામો નથી. કોઇ શાસ્ત્રે કદાચિત્ હોય. એટલે એનો પ્રતિરોધ દેવચંદ્રજીએ કરી છેવટે પોતે સહસ્રનામો બતાવી આપ્યાં. આથી બંને વચ્ચે (દેવચંદ્રજી અને જ્ઞાનવિમલ સૂરિ વચ્ચે) પ્રીતિ જામી. રાજસાગરના શિષ્યની ખ્યાતિ થઇ—તેમણે પછી ભવ્ય પ્રતિષ્ઠા અને નવા ઓચ્છવ કરાવ્યા, અને ક્રિયોદ્ધાર કર્યો. તેમાં અપરિગ્રહ પર બહુ ભાર મૂક્યો—સત્ય પ્રભુ માર્ગમાં મૂર્છા તજવીજ ઘટે ને તે તજી. સં. ૧૭૮૭(?)! માં અમદાવાદ આવી નાગોરી સરાહમાં ઉતરી ભગવતી સૂત્રની વાચના કરી, ને ત્યાં ઢુંઢક માણેકલાલને મૂર્તિપૂજક કર્યો; નવું ચૈત્ય કરાવી તેમાં પ્રતિમા સ્થાપી. ત્યાં શાંતિનાથની પોળમાં સહસફણા બિંબ[8] સ્થાપ્યું. સહસકૂટ જિનબિંબની પ્રતિષ્ઠા કરી. સં. ૧૭૭૯ માં ખંભાત ચોમાસું કર્યું પછી શત્રુંજયપર નવાં ચૈત્ય કરાવી જીર્ણોદ્ધાર કર્યો. મહાજને તે સિદ્ધાચલપર જીર્ણોદ્ધારનું કારખાનું મંડાવ્યું. સં. ૧૭૮૧, ૧૭૮૨ અને ૧૭૮૩ માં કારીગરો પાસે કામ કરાવી શત્રુંજયનો મહિમા વધાર્યો. પછી ગુરૂ રાજનગર (અમદાવાદ) આવ્યા. (આ સં. ૧૭૮૪ માં મૂકાય ને તે વખતે તેમણે સહસ્રફણા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા ફુટનોટમાં બતાવી છે તે કરી જણાય છે), ત્યાંથી સુરત આવ્યા.

૪. સં. ૧૭૮૫, ૧૭૮૬ અને ૧૭૮૭ માં [9]પાલીતાણામાં પ્રતિષ્ઠા કરી પછી ફરી રાજનગર

---

૭ જ્ઞાનવિમલસૂરિ–ભિન્નમાલના વીસા ઓસવાલ વાસવ શેઠ અને કનકાવતીના પુત્ર. જન્મ સં. ૧૬૯૪ નામ નથુમલ; સં. ૧૭૦૨ માં તપગચ્છના ધીરવિમલ ગણિ પાસે દીક્ષા. નામ નયવિમલ. સં. ૧૭૪૮ માં પાટણ પાસે સંડેરમાં સૂરિપદ–નામ જ્ઞાનવિમલ સૂરિ; તેમના ઉપદેશથી સં. ૧૭૭૭ માં સુરતના શેઠ પ્રેમજી પારેખે શત્રુંજયનો સંઘ કાઢ્યો. સં. ૧૭૮૨ આશો વદ ૪ ને દિને ખંભાતમાં સ્વર્ગસ્થ.

૮–અમદાવાદમાં હાજા પટેલની પોળમાંની શાંતિનાથ પોળના બીજા દેરાસરના વચલા ભોંયરામાં સહસ્રફણા પાર્શ્વનાથની દેવચંદ્રજીએ કરેલી પ્રતિષ્ઠાનો શિલાલેખ સં. ૧૭૮૪ માગશર વદ ૫ નો મળી આવે છે જુઓ આ પુસ્તકમાં જીવનચરિત્ર પાનું ૩૧ જ્યારે આ કવિયણ સં. ૧૭૮૭ ની સાલ આપે છે. તે કદાચ ૧૭૭૭ની હશે. વળી તે ત્યાર પછી ૧૭૭૮ થી વાત કહેવા માંડે છે–તો આ વર્ષાનુક્રમ આગળ પાછળ ઉલટો રાખવાનું કારણ સમજાતું નથી.

૯–પાલીતાણાના શત્રુંજયગિરિપરના ૧૧૮ શિલાલેખોની ટીપ ડા. બુહ્લરે કરી છે તેમાં તેણે ૩૩ લેખો મૂળ સંસ્કૃતમાં આપેલ છે અને બીજાનો માત્ર અંગ્રેજીમાં સાર આપ્યો છે તે પૈકી નં. ૩૪ ખરતરવસી ટુંકના દક્ષિણ બાજુના ખુલ્લા વિભાગમાં સિદ્ધચક્ર શિલાપરના લેખનો સાર એ છે કેઃ—

સંવત્ ૧૭૮૩ માઘ સુદિ ૫ સિદ્ધચક્ર, ધણપુરના રહેવાસી, શ્રીમાલી લઘુ શાખાના પેતા (ખેતા) ની સ્ત્રી આણન્દ બાઇએ અર્પણ કર્યું (બનાવ્યું). બૃહત્ ખરતર ગચ્છની મુખ્ય શાખામાં જિનચંદ્રસૂરિ થયા જેમને અકબર બાદશાહે યુગપ્રધાનનું પદ આપ્યું. તેના શિષ્ય મહોપાધ્યાય રાજસાગરજી થયા. તેના શિષ્ય મહોપાધ્યાય જ્ઞાનધર્મજી, તેના શિષ્ય ઉપાધ્યાય દીપચંદ્ર, તેના શિષ્ય પંડિતવર દેવચંદ્રે પ્રતિષ્ઠા કરી.

નં. ૩૫ પંચ પાંડવ દેવાલયની મુખ્ય મૂર્તિની જમણી બાજુએ આવેલી એક મૂર્તિની બેસણી ઉપરનો લેખ છે તેનો સાર એ છે કે;–સંવત્ ૧૭૮૮, માઘ સુદિ ૬, શુક્રવાર, ખરતર ગચ્છના સા (હુ) ફીકાના પુત્ર દુલીચન્દે ભીમમુનિની એક પ્રતિમા અર્પણ કરી; ઉપાધ્યાય દીપચંદ્ર ગણિએ પ્રતિષ્ઠા કરી. (આ દીપચંદ્રજી દેવચંદ્રજીના ગુરૂ જણાય છે.)

નં. ૩૬ છીપાવસી ટુંકમાંના એક દેવાલયના મંદિરની બહાર દક્ષિણ ભીંત ઉપરના લેખનો સાર એ છે કેઃ–સંવત્ ૧૬૯૪, શક ૧૫૫૯, આષાઢ સુદિ ૧૦, રવિવાર. ઓસવંશ વૃદ્ધ શાખા નાહુલ ગોત્રના ભંડારી ભાનાજીના પુત્ર ભંડારી નારાયણજીના પુત્ર ભંડારી તારાચંદના પુત્ર ભંડારી રૂપચંદના પુત્ર ભંડારી સિવચંદના પુત્ર ભંડારી હરખચંદે, એ દેવાલય સમરાવ્યું અને પાર્શ્વનાથની એક પ્રતિમા અર્પણ કરી (કરાવી); બૃહત્ ખરતર ગચ્છના જિનચંદ્રસૂરિના વિજયિ રાજ્યમાં મહોપાધ્યાય રાજસાગ-

આવી ચાતુર્માસ રહ્યા. સં. ૧૭૮૮ માં આષાઢ શુદિ ૨ ને દિને દીપચંદ્રજી પાઠક સ્વર્ગે પધાર્યા. દેવચંદ્રજી હતા ખરતરગચ્છના, છતાં તેમની પાસે તપગચ્છના વિવેકવિજય મુનિ ભણ્યા.

૫. અમદાવાદમાં [10]રત્નસિંહ ભંડારી સૂબો હતો. તેનો ઇષ્ટ પ્રિય શેઠ આણંદરામ, દેવચંદ્રજી

---

રજીના શિષ્ય ઉપાધ્યાય જ્ઞાનધર્મજીના શિષ્ય ઉપાધ્યાય જ્ઞાનધર્મજીના શિષ્ય ઉપાધ્યાય દીપચંદ્રજીના શિષ્ય પંડિત દેવચંદ્રજીએ પ્રતિષ્ઠિત કરી. ( જુઓ સાક્ષર શ્રી જિનવિજયજી સંપાદિત પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભાગ ૨ જાના છેવટના અવલોકન પૃ. ૫૧ અને ૫૨. ) આ ઉપરાંત શત્રુંજય ઉપર ચૌમુખની ટુંકમાં મંદિરના ચોકમાં જતાં ડાબા હાથે એક સિદ્ધચક્રની સ્થાપના છે તેમાં દેવચંદ્રજી સંબંધી ઉલ્લેખ છે તે લેખ મુનિશ્રી કલ્યાણવિજયજીએ કૃપાથી લખી જણાવ્યો છે કેઃ—

" संवत् १७८४ वर्षे ॥ मिगशिर वदि ५ तिथौ राजनगर वास्तव्य श्री सिद्धचक्र कारापितं च श्री महावीरदेवाविच्छिन्न परंपरायात श्री वृहत्खरतरगच्छाधिराजश्री अकब्बरसाहि प्रतिबोधक तत्प्रदत्तयुगप्रधान भट्टारक श्री जिनचंद्रसूरि शाखायां महोपाध्याय श्री श्री राजसारजी तत् शिष्य उपाध्याय ज्ञानधर्मजी तत् शिष्य उपाध्याय श्री दीपचंद्रजी तत् शिष्य पंडित देवचंद्र युतेन ॥ "

૧૦-રત્નસિંહ ભંડારી—મારવાડ જોધપુરની ગાદી પર મહારાજા અભયસિંહના વિ. સં. ૧૭૮૦ થી સં. ૧૮૦૬ ના અમલમાં રત્નસિંહ ભંડારીએ ઉદય પામી પોતાની નામના કાઢી હતી. તે જૈન ઓસવાલ કુટુંબના હતા. સંવત્ ૧૭૮૬ માં ગુજરાતના સુબાદાર સરબુલંદખાં સ્વતંત્ર થવાથી બાદશાહ મુહમ્મદશાહે અભયસિંહજીને તે સુબાને દબાવવા માટે મોકલ્યા ને અજમેર અને ગુજરાતનું રાજ્ય સર કરવાને અમદાવાદ તરફ મોટા લશ્કર સાથે કુચ કરી ત્યારે તેમણે મોટી ફોજમાં રત્નસિંહને પોતાની સાથે રાખ્યા હતા. અમદાવાદમાં કેટલીક ખુન, ખાર લડાઇ પછી મહારાજાએ સરબુલંદખાનને જીવતો પકડી દીલ્હી મોકલાવી ગુજરાત પ્રાંત કબજે કર્યો અને રત્નસિંહને પોતાના મદદનીશ તરીકે નીમ્યા. ત્રણ વર્ષ ગુજરાત ઉપર અમલ કર્યા પછી અભયસિંહ દીલ્હી પાછા ગયા ને રત્નસિંહ ભંડારીને દીલ્હી રાજ્યના વતી ગુજરાત ઉપર અમલ કરવાને નીમતા ગયા. ઇતિહાસમાં ઉપસુરી વાઈસરૉય–નાયબસુબા તરીકે પ્રસિદ્ધ થયેલા રત્નસિંહે સં. ૧૭૮૯ થી સં. ૧૭૯૩ સુધી અમલ ચલાવ્યો. આ વખતે સમસ્ત હિંદમાં અશાંતિ ને અવ્યવસ્થા હતી. મરાઠાઓ પોતાના સરદાર જાદોજી દાભાડેની સરદારી નીચે ગુજરાત ઉપર ચઢી આવ્યા ત્યારે રત્નસિંહને પોતાના નવા હોદ્દાપર રહેવાનું મુશ્કેલ થતું ગયું છતાં તે નાયબ સુબા અસાધારણ ખર્ચથી આવતા હુમલા પાછા કાઢતા હતા. વિરમગામનો ભાવસિંહ હેરાનગતી આપતો તેને પકડવા માટે જવાનમર્દખાનને સં. ૧૭૮૦ માં રત્નસિંહે હુકમ કરતાં તેણે તેને પકડ્યો પણ પછી તેને છોડી દેવો પડ્યો. સં. ૧૭૮૦ માં મરાઠાઓએ વડોદરા લીધું. ત્યાંના સુબા શેરખાન બાબીએ રત્નસિંહની મદદ માગતાં ખંભાતના સુબા મોમિનખાનને તેની કુમકે મોકલ્યો પણ મહાદજી ગાયકવાડે આ જાણી લઈ શેરખાનને હરાવ્યો ને મોમીનખાન પાછો ખંભાત ગયો. ગાયકવાડે વડોદરા સર કર્યું. આજ વર્ષમાં પેટલાદનો સૂબો ધનરૂપ ભંડારી મરણ પામ્યો ને શાંતિદાસ શેઠના પૌત્ર ખુશાલચંદ શેઠ (આ શાંતિદાસ શેઠે સં. ૧૬૯૪ માં સરસપુરમાં પાર્શ્વનાથ મંદિર કર્યું હતું ને જેને તે વખતના ગુજરાતના સુબા ઔરંગઝેબે તોડી ત્યાં સં. ૧૭૦૦ માં મસીદ બંધાવી હતી તે પછી તે મંદિરને શાહજહાંએ પાછું બંધાવી આપ્યું હતું.) ને અમદાવાદથી ભંડારીની કફા થતાં ચાલી જવું પડ્યું હતું. ( આ ખુશાલચંદ સં. ૧૮૦૪ માં મરણ પામ્યા. જુઓ મારી જૈન ઐતિહાસિક રાસમાલા ભાગ ૧ લો પ્રસ્તાવના પૃ. ૮ થી ૧૦ ). સં. ૧૭૯૧ માં રત્નસિંહને ધોલકાની સુબાગીરી અપાઈ. વિરમગામની સોહરાબખાનને અપાઈ. આ બીજી વાત રત્નસિંહને ન ગમતાં તે અભયસિંહને અપાવી. પછી લડાઈ થઈ ને સોહરાબખાન ઘવાયો ને મૃત્યુ પામ્યો. રત્નસિંહ પર એક ઘોડેસ્વારે ખૂન કરવાનો પ્રયત્ન કરતાં તેને પકડી મારી નાંખવામાં આવ્યો. રત્નસિંહ થયેલા ઘાથી બે મહીને સાજો થયો. વીરમગામના ભાવસિંહે મરાઠા સાથે મળી તેમને ગુપ્ત રીતે ગામમાં બોલાવ્યા. દામાજીએ મારવાડી અધિકારીને કાઢી મૂક્યો ને રંગોજીને ત્યાં રાખી પોતે સોરઠ તરફ જતાં વચમાં રત્નસિંહ ભંડારી સામો થયો, ને રંગોજીને વીરમગામ હાંકી મૂક્યો. મરાઠાઓનો સામાન ઘણો કબજે કર્યો ને પછી વીરમગામને ઘેરો ઘાલ્યો. આ સામે યુક્તિ કરી મરાઠાએ પ્રતાપરાવને અમદાવાદ ઘેરો ઘાલવા મોકલ્યો. આથી ભંડારીને વીરમગામનો ઘેરો તજી અમદાવાદ જવું પડ્યું સં. ૧૭૯૩ અહમદશાહ સુલતાને અભયસિંહ પાસેથી લઈ મોમીન-

પાસે આવી ધર્મચર્ચા કરતો હતો. તેને ગુરુએ ચર્ચામાં જીત્યો. આણંદરામે ગુરુની પ્રશંસા કરતાં રત્નસિંહ ભંડારીએ ગુરુ પાસે આવી વંદના કરી; ત્યાર પછી ત્યાં મૃગી ઉપદ્રવ—રોગચાળો ચાલ્યો. તે ભંડારીની અને મહાજનની વિનતિથી ગુરુએ શમાવ્યો. ત્યાર પછી રણકુંજીએ સૈન્ય લાવી ભંડારી સાથે યુદ્ધનો પડકાર કર્યો. ગુરુએ બેફિકર રહેવા ભંડારીને કહ્યું. યુદ્ધમાં ભંડારી જીત્યો. ધોલકાવાસી જયચંદ શેઠે એક વિષ્ણુ યોગીને ગુરુ પાસે આણ્યો, તેને ગુરુએ જૈન બનાવ્યો. સં. ૧૭૮૫ માં પાલીતાણા અને સં. ૧૭૮૬ માં અને સં. ૧૭૮૭ માં નવાનગર [૧૧]ગુરુ રહ્યા, ને ત્યાં ઢુંઢકને જીત્યા. નવાનગરમાં ચૈત્યો લોપ્યાં હતાં ને પૂજા બંધ થઇ હતી તેનું નિવારણ કરી ફરી સ્થાપ્યાં. ત્યાંથી પડધરીમાં ત્યાંના ઠાકુરને પ્રતિબોધ્યો. ત્યાંથી ફરી પાલીતાણે અને ફરી નવાનગરમાં ગયા.

૬. પછી સં. ૧૮૦૨ માં—૧૮૦૩ માં રાણાવાવ રહ્યા. ત્યાંના અધીશને (રાણાને) ભગંદર રોગ હતો તે ટાળ્યો. સં. ૧૮૦૪ માં ભાવનગર આવી ઢુંઢક મેતા ઠાકરસીને મૂર્તિપૂજક કર્યો અને ત્યાંના રાજાને જૈન ધર્મ પ્રત્યે પ્રીતિવાન્ બનાવ્યો [આ રાજાનું નામ ભાવસિંહજી હતું કે જેણે પોતાના નામ પરથી ભાવનગર સ્થાપ્યું હતું].

(આ વાત અન્ય સ્થળેથી સાબીત થાય છે.)[૧૨]

---

ખાનને ગૂજરાતની સુબાગીરી આપી. અભયસિંહે ભંડારીને મોમીનખાનને સૂબો થતાં અટકાવવા કહ્યું. મોમીનખાને અમદાવાદ ઘેર્યું. ભંડારીએ જબરો બચાવ કર્યો. આખરે દામાજી ને મોમીનખાન બંને મળી ગયા. આખરે સલાહ થઈ. મોમીનખાને ખર્ચના દામ ભંડારીને આપી રવાના કર્યો ને પોતે સુબાગીરી લીધી. સં. ૧૮૦૧ માં વીકાનેરનો રાજા મરણ પામતાં બે હકદાર જાગ્યા. એકે ગાદી લીધી બીજો અભયસિંહ પાસે જતાં તેણે સહાય આપવા કબૂલ કર્યું. ભંડારીને સેનાપતિપદ આપી સાથે લડવા નીકળ્યો. સં. ૧૮૦૩ માં ચહુસાજણ પાસે ખૂનખાર લડાઈ થઇ. વીકાનેરના લશ્કરે આખરે જોર કર્યું. ભંડારી ડગ્યો નહિ ને પોતાને આંખમાં બાણ વાગ્યું છતાં લડ્યો. આખરે જોયું કે પોતાના સાથી ઓછા છે ને ફાવવાનો દાવ નથી એટલે પાછા હઠવાનો હુકમ આપ્યો. આમ હઠતાં એક વીકાનેરી ભાલાદારે હુમલો કર્યો અને રત્નસિંહ ભંડારી વીરતાથી મરણ પામ્યો. (શ્રીયુત ઉમરાવસિંહ ટાંકના લેખપરથી.)

આટલો લાંબો પરિચય કરાવવાનું કારણ એ છે કે આ વખતે ગૂજરાતની કેવી અશાંત સ્થિતિ હતી તેનું દિગ્દર્શન થાય.

૧૧-નવાનગર તે કાઠિયાવાડનું જામનગર. ત્યાં દેવચંદ્રજીએ સં. ૧૭૮૬ ના કાર્તિક સુદ ૫ મી રોજ જ્ઞાનસાર પર ટીકા નામે જ્ઞાનમંજરી કરી. અષ્ટ પ્રવચન માતાની સઝાયો પણ ત્યાંજ રચી. નવાનગરના આદિજિનપર સ્તવન (૨-૬૧૯) રચ્યું છે તેમાં 'શેઠ વિહાર' ના આદીશ્વરનો ઉલ્લેખ છે.

૧૨-સં. ૧૮૧૦ આ સંઘ નીકળ્યો હતો તેમ દેવવિલાસ રાસકાર કહે છે જ્યારે દેવચંદ્રજી પોતે સિદ્ધાચલ સ્તવનમાં ચોખ્ખું કહે છે કે સં. ૧૮૦૪ ના માગશર શુદ ૧૩ ને દિને સુરતથી તે સંઘ કચરા કીકાએ કાઢ્યો હતો:—

સંવત અઢાર ચીડોત્તર વરસે, સિત મૃગસર તેરસીયે
શ્રી સુરતથી ભક્તિ હરખથી, સંઘ સહિત ઉલ્લસીયે
કચરા કીકા જિનવર ભક્તિ, રૂપચંદ (ગુણવંત) છાઇએ,
શ્રી સંઘને પ્રભુજી ભેટાવ્યા, જગપતિ પ્રથમ જિણંદ.

શ્રીમદ્ દેવચંદ્રજી ભાગ ૨. પૃ. ૬૧૭

દેવચંદ્રજીના શિષ્ય મતિરત્ને સિદ્ધાચલ તીર્થયાત્રા એ નામની પદ્યકૃતિ પાંચ ઢાળમાં રચી છે તેમાં તે આ કચરા કીકાદિના સંઘની આખી વિગત આપે છે. રચ્યા સંવત્ આપેલ નથી તેમ સંઘ નીકળ્યાનો સંવત્ આપેલ નથી પણ તેની મિતિ કાર્તિક શુદ ૧૩ મંગલ આપે છે. ને ઉપર માગશર શુદ ૧૩ આપી છે. આમાં વિગત એ છે કે

"મૂળ પાટણના રહીશ અને રવજીશાના કુલમાં થયેલા વૃદ્ધશાખીય શ્રીમાલી કચરા કીકા એમ પોતે ત્રણ ભાઇ સહિત સુરત આવ્યા. તેણે શત્રુંજયનો (કાર્તિક સુ. ૧૩ ને દિને સંવત્ આપ્યો નથી) કાઢ્યો. રૂપચંદ નામના શેઠ પણ સંઘવી તરીકે જોડાયા. ઘુંબસ (ઘુગરા) આવી ત્યાંથી ભાવનગર આવ્યા કે જ્યાં ભાવસિંહજી (કે જેમણે સં. ૧૭૭૯ ના વૈશાખ શુદ ૩ ને દિને ભાવનગર વસાવ્યું હતું અને જેઓ ૬૧ વર્ષ સુધી સ્વતંત્રપણે રાજ્ય કરી સં. ૧૮૨૦ માં સ્વર્ગસ્થ થયા) રાજ્ય કરતા હતા. તેમણે ચાંચીઆને જેર કરી જગાત ઓછી કરી સમુદ્રને નિર્ભય અને વેપારીઓને આબાદ કર્યા હતા. આ સંઘને ભાવનગરના સંઘપતિ કુંઅરજી શેઠે માન આપ્યું. તેમાંના મંદિરોમાં સંઘપતિએ પૂજા કરી. રાજાજીને સાથે આવવા વિનતિ કરી ને રાજાએ તે માટે ચોકીદાર વગેરે આપેલું

૭. ત્યાંથી તેજ વર્ષમાં પાલીતાણા જઇ ત્યાંનો લાગત ખર્ચ માંગ્યું; કચરાશાએ દસ્તુર માફક દેવા કબૂલ્યું એટલે રાણાજી લશ્કર સાથે સંઘ ભેગા નીકળ્યા (કાર્તિક વદિ ૧૩). ચોથે દિન વરતેજ, પછી કનાડે આવ્યા. સાથે ઉત્તમવિજય પંન્યાસ, યોગવિમલ તપસ્વી, ખરતરગચ્છી દેવચંદ્રજી (આપણા ચરિત્રનાયક) હતા. પાલીતાણાના રાજા પૃથ્વીરાજજીના કુંવર સામા આવ્યા કે જેને સંઘવીએ પહેરામણી કરી. કુંવરશ્રી નવઘન સંઘ સાથે ગારીયાધર સુધી આવ્યા. ને માગશર સુદિ તેરસ દિને શત્રુંજયની યાત્રા કરી. પછી પાલીતાણા આવ્યા. ત્યાં 'વિધિ ઉપદેશક શ્રુત જલધિ દેવચંદ ગુરુરાય, સંવેગી જિનમારગી ઉત્તમવિજય સહાય '—દેવચંદ્રજી ને ઉત્તમવિજય હતા એટલે ખંભાતથી જીવણસાહ સંઘવી સંઘ લઈ આવ્યા. વેળાવળ પાટણથી રામચંદ્રશા, દક્ષિણથી મેસર ગામનો સંઘ લઈ ગલાલસા એમ અનેક સંઘો તે તેના સંઘપતિ સહિત આવ્યા. સૂરતથી વિધિપક્ષ (અંચલ ગચ્છના) ઉદયસાગરસૂરિ (મૂળ નવાનગરના શા કલ્યાણજી અને ભાર્યા જયવંતીના ઉદયચંદ નામે પુત્ર જન્મ સં. ૧૭૬૩ દીક્ષા સં. ૧૭૭૭, આચાર્યપદ સં. ૧૭૯૭, સ્વર્ગવાસ સં. ૧૮૨૬ આસો સુ. ૨ સુરતમાં.) આવ્યા. તપાગચ્છના પાઠક સુમતિવિજય એમ અનેક યતિઓ અને ચતુર્વિધ સંઘ મળ્યો. પોષ શુદિ ૧૩ દિને ઇંદ્રમાલનો ઉત્સવ થયો. આ પ્રમાણે યાત્રા સફલ થઈ." આમાં જણાવેલા ઉદયસાગરસૂરિએ સં. ૧૮૦૪ ના (અબ્ધિખાષ્ટેંદુમિતે) ના પોષ સુદિ ૧૫ ને સોમવારને દિવસે 'સ્નાત્રપંચાશિકા' નામનો ગ્રંથ સુરાષ્ટ્રના પાલીતાણામાંજ રચ્યો તેમાં આ સંઘના સંઘપતિ "દેવગુરુભક્ત કીકાના પુત્ર કચરાએ કાઢેલા સંઘની સાથે યાત્રા કરતાં જિનરાજની ભક્તિને માટે આ ગ્રંથ રચ્યો છે" એવું સ્પષ્ટ જણાવેલું છે. (જુઓ પીટર્સનનો ત્રીજો રીપોર્ટ પૃ. ૨૩૯)–આથી પણ સ્પષ્ટ થાય છે કે સંઘવી કચરા કીકાએ આ સંઘ ૧૮૦૪ માં કાઢયો હતો.–" કચરા કીકાએ પાલીતાણાના સંઘો ઘણી વખત કાઢયાનું જુદાં જુદાં સ્તવનો તથા ચરિત્રો પરથી જણાય છે અને તેવાં ત્રણ ચાર પ્રસંગો મારા વાંચવામાં પણ આવ્યાં છે એમાં સં. ૧૮૦૪ માં શ્રીમદ્ સંઘ સાથે પાલીતાણે ગયા હોય અને સં. ૧૮૧૦ માં ફરી ગયા હોય એ બનવા જોગ છે. તેમાં અસંભવિત જેવું કશુંએ નથી," એમ શા. મોહનલાલ હીમચંદ વકીલ પાદરાવાળા જણાવે છે.

આમાંના ભાવનગરમાં સ્વપન પ્રાસાદમાં દિવાળી દિને વીરજિનવર નિર્વાણ રચી દેવચંદ્રજીએ પૂરે કર્યું: (૨-૯૨૯)

મૃગી નામનો રોગચાળો દૂર કર્યો. સં. ૧૮૦૫ અને ૧૮૦૬ માં લીંબડી રહી ત્યાંના આગેવાન શેઠોને શાસ્ત્રાભ્યાસ કરાવ્યો. લીંબડી ધાંગધ્રા અને ચૂડા એમ ત્રણ સ્થળોએ બિંબ પ્રતિષ્ઠા કરાવી. (આ ત્રણે કાઠિયાવાડનાં શહેરોમાંનાં મંદિરો તપાસી તેમાંની પ્રતિમાના પ્રતિષ્ઠા લેખો જોવા ઘટે છે.) ધાંગધ્રામાં સુખાનંદજી મળ્યા હતા. સં. ૧૮૦૮ માં ગૂજરાતથી શત્રુંજયમાં બહુ દ્રવ્ય ખર્ચાવી પૂજા અર્ચા કરાવી. સં. ૧૮૦૯ અને ૧૮૧૦ માં ગૂજરાતમાં ચોમાસાં ગાળ્યાં. સં. ૧૮૧૦ માં કચરાશાહે શત્રુંજયનો સંઘ કાઢ્યો તે સાથે દેવચંદ્રજી પધાર્યા અને શત્રુંજયપર સાઠ હજાર દ્રવ્ય ખર્ચી જિનબિંબની પ્રતિષ્ઠા કરી[13] સં. ૧૮૧૧ માં લીંબડીમાં પ્રતિષ્ઠા કરી અને વઢવાણમાં ઢુંઢક શ્રાવકને બુઝાવ્યા. ને ત્યાં તેથી ઘણાં ચૈત્ય થયાં. દેવચંદ્રજીના શિષ્ય મનરૂપજી અને તર્કશાસ્ત્રના અભ્યાસી વિજયચંદ હતા. મનરૂપજીના શિષ્ય વક્તુંજી અને રાયચંદજી હતા. સં. ૧૮૧૨ માં ગુરુ રાજનગર આવ્યા. ગચ્છનાયકને તેડાવી મહોચ્છવ કર્યો. દેવચંદ્રજીને ગચ્છપતિએ (આ જિનલાભ સૂરિ હોવા ઘટે) વાચક પદ આપ્યું.

૮. દેવચંદ્રજી ઉત્તમ વ્યાખ્યાન તત્વજ્ઞાનમય આપતાં હતા. તેમણે શ્વેતાંબરીય હરિભદ્ર સૂરિ તથા યશોવિજય વાચકકૃત ગ્રંથોનો અભ્યાસ કરવા ઉપરાંત દિગંબરીય શાસ્ત્ર–ગોમટ્ટસારાદિ વાંચ્યાં હતાં, અને ગુજરાત ઉપરાંત મુલતાન, બીકાનેરમાં પણ ચોમાસાં કર્યા હતાં. તેમણે નવા ગ્રંથ ટીકા સહીત કર્યા તેનાં નામ—દેશનાસાર (અપ્રકટ), નયચક્ર, જ્ઞાનસાર અષ્ટક પર શ્રી. ટીકા, કર્મગ્રંથપર ટીકા

13–આ સંબંધી એક લેખ શત્રુંજયપર હાથીપોળ તરફ જતાં દક્ષિણે આવેલા દેવાલયમાં (વિમળવસી લિસ્ટ્સ પૃ. ૨૦૭ નં. ૨૮૫ બુદ્ધર સંગ્રહ) મળી આવે છે તેનો સાર આ પ્રમાણે છે:—

"સંવત્ ૧૮૧૦ માહ સુદિ ૧૩, મંગળવાર સંઘવી કચરા કીકા વિગેરે આખા કુટુંબે સુમતિનાથની પ્રતિમા અર્પણ કરી; સર્વ સૂરિએ પ્રતિષ્ઠા કરી."

–શ્રી જિનવિજયજી સંપાદિત પ્રા. જૈ. લે. સંગ્રહ ભા. ૨ અવલોકન પૃ. ૫૨.

ગેરે. આ દેવચંદ્રજી અમદાવાદમાં દોશીવાડામાં બેરાજતા હતા, ત્યાં એક દિન વાયુપ્રકોપથી વમનાદિ વ્યાધિ થતાં નિજ શિષ્યોને બોલાવી શિક્ષા આપી કે "સુરિજીની આજ્ઞા વહેજો, સમયાનુસારે વિચરજો, પગ પ્રમાણે સોડ તાણી સંઘની આજ્ઞા ધરજો." આ વખતે શિષ્યોમાં મુખ્ય મનરૂપજી ને તેના શિષ્ય રાયચંદ્રજી, વળી બીજા શિષ્ય વિજયચંદ્રજી ને તેના શિષ્ય રૂપચંદ્રજી, તેમજ સભાચંદ્રજી વગેરે હાજર હતા. પછી દશવૈકાલિક, ઉત્તરાધ્યયન એ સુત્રોનાં અધ્યયન સાંભળતાં અરિહંતનું ધ્યાન ધરતાં સં. ૧૮૧૨ના ભાદ્રપદ અમાવાસ્યાને દિને રાત એક પ્રહર જતાં દેવચંદ્રજી દેવગતિ પામ્યા. પાછળ ઉત્સવથી માંડવી કરી ઘણું દ્રવ્ય દાનાર્થે ખર્ચી સર્વ શ્રાવકોએ મળી શબને દાહ દીધો."

૯ રાસકર્તા કહે છે કે તેઓ 'આસન્નસિદ્ધ હતા, ને અનુમાને જો દરેક ભવમાં આરંભમાં ભાવથી કર્મનો ધ્વંસ કરવા રહી ધર્મ યૌવનમાંજ જીવન સતત ગાળશે તો સાત આઠ ભવે સિદ્ધિને વરશે.' વળી તે કહે છે કે 'તેમના મસ્તકમાં મણિ હતી તે હાથ આવી નહિ. મહાજને દાહસ્થળે સ્તૂપ કરાવી પાદુકા પ્રતિષ્ઠિત કરી. (આ માટે વિશેષ બારીક શોધખોળ કરવાની જરૂર છે.) ત્યાર પછી થોડા દિવસે મનરૂપજી સ્વર્ગસ્થ થયા. તેમના શિષ્ય રાયચંદજી રહ્યા કે જે ગુરુ પ્રમાણે વર્ત્તન રાખી ગુરુનું ધ્યાન ધરતા હતા. તેમણે કર્ત્તાને ગુરુની સ્તવના કરવા કહ્યું તેથી તેણે આ સં. ૧૮૨૫ આસો સુદ ૮ રવિવારે દેવવિલાસ રાસ રચી પૂર્ણ કર્યો."

૧૦ વિશેષમાં કર્તા આ રાસના પ્રારંભમાં જ દેવચંદ્રજીમાં ૨૨ ગુણો જણાવે છે તે નોંધવા લાયક છેઃ-"૧ સત્યવક્તા ૨ બુદ્ધિમાન ૩ જ્ઞાનવંત, ૪ શાસ્ત્રવ્યાખ્યાની, ૫ નિષ્કપટી, ૬ અક્રોધી, ૭ નિરહંકારી, ૮ સૂત્ર નિપુણ (આગમ, કર્મગ્રંથ, કર્મ પ્રકૃતિ આદિમાં નિષ્ણાત), ૯ અન્ય સકલ શાસ્ત્રના પારંગામી (અલંકાર, કૌમુદી, ભાષ્ય, ૧૮ કોષ, સકળ ભાષા, પિંગલ, નૈષધાદિ કાવ્યો, સ્વરોદય, જ્યોતિષ, સિદ્ધાન્ત, ન્યાયશાસ્ત્ર, સાહિત્યશાસ્ત્રાદિ સ્વપર શાસ્ત્રમાં પ્રવીણ), ૧૦ દાનેશ્વરી (દીનપર ઉપકાર કરનારા), ૧૧ વિદ્યાના દાનની શાળાપર પ્રેમી (અનેક ગચ્છના મુનિઓને વિદ્યાદાન દેનાર તેમ જ અન્ય ધર્મીને વિદ્યા શિખવનાર) ૧૨ પુસ્તકસંગ્રાહક ૧૩ વાચકપદપ્રાપ્ત, ૧૪ વાદીજીપક, ૧૫ નૂતન ચૈત્યકારક, ૧૬ વચનાતિશયવાળા (તેથી ધર્મસ્થાને દ્રવ્ય ખર્ચાવનાર), ૧૭ રાજેન્દ્રપ્રધાનપૂજિત, ૧૮ મારિ ઉપદ્રવ નાશક, ૧૯ સુવિખ્યાત, ૨૦ ક્રિયોદ્ધારક, ૨૧ મસ્તકમાં મણિધારક અને ૨૨ પ્રભાવક." આમાનાં ઘણાંક વિશેષણો પ્રાયઃ યોગ્ય અને સાર્થક ગણી શકાય. હવે આપણે સ્વતંત્ર રીતે દેવચંદ્રજી સંબંધી જુદી જુદી હકીકતો જુદી જુદી દૃષ્ટિથી જોઇશું.

## ગુરૂપરંપરાઃ—

૧૧. તેઓ ખરતર ગચ્છમાં થયા હતા. તે ગચ્છમાં ૬૧ મી પાટે જિનચંદ્ર સૂરિ થયા કે જેઓ સમ્રાટ્ અકબરના સમયમાં થયા ને જેમણે તે સમ્રાટ્પર પોતાનો પ્રભાવ પાડી તેની પાસેથી 'યુગપ્રધાન' બિરુદ મેળવ્યું હતું (જુઓ મારો નિબંધ નામે 'કવિવર સમયસુંદર' જૈન સાહિત્ય સંશોધક ખંડ ૨ અંક ૩-૪ તથા અગાઉની નં. ૨ની ફુટનોટ) તેમનાથી માંડીને દેવચંદ્રજી પોતાની ગુરૂપરંપરા આપે છે. આ જિનચંદ્ર સૂરિનું નીચે પ્રમાણે પોતે વર્ણન કરે છેઃ—

तेषां वंशे जातो गुणमणिरत्नाकरे महाभाग्यः।
कलिकालपंकमग्नांल्लोकान्निस्तारणे धीरः॥
श्रीमज्जिनचन्द्राह्वः सूरि र्नव्यार्कदीधितिप्रतापः।
तस्याभ्रदातसंख्या गण्यते नो सुराधीशैः॥

(જ્ઞાનમંજરી પ્રશસ્તિ પૃ. ૪૨૧. ભા. ૧ લો.)

૧૨. તેના શિષ્ય પુણ્યપ્રધાન ઉપાધ્યાય થયા—તેના શિષ્ય સુમતિસાગર-સુમતિસાર 'વિદ્યાવિશારદ' થયા, તેમના સાધુરંગજી અને તેમના શિષ્ય રાજસા(ગ)રજી 'શ્રી જિન વચનનું મુખ્ય સારતત્ત્વ તેમાં પ્રવીણ;' (વિચારસાર પ્રકરણ પ્રશસ્તિ), 'સુવિહિત કહેતાં પંચાંગી પ્રમાણ, રત્નત્રયીની હેતુ કેતાં કારણ એહવી જેહની સમાચારી-એહવો જે ખરતર ગચ્છ તે મધ્યે વર કહેતાં પ્રધાન, સર્વશાસ્ત્રનિપુણ, મરસ્થળ વિષે અનેક જિન ચૈત્ય પ્રતિષ્ઠાકારક, આત્મયો-

દ્વાર પ્રમુખ ગ્રંથોના કર્તા એવા મહોપાધ્યાય' (ગૂજરાતી ચોવીસીના સ્વોપજ્ઞ બાલાવબોધના અંતમાં), 'આવશ્યકોદ્ધારાદિ સદ્‌ગ્રંથ કરણ, અનેક ચૈત્ય પ્રતિષ્ઠા સ્થાપિત અનેક જિન બિંબાલય જેણે કરેલ છે એવા' (વિચારસાર પ્રકરણ ટીકા), 'સર્વ દર્શનશાસ્ત્રાર્થ તત્વદેશન તત્પર એવા સુપાઠક' (જ્ઞાનમંજરી પ્રશસ્તિ) થયા; તેમના શિષ્ય 'પરમોત્તમ પાઠક, જૈનાગમ રહસ્યાર્થદાયક ગુણનાયક' (જ્ઞાનમંજરી પ્રશસ્તિ), 'ન્યાયાદિક ગ્રંથાધ્યાપક જેણે સાઠ વર્ષ પર્યંત જિવ્હાના રસ તજી શાકજાત તજીને સંવેગ વૃત્તિ ધરી એવા' (ચોવીશીનો બાલાવબોધ) જ્ઞાનધર્મ ઉપાધ્યાય થયા, તેમના શિષ્ય 'રૂડા યશના ધણી, સુખના દેવાવાલા, એહવા તથા જેણે શ્રી શત્રુંજય તીર્થ ઉપર શિવા સોમજીકૃત ચોમુખની અનેક બિંબ પ્રતિષ્ઠા કરી તથા પાંચ પાંડવના બિંબની પ્રતિષ્ઠા કરી, શ્રી રાજનગરે સહસ્રફણા પાર્શ્વ-નુની પ્રતિષ્ઠા કરી એહવા' (ચોવીસીનો સ્વોપજ્ઞ બા) એટલે કે 'શ્રી શત્રુંજયે સમવસરણ મેરૂ પ્રમુખ અનેક ચૈત્ય શ્રી રાજનગરે સહસ્રફણાદિ અનેક સત્તીર્થની પ્રતિષ્ઠા કરી જેણે આત્મસાફલ્ય કર્યું છે એવા' (વિચારસાર પ્રકરણ ટીકા)-એટલે કેઃ—

'येन शत्रुंजये तीर्थे कुंथुनाथार्हतः पुनः
चैत्ये समवसरणे प्रतिष्ठा विहिता वराः ॥
चतुर्मुखे सोमजीता कृते यः पूर्णतां व्यधात् ।
प्रतिष्ठां नैकबिंबानां चक्रे सिद्धाचले गिरौ ॥
अहम्मदावाद मध्ये सहस्रफणाद्यनेकबिंबानां ।
चैत्यानां च प्रतिष्ठां चकार यो धर्मवृद्धये ॥

—જ્ઞાનમંજરી પ્રશસ્તિ.

એ જેણે કર્યું છે એવા મહાપુણ્ય કર્મ સંસાનમાં ઉદ્યત એવા દીપચંદ્ર પાઠક ઉપાધ્યાય થયા, અને તેહના 'અધ્યાત્મ તત્ત્વરસના સ્વાદન રસિક, જિનાગમના અભ્યાસથી જેણે જિનાજ્ઞા રૂચિ પ્રાપ્ત કરી છે એવા' (વિચારસાર પ્રકરણ ટીકાને અંતે), 'સવેગ પક્ષી' (વિચારસાર પ્રશસ્તિ), 'ધીમાન્' વિનેય-શિષ્ય દેવચંદ્ર ગણિ-પંડિત થયા.

૧૩. દેવચંદ્રજીએ ત્રણ ઠેકાણે પોતાના ગુરૂ તરીકે રાજહંસ ગણિ (ગુરૂ પરંપરામાં જ્ઞાન ધર્મ પછી) જણાવ્યા છે અને તે જણાવતાં દીપચંદ્રજીનો ઉલ્લેખ કર્યો નથી. જેમકેઃ—

રાજહંસ સહગુરૂ સુપસાયે, મુઝ મન સુખ નિત પાવેજી;
એક સુગ્રંથ રચ્યો શુભ ભાવે, ભણતાં અતિ
સુખ પાવેજી.

—ધ્યાન દીપિકા ચતુષ્પદી ૧-૫૭૯

सुयवायगा गुणड्ढा, नाणधम्मा सुनाण
धम्मवरा ।
निवईणविसपुञ्जा, राजहंसा गणिप्पवरा
॥ १७३ ॥

—કર્મસંવેદ્ય પ્રકરણ ૧-૯૯૨

રાજહંસ સહગુરૂ સુપાયે, દેવચંદ્ર ગુણ ગાયજી;
ભવિક જીવ જે ભાવના ભાવે, તેહ અમિત સુખ પાયજી.

—સાધુની પંચ ભાવના ૨-૯૯૨

૧૪. આ પરથી કાંતો એમ ધારી શકાય કે પ્રથમના કાલમાં પોતે આ ત્રણે કૃતિઓ બનાવી હોય ને તે વખતે રાજહંસ નામના ગણિ પાસે પોતે અભ્યાસ કર્યો હોય એટલે કે પોતાના વિદ્યાગુરૂ હોય (દીક્ષા ગુરૂ તો દેવવિલાસ પ્રમાણે રાજસા(ગ)ર હતા) અને પછી પોતે દીપચંદ્રની આજ્ઞામાં રહી તેમને ગુરૂ સ્વીકાર્યા હોય, અને કાંતો રાજહંસ ગણિ અને દીપચંદ્રજી બંને એક જ હોય અને પહેલાં રાજહંસ નામ હોય તે પાછળથી દીપચંદ્રજી નામ થયું હોય. બીજો વિકલ્પ વધારે સંભવિત લાગે છે.

૧૫. દેવવિલાસમાં જણાવેલ દીક્ષા નામ નામે રાજવિમલ તો દેવચંદ્રજીએ પોતે પોતાને માટે ક્યાંય પણ વાપર્યું જણાતું નથી.

શિષ્યોઃ—

૧૬. પોતાના શિષ્યો પૈકી કેટલાક માટે જ્ઞાનમંજરી નામની ટીકા રચી એમ તેની છેવટની પ્રશસ્તિમાં કથેલ છે તે આ પ્રમાણે.

मतिरत्न राजलाभाद्याः श्रुताभ्यासपरायणाः ।
ज्ञानाद्कुशलसद्राजप्रमोद शिष्यावबोधाय ॥

એ પરથી મતિરત્ન, રાજલાભ, જ્ઞાનકુશલ અને રાજપ્રમોદ એ નામના તેમને શિષ્યો હતા. મતિરત્ને

કાવ્ય કર્યું હોત- તો જે અનેક ભાવો સામાન્ય રીતે તેમાં ઉપસ્થિત થાય તેને વિકસાવવા-પ્રફુલ્લ કરવા જે વાણીનો ઉપયોગ થાત તે પરથી તેમનું ગેય-રસભર્યું કવિત્વ આપણે પ્રાપ્ત કરી શકત; પણ તેમનો અધ્યાત્મરસિક સ્વભાવ આખ્યાનમાં રસ લઇ નથી શક્યો. છતાંયે એવી છુટી છુટી કૃતિઓ છે કે જેમાં એવા પ્રસંગો આવ્યા છે કે જેમાં પોતાની ઉર્મિઓનો મનોરમ આવિર્ભાવ થયો છે. તેમણે તો નીચેનાં સુકવિ. કુકવિનાં અધ્યાત્મરસિક બનારસીદાસ કવિશ્રીએ આપેલાં છે. તે ખાસ લક્ષમાં રાખ્યા જણાય છે.

સુકવિનાં લક્ષણ બનારસીદાસજી પોતાના સમયસારમાં આ પ્રમાણે જણાવે છેઃ—

'અબ કછુ કહું જથારથ બાની, સુકવિ કુકવિ કથા કહાની,
પ્રથમહિ સુકવિ કહાવે સોઇ, પરમારથ રસ વરણે જોઈ.
કલપિત બાત હીએ નહિ આને, ગુરૂ પરંપરા રીત વખાને,
સત્યારથ શૈલી નહિ છંડે, મૃષાવાદસોં પ્રીત ન મંડે.
છંદ શબ્દ અક્ષર અર્થ, કહે સિદ્ધાંત પ્રમાન,
જો ઇહવિધિ રચના રચે, સો હે કવિ સુજાન.

ત્યારપછીજ કુકવિનાં લક્ષણ તેઓ આ પ્રમાણે કહે છેઃ—

અબ સુનુ કુકવિ કહોં હૈ જૈસા, અપરાધિ હિય અંધ અનેસા,
મૃષા ભાવ રસ વરણે હિતસોં, નઇ ઉકતિ જે ઉપજે ચિતસોં.
ખ્યાતિ લાભ પૂજા મન આને, પરમારથ પથ ભેદ ન જાને,
વાની જીવ એક કરિ બૂઝે, જાકો ચિત જડ ગ્રંથ ન સૂઝે.
વાની લીન ભયો જગ ડોલે, વાની મમતા ત્યાગિ ન બોલે,
હૈ અનાદિ વાની જગમાંહિ, કુકવિ બાત યહ સમુઝે નાંહિ.

હવે સુકવિ-કુકવિ બંને સંબંધે તેઓ સમજાવે છે કેઃ—

મિથ્યામતિ કુકવિ જો પ્રાણી, મિથ્યા તિનકી ભાષિત વાણી,
મિથ્યામતિ સુકવિ જો હોઇ, વચન પ્રમાણે કરે સબ કોઇ,
વચન પ્રમાણ કરે સુકવિ, પુરૂષ હિયે પરમાન,
દોઉ અંગ પ્રમાણુ જો, સોહે સહજ સુજાન.

૨૩. શ્રી ગૌતમ, શ્રી મહાવીર પ્રભુના પટ્ટ શિષ્ય -મુખ્ય ગણધર હતા. પ્રભુ ઉપર અતિ રાગ-પ્રશસ્ત રાગ હતો. પ્રભુએ નિર્વાણ થતા પહેલાં ગૌતમને બીજે સ્થળે મોકલ્યા; પ્રભુનું નિર્વાણ થતાં ગૌતમને આઘાત લાગ્યો. આ ગૌતમવિલાપ દેવચંદ્રજી 'વીર જિનવર નિર્વાણ' માં કેવો ટુંકામાં આત્મશ્રેણિ બતાવી મધુરતાથી કહે છે!—

'હે પ્રભુ! મુજ બાલક ભણિજી શ્યે ન જણાયું આમ,
મૂકી શ્યે મુને વેગલોજી, એ નિપાવ્યાં કામ,
નાથજી મોટો તુજ આધાર.

હવે કુણ સંશય મેટશેજી, કહેશે સૂક્ષ્મ ભાવ,
કોને વાંદિશ ભક્તિસ્યુંજી, કરસ્યું વિનય સ્વભાવ
-નાથજી.

વીર વિના કેમ થાયસ્યેજી, મુને આતમસિધ્ધિ,
વીર આધારે એતલાજી, પામ્યા પૂરણ સમૃદ્ધિ-નાથજી.
ઇમ ચિંતવતાં ઉપન્યોજી, વસ્તુ ધર્મ ઉપયોગ,
કરતાં સહુ નિજ કાર્યનાજી, પ્રભુ નૈમિત્તિક યોગ
-નાથજી.

ધ્યાનાલંબન નાથનોજી, તે તો સદા અભંગ,
તિણુ પ્રભુ ગુણને જોઇવેજી, જોઇતું આતમઅંગ
-નાથજી.

આતમભાસનરમણથીજી, ભેદે જ્ઞાન પૃથકત્વ,
તેહ અભેદે પરિણમ્યોજી, પામ્યો તત્ત્વ એકત્વ-નાથજી.
ધ્યાનલીનગૌતમ પ્રભુજી, ક્ષપકશ્રેણિ આરોહિ,
ઘનઘાતિ સવિ ચૂરિયાંજી, કીધો આતમ અમોહ
-નાથજી.

લોકલોકની અસ્તિતાજી, સર્વ સ્વ-પર પર્યાય
તિન કાલના જાણિયાજી, કેવલજ્ઞાન પસાય-નાથજી.
પ્રભુ પ્રભુ કરતાં પ્રભુ થયાજી, શ્રી ગૌતમ ગણરાય,
તત્ક્ષણ ઇંદ્રાદિક ભણીજી, ઓહ વધાઈ થાય—નાથજી.
૨—૫૦૪ અને ૫૦૫

૨૪. આ કરતાં પણ વિશેષ મોહક અને સુશ્લિષ્ટ એક જુદા 'શ્રી વીર પ્રભુનું સ્તવન' એ નામના સ્તવનમાં વીર પ્રભુનો વિરહ દર્શાવ્યો છેઃ—

'મારગદેશક મોક્ષનોરે, કેવલજ્ઞાનનિધાન,
ભાવદયાસાગર પ્રભુરે, પરઉપગારી પ્રધાન રે
વીર પ્રભુ સિદ્ધ થયા.

વીર પ્રભુ સિદ્ધ થયા, સંઘ સકલ આધાર
હવે ઇણ ભરતમાં કોણ કરશે ઉપગાર રે—વીર૦
નાથ વિહુણું સૈન્ય જ્યું રે, વીર વિહુણો રે સંઘ,
સાધે કોણ આધારથી રે, પરમાનંદ અભંગ રે-વીર૦

માત વિહુણો બાલ જ્યું રે, અરહોપરહો અથડાય,
વીર વિહૂણા જીવડારે, આકુલવ્યાકુલ થાય રે—વીર૦
સંશયછેદક વીરનો રે, વિરહ તે કેમ ખમાય?
જે દીઠે સુખ ઉપજે રે, તે વિણ કેમ રહેવાય રે—વીર૦
નિર્યામક ભવસમુદ્રનો રે, ભવ-અડવી સત્થવાહ,
તે પરમેશ્વર વિણ મલેરે, કેમ વાધે ઉત્સાહ-રે—વીર૦
વીર થકાં પણ શ્રુતતણો રે, હતો પરમ આધાર,
હવે ઇહાં શ્રુત આધાર છે રે, અહો જિનમુદ્રા
સાર રે—વીર૦

ત્રણ કાલે સવિ જીવનેરે, આગમથી આણંદ,
સેવો ધ્યાવો ભવિજનારે, જિનપડિમા સુખકંદ-વીર૦
ગણધર આચારજ મુનિ રે, સહુને એણિપરિ સિદ્ધિ,
ભવભવ આગમ-સંગથી રે, દેવચંદ્ર પદ લીધ રે—વીર૦
(૨—૬૧૮)

૨૫. ગજસુકુમાલ મુનિપર એક સ્વાધ્યાય રચી છે તેમાં તે રાજકુમારે દીક્ષા લઇ ધ્યાનમાં કાયોત્સર્ગ કરી સ્થિત હતા ત્યાં તેના મસ્તક પર ક્રોધાવેશમાં આવેલા તેમના સસરા સોમિલે સગડી સળગાવી હતી, છતાં તે ધ્યાની મુનિએ હૃદયમાં લેશ પણ વૈરભાવ ન આણતાં. સિદ્ધિ પ્રાપ્ત કરી-એ પ્રસંગનું વર્ણન કવિ આ પ્રમાણે આપે છેઃ—

'શિરપર સગડી સોમિલે કરીરે,
સમતાશીલ ગજસુકુમાલ રે,
ક્ષમા—નીરે ન્હવરાવ્યો આતમા રે,
રયું દાઝે તેહને એ જ્વાલ રે-
ધન્ય ધન્ય જે મુનિવર ધ્યાને રમ્યા રે.
દહનધર્મ તે દાઝે અગનિથી રે,
હું તો પરમ અદાઝ અગાહ રે,
જે દાઝે તે તો માહરો ધન નથી રે,
અક્ષય ચિન્મય તત્ત્વપવાહ રે—ધન્ય૦

ક્ષપકશ્રેણિ ધ્યાન-આરોહણે રે,
પુદ્ગલ આતમ ભિન્ન સ્વભાવ રે,
નિજગુણ અનુભવ વળી એકાગ્રતા રે,
ભજતાં કીધો કર્મ-અભાવ રે—ધન્ય૦

નિર્મલ ધ્યાને તત્ત્વ અભેદતા રે,
નિર્વિકલ્પ ધ્યાને તદ્રૂપ રે,
પાતકક્ષયે નિજ ગુણ ઉલ્લસ્યા રે,
નિર્મલ કેવલજ્ઞાન અનૂપ રે.—ધન્ય૦
થઇ અયોગી શૈલેશી કરી રે,
ટાળ્યો સર્વ સંયોગીભાવ રે,
આતમ આતમરૂપે પરિણમ્યા રે,
પ્રગટ્યો પૂરણ વસ્તુ સ્વભાવ રે, —ધન્ય૦
સહજ અકૃત્રિમ વળી અસંગતા રે,
નિરૂપચરિત વળી નિર્દ્વંદ્વ રે,
નિરૂપમ અવ્યાબાધ સુખી થયા રે,
શ્રી ગજસુકુમાલ મુનીંદ રે—ધન્ય૦
(૨—૧૦૩૫)

કૃતિઓઃ—

૨૬. શ્રી દેવચંદ્રજીની સંસ્કૃત, પ્રાકૃત, વ્રજ અને ગૂજરાતી ભાષામાં રચેલી સર્વ કૃતિઓ 'શ્રીમદ્ દેવચંદ્રજી' એ નામેથી બે ભાગમાં શ્રી બુદ્ધિસાગરજી ગ્રંથમાળા ગ્રંથાંક ૪૯ અને ૫૩ માં પ્રગટ થયેલ છે તેથી તેનાં નામોની સૂચિ વગેરેનો અત્ર ઉલ્લેખ કરવો નિરર્થક છે. છતાં સાથે જણાવી દેવાનું અત્ર યોગ્ય લાગે છે કે બીજા ભાગમાં પૃ. ૮૭૩ થી ૮૮૩ માં શ્રાવક ગુણ ઉપર ૨૧ પ્રકારી પૂજા છપાઈ છે તે દેવચંદ્રજીકૃત નથી પણ છેલ્લે પ્રશસ્તિમાં બતાવ્યા પ્રમાણે તેના રચનાર જ્ઞાનસાગર ઉપાધ્યાયના શિષ્ય (જ્ઞાનઉદ્યોત ?) છે ને તેની રચના (ગુણ યુગ અચલ ઇન્દુ—સં. ૧૭૪૩ માં) થઈ છે કે જે સમયે દેવચંદ્રજીનો જન્મ પણ થયો ન્હોતો; તેજ બીજા ભાગમાં ત્યાર પછી પૃ. ૮૮૪ થી ૮૯૧ પર પ્રગટ કરેલી અષ્ટપ્રકારી પૂજા પણ દેવચંદ્રજી કૃત નથી પણ ઉક્ત જ્ઞાનસાગરજીના શિષ્યનીજ સં. ૧૭૪૩ માં રચેલી છે (જુઓ પૃ. ૮૮૯ પરના દોહા.)

૨૭. વિશેષમાં એ પણ કહેવું અત્ર પ્રાપ્ત થાય છે કે પહેલા ભાગમાં પ્રગટ થયેલ વિચારરત્નસારમાં તો શ્રીમદ્ દેવચંદ્રજીથી અન્યનો હસ્તપ્રક્ષેપ થયો હોય એવું એક પ્રમાણ ચોક્કસ મળી આવ્યું છે અને તે એ છે કે તે વિચારરત્નસારના પ્રશ્ન ૨૭૪ ના ઉત્તરમાં પૃ. ૯૦૯ પર 'માટે જ્ઞાની કહે છે જે' એમ

કહી તે જ્ઞાનીનું કાવ્ય નીચેનું ટાંકવામાં આવ્યું છેઃ–
'વિષયવાસના ત્યાગો ચેતન, સાચે મારગ લાગોરે
તપ જપ ક્રિયા દાનાદિક સહુ, ગીણુતિ એક ન આવેરે
ઇંદ્રિયસુખમેં ઝૂલ્યું એ મન, વક્ર તુરંગ જ્યું
ધાવેરે. ઇત્યાદિ.'

આ કાવ્ય કયા જ્ઞાનીનું હશે તે શોધતાં આખર એ મળી આવ્યું કે તે શ્રી ચિદાનંદજીનું છે કે જેઓ દેવચંદ્રજીના પુરોગામી નહિ, પણ હમણાંજ વીસમી સદીમાં થયેલા યોગી પુરૂષ-કર્પૂરવિજય ઉર્ફે ચિદાનંદજી છે.

**દેશીઓઃ—**

૨૮ પોતાનાં ભાષામાં કરેલાં કાવ્યોમાં પોતાના પૂર્વગામી કવિઓની તેમજ બીજી દેશીઓ લીધી છેઃ—અધ્યાત્મ ગીતામાં ઢાલ ભમર ગીતાની (કે જે ભમર ગીતા વિનયવિજયજીએ રચી છે) રાખી છેઃ ચોવીસીમાં ૧ નિંદ્રડી વેરણ હુય રહી. ૨ દેખો ગતિ દૈવનીરે, ૩ ધણુરા ઢોલા ૪ બ્રહ્મચર્ય પદ પૂજીયે ૫ કડખાની, ૬ હું તુજ આગળથી કહું કેસરિયા લાલ, ૭ હો સુંદર તપ સરિખું જગ કોઈ નહીં. ૮ શ્રી શ્રેયાંસ જિન અંતરજામી, ૯ થારા મહેલ ઉપર મેહ જરૂખે વીજલી હો લાલ, ૧૦ આદર જીવ ક્ષમા ગુણ આદર (સમયસુંદરજીની ક્ષમાછત્રીસીની) ૧૧ પ્રાણી વાણી જિનતણી, તુમેં ધારો ચિત્ત મઝારરે. (બીજી પ્રતમાં પાંચે પાંડવ વાંદતાં મન મોહ્યારે.) ૧૨ પંથડો નિહાલુંરે બીજા જિન તણોરે (આનંદઘનજી અજિતસ્તવનની), ૧૩ દાસ અરદાસ સીપરે કરેજી (જિનરાજ સૂરિકૃત મલ્લિ જિન સ્ત૦) ૧૪ દીઠી હો પ્રભુ દીઠી જગ ગુરૂ તુજ (યશોવિજયજીકૃત અભિનંદન જિન સ્ત૦) ૧૫ સફલ સંસાર અવતાર એ હું ગણું, ૧૬ આંખડીયેં મેં આજ શેત્રુંજો દીઠોરે (ઉદયરત્ન) ૧૭ પરમ જિનેસર (જિનરાજસૂરિ વીર સ્ત૦) ૧૮ રામચંદકે બાગ ચાંપો મોરી રહ્યારે ૧૯ દેખી કામીની દોય કે, કાગેં વ્યાપીયોરે (બીજી પ્રતમાં-કરતાં સેતી પ્રીતિ સહુ કૂસી કરે રે) ૨૦ ઓલંગડી ઓલંગડી સુહેલી હો શ્રી શ્રેયાંસનીરે. (જિનરાજસૂરિનું શ્રેયાંસ જિન સ્ત૦) ૨૧ પીછોલારિ પાલ, ઉભા દોય રાજવીરે, ૨૨ પદ્મપ્રભ જિન જઇ અળગા વસ્યા (યશોવિજયજીકૃત પદ્મપ્રભ સ્ત૦) ૨૩ અને ૨૪ કડખાની; કલશ-કાલ બોલવાની; વીશી-૧ સિદ્ધચક્રપદ વંદો (શ્રીપાળરાસમાંથી) ૨ નારાયણાની ૩ સંભવજિન અવધારીએ (માનવિજયકૃત સંભવ જિન સ્ત૦). ૪ માહરો વાલો બ્રહ્મચારી, ૫ દેહું દેહું નણુંદ હઠીલી, ૬. મો મનડો હેડાઉ હો મિસરિ ઠાકુરો મહંદરો (રાજસ્થાની ગીત લાગે છે) ૭ વારીરે ગોડી પાસને ૮ ચરણાલી ચામુંડા રણ ચડે ૯ ખડખાની ૧૦ પ્રાણી વાણી જિનતણી (ઉપરની ચોવીસીના ૧૭ મા સ્તવનની આજ દેશી છે) ૧૧ નદી યમુનાકે તીર (ઉમેરા—ઉડે દોય પંખીયા) ૧૨ વીરા ચંદલા. (જિનરાજસૂરિની વીશીમાં બીજું યુગમંધર જિન સ્ત૦ છે તેની દેશી), ૧૩ શ્રી અરનાથ ઉપાસના (માનવિજયજીકૃત અરનાથ સ્ત૦ ની) ૧૪ લૂઅરની, ૧૫ કાલ અનંતાનંત (જિનરાજ સૂરિનું શાંતિ સ્ત૦) ૧૬ અરજ અરજ સુણોને રૂડા રાજીયા હોજી, ૧૭ લાછલદે માત મલ્હાર ૧૮ તટ યમુનાનુંરે અતિ રળિયામણુંરે ૧૯ મહાવિદેહક્ષેત્ર સોહામણુંરે ૨૦ નથી મૂકી. કલશ ધન્યાશ્રી; ગત ચોવીસીમાં ૨-વીરજી પ્યારા વીરજી પ્યારા. ૩ ચઉમાસી પારણું આવે-બીજી પ્રત શીતલ જિન સહેજાનંદી. (જિનવિજયજીકૃત શીતલ સ્ત૦) ૪ રાગ ફાગ ૫ કડખાની ૬ જગજીવન જગ વાલહો (યશોવિજયકૃત ઋષભ સ્ત૦ ની) ૭ રસીયાની, ૮ રાગ ધમાલ ૯ મોરા સાહેબ હો શ્રી શીતલનાથકે, ૧૦ (નથી) ૧૧ રહો રહો રહો વાલ્હા, ૧૨ નમણી ખમણી ને મન ગમણી ૧૩ કાન્હૈયા લાલ ૧૪ થારાં મેહલા ઉપર મેહ ઝબુકે વીજલીહો લાલ ૧૫ મન મોહ્યું અમારૂં પ્રભુ ગુણે, ૧૬ હો પીઉ પંખીડા ૧૭ દેખો ગતિ દૈવની રે, ૧૮ રાગ મારૂ. ૧૯ અધિકા તારો હું અપરાધિ, હું અપરાધિ, ૨૦ અખીયાં હરખન લાગી હમારી અખીયાં રાગ પરભાતિ. ૨૧ શ્રી જિન પ્રતિમા હો જિન સરખી કહી, (સમયસુંદરકૃત જિન પ્રતિમા સ્તવન જુઓ જૈનયુગ પુ. ૨ અંક ૨ પૃ. ૬૨); સ્નાત્ર પૂજામાં વસ્તુ છંદ, ચંદ્રાવલા છે ને કેટલીક

દેશીઓ આ છેઃ-૧-શ્રી જિનનો કલશ કહીશું પ્રેમ-સાગર પૂર, ૨ જગનાયકજી ત્રિભુવન જન હિતકાર એ, પરમાતમજી, ચિદાનંદ ઘનસાર એ ૩ તીર્થકમલ ઉદક ભરીને પુષ્કર સાગર આવે, ૪ રાગ વેલાવલ; વીરાજનનિર્વાણમાં-૧ શ્રી સુપાસ જિનરાજ ૨ જીરીયાની અથવા સોહલાની, ૩ યતિની ૪ બહિની રહી ન સકિ તિસેંજી ૫ પ્રભુ તું સ્વયંબુદ્ધ સિદ્ધો અલુદ્ધો ૬ મેરે નંદના, ૭ મેઘ મુનીસર, કાંઈ ડમડોલઈ રે, ૮ કુમત ઇમ સકલ દૂરે કાર, ૯ ભરત નૃપ ભાવશું (ઋષભદાસ કૃત); સાધુવંદનામાં ૧ સફલ સંસાર અવતાર એ હું ગિણું ૨ વીર જિણેસર ચરણ કમલ કમલાકર વાસો (ગૌતમ રાસ) ૩ શ્રી નવકાર જપી મનરંગે ૪ ગૌતમ સમુંદ્ર કુમાર સંસાર ગંભીરા, ૫ અરણિક મુનિવર ચાલ્યા ગોચરી ( સમયસુંદર ) ૬ સુખકારણ ભવિયણ સમરી નીત નવકાર, વિશાલીયા પિંગલ, ૮ ચતુર વિચારીયેરે; પંચભાવના ૧ લોકસ્વરૂપ વિચારો આતમ હિતભણીરે ૨ અનુમતિ દીધી માએ રેવતી, ૩ હવે રાણી પદ્માવતી (સમયસુંદરનો ચાર પ્રત્યેકબુદ્ધરાસ૦ ) ૪ પ્રાણી ધરીએ સંવેગ વિચાર, ૫ ધણિપરે ચંચલ આઉખું જીવ જાગોરે, ૬ શૈલગ શેત્રુંજે સિદ્ધા; અષ્ટપ્રવચન માતા સઝાય ૧ પ્રથમ ગોવાલ તણે ભવેજી (સમયસુંદરની શાલિભદ્ર સ૦), ૨ ભાવના માલતી ચૂસીએ, ૩ ઝાંઝરીયા મુનિવર ૪ ભોલીડા હંસારે વિષય ન રાચીએ ૫ ચેતન ચેતજોરે, ૬ વૈરાગી થયોરે ૭ સુમતિ સદાએ દિલમેં ધરો, ૮ ફુલના ચોરસ પ્રભુજીને શિર ચઢે; પ્રભંજના સ૦ માં ૧ નાટકીયાની નંદની ૨ હું વારો ધન્ના તુઝ જાણુ ન દેસ ૩ તુઠો તુઠો રે મુજ સાહેબ જગનો તુઠો, વનિતા વિહસીને વિનવે-આસ ફળી મેરી આશ ફળી, વહિલડા આવજ્યો ધન ધન સાધુ શિરોમણી ઢંઢણો.

૨૯. ધ્યાનદીપિકા ચોપાઈમાંથી—૧ વીરવખાણી રાણી ચેલણાજી ( સમયસુંદરની સઝાયની ) ૨ આશ્રવ કારણ એ જગ જાણીયે, ૩ મેરે નંદના ૪ તિણે અવસર બાજે તિહાંરે, ઢ ઢેરાનો ઢોલ, ૫ નાયક મોહ નચાવીયો (જિનરાજસૂરિકૃત વાસુપૂજ્ય સ્ત૦ ) ૬ રમણિ આઠે અતિ ભલી—જિન પ્રતિમા જિન સરીખી વંદનીક, ૭ કરમ પરીક્ષા કરણ કુમર ચલ્યો રે (સમયસુંદરકૃત પ્રિયમેલકરાસ) ૮ કેકઈ વર લાધ્યા ૯ જતીની—વ્રત નીમ ન સાજે આણી ૧૦ તાર કિરતાર સંસાર સાગર થકી ( જિનરાજસૂરિકૃત અજિત સ્ત૦ ), ૧૧ ધરમ સુણી રાજા પ્રતિબૂઝો ૧૨ ચુપલે ચોખર ઝિલરયો. ૧૩ ઈડર આંબા આંબલી ૧૪ મયા મોહિ દક્ષિણી આણિ મિલાઈ ૧૫ પારધીયારી ૧૬ સાંઝ થઈ દિન આથમ્યો ૧૭ રૂડીરે રબારણ રામલા પદમીનીરે, ૧૮ હરિયા મન લાગો ૧૯ રાગ ગોડી. જીવજા ગોરી ૨૦ ટોડરમલ જીતોરે અથવા આદીશ્વર તૂઠારે ૨૧ દાન ઉલટ ધરી દીજીયે, ૨૨ ઓલગડીની, ૨૩ એક લહરી છે ગોરલો, ૨૪ મોરો મન મોહ્યો ઇણ ડુંગરે ૨૫ પાંચમ તપવિધ સાંભળો, ૨૬ નાયકાની ૨૭ મેલો થાપિ ચલ્યો વલિ રાવણ, ૨૮ પાસ જિણંદ જુહારિયે, ૨૯ ગૌતમસામી સમોસર્યા, ૩૦ ધણરી બિંદલી રંગ લાગો, ૩૧ સીતા અતિ સોહે, ૩૨ પ્રભુ પ્રણમુ રે પાસ જિણેસર થંભણો, ૩૩ યોગ લિયો રાજા ભરથરી ૩૪ રંગીલે આતમ, ૩૫ મ્હારે ભીંભલીયાં નયણાંણો પાણી લાગણો પાણી રૂજી (રાજસ્થાની) ૩૬ બે બે મુનિવર વિહરણ પાંગુર્યા રે ( મતિસારકૃત શાલિભદ્રરાસ ) ૩૭ લાજ ગમાવેરે લાલચી, ૩૮ સુગુણ સોભાગી હો સાહિબ મારા. ૩૯ સૂરજ સામ્હા હો પોલિ, ૪૦ કુમરી બુલાવે કૂબરો ૪૧ વાહ બાણાયેં વીંઝણો ૪૨ બૂઝિરે તું બૂઝિરે તું બૂઝિ પ્રાણી ૪૩ રામે સીતા ખબર કરી ૪૪ ઇણ પરિ ભાવ ભગત મન આણી.

૩૦. આ દેશીઓ પરથી જણાય છે કે દેવચંદ્રજીએ રાસાઓ આદિ ભાષાસાહિત્ય ઘણું વાંચ્યું હતું, તેમજ સમયસુંદરજી, જિનરાજસૂરિ, આનંદઘનજી, યશોવિજયજી માનવિજયજી, વગેરેનાં સ્તવનો ખાસ અવધાર્યા હતાં. તેમના વખતમાં ભરથરીનાં ગીતો બોલાતાં હતાં. રાજસ્થાની ગીતોનો ઉપયોગ પોતે કર્યો છે.

**સરખામણી:—**

૩૧. ઉપરોક્ત શ્રીમદ્ દેવચંદ્રના બંને ભાગો પ્રકટ

થવાથી ઘણી લકીકત મળી આવી છે. [14]જ્ઞાનસારજી કરીને એક મસ્તમુનિ શ્રીખરતર ગચ્છમાં થઇ ગયા તેમણે આનંદઘનજીની ચોવીશીપર બાલાવબોધ રચ્યો છે; અને દેવચંદ્રજીની 'સાધક સાધજ્યાં રે નિજ સત્તા ઇક ચિત્ત' એ પદથી શરૂ થતી સાધુ પદપરની સ્વાધ્યાયપર ટબો રચ્યો છે. તેમણે તેમાં શ્રી આનંદઘનજી, શ્રી યશોવિજયજી, જિનરાજસૂરિ, દેવચંદ્રજી, અને મોહનવિજયના સંબંધમાં ગુજરાતમાં પડેલી કહેવત જણાવી છે તે અતિ ઉપયોગી છે; દેવચંદ્રજીની ઉક્ત સ્વાધ્યાયની પહેલી કડી પર વિવેચન કરતાં તેના સંબંધમાં જણાવે છે કેઃ—

૩૨. 'એ કવિરાજના (દેવચંદ્રજીની) યોજનાનો એજ સુભાવ છે. તેજ વાતને ગટરપટર—આગેંની પાછે, પાછેંની આગે હાંકતો ચાલ્યો જાય (છે) તે તમે પોતે વિચાર (કરી) લેજ્યો. સંબંધ વિરૂદ્ધ અંગોપાંગ ભંગ કવિતા વારંવાર એક પદ ગુંથાણો તે પુનરૂક્તિ દૂષણ કવિતા એ એહીજ સિઝાયમેં તમેહી જોઇ લેજ્યો. એક નિજપદ દશ જાગા (જગ્યાએ) ગુંથ્યો છે તે ગિણ (ગણી) લેજ્યો; એકલો મૂજને દૂષણ મત દેજ્યો. બીજું એહુનો (એમનો) છુટક લિખત સપ્ત નયાપશ્રયી સપ્તભંગ્યાશ્રયી ચુસ્ત છે, સ્વરૂપના કથનની યોજના તેમાં તો (પણ) ગટરપટર છે; એ વિના બીજી સહિજ છુટક યોજના સટંક છે; યોજના કરવી એ પિણ વિદ્યા ન્યારી છે. કૌમુદી કર્તાયે શિષ્યથી આદ્ય શ્લોક કરાયો, આપથી ન થયો. વલી એ વાત ખુલી ન લિખું તો એ લિખત વાંચણવાલો મૂર્ખશેખર જાણે એ કારણે લિખું "

૩૩. આ પરથી દેવચંદ્રજીના સંબંધમાં જ્ઞાનસારજી જેવો અધ્યાત્મી પુરૂષ જે કહે તે ઉપેક્ષણીય નથી. અધ્યાત્મીને અધ્યાત્મીજ વિશેષ અને યથાયોગ્ય પિછાણી શકે; તેથી જ્ઞાનસારજીનો અભિપ્રાય બહુ વજનદાર અને પ્રામાણિક ગણાય. અને તે મત એ છે કે-આત્મસ્વરૂપનું કથન કરતાં ગટરપટરપણું આવે છે એટલે કે આગળનું પાછળ અને પાછળનું આગળ એમ થાય છે. વિચારની સાંકળ બરાબર રહેતી નથી—તેમાં પુનરૂક્તિ દોષ પણ થઇ જાય છે. તે સિવાયના લખાણમાં તેમનું ગટરપટરપણું દેખાતું નથી-તેમાં સંટકપણું એટલે નિશ્ચિતાર્થપણું જોવાય છે-કેટલાંક છૂટાં લખાણોમાં સપ્તનય અને સતભંગીને ચુસ્તપણે વળગી રહેવાનું દેખાય છે તેમાં ગટરપટરપણું આવી જાય છે. સટંકયોજના-શૃંખલાબદ્ધ વિચારોને યોજવા એ વિદ્યા-કળા ન્યારી છે-સૌની પાસે હોતી નથી-વિરલા પાસે હોય છેઃ—

૩૪. ત્યારે આવી યોજના-સંટક વિચારોની વ્યવસ્થિત સહજ ગુંથણી કોની પાસે છે? તો તેનો ઉત્તર તેમણે આપેલી કહેવતમાંથી મળી આવે છેઃ—

'ગુજરાતમાં એ કહેવત છે કે આનંદઘન ટંકશાલિ, [15]જિનરાજસૂરિ બાબા તો અવધ્યવચની,

[14]–જ્ઞાનસાર–ખરતરગચ્છમાં જિનલાભ સૂરિના શિષ્ય રત્નરાજના શિષ્ય થયા. તેમણે સં. ૧૮૧૧ ના પોષ સુદ ૭ સોમે જયપુરમાં દંડક બાલા અર્જિત સ્તo. તેજ વર્ષના માઘ માસમાં તેજ સ્થળે જીવ વિચાર અર્જિત સ્તo તેમજ સં. ૧૮૧૧ માં નવતત્વ બાલા અર્જિત સ્તo રચેલ છે તે ઉપરાંત આનંદઘનજીની ચોવીસી પર વિચારપૂર્વક બાલાવબોધ રચ્યો છે અને તેમ કરતાં જ્ઞાનવિમલસૂરિએ તેના પરજ બાલાવબોધ કર્યો છે તેના પણ દોષ બતાવ્યા છે.

૧૫. જિનરાજસૂરિ—(બીજા) પિતા શા. ધર્મસી, માતા ધારલદે, ગોત્ર બોહિત્થરા. જન્મ સં. ૧૬૪૭ વૈ શુ. ૭, દીક્ષા બીકાનેરમાં સં. ૧૬૫૬ માગશર શુ. ૩ દીક્ષાનામ રાજસમુદ્ર, વાચક (ઉપાધ્યાય) પદ સં. ૧૬૬૮ અને સૂરિપદ આસકરણે કરેલા મહોત્સવપૂર્વક મેડતામાં સં. ૧૬૭૪ ફા. શુ. ૭. તેમણે ઘણી પ્રતિષ્ઠાઓ કરીઃ-દાખલા તરીકે થેરૂશાહે ઉદ્ધાર કરેલા શ્રી ચિંતામણિ પાર્શ્વનાથના ચૈત્યની પ્રતિષ્ઠા જેસલમેરમાં; સં. ૧૬૭૫ ના વૈશાખ શુદિ ૧૩ શુક્રે શત્રુંજય પર અષ્ટમ ઉદ્ધારકારક અમદાવાદના સંઘવી સોમજી શિવ- જીએ ઋષભ અને બીજા જિનોની ૫૦૧ મૂર્તિઓ બનાવરાવી તેની પ્રતિષ્ટા કરી. ભાણવડમાં પાર્શ્વનાથ સ્થાપ્યા. સં. ૧૬૭૭ જેઠ વદિ ૫ ગુરૂવારે ઉક્ત આસકરણે બનાવેલા મમ્માણી (સંગેમરમરના) પથ્થરના સુંદર વિહાર (મંદિર)માં મેડતામાં શાંતિનાથની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. એવું કહેવાય છે કે તેમને અબંકાદેવીએ વર આપ્યો હતો. તેમણે નૈષધીય કાવ્ય પર જૈનરાજી નામની વૃત્તિ રચી છે. અને બીજા ગ્રંથો રચ્યા છે. ભાષાકૃતિમાં ધન્નાશાલિભદ્ર રાસ (?), ગજસુકુમાલ રાસ સં. ૧૬૯૯, ચોવીશી અને વીશી રચેલ છે. જુઓ મારો ગ્રંથ નામે જૈન ગૂર્જર કવિઓ. પૃ. ૫૫૩ થી ૫૬૧. તેઓ સં. ૧૬૯૯ ના આષાઢ સુદિ ૯ને દિને પાટણમાં સ્વર્ગસ્થ થયા.

ઉ૦ યશોવિજય ટાનરટુનરિયા-પોતે થાપ્યો તેજ ઉથાપ્યો, ઉ૦ દેવચંદ્ર......જીને (ગોરજીને) એક પૂર્વનું જ્ઞાન હતું તેથી ગટર પટરીયા; મોહનવિજય પન્યાસ તે લટકાલા.'

૩૫. એટલે આનંદઘનજી સટંક કહેનારા. તેનાં વચનો ટંકોત્કીર્ણ—પત્થરની શિલાપર કોતરેલાં એવાં, ટંકશાળમાં મુદ્રા પડે તેવાં ટંકશાલી. પૂર્ણ અનુભવીનાંજ વચનો આવાં હોય. જિનરાજસૂરિ કે જે ખરતરગચ્છના ૬૨ મા પટ્ટધર (સ્વર્ગસ્થ સં. ૧૬૯૯) હતા તેનાં વચનો અતથ્ય-અબાધ્ય હતાં; યશોવિજયજીએ નયદષ્ટિથી અનેક વાતો લખી છે, તેમનો શ્વેત વસ્ત્ર સિવાય અન્ય વસ્ત્રો-રંગીન વસ્ત્ર પ્રત્યે વિરોધ હતો, વિજયપ્રભ સૂરિને પહેલાં માનવા-પટ્ટધર માનવા માટે આનાકાની હતી પછી માન્યા હતા. એવી એવી તેમના જીવનમાં અનેક વાતો માનવામાં આવે છે તેથી તેઓ ઠાનરટુનરિયા લોકોમાં ગણાયા હોય. વાસ્તવિક રીતે તેમનું જ્ઞાન અપૂર્વ હતું, તાર્કિક શિરોમણી હતા અને તેમના જેવા જ્ઞાની મહાપુરૂષ ઘણાં સૈકાઓ થયાં—હરિભદ્ર સૂરિ પછી કોઈ પણ કાળે-થયા નહોતા એમ કેટલાક વિદ્વાન પંડિતોનું માનવું છે. આ વાત પંડિત સુખલાલજી યશોવિજયજીના સંબંધમાં વિસ્તારથી લખવા ધારે છે તે લખાશે ત્યારે સિદ્ધ થશે. દેવચંદ્રજીને એક પૂર્વનું જ્ઞાન હતું તે શેના પરથી કહેવાયું છે તે સમજી શકાતું નથી; અને તેમ હોય તો તે કારણ આપી 'તેથી તે ગટરપટરીઆ હતા' એવું કહેવામાં આવે છે તે સમજી શકાતું નથી. ખૂબ વિચાર કરી તે કહેવાતો મેળ ખવરાવીએ તો એમ ભાવાર્થ કાઢી શકાય કે એક પૂર્વ કરતાં વધુ જ્ઞાન ન હતું તેથી તેના વક્તવ્યમાં આગળ તે પાછળ ને પાછળ તે આગળ એમ આવતું ને પુનરૂક્તિ દોષ પણ થતો; તેથી તે 'ગટરપટરીઆ' રહેતા. (મૂળ જ્ઞાનસારનો ટબો જોવાની જરૂર, સંદેહ ટાળવા માટે, રહે છે. મોહનવિજય[૧૬] (તે ચંદરાજા રાસ આદિના કર્તા) લટકાલા ઓળખાય છે. તેમની વ્યાખ્યાનશૈલી તેમજ કાવ્યચાતુરીથી રસ મૂકવાની કુશલતા પરથી તે લટકાલા ગણાયા છે એમ લાગે છે.

### ભાષાપ્રેમઃ—

૩૬. દેવચંદ્રજી સંસ્કૃતના પોતે જ્ઞાતા હતા છતાં થોડી વ્રજભાષામાં અને વિશેષ ગૂજરાતી ભાષામાં તેમણે રચના કરી છે. ભાષામાં રચવાનાં કારણમાં તેમણે પોતાની ૨૦ વર્ષની વયે જણાવ્યું છે કેઃ—

> 'સંસ્કૃત વાણી વાચણી, કોઇક જાણે જાણ.
> જ્ઞાતાજનને હિતકર જાણી, ભાષા કરૂં વખાણ.
> ૧-૪૫૩ ધ્યાનદીપિકા ચતુષ્પદી
>
> સંસ્કૃતવાણી પંડિત જાણે, સરવ જીવ સુખદાણીજી.
> જ્ઞાતા જનને હિતકર જાણી, ભાષારૂપ વખાણીજી.
> ૧-૫૭૮. એજન.

### સંયમીઃ—

૩૭. પોતે દશ વર્ષની કુમારવયે દીક્ષા લઇ જીવનપર્યન્ત બ્રહ્મચર્યસ્થ સાધુ તરીકે જીવન ગાળ્યું, એ બ્રહ્મચર્ય, એ સંયમ, આત્માના ઉંચા પરિણામ કરી તેને ઉચ્ચ ભૂમિકાપર લઇ જવા માટે ઓછા કારણરૂપ નથી. મહાત્માજી કહે છે કેઃ-"બ્રહ્મચર્ય એટલે સર્વ ઇંદ્રિયો ઉપર સંપૂર્ણ કાબુ. જે પૂર્ણ બ્રહ્મચારી છે, તેને માટે આ સંસારમાં કશુંજ અસાધ્ય નથી. મન વાણી, ને કર્મથી સંપૂર્ણ સંયમ પાળ્યા વિના આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત નજ થઇ શકે" સંયમ સાથેનું શાસ્ત્ર જ્ઞાન શોભે છે અને અધ્યાત્મ માર્ગ પર લઇ જાય છે.

(અપૂર્ણ.)

૧૬. મોહનવિજયપ્ન્ત૦ વિજયસેન સૂરિના શિષ્ય કીર્તિવિજય તેના માનવિજય તેના રૂપવિજય ને તેના શિષ્ય. તેમણે મહેસાણામાં સં. ૧૭૫૫ માં હરિવાહન રાજાનો રાસ, પાટણમાં સં. ૧૭૬૦ માં માનતુંગમાનવતીનો રાસ, સં. ૧૭૬૦ માં પાટણમાં રત્નપાલનો રાસ, સં. ૧૭૬૩ માં પાટણમાં પુણ્યપાલ ગુણસુંદરી રાસ. અને સં. ૧૭૮૩ માં અમદાવાદમાં ચંદરાજાનો રાસ, અને સમીનગરમાં ૧૭૬૪ માં નર્મદાસુંદરીનો રાસ તથા ચોવીશી રચેલ છે. દેવચંદ્રજીના સમકાલીન. જુઓ મારો ગ્રંથ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ જો પૃ. ૪૨૮થી ૪૪૨ કે જે થોડા વખતમાં બહાર પડનાર છે.

# ભારવિનું (?) ભટ્ટિકાવ્ય.

સુપ્રસિદ્ધ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યનું ગૂજરાતી ભાષાંતર સાક્ષર મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ કરેલું, જે વડોદરા દેશી કેળવણીખાતા તરફથી વિ. સં. ૧૯૪૯ માં પ્રકટ થયું હતું. તેમાં વિશેષાવલોકન (પૃ. ૩૦)માં નીચેનો ઉલ્લેખ જોવામાં આવે છે—

"તે દ્વયાશ્રયકાવ્ય આ પ્રકારે ભારવિના ભટ્ટિકાવ્યને મળતું આવે છે, પણ ફેર એટલો છે કે ભારવિએ જ્યારે પાણિનીયની અષ્ટાધ્યાયીનો ક્રમ યથાર્થ સાચવ્યો છે.[1] ત્યારે એ આશ્રયથી રચેલો આ ગ્રંથ બહુ જ કઠિન થઇ ગયો છે. ને ટીકાની સાહાય્ય વિના તે સમજાવો પણ મુશ્કેલ પડે એવો છે."

સાહિત્ય પ્રેમી સાક્ષર શ્રીયુત મોતીચંદ ગિરધરલાલ કાપડિયા બી. એ. એલ એલ. બી. સોલીસીટરે ગત આઠમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ મુંબઇ માટે લખેલા અને 'જૈનયુગ'(૧૯૮૩ ના કાર્તિક-માગશર)માં તથા 'સાહિત્ય' (૧૯૨૬ ડિસેંબર, ૧૯૨૭ જાનેવારી)માં પ્રકાશિત થયેલા 'શ્રી હેમચંદ્રાચાર્યનું પ્રાકૃત વ્યાકરણ' નામના લેખમાં પણ ઉપરનો ફકરો ટાંકેલો જોવામાં આવે છે. (જૈ. પૃ. ૯૬-૯૭ તથા સા. પૃ. ૨૫.)

આ સંબંધમાં લક્ષ્ય ખેંચવું આવશ્યક છે કે—મર્હુમ મણિલાલ ન. દ્વિવેદીએ 'ભારવિનું ભટ્ટિકાવ્ય' પ્રમાદથી સ્વયં ગ્રંથ તપાસ્યા વિના લખ્યું જણાય છે. કારણ કે ભારવિનું કિરાતાર્જુનીય મહાકાવ્ય પ્રસિદ્ધ છે,પરંતુ તેનું ભટ્ટિકાવ્ય ક્યાંય હોય તેમ જાણવામાં નથી. ભટ્ટિકાવ્ય જે સુપ્રસિદ્ધ છે, જેનું અપરનામ રામકાવ્ય અને રાવણવધ પણ છે અને જે મુંબઇ, કલકત્તા વિગેરે સ્થળેથી અનેક આવૃત્તિઓમાં પ્રકાશિત થયેલ સટીક મળી આવે છે, તેમ જેની હસ્તલિખિત પ્રતિઓ પણ મળી શકે છે, તથા જેને કલકત્તા વિ૦ ની યુનિવર્સિટીમાં સંસ્કૃત પરીક્ષામાં પાઠ્ય પુસ્તક તરીકે સ્થાન મળ્યું છે, તેના કર્તા ભારવિ હોય તેમ જાણવા જોવામાં નથી.

વાસ્તવિક રીતે વિચારીએ તો શિશુપાલ વધકાવ્ય માઘકવિના નામથી 'માઘકાવ્ય'ના નામે ઓળખાય છે, તેમ એ ઉપર્યુક્ત રામકાવ્ય પણ ભટ્ટિ કવિના નામથી ભટ્ટિ કાવ્યના નામે ઓળખાય છે; એટલે તેના કર્તાનું નામ ભટ્ટિ સ્પષ્ટ જણાય છે. જયમંગલકૃત ટીકા સાથે મુંબઇ નિર્ણયસાગર પ્રેસ તરફથી પ્રકાશિત થયેલી બધી આવૃત્તિઓમાં-મૂલ નીચે—"इति वल्लभीवास्तव्यस्य श्री स्वामिसूनो र्भट्ट (ट्टि) महाब्राह्मणस्य महावैयाकरणस्य कृतौ रावणवधे × ×" ઇત્યાદિ તથા ટીકામાં—'श्रीस्वामिसूनुः कविर्भट्टिर्नामा रामकथाश्रयं महाकाव्यं चकार' આવો ઉલ્લેખ જોવામાં આવેછે.

મુંબઇ સરકારી સંસ્કૃત સિરિઝમાં મલ્લિનાથ કૃત ટીકા સાથે પ્રકાશિત થયેલ અને ગોવિંદશાસ્ત્રિ સંશોધિત નિ. સા. પ્રેસમાં છપાયેલ આવૃત્તિમાં પણ ભટ્ટિકાવ્યના કર્તાનું નામ ભટ્ટિ જોવામાં આવે છે.

કલકત્તામાં પ્રકાશિત યદુનાથ તર્કરત્નદ્વારા સંસ્કૃત જયમંગલ અને ભરતસેનવાળી બંને ટીકાઓવાળી આવૃત્તિમાં, તથા જીવાનંદ વિદ્યાસાગર ભટ્ટાચાર્યે પ્રકાશિત તથા કમિટી સાહેબની આજ્ઞાથી પ્રકાશિત પુસ્તકમાં ભટ્ટિકાવ્યના કર્તાનું નામ ભટ્ટિજ જોવામાં આવે છે, માત્ર ભરતસેન પોતાની ટીકામાં ભટ્ટિકવિને બદલે 'भर्तृहरिर्नाम कविः श्रीरामकथाश्रयं महाकाव्यं चकार।' આવો ઉલ્લેખ કરી ભર્તૃહરિ નામ જણાવે છે, પરંતુ બીજા ટીકાકારોના અભિપ્રાય પ્રમાણે અને પ્રસિદ્ધિ પ્રમાણે ભટ્ટિકાવ્યના કર્તાનું નામ ભટ્ટિજ વિશેષ યોગ્ય જણાય છે.

જેસલમેરના કિલ્લાના પ્રાચીન જૈન ભંડારમાં રહેલ એજ પુસ્તકની તાડપત્રીય પ્રતિ પરનો ઉલ્લેખ અમારા કથનને વિશેષ પુષ્ટ કરે છે.

"वलभीवास्तव्य श्रीस्वामिसूनोर्भट्टिब्राह्मणस्य कृतौ रामकाव्यं समाप्तम्"—જુઓ જેસલમેર

---

[1] મો. ગિ. કાપડિયાના લેખની ટિપ્પણીમાં આ સ્થળે સૂચવ્યું છે કે-'આમાં ગેરસમજુતી છે. ભટ્ટિકાવ્યમાં પાંડવ અને રામચરિત્ર છે એટલે એમાં ઇતિહાસ ચાલુ છે.' પરંતુ ભટ્ટિકાવ્યમાં પાંડવચરિત્ર જોવામાં આવતું નથી-લા. ભ.

ભાં. સૂચી (ગા. ઑ. સિરીઝ તરફથી પ્રકાશિત પૃ. ૨૪).

આ ઉપરથી સદ્‌ગત સાક્ષર મ. ન. દ્વિવેદીએ જણાવેલ ભટ્ટિકાવ્યના કર્તાનું નામ 'ભારવિ' એ ભૂલભરેલું જણાય છે. અને એ સાથે એમ અનુમાન થાય છે કે સદ્‌ગતે એ ભટ્ટિકાવ્યનું યથાયોગ્ય અવલોકન નહિ કર્યું હોય; કેમકે તેમણે એજ ફકરામાં સૂચવેલ અભિપ્રાય ઉપરથી એવું સૂચિત થાય છે. સ્વ. દ્વિવેદીએ શ્રી હેમચંદ્રાચાર્યના દ્વયાશ્રય મહાકાવ્યને ભટ્ટિકાવ્ય સાથે સરખાવતાં સૂચવ્યું છે કે 'ભારવિએ જ્યારે પાણિનીયની અષ્ટાધ્યાયીનો ક્રમ યથાર્થ સાચવ્યો છે' પરંતુ બરાબર તપાસી જોવામાં આવે તો સત્ય જણાશે કે—'હેમચંદ્રાચાર્યે પોતાના દ્વયાશ્રય મહાકાવ્યમાં પોતાની 'સિદ્ધહેમ' શબ્દાનુશાસનની અષ્ટાધ્યાયીનો સૂત્રવાર જેવો ક્રમ સાચવ્યો છે, તેવો પાણિનીયની અષ્ટાધ્યાયીનો ક્રમ ભટ્ટિકવિ ભટ્ટિકાવ્ય અપરનામ રામકાવ્યમાં સાચવી શક્યા નથી' આવો અભિપ્રાય વિશેષ સમુચિત લેખી શકાય તેમ છે. નિષ્પક્ષપાત તુલનાત્મક દૃષ્ટિથી અવલોકન કરનારે મુંબઈ સરકારી સંસ્કૃત સિરીઝ તરફથી પ્રકાશિત હેમચંદ્રાચાર્યનું સંસ્કૃત તથા પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય તપાસી જોવું.

એ દ્વયાશ્રય મહાકાવ્યને ભટ્ટિકાવ્ય સાથે તુલના કરતાં સ્વ૦ દ્વિવેદીએ એજ ફકરામાં આલેખ્યું છે કે-

'ત્યારે બે આશ્રયથી રચેલો આ ગ્રંથ બહુ જ કઠિન થઈ ગયો છે, ને ટીકાની સાહાય્ય વિના તે સમજાવો પણ મુશ્કેલ પડે એવો છે.'

આ સંબંધમાં આપણે દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરીએ તો સમજાશે કે શબ્દાનુશાસનનાં ક્રમવાર સમસ્ત સૂત્રોનાં સમગ્ર ઉદાહરણ પ્રત્યુદાહરણોના પ્રયોગોનો ઉપયોગ કરી-પરિમિત શબ્દોના વર્તુલની ચોક્કસ મર્યાદામાં રહી અભીષ્ટ વિષય ઉપર મહાકાવ્ય રચવું એ કેટલું ક્લિષ્ટ કાર્ય છે? તે-તે વિષયના વિશારદ અનુભવીઓ જ સમજી શકે તેમ છે. અને એથી એમાં વ્યાકરણના અપૂર્ણ અપરિપક્વ અભ્યાસીને કાઠિન્ય જણાય એ પણ સ્વાભાવિક છે. ભટ્ટિકાવ્યમાં પણ એવું કાઠિન્ય ક્યાં નથી?, તેના કર્તા સ્પષ્ટ શબ્દોમાં સૂચવે છે કે—

"दीपतुल्यः प्रबन्धोऽयं शब्द लक्षण-चक्षुषाम् ।
हस्तामर्ष इवान्धानां भवेद् व्याकरणाद् ऋते ॥
व्याख्यागम्यमिदं काव्यमुत्सवः सुधियामलम्।
हता दुर्मेधश्चास्मिन् विद्वत्प्रियतया मया ॥"

—ભટ્ટિકાવ્ય (સર્ગ ૨૨, શ્લો. ૩૩, ૩૪,)

ભાવાર્થ—શબ્દલક્ષણ-વ્યાકરણ રૂપી આંખવાળાને આ પ્રબંધ દીવા જેવો છે, પરંતુ વ્યાકરણ વિના આંધળાઓને હસ્તસ્પર્શ જેવો છે. વ્યાખ્યાથી સમજી શકાય એવું આ કાવ્ય સારી બુદ્ધિવાળા-શ્રેષ્ઠ વિદ્વાનોને અધિક ઉત્સવ-આનંદ આપે તેવું છે, અને આમાં મેં વિદ્વાનો પરના પ્રેમથી દુર્બુદ્ધિ-અલ્પમતિઓને હણ્યા છે-અનુગૃહીત કર્યા નથી-અનધિકારી કર્યા છે.

ભટ્ટિકવિના ઉપર્યુક્ત ઉદ્‌ગાર પર વિચાર કરતાં સ્પષ્ટ પ્રતીત થાય તેમ છે કે-મ. ન. દ્વિવેદીએ હેમચંદ્રાચાર્યના દ્વયાશ્રય મહાકાવ્યની ભટ્ટિકાવ્ય સાથે તુલના કરતાં પક્ષપાત, અન્યાય અને અજ્ઞાનની માત્રાનો પરિચય કરાવ્યો છે, અને તેમાં પણ નીચેના ફકરામાં પોતાનો અભિપ્રાય દર્શાવતાં તેને વિશેષ વ્યક્ત કર્યો છે. તે ફકરો આ પ્રમાણે છે—

'દ્વયાશ્રયની ભાષા સંસ્કૃત છે, તે બહુ શુદ્ધ છે, પરંતુ તેમાં તથા ટીકામાં ઘણા દેશી શબ્દો આવ્યાં જાય છે. જે કારણને લીધે આ ગ્રંથ અતિ કઠિન થઇ ગયો છે, તે કારણથી એમાં આપણે સ્વાભાવિક રીતે રસિક કાવ્યત્વની આશા ન રાખીએ, તો પણ એમ કહ્યા વિના ચાલતું નથી કે હેમચંદ્રનાં રચેલાં બધાં પુસ્તકોમાં કાવ્યચાતુરી બહુ હલકા પ્રકારની છે.'

— દ્વયાશ્રય ભાષાંતર (પૃ. ૩૧)

ભાષાંતરકાર સદ્‌ગત દ્વિવેદી મહાશયે ઉપર્યુક્ત ઉલ્લેખ કરતાં કયા કયા દેશી શબ્દો તેમાં આવ્યા છે?, કઈ રીતે તેમાં રસિકતાની ન્યૂનતા છે? અને શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનાં રચેલાં બધાં પુસ્તકો તેમણે ક્યારે જોઈ લીધાં? અને તેમાં કાવ્યચાતુરી બહુ

હલકા પ્રકારની તેમને કઇ દૃષ્ટિથી તપાસતાં જણાઈ? તે જો પ્રમાણપૂર્વક સૂચવ્યું હોત તો વિદ્વાનોને તે પર વિશેષ વિચાર કરવાનું બની આવત.

સ્વ૦ દ્વિવેદીનો અભિપ્રાય કેટલે અંશે અસત્ય યા પક્ષપાતજન્ય છે, તે તપાસવાને એ દ્વયાશ્રય મહાકાવ્ય (સટીક) આજે વર્ષો થયાં જગત્સમક્ષ સુપ્રકટ છે. દ્વિવેદીના ભાષાંતરમાં રહી ગયેલ શ્લોક-ભાષાંતર તથા સ્ખલનાઓના સંબંધમાં અવકાશે અન્યત્ર ઉલ્લેખ કરીશું.

—લા. ભ. ગાંધી

---

# ગાંધીજી.

## ( આછી છાયા )

લેખકઃ ધીરજલાલ બ. શાહ.

એનેથી દેવી ગુર્જરી ઉજળી છે;
એનેથી માતા ભારતી ભવ્ય છે.
એ છે સન્તોનો સન્ત, મનુશ્રેષ્ઠ;
દિશ દિશ ગાજ્યા છે-ગાજે છે.
એના જયડંકા વિજયશીલ નાદભર્યા.

× × × ×

પૃથ્વીપર અંધારાં ઉતરતાં હતાં,
હિંસાથી વસુંધરા ત્રાસી હતી.
જગત આગળ વધતું. શેમાં ?
જડવાદમાં: પ્રભુતામાં હતો પથ્થર.
ફાડખાઉ, હિંસક, સ્વાર્થી વૃત્તિ
પથરાઇ હતી સર્વત્ર.
તેવે સમે કોઇ ઘનઘોર આભથી
વીજળી ઝબુકે, ઉર્વીતળ ઉજાસે,
પાપયોગ અંધકાર નષ્ટે;
ત્યમ જગતની સુધરીએ વીર એ
વરસ્યો ફાડતો ઘોર એ પાપદલ.
હિંસાની પૃથ્વીમાં અહિંસાનો પેગામ;
લાવ્યો એ દિવ્ય દેશથી.
જાહેરાત કરી જગતને, સત્ય એજ ધર્મ:
અહિંસ એજ મુખ્ય સાધન.
હિંસા જગતને આ પેગામ ફાવે કયમ?
પછી તો મંડાયા યુદ્ધ તમઘોર
હિંસા અને અહિંસાના.
" પાપથી પાપ નાય (જન્મે);
પાપનો વેરી અપાપ.
દુશ્મન પ્રતિ પ્રેમ દાખવો;
શઠને જીતવો સત્યથી. "
આવા આવા કંઈ કંઇ સૂત્રો;
સમજાવ્યા એ મહાત્મને—
અહિંસાના યોગીએ.
દુનિયા ભડકી જાગી, આ ગાંડાઈ શું ?
પણ શીખવ્યું અનુભવે-સમયે,
નહિ ગાંડાઈ એઃ ખરૂં એ સત્ય.
અહિંસા યુદ્ધના સેનાપતિની
થઇ હવે ખરી કીંમત.
એના ત્યાગે દાનવોને દેવ બનાવ્યા;
એની ક્ષમાએ દુશ્મનોને પ્રેમી બનાવ્યા.
એની ભલાઇએ ગર્વિષ્ટોના ગર્વ તજાવ્યા;
એના જીવને જગત સારાને આકર્ષ્યું.
એની સાદાઈ-અહિંસાએ એને
બનાવ્યો મહાત્મન્.
એણે કહ્યું, ધર્મ વિના આત્મા નહિ;
એણે કહ્યું, ધર્મ વિના દેવ નહિ.
એણે કહ્યું, ધર્મ વિના સંસાર નહિ;
એણે કહ્યું, ધર્મ વિના રાજ્ય નહિ.
ધર્મહીન રાજતંત્રને એણે માન્યુ લુચ્ચી-અ
ખુલ્લા કાઢ્યા વેણ,
ઉખાડું એ તંત્રને.
આવા એ પુરૂષે વણ્યો ધર્મને
સંસારના ચક્રે ચક્રમાં.
જગતે અવલોકયો આ પુરૂષને;
સમીક્ષા કરી, પરીક્ષા કરી.

સમીક્ષા કરી, પરીક્ષા કરી.
એની તપસ્યા ભાવના જોઇ પદ્મ
સંગત જેનો,
આ મહાવીરનો ધર્મપુત્ર તો નહિને?
ખ્રીસ્તીઓના ધર્મગુરૂએ ઉપદેશ્યું,
ઇસુના દર્શનની ઇચ્છા હોય,
તો જાઓ હિન્દમાં.
આવો પ્રભાવશાળી ને પૂજ્ય છે એ મહાત્મન;
એનું શરીર તો છે જર્જરીત,
"મુઠીભર હાડકાનો સ્વામિન્"
પણ એના આત્મામાં ઉગ્યા છે.
પયગમ્બરી તેજ, જે આકર્ષે છે
સમસ્ત માનવકુળને.
કોઇ રૂપાળી રાતના લલિત લલનાઓના
કિન્નર કંઠથી ઝરે છે એના નામજોડ ગરબા
ત્યારે સ્મરણપટપર ચઢે છે,
ભગવાન શ્રી કૃષ્ણઃ જશોદાનો કાનુડોઃ
ગોપીઓનો કહાન.
ભગતજનો એનાં ભજન લલકારે,
ત્યારે શ્રવણપટ પડે છે એની રામધુન;
વીરો એનું પૂજન કરે છે ત્યારે
શકિત સમો ભાસે છે-ભાવે છે સર્વને
એના વચનો પડે ત્યારે થાય,
આ બ્રહ્મવાકય તો નહિ?
સારા જગતના હૃદયમાં એનો વાસ છે,
સારા જગતના હૃદયો એમાં વાસ કરે છે.
એ બ્રહ્મા તો નહિ?
એ છે ખરો પ્રેમી,
આ-બાલ-યુવાન વૃદ્ધનો એ "બાપુ" છે.
બાળકો કહેશે, બાપુ કહે તે ખરૂં;
જુવાનો કહેશે, જય બાપુની;
વૃદ્ધો ઉચ્ચારશે આજ છે ખરો નર.
સ્વાતંત્ર્યનો એ અમર પૂજારી છે.
મોતની એને પરવા નથી.
જુલ્મ અન્યાય અનીતિનો
એ છે દુશ્મન.
એનો ઉત્સાહ અજોડ છે;
એની વિચાર-વાણિ સબળ છે,
એ કાર્યકુશળ વ્યવહારદક્ષ છે,
એનું હૃદય તો સાગર સરખું વિશાળ છે;
દયા-પ્રેમ-અહિંસાથી એ સદા ભીનો છે.
ગરીબો તો એને ગળે છે.
વ્યકિતમય એનું જીવન નથી.
એ તો છે સર્વ જગત્મય.
ત્યાગ પરોપકાર એનું જીવન છેઃ
સદા એ છે परहितनिरत ।
માનવીની માફક એ રૂવે છે,
માનવીની માફક એ હસે છે.
એના જીવનમાં કયાંય નહિ જણાય,
એ માનવતાથી પર હોય,
આવાજ દૈવી-માનવથી
ઉદ્ધાર થાય જગતનો.
આવાજ દૈવી-માનવ હોય
મનુકુલના આદર્શ જન.
એના જીવનનું અનુસરણ
એ તો પરમાત્માની વાટે,
પરમાત્માની પીછાન;
એનેથી દેવી ગુર્જરી ઉજળી છે.
એનેથી માતા ભારતી ભવ્ય છે,
એનેથી જગત સારૂં દીપે છે;
એ છે સન્તોનો સન્ત, મનુશ્રેષ્ઠ.
દિશ દિશ ગાજ્યા છે-ગાજે છે,
એના જયડંકા વિજયશીલ નાદભર્યા.
(હસ્તલિખિત "ભાઇબંધ" માંથી)

# મારા અંગત સ્ફુરેલા વિચાર.

૧

આ જીવે લોકમાંના જે જે જીવો છે તેમાંના ઘણાખરા જીવોના ભવો કર્યા છે. તેથી તેનાથી ઘણુંખરૂં તો જાણવામાં આવી ગયું છે. આ જીવે કાગડાના ભવે માળો બાંધ્યો છે, મધમાખીને ભવે મધપુડો રચ્યો છે, સુતારને ભવે તમામ લક્કડકામ જાણ્યું છે, માછલી ભવે મોતી શરીરમાંથી કાઢેલ છે, એકેંદ્રિયને ભવે હીરા રૂપે પણ હતો વગેરે. વળી તેવા ભવો એકવાર નથી કર્યા પણ અનંનીવાર કર્યા છે તેથી ખરી રીતે આ મનુષ્યના ભવમાં તે ધારે તો થઈ ગયેલા—કરાઈ ગયેલા તમામ ભવોનું સંસારી કામકાજ આવડેજ આવડે. રમતરૂપે તે તે કામ તે તે કળા આ જીવને મને છે. ફક્ત હુંકાર, તેજ, શૌર્ય, પરાક્રમ અને આત્મશક્તિની સ્ફુરણા જોઇએ. બધું સરળ ને સુગમ છે.

૨

જો જીવ પોતાના પર જે જે કર્મમળ છે તે ધીમે ધીમે, ધ્યાનથી, તપથી, વિચારણાથી, પશ્ચાત્તાપથી, તથા કુણાશથી બાળી નાંખે, ચીકાશ ઓછી પાડે, અથવા ખંખેરે અથવા પટ પાતળો કરે તો શરીરની અંદરનો આત્મા એવો તો શક્તિમંત થાય કે, તે કલાકોના કલાકો લગી ગમે તે વિષયપર સિદ્ધાંતરૂપે બોલી શકે, ગમે તેટલું લખી શકે, ગમે તે હુન્નર તેને આવડેજ, ધાર્યાં કામ થાય, ધારેલી વસ્તુ ગમે ત્યાં હોય ત્યાંથી આવેજ આવે. એ નક્કી ને ચોક્કસ છે. આરસીપરના મેલના જેવી આ વાત છે.

૩

જગતની કળાઓ દવાની, લશ્કરની, સુતારની, લુહારની, ચિત્રકામની, શિલ્પની, યંત્રોની, જગતના મુખ્ય પદાર્થ અગ્નિ, વાયુ, જળ, પૃથ્વીની ઉથલપાથલની વાતોને આધારે અનેક કાર્ય હાથ કરવાની કળાઓ બે રીતે જાણી શકાય.

(૧) હાલ જે રીતે જગતનાં બાળકોને નિશાળમાં નાંખી, ૧૦–૨૦ કે વધુ વરસે અનેક કળા શાળા–પાઠશાળામાં શીખવાય છે તેમ. પણ આ રસ્તો ખર્ચાળ, કઠણ, સમયનો ભોગ લેનારો ને શિથિલ છે.

(૨) ઘેર બેઠાં વા એક આસને ગમે ત્યાં બેઠાં, પ્રભુની માળા ફેરવવાથી, પ્રભુમય સૃષ્ટિ માની તેને શરીર અર્પણ કરવાથી, આત્મવિચારણા કરી કર્મમળને પાતળા પાડવાથી વા તપ જપથી ભસ્મ કરવાથી ઉપરની બધી કળાઓ તદ્વત્ થઈ જાય છે અને ઝીણામાં ઝીણા ભેદ ને વાતો જાણવામાં આવી જાય છે.

આ બીજી વાત સાવ સાચી છે. પણ હાલના પ્રવૃત્તિ કાળમાં એ તરફ ત્યાગીઓનું પણ પ્રયાણ નથી તો ગૃહાસક્ત સંસારીઓનું તો શું કહેવું?

જે જે મહાત્માઓ થાય છે તે તે જગતના જીવોને બીજી બાબત તરફ વાળે છે અને તેમની શાળામાં પણ ઘણા શિષ્યો વધે છે અને પ્રભુને માર્ગે ઘણી હુન્નર કળાઓની પ્રાપ્તિ કરે છે.

૪

દેવ મંદિરમાં બેસી રહેતા કે જાત્રા કરનારા માણસો, પડયાં પડયાં ખાય છે–જગતને ભાર રૂપ છે એમ માનનારા ઘણી ભૂલ કરે છે, કારણ કે તેવા માણસોના હૃદયમાં ધર્મના ઉંડા રહસ્યનું ભાન ભલે ન હોય પણ વ્યવહારથી, શરમથી, પોતે દેવમંદિરમાં વા ધર્મસ્થાનકમાં રહેનારો–જનારો–ક્રિયા કરનારો મનુષ્ય છે તેથી ઘણાં કુકર્મો કરી શકાતાં નથી. કોર્ટે જવાતું નથી, કેદમાં પણ તેવા કદી પડેજ નહિ, મોટાં તોફાન કજીયા કરેજ નહિ વગેરે કારણે જગતના બીજાં માણસો કે જેઓ રાત દિવસ જગતનું ખાનારા છતાં કલેશજ વધારે છે અને કોઇને પણ સુખે બેસવા દેતા નથી તેનાથી ઘણા સારા છે. દેવમંદિરમાં જનારા માણસો જો દેવમંદિરમાં રહ્યા થકાં મોટા કુકર્મો કરે, તોફાન વિગ્રહ કરે, પોતે અશાંતિમાં રહે જગતને માટે અશાંતિ કરે તો તે બેવડા ગુન્હેગાર છે. પણ સર્વથા તેમ હોતું નથી. વળી દેવમંદિરમાં જનારાં માણસોમાંના ઘણાક તો મહાત્મા જેવા પણ હોય છે તેઓને ઉત્તમ વાણી નથી કે વક્તા તરીકે વિચારો જણાવી શકે, તેઓના હાથમાં કલ-

મની કળા નથી કે જગતને, લખીને–ગ્રંથો બનાવીને પોતાના વિચારો જણાવી શકે, તેઓમાં કંઇ કળા પણ નથી કે ગાઇ બજાવીને જગતને ખરું રહસ્ય આપી શકે. છતાં તેઓનાં હૃદય મહાત્માના જેવાં પણ હોય એ નક્કી છે. સાવ બેદી જેવા, સાવ એક માર્ગી માત્ર ખાવું–રહેવું, જીવવું અને સાથે સાથે ધર્મનો જે ઢાળો તેમને પકડાવ્યો હોય તેજ રૂઢ માર્ગે ક્રિયાઓમાં મસ્ત હોય તેમાં મહાત્મા પણ હોય છે. માટે એવાની નિંદાનોજ ધંધો લઇ બેસવા પહેલાં બહુ સંભાળ રાખવાની છે. વળી એવી જાતના ૨૦૦ માણસોમાંથી જો તેઓને તે ને તે રીતે આગળ વધવા દેવામાં આવે તો ૫૦ ટકા સજ્જન સદાચરણી ને સાધુ નીકળે અને મરણાંતે શાંતપણે મરી નવા ભવોમાં ઉત્તમ પદવી પ્રાપ્ત કરે. પણ સંસારમાં રાચ્યા પચ્યા રહેનારામાંથી તેટલું પ્રમાણ ન આવે. આ મારી માન્યતા છે. કામ કરીને–પરસેવો ઉતારીને ખાવુંજ જોઇએ–એ નિયમ સર્વથા માન્ય કે ગ્રાહ્ય પણ નથી. મનુષ્ય સિવાયનાં–મનુષ્ય આશ્રયે રહેલાં પશુ પ્રાણીઓ સિવાયનાં તમામ પ્રાણીઓ ખાવા—રહેવાને માટે જરાપણ કળાઓ—ધંધાઓ—વ્યવહારો શીખતા હોય તેમ જણાતું નથી. વળી મનુષ્ય કરતાં તેવાં પ્રાણીઓ અનંત ગણાં છે. તેઓ મનુષ્ય કરતાં જગતનો ઉપયોગ ઘણોજ કરે છે. પાણીમાં, ધરતીમાં–અગ્નિમાં અને ધરતીના તળીઆથી અધર રહેતાં પ્રાણીઓની વચ્ચે ૧ પણ મનુષ્ય નથી. તે બધાંનો વિચાર કરીએ તો મનુષ્યના જેટલી ખાવા પીવા માટેની હાયવોય કે ઉપાધિ બીજા કોઇને નથી. સૌ ખોરાક માત્ર શોધે છે અને બીજા વિષયો–ઊંઘ–મૈથુન–યોગ્ય રહેઠાણ એટલુંજ ચાહે છે છતાં તેઓ મનુષ્યની પેઠે શાળામાં જવું, કોલેજમાં જવું, ઉદ્યોગો શીખવા વગેરે કાંઇ કરતા નથી.

૫

શાશ્વતી ચીજો જેવી કે ચંદ્ર, સૂર્ય, મેરૂ, વિમાન, ત્રણ લોક વગેરે છે તે એવી રીતે કે તેમાંના સ્કંધ અસંખ્યાતા કાળલગીમાં બહાર નીકળી જાય છે, પરમાણુઓ ખરીને જતાં રહે છે પણ જે કાળે તે પ્રમાણે બને છે તેજ કાળે તેટલાજ સ્કંધ કે પરમાણુ તેજ આકાશ પ્રદેશમાં તે વસ્તુની અંદર આવી મળે છે અને તેથી તે શાશ્વતી વસ્તુ સદાકાળ એવીને એવી રહે છે. આ શાશ્વતી વસ્તુઓ જગતમાં ઘણી છે. જેમ એ બને છે તેમ મનુષ્ય શરીરમાં બનતું નથી. કેવળજ્ઞાની જેવા સમર્થ મનુષ્યો કે જેમને પોતાના દેહમાં રહેતા છતાં અપૂર્વ આનંદ રહે છે, કેવળજ્ઞાનના આનંદને મુકાબલે આવે તેની કોઇ ઉપમા નથી. છતાં જીવને તે કેવળજ્ઞાનીએ ધારેલા શરીરમાંથી નીકળવું પડે છે, કેવળ જ્ઞાન જેટલી શક્તિ જીવે ધરાવી છતાં એવી કોઇ કળા ન આવડી કે તે શરીરને જીર્ણ ન થવા દેતાં વા ન મરવા દેતાં તેમાંને તેમાં મેરૂની પેઠે અનંત કાળ લગી રહી શકાય: જે શરીરમાં કેવળ જ્ઞાન છે તે શરીરમાં જે પુદ્‌ગળો ગોઠવાયાં છે તે પુદ્‌ગલોમાંથી ભલે અસંખ્યાતા કાળે સ્કંધો–પરમાણુઓ જાય પણ તેને બદલે તેજ કાળે ને તેજ સ્થાને બહારથી તેવાજ સ્કંધ ને પરમાણુઓ આવી શરીરરચના એવીને એવી રહે, અને તેથી કેવળજ્ઞાની ત્રણે કાળમાં તે ને તે સ્થળે વિચરતા જીવી જગતપર ઉપકાર ચાલુ કરતા રહે. આ એક અચરજ છે પણ તે અચરજ તે કેવળજ્ઞાનીએ જેમ થતું દીઠું તેમજ કહ્યું. વળી મેરૂ શાશ્વતી ચીજમાંથી એકેંદ્રિય જીવો પણ ચવે છે, અને બીજા આવે છે, એ જીવોની સાથે તેમનું શરીર તૈજસકાર્મણ જાય છે સાથે પુદ્‌ગળો પણ જાય છે અને તેથી કહેવાનું એ કે મેરૂ શાશ્વતો આપણે કહીએ પણ ઉપરના જીવોના ચવવા આશરે તથા પુદ્‌ગળોના ગમનાગમન આશરે મેરૂ પણ શાશ્વતો નથી, છતાં મેરૂ અનંતકાળથી છે તેવો ને તેવો અત્યારે છે અને હવે પછી અનંતોકાળ વહન થયે તેવો ને તેવો રહેશે. એકેંદ્રિય જીવોના સ્વરૂપ ભેદ આ પ્રમાણે રહી શકે, એકેંદ્રિય જીવો મૂકે જેને મન નથી તે જીવો શાશ્વતાં રહી શકે અને મનુષ્ય સંજ્ઞીપચેંદ્રિય કેવળજ્ઞાની મનુષ્ય તેને તે સ્થિતિમાં–ભલે મેરૂની પેઠે પણ–અનંતોકાળ રહી ન શકે? અચંબો તો ખરોજ પણ તે અચંબો તો કેવળજ્ઞાન થયે નષ્ટ થાય ને ખરી ખુબી જણાય. અત્યારે તો અચંબોજ રહે છે. આ કાળે કેવળજ્ઞાન નજ થાય. તેથી આ દેહે તો આ અચંબો નષ્ટ નહિ થાય તેમ

નષ્ટ કરે તેવો પરમ પુરૂપ પણ હજી લગી જણાયો નથી. ૧૦-૫-૨૫. જેઠ વદ ૫ ગુરૂ.

૬

વેદાન્તીઓ કહે છે કે ચેતન સર્વ સ્થળે ભર્યો છે-વિશ્વનો અંત નથી ત્યારે આપણે સૂક્ષ્મ એકેંદ્રિ જીવોની અપેક્ષાએ ચેતન સર્વ સ્થળે ભર્યો છે, એમ કહીએ છીએ. પણ એકેંદ્રિય ઉપરાંતના જીવોની અપેક્ષાએ કહી શકીએ કે લોક ચેતનથી ભર્યો છે, વિશ્વનો અંત નથી અને અંત વગરના વિશ્વમાં ચેતન સર્વ સ્થળે છે એ વેદાન્તીઓનું કથન જૈન સ્વીકારતું નથી કારણ જૈન વિશ્વના બે ભાગ પાડે છે ૧ લોક ને ૨ અલોક. અલોકમાં જીવ કે ચેતન જેવી વસ્તુ છેજ નહિ. માત્ર ખાલી પોલાર અથવા આકાશ છે પણ લોકમાં કે જેની હદ અસંખ્યાતા શબ્દથી અંકાય છે તેમાં ચેતન માત્ર છે એટલે આ બીજી બાબત વેદાન્તીઓ કે જૈનોની એક રૂપ નથી. વેદાન્તીઓ કહે છે કે જે વને અશરીરી થવું છે તેના છેલ્લા દેહમાં દેહ પડી પડી ગયા પછી આત્માને ક્યાં પણ જવાનું છેજ નહિ વાસનાધીય થયે તે જીવ, જેમ પાણી ભરેલો ઘડો પાણીમાં બુડેલો હોય તેનું ઠીકરારૂપી કલેવર ફુટી જાય ત્યારે તેમાંના પાણીને ક્યાંય પણ જવાનું નથી તેમ ચેતનમય દેહને, દેહ પડી ગયા પછી વાસના ક્ષય થઈ હોવાથી ક્યાં પણ જવાનું નથી પણ બીજા સ્થળની પેઠે તેજ જગાએ તેજ ચેતનને રહેવાનું છે ચેતનમાં ચેતનને એકરૂપ થવાનું છે. આ બાબતમાં જૈનનો જૂદો મત છે. જૈન કહે છે કે ચરમશરીરી જીવોને દેહનો અંત આવ્યે ત્યાંથી ઉર્ધ્વલોકમાં લોકને અંતે ઉત્તમ જગામાં રહેવાનું છે અને એ અપૂર્વ ને અનુપમ ને પરમ સુખમય જગામાં અનંત કાળ લગી તેઓ રહેશેજ.

(૩) વેદાન્તીઓ જગતનો કોઇ કર્તા છે એમ માને છે. વેદાન્તના છેક અંતમાં તો આ દેખાતુ જગતજ નથી એમ કહે છે. પૂર્ણ કે શુદ્ધ જ્ઞાન થયે આ જડવત્ જણાતું જગત્ ચેતનમયજ-બ્રહ્મરૂપજ પ્રગટ જણાય છે. એટલે એ રીતે તો વેદાન્તમાં કર્તા ઇચ્છનીજ જરૂર નથી પણ એટલા ઊંડાણમાં ન ઉતરીયે તો ઈશ્વર જગતનો કર્તા મનાય છે ત્યારે જૈનો કહે છે કે ઇશ્વર એ ઉપાધિ ગ્રહણ કરેજ નહિ. ઇશ્વરત્વના આનંદને ધક્કો પહોંચે. જગત્ તો અનાદિથી સ્વભાવસિદ્ધ છે છે છેજ. કર્મ મળ સહિત જીવો તેમાં ફેરફાર કર્યા કરે છે. જડને અહીંથી તહીં પોતાની વાસનાને કર્મ નિશાને જોરે ફેરવે છે, ભાંગે છે, ગોઠવે છે, અને શાશ્વતી જડ વસ્તુઓ તો સદા એમને એમ પોતાના સ્વભાવથીજ રહે છે છતાં તેમાંથી જતાં આવતાં જડ પરમાણુઓના સમુહને બદલે બીજા તેવાજ પેસે છે તેથી શાશ્વત ચીજો જેવી કે મેરુ, ચંદ્ર, સૂર્ય, દેવલોક, મોક્ષસ્થળ, એ બધાં એક સરખાંજ રહે છે; રહ્યાં છે; રહેશેજ. એ સિવાયની ચીજોને નાના મોટા જીવો પોતાની વાસના ને સ્વભાવ પ્રમાણે અહીંથી તહીં અને તહીંથી અહીં હેરવ ફેરવ કરે છે એટલે જગતનો કર્તા સ્વભાવ અને ફેરફારનો કર્તા સકર્મી-જીવ કે જીવસમૂહ છે.

(૪) વેદાન્ત ધર્મના છેક ઊંડાણમાં જગત્ છે જ નહિ માત્ર બ્રાન્તિ છે; મૃગજળ સમાન, દોરડાને સર્પની બ્રાન્તિ સમાન માનીને અવિદ્યાથી લિપ્ત જીવ આ જડ માયાને સત્ય કરી તેમાં અટવાયો છે અને સાચુંજ માની બેઠો છે પણ સ્વપ્નની સૃષ્ટિનો જાગૃતમાં લય થાય છે-ખોટીજ મનાય છે તેમ જાગૃત એ પણ સ્વપ્નજ છે એમ જ્ઞાની મહાત્માઓને સુબુદ્ધિની જ્ઞાનરૂપ અવસ્થામાં પ્રગટ જણાય છે અને તેઓ આ દેખાતા જગતને જગતરૂપે જાણતા જોતા જ નથી, તેઓને સર્વત્ર બ્રહ્મ-ચેતનજ જણાય છે. જ્યારે જૈનો કહે છે કે એમ નથી. દેખાતું જગત્ તેજરૂપે છે તેમાં ફેરફાર થાય છે, જીવન-મરણ છે અને જે ક્રિયાઓ આપણે જોઇએ છીએ તેમજ પ્રત્યક્ષ ન જોવાય તેવી જ્ઞાનથી જાણીએ છીએ તે તમામ ખરેખરી છે. જગત્ મિથ્યા નથી. જગત્ ભાસ નથી, જગત્ અવિદ્યાનો પડછાયો નથી પણ છેજ. આ પ્રમાણે વિચાર ભેદ છે; આ બધા વિચાર ભેદો બંનેના છેલ્લી શ્રેણિઓના મહાત્માઓને નષ્ટ પણ થતા હોય-જરૂર થતા હોય માટે વિચાર ભેદથી લઢી ન પડવું. મહાત્માને માર્ગે ચાલ્યાં જતાં વિચારભેદનો લય થવોજ જોઇએ. કેમ જ્ઞાનીઓને

સિદ્ધને જગત્ જે રીતે દેખાય છે તેના ઊંડા રહસ્યમાં જૈન ને વેદાન્ત કદાચ એક સરખું દૃશ્ય જોતા હોય એમ મને લાગે છે પણ તે હું લખીને સમજાવી શકતો નથી. તા. ૨૩-૯-૨૫

૭

માણસો કહે છે કે ઉતાવળે કામ કરો. કાળ જતો રહેશે. કાળ આવી જશે, પછી નહિ થાય. ફુરસદ નથી મળતી માટે આયુષ્ય છે ત્યાં ત્યાં વખત મેળવી તમામ કરી લ્યો. આ વાત પૂર્વે જે કામ નથી કર્યું તેને માટે સાવ સાચી છે. ધીરજથી કામ કરો-કાળ અનંત છે. ફુરસદ પાર વગરની છે. ફુરસદે આખો લોક ફર્યો. પૂર્વે નથી કર્યું તે કામ નીચે પ્રમાણે છે.

ધર્મકરણી, સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકાનો આચાર પાળવો, શાસ્ત્રસિદ્ધાંત વાંચી તે પર પૂર્ણ વિચાર-ધ્યાન-શ્રદ્ધા, ઉપવાસ પોસો વગેરે તપ કરવો, સાધુસેવા, ધર્મસેવા, વગેરે કામો પૂર્વના ભવોમાં કર્યા નથી, કર્યા છે તો પૂર્ણ ઉત્સાહ ને પ્રયત્નથી નથી કર્યા તેથી તેવાં કામો તો આ ભવે ઉતાવળાંજ કરી લેવાંજ. પણ તે ઉતાવળ એવી ન હોવી જોઈએ કે આત્મા ઉપયોગ ચૂકે, યત્ન-જતના ચૂકે, શાંતિ ચૂકે, કષાયવશ થાય, જીવહિંસા થઇ જાય, છકાયાની દયા રહિત કરણી થાય, વા મનના પરિણામ ડગી જાય. માટે ફુરસદ મેળવી આવાં કામો કરવામાં પણ શાંતિતો અપૂર્વ-સંપૂર્ણ જોઇએ, નહિ તો આત્માનો મળ લુખો-નિર્મૂળ નજ થાય. પણ

સાંસારિક કામોમાં ફુરસદ મેળવો ને ઝટ ઝટ કરી લ્યો, ઝટ કોલેજનું ભણતર ભણી લ્યો, ઝટ પરણી લ્યો, ઝટ ઘર બાંધી લ્યો, ઝટ વેપાર કરી લ્યો, ઝટ ગામ ગરાસ નાણાં કમાઇ લ્યો એ વાતમાં ઘણો ફરક છે; કારણ કે એવાં કામો તો પૂર્વના ભવમાં અનંતીવાર કર્યાં, દેવલોકના ઇંદ્ર પણ થયા, તે રિદ્ધિસિદ્ધિ, ચમત્કારિક શક્તિ વૈક્રેય શરીર, વિમાનમાં જવું આવવું, ગમે તેવું શરીર બનાવવું, રોગોપદ્રવ નહિ, સત્તાનો કોઈ પાર નહિ, હાલના જગત્‌ના ચક્રવર્તિ રાજાને ક્ષણમાં પાંશરો કરી નાંખે—નમાવે તેવું બળ વગેરે મેળવ્યાં, અનુપમ ચમત્કારવાળાં કામો, વગર યંત્રે, વગર કળાએ માત્ર આત્મશક્તિના પુણ્યોદયે કર્યા માટે તેવાં કામ કરવામાં આ ભવના આયુષ્યનો વાપર કરવામાં ઉતાવળ નજ કરવી. હાવ રહી ગયો, વોય રહી ગયો એમ બળતરા કરી ભારે થવું નહિ, તેવાં કામો તો હવે પછીના ભવોમાં પણ થશે ને તેને માટે જીવ જો કર્મમળ મુક્ત નહિ થાય તો અનંતકાળ હજી બાકી છે માટે આ વાત ઉપર વિચાર કરી સંસારી કામોમાં ઉદાસીનતા રાખો ને બહુ ચીકાશ, આસક્તિ, ઉતાવળ, ધાંધલ, ધુવાંફવાં, નજ કરો. આ વાત સાવ સાચી છે. અપૂર્વ ચમત્કારિક શક્તિ વધારનારી છે. વિચાર કરી જોવાથી ઘણું ઘણું સમજાશે એ વાત પર શ્રદ્ધા વધશે. તા. ૭-૬-૧૯૨૫ મંગળ.

—ઉત્તમતનય.

[ આ વિચારો સંબંધી વિચારભેદ વિચારકોમાં હોય તે સ્વાભાવિક છે. વિષય સૂક્ષ્મ છે, તો વિચારકો પોતાના વિચારભેદ લખી મોકલશે તો ઉપકૃત થઇશું અને આ પત્રમાં પ્રકટ પણ કરીશું. તંત્રી.]

# સ્તુતિ-સ્તોત્રોનું પર્યાલોચન.

આ ચરાચર જગત્માં અનેક ધર્મોનો પ્રાદુર્ભાવ થયો છે અને લય પણ થયો છે પરંતુ આ પૈકી ઇશ્વરવાદી કે અનીશ્વરવાદી ધર્મમાં પણ ઇષ્ટ વસ્તુનાં યશોગાન તો જરૂરજ ગવાયાં છે. સ્તુતિ-સ્તોત્રનો સામાન્ય અર્થ ગુણોત્કીર્તન છે પરંતુ પ્રસ્તુતમાં એનો વ્યાપક અર્થ ન કરતાં ઇશ્વરના ગુણોની પ્રશંસા એટલેજ કરવામાં આવે છે, વળી એ, પણ પ્રારમ્ભમાં નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે અન્યાન્ય ઇશ્વરવાદી ધાર્મિક સાહિત્યનાં સ્તુતિ-સ્તોત્રોનો અત્ર વિચાર ન કરતાં જૈન સાહિત્યગત સ્તુતિ-સ્તોત્રોનું યથાસાધન પર્યાલોચન કરવા હું પ્રવૃત્ત થાઉં છું.

આ પ્રવૃત્તિનો મુખ્ય હેતુ એ છે કે સ્તુતિ-સ્તોત્ર એ કેટલાક ધારતા હોય તેમ અવગણનીય વિષય નથી પરંતુ એમાં પણ ગૌરવ રહેલું છે અને હું તેનાથી આકર્ષાયો છું. આની પ્રતીતિ કરાવવાની ખાસ આવશ્યકતા નથી, છતાં પણ એ સંબંધમાં હું બે શબ્દ લખું છું. વૈષ્ણવાદિક સંપ્રદાયની જેમ જૈન સંપ્રદાયમાં પણ અનેક ધુરંધર આચાર્યોએ સ્તુતિ-સ્તોત્રો રચ્યાં શ્રી બપ્પભટ્ટિસૂરિએ પણ ચતુર્વિંશતિકા રચી છે. એના અનુકરણરૂપ જણાતી **સ્તુતિ-ચતુર્વિંશતિકા** રચીને તો શ્રી **શોભન** મુનીશ્વર મહાકવિ પદને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયા છે. આ કૃતિની મહત્તાથી પ્રેરાઇને **તિલકમંજરી**ના કર્તા કવિ-રત્ન શ્રી **ધનપાલે** તેના ઉપર સ્ફુટ અર્થ સૂચક ટીકા પણ રચી છે; જ્યારે ન્યાયાચાર્ય ન્યાયવિશારદ મહા મહોપાધ્યાય શ્રી **યશોવિજય** ગણિએ તો એની પ્રતિકૃતિરૂપ **ઐન્દ્ર સ્તુતિ** રચી છે. શ્રી **મુનિસુન્દરસૂરિએ** પણ સ્તુતિ-સ્તોત્ર રૂપ વૃક્ષને પલ્લવિત કરવામાં સારો ભાગ લીધો છે, જ્યારે શ્રી **જિનપ્રભસૂરિએ** તો ૭૦૦ સ્તોત્રો રચીને જૈન સાહિત્ય-ઉદ્યાનને સ્તુતિ-સ્તોત્રના એક નવા વૃક્ષથી અલંકૃત કર્યું છે. કયા કયા મુનીશ્વરોએ આ દિશામાં પ્રવૃત્તિ કરી છે તેની નામાવલી પણ આપવા માટે અત્ર અવકાશ નથી એ ઉપરથી સ્તુતિ-સ્તોત્રોનો જૈન સાહિત્યમાં કેટલો ફાળો છે તે સમજી શકાશે.

વસન્તતિલકા છંદમાં ૪૪ શ્લોકોની માનતુંગ સૂરિ કૃત ભક્તામર-સ્તોત્ર એ નામની કૃતિમાંનો ૩૯ મો શ્લોક પ્રક્ષિપ્ત હોય એમ ડૉ. [1]હર્મેણ્ યકોબીએ દોઢેક માસ ઉપર લખી મોકલેલ [2]અગ્રવચન (Foreword)માં સૂચવ્યું છે. આ પદ્ય વાસ્તવિક નહિ હોવાની જે ગંભીર શંકા તેમને ઉપસ્થિત થાય છે, તેનું કારણ દર્શાવતાં તેઓ કહે છે કે આ ૩૯ મું પદ્ય એ પૂર્વોક્ત પદ્યનાં ભાવાર્થનું શબ્દતઃ રૂપાન્તર છે. વળી આ પદ્ય સૂચિત આપત્તિ સિવાયની બાકીની સાત આપત્તિઓ પૈકી પ્રત્યેકના વર્ણન માટે તો એક એક પદ્યજ કવીશ્વરે રચ્યું છે, જ્યારે આને માટે બે રચ્યાં છે એ આશ્ચર્યજનક છે. વિશેષમાં જો આ પદ્ય પ્રક્ષિપ્ત હોય, તો એટલું તો કહેવું પડશે કે કલ્યાણ મંદિરની રચના થઈ તે સમયમાં તો તે વાસ્તવિક ગણાતું હશે. એમ નહિ હોય તો કલ્યાણમંદિરના શ્લોકની સંખ્યા બંધ બેસતી આવે નહિ.

અત્ર એ સ્પષ્ટ ઉલ્લેખ કરવો આવશ્યક સમજાય છે કે ડૉ. યકોબી કલ્યાણમંદિર સ્તોત્રને ભક્તામર-સ્તોત્રના અનુકરણરૂપ માને છે.

વિશેષમાં આ પણ તેમની કલ્પના છે કે ભક્તામર-સ્તોત્રનો ૪૩ મો શ્લોક એ ૩૪ થી ૪૨ મા શ્લોકનો શુષ્ક ઉપસંહાર છે. ખરેખરો કવિ આવો શ્લોક રચેજ નહિ, વાસ્તે આ પ્રક્ષિપ્ત છે, પરંતુ કલ્યાણ મંદિર રચાયા પછી ભક્તામર-સ્તોત્રમાં એ દાખલ થયેલો હોય એમ લાગે છે. કેમકે મૂળ ભક્તામર-સ્તોત્ર તો ૪૩ પદ્યનું હોવું જોઇએ એમ કલ્યાણમંદિરના વસંતતિલકા છંદમાં રચાયેલાં ૪૩ પદ્યો ઉપરથી સૂચન થાય છે.

આ ઉપરથી નીચે મુજબના ત્રણ પ્રશ્નો ઉપસ્થિત થાય છેઃ—

(૧) શું કલ્યાણમંદિર-સ્તોત્ર એ ભક્તામર-સ્તોત્રના અનુકરણ રૂપ છે?

(૨) શું ભક્તામર-સ્તોત્રના ૩૯ મા અને ૪૩ મા પદ્યો વાસ્તવિક નથી ?

(૩) કલ્યાણ મંદિર ભક્તામરથી કઇ અપેક્ષાએ ઉતરતું કાવ્ય ગણી શકાય ?

(૪) ભક્તામર કલ્યાણમંદિરથી કોઇ પણ અપેક્ષાએ ઉતરતું કાવ્ય નથીજ ?

(૫) ભક્તામર-સ્તોત્રના શ્લોકોની સંખ્યા કેટલી ગણવી યુક્ત છે ?

આ પંચમ પ્રશ્નની સાથે સંબંધ ધરાવતા વિવાદ-ગ્રસ્ત વિષયની પણ સ્થૂલ રૂપરેખા આલેખવી ઉચિત સમજાય છે. ઉપર સૂચવવામાં આવ્યું છે તેમ જો કે ભક્તામર સ્તોત્ર એ શ્વેતાંબરો તેમજ દિગંબરો બંનેને માન્ય છે, પરંતુ ભિન્નતાનું સ્થળ એ છે કે ૩૧ મા પદ્ય પછી गम्भीरतार પ્રતિયાદિથી શરૂ થતાં ચાર અધિક પદ્યો દિગંબરો માને છે અર્થાત્ દિગંબર માન્યતા પ્રમાણે ભક્તામર ૪૮ શ્લોકનું

---

૧ આ સાક્ષર-રત્નને બાલબોધ લિપિમાં પોતાનું નામ લખી મોકલવા મેં સૂચના કરી હતી તે ધ્યાનમાં લઇને તેમણે સ્વહસ્તે આ પ્રમાણે પોતાનું નામ લખી મોકલ્યું છે. આથી હર્મનયાકોબી કે જેકોબી એમ લખવું અશુદ્ધ સમજાય છે. હી. ૨.

૨ આ અગ્રવચન શ્રીમતી આગમોદય સમિતિ તરફથી પ્રસિદ્ધ થતા ભક્તામર અને કલ્યાણ મંદિર સ્તોત્ર નામના ગ્રન્થને ઉદ્દેશીને લખાયેલ છે. આ ગ્રન્થમાં ભક્તામરની શ્રી ગુણાકર સૂરિ કૃત ઉપાધ્યાય શ્રી મેઘવિજય કૃત તથા શ્રી કનકકુશલ ગણિકૃત એમ ત્રણ ટીકાઓનો તેમજ મૂળ શ્લોકોના અંગ્રેજીમાં મેં તૈયાર કરેલા ભાષાન્તરનો સમાવેશ કરવામાં આવ્યો છે. ભક્તામર ટીકાદિક સહિત છપાઇ રહેતાં મેં તેની સંસ્કૃત અને અંગ્રેજી ભાષામાં ભૂમિકા તૈયાર કરવા માંડી. તે સમયે ડૉ. યકોબીએ પચાસ વર્ષ ઉપર આ સ્તોત્ર તેમજ કલ્યાણ મંદિરને અંગે જે જર્મન અનુવાદ તેમજ ઉપોદ્ઘાત લખ્યા હતા તેમાં જૈન પરંપરાથી કેટલીક વિરૂદ્ધ વાતો લખી છે એ તરફ મેં સમિતિના માનદ મંત્રી શ્રીયુત જીવણચંદનું ધ્યાન ખેંચ્યું. ત્યાર પછી તેમની સાથે થયેલી વાતચિત પ્રમાણે ડૉ. યકોબી-સાથે પત્ર વ્યવહાર શરૂ કરવામાં આવ્યો. એના પરિણામ તરીકે તેમણે અગ્રવચન લખી મોકલવા કૃપા કરી, તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે.

કલ્યાણ મંદિર સ્તોત્ર શ્રી માણિક્યસુનીશ્વર કૃત તથા શ્રી કનકકુશલ ગણિકૃત ટીકાઓ તેમજ અંગ્રેજી અનુવાદ સહિત લગભગ છપાઇ રહેવા આવ્યું છે. ટુંક સમયમાં તેની અંગ્રેજી-સંસ્કૃત ભૂમિકા છપાવવી શરૂ થશે. હી. ૨.

કાવ્ય છે. આ પદ્યો પ્રક્ષિપ્ત ભાસે છે એમ કાવ્યમાલાના સપ્તમ ગુચ્છના સંશોધક પંડિત દુર્ગાપ્રસાદે ટિપ્પણમાં સૂચવ્યું છે.

અત્ર એ પ્રશ્ન પણ ઉદ્‌ભવે છે કે ૩૧ મા પદ્ય પછીજ આમ ઉમેરો થવાનું શું કારણ છે? આનો ઉત્તર એમ અપાય છે કે ૨૮ મા પદ્યથી કવિરાજ પ્રાતિહાર્યનું વર્ણન આલેખે છે. તેમાં પ્રાતિહાર્યની સંખ્યા તો બંને સંપ્રદાય પ્રમાણે આઠની છે. પરંતુ શ્વેતાંબર માન્યતા મુજબના ભક્તામરમાં તો ચારજ પ્રાતિહાર્યોનું વર્ણન છે, તેથી બાકીનાં ચાર પ્રાતિહાર્યોનું વર્ણન હોવુંજ જોઇએ અને અશોકાદિક પ્રાતિહાર્યોનો કોઈ ખાસ ક્રમ નહિ હોવાથી બાકીનાં ચાર પ્રાતિહાર્યોને લગતાં પદ્યો અત્ર આપી શકાય તેમ છે.

આ ઉપરથી નીચે મુજબના પ્રશ્નો રજુ કરી શકાય છેઃ—

(૧) **गम्भीरताख्य**થી શરૂ થતાં ચાર પદ્યો પ્રક્ષિપ્ત છે?

(૨) આઠ પ્રાતિહાર્યોને બદલે ચારનું વર્ણન જે શ્વેતાંબરીય ભક્તામરમાં નજરે પડે છે, તેથી મૂળ કાવ્યમાં ત્રુટિ છે એમ કહી શકાય કે શ્રી[1]ગુણાકાર સૂરિ તેનું જે સમાધાન સૂચવે છે તે માન્ય રાખી શકાય?

(૩) જો ત્રુટિ છે એમ સ્વીકારવામાં આવે, તો અત્રે જે ચાર પદ્યો હોવાં જોઇએ તે લુપ્ત-પ્રાય થયાં છે એમ માનવું કે મૂળથી હતાંજ નહિ કે નીચે મુજબનાં સૂચવવામાં આવતાં [2]અન્ય પદ્યો વડે એ ત્રુટિ દૂર થાય છે કે એ પણ પ્રક્ષિપ્ત જણાય છે?

૧ એમણે ભક્તામરને ઉદ્દેશીને રચેલી વૃત્તિ પં. હીરાલાલ હંસરાજ તરફથી બહાર પડેલી છે. હાલમાં આગમોદય સમિતિ તરફથી પણ એ ફરીથી છપાવવામાં આવી છે. હી. ૨.

૨ આ ઉપરાંત અન્ય પદ્ય-ચતુષ્ટય છે એમ જૈનાચાર્ય શ્રી વિજયવલ્લભ સૂરિના વિદ્વાન શિષ્ય-રત્ન મુનિરાજ શ્રી વિચક્ષણવિજયે મને નિવેદન કર્યું હતું. અને આપેલ શ્લોક પણ તેમની કૃપાનું ફળ છે. હી. ૨.

[1]उद्यत्सहस्र करमण्डल सम्भ्रमेण ।
वीक्ष्य प्रभोर्वपुषि काञ्चनकाञ्चनाभ
प्रोद्बोधनं भजति कस्य न मानसाब्जम् ॥२॥
दिव्यो ध्वनिर्ध्वनितदिग्वलयस्तवार्हन् ।
व्याख्यातुरुत्सुकयतेऽत्र शिवाध्वनीनाम् ।
तत्त्वार्थदेशनविधौ ननु सर्वजन्तुं
भाषाविशेषमधुरः सुरसार्थपेयः ॥३॥
विश्वैकजैत्रभटमोहमहीमहेन्द्रं
सद्यो जिगाय भगवान् निगदन्निवेत्थम् ।
सन्तर्जयन् युगपदेव भयानि पुंसां
मन्द्रध्वनिर्नदति दुन्दुभिरुच्चकैस्ते ॥४॥

(૬) જો ભક્તામર ૪૮ પદ્યોનું હોય, તો તેનાં પાદપૂર્તિરૂપ સ્તોત્રો ૪૪ શ્લોકોનાજ જોવામાં આવે છે તેનું શું કારણ?

ડૉ. **યકોબી**એ ૧૮ મી એપ્રિલના પત્રમાં કલ્યાણ મંદિર સ્તોત્ર ગત કેટલાક પ્રયોગોને લગતી જે શંકા ઉપસ્થિત કરી છે, તેના સંબંધમાં પણ ઇસારો કરવો અનુચિત નહિ ગણાય,[2] જો કે આને અંગે તેમની સાથે પત્ર-વ્યવહાર ચાલૂ કર્યો છે. તેઓ સૂચવે છે કે—

(૧) ૧૧ મા શ્લોકમાં **'विध्यापिताः'** એવો જે પ્રયોગ છે તે વિચારણીય છે. આ રૂપ **विज्झाइ** (હેમ પ્રાકૃત વ્યાકરણ ૨, ૨૮)ના પ્રેરક રૂપ **विज्झव**નું સંસ્કૃત રૂપાન્તર છે. **वि** ઉપસર્ગ પૂર્વક **इन्ध्** ધાતુ ઉપરથી **विज्झाइ** ઉદ્‌ભવે છે એમ હેમચન્દ્ર સૂચવે છે. ખરી રીતે તો **वि** પૂર્વક **ध्मा** ધાતુ ઉપરથી બનેલું છે. **विध्यापयति** તેમજ એના મૂળ ધાતુ ઉપરથી બનેલાં બીજાં રૂપો પણ જૈન સંસ્કૃત સાહિત્યમાં વારંવાર નજરે પડે છે, પરંતુ અજૈન ગ્રન્થોમાં તો તે ક્વચિત્ જ દૃષ્ટિગોચર થાય છે. ગમે તેમ હો **विध्यापिताः** આ સારૂં સંસ્કૃત નથી.[3]

૧ આની પૂર્વેનું સવા પદ્ય જાણવામાં આવ્યું નથી, કેમકે તેને લગતું પત્ર હાથમાં આવ્યું નથી. હી. ૨.

૨ આ ચર્ચામાં ભાગ લેનાર કોઇ મહાશય અંગત ટીકા કરવા કે મિથ્યાભિનિવેશપૂર્વક કથન કરવા પ્રેરાય તો તે ઇષ્ટ નહિજ ગણાય. હી. ૨.

૩ 'विध्यापिताः' રૂપ શ્રી માણિક્યચન્દ્ર મુનીશ્વરે પોતે કલ્યાણ મંદિરની ટીકામાં સિદ્ધ કરી બતાવ્યું

(૨) ૧૩ મા શ્લોકમાં अत्रलोके ના અર્થમાં अमुत्र लोके નો જે પ્રયોગ કરવામાં આવ્યો છે તે અશુદ્ધ છે.

(૩) ૨૮ મા શ્લોકમાં अपरत्र त्वत्संगमे એ ખોટું છે. त्वत्संगमात् એમ જોઇએ.

(૪) ૪૦ મા શ્લોકમાં वन्द्यो ની પાછળ તરતજ चेद् નો પ્રયોગ કરવો જોઇતો હતો. वन्द्योऽस्मि પછી એનો જે પ્રયોગ કરવામાં આવ્યો છે તેથી વિપરીત અર્થ સ્ફુરે છે.

હવે બીજા પણ કેટલાક પ્રશ્નો હું અત્ર રજુ કરૂં છું કે જેની ગવેષણા સાક્ષરોને હાથે થાય તો મારા જેવા અલ્પજ્ઞને ઘણું જાણવાનું મળે.

(૧) જેમ તત્ત્વાર્થાધિગમ સૂત્રનું મનન કરતાં એમ જણાય છે કે તેનું વળણ [1]શ્વેતાંબરોને વિશેષ અનુકુળ છે તેમ ભક્તામર અને કલ્યાણ મંદિર સ્તોત્રોના સંબંધમાં કહી શકાય તેમ છે?

(૨) આ સ્તોત્ર-યુગલ શ્વેતાંબરીય કૃતિ છે કે દિગંબરીય તે સિદ્ધ કરવાનાં કયાં કયાં સાધનો છે?

(૩) આ સ્તોત્ર-યુગલના ઉપર જૈન ગ્રંથાવલીમાં જે ટીકાદિક સૂચવવામાં આવેલ છે તે ઉપરાંત અન્ય કોઇ છે? (અલબત શ્રી મેઘવિજય ગણિની એક ટીકા છે. બીજી પણ એક અપૂર્ણ [2]અવચૂરિ મારી પાસે છે)

(૪) સ્તોત્ર-યુગલ પૈકી કયું સ્તોત્ર વધારે પ્રાચીન છે?

(૫) કલ્યાણ મંદિરના કર્તા કુમુદચન્દ્ર છે અને એ નામ સિદ્ધસેન દિવાકરના દીક્ષા-સમયનું છે એ વાતનો પ્રાચીનમાં પ્રાચીન કયો પૂરાવો છે?

(૬) શ્રી સિદ્ધસેન કૃત દ્વાત્રિંશિકાઓની શૈલીથી કલ્યાણમંદિર જૂદું પડે છે તો આ બેના કર્તા એકજ છે એમ કેમ કહી શકાય?

(૭) જેમ વાગ્ભટાલંકારની સિંહદેવ મુનીશ્વર કૃત ટીકામાં (પૃ. ૧૧ માં) तुभ्यं થી શરૂ થતો ૨૬ મો શ્લોક સંપૂર્ણતઃ ટાંચણ રૂપે આપેલો છે તેવી રીતે ભક્તામરના અન્ય શ્લોકો[3] કે કલ્યાણ મંદિરના કોઇ પણ શ્લોક કોઇ ગ્રન્થમાં જોવામાં આવે છે?

(૮) ભક્તામર કે કલ્યાણમંદિર વિષે પ્રભાવક ચરિત્ર કરતાં વધારે પ્રાચીન એવા કોઈ ગ્રન્થમાં ઉલ્લેખ છે?[4]

(૯) હિંદુઓ જેમને પરમેશ્વર તરીકે માને છે એવા બ્રહ્માદિકનાં નામપૂર્વક ૨૫ મા પદ્ય દ્વારા સ્તુતિ કરીને શ્રી માનતુંગ સૂરિએ પોતાનો મધ્યસ્થ ભાવ પ્રદર્શિત કર્યો છે, તો આવી રીતના મધ્યસ્થ ભાવનું સ્વરૂપ પ્રથમ કોણે આલેખ્યું? વળી અજૈન સાહિત્યમાં જૈનોના તીર્થંકરોના નામપૂર્વકની કોઈ સ્તુતિ રચાયેલી છે?

(૧૦) શ્રી માનતુંગ સૂરિને મયૂર અને બાણના સમકાલીન તરીકે જે ઓળખવામાં આવે છે તે કાલ-ગણનાત્મક પ્રમાદ (Anachronism) છે? એમ જે ડૉ. ક્વેકનબોસ (Quackenbos) મહાશયે [5]મયૂરના સંસ્કૃત કાવ્યો (The Sanskrit poe-

---

છે, તે તરફ ડૉ. યકોબીનું હાલમાં ધ્યાન ખેંચવામાં આવ્યું છે. તેઓ પોતાનો અભિપ્રાય ફેરવે એ બનવા જોગ છે. હી. ર.

૧ સ્થાનકવાસી સંપ્રદાયમાં ભક્તામરનેજ માટે સ્થાન છે એમ કહેવામાં આવે છે તે ખરી વાત છે. હી. ર.

૨ આ અવચૂરિના બે પત્રો મારા સદ્ગત પિતાશ્રીને સ્વર્ગસ્થ ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય આત્મારામજી મહારાજ તરફથી મળેલાં હતાં, એમ મને તેમણે નિવેદન કર્યું હતું. આ અવચૂરિના પ્રારંભનો શ્લોક નીચે મુજબ છે:—

" भव्य व्राताब्जराजी विकसनदिवसाधीश्वरः सत्त्वशाली
वाणीपद्माचलीढो विबुधबुधजनवृन्द-(व्रात)वन्द्योऽनवद्यः ।
नाभेयः सर्व्वमुख्यः प्रकटितविनयज्ञान-विज्ञानहेतुः
सेतुर्वार्धेर्भवस्य प्रभवतु सततं भूयसे श्रेयसे वः ॥ "

---

૩-૪ આ પ્રશ્નના ઉત્તર ઉપરથી હું ભક્તામર તેમજ કલ્યાણ મંદિરના રચના-સમયની અંતિમ સીમા દોરવા ઇચ્છું છું. હી. ર.

૫ મારા મિત્ર ડૉ. પેર્ટોલ્ડ (Pertold) સાથે હું ચારેક વર્ષ ઉપર રૉયલ એશિયાટિક સોસાયટી (ટાઉન હૉલ) ની લાઇબ્રેરીમાં ગયો હતો, તે વેળા મયૂરશતક સંબંધી તપાસ કરતાં આ પુસ્તક મારા જોવામાં આવ્યું હતું. મને સ્ફુરે છે કે આની ઉપોદ્ઘાતમાં તેના લેખક મહાશયે પોતે ભક્તામરનું અંગ્રેજી ભાષાન્તર કરનાર છે એમ સૂચવ્યું હતું. તેમણે તેમ કર્યું કે નહિ તેની મને

ms of Mayura) ની ઉપોદ્‌ઘાતમાં સૂચવ્યું છે તે ખોટું છે ?

(૧૧) બ્રહ્મચારી રાયમલ્લ કૃત [1]ભક્તામર-કથાના પ્રારંભમાં માનતુંગ સૂરિજીને ભોજ રાજાના દરબારમાંના કવિ કાલિદાસના સમસમયી તરીકે ઓળખ્યા છે તે શું વાસ્તવિક છે ?

(૧૨) શ્રી માનતુંગ સૂરિએ ભક્તામર અને નમિઊણ ઉપરાંત કોઈ કાવ્યો રચ્યાં છે ?

(૧૩) कल्याणधाम થી શરૂ થતું ભોજ્યાદિ નામ ગર્ભિત શ્રી મહાવીર-સ્તોત્ર શ્રી માનતુંગની કૃતિ છે એમ તેના અંતિમ પદ્ય ઉપરથી જોઈ શકાય છે તો આ માનતુંગ સૂરિજી તે કોણ ? વળી भक्तिभर अमर થી પ્રારંભ થતા પંચ પરમેષ્ઠિ સ્તોત્રના કર્તાનું નામ પણ માનતુંગ છે તો તે ક્યા હશે વારૂ ?

(૧૪) વિ. સં. ૧૯૭૪ ના જૈન ધર્મ પ્રકાશ પુ. ૩૪ અં. ૬ )માં જેમ કલ્યાણ મંદિર અને ભક્તામરની સન્તુલના રૂપ લેખ નજરે પડે છે, તેવો કોઇ લેખ આ પૂર્વે કે પછી કોઇ સ્થળે પ્રકટ થયો છે ? અને તેમ હોય તો તેમાં ખાસ ધ્યાન ખેંચે એવી કોઇ હકીકત છે ?

(૧૫) ઉપર્યુક્ત લેખમાં તેના યોજક રા. રા. પરમાનંદ કુંવરજી કાપડીયા બી. એ. એલ. એલ. બી. જેવી છે. આ સૂચનને દાખલા દલીલથી પુષ્ટ કરવા તેના યોજક મહાશય કે અન્ય કોઇ વિદ્વાન્ કૃપા કરશે કે જેથી એની વાસ્તવિકતા સ્વીકારવામાં કોઇને ખંચાવું નહિ પડે ?

અંતમાં એટલું નિવેદન કરવું બાકી રહે છે કે સ્તુતિ-સ્તોત્રોનું પર્યાલોચન' એ શીર્ષક દ્વારા મેં સૌથી પ્રથમ ભક્તામર અને કલ્યાણ મંદિર એ સ્તોત્ર-યુગલને અંગે કેમ પ્રશ્નો ઉપસ્થિત કર્યા ? આનું કારણ એ છે કે આ સ્તોત્ર-યુગલને કાવ્યમાલાના સપ્તમ ગુચ્છકમાં આદ્ય સ્થાન આપવામાં આવ્યું છે. વળી ડૉ. યકોબીએ પણ ( હું ભૂલતો નહિ હોઉં તો ) આ બે સ્તોત્રોનોજ પ્રથમ (જર્મન) અનુવાદ કર્યો હતો. આ ઉપરાંત અન્યાન્ય ગ્રન્થો પૈકી આ સ્તોત્ર-યુગલની ભૂમિકામાં હું અત્રે દર્શાવેલા કેટલાક મુદ્દાઓ ચર્ચી રહ્યો છું, કેમકે તેની થોડી કે ઘણી અસ્પષ્ટ કે સ્પષ્ટ ઝાંખી મને કેટલાક વખતથી થયેલી છે. આ ઝાંખીઓ પૈકી કેટલીક તો ગર્ભમાં છે, તે જન્મ લેતાં વખત લેશે. પરંતુ દરેક ગવેષકને માટે તેમાં અવકાશ છે, તેથી અત્ર તેને અંગે ઉદ્‌ભવતા પ્રશ્નો મેં ઉપસ્થિત કર્યા છે. આ પ્રત્યેકને અંગે મારા સપ્રમાણ વિચારો બંધાયા છે, પરંતુ તે પૂરેપૂરા પક્વ બને તેટલા માટે વિશેષ પ્રમાણો અને વ્યાસંગની

No. 1732. 3rd. May 1927.

To,

K. B. MARZBAN Esq. B. A.

Chairman, School Leaving Examination Board,

University of Bombay. BOMBAY.

Sir,

With reference to the letter of your Board No. 596 dated 20th April 1927, we the undersigned beg to bring to your notice the strong objections of the Jain Community all over India and in particular Gujerat to a book like "Gujerat-no-Nath" by Mr. K. M. Munshi being prescribed as a text book for study at any of the University Examinations. The lower the examination and by consequence the younger the age of the candidates studying for it, the force of our objections to the book is obviously all the greater.

You will realize our objections to the said book and other similar book of Mr. Munshi from a copy of the report prepared by the Sub-committee appointed on 29-8-26 by the Standing Committee of our Conference. A printed copy of the said report is herewith enclosed and marked A.

We may mention here that Mr. M. G. Kapadia who has made a dissenting minute to the said report has changed his view and has sent his explanation to Jain Dharma Prakash in Chaitra Issue wherein he states that the writings of Mr. Munshi are such as to offend Jain feelings.

Without going into the details as regards other books of Mr. Munshi referred to in the report of our Sub-Committee, we will specially invite the attention of your Board to our objections as regards " Gujerat-no-nath ". The author has therein depicted Udayan who is well known in the history of Gujarat as a Jain Minister of great calibre and political insight so low and wicked as to get the houses of Mohomedans burnt and killing Mussalmans and that a particular surviving Mussalman victim by name Khatib is made to reach Jaisingh's Durbar where justice is meted out to him and his community. Prof. N. B. Divetia in his prefece to the said book as also the author's note on page 78 leads one to believe that the author was not drawing, on his own imagination for such acts of cruelty on the part of the Jains but had relied on a book called Jame-ul-Hikayat for drawing materials. On reference to the said book we find that the writer of the said book has depicted that the fireworshippers a term which is never applied

to Jains burnt down the houses etc, belonging to the Mussalmans. The author as well as Prof. N. B. Divetia do not explain anywhere what led the learned author to twist the facts set out in the orignal and substitute Jains as the perpetrators of the cruelties rather than the fireworshippers. Hereto annexed and market "B" is a copy of the translation of Jame-ul-Hikayet.

The learned author furthermore depicts the said Jain minister Udayan to be running after and harassing a Brahmin girl a creature of his own fancy and has thereby tried his best to lower the character of Udayan for which history gives no record. Mr. Munshi has described his novels as historical novels. We annex an extract marked "C" from the critical and learned introduction to the book Mayanalladevi or "Gujerat-ni-mata" by Mr. N. V. Thakkur to show how misleading this description is. This extract will further show in what estimate Mr. Munshi's novels are held *amongst the literary class.*

We may mention that as soon as it was known that an attempt was made to introduce Mr. Munshi's novels in the University curriculum, we carried on *correspondence with the University Registrar.* We regret that our attention was not drawn by the Registrar that we should separately address your Board in the matter; otherwise we would have pointed out our objections to the Board before the said book was prescribed. On coming to know from the Secretary of your Board that the first 200 pages of "Gujerat-no-Nath" have been prescribed for the S. L. Examination 1928, we have requested the secretary of your Board to place the correspondence carried on by us with him as Registrar of the Bombay University before your Board. Hereto annexed and marked "D" is a copy of our letter dated 29th April 1927 addressed to the Secretary S. L. Examination Board.

From the correspondence passed between us and the Registrar you will see that we wrote to the Registrar of the Bombay University as far back as 7th March 1927 with a request to him to place our objections before the proper authorities. You will please further note that the Board sanctioned Mr. Munshi's book on 20th March 1927, after our objection as sent to the Registrar of the Bombay University.

The feeling of the Jain Community are very strong all over India and resolutions have been passed *in public meetings not only in Bombay but in* other towns and cities such as Ahmedbad, Surat, Bhavnagar, Cambay, Dhulia, Songadh Ambala etc; and reports thereof have appeared in ernacular papers in Bombay.

We have no intention of encroaching upon the right of the Board to prescribe such books as they select, but we feel that gross injustice has been done to the Jains in prescribing a book which wound their feelings inspite of their protests in public-meetings held in various cities and towns and of which protes to the Registrar of the Bombay University was informed.

We are sure the Board or the Sub-Committee would not have prescribed "Gujrat-no-Nath" for S. L. examination if the strong objections of our community had been placed before the Board.

We have ventured, Sir, to address this letter to you as president and to the Members of the Board through you because we feel certain that the Board, taking into consideration that among the different communities residing in India, the Jains stand second to Parsis in education, that the Jains have contributed richly towards art and literature not only of the province of Gujarat but all other provinces of India, that the Jains are well known for their charities and their donations need not be mentioned in details, the Clock Tower of the Bombay University being a donation of the Great Jain philanthrophist Sheth Premchand Raichand will not, by keeping the said book as text book, disregard the feelings of the whole of the Jain community in this matter.

Our objections to the said book being prescribed as a text book for any examination are not merely based on sentiment but on reason also. We do not know what ideal the Board wants to place before the students by prescribing a book which as shown above has distorted historical facts–a book which will give false notions about the history of Gujrat to students a book which depicts hatred of one class against another and does not contain any great principle of morality which may impress and benefit the students.

As the Board must be well aware there is no dearth of suitable books in Gujrati literature which can be prescribed as a text without the slightest objections from any individual or any community.

We trust that the Board, will in the light of what is stated above, reconsider the matter and substitute some other suitable book instead of "Gujrat-no-Nath" the book prescribed as a prose text for 1928.

We earnestly request you, Sir, to place this letter before the Board at a very early date for being favourable considered.

Soliciting an early reply.

We have etc.

(*Sd.*) **M. J. MEHTA**

(*Sd.*) **MOHANLAL B. JHAVERY.**

Resident General Secretaries.

ANNEXTURE B

# History of India by its own Historians. Vol. 2

JAME-UL-HIKAYAT. *( Translation by Elliot.)*

## RAI JAI SING OF NAHRWALA.

( I. VI. 2. )

Muhammad Ufi, the compiler of this work, observes that he never heard a story to be compared with this. He had once been in Kambayat (Cambay), a city situated on the seashore, in which a number of Sunnis, who were religious, faithful and charitable, resided. In this city, which belonged to the Chiefs of Gujarat and Nahrwala, was a body of fireworshippers as well as the congregation of Musulmans. In the reign of a king named Jaising, there was a mosque, and a minaret from which the summons to prayer was cried. The Fire-worshippers instigated the infidels to attack the Musalmans, and the minerat was destroyed, the mosque burnt, and eighty Musulmans were killed.

A certain Muhammadan, a Khatib, or reader of the khutba, by name Khatib Ali, escaped, and fled to Nahrwala. None of the courtiers of the Rai paid any attention to him, or rendered him any assistance, each one being desirious to screen those of his own peruasion. At last, having learnt that the Rai was going out to hunt, Khatib Ali set down behind a tree in the forest and waited the Rai's coming. When the Rai had reached the spot, Khatibali stood up, and implored him to stop the elephant and listen to his complaint. He then placed in his hands a Kasida, which he had composed in Hindi verse, stating the whole case. The Rai having heard the complaint, placed Khatib Ali under charge of a servant, ordering him to take the greatest care of him, and to produce him in Court when required to do so. The Rai then returned and having called his minister, made over temporary charge of the Government to him, stating that he intended to seclude for three days from public business in his harem, during which seclusion he desired to be left unmolested. That night Rai Jaising, having mounted a dromedary, started from Nahrwala for Kambayat, and accomplished the distance, forty parasangs, in one night and one day. Having disguised himself by putting on a tradesman's dress, he entered the city, and stayed a short time in different places in the market place, making enquiries as to the truth of Khatib Ali's complaint. He then learnt that the Mohamadans were oppressed and slain without any grounds for such tyranny. Having thus learnt the truth of the case, he filled a vessel with sea water and returned to Nahrwala, which he entered on the third

night from his departure. The next day he held a Court, and summoning all complaints he directed Khatib to relate his grievance. When he had stated his case, a body of the infidels wished to intimidate him and falsify his statement. On this the Rai ordered his water carrier to give the water-pot to them that they might drink from it. Each one tasting found that the vessel contained sea water, and could not drink it. The Rai then told them that he had failed unable to put implicit confidence in any one. because a difference of religion was involved in the case; he had himself therefore gone to Kambayat, and having made personal enquiries as to the truth, had learnt that the Muhammadans were the victims of tyranny and oppression. He said that it was his duty to see that all his subjects were *afforded such* protection as would enable them to live in peace. He then gave orders that two leading men from each class of infidels. Brahmans, Fire-Worshippers, and others should be punished. He gave a lac of Balotras " to enable them to rebuild the mosques and minarets. He also granted to Khatib four articles of dress." These are preserved to this day, but are only exposed to view on high festival days. The mosque and minaret was standing until a few years ago. But when the Army of Bala" invades Nahrwala, they were destroyed. Said Sharaf Tamin rebuilt at his own expense, and having erected four towers, made golden cupolas for them. He left this monument of the Faith in the land of Infidels, and it remains to this day.

---

( Tarsa This name is used for Christians and Fire-Worshippers. It would also some times seem to be applied to Bhuddists. )

These Balotras appear to derive their name from Balas.

In persian.

( One Mr. Writes this name "Balwa" another "Malu"-Malwa)

——:o:——

## ANNEXTURE. C

## રા. શ્રીયુત નારાયણજી વિસનજી ઠક્કુરકૃત.

### "મયણલ્લાદેવી-ગુજરાતની માતા"ની પ્રસ્તાવનામાંથી.

શ્રી વીરક્ષેત્ર-વડોદરામાં પ્રગટ થતા " સાહિત્ય " નામક માસિક પત્રના વર્તમાન વર્ષ ઇ. સ. ૧૯૨૪ ના જાન્યુઆરી માસના પ્રથમ અંકમાં પ્રકાશિત કરાયલાં " પાટણની પ્રભુતા," એની મેં. કુમાની નવલકથાઓ સાથે સરખામણી ". શીર્ષક તુલનાત્મક અભ્યાસના પરિણામરૂપ તથા નિષ્પક્ષપાત લેખમાં તે લેખના લેખક રા. રામચંદ્ર શુક્લે પોતાના એ લેખને લખવાના કારણને દર્શાવતાં "સાંપ્રત કાળના સાહિત્ય ક્ષેત્ર" માં નાનાવિધ બીજોનું નિક્ષેપણ થવા લાગ્યું છે; અને નૂતન ફણગાઓ ફુટવા માંડ્યા છે. " પ્રજાબંધુ " ના " દીપ " વિશેષાંકમાં રા. નારાયણ ઠક્કુરે એક નવી વસ્તુનું આલેખન કરી આ ક્ષેત્રમાં ખળભળાટ જગાવ્યો છે. આધુનિક નવલકથાકારોમાં ઉચ્ચ ગણાતા રા. કનૈયાલાલ મુનશીની " પાટણની પ્રભુતા," " ગુજરાતનો

નાથ," અને "વેરની વસુલાત," નામક નવલકથાઓ વિશ્વવિખ્યાત ફ્રેન્ચ લેખક મોં. ડુમાની "થ્રી મસ્કેટીયસ્," "ટવેન્ટી ઇયર્સ આફ્ટર" અને 'મોન્ટેક્રિસ્ટો" ઉપરથી અનુકરણ રૂપે લખાએલી છે એમ તેમણે વ્યકત કર્યું છે. પ્રસ્તુત લેખમાં રા. મુનશીની "પાટણની પ્રભુતા" નામક નવલકથા મૌલિક નથી. કિન્તુ મોં. ડુમાની "થ્રી મસ્કેટીયર્સ્" અને ટવેન્ટી ઇયર્સ્ આફ્ટરના આધારે લખાયલી છે એમ પુરવાર કરવાનો મારો વિચાર છે. રા. ઠકકુરે "પાટણની પ્રભુતા" એ માત્ર "થ્રી મસ્કેટીયર્સ" નું અનુકરણ છે એમ ઉલ્લેખ કરેલો છે; પરંતુ તે ન સ્વીકારતાં મને જે ઉપરોકત પુસ્તકોમાં સામ્યપણું દૃષ્ટિગોચર થયું છે તે હું બતાવીશ." આ પ્રમાણેનો લઘુ પ્રસ્તાવ કર્યો છે અને ત્યાર પછી "પાટણની પ્રભુતા"ની "થ્રી મસ્કેટીસ" તથા "ટવેન્ટી ઇયર્સ આફ્ટર" સાથે અત્યંત વિચાર તથા વિવેકપૂર્વક તુલના કરીને તેઓ આવા નિશ્ચય પર આવ્યા છે કેઃ—

"આ ઉપરથી આપણે જોઇશું કે મીનળનું પાત્ર ઘડવામાં એનના પાત્રનો ઉપયોગ કરવામાં આવ્યો છે. મુંજાલના પાત્રમાં બકીંગહેમની છાયા લેવામાં આવી છે. મુંજાલમાં જે પ્રેમ છે, જે રાણી સાથે તેનો સંબંધ છે. તે બકીંગહેમના એન સાથેના સંબંધના ઉપરથી લખાયલું છે. મુંજાલનું ચંદ્રપુર જવું, ત્યાં મીનળ સાથે સંબંધ, મીનળનું મુંજાલ માટે પાટણ આવવું, બન્ને વચ્ચેનો પ્રેમ ઇતિહાસમાં કયાંય દ્રષ્ટિગોચર થતાં નથી. ઇતિહાસમાં તો માત્ર કર્ણદેવ એક ચિત્રકારે લાવેલી મીનળની પ્રતિકૃતિ જોઈ તેના પ્યારમાં પડે છે, મીનળ પાટણ આવી પરણે છે, સ્યામવર્ણી હોવાથી અણમાનીતી થાય છે, અને મુંજાલની મદદથી પોતાનું સ્થાન પ્રાપ્ત કરે છે, એવું આલેખવામાં આવ્યું છે. શ્રીયુત મુનશીએ પોતાના પાત્રોમાં ઐતિહાસિક ઘટનાઓને ચરતી મૂકી, આ આધારભૂત થયેલા પુસ્તકનોજ ઇતિહાસ ગુજરાતના ઇતિહાસ તરીકે પલટાવી દીધો છે. 'પાટણની પ્રભુતા'માં મુંજાલ અને મીનળનો પ્રેમ વાર્તાનું મધ્યબિન્દુ છે. કિન્તુ કર્ણદેવનું માત્ર ચિત્ર જોઈ તેની પાછળ મુગ્ધ થનાર બાળા મુંજાલ સાથે પ્રેમ કયાંથી રાખે? રા. મુનશીએ આ પ્રમાણે ફ્રેન્ચ ઇતિહાસની કાયા પલટાવી આપણા ઇતિહાસમાં તેને આણ્યો છે, અને તેથી મીનળદેવી જેવી સતી સાધ્વી પતિપરાયણ અને પ્રાતઃસ્મરણીય રાણીને વળી ક્રૂર વ્યભિચારિણી જેવી ચીતરી ઇતિહાસનું ખૂન કર્યું છે. મીનળનું પાત્ર બનાવવા એન અને મીલાડીનાં પાત્રોનું સંમિશ્રણ કરવામાં આવ્યું છે. મીનળની ક્રૂરતા, કીનો લેવાની દાનત, ભયંકર કામ કરવાની હિંમત, સર્વ મીલાડી ઉપરથી લેવામાં આવેલાં છે. મુંજાલના પાત્રમાં બકીંગહેમનો અંશ લેવામાં આવ્યો છે, છતાં મુખ્યત્વે કરી તે પાત્ર રીશેલ્યુ અને મેઝેરીનનું મિશ્રણ થઈ બનેલું છે એમ નિર્વિવાદ મનાય છે.

"આપણે હવે એક નવી વસ્તુ હાથમાં લઈશું. શ્રીયુત મુનશી અને અન્યજનો એમ જણાવે છે કે મીનળનો મુંજાલ સાથે માત્ર હૃદય-પ્રેમ હતો; તેમનો દૈહિક સંબંધ નહતો. "હૃદયનો પુનર્જન્મ" નામક પ્રકરણમાં રા. મુનશી લખે છે. "કર્ણદેવ! પ્રભુ! સ્વામી!" તે મનમાં બોલી; તે પાસે પડેલા બીજા ટોલીઆ તરફ ફરી, અને જયદેવનું મોઢું જેયું; તેની રેખાએ રેખા તપાસી; તે મોઢામાં, તે રેખામાં કાંઇ અપરિચિતતા કાંઇ કઢંગાપણું દેખાયું. આ શબ્દોનો અર્થ વિચિત્ર લાગે છે. મીનળે કર્ણદેવને સંભાર્યો, અને જયદેવ સામું જેયું, તો તેનામાં અપરિચિતતા દેખાઇ આનો અર્થ શો? વસ્તુતઃ તેનો ભાવાર્થ એમ થાય છે કે જયદેવ શ્રીયુત મુનશીના મતાનુસાર કર્ણદેવનો ઔરસ પુત્ર નહતો, અને તેથી મીનળ વ્યભિચારિણી હતી એમ સાબીત કરે છે. 'હૃદય અને હૃદયનાથ' પ્રકરણમાં મુનશી મહાશય લખે છેઃ—"મેં તને કહ્યું, કે ક્ષુદ્ર વાસના ત્યાગી આપણે ગુજરાતના સ્તંભ થઇ રહેવું જોઇએ." ક્ષુદ્ર વાસના એટલે હૃદયલગ્ન નહીં, પ્રેમલગ્ન નહીં, પણ વિષયસુખાનુભવ. આ શબ્દ એમ સૂચન કરે છે કે ચન્દ્રપુરમાં મુંજાલ પાછળ ગાંડી બનનાર મીનળનો તેની સાથે દૈહિક સંબંધ હશે. આ દિવસો યાદ આવવાથી મુંજાલનો જીવ રહેંસાય છે. "મુંજાલ! પરણીને તરત સંકેત સાચવવા હું રાજગઢ ઉતરી તે યાદ છે? તે પળ યાદ આવતાં હું બદલાઇ જાઉં છું તે વખતે તેં શું કર્યું?" આ સાંભળી મુંજાલના ધૈર્યનો અંત આવે છે. પછી

મીનળ કહે છે. "એક પળ, તે રાતે મુંજાલ હતો તેવો થઇને રહે. શું મુંજાલ ! ઓ મુંજાલ !" કહી રાણી પાસે આવી અને મુંજાલના હાથ પકડવા ગઇ. તે એકદમ પાછો હઠી ગયો. રાણીની ફાટેલી આંખોએ અને જ્વલંત મુખ ઉપર જે અગ્નિ દેખાતો હતો, તેણે તેને પણ બાળવા માંડ્યો." આ વાક્યોનો શો માર્મિક અર્થ છે તે સહજ સમજાય તેમ છે. શ્રીયુત મુનશી આ જગ્યાએ ચોખ્ખે ચોખ્ખું હૃદયલગ્નને કોરે મૂકી, દૈહિક લગ્નની તૈયારીઓ કરાવે છે. બન્ને કામથી ઉત્તમ છે. પણ મુંજાલ છેવટે રાણીને, કચડી, પટકી, ન્હાસી જાય છે. આ ઉપરથી 'તે રાતે હતો તેવો થઇને રહે'નો અર્થ 'તે વખતે તેં શું કર્યું'......' એ શું સુચવે છે ? માત્ર એટલુંજ સુચવે છે કે જે દૈહિક સંબંધ અહીંયા અધુરો રહયો તે તે રાત્રે અમલમાં મૂકાયેલો. આથી આપણે જોઇએ છીએ કે રા. મુનશીએ મીનળ અને મુંજાલનો દૈહિક સંબંધ પણ જણાવેલો છે. શ્રીયુત મુનશી ઉપર તો પળે પળે તેમનો શુદ્ધ પ્રેમ હતો અને હૃદયલગ્ન હતાં એમ લખ્યા કરે છે, પણ મને લાગે છે કે તેમના ધ્યાન બહાર આ દૈહિક સંબંધ આલેખવામાં આવ્યો હશે. રા. મુનશીએ આ પ્રમાણે સ્વેચ્છાનુસાર ગમે તે ઘસડી કાઢી કલ્પનાના ઘોડા દોડાવી ગુજરાતના ઇતિહાસને કલંકિત કર્યો છે. આ ઐતિહાસિક ઘટનાઓના ખૂન વિષે દરેકજણ શ્રીયુત મુનશીની વિરૂદ્ધ પડ્યું છે, છતાં કલાવિધાન અને આવા લેખકોએ આવું કર્યું હતું એવા વાંધા ઉઠાવી રા. મુનશીનું કહેવું પ્રતિપાદન કરનારા, સત્યની હત્યામાં સદાચાર ગણનારા કેટલાક ભાઇઓ છે, જે ઘણે ભાગે મુનશીના પ્રશંસકોજ છે. આ વિષય ઉપર વિવેચન આગળ કરવામાં આવશે."

"રા. મુનશીની 'પાટણની પ્રભુતા' એ એક મૌલિક કૃતિ નથી, એમ વાંચકવર્ગ આથી સારી રીતે સમજી શકશે. ઇત્યલમ્."

મેં રા. કનૈયાલાલ મુનશીની ઐતિહાસિક નવલકથાઓનાં સંબંધમાં જે આક્ષેપ 'પ્રજાબંધુ'ના રૌપ્ય મહોત્સવના વિશેષ અંકમાં કર્યો હતો તે આક્ષેપ રા. રામચંદ્ર શુકલના આ તુલનાત્મક લેખથી અક્ષરશઃ સિદ્ધ થઈ ગયો છે અને वादे वादे जायते तत्त्वबोधः એ નિયમ અનુસાર રા. કનૈયાલાલ મુનશીની ઐતિહાસિક નવલકથાઓના સંબંધમાં ગત વર્ષથી આરંભાયલી સાધક તથા બાધક ચર્ચાના પરિણામે જે સત્ય હતું તે પ્રકાશમાં આવી ગયું છે. એટલે હવે કોઇપણ વિચારશીલ મનુષ્યથી રા. કનૈયાલાલ મુનશીની 'પાટણની પ્રભુતા' તથા 'ગુજરાતનો નાથ' આદિ નવલકથાઓને ગુજરાતના ગૌરવને વધારનારી ઐતિહાસિક નવલકથાઓ તરીકે ઓળખાવવાની ધૃષ્ટતા કરી શકાય તેમ છેજ નહિ અને જો કોઇ મનુષ્ય એવી ધૃષ્ટતા કરશે તો તેનું કથન પક્ષપાતના પરિણામ કિંવા પાગલના પ્રલાપની કોટિનુંજ મનાશે એ સર્વથા નિર્વિવાદ છે.

હવે ઐતિહાસિક નવલકથાઓ શા કારણથી લખવામાં આવે છે એ વિષયનો આપણે કિંચિદ્ વિચાર કરીશું. ઇતિહાસનો વિષય અત્યંત ગંભીર તથા ગહન હોવાથી સંસારના અન્ય વ્યવસાયોમાં સંલગ્ન થયેલા સર્વસાધારણ મનુષ્યોથી ઇતિહાસનો અભ્યાસ કરી શકાતો નથી, અને તેથી કોઇપણ દેશના માનવ સમાજની ભાવિ ઉન્નતિ માટે તેના પોતાના દેશનું, તેની પોતાની જન્મભૂમિનું જે ઐતિહાસિક જ્ઞાન અત્યંત આવશ્યકીય મનાય છે તે ઐતિહાસિક જ્ઞાનથી સર્વસાધારણ જનસમાજ સર્વથા વંચિત રહી જાય છે. ભૂતકાળનો ઇતિહાસ ભાવિ ઉત્કર્ષના માર્ગનો સૂચક હોવાથી સર્વસાધારણ જનસમાજ પોતાની જન્મભૂમિના ભૂતકાલિક ઇતિહાસના જ્ઞાનને કોઇપણ પ્રકારના વિશેષ બૌદ્ધિક પરિશ્રમ તથા ગહન અભ્યાસ વિના સહજે મેળવી શકે એટલા માટે વિચારશીલ તથા વિદ્વાન પુરુષોએ ઇતિહાસને ઐતિહાસિક નવલકથાના મનોરંજક સ્વરૂપમાં સર્વસાધારણ માનવસમાજ સમક્ષ રજૂ કરવાના અને ઐતિહાસિક નવલકથાઓ દ્વારા સર્વસાધારણ માનવ સમાજમાં ઐતિહાસિક જ્ઞાનને પ્રસારવાના સરલ માર્ગને શોધી કાઢ્યો છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી. આવી રીતે સર્વ સામાન્ય જનસમુદાયમાં ઐતિહાસિક જ્ઞાનનો મનોરંજકતાપૂર્વક પ્રસાર કરવો એજ ઐતિહાસિક નવલકથાનો એક માત્ર પ્રધાન ઉદ્દેશ હોવાથી ઐતિહાસિક

નવલકથાની રચનામાં કલ્પના તથા કલાનું મિશ્રણ દાળમાં મીઠાના અથવા દુધપાકમાં શર્કરાના મિશ્રણ જેટલુંજ થવું જોઇએ. કે જેથી દાળ તથા દુધપાકની મૌલિક સ્વાદિષ્ટતા પ્રમાણે ઇતિહાસની મૌલિક વાસ્તવિકતા રક્ષાયલી રહે, અને તેમાં વિપરીતતા કિંવા વિકૃતિનો આવિર્ભાવ ન થવા પામે; કારણ કે, જો ઐતિહાસિક નવલકથામાં પણ નવલકથાકાર પોતાની યથેચ્છ કલ્પનાઓના નિરંકુશ અશ્વોને ગમે તેમ દોડાવવાની ધૃષ્ટતા કરતો રહે અને કલાના નામથી ઐતિહાસિકતાને પોતાની ઇચ્છા અનુસાર ભ્રષ્ટ તથા વિકૃત કરતો રહેતો તેથી ઐતિહાસિક નવલકથાનો જે વાસ્તવિક ઉદ્દેશ છે તે વાસ્તવિક ઉદ્દેશનો સર્વથા લોપ થઈ જાય છે, અને એવી કલ્પનાપ્રધાન ઐતિહાસિક નવલકથાઓ જનસમાજમાં દેશના વાસ્તવિક ઇતિહાસને બદલે ઇતિહાસની ભ્રષ્ટતાનેજ પ્રસારતી રહે છે, અને દેશના ઇતિહાસનાં ભૂતકાલિક ગૌરવને નષ્ટ કરી ભાવ ઉત્કર્ષને પણ અટકાવતી રહે છે. ઇતિહાસની ભ્રષ્ટતા કિંવા વિકૃતિ એ શબ્દોથી મારો જે અર્થને દર્શાવવાનો આશય છે તે અર્થ એ છે કે ઇતિહાસમાં જે વ્યક્તિનું ચારિત્ર્ય અધમ આલેખાયેલું હોય તે વ્યક્તિના ચારિત્ર્યને ઐતિહાસિક નવલકથામાં આદર્શ કિંવા ઉત્તમ આલેખવાનો પ્રયત્ન કરવો એ જેવી રીતે ઇતિહાસની ભ્રષ્ટતા છે તેવીજ રીતે ઇતિહાસમાં જે વ્યક્તિનું ચારિત્ર્ય આદર્શ કિંવા ઉત્તમ આલેખાયેલું હોય તે વ્યક્તિના ચારિત્ર્યને કલા અથવા એવાજ અન્ય કોઇ પંચુ નિમિત્તથી બુદ્ધિપૂર્વક નીચ, હીન તથા અધમ આલેખવાની ચેષ્ટા કરવી તે પણ ઇતિહાસની ભયંકર ભ્રષ્ટતાજ છે. અને ઇતિહાસની એ ભયંકર ભ્રષ્ટતા રા. કનૈયાલાલ મુનશીની ઐતિહાસિક નવલકથાઓમાં ભયંકર સ્વરૂપમાં આપણા જોવામાં આવી શકે છે. કારણ કે, ગુજરાતના સ્વામી તથા પાટણના પ્રભુ કર્ણ સોલંકીની જે સતી સાધ્વી ધર્મપત્નિ અને ગુજરાતનો નાથ સિદ્ધરાજ જયસિંહની માતા મહારાણી મયણલ્લાદેવી ચારિત્ર્યમાં અલ્પસ્વલ્પ કલંકને દર્શાવનારૂં એક પણ પ્રમાણ ગુજરાતના મીનળદેવી ઇતિહાસની ઉપલબ્ધ સામગ્રીમાં ક્યાંય પણ દૃષ્ટિગોચર નથી થતું. માત્ર એટલુંજ નહિ, પણ જેની નિષ્કલંકિતા, પવિત્રતા, પતિપરાયણતા તથા અલૌકિક પ્રજાવત્સલતાને દર્શાવનારાં પ્રમાણો ગુજરાતના ઇતિહાસ ગ્રંથોમાં જ્યાં દૃષ્ટિપાત કરીએ ત્યાં વિસ્તરેલાં જોવામાં આવે છે, તે પ્રાતઃસ્મરણીયા ગુજરાતની માતા, આપણ સર્વ ગુજરાતીઓની માતા મહારાણી મયણલ્લાદેવી–મીનળદેવીના નિષ્કલંક ચારિત્ર્યને રા. કનૈયાલાલ મુનશીએ 'પાટણની પ્રભુતા' નામક પોતાની લખેલી ઐતિહાસિક નવલકથામાં એક કુશળ વ્યભિચારિણી વનિતાના ચારિત્ર્ય પ્રમાણે આલેખવાની સ્નેહલગ્ન કિંવા હૃદયલગ્ન તથા કલાના નિમિત્તથી ચેષ્ટા કરી છે, અને તેમની એ ચેષ્ટા સર્વથા વિઘાતક તથા ઘૃણાજનક છે, એ વાર્તા વાદવિવાદના પરિણામે ઉપર જણાવ્યા પ્રમાણે જોકે નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂકી છે; તથાપિ આવી ઐતિહાસિક નવલકથાઓ દ્વારા જનસમાજમાં જે ઇતિહાસ ભ્રષ્ટતાનો પ્રચાર થએલો હોય તે ઇતિહાસભ્રષ્ટતાના નિવારણ માટે અને સર્વ સાધારણ જનસમાજમાં ઇતિહાસની વાસ્તવિકતાને પ્રચારવા માટે જે ઐતિહાસિક નવલકથાઓમાં ઇતિહાસની વાસ્તવિકતાનું સંપૂર્ણ રક્ષણ કરાયલું હોય અને ઇતિહાસની વાસ્તવિકતાને મનોરંજક સ્વરૂપમાં સિદ્ધ કરવા પુરતુંજ જેમાં કલ્પનાનું કલાવિધાનયુક્ત મિશ્રણ કરાયલું હોય તેવી શુદ્ધ ઐતિહાસિક નવલકથાઓના લેખન તથા પ્રકાશની અત્યારના સમયમાં આપણાં ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમાં અનિવાર્ય આવશ્યકતા હોવાથી 'પાટણની પ્રભુતા'ની પ્રતિવાદરૂપિણી પ્રસ્તુત 'મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા' નામક ઐહિાસિક નવલકથા લખવામાં આવી છે અને જેને ગુજરાતની પ્રજા મીનળદેવી નામથી ઓળખે છે, પરંતુ કર્ણાટકવાસિની હોવાથી જેનું વાસ્તવિક નામ મયણલ્લદેવી અથવા મયણલ્લાદેવી છે તે મહારાણી મયણલ્લાદેવીના આદર્શ જીવન ચરિત્રને અથ થી ઇતિ પર્યંત પ્રકાશ કરી શકાય એટલા માટે પ્રસ્તુત નવલકથામાં મયણલ્લાદેવીનાં કર્ણ સોલંકી સાથેના લગ્નનો પ્રસ્તાવ થયો ત્યારથી આરંભીને કર્ણાવતીમાં થયેલા કર્ણ સોલંકીના મૃત્યુની ઘટના પર્યન્તનો એટલે કે સંવત ૧૧૩૮ થી સંવત ૧૧૫૨ સુધીનો ૧૫ વર્ષનો સમય લેવામાં આવ્યો છે અને જો જીવન અવિચળ રહેશે તો સિદ્ધરાજ જયસિંહદેવની કાર્યકીર્તિની એક અન્ય ઐતિહાસિક નવલકથા પ્રસ્તુત નવલકથામાંના કેટલાંક પ્રધાન પાત્રોને આગળ લંબાવીને લખવાનો મારો મનોભાવ છે. પરંતુ મારી એ મનોરથ સિદ્ધિનો આધાર પરમાત્માની ઇચ્છાપર રહેલો હોવાથી અત્યારે હું વિશેષ કાંઈ પણ લખી શકતો નથી.

## ANNEXTURE. D

No. 1698. 29th April 1927.

To,

FARDUNJI M. DASTUR, Esq.

Secretary, School Leaving Examination Board,

University of Bombay. BOMBAY.

Dear Sir,

With reference to your letter dated 20th April 1927 bearing No. 596 of 1927 receipt whereof has been acknowledged by us on 26th April 1927, we beg to inquire of you whether you had placed before the members of the S. L. Examination Board or the Sub-Committee referred to in your letter under reply, the correspondence which passed between you as the Registrar of the Bombay University and us re-Mr. Munshi's books or whether you informed the members of the said Board or its sub-committee about the feeling of our Community against prescribing any of Mr. Munshi's books viz Patan-ni-Prabhuta, Gujarat-no-Nath, Raja Dhiraj, and Gujarat-na-Jyotirdharo, as a text book.

1 If you have not drawn the attention of the Board and the Sub-committee, we shall thank you to place before the same the correspondence which passed between us and you as Registrar of the Bombay University, the report of the committee appointed by us re- Mr. Munshi's books, and the resolution passed at the public meeting of the Jains in Bombay.

2 Similar resolutions were passed by Jains residing in other places, such as Ahmedabad, Surat, Bhavnagar, Cambay, Pattan, Dhulia, Songadh Etc, and reports thereof have appeared in most of the vernacular papers of Bombay.

3 We encolse herewith copy correspondence, copy report, and the copy resolution for placing the same before the Board of the S. L. Examination and the Sub-Committee.

4 We wish you had informed us in time whilst we carried on correspondence, with you in this matter that a proposal was before the Board or its Sub-committee for prescribing books of Mr. Munshi for School Leaving Examination of 1928. In that event, we would have carried on correspondence with the Board or the sub-committee informing of the feelings of our community in this matter and would have furnished to them

copy report of our committee and copy resolution passed at the public meeting of the Jains in various cities and towns.

5 We trust you will place this letter and the papers sent herewith before S. L. Examination Board or the sub-committee and request them to review their decision and set aside the order prescribing 200 two hundred pages of Gujarat-no-Nath for the S. L. Examination.

6 We shall hereafter, if required, submit in details our reasons to the Board or the sub-committee for not prescribing Gujarat-no-Nath for the S. L. Examination.

Trusting that you will do the needful in the matter and inform us of the result and soliciting an early reply.

We have the honour to be,

Sir,

Your most obedient servants,

(*Sd.*) M. J. MEHTA.

( „ ) MOHANLAL B. JHAVERY.

Resident General Secretaries.

---

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ તરફથી

# શેઠ ફકીરચંદ પ્રેમચંદ સ્કૉલરશીપ

## (પ્રાઈઝ) દરેક રૂા. ૪૦) નું.

છેલ્લી મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં ફત્તેહમંદ નીવડેલા વિદ્યાર્થીઓ માટે.

મર્હુમ શેઠ ફકીરચંદ પ્રેમચંદના નામથી સોંપવામાં આવેલા ફંડમાંથી કૉન્ફરન્સ ઑફીસ તરફથી એક સ્કૉલરશીપ મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં સંસ્કૃત વિષયમાં સૌથી ઉંચા નંબરે પાસ થનાર જૈનને, તેમજ બીજી સ્કૉલરશીપ સુરતના રહેવાસી અને કુલ્લે સૌથી વધારે માર્ક્સ મેળવનાર જૈનને આપવા માટે નક્કી કરવામાં આવ્યું છે, એ બન્ને સ્કૉલરશીપોનો લાભ લેવા ઇચ્છનાર જૈન શ્વેતાંબર મૂર્ત્તિપૂજક વિદ્યાર્થીઓએ નીચેના શીરનામે તા. ૩૧-૭-૨૭ સુધીમાં અરજ કરવી.

શ્રી ગોડીજીની ચાલ,
૨૦, પાયધુની,
મુંબઈ, ૩.

મકનજી જે. મ્હેતા,
મોહનલાલ ભગવાનદાસ ઝવેરી.
રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ,
શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.

# શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

### પાયધુની–મુંબઈ નં. ૩

---

## શ્રી સુકૃત ભંડાર ફંડ.

શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સની ઉપરોક્ત યોજના તેના આશયો અને પરિણામજન્ય અમલી કાર્યની જૈન સમાજ સમક્ષ ટુંકી પણ રૂપરેખા જાહેર ખબરદ્વારા અગર હેંડબીલદ્વારા રજુ કરવી એ તદ્દન બિન જરૂરીઆતવાળું ગણી શકાય. સબબ આ યોજના જૈન બંધુઓમાં સર્વમાન્ય અને જગજાહેર જ છે. આ યોજના એ સંસ્થાનું અને સમાજનું જીવન છે. જૈન જનતાના ભવિષ્યની રેખા દોરવા હિંમત ધરનાર જો કોઇપણ યોજના હોય તો તે સુકૃત ભંડાર ફંડ એક જ છે કે જ્યાં ગરીબ અને તવંગર વચ્ચે કોઇ જાતનો અંતર રહેતો નથી અને સમાનતા, બંધુત્વ વિગેરે ભાવનાઓ ખીલવી સમાજને સુશિક્ષિત બનાવી હિતકર કાર્યો કરવા આ સંસ્થાને જોશ અને જીવન અર્પે છે. આ ફંડમાં ભરાતાં નાણાંમાંથી ખર્ચ બાદ કરી બાકીનો અડધો ભાગ કેલવણીના કાર્યમાં વપરાય છે, અને બાકીના અડધા સંસ્થાના નિભાવફંડમાં લઇ જવામાં આવે છે કે જે વડે સમસ્ત સમાજને શ્રેયસ્કર કાર્યો કરી શકાય. આપણા સમાજમાં અનેક સ્ત્રી પુરુષો ઉચ્ચ કેળવણીથી વંચિત રહે છે તે બનવા ન પામે અને તેમને કેળવણી લેવામાં અનેક રીતે મદદરૂપ થવા આ સંસ્થા પોતાના પ્રયાસો કરી રહી છે અને તે આ ફંડની વિશાળતા ઉપર જ આધાર રાખે છે. તેથી પ્રત્યેક જૈન બંધુ વરસ દહાડામાં માત્ર ચાર આનાથી સ્વશક્તિ અનુસાર મદદ અર્પી પોતાના અજ્ઞાત બંધુઓનું જીવન કેળવણીદ્વારા સુધારી અગણિત પુણ્ય ઉપાર્જન કરી શકે છે. માટે સર્વે જૈન બંધુઓને આ ફંડમાં સારી રકમ આપવાની વિનંતિ કરવામાં આવે છે. ચાર આના પ્રત્યેક વ્યક્તિએ દરવર્ષે આપવા એ મોટી વાત નથી. અઠવાડીયે એક પાઈ માત્ર આવે છે, પણ જો આખી સમાજ જાગૃત થાય તો તેમાંથી મોટી સંસ્થાઓ નભાવી શકાય એવી સુંદર યોજના છે. "ટીપે ટીપે સરોવર ભરાય" એ ન્યાયે ફંડને જરૂર આપ અપનાવશો અને આપની તરફના પ્રત્યેક નાના મોટા ભાઇઓ, બહેનો એનો લાભ લે, એમાં લાભ આપે એવો પ્રયત્ન કરશો. બીજી કોમો આવી રીતે નાની રકમોમાંથી મોટી સંસ્થાઓ ચલાવે છે તે આપ જાણો છો. તો આપ જરૂર પ્રયત્ન કરશો. આખી કોમની નજરે આપને કૉન્ફરન્સની જરૂરીઆત લાગતી હોય તો આ ખાતાને ફંડથી ભરપૂર કરી દેશો. સુજ્ઞને વિશેષ કહેવાની જરૂર ન જ હોય.

સેવકો,

મકનજી જુઠાભાઈ મહેતા

મોહનલાલ ભગવાનદાસ ઝવેરી.

ઓ. રે. જ. સેક્રેટરીઓ, શ્રી. જૈ. શ્વે. કૉન્ફરન્સ.

## નીચેનાં પુસ્તકો કૉન્ફરન્સ ઑફીસમાંથી વેચાતાં મળશે.

| | |
|---|---|
| શ્રી જૈન ગ્રંથાવલિ | રૂ. ૧—૮—૦ |
| શ્રી જૈન ડીરેકટરી ભા. ૧–૨ સાથે | ૧—૦—૦ |
| ,, ,, ભા. ૧ લો | ૦—૮—૦ |
| શ્રી જૈન શ્વેતાંબર મંદિરાવલિ | ૦–૧૨–૦ |
| પાઇઅલચ્છીનામમાલા પ્રાકૃત કોશ | ૧—૦—૦ |
| જૈન ગૂર્જર કવિઓ | ૫—૦—૦ |

આ માસીક સાથે હેન્ડબીલ વહેંચાવવા તથા જાહેર ખબર માટે પત્રવ્યવહાર નીચેના સીરનામે કરવો. એક અંક માટે જાહેર ખબરનો ભાવ રૂ. ૫–૦–૦ વધુ માટે લખો—

આસીસ્ટન્ટ સેક્રેટરી,

**શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સ.**

૨૦ પાયધુની પોસ્ટ નં. ૩

મુંબઇ.

### વિદ્વાનવર્ગે એકે અવાજે વખાણેલા અને દીર્ઘકાલથી ન મલતાં

## આર્હતમતપ્રભાકરના સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો.

**બાહ્ય સ્વરૂપ**—પુસ્તકઆકાર, ડેમી સાઈઝ, બાલબોધ ટાઇપ, ૫૫ રતલી ગ્લેજ કાગળ.

**સંસ્થાને સક્રિય ઉત્તેજક વ્યક્તિઓ**—વ્યાકરણાચાર્ય વેદાન્તવાગીશ શ્રીધરશાસ્ત્રી પાઠક શાસ્ત્રી એલ્ફિન્સ્ટન કૉલેજ મુંબાઈ, ડૉ. પી. એલ. વૈદ્યશ્રી A. D Litt. પ્રોફેસર સંસ્કૃત પાલી અને અર્ધમાગધી વિલિંગ્ડન કોલેજ સાંગલી, પ્રો. એન્. જી. સુરૂ પ્રોફેસર સંસ્કૃત અને અર્ધમાગધી પુના વિગેરે.

**નવા સુધારાઓ**—પાઠભેદ, વિષય સ્હેલાઈથી સમજવા માટે કઠિણ અને પારિભાષિકાદિ શબ્દો ઉપર સરલ અને વિસ્તૃત સંસ્કૃત ટિપ્પણી અથવા ઇંગ્લિશ નોટ્સ, ઐતિહાસિક દૃષ્ટ્યા દરેકને અત્યુપયોગી સર્વાંગ સુંદર પ્રસ્તાવના ઉપયોગી પરિશિષ્ટો, શબ્દકોશ.

**ગ્રંથોને આશ્રય**—મુંબાઈ, કલકત્તાદિક યુનિવર્સિટીઓ, શ્રીમહાવીર જૈન વિદ્યાલય વિગેરે.

**નજીવું મૂલ્ય**—દરેક ગ્રંથની કિંમત તેના અંગે થયેલા ખર્ચથી એક પાઈ પણ વધારે નજ રાખેલી હોવાથી એતદ્દેશીય તેમજ પરદેશીય ગ્રંથપ્રકાશિની સંસ્થાની દૃષ્ટિએ નહી જેવીજ છે.

**તૈયાર ગ્રંથો**—૧ પ્રમાણ મીમાંસા પૃ. ૧૨૬ કિંમત રૂ. ૧ પોસ્ટેજ શિવાય. ૨ સ્યાદ્વાદમંજરી પૃષ્ઠ ૩૧૨ કિં. રૂ. ૨ પોસ્ટેજ શિવાય.

**તૈયાર થતા ગ્રંથો**—૧ સ્યાદ્વાદ રત્નાકર (લગભગ સંપૂર્ણ), ૨ સચિત્ર તત્ત્વાર્થસૂત્ર સભાષ્ય, ૩ પ્રાકૃત વ્યાકરણ (સિદ્ધહેમનો આઠમો અધ્યાય), ૪ છન્દોનું શાસન, ૫ અનેકાંત જયપતાકા (વૃત્તિ અને ટિપ્પણ સાથે), ૬ ઔપપાતિક ઉવવાઈઅ સૂત્ર (મૂળ ઇંગ્લિશ નોટ્સ સાથે), ૭ સૂત્ર કૃતાંગ સૂત્ર (મૂળ ઇંગ્લિશ નોટ્સ સાથે).

તૈયાર ગ્રંથો વી. પી. થી મંગાવી લેવા અને તૈયાર થતાં ગ્રંથોની ગ્રાહક શ્રેણિમાં નામ નોંધાવવા દરેક નકલ પાછળ રૂ. ૧ મોકલવા શીઘ્રતાજ કરવી હિતાવહ છે.

**मळवानुं ठेकाणुं**— १ आर्हतमतप्रभाकर कार्यालय, पूना सिटी.

२ जैन साहित्य संशोधक कार्यालय, एलिस ब्रिज्, अमदावाद.

३ शा. शंभुलाल जगशीभाई ठे. उस्मानपुरा, पुरातत्त्व मंदिर, अमदावाद.

४ मेसर्स मोतीलाल बनारसीदास, ठे. सय्यद मिठा बज़ार, लाहोर, (पंजाब).

५ हिंदी साहित्य कार्यालय, सिरोही (राजपुताना).

६ मेसर्स नारायण चिंतामण आठवले, बुकसेलर, वडोदरा.

७ श्री यशोविजयजी जैन ग्रंथमाला, ठे. हेरिसरोड, भावनगर.

---

ગુજરાતી અને હિંદી સરલ ભાષાના લોકપ્રિય લેખકો તથા સુપ્રસિદ્ધ વિદ્વાનોના મનનીય લેખોનો અભ્યાસ કરવો હોય, દુનિયામાંના નવીન સમાચારો તેમજ આશ્ચર્યકારક આધુનિક શોધો જાણવા હોય તથા જૈન ખબરો સાંગોપાંગ વાંચવી હોય તો

### જૈન-જીવન પત્રના આજેજ ગ્રાહક બનો

**कारण**

જૈન સમાજના અભ્યુદયાર્થે અને જૈનધર્મના પ્રસારમાટે સામાજીક, ધાર્મિક, નૈતિક તેમજ ઐતિહાસિક અને વૈજ્ઞાનિક વિષયો ઉપરાંત બીજા પણ અનેક વિષયોની નીતિ, ન્યાય અને સ્વતંત્રતાપૂર્વક નિર્ભયપણે ચર્ચાઓ ચલાવી નવીન પ્રકાશ પાડનારૂં પ્રગમનશીલ પાક્ષિક પત્ર ફક્ત આજ છે. અને હાલમાં વિદ્યાનું કેંદ્ર બનેલાં પૂના શહેરમાંથી પ્રસિદ્ધ થતું હોવાથી કોઇપણ પક્ષના લેખકને પોતાના પ્રામાણિક વિચારો આજ પત્રદ્વારા બહુજનસમાજ સમક્ષ રજુ કરવાની સુસંધી મળે છે. વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સાથે રૂ.૨-૮-૦

प्राप्तिस्थान—व्यवस्थापक जैन जीवन,
पूना शहर.



# ONLY RUPEES 3.

**Modern Regulator Clock.**

Newly Imported from Germany and guaranteed for three years. Made in the best wall nut case with sound mechanism and workmanship can be fixed to walls and on tables. Price only three Rupees & worked by pendulum system.

Write now only—

V. S. WATCH Coy.,
P. B. 105, MADRAS.

---

**આ ઑફર મફત!!**






**આ ઑફર મફત!!**

અમારા અઢાર કેરેટ રોલ્ડગોલ્ડ તારા લીવર "રજીસ્ટર્ડ" ખીસા ઘડીઆળના ખરીદનારાઓને, અમારૂં "C" સી રજીસ્ટર્ડ ટાઇમપીસ મફત આપીએ છીએ. આ ઑફર માત્ર થોડા વખતની છે. હમણાં જ લખો. ખીસા ઘડીઆળ માટે તેના ડાયલ પર બનાવનારાઓની પાંચ વર્ષની ગેરંટીની સ્ટેમ્પ આપવામાં આવેલ છે.

(કિંમત રૂ. ૫)

લખોઃ— **કેપ્ટન વૉચ કું.** પોસ્ટ બોક્ષ ૨૬૫ મદ્રાસ.

**CAPTAIN WATCH COY.**

P. B. 265, MADRAS.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૨ | જેઠ
અંક ૧૦ | ૧૯૮૩



માનદ તંત્રી
મોહનલાલ દલીચંદ દેશાઈ
બી. એ. એલએલ. બી.
વકીલ હાઇકોર્ટ, મુંબઈ.

# વિષયાનુક્રમ.

# જૈન યુગ.



તુંજ સત્ય અને તુંજ છે નિયમ
તુંજ છે શરણ અને તુંજ છે નેતા
તુંજ છે સખા અને પ્રિયજન પણ તુંજ છે
સંતોષ્યું છે મારૂં હૃદય તેં
અને જીત્યો છે તેં મારા આત્માને
તુંજ છે મારા સુખનું ધામ,
અને તારામાંજ છે મારા સત્યની પૂર્ણાહુતિ. "
—વિશ્વપ્રકાશ.

પુસ્તક ૨ | વીરાત્ ૨૪૫૩ વિ. સં. ૧૯૮૩ જ્યેષ્ઠ | અંક ૧૦.

## વિવિધ નોંધ.

( કૉન્ફરન્સ ઑફીસ–પરિષદ્ કાર્યાલય તરફથી )

**૧. શ્રીયુત મોતીચંદ ગિ. કાપડીઆનો શ્રી કેશરીઆનાથના કહેવાતા ઝઘડા સંબંધે રીપોર્ટ**

**કેસરીયાજીમાં ધ્વજાદંડનો મહોત્સવ**
**દીગંબર જૈનોએ મચાવેલો શોર**
**તોફાનમાં ચાર દીગંબરો માર્યા ગયા**
**તપાસ કરીને મેળવેલી હકીકત**
**શ્વેતાંમ્બરોનો તકરારમાં ભાગ નથી**

વૈશાક સુદી પંચમીને રોજ કેશરીયાજી મહારાજના મંદિરમાં શ્વેતાંબરો તરફથી ધ્વજાદંડ ચઢાવવાનો હતો. આ સંબંધમાં પૂર્વની કેટલીક હકીકત જાણવા જેવી છે. સંવત ૧૮૮૯ માં બાફના કુટુંબીઓએ અત્યાર પહેલાંનો ધ્વજાદંડ ચઢાવ્યો હતો. એની અસલ પાટલી અને લેખ મોજુદ છે. એની ક્રિયા કરાવનાર ખરતર ગચ્છના આચાર્યનું નામ પણ તે પાટલી ઉપર છે. પાંચ વર્ષપર એ ધ્વજાદંડને જીરણ થયેલો જાણી નવો ચઢાવવા માટે શ્વેતાંબરોએ ગોઠવણ કરી. દીગંબરોએ ઝઘડો કર્યો, અને ઉદેપુર નરેશે તપાસ શરૂ કરી હતી.

શ્રી કેસરીયાજી તીર્થ ઉપર દેખરેખ ઉદેપુરનો શ્વેતાંબર સંઘ રાખે છે. ત્યાંથી ચૌદેક જૈનો કેસરીયાજી આવ્યા અને બીજા યાત્રાળુઓ મળી, કુલ ૭૫ જૈનો શ્વેતાંબરો ત્યાં થયા.

વૈશાક સુદી ત્રીજને રોજ સવારે અભિષેક કરવાનો હતો. ચાર કલાક તે ક્રિયા ચાલી. દીગંબરોએ આમંત્રણ કરી આઠસો ઉપર જૈનોને એકઠા કર્યા હતા. તેઓ આ આખી ક્રિયા જોઈ રહ્યા હતા. લગભગ બપોરના બાર વાગે આ ક્રિયા પુરી થઈ અને શ્વેતાંબરો જમવા માટે ધર્મશાળામાં ગયા. તે વખતે માત્ર બેજ શ્વેતાંબરો મંદિરમાં હાજર હતા. અને સોની પ્રતિમાજીઓને મુગટ કુંડળ ચઢાવતા હતા,

નાના મોટા હોય તો બરાબર બેસાડતા હતા. લગભગ તેર પ્રતિમાજીને મુગટ ચઢી ગયા ત્યાં એક દીગંબરે ધમાધમ કરી, બૂમ બરાડા કર્યા, અને એ મુગટ ભાંગી ફેંકી દીધા. બીજા દીગંબરો ચારસો જેટલા બુમો પાડવા માંડયા અને ધમાલ મચી. સ્ટેટના પોલીસે બધાને એકદમ બહાર જવા હુકમ કર્યો અને પકડો પકડોની બૂમ પડી. દીગંબરો બીકમાં પડી ગયા અને દોડયા. દસ પગથીયાં છે તે લપસણાં છે, તે પર દોડતાં કેટલાંક પડી ગયાં. દરમિયાન, સામે દરવાજે એક દિગંબર મુનિ, જે ઉદેપુર વિદ્યાલયમાં ગૃહપતિનું કામ કરે છે તે બહાર નિકળવાના દરવાજા આડો ઉભો રહી, બૂમ પાડવા લાગ્યો અને કોઈ બહાર ન નીકળે તેમ ઉંચેથી કહેવા લાગ્યો, અને આડા હાથ કરી બહાર આવનારને રોકવા લાગી ગયો. બહાર પણ બૂમ પડી, અને બહારના લોકો અંદર આવવા લાગ્યા. આ ધમાલમાં કેટલાક પડી ગયાં, અને તેના શરીર પર પછવાડેવાળા પગ મુકી દોડયા. આ ધમાધમમાં ચાર દીગંબરીઓનાં શરીર ફેંધાઈ ગયા અને બીજાના ભારથી દબાઇ મરણ પામ્યાં. આ ધમાલમાં શ્વેતાંબરોનો બીલકુલ હાથ નથી. તેઓ હાજર પણ ન હોતા. અને હતા તે એટલી નાની સંખ્યામાં હતા કે એ લડાઇ કરી શકે તેવી સ્થિતિમાંજ નહોતા. કોઈ ઘાયલ થયું નથી. લોહીનું એક ટીપું પડયું નથી, હથિયાર કે લાકડી વપરાયા નથી, અને જે બનાવ બન્યો છે, તે ઘણો દીલગીરી ભરેલો પણ એને માટે જવાબદાર મોટી સંખ્યામાં રોળો મચાવનાર દીગંબર ભાઇઓજ છે.

સ્ટેટની પોલીસે તુરતજ શાંતિ પાથરી દીધી. મરનારની લાસપર તપાસ કરી. કોઇ જાતનો ઘા મળી આવ્યો નથી. કચરાથી દબાઇને શ્વાસ રૂંધાવાથી મરણ થયાનો અભિપ્રાય આપ્યો છે.

પાંચમને દિવસે નીમેલ વખતે શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ ધ્વજાદંડ ચઢાવ્યો છે. એ ક્રિયામાં કોઇ જાતની અગવડ થઇ નથી.

ઉદેપુર સ્ટેટ તરફથી તપાસ કરવા કમીશન નીમાયું છે. તેની તપાસમાં પણ કોઇ શ્વેતાંબરને જવાબદાર ગણવામાં આવ્યો નથી.

કેસરીયાજી તીર્થનો વહીવટ ઉદેપુર સ્ટેટના હાથમાં છે. ત્યાં કોઇ પણ કાર્ય સ્ટેટની પરવાનગી સિવાય થઇ શકતું નથી. એ તીર્થ શ્વેતાંબરોનું છે. તેમાં કોઇ જાતની શંકાને સ્થાન નથી, મુગટ કુંડળ પણ સ્ટેટની પરવાનગીથીજ ચઢતા હતા. અને હમણાં આંગી લગભગ અઢી લાખની તૈયાર થઇ છે તેનો ખરચ પણ નામદાર ઉદેપુર મહારાણાએ આપ્યો છે. સ્થાન પર જઇ તપાસ કરતાં માલુમ પડે છે કે ઘાયલ થએલાંની મોટી સંખ્યા જણાવવામાં આવે છે તે ખોટી છે અને કોઈ પણ જાતનો તકરાર કે ફીસાદ દીગંબર અને શ્વેતાંબર જૈનો વચ્ચે થયો નથી. આ સંબંધમાં કોમ કોમ વચ્ચે ઝેર વધે તેવી ખબર ફેલાવવા પહેલાં પ્રત્યેક આગેવાન જૈનની ફરજ છે કે જાતે તપાસ કરી હકીકત જાહેરમાં મૂકવી. પાંચમને દિવસે બધી પ્રતિમાજીને મુગટ કુંડળ ચઢી ગયાં છે.

(સહી) મોતીચંદ ગીરધર કાપડીયા.

## શ્રી કેશરીઆજી તીર્થ પ્રકરણ

### ૨. દિગંબર ભાઇઓ સાથેનો પત્ર વ્યવહાર—

5th May 1927.

To, The Resident General Secretary,
Swet. Jain Conference.

Dear Sir,

I regret to inform you that the news of a very sad incident that took place at Kesharianath Temple in Udaipur State. The telegram runs as follows :—

"Digambaris seriously beaten by Lathis by the Hakem with his Swetamber followers causing death of 5 persons, 15 about to die, 150 seriously injured at the Dhwajadand and Mukut Kundal ceremony. Very serious struggle."

This is the approximate contents of the telegram received by my Committee yesterday night. You can see from the telegram how horrible the news are. I will

like to know what steps you intend taking in the matter. Awaiting an immediate reply.

Yours faithfully,

**Chunilal Hemchand.**

Hon. Secretary. All India Digamber Jain Tirtha K. Committee.

દિગંબર તીર્થક્ષેત્ર કમિટીના ઑ. સેક્રેટરી તરફથી તા. ૫-૫-૨૭ મળેલા ઉપરના પત્રનો સાર.

શ્રી કેશરીઆ નાથજીના મંદિરમાં ઘણી દિલગીરી ભરેલા બનાવની ખબર આપતાં દિલગીરી થાય છે. મળેલો તાર-"દિગંબરીઓને હાકેમે અને તેના શ્વેતાંબર અનુયાયીઓએ લાકીઓથી ગંભીર રીતે માર્યા છે પાંચ માણસ મરણ પામ્યા, પંદર મરવાની અણીપર, અને દોઢસોને ધ્વજદંડ અને મુકુટ કુંડલની ક્રિયા વખતે સખત ઘાયલ કર્યા છે. ઘણી ગંભીર ઝપાઝપી.

ગઈ રાતે મ્હારી કમિટીને જે તાર મલ્યો છે તેમાં લગભગ આ હકીકત છે આ સમાચાર કેવા ભયંકર છે તે તાર ઉપરથી તમે જોઈ શકશો. આ બાબતમાં તમે શું પગલાં લેવાના છો તે હું જાણવા ઇચ્છીશ. તાત્કાલીક જવાબની રાહ જોતો, તમારો વિશ્વાસુ વિગેરે.

નોટઃ—આ પત્રની પહોંચ તા. ૬ ઠીએ સ્વીકારવામાં આવી. તથા આ બાબતપર સંપૂર્ણ ધ્યાન આપવામાં અને તપાસ કરવામાં આવે છે એમ જણાવવામાં આવ્યું.

Bombay, 6th May 1927.

To, The Resident Secretaries, Jain Swetamber Conference.

Dear Sirs,

We regret to inform you that the following sad news occured at Shri Keshrianath Temple.

"All Digambaries are badly beaten by the Hakem and all his Swetambari followers on Dhwajadand and Mukut Kundal ceremony *Five men died, 15 about to die, and nearly 150 are severely wounded by lathis. Heavy struggle.*"

Above is the text of the 1st telegram, 2nd telegram also confirms the same and further intimates that Swetambaris still aggressive and want to do the ceremony on 6th Instt.

You will note from this the grave situation and inhumane action of Swetambers and Maharana's men. Hope you will exert your influence to stop this immediately, and let us know what you intend doing in the matter and oblige.

Yours faithfully,

Sd/- **Chunilal Hemchand.**

દિગંબર તીર્થક્ષેત્ર કમિટી તરફથી મળેલા તા. ૬ ઠી મેના પત્રનો સારઃ—

શ્રી કેશરીઆ નાથજીના મંદિરમાં નીચે જણાવેલી દિલગીરી ભરેલી બીના છે. "બધા દિગંબરીઓને ધ્વજાદંડ અને કુંડલની ક્રીયા વખતે. હાકેમે અને તેના બધા શ્વેતાંબરી અનુયાયીઓ ખરાબ રીતે માર્યા છે, પાંચ માણસ મરી ગયા, પંદર મરવાની તૈયારીમાં અને આશરે દોઢસોને લાકીઓથી સખ્ત ઈજા થએલી છે. ભારે ઝપાઝપી."

પહેલો તાર ઉપર મુજબ છે, બીજો તાર તેને ટેકો આપે છે અને વધારામાં જણાવે છે કે શ્વેતાંબરીઓ હજુ કજીઓ ઉત્પાદન કરવાની વૃત્તિવાળા છે. અને ૬ ઠી એ ક્રીયા કરવા માંગે છે. શ્વેતાંબરીઓ અને મહારાણાના માણસના અમાનુષી કાર્ય અને ગંભીર પરિસ્થિતિની નોંધ લેશો. આ દુર્તજ બંધ કરવાને તમારી લાગવગ વાપરશો એવી આશા રાખું છું અને આ બાબતમાં શું કરવા માંગો છો તે અમને જણાવશો. તમારો વિશ્વાસુ ચુનીલાલ હેમચંદ.

7th May 1927.

To, Seth Chunilal Hemchand Esqr,
Honorary Secretary, All India Digamber Tirtha Khestra Committee. Bombay

Dear Sir,

We beg to acknowledge receipt of your letter dated 6th instt. and to inform you

છે; ને જૈનશાસ્ત્ર ધ્યાનપર વધુ ભાર મૂકે છે તેથી ધ્યાનપર પોતે પણ વધુ ધ્યાન આપ્યું હતું.

**ધ્યાનપર પ્રીતિ.**

૮૦. ધ્યાન એ રાજયોગનું અંગ છે. ધર્મધ્યાન અને શુકલ ધ્યાન એ જૈનયોગમાં રાજયોગ છે. અધ્યાત્મ ને ધ્યાનને અરસપરસ નિકટ સંબંધ છે. અધ્યાત્મયોગમાં તત્ત્વચિંતન છે, ધ્યાનમાં પણ તત્ત્વચિંતન છે. લક્ષ્યને ઉદ્દેશીને પ્રશસ્ત અર્થબોધ થાય અને સૂક્ષ્મબોધથી સહિત હોય તેને ધ્યાનયોગ કહે છે. તેમાં એકાગ્રના આવતાં ઘણો ઉંડો બોધ થઇ જાય છે. ચિત્તના ખેદ ઉદ્વેગાદિ આઠ દોષોનો અનુક્રમે નાશ થાય છે. અને સમતાયોગ પ્રાપ્ત થાય છે. વ્યાવહારિક દૃષ્ટિથી અમુક વસ્તુઓ ઇષ્ટ અને અમુક અનિષ્ટ છે તેવી કલ્પનાપર વિવેકપૂર્વક તત્ત્વનિર્ણય બુદ્ધિથી રાગદ્વેષનો ત્યાગ તે સમતાયોગ છે.

૮૧. દેવચંદ્રજી વિચારરત્નસારમાં (૧-૮૮૩) 'આત્મસમ અવસ્થાન ઉપયોગરૂપ ધ્યાનદશા કેવી રીતે પમાય?' એ પ્રશ્ન ઉપસ્થિત કરી ઉત્તર આપે છે:—

'મોહવશ' જીવ પરભાવ અનુયાયિ પ્રવૃત્તિ કરે છે. મિથ્યા સુખની તૃષ્ણાએ ભૂલ્યો થકો સંસારભ્રમણ કરે છે; જ્યારે મોહસ્થિતિ ઘટે ત્યારે પરપ્રવૃત્તિ છુટે, અને જ્યારે પરપ્રવૃત્તિ ટળે ત્યારે વિષય થકી વિરક્ત બુદ્ધિ થાય, અને તેણે કરી મનોરોધ થાય, કેમકે કારણ વિના કાર્ય બનતું નથી, મનને ભમવાનું કોઈ કારણ કે ઠામ ન હોવાથી તે સંકલ્પ વિકલ્પ ક્યાના કરે? જેમ તૃણ વિનાની ભૂમિમાં પડેલો અગ્નિ કેને બાળે?–અર્થાત્ પોતાની મેળે ઉપરામી જાય છે તેમ વિષયવાંછા ટળવાથી મન પોતાની મેળેજ રૂંધાય અને મન રૂંધાયાથી મનની ચંચળતા મટે, તે વારે મન એકાગ્ર થઈને આત્માને વિષે પ્રવર્તે......એ રીતે પણ ચારિત્રને આત્મપરિણામજ કહીએ છીએ, પણ બાહ્ય ક્રિયારૂપ નથી કહ્યું......ત્યારે શુદ્ધાત્મોપયોગ અવસ્થારૂપ નિર્મળ ધ્યાનદશાની પરમ શીતળ શાંત સુગંધિની અનુભવ લહેરીઓનું આત્મા આસ્વાદન કરે, તે સુખ આપણે પૌદ્ગલિક સુખના ભીખારીઓ શું જાણીએ?

૮૨. દેવચંદ્રજીને ધ્યાન ઉપર અતિ પ્રેમ હતો. તે પરના ગ્રંથો વાંચ્યા વિચાર્યા હતા. શુભચંદ્રાચાર્યના જ્ઞાનાર્ણવ વગેરે પરથી 'ધ્યાનદીપિકા ચતુષ્પદી' પોતે છ ખંડમાં બનાવી છે તેનો હેતુ આ રીતે જણાવ્યો છે કે:—

'વૃથા જાણી ભ્રમ તજી, જાગો મોક્ષ નિમિત્ત
ગ્રહે રાજ્ય સમભાવનો, સંભાલી નીજ તત્ત.
વલી કોણ ઉપાય કરિ, જન્મ જાત દુઃખ જાય,
તૃષ્ણા વિષય તણી પ્રબલ, પ્રશમે કેણ ઉપાય
પૂજ્ય તેહ ગમાવિવા, કારણ કહીયો ગ્રંથ,
કરિ ઉદ્યમ અપનો કહું, બંધ મોક્ષનો પંથ.
ઊંચી ધ્વનિ કરિ ભવિકને, ગુરૂ દ્યે એ ઉપદેશ.
જિણ આવે નિજ શુદ્ધતા, રહે ન દુર્ગતિ લેશ. (૧-૪૫૫)

૮૩. આ આખો ગ્રંથ વાંચી મનન કરવા યોગ્ય છે. ધ્યાન સંબંધી આગમસારમાં પણ ટુંકામાં તેના પ્રકાર વિગેરે બતાવ્યા છે. (૧ લો ભાગ પૃ. ૪૮ થી ૫૪). ભાવના સંબંધી પણ ત્યાંજ કહેવામાં આવ્યું છે. તેમજ 'મુનિ પંચભાવના' ઉત્તમ પ્રકારે વર્ણવી છે (બીજો ભાગ પૃ. ૬૫૧ થી ૬૬૨) આ સર્વ ઉપરથી દેવચંદ્રજી પ્રબલ અધ્યાત્મરસિક હતા એ નિર્વિવાદ છે. તેમના સંબંધમાં તેમજ તેમના ગ્રંથો સંબંધી ઘણું ઘણું લખી-કહી શકાય તેમ છે અને થોડું થોડું લખતાં કહેતાં પણ ઘણો વિસ્તાર થઈ ગયો છે તો બીજું કોઈ બીજા સમયે અને સ્થળે કહેવા લખવાનું રાખી વિસ્તારભયથી આટલું જણાવીને અત્યારે સંતોષ પકડ્યો છે.

૮૪. દેવચંદ્રજી ઘણે પ્રસંગે શુષ્ક કવિ લાગે છે. આનંદઘનજી શાંત સાથે રસિક કવિ છે. દેવચંદ્રજીનું બહુશ્રુતપણું છે અને જ્ઞાની કવિ તરીકે શાસ્ત્રના કઠિન સિદ્ધાંતો સરળ ભાષામાં લાવવા દેવચંદ્રજીએ પ્રયત્ન કર્યો છે પણ તેમાં સંપૂર્ણ સફળતા મળી નથી એમ મારો નમ્ર મત છે. અખો એમ માનતો હતો કે 'જ્ઞાનીની કવિતા ન ગણીશ' તેવું દેવચંદ્રજી સંબંધે કહી શકાય. દેવચંદ્રજીએ ભક્તિ ક્યાંક ક્યાંક ગાઈ છે પણ સમુચ્ચયે તેનામાં વિચાર અને બુદ્ધિવાદનું પ્રાધાન્ય છે. આ નિબંધનું મથાળું બાંધવામાં દેવચંદ્રજીને પંડિત કહેલા છે તે ખાસ હેતુપૂર્વક જ છે. કારણ કે તેના શબ્દો પંડિતાઇનો વિશેષ પ્રમાણમાં ઝળકાટ મારે છે. તે શબ્દોમાં, જોઇએ તેવું સુંદર–રસિક કવિને શોભાવે તેવું પદલાલિત્ય સર્વત્ર નથી–

આનંદઘનજી ને યશોવિજયાદિમાં જોવામાં આવે છે તેવું નથી. જૈનેતર કવિઓ પૈકી અખો, પ્રીતમ, ધીરો, ભોજો આદિ સાથે દેવચંદ્રજીને સરખાવી શકાય પણ તે કરવાનો પ્રયાસ વિસ્તારભયથી અત્ર સેવ્યો નથી. "અખાની વાણીમાં સરળતા અતિશય છે-કઠિન સિદ્ધાન્તોનું સૂક્ષ્મ પ્રતિપાદન છે; પણ પ્રીતમની વાણી પાસે અખાની વાણી શુષ્ક લાગે છે. પ્રીતમની પંક્તિઓમાં મળતી મધુરતા-નથી અખામાં, નથી ધીરામાં, નથી નિષ્કુળાનંદમાં. પદલાલિત્ય જેટલું પ્રીતમમાં તથા ધીરામાં છે તેટલું અખામાં નથી. પ્રીતમ શાંત તથા શૃંગાર રસમાં સરખી શક્તિ પ્રકટ કરવા જાય છે, પણ શૃંગારની છાયા તેના શાંત રસમાં પણ પ્રવેશે છે. પ્રીતમમાં જ્ઞાન અને ભક્તિનું સમાન બળ છે, અખામાં વિચાર પ્રાધાન્ય છે. ભોજામાં મર્મ વાણી જબરી છે અને ઘણે પ્રસંગે કઠોર છે. ભોજો એક સાદો નિષ્કપટી પરમેશ્વરનો ભક્ત છે. અખો એક વિચારશીલ અને ચતુર કવિ છે. નરસિંહ અને પ્રીતમ પરમેશ્વરના અનુગ્રહને ઇચ્છે છે. અખો સ્વાશ્રયી છે. અખામાં જ્ઞાનની કંઇક ખુમારી છે." (રા. ન. દે. મહેતા)—જુઓ અખાની વાણીની પ્રસ્તાવના)

આમાં જણાવેલા દષ્ટિબિંદુથી દેવચંદ્રજીની તે જૈનેતર કવિઓ સાથે તેમજ જૈન કવિઓ સાથે સરખામણી કરી શકાય. નરસિંહ અખો દેવચંદ્રજીના પુરોગામી છે ને પ્રીતમ આદિ તેના પછી થયેલા છે.

૮૫ તેમના હૃદયનો આશય નયચક્રસારને અંતે જે રીતે જણાવ્યો છે તેજ આશય દરેક ભવિક પોતાના હૃદયમાં આલેખી રાખે ને તે પ્રમાણે વર્તન રાખે તો કલ્યાણમાર્ગ સમન્વય ને મળે:—

'શુદ્ધબોધ વિણુ ભવિકને, ન હોયે તત્ત્વ પ્રતીતિ,
તત્ત્વાલંબન જ્ઞાન વિણુ, ન ટળે ભવભ્રમભીતિ. ૧
તત્ત્વ તે આત્મ સ્વરૂપ છે, શુદ્ધધર્મ પણ તેહ,
પરભાવાનુગ ચેતના, કર્મગેહ છે એહ. ૨
તજી પરપરિણતિ રમણતા, ભજ નિજ ભાવ વિશુદ્ધ,
આતમભાવથી એકતા, પરમાનંદ પ્રસિદ્ધ. ૩
સ્યાદ્વાદ ગુણ પરિણમન, રમતા સમતા સંગ,
સાધે શુદ્ધાનંદતા, નિર્વિકલ્પ રસ રંગ ૪
મોક્ષ સાધનતણું મૂલ તે, સમ્યગ્દર્શન-જ્ઞાન,
વસ્તુધર્મ અવબોધ વિણુ, તુસખંડન સમાન. ૫
આત્મબોધ વિણુ જે ક્રિયા, તે તો બાલકચાલ,
તત્ત્વાર્થની વૃત્તિમેં, લેજો વચન સંભાલ. ૬
રત્નત્રયી વિણુ સાધના, નિષ્ફલ કહી સદીવ,
લોકવિજય—અધ્યયનમેં, ધરો ઉત્તમ જીવ. ૭
ઇંદ્રિય વિષય આસંસના, કરતા જે મુનિલિંગ,
ખૂતા તે ભવપંકમેં, ભાખે આચારાંગ. ૮
ઇમ જાણી નાણી ગુણી, ન કરે પુદ્‌ગલ આસ,
શુદ્ધાત્મ ગુણમેં રમે, તે પામે સિદ્ધિ વિલાસ. ૯
સત્યાર્થ નયજ્ઞાન વિણુ, ન હોયે સમ્યગ્જ્ઞાન,
સત્યજ્ઞાન વિણુ દેશના, ન કહે શ્રી જિનભાણુ. ૧૦
વક્તા શ્રોતા યોગથી, શ્રુત-અનુભવ-રસ પીન,
ધ્યાન ધ્યેયની એકતા, કરતું શિવસુખ લીન. ૧૧
૧-૧૮૭.

આ પછી તેઓશ્રી કહે છે કે:—

ઇમ જાણી શાસનરૂચિ, કરજો શ્રુત-અભ્યાસ,
પામી ચારિત્રસંપદા, લહેશો લીલવિલાસ......
૧-૧૮૮.

૮૬. છેવટે આગમસારમાં (૧-૫૬) જે ગાથા શ્રીમદ્ દેવચંદ્રજીએ આપેલી છે તે ગાથા દરેક સુજ્ઞ વાંચકને ભળાવી મારૂં વક્તવ્ય વિશેષ ન વિસ્તારતાં હાલ હું શાન્ત થાઉં છું:—

जं सक्कं तं किरइ, अहवा न सक्केइ तहय सद्दहइ ।
सद्दहमाणो जीवो, पावइ अयरामरं ठाणं ॥

—જે બની શકે તે કરજે, અથવા જો ન બની શકે તો તથાપ્રકારે સદ્દહજે-શ્રદ્ધા રાખજે. સદ્દહણા-શ્રદ્ધા રાખનાર જીવ અજરામર સ્થાન પામે છે.

વીરાત્ ૨૪૫૧ આશ્વિન શુક્લ આઠમી. તલાવાલા બીલ્ડિંગ શ્રીજેમાળે લોહાર ચાલ. મુંબઇ. } ચંતચરણોપાસક. મોહનલાલ દલીચંદ દેશાઈ. બી. એ એલ્‌ એલ્‌. બી.

"ક્રુકસાઇટ ગ્લાસ"

ગરમીના રશ્મિને આંખમાં જતાં અટકાવે અને એટલેજ તે કામ છે.




Can not pass through the glass.

તમારા ચસ્મા જેજ ક્રુકસાઇટ કાચના બનાવો અને તમારી આંખો જેના ઉપર જીંદગીના અને મોજશોખનો આધાર છે તેનું રક્ષણ કરો.

## મનસુખલાલ જેઠાલાલની કું.

( જૈન-ચસ્માવાલા )



આંખો તપાસી ઉત્તમ ચસ્મા બનાવનારા.

કાલબાદેવી રસ્તા, સુરજમલ લલુભાઇ ઝવેરીની સામે,

મુંબઇ.

---

અમારા અમદાવાદ એજન્ટ:—

રા. જગશીભાઇ મોરાર

ઠે. અંબાલાલ હીરાલાલ પટેલના ઘર પાસે,

માદલપુરા-અમદાવાદ.

આ માસિક અમદાવાદમાં તેમના મારફતે ગ્રાહકોને પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી છે. અમદાવાદના અમારા ગ્રાહકોને તેમજ અન્ય બંધુઓને જણાવવાનું કે નીચેના પુસ્તકો પણ તેમની પાસેથી વેચાતા મલી શકશે.

"જૈન ગુર્જર કવિઓ" (પ્ર. ભાગ), "જૈન શ્વેતામ્બર મંદિરાવલિ", "જૈન ડીરેક્ટરી ભાગ. ૧-૨, "જૈન ગ્રંથાવલિ", વિગેરે.

---

અમદાવાદના ગ્રાહકો ! વિજ્ઞપ્તિઃ—આપનું લવાજમ હજુ સુધી મોકલાયું ન હોય તો સત્વરે અમારા એજંટને પહોંચ લેશોજી.

# પ્રાચીન જૈન પરિષદ્.

[ 'વસન્ત' નામના પ્રસિદ્ધ માસિકના કાર્તિક ૧૯૭૨ ના અંકમાં આ લેખ પ્રકટ થયો તેને આજે ચૌદ વર્ષ થયાં. છતાંય તે આ અંકમાં ઉપયોગી નિવડશે એમ આશા રાખી અત્ર પ્રકટ કર્યો છે. તંત્રી ]

લોકપ્રિય 'ગુજરાતી' સાપ્તાહિક પત્રના ૪ થી જુલાઇ ૧૯૧૫ ના અંકમાં ૧૧૭૧ મે પૃષ્ટે પંચમ ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખના ભાષણનું જે અવલોકન એક વિદ્વાન્‌ના હસ્તથી લખાયેલું છે તેમાં જૈન પરિષદ્ સંબંધે તેમણે જે લખ્યું છે. તે સંબંધમાં કંઇક શુદ્ધિઓ કરવી ઘટે છે તેથી તે જણાવવાનું મારૂં કર્તવ્ય સમજી આ સ્પષ્ટીકરણ કરૂં છું.

તે વિદ્વાન્ લેખક મહાશય જણાવે છે (૧) "જૈન પરિષદ્ પ્રથમ મગધમાં મળી હતી તેનું કંઇ પ્રમાણ નથી ( આવા વિષયમાં 'વિમલ પ્રબંધ'ના પ્રકાશકના ઉપોદ્ઘાતને પ્રમાણરૂપ લેવો એ અયોગ્ય છે.) વલભી અને મથુરાની એ બે જ પરિષદો મળી હતી." (૨) "આ મંડળનું નામ પરિષદ્ નહોતું; સંઘ હેમને કહેતા હતા." એ પણ ભ્રમયુક્ત છે. તેનું નામ વાચના હતું." (૩) "સંઘ એ ભિક્ષુ વર્ગની સામાન્ય-સમૂહ વાચક સંજ્ઞા હતી. કાર્યવિશેષથી એક સ્થળે મળેલા તેવા એક ભાગનું નામ તે નહોતું, જો કે પાછળથી તે શબ્દ વ્યાપક અર્થમાં વપરાવા લાગ્યો."

આ સમગ્ર કથનમાં ત્રણ બાબત જણાવેલી છે અને તે દરેક સંબંધે જે ખુલાસો કરવો યોગ્ય છે તે આ પ્રમાણે છે:—

મગધ પરિષદ્.

પ્રથમ જૈન પરિષદ્ મગધમાં મળી ન હતી એ કહેવું અયથાર્થ છે, અને તે મળવાનાં 'વિમલ પ્રબંધ' સિવાય પ્રમાણ નથી એ કહેવું પણ અયોગ્ય છે. પ્રમાણો અનેક છે. વિ. સં. ૧૧૬૬ માં સૂરિપદ પામેલા પ્રસિદ્ધ હેમચંદ્રાચાર્ય પોતાના પરિશિષ્ટ પર્વ નામના ગ્રંથમાં નીચે પ્રમાણે જણાવે છે:—

इतश्च तस्मिन्दुष्काले कराले कालरात्रिवत्।
निर्वाहार्थं साधुसंघस्तीरं नीरनिधेर्ययौ ॥५५॥
अगुण्यमानं तु तदा साधूनां विस्मृतं श्रुतम्।
अनभ्यसनतो नश्यत्यधीतं धीमतामपि ॥५६॥
संघोऽथ पाटलीपुत्रे दुष्कालान्तेऽखिलोऽमिलत्।
यदंगाध्ययनोद्देशाद्यासीद्यस्य तदा ददे॥५७॥
ततश्चैकादशांगानि श्री संघोऽमेलयत्तदा।
दृष्टिवादनिमित्तं च तस्थौ किंचिद्विचिंतयन्॥५८॥

પરિશિષ્ટ પર્વ સર્ગ ૯ પૃ. ૮૮

સ્થૂલિભદ્ર (વીરાત્ ૧૧૬ થી વીરાત્ ૨૧૫)ના સમયમાં મગધાધિપ ચંદ્રગુપ્ત મહાધિરાજ કે જેનો રાજ્યાભિષેક વીર નિર્વાણથી ૧૫૫ વર્ષે થયો હતો* તેના સમયમાં અને ભદ્રબાહુ સ્વામિના સ્વર્ગવાસ (વીરાત્ ૧૭૦ વર્ષ) પહેલાં, જ્યારે બાર વર્ષી દુકાળ પડયો હતો ત્યારે "જૈન સાધુઓનો સંઘ સમુદ્ર તીરે નિર્વાહાર્થે ગયો; તે વખતે સાધુઓને શ્રુતનો પાઠ કરતાં વિસ્મૃતિ થતી જણાઈ, કારણ કે અભ્યાસ વગર વિદ્વાનોનું ભણેલું પણ નાશ પામે છે. આથી તે દુષ્કાલને અંતે પાટલિપુત્રમાં આખો સાધુસંઘ મળ્યો અને તેમાં જેને મોઢે ( સૂત્ર-આગમ ) નાં અધ્યયનો, ઉદ્દેશો ( chapters ) ઇત્યાદિ હતાં તે તેણે કહી આપ્યાં અને તેથી *અગિયાર અંગ સંઘે એકત્રિત કર્યાં, પરંતુ બારમા દૃષ્ટિવાદ નામના અંગ નિમિત્તે કાંઇક વિચારમાં પડયા."

સં. ૧૩૨૭ માં ગચ્છાચાર્યપદે આવેલા ધર્મઘોષસૂરિના રચેલા ઋષિમંડલ પ્રકરણ પર સં. ૧૫૫૩ માં પદ્મમંદિર ગણિએ રચેલી વૃત્તિમાં પણ સ્થવિરોનાં વૃત્તાંત આપ્યાં છે ત્યાં સ્થૂલભદ્રનો વૃત્તાંત આપતાં આ પાટલિપુત્રમાં મળેલી પરિષદ્ (સંઘ)નો

---

* एवं श्री महावीरमुक्ते र्वर्षशते गते।
पंच पंचाशदधिके चंद्रगुप्तोऽभवन्नृपः॥ ३३९॥
—प० प०

* આચારાંગ, સુત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતિ, જ્ઞાતૃધર્મકથા, ઉપાશકદશાંગ, અંતકૃત દશાંગ, અનુત્તરૌપપાતિક, પ્રશ્નવ્યાકરણ અને વિપાકસૂત્ર.

ઉલ્લેખ સ્પષ્ટ કર્યો છે; અને આ ગ્રંથના ઉપયોગી ભાગોનો સાર ડાક્ટર ભાંડારકરે ઇ. સ. ૧૮૮૩-૮૪ ના સંસ્કૃત હસ્તલેખોની શોધ વિષેના રિપોર્ટમાં અંગ્રેજીમાં ઉતાર્યો છે તેમાં આ સંબંધે પૃ. ૧૩૪ મે નીચે પ્રમાણે ઉપલી બીનાને બરાબર મળતું વચન છેઃ—

On one occasion there was a dreadful famine of 12 years in the land. The *Siddhantas* were forgotten for want of revision, for which the search after food left no time. At the end of the period the Sadhus assembled in Pataliputra and each one repeating what he remembered they succeeded in recovering the eleven Angas but the *Drishtivada* was forgotten. So they sent Sthulabhadra and others to Nepal to learn it from Bhadrabahu. Sthulabhadra alone persevered in studying it steadily and learnt 8 Purvas in as many years. After he had learnt ten Purvas with the exception of 2 *Vastus*, he came back with Bhadrabahu to Pataliputra.

સં. ૧૪૨૦ માં આચાર્ય પદ પામેલા જયાનંદ સૂરિ પોતાના 'સ્થુલભદ્ર ચરિત્ર'+ માં ઉપર્યુક્ત હકીકત જણાવે છે કેઃ—

**तस्मिन्नवसरेऽतथाभूद् दुष्कालो द्वादशाब्दिकः।**
**जग्मुर्मुमुक्षवस्तेन तटे वार्द्धेरितस्ततः ॥५८६॥**
**तत्रातिक्रम्य दुष्कालं करालं ते महर्षयः।**
**सुभिक्षसंभवे भूयः पाटलीपुत्रमाययुः ॥५८७॥**
**गुणनाभावतस्तेषां सिद्धान्तो विस्मृतस्तदा।**
**शास्त्रे स्वामिनि सुंदर्यां न स्थैर्यं जायते यतः॥५८८॥**

+ પ્રકાશક દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ મૂલ્ય માત્ર બે આના. હવે મળતું નથી.

**स्मारं स्मारं परावर्त्यैकादशांगी यतिव्रजैः।**
**यत्नतो मेलिता यस्मादनिर्विण्णं श्रियः ॥५८९॥**

જૈન ધર્મપ્રસારક સભા (ભાવનગર) એ પ્રસિદ્ધ કરેલ ચરિતાવળીમાં આપેલા સ્થૂલભદ્ર ચરિત્ર કે જે ઉપરના સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર છે તેમાં ઉપરના શ્લોકોનું ભાષાંતર આ પ્રમાણે આપ્યું છેઃ—

આ સમયે બાર વરસનો વિષમ દુકાલ પડ્યો હતો તેથી સર્વે સાધુઓ સમુદ્રના કાંઠા તરફ વિહાર કરી ગયા. તેઓ સુભિક્ષ થયા પછી પાટલિપુત્ર નગરને વિષે આવ્યા. ભણવાના અભાવથી સાધુઓ સિદ્ધાંતને વિસરી ગયા, શાસ્ત્ર, રાજા અને સ્ત્રીને વિષે સ્થિરતા હોતી નથી. ઘણા ઉદ્યમથી તે મુનિઓએ અગ્યાર અંગ તો મેળવ્યા' (પરાવર્તન કરી સાંભારી સંભારીને)

વિ. સં. ૧૫૦૯ માં શુભશીલ મુનિએ રચેલા ભરતેશ્વર બાહુબલિ વૃત્તિ નામના ગ્રંથમાં સ્થૂલભદ્રની કથા આપેલી છે. તેમાં પણ એજ વાત આવે છે. તે માટે જુઓ તેનું ગુજરાતી ભાષાંતર પૃ. ૭૮;—

"હવે એકદા બાર વર્ષ સુધી દુકાળ પડ્યો, તે વખતે સાધુઓનો સંઘ સમુદ્રવાટે શ્રી ગુરૂની પાસે આવ્યો.-આવો વિષમ સમય થવાથી સાધુઓ ક્ષુધાથી પીડાતા હોવાથી ભણતા ગણતા બંધ થયા, તેથી સૌ સિદ્ધાંતો વિસરી ગયા. તે ઉપરથી પાટલિપુત્ર નગરમાં સંઘ મળ્યો. ત્યાં જેને જેને જે જે સૂત્ર આવડતાં હતાં, તે તે એકઠાં કરીને અગીઆર અંગ પૂર્ણ કર્યાં ત્યાર પછી શ્રી સંઘે બારમા દૃષ્ટિવાદ અંગ માટે બે સાધુઓને શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે મોકલ્યા."

આ રીતે આપણે સં. ૧૧૬૬ થી સં. ૧૫૦૯ સુધીમાં થયેલા પ્રસિદ્ધ ગ્રંથકારો હેમચંદ્રાચાર્યથી માંડીને શુભશીલ મુનિ જે જણાવે છે તે પરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે મગધના પાટનગર પાટલિપુત્રમાં પ્રથમ જૈન પરિષદ (સંઘ) મળી હતી. આથી પણ પ્રાચીન પ્રમાણ આની સબળતા માટે જોઈતું હોય તો વિક્રમ સંવત્ ૫૮૫ માં સ્વર્ગસ્થ થયેલા શ્રીમાન્ હરિભદ્રસૂરિનો પ્રાકૃત ભાષાનો ઉપદેશપદ નામનો ગ્રંથ છે. તેમાં ગાથામાં જણાવેલું છે કેઃ—

जाओ यतम्मि समए दुक्कालो दोय दसय
वरिसाणि।
सव्वो साहुसमूहो गओ तओ जलहितीरेसु ॥
तदुवरमे सो पुणरवि पाडलिपुत्ते समागओ
विहिया।
संघेणं सुयविसया चिंता किं कस्स अत्थिचि ॥
जं जस्स आसिपासे उद्देसज्झयणमाइ संघडिउं।
तं सव्वं पक्कारय अंगाइं तहेव ठवियाइं ॥

—"આ વખતે બારવર્ષી દુકાલ પડયો તેથી સાધુઓનો સમૂહ સમુદ્ર તીરે ગયો. બાદ દુકાલ મટતાં તેઓ ફરીને પાટલિપુત્ર નગરમાં આવ્યા. એટલે સર્વે સંઘ મળીને તપાસ કરી કે કોના પાસે કયું શ્રુત રહ્યું છે. હવે જેના પાસે કાંઇ ઉદ્દેશ તથા અધ્યયન યાદ હતાં તે સર્વે એકઠાં કરી અગ્યાર અંગ સ્થાપિત કર્યાં."

આ ઉપરથી સમજાશે કે જૈનના પવિત્ર ગ્રંથો આગમ-સૂત્ર-અંગોને એકત્રિત કરવા અર્થે આખો સાધુ-સંઘ પાટલિપુત્રમાં મળ્યો હતો અને બાર અંગમાથી અગ્યાર અંગ એકત્રિત કરી શક્યો હતો. આનો સમય વીરાત્ ૧૭૦ થી ૧૭૫ લગભગ મૂકી શકાય એટલે ઇ. સ. પૂર્વે ૩૫૬ થી ૩૫૧. આ સર્વ હકીકતોમાં 'પરિષદ્' એવો શબ્દ બિલકુલ વપરાયો નથી. પરંતુ 'સંઘ' મળ્યો હતો એમ જ જણાવવામાં આવ્યું છે.

### સંઘનો અર્થ.

'સંઘ' નો ઉપર્યુક્ત કથનોમાં 'સાધુસમૂહ' એ અર્થ થાય છે, તેથી ઉક્ત લેખક મહાશય જણાવે છે તે જ પ્રમાણે અંગ એકત્રિત કરવા અર્થે મળેલા મંડળનું વિશિષ્ટ નામ સંઘ નથી પરંતુ કોઇ પણ અગત્યનું અને સમસ્ત મંડળને ઉપયોગી કાર્ય કરવા અર્થે ભેગા મળેલા સમૂહને 'સંઘ' એ નામ જ અપાતું. સંઘમાં સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચારેનો સમાવેશ થાય છે. અને તે કેટલીક વાર ખાસ કરી જણાવવા માટે 'ચતુર્વિધ સંઘ' એમ વિશિષ્ટ નામ આપવામાં આવે છે. પરંતુ સામાન્ય રીતે સાંસારિક કાર્ય માટે મળેલા 'સંઘ'નો અર્થ શ્રાવક-શ્રાવિકાનો-વિશેષે કરી શ્રાવકનો સમુદાય એ થાય છે, જ્યારે તેથી પર એટલે સાધુને ઉપયોગી કાર્ય અર્થે મળેલા 'સંઘ' નો અર્થ સાધુનું સંમેલન એવો થાય છે. પરંતુ "સંઘ એ ભિક્ષુ વર્ગની સામાન્ય સમૂહ વાચક સંજ્ઞા હતી, જો કે પાછળથી તે શબ્દ વ્યાપક અર્થમાં વપરાવા માંડયો"-એવું કથન ઉક્ત અવલોકનકારનું થાય છે તે યોગ્ય નથી.

વલભી અને મથુરાની પરિષદોનો અવલોકનકાર સ્વીકાર કરે છે એટલે તે સંબંધે પ્રમાણ આપવાની જરૂર રહેતી નથી, પરંતુ તેમાં એટલું જણાવવાનું કે તેમાં પણ સૂત્રો એકત્રિત કર્યાં તે સાધુઓને એકઠા કરીને, અને તે સાધુ સમૂહનું નામ 'પરિષદ્' આપવામાં નહોતું આવ્યું, એટલું જ નહિ પરંતુ તે મંડળને 'વાચના' એ નામ આપવું એ તો કેવલ ભ્રમ છે, અને તે આગળ જતાં આ લેખમાં સિદ્ધ કરવામાં આવશે.

### પરિષદ્નો અર્થ.

જૈન પરિભાષામાં 'તીર્થંકર'નો ઉપદેશ સાંભળવા અર્થે બેઠેલા મંડળને 'પરિષદ્, પર્ષદ્, પર્ષદા' એ નામ આપવામાં આવતાં હતાં. સામાન્ય રીતે પર્ષદા એ નામ હતું અને તે પરથી અપભ્રંશ 'પરખદા' એમ ઘણા પ્રાકૃત જૈનો બોલે છે. તીર્થંકરના 'સમવસરણ'માં બાર પર્ષદા (સભા) હોય છે તેમાં (૧-૪) ચાર પ્રકારની દેવીઓની અને (૫) સાધ્વીઓની એ પાંચ પર્ષદા ઉભી થકી પ્રભુની 'દેશના' લે છે, તથા (૬-૯) ચાર પ્રકારના દેવતાની-(૧૦-૧૧) મનુષ્ય, પુરૂષ અને સ્ત્રી એટલે શ્રાવક શ્રાવિકાની અને (૧૨) સાધુઓની એમ સાત પર્ષદા બેસીને શ્રવણ કરે છે એવું સમવસરણ પ્રકરણ અને આવશ્યક સૂત્રની વૃત્તિમાં જણાવ્યું છે, જ્યારે આવશ્યક સૂત્રની ચૂર્ણિમાં એમ જણાવેલું છે કે સાધુઓ ઉત્કટ આસને શ્રવણ કરે છે, સાધ્વીઓ અને વૈમાનિક દેવીઓ ઉભી રહે છે, બાકીની નવ પર્ષદા બેસીને જ જ્ઞાનભાનુની દેશના સાંભળે છે; એમ વિનયવિજય ઉપાધ્યાયે સં. ૧૭૦૮ માં રચેલા લોકપ્રકાશમાં જણાવેલું છેઃ—

देव्यश्चतुर्धा साध्व्यश्च शृण्वंत्यूर्ध्वे दमाः क्षणम्।
देवा सर्वे नरा नार्यो निविष्टाः श्रमणास्तथा॥
वृत्ताषाढस्पकस्येदं चूर्णा चोत्कटिकासनाः।
शृण्वंति साधवोथोर्ध्वाःसाध्व्यो वैमानिकांगना॥
उपविश्यैव शृण्वंति देशनामाप्तभास्वतां।
पर्षदाऽन्या नवेत्युक्तं वेत्ति तत्त्वं तु तत्त्ववित्॥

આવી રીતે ઉપદેશનું જૈન પારિભાષિક નામ 'દેશના' છે અને શ્રોતા મંડળનું નામ 'પર્ષદા' છે. હમણાં પણ પર્ષદા શબ્દ સાધુઓ ઉપદેશ આપતી વખતે થતા શ્રોતા મંડળને અપાય છે.

પ્રાચીન શોધખોળ કરતાં પૂર્વે સમિતિ-તંત્ર કેવું હતું તે ઘણી સારી રીતે જાણી શકાય છે. "પ્રાચીન સમાજમાં સર્વથી વધારે મહત્ત્વપૂર્ણ તંત્ર હિંદુરાજ્ય શાસ્ત્ર—(ક્ષાત્રધર્મ, દંડનીતિ, અર્થશાસ્ત્ર, રાજધર્મ, રાજનીતિ, નય, નીતિ આદિ અનેક નામ છે) માં સમિતિ તંત્ર હતું. સમિતિને ઘણી સંસ્થાઓની માતા કહી શકાય તેમ છે.

'વેદોના સમયમાં જનસમૂહને 'વિશઃ' કહેવામાં આવતો કે જેમાંથી 'વૈશ્ય' શબ્દની ઉત્પત્તિ થઇ છે. આ વિશઃ (વિટ્) 'જનો'માં વિભક્ત હતા. સાર્વજનિક વાતો પર વિચાર કરવા માટે સંપૂર્ણ વિશઃ એકત્રિત થતા હતા. આને 'સમિતિ' એ નામ આપવામાં આવતું હતું. (જૂઓ ઋક્ ૧,૯૫,૮;૯,૯૨,૬; ૧૦,૧૬૬,૪ પ્રત્યાદિ). સમિતિથી ઘણી નાની સંસ્થા ૧૦ કે ૧૫ વિશોની એક બીજી સંસ્થા હતી કે જેને 'સભા' એ નામ આપવામાં આવ્યું હતું. અથર્વવેદના એક મંત્રમાં સમિતિ અને સભા બે બહેનો હતી એમ કહેવામાં આવ્યું છે (૭,૧૨). એમ જણાય છે કે સમિતિની તરફથી સભા સાર્વજનિક બાબતોનો પ્રબંધ કરતી હતી. સમિતિ અને સભામાં વાગ્મી-વક્તા હોવાની લાલસા બધાને રહેતી હતી. અથર્વવેદમાં આ સંબંધે મંત્ર આપેલા છે (૨,૨૭;૭,૧૨).

'પૂર્વોલ્લિખિત 'જનો' પ્રારંભમાં કેવલ પાંચ હતા કે જે સમષ્ટિ રૂપે 'પંચજનાઃ' કહેવાય છે. આ પાંચે જન એક જ જાતિનાં અંગ હતાં અને સર્વ પોતાને 'આર્યાઃ' કહેતા હતા. 'પંચજનાઃ' ના સમિતિ તંત્ર પરથી પંચાયતનું નામ અત્યાર સુધી ચાલ્યું આવ્યું છે. જેટલી હિંદુ જાતિ પ્રાચીન છે તેટલી પંચાયતી પ્રથા પુરાણી છે એટલે કે એમ પણ કહી શકાય કે વેદ જેવી અનાદિ છે.

'સમયે સમયે સમિતિ તંત્રથી નીચે લખેલી સંસ્થાઓનો ઉત્પત્તિ થઇ છે.

(ક) વિદ્યાધ્યયનને માટે 'ચરણ' અથવા 'પરિષદ્'
(ખ) ન્યાય અને વ્યવહારને માટે ન્યાય-'સભા'
(ગ) રાજ્ય કાર્યને માટે સચિવોની 'મંત્રિ-પરિષત્'
(ઘ) આર્થિક જીવનમાં 'સંભૂય સમુત્થાન' એટલે વણિક્ જનોની કંપનીઓ, તથા કાર્યકરોની 'શ્રેણિયે.'
(ઙ) પારમાર્થિક જીવનમાં ભગવાન્ બુદ્ધ મહાવીર પ્રભૃતિના ધર્મ-'સંઘ' કે જે આધુનિક મઠ-તંત્રમાં-વિહારમાં ચાલ્યા આવ્યા છે.
(ચ) ગ્રામ્યજીવનમાં વૈદિક 'ગ્રામણિ'-તંત્ર કે જેથી સાંપ્રત ગ્રામપંચાયત ઉદ્ભવેલાં છે.
(છ) નાગરિક જીવનમાં શ્રેણી-સભા.
(જ) રાજ્યજીવનમાં ગણતંત્ર યા સંઘ રાજ્ય.*

**વાચનાનો ખરો અર્થ.**

વાચનાનો અર્થ કદી પણ પરિષદ્ કે એવું મંડળ થતો જ નથી અને જૈનોની પરિભાષામાં પણ તેવો અર્થ નથી, પરંતુ સામાન્ય અર્થ વાંચન (Reading) છે તે જ જૈનોએ પોતાની પરિભાષામાં સ્વીકારેલો છે. આના પ્રમાણમાં ઉતરતાં આપણને મૂળ મગધ પરિષદ્ની ઉપર જણાવેલી વાતને લંબાવવી પડશે.

તે પરિષદ્ (સંઘ) માં બારમું અંગ (દૃષ્ટિવાદ) કોઈની પાસેથી પ્રાપ્ત થયું નહિ તેથી નેપાલમાં ધ્યાનાર્થે સ્થિત થયેલા ભદ્રબાહુ સ્વામીને તે સમગ્ર અંગ કંઠસ્થ હોવાથી તેમને સંઘે કહેવરાવ્યું કે અહીં આવી દૃષ્ટિવાદની વાચના દેવી પડશે; પણ તેઓએ બાર વર્ષ ચાલે તેવા મહાપ્રાણ નામના ધ્યાનનો આરંભ કર્યો હતો તેથી બની શકશે નહિ એમ કહેવરાવ્યું, આથી સંઘની 'ઉદ્ઘાટન' એટલે

---

* શ્રીયુત કાશીપ્રસાદ જયસવાલ એમ. એ. બાર-ઍટ-લૉના એ લેખ પરથી.

સંઘ બહારની શિક્ષા પોતાને થાય એવું જણાયું ત્યારે તેમણે કહેવરાવ્યું કે:—

मयि प्रसादं कुर्वाणः श्री संघः प्रहिणोत्विह।
शिष्यान्मेधाविनस्तेभ्यः सप्त दास्यामि वाचनाः ॥ ६७ ॥

तत्रैकां वाचनां दास्ये भिक्षाचर्यात आगतः।
तिसृषु कालवेलासु तिस्रोऽन्या वाचनास्तथा ॥ ६८ ॥

सायाह्नप्रतिक्रमणे जाते तिस्रोऽपरा पुनः।
सेत्स्यत्येवं संघकार्यं मत्कार्यस्याविबाधया ॥६९॥

—પરિશિષ્ટ પર્વ.

—'જો મારા પર કૃપા કરી વિદ્વાન્ શિષ્યોને સંઘ મારી પાસે મોકલાવે તો હું તેને સાત વાચના આપીશ. તેમાંની એક વાચના ભિક્ષાચર્યા કરી આવ્યા પછી, ત્યાર પછીની ત્રણ કાલવેલાએ, બીજી ત્રણ વાચના, અને સવાર સાંજના પ્રતિક્રમણ (દૈવસિક અને રાત્રિક) કરવાની વખતે બીજી ત્રણ વાચના કરી આપીશ, કે જેથી મારા કાર્યને બાધા થયા વગર સંઘનું (અભીષ્ટ) કાર્ય પણ થશે.'

આ પછી સંઘે સ્થૂલભદ્રાદિ પાંચસો સાધુને મોકલ્યા કે જેને,

तान् सूरि र्वाचयामास तेऽप्यल्पा वाचना इति।
उद्भज्येयुर्निजं स्थानं स्थूलभद्रस्त्ववास्थितः ॥ ७१ ॥

—સૂરિએ અલ્પ વાચના વાંચી, આથી તેઓ ઉદ્વેગ પામી નિજ સ્થાને ગયા, જ્યારે સ્થૂલભદ્ર ત્યાં જ-તેમની પાસે જ રહ્યા, અને તે (બારમા અંગમાં અંતર્ગત) દશ પૂર્વ શીખ્યા (જ્યારે અંગમાં કુલ ચૌદ પૂર્વ છે) વગેરે...

આ જ પ્રમાણે જયાનંદ સૂરિના સ્થૂલભદ્ર ચરિત્રમાં છે. જેમ કે:—

भीतोऽवक् सोपराधं मे संघोऽमु क्षाम्यतु ध्रुवम्।
उत्तमानां यतः कोपाः प्रणामान्ताः प्ररूपिताः ॥१९५॥

शिष्यान् प्रेषयतु प्राज्ञान् पाठयाम्यशठो यथा।
श्री जिनाज्ञेव संघाज्ञा मान्या मानवतामपि ॥१९६॥

संज्ञाभूम्या गतस्त्वेका मेकां भिक्षाक्षणागतः।
कालवेलाक्षणे चौमे तिस्रश्चावश्यके तथा ॥१९७॥

एवं सप्ताह्नि दास्येऽहं वाचनाः शिष्यसंहतेः।
ध्यानमध्येऽपि येनोक्तः परार्थः स्वार्थतोऽधिकः ॥१९८॥

વગેરે વગેરે.

અને આ સંબંધે પ્રાચીન પ્રમાણ તરીકે ઉપદેશપદમાં હરિભદ્ર સૂરિ પ્રાકૃત ગાથામાં જણાવે છે કે:—

मा उग्घाडह पेसह साहुणो उज्जुया सुमेहाए।
दिवसेण सत्त पडिपुच्छणाओ दाहामि जा झाणं॥
एगा भिक्खाउ समागयस्स दिवसल्लकाल वेलाए
बीआ तइया सण्णा वो सग्गे काल वेलाए॥
दिवस्स भावणीओ चउत्थिगा वासए कए तिन्नि
तो थूलभद्दपमुहा मेहावीणं तया पंच॥
पत्ता तस्स समीवे पडिपुच्छाए य वायणं लिंती।
एक्कसि दोहिं तिहिं वा न तरंतव धारिउं जाहे॥

—(ભદ્રબાહુએ કહ્યું) 'મને સંઘ બહાર નહિ કરો, પણ જે સારી બુદ્ધિવાળા-મેધાવી સાધુઓ હોય તેમને અહીં મોકલાવો તો હું મારા ધ્યાન પર્યંત દરરોજ સાતવાર તેમની પૃચ્છાના જવાબ (પ્રતિપૃચ્છા) આપતો રહીશ. એક પ્રતિપૃચ્છા ભિક્ષાએથી પાછા ફરીને કરીશ, બીજી મધ્યાન્હની કાલવેલાએ કરીશ, ત્રીજી સંજ્ઞાના ઉત્સર્ગે કરીશ, ચોથી સાંજની કાળવેળાએ કરીશ, અને બાકીની ત્રણ સૂતી વખતે કરીશ. ત્યારે સંઘે સ્થૂલભદ્ર વગેરે પાંચસો બુદ્ધિમાન્ સાધુઓને ત્યાં મોકલાવ્યા. તેમના પાસેથી પ્રતિપૃચ્છા વડે વાચના લેવા લાગ્યા. તેઓમાંના ઘણાએ એકવાર બેવાર તથા ત્રણવાર સાંભળ્યાં છતાં અવધારી શક્યા નહિ.

[ત્યાર પછી બધા ચાલ્યા જાય છે, અને સ્થૂલભદ્ર રહી તેમની પાસેથી દશ પૂર્વથી કંઇક ન્યૂન જેટલું શીખે છે એ વાત આવે છે.]

વાચના આપનાર 'વાચનાચાર્ય' કહેવાય છે. સંબંધે વજ્રસ્વામી કે જેનો જન્મ વીરાત્ ૪૯૬ થયો હતો તેના સંબંધની ટૂંક કથાનો ભાગ આપવામાં આવે છેઃ—

'બાલ્યાવસ્થામાં પદાનુસારિણી લબ્ધિના બળથી ની મુખે સાંભળીને અગ્યાર અંગનું જેણે અધ્યયન છે, અને જેને આઠ વર્ષની ઉમરે ગુરૂ ( સિંહ-રે ) એ દીક્ષા આપેલી છે એવા વજ્રસ્વામી ની સાથે વિહાર કરતા હતા. એક દિવસ વજ્ર-મીને ઉપાશ્રયમાં મૂકી સર્વ સાધુઓ ગોચરીએ ક્ષાર્થે) ગયા હતા. અવસરે વજ્રસ્વામીએ સઘળા નેઓની ઉપધિઓ (આસન વિગેરે ઉપકરણો )ને બંધ ગોઠવી તેમાં મુનિઓની 'સ્થાપના' કરીને નિઓ બેઠા છે એમ માનીને) પોતે વચમાં બેસી ટે સ્વરે આચારાંગાદિની વાચના આપતા હોય ન બોલવા લાગ્યા. તે અવસરે 'સ્થંડિલ ભૂમિ'થી ર્ધ શંકા કરી) આચાર્ય આવ્યા. ઉપાશ્રયનાં રણાં બંધ જોઇને ગુરૂએ ગુપ્ત રીતે અંદર જોયું તો જ્રસ્વામી સર્વ મુનિઓની 'ઉપાધ' ને એકઠી કરી ત્રશુદ્ધિથી ભણાવતા હતા. ગુરૂએ ચિંતવ્યું કે જો હું એકદમ બારણું ઉઘડાવીશ તો તે શંકિત શે' એમ વિચારી મોટે સ્વરે 'નિસિહ' એ પ્રમાણે ણવાર શબ્દોચ્ચાર કર્યો. એ સાંભળી ગુરૂ આવ્યા કે એમ જાણી વજ્રસ્વામીએ લઘુલાઘવી કલાએ એકદમ દરેક ઉપધિને તેને સ્થાને મૂકી દઇને બારણું ઉઘાડ્યું. ગુરૂએ વિચાર્યું કે 'આ પુરૂષ રત્નમાં આટલું બધું જ્ઞાન છે, માટે આનું જ્ઞાન અજાણપણામાં ન જાઓ' એવું વિચારી બીજે દિવસે સિંહગિરિ આચાર્ય કંઇ કાર્યનું મિષ કરીને બીજે ગામ જવાને ઉદ્યુક્ત થયા. તે વખતે સાધુઓએ પૂછ્યું કે 'હે સ્વામી! અમને વાચના કોણ આપશે?'—ગુરૂએ કહ્યું કે 'આ વજ્ર નામના લઘુ મુનિ તમને વાચના આપશે.' તેઓએ કહ્યું 'તહત્તિ' (એટલે તથેતિ, બહુ સારૂં). તે વખતે 'આ બાલક અમને શું વાચના આપી શકશે?' એવી શંકા પણ તેઓએ કરી નહિ. ગુરૂ બીજે ગામ ગયા. શિષ્યોએ સિદ્ધાંતની વાચના વજ્રમુનિ પાસે લીધી. અધ્યયન બહુ સારી રીતે થયું. પછી ગુરૂ મહારાજ પધાર્યા અને શિષ્યોને પૂછ્યું 'કાંઇ અધ્યયન થયું કે કેમ?' તેઓએ કહ્યું 'અધ્યયન બહુ સારી રીતે થયું, થોડા દિવસમાં ઘણો અભ્યાસ થયો; માટે હવે પછી આ વજ્રસ્વામીજ અમારા વાચનાચાર્ય થાઓ.' એ પ્રમાણે સાધુઓએ અરજ કરવાથી ગુરૂએ વજ્ર મુનિને આચાર્ય પદ આપ્યું અને વાચનાચાર્ય તરીકે સ્થાપ્યા."

—ઉપદેશમાળા ભાષાંતર પૃ. ૧૫૪-૧૫૫.

વાચનાચાર્ય સંબંધે પરિશિષ્ટ પર્વમાં ઉપર્યુક્ત વજ્રસ્વામીના સંબંધેનું નીચે પ્રમાણે કથન શ્રી હેમચંદ્રાચાર્ય કરે છેઃ—

इत्याचार्या विभाव्यार्यो शिष्येभ्योऽकथयन्निति ।
यास्यामो ग्राममसुकं द्वित्राहं तत्र नः स्थितिः ॥
व्यजिज्ञपन्गुरुं योगप्रतिपन्नाश्च साधवः ।
भगवन्! वाचनाचार्यस्तत्कोऽस्माकं भविष्यति'॥
'वज्रो वो वाचनाचार्यो भवितेत्यादिशद् गुरुः ।
भक्तत्वादविचार्यैव प्रत्यपद्यन्त ते तथा ॥
'प्रातःकृत्यं कायोत्सर्गं वाचना ग्रहणादिकम् ।
कर्तुं ते साधवो वज्रं निषद्यायां न्यपादयन् ॥

વગેરે.

વળી વિશેષમાં જૈન તત્વજ્ઞાન જેમાં સૂત્રબદ્ધ સમાવ્યું છે અને તેથી જેમાં જૈન પરિભાષા સર્વ આવી જાય છે એવા તત્ત્વાર્થ સૂત્ર ( રચનાર શ્રીમદ્ ઉમા સ્વાતિ કે જે વીરાત્ ૨૪૫ માં દેહોત્સર્ગ કરનાર આર્ય મહાગિરિના શિષ્ય થતા હતા ) માં કર્મનો નાશ કરનાર તપને જણાવેલું છે, પછી તે તપ બાહ્ય અને અંતરંગ એમ બે પ્રકારે જણાવી અંતરંગ તપના છ પ્રકારમાં સ્વાધ્યાયને એક પ્રકાર ગણાવી તે સ્વાધ્યાયના પાંચ ભાગમાંથી પહેલા ભાગને વાચના કહેવામાં આવેલ છે.

वाचनाप्रच्छनानुप्रेक्षाम्नाय धर्मोपदेशाः

अध्यायः ९ सूत्रं । २५

આના પર ભાષ્ય એ છે કે—

स्वाध्यायः पंचविधः । तद्यथा । वाचना प्रच्छनं अनुप्रेक्षा आम्नायः धर्मोपदेश इति । तत्र वाचनं शिष्याध्यापनम् । प्रच्छनं ग्रन्था-

र्थयोः । अनुप्रेक्षा ग्रंथार्थयोरेव मनसाभ्यासः। आम्नायो घोषविशुद्धं परिवर्त्तनं गुणनं रूपदानमित्यर्थः । अर्थोपदेशो व्याख्यानमनुयोगवर्णनं धर्मोपदेश इत्यप्यार्थान्तरम् ॥

અને તે પરની સર્વાર્થસિદ્ધિ નામની ટીકા એમ જણાવે છે કે—

निरवद्यग्रंथार्थोभयप्रदानं वाचना । संशयच्छेदाय निश्चित बलाधानाय वा परानुयोगः प्रच्छना । अधिगतार्थस्य मनसाऽभ्यासोऽनुप्रेक्षा । घोषशुद्धं परिवर्त्तनमाम्नायः। धर्मकथाद्यनुष्ठानं धर्मोपदेशः । स एष पंचविधः स्वाध्यायः किमर्थः । प्रज्ञातिशयः प्रशस्ताध्यवसायः परमसंवेगस्तपोवृद्धिरतिचारविशुद्धिरित्येवमाद्यर्थः ॥

ઉક્ત ઉમાસ્વાતિ કૃત પ્રશમરતિ નામના ગ્રંથની ટીકામાં જણાવ્યું છે કે—

स्वाध्यायः पंचधा—वाचना पृच्छना अनुप्रेक्षा आम्नायः धर्मोपदेशश्च । तत्र वाचना आलापकदानं, संजातसंदेहपृच्छनं(पृच्छना), अनुप्रेक्षा मनसा परिवर्तनमागमस्य, आम्नाय आत्मानुयोगकथनं, धर्मोपदेश आक्षेपणी विक्षेपणी संवेदनी निर्वेदनी चेति कथा धर्मोपदेशः ।

દેવગુપ્તાચાર્ય પ્રણીત નવતત્ત્વ પ્રકરણ પરની ટીકામાં કથન એ છે કે—

वाचना शिष्याणां कालिकोत्कालिकसूत्राद्यालापकप्रदानम् । प्रच्छना सूत्रार्थसंदेहाद्यपनोदाय प्रच्छनम् । परावर्त्तना पूर्वाधीतग्रंथगुणना । अनुप्रेक्षा पुरावगतसूत्रार्थस्य मनसाऽभ्यसनं चिन्तनमित्यर्थः । धर्मकथा धर्मप्रतिबद्धसूत्रार्थकथनं व्याख्यानमिति ॥

આમાં સામાન્ય રીતે અર્થ જણાવીએ તો સ્વાધ્યાયના પાંચ પ્રકાર છે. (૧) વાચના, પઠન, શાસ્ત્રાધ્યયન (Reading), (૨) પૃચ્છના-પૃચ્છન એટલે ગ્રંથના અર્થ તથા પાઠને પ્રશ્નપૂર્વક સંદેહ દૂર કરવા અર્થે પૂછવા (Inquiry) (૩) પરાવર્તના-આમ્નાય-શીખેલું સંભારી જવું (Recollection, revision, recapitulation) (૪) અનુપ્રેક્ષા-અર્થચિંતન; ગ્રંથના અર્થ ઉપર મનનો અભ્યાસ-મનનું ચિંતવન-એકાગ્ર મનથી વિચાર કરવો તે (Pondering over the meaning, reflection)—આ ચાર સ્વાધ્યાયમાં વાચન, મનન અને નિદિધ્યાસનો સમાવેશ થાય છે. શ્રવણનો સમાવેશ જો કે પૃચ્છનામાં અલ્પાંશે થાય છે છતાં તેનો ખાસ વિશિષ્ટ રીતે સમાવેશ કરવા સ્વાધ્યાયનો પાંચમો પ્રકાર કહેલો છે તે (૫) ધર્મોપદેશ—(અર્થોપદેશ, વ્યાખ્યાન, અનુયોગવર્ણન, ધર્મકથા) એટલે ધર્મના વ્યાખ્યાનનું શ્રવણ કરવું.

આ પરથી સમજાયું હશે કે પરિષદ્‌નું કે એકત્રિત થયેલા મંડળનું જૈન પારિભાષિક નામ 'વાચના' હતું એમ કહેવું એ ભ્રમયુક્ત છે. તેના વાસ્તવિક અર્થો તેની વ્યુત્પત્તિ પ્રમાણે વાંચન (Reading) પઠન, શિષ્યોને શિખવવું,-ગ્રંથનો પાઠ અને અર્થ એમ બંને આપવા,—આલાપક એટલે આળાવા (સૂત્રના ખંડો) એક પછી એક શિખવતી વખતે શિષ્યને આપવા વગેરે ઉપર જણાવેલા આધાર પ્રમાણે છે. આની વિશેષ પુષ્ટિમાં 'વાચના' એજ અર્થમાં ઘણે સ્થળે વપરાયેલ છે, પણ વિસ્તાર ભયથી ઉદાહરણો આપવાનું યોગ્ય નથી ધાર્યું.

આ સાથે ઉમેરવાનું પ્રાસંગિક છે કે ઉપર્યુક્ત પાટલિપુત્રમાં અંગ નિમિત્તે સંઘ (પરિષદ્) મળ્યો ત્યાર પછી તેજ નિમિત્તે મથુરામાં તેમજ વલભિપુરમાં સંઘ મળ્યો હતો અને તે બંનેની 'વાચના' પ્રકારમાં સ્વાભાવિક રીતે કંઇ ન્યૂનાધિક હોય તેથી તે બંનેનાં વાંચનને 'માથુરી વાચના' અને 'વાલભી વાચના' અનુક્રમે કહેવામાં આવે છે. જો કે ત્યાર પછી તે બંનેનું સંમિશ્રણ થઇ એક વાચના થઇ

હતી, એટલે બધાના પાઠ એક સરખા કરવામાં આવ્યા હતા.

ઉપર્યુક્ત વલભીપુરમાં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે (વીરાત્ ૯૮૦ અથવા ૯૯૩) સાધુનું સંમેલન ભરી જૈન સૂત્રો-અંગોને લેખારૂઢ કર્યાં હતા એમ તે સંબંધી જણાવવામાં આવ્યું છે. (સં. ૧૯૩૩ના આત્મ પ્રબોધનું ભાષાંતર પૃ. ૮૪).

આમ ત્યારે (૧) 'મગધની પરિષદ્' (૨) 'સંઘ' અને (૩) 'વાચના' એ બાબતોમાં ગુજરાતી પત્રમાંના વિદ્વાન અવલોકનકારનો ભ્રમ જણાશે.

પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ. } મોહનલાલ દલીચંદ
પર્યુષણપર્વ. તા. ૯-૯-૧૫ } દેશાઇ.

---

# મધ્યકાલીન સાહિત્ય પર સાક્ષર શ્રી કૃષ્ણલાલભાઇ

## ઉપોદ્‌ઘાત

[ આનંદકાવ્ય મહોદધિનું સાતમું મૌક્તિક છપાઈ ગયાને એક વર્ષ થઇ ગયું છે પણ હજુ પ્રકટ થયું નથી. તેમાં વિક્રમસત્તરમા સૈકામાં થયેલા ત્રણ જૈન કવિઓ નામે કુશલલાભ કૃત મારૂઢોલા ચોપઇ અને માધવાનલ કામકુંડલા ચોપઇ, જયવિજય કૃત શુકન ચોપઈ અને સમયસુંદર કૃત ચાર પ્રત્યેક બુદ્ધરાસ આવેલ છે. કાવ્યો અને કવિઓ સંબંધી વિગતવાર વિવેચન અમોએ કર્યું છે અને તે પર વિદ્વત્તાયુક્ત ઉપોદ્‌ઘાત સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કૃપા કરી લખી આપેલ છે તે સર્વ નવેંબર ૧૯૨૫માં છપાઇ ગયેલ છે. હવે તુરતજ પ્રસિદ્ધકર્તા શેઠ જીવણચંદ સાકરચંદ ઝવેરી પોતાના બે બોલ લખવાના હોય તે લખીને પ્રસિદ્ધ કરી જનસમક્ષ મૂકશે એવી આશા રાખીશું. આ ઉપોદ્‌ઘાતને બહાર આવવામાં બહુ વિલંબ થયો છે તેથી વધુ વિલંબ થાય તે અંતવ્ય ધારી તેમાંનો ઉપયોગી ભાગ અમે અત્ર પ્રકટ કરીએ છીએ. તંત્રી. ]

ગુજરાતી સાહિત્યના મધ્ય યુગ અને તેની પણ પૂર્વના યુગ માટે આજથી પચ્ચીસ વર્ષપર જે જે અભિપ્રાયો બંધાએલા તે, નવાં નવાં પુસ્તકો હાથ લાગવાથી કાલક્રમે બદલાતા ગયા છે. દાખલા તરીકે નરસિંહમહેતાને આદિ કવિનું સ્થાન આપવામાં આવતું, અને સાથે સાથે એવો પણ અભિપ્રાય આપવામાં આવતો કે નરસિંહ મહેતાના સમય પહેલાં ગુજરાતી સાહિત્ય હતુંજ નહિ; તેનો આરંભ નરસિંહ મહેતાનાં કાવ્યોથીજ થયો. એ અભિપ્રાય ભૂલ ભરેલો માલમ પડયો છે. વળી વાર્તાના સાહિત્ય માટે સામળભટ્ટને મુખ્ય પદ આપવામાં આવતું તે પણ યોગ્ય ન હતું એમ સમજાય છે. ખુદ પ્રેમાનંદનાં કાવ્યોનું વસ્તુ પણ એના પુરોગામી કવિઓની કૃતિઓમાંથી મળી આવે છે. ઘણાં પ્રાચીન કાવ્યો જે અપ્રસિદ્ધ પડી રહેલાં તે પ્રસિદ્ધિમાં આવવાથી જૂના અભિપ્રાય ફેરવી નવા બાંધવામાં આવ્યા છે, અને હાલ જે અભિપ્રાય બંધાયા છે તે પણ સ્થાયિ નથી, કારણ હજુ જૈન ભંડારોમાં અને જૈનેતર વ્યક્તિઓનાં કબજામાં એટલા બધા અપ્રસિદ્ધ લેખો પડી રહેલા છે કે તે જેમ જેમ પ્રસિદ્ધ થતાં જશે તેમ તેમ હાલ બાંધેલા અભિપ્રાય પણ ફેરવવા પડશે. આપણા જૂના સાહિત્ય સંબંધે હાલનો જમાનો અનિશ્ચિતપણાનો-transitional period નો છે. અંગ્રેજીમાં Chaucer અને Spenser નાં તેમજ તેમના વખતના બીજા નાના કવિઓનાં કાવ્યો સઘળાંજ પ્રસિદ્ધ થઇ ગએલાં હોવાથી જૂના અંગ્રેજી સાહિત્ય વિષે નિશ્ચયપૂર્વક અભિપ્રાય બાંધી શકાય; રૂદકી અને એવાજ બે ચાર બીજા કવિઓની કૃતિ સંપૂર્ણપણે બહાર આવેલી હોવાથી અસલી ફારસી સાહિત્યના ગુણદોષ વિશે નક્કીપણે વિચાર દર્શાવી શકાય; પરંતુ જૂના ગુજરાતી તેમજ મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય વિશે તેમ કહેતાં હવે ખંચાવું પડે છે, તેનું કારણ દિવસે દિવસે અજવાળામાં આવતાં નવાં નવાં સાધન. નરસિંહ, સામળ, પ્રેમાનંદની

બાબતમાં, આવાં સાધનને અભાવે બાંધેલો આપણો મત એટલો તો જડ ઘાલી બેઠેલો છે કે, તે ફેરવતાં આજે પણ ઘણાના અંતઃકરણને આઘાત થતો હશે. વિજ્ઞાનશાસ્ત્ર અને બીજા શાસ્ત્રીય વિષયોની બાબતમાં પણ એમજ થાય છે. નવી શોધને આધિન થઇ જૂના સિદ્ધાંતો ફેરવવા પડે છે. મધ્યયુગ તથા તેની પૂર્વની ગુજરાતી સાહિત્યની ખરેખરી સ્થિતિથી હજુ હાલ આપણે સંપૂર્ણ રીતે જ્ઞાત નથી, એવું હવે કહેવુંજ પડશે. એ સ્થિતિનું ખરું ચિત્ર આલેખવા માટે આપણે ધારીએ છીએ કે આપણી પાસે પૂરતાં સાધન છે, પરંતુ વસ્તુસ્થિતિ તેમ નથી, એમ લાગે છે, કારણ કોઇ અમુક વિષય માટે આપણે એવું ધારી બેસીએ કે તે સંબંધી કૃતિ તો કોઇ જૈનેતર લેખકનીજ છે, અને અંતે કોઇ અપ્રસિદ્ધ લેખ એવો નિકળી પડે કે જે કોઇ સમર્થ જૈન લેખકને હાથે લખાયો હોય. માધવાનળ કામકંદલાની લોકકથાનો પ્રથમ પ્રબંધ ભરૂચ પાસે આમોદના કાયસ્થ કવિ નરસી સુત ગણપતિએ સંવત ૧૫૭૪ માં બનાવેલો, અને જ્યાં સુધી આ જૈનકૃતિ પ્રસિદ્ધિમાં નહિ આવેલી ત્યાં સુધી માત્ર એ લોકકથા સંબંધે એ એકજ ગ્રંથ લખાયલો સમજાતો. જૂના ગુજરાતી સાહિત્યના બંધારણમાં તથા તેના વિકાસમાં બ્રાહ્મણ, વાણીઆ, શ્રાવક અને જૈન સાધુઓએ મુખ્ય ભાગ લીધેલો છે, એટલે કે જૈનેતર તેમજ જૈન એ બંને કોમોએ સાહિત્યને ખીલવવામાં મદદ કરી છે. એ બેમાંથી એકજ કોમે એવો દાવો કરવો કે એ સાહિત્ય હમારા વડેજ જીવતું રહ્યું છે તે કેવળ પ્રમાદ છે. જૂના ગુજરાતી સાહિત્યનો સિલસિલાબંધ સંબદ્ધ (connected) ઇતિહાસ લખવો હોય તો જૈનોથી જૈનેતરની કૃતિ તરફ અને જૈનેતરથી જૈનોની કૃતિ તરફ દુર્લક્ષ થઇ શકે નહિ. અમુક વિષયો સંબંધે બંને કોમોએ એકજ નદીના મૂળમાંથી પાણી લીધેલું; એટલે કે, સંસ્કૃત ગ્રંથપર આધાર રાખેલો. અમુક બાબતમાં વિચારની પરસ્પર આપ લે થએલી. (they acted and reacted on each other) એટલે ખરા ઇતિહાસની રચનામાં તો એ બંને કોમની કૃતિની આલોચના થવી જોઇએ. ખરૂં જોતાં તો વખત એવો આવી લાગ્યો છે કે જૂના ગુજરાતી સાહિત્યનું ખરૂં ભાન કરાવવા માટે સાહિત્યમાં રસ લેતા અભ્યાસિને જેટલું જૈનેતર વર્ગના આચાર, વિચાર અને ધર્મનું જ્ઞાન હોવું જોઇએ તેટલુંજ જૈનોના આચાર, વિચાર તથા ધર્મનું હોવું જોઇએ. એ પરિચય આવશ્યક છે. એ ન હોય તો દ્રષ્ટિબિંદુ ખોટું રહેવાનું (this perspective would be false) અને સાહિત્યના ચિત્રપર પડતું તેજ, (Light) અથવા તેને ઢાંકતી, ઝાંખું દેખાડતી, તેજહીનતા (Shades) બરાબર સમજવાના નહિ. ઢાલની એક બાજુ અત્યાર સુધી જોવામાં આવતી. હવે બે બાજુ જોવી પડે છે ને પડશે. એ બીજી બાજુ જોવાનાં સાધન આનંદકાવ્ય મહોદધિનાં મૌક્તિક પૂરાં પાડે છે, અને તેટલે દરજ્જે તે ઘણો કીમતી મદદ કરે છે, એ નિઃસંશય છે.

સાતમા મૌક્તિકના કવિઓના સમયની, તેમના જીવનની, તેમની કૃતિઓની માહીતી રા. મોહનલાલ દલીચંદ દેસાઇએ પોતાના નિવેદનમાં આપી છે. એ લેખ ઘણી મહેનત અને કાળજીથી તેમજ ઘણાં સંશોધનબાદ એમણે તૈયાર કર્યો છે, તેની સાબિતી લીટીલીટીએ દેખાઇ આવે છે. એ વિસ્તારપૂર્વક લખાએલા લેખને લીધે ઉપોદ્‌ઘાત લખનારની મહેનત ઘણે દરજ્જે ઓછી થઈ છે, પ્રસ્તુત કવિઓને લગતી લગભગ સંપૂર્ણ માહીતી એમાંથી મળી આવશે.

× × ×

ખરી રીતે તો આ કાવ્ય (માધવાનલ કામ કુંદલા ચોપઇ) તેમજ બીજા કાવ્ય માટે માત્ર પાઠાંતર બતાવીજ પ્રસિદ્ધ કર્તાઓએ સંતોષ માનવાનો નથી. પરંતુ તેને સટીક બનાવવા જોઇએ [critically edit કરવાં જોઇએ.] શબ્દાર્થ આપવા જોઇએ. જો એ બધી ક્રિયાઓ તેને સંબંધે કરવામાં આવે તોજ એ "મૌક્તિકો" ની ઉપયોગીતા, એની કીંમત, એનું "પાણી" વધે. બાકી કેવળ text છાપવાથી તે કાવ્યો લોકપ્રિય તો નહિજ થાય. જૈન સાધુત્વ સંપૂર્ણ અંશે પાળવા છતાં સંસારનું જ્ઞાન સંસારીઓને પણ ટપી જાય એવા ઉંડા પ્રકારનું બનાવે છે. કુશલલાભની શૃંગારસની જમાવટ એ

માહીતીની એક સાબિતી છે, વેશ્યાની રહેણી કરણી, વેશ્યાના આચાર વિચાર, વગેરેનું પ્રકરણ જાણે અંગત માહીતીનું પ્રતિબિંબ હોય એમ લાગે છે, જો કે વિશેષ વિચાર કરતાં એમ જણાશે કે એ બધા વિષયોનું ઝીણામાં ઝીણી તપસીલ સાથેનું વિવેચન સંસ્કૃત ગ્રંથોમાં મળી આવે છે, અને કવિએ માત્ર તેનું અનુકરણ કીધેલું, તેનો આધાર લીધેલો.

× × ×

આ યુગના જૈન સાહિત્યમાંનાં ફારસી શબ્દોનો ઉપયોગ જોકે ઘણી છૂટથી નહિ તો પણ મધ્યમ અંશે જોવામાં આવે છે. આ અરસામાં જૈન સાધુશ્રી હીરવિજય સૂરી અકબર બાદશાહ પાસે ઘણા જતી સાધુ વગેરેનો સાથ લઈ ગયેલા અને ત્યાં અતિ માન પામેલા; કેટલાક સાધુઓ તો ઠેઠ કાશ્મીર સુધી બાદશાહ સાથે ગએલા. અકબરના પુત્ર જહાંગીરે પણ એ રીવાજ એટલે કે જૈન સાધુઓને પોતાના દરબારમાં બોલાવવાની રીત ચાલુ રાખેલી. ફારસી બોલતા મોગલોના આવા ગાઢ સંસર્ગમાં આવવાથી સાધુઓ જેઓ સાહિત્યરસિક હતા તેમની, ભાષા પર તેની અસર થયા વગર રહે નહિ, અને તે થઇજ અને તેથી જો કે તે હતા તો મ્લેચ્છ ભાષાના શબ્દ, છતાં તે વડે દર્શાવવાના ભાવ તે બરાબર દર્શાવી શકતા હતા તેથી તેને સત્કાર આપી પોતાની ભાષામાં સાંકળી લીધા. બાગ, મેવો, સોદાગર, ખવાસણ, ઇતબાર, ફોજ; સબજ (ફા. લીલું), નેજા (ફા. ભાલો), વગેરે બીજા ઘણા શબ્દો એ કવિઓની કૃતિમાંથી જડી આવે છે.

---

# એક શૃંગારિક ગીત.

[ કર્તા—જૈન કવિ ડુંગરસી. સંગ્રાહક-સ્વ. મણિલાલ બકોરભાઈ વ્યાસ.

। રાગ મલ્હાર ।

દાદર મોર મહુર સર બોલઇ, વરસતિ ચિહુદસિ ધારા;
અહિનસિ અનંગ ઉતાપઇ હોવલિંભ, પાવસ પ્રેમ પીઆરા ॥

॥ દ્રૂપદ ॥

પ્રીઉ પરિ આંગણઈ જાન ન દેસું, શવગુણ કરી લાલણ લેસું । પ્રીઉ૦ ॥૧॥
રોયંતાં મુઝ રયણ વિહાણી, નયણે નીદ ન આઈ;
બાપીયડઉ[1] મુઝ સબ્દ સુણાવઇ, વિરહણી વિરહ જગાવઇ । પ્રીઉ૦ ॥૨॥
ભણતિ નલહરિરાયાં તન્ન, પદમની પ્રાણ આધાર,
કસ્તૂરાદિ રાણી વર સેજિ સંભોગિક, ડુંગરસી પ્રઉદારા ॥ પ્રીઉ૦ ॥૩॥

# The Genealogy of the Jagat Seths of Murshidabad.

[A paper submitted by Babu Puranchand Nahar M. A. L.,L. B. of 48 Indian Mirror Street Calcutta, before the Fifth Indian Historical Records Commission, Calcutta 1923.]

The object of this paper is to supply a more or less complete and authentic genealogical table with a brief note on that Indian Family the fame of whose wealth had become almost mythical. The record of the services and the cordial relation of the ancestors of the family with the British Government at the beginning of their administration in Bengal, are facts too well-known and we find a good deal of information from the records already published, dealing with the doings and the History of the Jagat Seths, both in their relation to the Mahomedan Rulers of the Province as well as the British Power. During my search for unpublished Jain inscriptions and manuscripts, buried in Bhandars or with other private individuals, I came across a genealogical table with notices of the various members of this most interesting family. The latest account of the House of Jagat Seth has been published in Vols. XX & XXII of "Bengal, Past and Present" a journal of the Calcutta Historical Society, compiled by late Mr. J. H. Little, Headmaster of the Nizamut Madrassa at Murshidabad. It is now some six years ago in 1916 when I visited this gentleman after his return from England where he had been to collect all the available materials from the India Office for the compilation of a complete and accurate history of the family. At his request I prepared a genealogical tree mainly from materials then with me. Mr. Little was only too eager to accept my table as more complete and correct than other existing ones and to revise his compilation accordingly as will be seen from his letter dated the 16th January, 1916. (Ex. A); but unfortunately his short but promising career suddenly came to a close by his untimely death. Consequently the genealogical table prepared by me could not be incorporated in his work. I, however, take this pleasant opportunity to bring to light the result of my researches from materials not easily accessible to non-Jain scholars.

The Jagat Seths belong to the Oswal Sect of the Jains. It will require a whole volume to trace the history of the Sect which means history of conversion of the Rajput clans of Marwar, following Vedic religion, to Jainism. It will do for the purposes of this paper to say that the Sect derived its name from the place of its first conversion, still known as Osian in Jodhpur State, an account

of which may be found in the Archaeological Survey of India Reports P. II. for 1908-09 (pp. 100-115). The gotra name of the family is *Gelhra* and the tradition is that one Girdhar Singh of Guhlot (Khichi) clan of the Rajputs, was converted to Jainism by Acharya Jina Hansa Suri towards the beginning of the 16th century and the family gotra was named after Gelaji, son of Girdhar Singh, The members belong to Parswanath ? Parswachandra, Gachcha of the Jain church. Of the ancestors, we find mention of Sing Raj. his son Akhay Raj and his grandson Karam Chand in the genealogical tree (App. I of "The House of Jagat Seth" by Mr. Little) without any other information regarding them. Next we find Shah Hiranand, an inhabitant of the town of Nagore in Marwar, leaving his native place to seek his fortune in the East. He reached Patna in the Hijri year 1042 corresponding to Vikram Samvat 1709 (1652 A. D.) on the 3rd day of the full moon of the month of Baisakh. He settled there and breathed his last in the year 1768 V. S. (1711 A. D.) on the fourth day of the full moon of the month of Magh. He left behind him seven sons and one daughter. It is only from the colophon of an illustrated Ms.—"Bhupal Chaturvinsatika" Kavya (Ex. B) written at the instance of Manik Devi, first wife of Seth Manik Chand, fifth son of Shah Hiranand that we find a correct genealogy from Hiranand down to his sons and grandsons. The Ms. is not dated but supplies us names in order of seniority which is not found even in the Hindi Note-book preserved in the family and translated by Mr. Little in Appendix II of his article. Another Ms. (Ex. C) also written for the use of the said Manik Devi, is dated V. S. 1777 (1720 A.D.) in the month of Falgun, second day of the new moon, Friday. My next source of information like the aforesaid note-book is a brief account of the family, collected together and written in Nagri character by a relation of late Jagat Seth Indra Chand with dates both in Hijri and Samvat eras. It was handed over to me by my late father Rai Setab Chand Nahar Bahadur, but I have presented the same to his descendant, keeping a copy of it myself (Ex. D).

As regards inscriptions, Hunter's Statistical Account of Bengal", IX, P. 264, quoted by Mr. Little, mentions names of Shugol Chand and Hoshiyal Chand. But this is not correct. The images and the foot-prints on the Paresnath Hills bear the name of Khusal Chand Birani, a member of the same gotra as Manik Devi. Also I have not come across the inscription dated 1815 with the name of Rup Chand Jagat Seth as mentioned by Hunter. Except the Firmans as

mentioned below, granted in the names of the Jagat Seths as head of the Jain Community in Bengal in connection with their sacred places, there does not exist any image or footprint on Paresnath Hills with Prakrit or Sanskrit inscription mentioning the names of any of the Jagat Seths. My research, however, has revealed the name of that religious lady, Manik Devi, in the pedestal of a silver image preserved in the family temple of the Jagat Seths at Mahimapur with the name of her husband Seth Manik Chand. This inscription is dated V.S. 1776. (1719 A. D.). It is published as No. 76 in my yalume of "Jaina Inscriptions"—P. I, (p. 19). Two inscriptions Nos. 59 & 60 (Ex. E & F) bearing the same date V. S. 1830 (1774 A. D.) are from the pedestals of two beautiful massive Jaina images of black stone, worshipped in Kiratbagh temple, about a mile north of Jiaganj in the District of Murshidabad Both of them mention names of Jagat Seth Fateh Chand of Gelrha gotra, his son Seth Anand Chand and his daughter Ajabo Bai who is married to Udai Chand, son of Kamal Nayan of Gandhi gotra. Two other inscriptions Nos. 61 & 62 (Ex. G & H) of the same date are from footprints in the same temple and give names of Kamal Nayan, Udai Chand and Ajobo Bai only. The next important inscription (Ex. I) also of the same date, is found on a stone foot-print in a temple on the Rajgir Hills being No. 260 of my volume. This mentions both the name of the gotra of the family as well as the names of Jagat Seth Fateh Chand, his son Anand Chand and his grandson Mahatap Rai with his wife Jagat Sethani Sringar Devi, the donor. There is another slightly earlier inscription (No. 86) of V. S. 1811 (1754 A. D.) It gives names of three generations from Sabha Chand of Gokhru gotra to Muhkam Singh, ancestors of late Raja Shiva Prashad, C. S. I. of Benares. Sabha Chand is son of Rai Udai Chand of Agra, father of the first Jagat Seth Fateh Chand; taken in adoption by his maternal grandfather, Seth Manik Chand. Udai Chand married Dhan Bai the only sister of Seth Manik Chand and daughter to Shah Hiranand who first settled in Patna. I have seen his charming residence and Kuthi (place of business) situated on the bank of the river Ganges at Patna. His son Seth Manik Chand who removed from Patna with his adopted son, Fateh Chand, opened his firm at Dacca in V. S. 1757 (1700 A. D.) and with the change of capital finally settled at Mahimapur in Murshidabad. With the transfer of the seat of Government from Murshidabad to Calcutta, the Seths had their firm opened in Calcutta in the centre of business at Barabazar and the

place is still popularly known as Jagat Seth's Kuthi in Khengrapati Street.

The next historical records of the family are the Firmans granted at times by the Delhi Emperors beginning from Furrackshyar conferring the title of "Seth" and "Jagat Seth" to members of the family at different dates. There are other Firmans and Parwanas issued by the reigning sovereigns of Delhi in connection with the grant of certain places of pilgrimage including the whole mountain of Pareshnath Hills to the Jagat Seths being holy places of worship to the Jain Swetambars to which sect they belong. These are in the possession of the manager of Paresnath Hills and their translations are published by me in the "Epitome of Jainism" in App. B (h, i & j). These supply names of Jagat Seth Mahtaub Rai, Jagat Seth Khusal Chand and Sukhal Chand with dates.

With these materials mainly I have prepared the following genealogical table :—

# GENEALOGICAL TABLE OF






*Prepared by*

**Puran Chand Nahar,**

**1923.**

Ex. A.

NAWAB BAHADUR'S INSTITUTION.

Murshidabad.

16th January 1916.

Dear Mr. Nahar.

Many thanks for your kindness in sending me an impression of the inscription in the temple at Bhagulpore. I shall incorporate it in my book on the family of Jugat Seth as soon as the head of the family arranges for the publication of the book. I shall be very glad to receive a copy of the genealogical tree which you very kindly intend to send me. With best wishes for the success of your antiquarian and literary labours on behalf of the Jain Community and with kind regards.

Yours sincerely,

(Sd.) J. H. Little.

INSCRIPTIONS.

(No. 76)

*Text.*

सं. १७७६ वैशाख शुक्र ५ तिथौ। ओशवाल वंशीय श्रेष्ठ श्री माणिकचंदजी स्वधर्म पत्नी माणिक देवी प्रतिष्ठितं श्रीमत् चतुर्विंशति जिनविंबं चिरं जयतात्॥ श्रेयोस्तुः॥ भद्रं भवतुः॥

*Translation*

In the Vikram year 1776, on the 5th day of the full-moon in the month of Baisakh, Manik Devi, wife of Seth Shri Manik Chandji of Oswal clan, caused the auspicious image of the twenty-four Jinas to be made May It be ever victorious and may it bring prosperity and goodness.

Ex. E.

(No. 59).

*Text.*

L. 1. श्री सं. १८३० माघ शुक्र ५ चन्द्रे श्री पार्श्वचन्द्र गच्छे उ० श्री हर्षचंदजी नित्यचन्द्रजीत्कानामुपदेशेन।

L. 2. ओसवंशे गांधी गोत्रे साहजी श्री कमल नयनजी तत्पुत्र सा० उदय चन्द्रजी तत्धर्मपत्नी तथा ओस वं० गहलडा गोत्रे जगत्सेठजी श्री फतेचन्द्रजी तत्पुत्रसेठ।

L. 3. आणन्द चंद्रजी तत्पुत्री बाइ अजबोजी श्रीमत्पार्श्वनाथ विंबं कारापितं। प्रतिष्ठितं च वि० सूरिभिः श्री भानुचन्द्रेणेति आचंद्रार्कचिरं नन्दतात् भद्रं भूयाच्च श्रियं।

*Translation.*

In the auspicious Vikram year 1830, on Monday the 5th day of the full-moon of the month of Magh, at the advice of Upadhyaya Shri Harsha Chandraji and Nityachandraji of the Parswa Chandra Gachcha, Bai Ajaboji, wife of Shah Udai Chandraji, son of Shahji Shri Kamalnayanji of the Gandhi gotra of Osa (Oswal) clan and daughter of Seth Anand Chandraji, son of Jagat Seth Shri Fateh

Chandraji of Gahalara gotra of Osa (Oswal) clan, caused the image of the venerable Parswanath to be made and duly consecrated by Shri Bhanuchandra Suri. May it ever bring happiness till the sun and the moon last and may it bring goodness and prosperity.

Ex. F.

(No. 60).

*Text.*

L. 1. श्री सं. १८३० माघ शुक्र ५ चन्द्रे श्री पार्श्वचंद्र गच्छे उ० श्री हर्षचंद्रजी नित्यचन्द्रजी त्कानामुपदेशेन ।

L. 2. ओस वं० गांधी गोत्रे सा० श्री कमल नयन तत्पुत्र सा० उदय चंद्रजी तत्धर्मपत्नी तथा ओस वंशे गहलडा गोत्रे ।

L. 3. जगत्सेठ श्री फतेचंद्र जी तत्पुत्र सेठ आनन्दचन्द्र तत्पुत्री वाइ अजवोजी श्री वासुपूज्य विंवं कारपितं प्र० सूरि श्री भानुचन्द्रेणेति भद्रं भूयाच्छिवं सदा ॥

*Translation.*

In the auspicious Vikram year 1830, on Monday the 5th day of the full-moon of the month of Magh, at the advice of Upadhyaya Shri Harsha Chandraji and Nitya Chandraji of the Parswa Chandra Gachcha, Bai Ajaboji wife of Shah Udai Chandraji; son of shahji Shri Kamalnayanji of the Gandhi gotra of Osa (Oswal) clan and daughter of Seth Anand Chandraji son of Jagat Seth Shri Fateh Chandraji of gahalara gotra of Osa (Oswal) clan caused the image of the venerable Vasupujya consecreated by Shri Bhanu Chandra Suri. May it ever bring goodness and welfare.

Ex. G.

(No. 61).

*Text.*

L. 1. सं. १८३० वर्षे माघ शुक्र ५ चन्द्र- वासरे ओस वंशे गांधी गोत्रे सा० श्री कमल नयन जी तत्पुत्रो सा० ।

L. 2. उदयचन्द जी तद्भार्या वाइ अजवोजीकेन श्री प्रथम आर्यदिन्न गणधर पादुका कारापितं ॥

*Translation.*

In the Vikram year 1830 on Monday the 5th day of the full-moon of the month of Lagh, Bai Ajabojo, wife of shah Udai Chandji, son of Shah Shri Kamalanayanji, of the Gandhi gotra of Osa (Oswal) clean, caused the foot-print of Aryadinna, first Ganadhar (of Shri Parswanath.)

(Ex. H).

(No. 62).

*Text.*

L. 1. स. १८३० वर्षे माघ शुक्र ५ सोमे गांधी गोत्रे सा० श्री कमल नयन जी तत्पुत्र सा०

L. 2. श्री उदयचन्द्र जी तत्धर्मपत्नी बाइ अजवोजीकेन श्री वासुपूज्य प्रथम सुभूम गणधर

L. 3. पादुका कारापितं ।

*Translation.*

In the Vikram year 1830, on Monday the 5th day of the full-moon of the month of Magh, Bai Ajaboji, wife of Shah Udai Chandji, son of *Shah Shri Kamalanayanji* of the Gandhi gotra of Osa (Oswal) clan, caused the foot-print of Subhoom, first Ganadhar (of Shri Vasupujya).

Ex. I.

(No. 260).

*Text.*

L. 1. श्री सम्वत १८३० शुक्र ५ चन्द्रे ओसवंशे गहलड़ा गोत्रे जगत्सेठ जी श्री फतेचन्द्रजी तत्पुत्र सेठ आणंद चन्दजी तत्पुत्र जगत्सेठ

L. 2. जी श्री महताब रायजी तद्धर्म पत्नी जगत्सेठाणीजी श्री शृंगारदेजी श्रीमदेकादश गणधर पादुका कारापितं । स्था० राजगृह नगरोपरि वैभार गिरौ॥

*Translation.*

In the auspicious Vikram year 1830 on Monday the 5th day of the full-moon of the month of Magh, *Jagat Sethani Shri Sringardevi*, wife of Jagat Sethji Mahatab Raiji, son of Seth Anand Chandji, son of Jagat Sethji, Shri Fateh Chandji of Gahalara gotra of Osa (Oswal) clan, caused the foot-print of the eleventh Ganadhar to be made and placed on *Vaibhar Hills* in city of Rajgir.

*(No. 86).*

*Text.*

ओं भगवते नमः ॥ सम्वत अठारहसै ग्यारह (१८११) कृष्ण द्वादशी भृगु वैशाख। ओसवाल कुल गोत्र गोखरु श्रीमज्जैन धर्मकी साख ॥ सभाचन्दके अमरचन्द सुत तिन सुत मुहकम सिंह सुनाम । तिनके धाम राय मन्दिर यह भागीरथी तीर विश्राम ॥

*Translation.*

Om. obeisance to the Almighty. In the *Vikram* era 1811 on *Friday* the twelvth day of the new-moon of the month of Baisakh, Muhkum singh of good repute, son of Amar Chand, son of Sabha Chand of Gokhru gotra of Oswal clan, following the teachings of the auspicious Jain religion, built this house of peace, situate on the bank of Bhagirathi.

## FIRMANS.

( h )

(Firman of Emperor Ahmed Shah, *dated 1752 A. D., fifth year of his* reign).

In the name of the Purest,
Highest in Station.

Seal.

Be it known to the Officers and Managers of the present and future

